

# ભજનસારસિંધુ.

પ્રથમાવૃત્તિના પ્રગટ કર્ત્તા,


**માંડણભાઇ રામજી પટેલ**

"કુમાર જ્ઞાતિ પ્રકાશ"ના પ્રસિદ્ધ કર્ત્તા.


---

સુધારા વધારા સહિત દ્વિતીયાવૃત્તિના

પ્રગટ કર્ત્તા


**જીવરામ માંડણભાઇ પટેલ.**

કચ્છ — અંજાર.



સંવત ૧૯૮૩ ] પ્રત ૧૦૦૦ [ ઇ. સ. ૧૯૨૭.




**કિંમત રૂપિયા ૩—૮—૦**

ધી બૅંગો ફાઇન આર્ટ્સ પ્રિન્ટિંગ વર્ક્સ

( ૫૬/૧, કેનીંગ સ્ટ્રીટ, કલકત્તા. ) માં

અંબાલાલ શનાભાઇ પટેલે પ્રકાશક માટે છાપ્યું.





આ પુસ્તક મળવાનું ઠેકાણું :—

નાનજી ગોકુળ પરમાર,

બુક સેલર.

ઝરીઆ. ( માનભૂમ ).

# ઉપોદ્‌ઘાત.

---

શ્રી પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી તેમજ વડિલોના પુન્ય પ્રતાપથી શ્રી 'ભજનસારસિંધુ' ની દ્વિતીયાવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો મંગળમય અવસર પ્રાપ્ત થયો છે. આજે મુમુક્ષુ જનોને તે અમૃત સિંધુમાં નિમજ્જન કરવાનું નિમંત્રણ કરતાં મને અત્યંત હર્ષ થાય છે.

શ્રુતિ, સ્મૃતિ તેમજ શાસ્ત્ર પુરાણો અવલોકતાં એમ જણાયછે કે આ જીવને 'જ્યારે મોંઘેરો મનુષ્ય દેહ મળે છે ત્યારે પ્રથમતો તેણે પુરૂષાર્થ ચતુષ્ટયની સિદ્ધિ મેળવવી જોઇએ. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થમાં પહેલાં ત્રણ સાધન છે, અને ચોથો 'મોક્ષ' એ સાધ્ય છે. કોઇ પણ ઉપાયે 'મોક્ષ' મેળવવો અર્થાત્‌ જન્મ મરણાદિથી નિવૃત્ત થવું એજ મનુષ્ય માત્રનું ધ્યેય હોવું જોઇએ. દેશ, કાળ, ક્રિયા અને પાત્રાદિની વિવિધતાને લઇને 'મોક્ષ' નાં સાધનોનો ભેદ યોજાયલોછે; તોપણ સહુનું ધ્યેય તો 'મોક્ષ' પ્રાપ્તિનુંજ હોય છે. આ ઇષ્ટ સિદ્ધિ માટે **कलौ कीर्त्तनात्** એ શાસ્ત્ર વાક્યાનુસાર કલિયુગમાં કીર્ત્તન ભક્તિ શ્રેષ્ઠ સાધન ગણાયું છે; અને તેથી વર્તમાન યુગમાં તેનુંજ પ્રાધાન્ય જોવામાં આવે છે. મહાન ઋષિ મુનિઓએ પણ ભક્તિની મહત્તા મુક્ત કંઠે ગાઇછે; અને તેને 'મોક્ષ' નાં અપૂર્વ સાધન તરીકે વર્ણવી છે.

પરંતુ આ ભક્તિ પણ સર્વસુલભ નથી. એ પ્રેમ ભક્તિની દુર્લભતા શ્રી નારદ મુનિએ પોતાનાં 'ભક્તિ સૂત્ર' ના પ્રારંભમાંજ **अथातो भक्ति जिज्ञासा** થી જણાવીછે; સારાંશ કે ધર્મ, જ્ઞાન અને વૈરાગ્યાદિનો પૂર્ણ પરિપાક થાયછે ત્યારેજ મનુષ્યને ભક્તિયોગની પ્રાપ્તિ થાય છે. ભજન કીર્ત્તન કરતાં કરતાં મનુષ્યને જ્યારે રોમાંચ, પ્રસ્વેદ તથા હર્ષાશ્રુ વગેરે ભાવોનો આવિર્ભાવ થાય છે અને જ્યારે તે પોતાપણાંને છેક ભૂલી જઇ શ્રી ઇષ્ટ પરમાત્મા સાથે એકતા સાધે છે ત્યારે જે દિવ્યાનંદ તે અનુભવેછે તે ખરેખર અવર્ણનીય છે. સમર્થ

# ઉપોદ્ઘાત.

---

શ્રી પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી તેમજ વડિલોના પુન્ય પ્રતાપથી શ્રી 'ભજનસારસિંધુ' ની દ્વિતીયાવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો મંગળમય અવસર પ્રાપ્ત થયો છે. આજે મુમુક્ષુ જનોને તે અમૃત સિંધુમાં નિમજ્જન કરવાનું નિમંત્રણ કરતાં મને અત્યંત હર્ષ થાય છે.

શ્રુતિ, સ્મૃતિ તેમજ શાસ્ત્ર પુરાણો અવલોકતાં એમ જણાયછે કે આ જીવને જ્યારે મોંઘેરો મનુષ્ય દેહ મળે છે ત્યારે પ્રથમતો તેણે પુરૂષાર્થ ચતુષ્ટયની સિદ્ધિ મેળવવી જોઇએ. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થમાં પહેલાં ત્રણ સાધન છે, અને ચોથો 'મોક્ષ' એ સાધ્ય છે. કોઇ પણ ઉપાયે 'મોક્ષ' મેળવવો અર્થાત્ જન્મ મરણાદિથી નિવૃત્ત થવું એજ મનુષ્ય માત્રનું ધ્યેય હોવું જોઇએ. દેશ, કાળ, ક્રિયા અને પાત્રાદિની વિવિધતાને લઇને 'મોક્ષ' નાં સાધનોનો ભેદ યોજાયલોછે; તોપણ સહુનું ધ્યેય તો 'મોક્ષ' પ્રાપ્તિનુંજ હોય છે. આ ઇષ્ટ સિદ્ધિ માટે **कलौ कीर्त्तनात्** એ શાસ્ત્ર વાક્યાનુસાર કલિયુગમાં કીર્ત્તન ભક્તિ શ્રેષ્ઠ સાધન ગણાયું છે; અને તેથી વર્તમાન યુગમાં તેનુંજ પ્રાધાન્ય જોવામાં આવે છે. મહાન ઋષિ મુનિઓએ પણ ભક્તિની મહત્તા મુક્ત કંઠે ગાઇછે; અને તેને 'મોક્ષ' નાં અપૂર્વ સાધન તરીકે વર્ણવી છે.

પરંતુ આ ભક્તિ પણ સર્વસુલભ નથી. એ પ્રેમ ભક્તિની દુર્લભતા શ્રી નારદ મુનિએ પોતાનાં 'ભક્તિ સૂત્ર' ના પ્રારંભમાંજ **अथातो भक्ति जिज्ञासा** થી જણાવીછે; સારાંશ કે ધર્મ, જ્ઞાન અને વૈરાગ્યાદિનો પૂર્ણ પરિપાક થાયછે ત્યારેજ મનુષ્યને ભક્તિયોગની પ્રાપ્તિ થાય છે. ભજન કીર્ત્તન કરતાં કરતાં મનુષ્યને જ્યારે રોમાંચ, પ્રસ્વેદ તથા હર્ષાશ્રુ વગેરે ભાવોનો આવિર્ભાવ થાય છે અને જ્યારે તે પોતાપણાંને છેક ભૂલી જઇ શ્રી ઇષ્ટ પરમાત્મા સાથે એકતા સાધે છે ત્યારે જે દિવ્યાનંદ તે અનુભવેછે તે ખરેખર અવર્ણનીય છે. સમર્થ

શાસ્ત્રકારો પણ એ આનંદનું યથાર્થ નિરૂપણ કરતાં જ્યારે થાકી જાય છે ત્યારે તેઓ 'નેતિ' 'નેતિ' નો આશ્રય લઈ વિરમી જાય છે. આ આનંદાનુભવ માટે શાસ્ત્રકારોએ શ્રવણ કીર્ત્તનાદિ નવધા ભક્તિની યોજના કરેલીછે, જે આધુનિક યુગમાં 'મોક્ષ' પ્રાપ્તિનાં મુખ્ય અંગો થઇ પડ્યાં છે.

ભારતવર્ષની પવિત્ર ભૂમિમાં અનેક ભકત કવિઓ થઇ ગયા છે કે જેમણે ગંગા યમુના તુલ્ય ભક્તિ રસની કાવ્ય સરિતાઓ ઠેર ઠેર વહેવડાવી મૂકીછે. આજે તે પતિતપાવની સરિતાઓમાં ભવારણ્યના ત્રિતાપથી તપ્ત થયેલાં મનુષ્યો સ્નાન કરી પરમાનંદ અનુભવી રહ્યાંછે. ભક્તિ રસના અધિકારી મુમુક્ષુઓથી ધન્ય થયેલી ગુર્જર ભૂમિમાં પણ નરસિંહ મેહેતા, મીરાંબાઇ આદિ પ્રભુના પરમ ભકતોએ વિહાર કરેલો છે; અને તેમણે પણ પોતાનો ભક્તિ પ્રવાહ રેલાવી આ પુણ્ય ભૂમિને સુસમૃદ્ધ કરીછે. આ અમૃત રસનું પાન કરવા કરાવવામાં ભાવિક ગુર્જર પ્રજા પોતાને કૃતાર્થ માને છે.

આવા પ્રેમી ભક્તજનોને ઉપયોગી થઇ પડે તેવો એક સરસ ભજન સંગ્રહ તૈયાર કરી પ્રસિદ્ધિમાં મૂકવાની મારા સ્વ. પૂજ્ય પિતાશ્રી માંડણભાઇને ઇચ્છા થયેલી જે ઉપરથી તેમણે પોતાના વિદ્વાન મિત્ર અંજાર નિવાસી કવિશ્રી ગૌરીશંકરભાઇ જયશંકર વોરાની સહાયથી કાવ્ય દોહનાદિક જે જે પ્રસિદ્ધ સંગ્રહો તેમના જોવામાં આવ્યા તેમાંથી તેમજ કેટલાક સંત પુરૂષો તથા ભકતજનો પાસેથી નીતિ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ રસથી ભરપુર તેમજ બોધક પદો કે જે કોઇપણ પુસ્તકમાં છપાયલાં નહતાં તેની હસ્ત લિખિત પ્રતોમાંથી તેમજ કેટલાંક કંઠસ્થ સાહિત્ય ઉપરથી એક અપૂર્વ સંગ્રહ તૈયાર કર્યો; પરંતુ અફસોસ કે પોતાના પરિશ્રમનાં ફળરૂપ શ્રીભજનસારસિંધુ મુદ્રિત થઇ તૈયાર થાય તે પહેલાં તેમનો અમર આત્મા આ નશ્વર સંસારનો પરિત્યાગ કરી સ્વધામનિવાસી થયો.

શ્રી 'ભજનસારસિંધુ' ની પ્રથમાવૃત્તિ છપાવી જ્યારે ગુર્જર પ્રજાના કરકમળમાં મૂકવામાં આવી ત્યારે તે અત્યંત લોકપ્રિય થઇ પડી. જોકે તેને બહોળા પ્રમાણમાં ખપાવવાનો પ્રયત્ન કરવામાં ન આવેલો, છતાં તેની માગણી તો અવાર નવાર થયાજ કરતી હતી અને

પ્રથમાવૃત્તિ બિલકુલ ખલાસ થઈ ગઈ છતાં તેની માગણી જેવી ને તેવીજ ચાલુ રહેવાથી મને મારા પિતાશ્રીનું એ પુણ્ય કાર્ય તેમના આત્માની પ્રસન્નતા માટે ચાલુ રાખવાનો વિચાર ઉદ્ભવ્યો, કે જેને પરિણામે પ્રથમાવૃત્તિનું પુનરાવલોકન તેમજ આવશ્યક સુધારા વધારા કરી પુસ્તક પ્રેસમાં મૂકવા માટે તૈયાર કર્યું. આ સુધારા વધારા વિષે પણ અત્રે કેટલુંક કહી દેવું જોઈએ.

આ પુસ્તકમાંનાં પદો બીજા સંગ્રહોમાં જ્યાં જ્યાં જોવામાં આવ્યાં ત્યાંથી તેનો મુકાબલો કરી આવશ્યક સ્થળે ઘટતો સુધારો કર્યોછે; તેમજ શુદ્ધાશુદ્ધ પર પણ બનતું લક્ષ આપ્યું છે; તોપણ પદોમાંની મૂળની ખુબી મારી ન જાય તે દૃષ્ટિબિંદુ પણ વિસારવામાં આવ્યું નથી. પ્રથમ વિભાગમાં કવિઓનો ક્રમ કકાવાર ગોઠવવામાં આવ્યો હતો તેજ ક્રમ આમાં પણ જાળવવામાં આવ્યો છે; માત્ર તેમાં જે ખામી જોવામાં આવી તે દૂર કરીછે. બીજા વિભાગમાં તો આ ગોઠવણ હતીજ નહિ, જે આ વખતે દાખલ કરેલીછે. વળી પ્રથમાવૃત્તિમાં છપાયલાં ઉપરાંત બીજાં પણ કેટલાંક સુંદર પદો ભકતજનો પાસેથી તેમજ અન્ય સંગ્રહોમાંથી મળી શકયાં તે ઉમેરવામાં આવ્યાંછે. આ ઉમેરાથી તેમજ આ વખતે કાગળો પણ જાડા વાપરવાથી પુસ્તક વધારે દળદાર થયું છે; આથી તેને બે વિભાગમાં જુદું જુદું છપાવવા વિચાર કરેલો પરંતુ તેમ કરવા જતાં તેની કિંમત વધી જાય તેમ હતું તેથી પ્રથમની પેઠે એકજ પુસ્તકાકારે બહાર પાડી વાંચકો સમક્ષ રજુ કર્યું છે. જો બે વિભાગ જુદા કરી છપાવવાની હવે પછી માગણી થશે તો તૃતીયાવૃત્તિ વખતે તે સંબંધમાં યોગ્ય કરીશું.

આ પુસ્તક લાંબા વિચાર પછી કલકત્તામાં છપાવવું અનુકુળતા, ભર્યું જણાયુંછે અને તે સંબંધી દરેક કાર્ય મારા પરમશુભેચ્છક સુરબ્બી શ્રીયુત મનજીભાઇ ગોવામલ ભાઇ કે જેમને મારા પૂજ્ય પિતાશ્રીએ મારી સગીર વયમાં વહીવટ ચલાવવા ટ્રસ્ટી નીમેલા અને મારા પિતાશ્રીના પરલોકગમન પછી પ્રથમાવૃત્તિનું બાકી રહેલું કાર્ય પણ જેમની દેખરેખ નીચે પૂરૂં થયેલું, તેમણે સહર્ષ કરાવી આપેલું છે જે માટે હું તેમનો ઋણીછું. પુસ્તકનું મેટર સુધારવામાં શ્રી રતનલાલભાઇ લક્ષ્મીશંકર અંતાણીએ મને મદદ કરી છે;

તેમજ પ્રુફ તપાસવાનું કાર્ય કલકત્તાનિવાસી શ્રી લાલશંકર મથુરભાઈ યાજ્ઞિક તેમજ ધી ઓમ્બે ફાઇન આર્ટસ પ્રિન્ટીંગ વર્કસના માલેકો શ્રી અંબાલાલભાઈ તથા પુરુષોત્તમભાઈએ કરી આપેલું છે તથા પુસ્તકને લગતાં કેટલાંક કામ કાજમાં શ્રી કાલીદાસભાઇ ચુનીલાલ મને મદદ રૂપ થયા છે જે માટે તેઓ સર્વેનો આભારી છું. તે શિવાય જે જે ભકતજનો પાસેથી તેમજ ગ્રંથોમાંથી સહાય લીધીછે તે ભકતો અને ગ્રંથકર્તાઓનો પણ ઉપકાર માનુંછું.

પુસ્તકનું મેટર તેમજ પ્રુફ બનતી કાળજીથી જોવાયલું છે તેમ છતાં નજરદોષ વગેરેથી જે ભૂલો રહી જવા પામીછે તેનું શુદ્ધિ—વૃદ્ધિ પત્ર અન્યત્ર આપવામાં આવ્યું છે. આ એક મારો નમ્ર પ્રયાસ છે જેથી આ પુસ્તકમાં વિવેકી વાંચકોને જે કાંઇ દોષ માલુમ પડે તે માટે તેઓ ક્ષમા આપવાની સાથે જે ઉપયોગી સૂચના કરશે તેનો સાભાર સ્વીકાર કરી તૃતીયાવૃત્તિ વખતે તે સંબંધમાં ઘટતું કરવામાં આવશે.

પૃથ્વી પરનાં અમૃત તુલ્ય ભકિત રસનો ભાવિક હૃદયોમાં ઉદય થાય અને ભકત જનોને તેથી પુષ્ટિ મળે એજ આ કલ્યાણકારી શ્રીભજનસારસિંધુની પ્રસિદ્ધિનો હેતુછે. પ્રથમાવૃત્તિ માફકજ આમાંપણ કમાણી નો લગારે ઉદ્દેશ રાખવામાં આવ્યો નથી, બલ્કે આ પુસ્તક જેમ બને તેમ સસ્તું થાય તેવી બનતી કોશેશ કરીછે. ગુર્જર પ્રજા આ પુસ્તકનો લાભ લઈ ભકિતરસામૃતનું પાન કરો અને શ્રી ઇષ્ટ પરમાત્માનો અવિનાશી આનંદ અનુભવો એવી પ્રાર્થના સહિત વિરમું છું,

વિ. સં. ૧૯૮૩,<br>કૃષ્ણ જન્માષ્ટમી.<br>અંજાર—કચ્છ

પ્રગટકર્ત્તા.

# અનુક્રમણિકા.



——:o:——

અનુક્રમાંક | | | | પૃષ્ઠાંક

## ભીમનલાલ મંગળદાસ ગ્રંથાલય.
## ગુજરાતી સાહિત્ય પરિષદ.

[ ૩૬ ] છોટાલાલ. ૬ )



[ ૩૭ ] જયકૃષ્ણ, ( ૫ )

અનુક્રમાંક પૃષ્ઠાંક

અનુક્રમાંક પૃષ્ઠાંક

[ ૫૬ ] દયારામ ( ૨૫ )



[ ૫૭ ] કવિવર દલપતરામ ડાહ્યાભાઇ ( ૩ )

અનુક્રમાંક. પૃષ્ઠાંક.

[ ૫૮ ] દેવકૃષ્ણ ( ૧૮ )



[ ૫૯ ] દેવાઇત પંડિત ( ૧ )



[ ૬૦ ] દેવાનંદ ( ૧૬ )

| અનુક્રમાંક | | પૃષ્ટાંક |
|---|---|---|

અનુક્રમાંક પૃષ્ઠાંક

[ ૭૭ ] નારાયણ. ( ૨ )



[ ૭૮ ] નિમાનંદ. ( ૧ )



[ ૭૯ ] નિર્મળદાસ. ( ૫ )



[ ૮૦ ] નિરાંતદાસ ( ૨૪ )

## [ ૮૧ ] નિષ્કુળાનંદ. ( ૧૧ )



## [ ૮૨ ] નંદદાસ. ( ૭ )

[૧૦૧] બ્રહ્માનંદ બીજો (૧૯)

અનુક્રમાંક. પૃષ્ઠાંક

[ ૧૩૦ ] રણછોડ ( ૧૧ )



[ ૧૩૧ ] રણધીર ( ૧ )



[ ૧૩૨ ] રતનો ( ૩ )



[ ૧૩૩ ] રતનો ભગત. ( ૫૯ )

[ ૧૩૪ ] રવિદાસ. ( ૪૧ )

[ ૧૪૧ ] રામ સિંઘજી. ( ૨ )



[ ૧૪૨ ] રામ સેવક. ( ૭ )

અનુક્રમાંક — પૃષ્ઠાંક

[ ૧૫૫ ] વેણીદાસ. ( ૧ )



[ ૧૫૬ ] વેરો સાહેબ. ( ૧૩ )



[ ૧૫૭ ] શામ. ( ૨૩ )

અનુક્રમાંક પૃષ્ટાંક

[ ૧૯૯ ] સૂરદાસ. ( ૯૬ )

અનુક્રમાંક — પૃષ્ટાંક

અનુક્રમાંક　　　　　　　　　　　　　　　　　　　　પૃષ્ટાંક

[ ૧૭૭ ] હરિસિંગ. ( ૫ )



[ ૧૭૮ ] હાથીરામ. ( ૧ )



[ ૧૭૯ ] હિમો. ( ૧ )



[ ૧૮૦ ] હોથા. ( ૨ )



પરચુરણ. ( ૧૧ )

---

## ભાગ ૨ જો.

### [ ૧૮૧ ] આત્મારામ. ( ૧ )



### [ ૧૮૨ ] ગોવિંદદાસ. ( ૫ )



### [ ૧૮૩ ] ગોવિંદરામ. ( ૧ )



### [ ૧૮૪ ] છોટમ. ( ૧ )

અનુક્રમાંક પૃષ્ઠાંક



तत्सत् परमात्मने नमः

॥ सत्यमेव जयते ॥

# ॥ मंगलाचरणम् ॥

## गणपतिनी स्तुति.

### अनुष्टुप् छंद.

प्रणम्य शिरसा देवं गौरीपुत्रं विनायकम् ।
भक्तावासं स्मरेन्नित्यमायुष्कामार्थसिद्धये ॥ १ ॥
प्रथमं वक्रतुंडं च एकदन्तं द्वितीयकम् ।
तृतीयं कृष्णपिङ्गाक्षं गजवक्त्रं चतुर्थकम् ॥ २ ॥
लंबोदरं पंचमं च षष्ठं विकटमेव च ।
सप्तमं विघ्नराजं च धूम्रवर्णं तथाष्टमम् ॥ ३ ॥
नवमं भालचंद्रं च दशमं तु विनायकम् ।
एकादशं गणपतिं द्वादशं तु गजाननम् ॥ ४ ॥
द्वादशैतानि नामानि त्रिसंध्यं यः पठेन्नरः ।
न च विघ्नभयं तस्य सर्वसिद्धिकरं परम् ॥ ५ ॥
विद्यार्थी लभते विद्यां धनार्थी लभते धनम् ।
पुत्रार्थी लभते पुत्रान्मोक्षार्थी लभते गतिम् ॥ ६ ॥

श्लोकः

सुमुखश्चैकदंतश्च कपिलो गजकर्णकः ।
लंबोदरश्च विकटो विघ्ननाशो विनायकः ॥ १ ॥

---

## શ્રી સરસ્વતિની સ્તુતિ:

शार्दूलविक्रीडित वृत्त.

शुक्लां ब्रह्मविचारसारपरमामाद्यां जगद्व्यापिनी ।
वीणापुस्तकधारिणीमभयदां जाड्यांधकारापहाम् ॥
हस्ते स्फाटिकमालिकां विदधतीं पद्मासने संस्थितां ।
वन्दे तां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदां शारदाम् ॥ १ ॥

---

## શ્રી વિષ્ણુના મંદિરે જતાં નીચે પ્રમાણે સ્તુતિ કરવી.

मंदाक्रांता वृत्त.

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं ।
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम् ॥
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यं ।
वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ॥ १ ॥

---

## ચરણામૃત લેતાં બોલવાનો.

श्लोकः

अकालमृत्युहरणं सर्वव्याधिविनाशनम् ।
विष्णोः पादोदकं पीत्वा शिरसा धारयाम्यहम् ॥ १ ॥

## પરિક્રમાનો

श्लोकः

यानि कानि च पापानि मेरुतुल्यशतानि च ।
तानि तानि विनश्यन्तु प्रदक्षिणपदे पदे ॥

---

## શ્રી શંકરનાં દર્શન કરવા જતાં નીચે પ્રમાણે સ્તુતિ કરવી

मालिनी वृत्त.

असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे ।
सुरतरुवरशाखालेखिनी पत्रमूर्वी ।
लिखति यदि ग्रहीत्वा शारदा सर्वकालं ।
तदपि तव गुणानामीश पारं न याति ॥ १ ॥

भुजंगी छंद

प्रभुं प्राणनाथं विभुं विश्वनाथं जगन्नाथनाथं सदानंदभाजाम्
भवद्भव्यभूतेश्वरं भूतनाथं शिवं शंकरं शंभुमीशानमीडे ॥ १ ॥

---

## પ્રભાતમાં સૂર્યનાં દર્શન કરતાં નીચે પ્રમાણે સ્તુતિ કરવી

उपजातिवृत्तम्.

श्रीकश्यपस्यात्मजमेकमूर्त्तिं केयूरहारांगदभूषितांगम् ।
ज्ञानप्रकाशं त्रिगुणात्मकं च नमामि सूर्यं भुवनप्रदीपम् ॥ १ ॥

---

## દેવીને મંદિર જતાં નીચેની સ્તુતિ કરવી.

शार्दूलविक्रीडित वृत्तम्.

माया कुंडलिनी क्रिया मधुमती काली कला मालिनी ।
मातंगी विजया जया भगवती देवी शिवा शांभवी ॥

श्लोकः

सुमुखश्चैकदंतश्च कपिलो गजकर्णकः ।
लंबोदरश्च विकटो विघ्ननाशो विनायकः ॥ १ ॥

---

## શ્રી સરસ્વતિની સ્તુતિઃ

शार्दूलविक्रीडित वृत्त.

शुक्लां ब्रह्मविचारसारपरमामाद्यां जगद्व्यापिनीं ।
वीणापुस्तकधारिणीमभयदां जाड्यांधकारापहाम् ॥
हस्ते स्फाटिकमालिकां विदधतीं पद्मासने संस्थितां ।
वन्दे तां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदां शारदाम् ॥ १ ॥

---

## શ્રી વિષ્ણુના મંદિરે જતાં નીચે પ્રમાણે સ્તુતિ કરવી.

मंदाक्रांता वृत्त.

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं ।
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम् ॥
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यं ।
वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ॥ १ ॥

---

## ચરણામૃત લેતાં બોલવાનો,

श्लोकः

अकालमृत्युहरणं सर्वव्याधिविनाशनम् ।
विष्णोः पादोदकं पीत्वा शिरसा धारयाम्यहम् ॥ १ ॥

## પરિક્રમાનો

**श्लोकः**

यानि कानि च पापानि मेरुतुल्यशतानि च ।
तानि तानि विनश्यन्तु प्रदक्षिणपदे पदे ॥

---

## શ્રી શંકરનાં દર્શન કરવા જતાં નીચે પ્રમાણે સ્તુતિ કરવી

**मालिनी वृत्त.**

असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे ।
सुरतरुवरशाखालेखिनी पत्रमूर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं ।
तदपि तव गुणानामीश पारं न याति ॥ १ ॥

**भुजंगी छंद**

प्रभुं प्राणनाथं विभुं विश्वनाथं जगन्नाथनाथं सदानंदभाजाम्
भवद्भव्यभूतेश्वरं भूतनाथं शिवं शंकरं शंभुमीशानमीडे ॥ १ ॥

---

## પ્રભાતમાં સૂર્યનાં દર્શન કરતાં નીચે પ્રમાણે સ્તુતિ કરવી

**उपजातिवृत्तम्.**

श्रीकश्यपस्यात्मजमेकमूर्त्तिं केयूरहारांगदभूपितांगम् ।
ज्ञानप्रकाशं त्रिगुणात्मकं च नमामि सूर्यं भुवनप्रदीपम् ॥ १ ॥

---

## દેવીને મંદિર જતાં નીચેની સ્તુતિ કરવી.

**शार्दूलविक्रीडित वृत्तम्.**

माया कुंडलिनी क्रिया मधुमती काली कला मालिनी ।
मातंगी विजया जया भगवती देवी शिवा शांभवी ॥

शक्तिः शंकरवल्लभा त्रिनयना वाग्वादिनी भैरवी ।
ह्रींकारी त्रिपुरा परापरमयी माता कुमारीत्यसि ॥ १ ॥

---

## શ્રી હનુમાનજીનાં દર્શન કરતાં નીચેનું સ્તોત્ર બોલવું.

**मालिनी वृत्तम्.**

अतुलितबलधामस्वर्णशैलाभदेहं ।
दनुजवनकृशानुं ज्ञानिनामग्रगण्यम् ॥
सकलगुणनिधानं वानराणामधीशं ।
रघुपतिवरदूतं वातजातं नमामि ॥ १ ॥

**अनुष्टुप्.**

अंजनीगर्भसंभूतं वायुपुत्रं महाबलम् ।
कुमारं हनुमन्तं च नमामि ब्रह्मचारिणम् ॥ १ ॥

## પરમાત્મા શ્રીકૃષ્ણની સ્તુતિ નીચેના સ્તોત્રથી કરવી

**शार्दूलविक्रीडित छंदः**

य ब्रह्मावरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो ।
यस्यान्तं न विदुः सुराः सुरगणा देवाय तस्मै नमः ॥ १ ॥

## નીચેના સ્તોત્રથી ભગવદ્ભક્તોનું સ્મરણ કરવું.

**वसंततिलका वृत्त.**

प्रह्लादनारदपराशरपुंडरीक-
व्यासांबरीषशुकशौनकभीष्मदाल्भ्यान् ॥
रुक्मांगदार्जुनवसिष्ठविभीषणादी-
न्पुण्यानिमान्परमभागवतान्स्मरामि ॥ १ ॥

---

## શ્રી ગુરુસ્તવન

### રાગ બનજારા.

ગુરુગમથી સુખ બહુ થાતાં, ગુરુ ગોવિંદરૂપ ગણાતા. ટેક.

ગુરુ ચરણકમલ ચિત્ત ધરશું, વર અમલ શિરપર વરશું;
જેથી પતિત પાવન થાતા, ગુરુ ગોવિંદરૂપ ગણાતા ૧.

તેવા ગુરુ શ્રી રાઘવાનંદ[1], જે છે શાન્તિ સ્વરૂપ સુખકંદ;
જેઓ બ્રહ્માનંદના દાતા, ગુરુ ગોવિંદરૂપ ગણાતા. ૨.

મોટા ગુરુ શ્રી ઇશ્વરદાસ[2], જન જાય જો તેની પાસ;
થાએ કેવળ ગુણના જ્ઞાતા, ગુરુ ગોવિંદરૂપ ગણાતા. ૩.

વાસુદેવાનંદજી[3] સ્વામી, જેની નિર્મળ વૃત્તિ નિષ્કામી
જેઓ દેશ વિદેશ પંકાતા, ગુરુ ગોવિંદરૂપ ગણાતા. ૪.

સત્યાનંદજીએ[4] સત્ય લખાવી, દીધો મોક્ષનો માર્ગ બતાવી;
જેથી અંતર થઇ સુખ શાતા, ગુરુ ગોવિંદરૂપ ગણાતા. ૫.

વંદુ નિત્ય ઉભય કરજોડી, જેથી ભવ તરવા મળિ હોડી;
જે છે મોક્ષતણી શુભ દાતા, ગુરુ ગોવિંદરૂપ ગણાતા. ૬.

ગુરુ સ્તવન મોજથી ગાયું, ગુરુ મ્હેરથી સ્વરૂપ જણાયું;
છે માત પિતા ગુરુ ભ્રાતા, ગુરુ ગોવિંદરૂપ ગણાતા. ૭.

છે શિવ શક્તિ સુખદાઇ, ગુરુ વિષ્ણુસમા વરદાઇ;
કહે માંડણ[5] ગુરુજ વિધાતા, ગુરુ ગોવિંદરૂપ ગણાતા, ૮.

---

૧ મુંબઇવાળા. ૨ કચ્છ વાંઢાયવાળા ૩ મુંબઇવાળા શ્રી રાઘવાનંદજીના શિષ્ય. ૪ ભુજવાળા. ૫ પુસ્તક પ્રસિદ્ધ કર્તા.

# ॥ भजनसारसिंधु ॥

## અગ્રદાસનાં પદ.

### રાગ પ્રભાત.

દશરથ સુત રૂપ દેખી જનક સિયા મોહી;
જો ચઢાવહિં ધનુષ બાન, મેરો પતિ સોહી. ટેક.

બડે બડે ભૂપ આયે, બીશ ભુજાધારી;
સબ ભૂપનકો માન મોર્યો, લછમનકે ભાઇ— દશરથ. ૧.

કહે સિયાજી સુનુ પિતાજી ધનુષકો પન છાંડો;
અગરચંદન ઘોરી ઘોરી, રામ તિલક કાહાડો— દશરથ ૨.

સિયાજીકો બચન સુની, સબ ભૂપન મુખ મોર્યો;
તબહી તત્કાલ રામ, કઠિન ધનુષ તોર્યો— દશરથ. ૩.

જય જય જયકાર ભયો, ભલી કની બાલા;
સિયાજી ઉઠી પાય લાગી, રોપી બરમાલા— દશરથ. ૪.

ઘનન ઘનન ઘંટ બાજે, બાજે છત્રીસ બાજા;
અગ્રકો સ્વામી જીત આયે, અયોધ્યાકે રાજા—દશરથ. ૫.

---

### પદ ૨ રાગ કલ્યાણ.

કઠિન પન લીનો મેરે તાત, ટેક

કા હે કઠિન કઠોર કમઠ ધનુ, પિયા કોમલ ગાત— કઠિન. ૧.

ઉન્મુખ જરૂખે ભમત ભવનમેં, કહી ન સકત એહ વાત—
કઠિન. ૨.

સખીનસોં ચુંરી ચકોરી કહતી હે, પિયરે ચિતહીં ચપલ
અકુલાત—કઠિન. ૩.

# ॥ भजनसारसिंधु ॥

## અગ્રદાસનાં પદ.

### રાગ પ્રભાત.

દશરથ સુત રૂપ દેખી જનક સિયા મોહી;
જો ચઢાવહિં ધનુષ બાન, મેરો પતિ સોહી. ટેક.

બડે બડે ભૂપ આયે, બીશ ભુજાધારી;
સબ ભૂપનકો માન મોર્યો, લછમનકે ભાઇ— દશરથ. ૧.

કહે સિયાજી સુનુ પિતાજી ધનુષકો પન છાંડો;
અગરચંદન ઘોરી ઘોરી, રામ તિલક કાહાડો— દશરથ ૨.

સિયાજીકો બચન સુની, સબ ભૂપન મુખ મોર્યો;
તબહી તત્કાલ રામ, કઠિન ધનુષ તોર્યો— દશરથ. ૩.

જય જય જયકાર ભયો, ભલી કની બાલા;
સિયાજી ઉઠી પાય લાગી, રોપી બરમાલા— દશરથ. ૪.

ઘનન ઘનન ઘંટ બાજે, બાજે છત્રીસ બાજા;
અગ્રકો સ્વામી જીત આયે, અયોધ્યાકે રાજા—દશરથ. ૫.

---

### પદ ૨ રાગ કલ્યાણ.

કઠિન પન લીનો મેરે તાત, ટેક

કા હે કઠિન કઠોર કમઠ ધનુ, પિયા કોમલ ગાત- કઠિન. ૧.

ઉન્નુખ જરૂખે ભમત ભવનમેં, કહી ન સકત એહ વાત—
કઠિન. ૨.

સખીનસોં સુંરી ચકોરી કહતી હે, પિયરે ચિતહીં ચપલ
અકુલાત—કઠિન.

જબ રઘુનાથ પીતામ્બર કછ કછ, ઠાડે જાય દોઉ ભ્રાત— કઠિન. ૪.
અગ્રકે સ્વામી ધનુ તોર્યો, મંદ મંદ મુસકાત —કઠિન. ૫.

---

## પદ ૩ રાગ કાનડો

હમહીં ચાકર રઘુનાથ કુંવરકે,
જમકા દૂત નિકટ નહિ આવે, દ્વાદશ તિલક દેખી થરકે. ટેક.

રામકું છાંડી ઓરકું ન ભજહું, યેહી ટેક મેરી અતિ મન ધરકે;
અષ્ટમા સિદ્ધિ નવ નિદ્ધિ કોણ કામકી, કામ નહીં મેરો કાહુ સેં
રજકે—હમહીં. ૧.

મેંહિ અજાચ જાચું નહિ કાહુકું, આશા નાંહિ નારી ઓર નરકે;
આશ તુમારી નિરાશ ઓરનકી, આશા હોત અવરકે ઘરકે—હમ. ૨.

બાઢયો ભાર સુભાર ગ્યાનકો, સુની સુની વચન શ્રવણ સદગુરુકે;
અગ્રદાસ પટાભર પાવેં, દસ્કત દશરથ સુત નિજ કરકે—હમહીં. ૩.

---

## પદ ૪

નભો નેહ મેરો જાનકીવરસેં, ઉજવું નહીં મેં દ્વાર કાહુકે;
નેમ પડયો મેરો દશરથ ઘરસેં. ટેક

અષ્ટમા સિદ્ધિ નવ નિદ્ધિ માંગત નાહીં, કામ નહિ મેરો ચારોં ફલસે;
પ્રીત ન વેર અસુર નર સુરસેં, નિડર રહું ડરૂં નહીં ડરસેં—નભો. ૧.

રાવણકો અનુજ વાલિકો બંધુ, દુષ્ટ આપદા ટાલી શિરસેં;
ઘટો નેહ મેરો સકલ સંસારસેં, વધો અનુરાગ મેરો કરૂણાવરસેં—
નભો. ૨.

રઘુવર છાંડ ઓરકું નહિ જાચું, એહી રટ લાગી મેરી વરસેં;
અગ્રદાસકી યહી બિનંતી, રામ રાય છાંડો નહીં કરસેં—નભો. ૪.

---

## પદ ૫

ભયો હે પ્રતાપ રામ પદ રજકો, ત્રેલોકકું મેં ઇચ્છતા નાહીં;

આસન ઇંદ્રિકો બેસવો ગજકો ભયો હે. ટેક.

મુક્તિ ચતુરધા મેં માંગત નાહીં, ચાહત નાહીં મેરે રાજહીં અજકો;
અષ્ટસિદ્ધિ નવનિદ્ધિ કોન કામકી, કામ નહીં મેરે કોઇ ગરજકો—
ભયો હે ૧.

હરિ દેવત હમ લેવત નાહીં, ઉપજ્યો હે અનુરાગ એહી રજકો;
અગ્રદાસ પુરી પદ મ્હાતમ, અંકુશ કુલિશ કમલ જવ ધજકો—
ભયો હે, ૨.

---

પદ ૬.

દશરથસુત અરૂ જનકનંદની, ચિતવનમેં ચિત્ત ચોરેરી;
નાની નાની બુંદ પવન પુરવાઇ, બરખઇ થોરે થોરેરી—
દશરથ—ટેક ૧.

હરિ હરિ ભૂમિ ઘટા ઝુકી આઇ, સરજુ લેત હિલોરેરી;
ઉપવન બાગ બિહંગમ બોલે, દાદુર મોર ચકોરેરી—દશરથ. ૨.

હયદલ પયદલ ગજદલ રથદલ, કોટિ બને ચૌચોરેરી;
બાજત તાલ મૃદંગ ઝાંઝ ડફ, શંખનકી ધુનિ ઘોરેરી—દશરથ. ૩.

નાગરી નામ લિવાવત પિયાકો, સિયાજી હસ્ુ મુખ મોરેરી;
અગ્રદાસ હરિકો રૂપ નિહારે, ચરણકમલ બલિહારેરી—દશરથ. ૪.

---

# અખોભક્ત સંવત ૧૭૦૫ માં હતો.

## પદ ૧ રાગ કાફી હોસેની.

સંતોરે પ્રેમ ભળકે લડીએરે, હું મમતાને મેલી કરી;
સંતો સાથે ભળીયેરે. ટેક.

સત્યની સમશેર બાંધીએ, ખાંડું ક્ષમાનું ધરીએરે;
શૂરાપૂરાના ક્ષેત્રમાં, કેસરિયાં કરીએરે— સંતોરે. ૧

દળ સામાં પગલાં ભરી, નિશાને ચડીએરે;
બ્રહ્મા વિષ્ણુના ભેદમાં, ભાથાંથી ભળીએરે— સંતોરે. ૨.

ઘીનો ઘડો અગ્નિ ધરી, પ્રજળવા ન દઇએરે;
જેથી વ્યાપે કામના, તેની ક્રિયા ન કરીએરે— સંતોરે. ૩.

પચવીશના પિયુ આવશે, સોળ શણગાર ધરીએરે;
પાંચે ઇન્દ્રીને વશ કરી, છોગાં મેલીને ફરીએરે— સંતોરે. ૪.

સ્વરગનાં સામિયાં આવશે, વિમાને ચડીએરે;
કર જોડીને અખો કહે, સાચા શામને મળીએરે— સંતોરે. ૫.

---

## પદ ૨ રાગ એજ

સંતોરે સોહં બ્રહ્મ તે સાચુંરે, સેજે સત્ય સમજ્યા વિના સરવે છે કાચુંરે. ટેક.

કાચું મન એવું જાણવું, જેવું અધ કાચો પારોરે;
શુદ્ધ નિરાશ થયા વિના, કદી હોય નહીં નિસતારોરે—સંતો. ૧.

અનુભવ એવા કીજીએ, મનની જડ જાએરે;
મન મુવા વિના માનવી, વસ્તુ રૂપ ન થાએરે— સંતો. ૨.

જાંહાં લગ બીજ બળે નહીં, તાંહાં લગ રહ્યું ઉગેરે;
થયાને સ્થિરતા નહીં, ફિરે જુગા જુગેરે— સંતો. ૩.

જોગ અગનિ તીરથ વ્રત, એ કૃત્ય છે દેહનુંરે;
મન ભેળે સરવે ખરૂં, મન બીજ છે તનનુંરે;— સંતો. ૪.

સમજણ સાધન સાધવી, અણલંગીને આરેરે;
માહા પુરૂષ મુક્ત થયા, તે પણ ઇજ અભ્યાસેરે— સંતો. ૫.

તત્ત્વદરશી તત્ત્વને, એણીપેરે જાણેરે;
અખો તેમ સમજી રહ્યો, જેમ વેદ વખાણેરે— સંતો. ૬.

---

# શીખામણ. 40038

## પદ ૩ રાગ મેવાડો.

સમજણ વિનારે સુખ નહિ તુજનેરે. ટેક.

વસ્તુ ગતિ કેમ ઓળખાય ;
આપમાં દીસેરે રે આપણો આતમારે ;
તેણે કાંઇ જીવપણું નવ જાય— સમજણ. ૧.

રવિ રવિ કરતાંરે રજની નહિ મટેરે,
અંધારૂં તો ઉગ્યા પૂઠે જાય ;
રૂદય રવિ ઉગેરે નિજ ગુરૂ જ્ઞાનનોરે,
થનાર જે હોય તે સેહેજે થાય— સમજણ. ૨.

જળ જળ કરતાંરે તૃષ્ણા નવ ટળેરે,
ભોજન કહેતાં ન ભાગે ભૂખ ;
પ્રેમરસ પીતાંરે તૃષ્ણા તુરત ટળેરે,
એમ મહા જ્ઞાનિયો બોલે છે મુખ—સમજણ. ૩.

પારસમણી વિનારે જે પથરા મળેરે,
તેણે કાંઇ કાઞ્ચન તે નવ થાય ;
સમજણ વિનારે જે સાધન કરેરે,
તેણે કાંઇ જીવપણું નવ જાય— સમજણ. ૪.

દશ મણ અગ્નિરે લખિયે કાગળેરે,
એ લેઇ રૂમાં જો અલપાય ;
એની ઉષ્ણતાયેરે રૂ નથી દાઝતુંરે,
રતી એક સાચે પ્રલયજ થાય— સમજણ. ૫.

જીવપણું મટેરે અનહદ ચિંતવ્યેરે,
એ તો વાણી રહિત છેરે વિચાર ;
જે જે નર સમજ્યારે તે તે તો ત્યાં શમ્યારે ;
કહે અખો ઉતર્યા પેલે પાર— સમજણ. ૬.

## પદ ૪ ધોળ.

હું તો લળી લળી લાગું પાય, અખંડ પદ રાય;
નિગમ નેતિ ગવાય, વારીજાઉં વારણે. ટેક.

પુરૂષોત્તમ પરિબ્રહ્મ પૂરણ, પ્રગટિયા જુગમાંઇ;
સદ્ગુરૂરૂપે શોભિતારે, જિજ્ઞાસુની ગ્રહવા બાંય—
વારીજાઉં વારણે. ૧.

અધમ જનને ઓધારવારે, પાવન પગલાં સાર;
ભવસિંધુ તારતાંરે, તમને ક્ષણું ન લાગી વાર—
વારીજાઉં વારણે. ૨.

દરશનથી દુકરિત ટળેરે, પરસંતાં પાવન થાય;
નિજાનંદ સુખ ઉપજેરે, આવરણ અવિદ્યાનાં જાય—
વારીજાઉં વારણે. ૩.

પૂરણ પુન્ય હોય પાછલાંરે નિત્ય નિમિત હરિ ધ્યાન;
અનેક જનમને આદરેરે, તેને પ્રગટ મળ્યા ભગવાન—
વારીજાઉં વારણે. ૪.

સફળ તીરથનું તીરથ એરે, સદ્ગુરૂ દેવના દેવ;
ધન્ય ધન્ય એ નરનારનેરે, મન કર્મ વચને કરેછે સેવ—
વારીજાઉં વારણે. ૫

બ્રહ્મા લિયે અતિ ભામણાંરે, શિવ સનકાદિક ગાય;
વિષ્ણુને વલ્લભ ઘણીરે, મહિમા મુખે કહ્યો નવ જાય—
વારીજાઉં વારણે. ૬.

મંદ જન મર્મ ન સમજેરે, વરણાશ્રમની આળ;
ત્રિગુણમાં તાણ્યો ફરેરે, બાંધી જીવપણાની જાળ—
વારીજાઉં વારણે. ૭.

કહે અખો એ અવિચળ પદનારે, સદ્ગુરૂ દાતા સોય;
કાળ જાળમાં આવે નહિરે, ફરી જન્મ મરણ નવ હોય—
વારીજાઉં વારણે. ૮.

## પદ ૫ ભજન

અબ મોએ આનંદ અદ્‌ભુત આયા;
ક્રિયા કરાયા કછુભી નાહીં, સેજે પિયાકું પાયા;
અબ મોએ આનંદ અદ્‌ભુત આયા— ટેક.

દેશ ન છોડ્યા વેશ ન છોડ્યા, નહીં છોડ્યા સંસારા;
સુતા નર નિદ્રાસેં જાગ્યા, મિટ ગયા સ્વપ્ના સારા—
અબ મોએ, ૧.

કૃપાનાલ અંતરસેં છૂટી, ગોલા જ્ઞાન ચલાયા;
આલ અટક કોડ સબ નિકલ્યા, દૂરસે અજ્ઞાન ઉડાયા—
અબ મોએ, ૨.

ભલા કહે કોઇ બુરા કહે, અપની મતિ અનુસારા;
ખારા મોરા લોહા પારસપર સોનભયા અખા સોનારા—
અબ મોએ. ૩.

---

## પદ ૬ ધોળ.

કાગળ શ્રી સદ્‌ગુરૂ લખે, એના વિરલા કોઇ વાંચણહાર. ટેક.

જ્ઞાન વૈરાગનો દેહ ધર્યો, માંહે જોગપણાંનો જીવ;
ભક્તિ આભૂષણ પહેરીઆંરે, એનાં સેવક શમ દમ છેજ— કાગળ. ૧.

શીલ તણો ખડીઓ કર્યોરે, માંહી પ્રેમ તણી છે શાહી;
કલમ બુદ્ધિ સત્ય છે રે, એમાં અદ્વૈત આંક ભરાય— કાગળ. ૨.

સુરત તુરતની લીટી દોરી, માંહે વાણી તણી છે ઓળ;
વિચાર અક્ષર ત્યાં લખ્યા, પછી ઉતારી પાટણ પોળ— કાગળ. ૩.

સમજણ કાનો માત્રરે, વળી માયા ઉપર છે શૂન્ય;
તે ઉપર પરિબ્રહ્મ છેરે, તેમાં નથી કાંઇ પાપ પુન્ય— કાગળ. ૪.

કોટિ પંડિત વાંચી મુવારે, પઢી પઢી વેદ પુરાણ;
અક્ષર એક ન આવડયોરે, તેમાં થાકયા છે જાણ સુજાણ— કાગળ. ૫.

અંધે તે કાગળ વાંચિયોરે, બહેરે તે સુણ્યો કાન;
મુંગાએ ચર્ચા બહુ કરીરે, તેનાં વેદ કરે છે વખાણ— કાગળ. ૬.
અમરાપુરી નિજ ઘાટમાંરે, ત્યાં છે તેનો વાસ;
કર જોડી અખો કહેરે, એવા દુર્લભ મળવા દાસ— કાગળ. ૭.

---

## પદ ૭ સાંતીડાનું ભજન.

સાંતીડું જોડીને સમજાવિયે, રૂડા રામના બીજ લઇ વાવિયે ટેક.
દયા મયાના ડોળિયા પ્રાણી, પ્રેમનાં જોતર વાળ, પ્રાણી પ્રેમનાં જોતર વાળ;
રાસ લેજે ગુરૂ જ્ઞાનની તારે, સંત પરોણો હાથ—
સાંતીડું જોડીને. ૨.
પહેલી ગણ પધારની પ્રાણી, કાળનાં ગુંડા કાઢ, પ્રાણી કાળનાં ગુંડા કાઢ;
બીજી ગણ બહુ નામની તારાં, પાપ સમૂળાં જાય—
સાંતીડું જોડીને. ૩.
ત્રીજી ગણ ત્રિભોવનની પ્રાણી, ત્રષ્ણા એડી ટાળ,પ્રાણી ત્રષ્ણા એડી ટાળ
ચોથી ગણ ચત્રભુજની તારાં, ખેતર આવ્યાં તાર—
સાંતીડું જોડીને. ૪
ત્રાટકતી આવી વાવણી ભાઇ, સત્યની ઓરણી બાંધ, પ્રાણી સત્યની ઓરણી બાંધ;
પાંચ આંગળીયે પૂરજે તારે, લાખે લેખાં થાય—
સાંતીડું જોડીને. ૫.
ઉગીને જ્યારે ઓળે ચઢયું પ્રાણી, વાડની મકર વેલ પ્રાણી વાડની મકર વેલ;
ચોયે દિશાએ રાખ સુરતા, એથી પાકશે રૂપારેલ—
સાંતીડું જોડીને. ૬.
પોંક આવ્યોં હવે પાકશે પ્રાણી, મનનો મેડો નાખ, પ્રાણી મનનો મેડો નાખ
ગોફણ લેજે જ્ઞાનની ભાઇ પ્રેમના ગોળા ફેંક—
સાંતીડું જોડીને. ૭.

ઢાળીડો આવ્યો ઢાળવા પ્રાણી, ઢાળ ભલેરી થાય, પ્રાણી ઢાળ ભલેરી થાય;
ખાઓ પીઓ ધન વાવરો એનો, ભોગ ભગવાનને જાય—
સાંતીડું જોડીને. ૮
ગાણું ગાજે હવે જ્ઞાનનું ભાઇ, હૈયાંની હુંપદ હાર, પ્રાણી હૈયાની હુંપદ હાર;
અખો ભગત કહે પ્રભુ ભજ્યા વિના, નહિ ઉતરો ભવપાર;
સાંતીડું જોડીને સમજાવિયે, રૂડા રામનાં બીજ લઈ વાવિયે.

---

## પદ ૮.

એક દિન એવો આવશે તે સબળ મારા રૂદિયામાં સાલેજી.
સગાંરે મિત્રને કારણે કોઇનું જોર નવ ચાલેજી;
કાઢો કાઢો એને સૌ કરે, જાણે જન્મ્યો નોતોજી. એક. ૧.

ઘટનો ઘુંઘટ અળગો કરો, રોક્યા દશે દરવાજા જી;
કાળે કાયાનો ગઢ ઘેરીઓ, રોક્યો દેહનો રાજા જી— એક. ૨.

સોળરે વરસની સુંદરી, ઊભી ટગ મગ જુવેજી;
આરે કાયામાં હવે કાંઈ નથી, ઊભી ધ્રુસકે રૂવેજી— એક. ૩.

વેઢ વીંટીને સાંકળાં, નાના વિધના વાધાજી;
કુટુંબ મળ્યું સહુ સામટું, સર્વે લૂટવાને લાગ્યાજી—એક. ૪.

એની વળામણ શેરીએ, માતા ઝાંપેથી વળશેજી;
સગાંરે સગાંરે તમે શું કરો, સગાં વળાવીને વળશે જી—એક. ૫.

કોનાં છોરૂ ને કોનાં વાછરૂ, કોના મા અને બાપજી—
અંત કાળે જવું એકલું, સાથે પુન્ય ને પાપજી— એક. ૬.

એક નહિરે ત્રાપો નહિ તુંબડાં, નહિ કાંઇ ઉતારાનો આરોજી;
કરજોડી અખો એમ બોલિયા, પ્રભુ મને પાર ઉતારોજી—એક. ૭.

---

# અર્જુન દાસ.

## પદ ૧ ભજન.

વંક નાળ રસ પિયા, યેગેશ્વર વંક નાળરસ પિયા. ટેક.
પિયા અમીરસ અમર ભયા ત્રિપુટી તકિયા કિયા–યેગેશ્વર. ૧.

તૃષા તનમેં આશ પિવનકી, લે લગનીસેં લિયા;
મન મગન ભયા ચડી ખુમારી, ત્યારે રોમરોમ રમ રહ્યા–યેગે. ૨.

નાભિકમલતેં ઉલટા પવના, ડેરા દિલપર દિયા;
ખટ ચક્ર ભેદીને ચડિયા, જબ ઘર ગગનમેં કિયા–યેગેશ્વર. ૩.

અધર તખ્તપર સતગુરૂ મેરા, તુરત સુરતને લિયા;
નૂર નિરંજન નજરે નિરખ્યા, ત્યારે દરસ દેદાર ભયા–યેગેશ્વર. ૪.

અણી અગરપર આસન કરીને, ભજન કરે ભય ગયા;
દાસ અરજણ સંત જીવણ ચરણે, રામરસ ભરીને પિયા--યેગે. ૫.

---

# અલખ બુલાખી

( સંવત ૧૮૯૫ માં હતો. અમદાવાદને સાઠોદરો નાગર. )

## પદ ૧ ગરબી

"હરિ ભજનથકી, છોટા હોય તે સૌથી મોટા થાય" એ રાગ.

ગુરૂ સંગ વિના, મોહ માયા ને મનનો પાર ન આવે;
શી શોધ કરૂં, અજાણ નરને અંધારે કેમ ફાવે—ગુરૂ. ટેક.

મન મોહ માયા એક થઇ ચાલે, મહીપતિ થઇને મંદિર મ્હાલે;
એને સદ્દગુરૂ વશ કરીને ઝાલે— ગુરૂ સંગ વિના. ૧.

ધન તન સામું જોઇ મન લાવે, એને ઘણી ઊંઘ ભોજન ભાવે;
કહો પૂરણપદ એ કેમ પાવે- ગુરૂ સંગ વિના. ૨.

મન ગુરુને ધંધે નવ ધાવે, તે ઘણો ફેર ફરે દરદાવે.
મન ગમતું પોતાનું ગાવે— ગુરુ સંગ વિના.
મન ગુરુ સંગે ઘરમાં આવે, પછી ખરૂં ધન પોતે ખાવે;
મન અલખ ભુલાખી ગુરુ તાવે—ગુરુ સંગ વિના.

---

## આદિતરામ.

### પદ ૧ ભજન રાગ કાફી.

એતો નથી અળગોરે, ઘનશ્યામ છે ઘટમાં
શ્રી ભાગવત ભાખેરે, વળી શાસ્ત્રો ખટમાં— એતો નથી.

સ્થૂળ સૂક્ષ્મ કારણ મહા કારણ, ત્યાંલગી ગુણનો થાપ;
અંતરજામી માંહે એકલડો, કરી ક્ષણમાં વ્યાપ;
જાગશે તો જડશેરે, માધવ છે મઠમાં— એતો નથી.

જાગ્રત સ્વપન સુષુપ્તિ તુરિયા, અનુભવનું ઘર જોય;
સઘળે સુત્રમાં પરમાત્મારે, જીવપણાને ખોય;
રહ્યો બ્રહ્મ વ્યાપીરે, જેમ તંતુ પટમાં— એતો નથી. ૨.

અંધારૂં અજ્ઞાન તણુંજે, અર્ક ઉદે થયે જાય;
પ્રતિબિંબ બિંબમાં જે ભળે તેમજ, શિવમાં જીવ સમાય;
સંત શૂરાનીરે, જે આવે ઓઝટમાં— એતો નથી. ૩.

તત્ત્વ વિચારજ કરતાં દરસે, ત્રીકમજી તન માંય;
કહે આદિતરામ વસ્તુ વિચારો, કલ્પિત જાણો કાય;
મથે જેમ પ્રગટેરે, અગ્નિ લાકડામાં— એતો નથી. ૪.

---

## આનંદઘન.

### પદ ૧ બિલાવર.

મારો બાલુડો સન્યાસી, દેહ દેવળ મઠવાસી. ટેક.
ઇંડા પિંગલા મારગ તજી યોગી, સુખમના ઘર આસી;
બ્રહ્મરંધ્ર મધ્ય આસન પૂરી, અનહદ તાન બજાસી—મારો. ૧.

યમ નિયમ આસન જયકારી, પ્રાણાયામ અભ્યાસી;
પ્રત્યાહાર ધારણા ધારી, ધ્યાન સમાધિ સમાસી--મારો. ૨.

મૂલ ઉત્તર ગુણ મુદ્રા ધારો, પર્યંકાસન બાસી;
રેચક પૂરક કુંભક સારી, મન ઇંદ્રિય જયકાસી--મારો. ૩.

થિરતા યોગ યુક્તિ અનુકારી, આપોઆપ બિચારી;
આનંદઘન પરમાતમ અનુસારી, સેજે કાજ સમારી--મારો. ૪.

---

## પદ ૨ રાગ બિહાગ.

બેર બેર નહિ આવે, અવસર બેર બેર નહિ આવે. ટેક.
જ્યું જાણે ત્યું, કરલે ભલાઇ, જન્મો જન્મ સુખ પાવે- અવસર. ૧
તન, ધન, જોબન, સબહીં જૂઠો, પ્રાન પલકમેં જાવે- અવસર. ૨.
તન છૂટે ધન કોન કામકો, કાયકું કૃપણ કહાવે- અવસર. ૩.
જાકે દિલમેં સાચ બસત હૈ, તાકું જૂઠ ન ભાવે- અવસર. ૪.
આનંદઘન પ્રભુ, ચલત પંથમેં, સમરી સમરી ગુન ગાવે- અવસર. ૫.

---

## પદ ૩ રાગ સારંગ.

અનુભવ તું હય હેતુ હમારો. ટેક.

આય ઉપાય કરો ચતુરાઇ, ઓરકો સંગ નિવારો—અનુભવ. ૧.

તૃષ્ણા રાંડ ભાંડકી જાઇ, કહા ઘર કરે સવારો;
શઠ ઠગ કપટ કુટુંબહી પોખે, ઉનકી સંગતિ વારો—અનુભવ. ૨.

કુલટા કુબુદ્ધિ સંગ ખેલકે, અપની મત ક્યું હારો;
આનંદઘન સમતા ઘર આવે, બાજે જીત નગારો—અનુભવ. ૩.

---

## રાગ સારંગ આશાવરી પદ ૪ ભજન.

અબ હમ અમર ભયે ન મરેંગે ટેક.

યા કારન મિથ્યા દિયો તજ, ક્યું કર દેહ ધરેંગે— અબ. ૧.

રાગ દ્વેષ જગ બંધ કરત હું, ઇનકો નાશ કરેંગે;
મર્યો અનંત કાલતેં પ્રાની, સોહમ કાલ હરેંગે— અબ ૨.

દેહ વિનાશી હું અવિનાશી. અપની ગતિ પકરેંગે;
નાસી જાસી હમ થિર વાસી, ચોખે વ્હે નિખરેંગે— અબ. ૩.

મર્યો અનંતબાર બિનસમજ્યો, અબ સુખ દુઃખ બિસરેંગે;
આનંદઘન નિપટ નિકટ અક્ષર દો, નહીં સમરે સો મરેંગે—
અબ. ૪.

---

### પદ ૫.

અબધૂ રામ રામ જગ ગાવે, બિરલા અલખ લખાવે. ટેક.

મતવાલા તો મતમેં માતા, મઠવાલા મઠ રાતા;
જટા જટા ધર પટા પટા ધર, છતા છતા ધર તાતા— અબધૂ. ૧.

અગમ પઢી આગમ ધર થાકે, માયા ધારી છાકે;
દુનિયાદાર દુનિસેં લાગે, દાસા સબ આશાકે— અબધૂ. ૨.

બહિરા તમ બુઢા તમ જેતા, માયાકે ફંદ રહેતા;
ઘટ અંતર પરમાતમ ભાવે, દુર્લભ પ્રાણી તેતા— અબધૂ. ૩.

ખગ પદ ગગન મીનપદ જલમેં, જો ખોજે સો બૌરા;
ચિત્ત પંકજ ખોજે સો ચિન્હે, રમતા આનંદ ભૌરા— અબધૂ. ૪.

---

### પદ ૬.

આશા ઔરનકી ક્યા કીજે, જ્ઞાન સુધારસ પીજે. ટેક.

ભટકે દ્વાર દ્વાર લોકનકે, કૂકર આશા ધારી;
આતમ અનુભવ રસકે રસિયા, ઉતરે ન કબહુ ખુમારી—આશા. ૧.

આશા દાસી કે જે જાયે, તે જન જગકે દાસા;
આશા દાસી કરે જે નાયક, લાયક અનુભવ પ્યાસા—આશા. ૨.
મનસા પ્યાલા પ્રેમ મસાલા, બ્રહ્મ અગ્નિ પરજાલી;
તન ભાઠી અવટાઇ પિયે રસ, જાગે અનુભવ લાલી— આશા. ૩.
આગમ પિયાલા પિયો મતવાલા, ચિન્હી અધ્યાતમ વાસા;
આ આનંદઘન ચેતન વહી ખેલે, દેખે લોક તમાસા- આશા ૪.

---

## પદ ૭.

અબધૂ વૈરાગ બેટા જાયા, વાને ખોજ કુટુંબ સબ ખાયા. ટેક.
જાતેં મમતા માતા ખાઇ, સુખદુઃખ દોનું ભાઇ;
કામ ક્રોધ દોનોકું ખાયે, ખાઇ તૃષ્ણા બાઇ— અબધૂ. ૧.
દુર્મતિ દાદી મત્સર દાદા, મુખ દેખતહીં મૂવા;
મંગલ રૂપી બધાઇ વાંચી, એ બેટા જબ હુવા— અબધૂ. ૨.
પુણ્ય પાપ પાડોશી ખાંએ, માન કામ દોનું મામા;
મોહ નગરકા રાજા ખાયા, પીછેહી પ્રેમ તેં ગામા— અબધૂ. ૩.
ભાવ નામ ધર્યો બેટાકો, મહિમા બરણ્યો ન જાઇ;
આનંદઘન પ્રભુ ભાવ પ્રગટ કરો, ઘટ ઘટ રહ્યો સમાઇ-- અબધૂ. ૪.

---

## રાગ ગોડી આશાવરી પદ ૮

આજ સુહાગન નારી અૌધૂ, આજ સુહાગન નારી. ટેક.
મેરે નાથ આપ સુધ લીની, કીનો નિજ અંગ ચારી— ૧.
પ્રેમ પ્રતીત રાગ રુચિ રંગત, પહિરે જીની સારી;
મહિંદી ભક્ત રંગકી રાચી, ભાવ અંજન સુખકારી— ૨.
સહજ સ્વભાવ ચૂરી મૈં પેની, થિરતા કંકન ભારી;
ધ્યાન ઉરવસી ઉરમેં રાખી, પિય ગુન માલ આધારી— ૩.

સુરત સિંદૂર માંગ રંગ રાતી, નિરત વેણી સમારી;
ઉપજી જ્યોત ઉદ્યોત ઘટ ત્રિભુવન, આરસી કેવલ કારી— ૪.

ઉપજી ધૂની અજપાકી અનહદ, જીત નગારે વારી;
ઝડી સદા આનંદ ઘન બરષત, બિન મોર એક ન તારી— ૫.

---

## રાગ ગોડી પદ ૯.

નિશાનો ક્યા બતાવુંરે, તેરો અગમ અગોચર રૂપ; નિશાનો. ટેક.

રૂપી કહું તો કછુ નહીંરે, બંધે કૈસે અરૂપ,
રૂપારૂપી જો કહું પિયારારે, ઐસે ન સિદ્ધ અનૂપ- નિશાનો. ૧.

સિદ્ધ સરૂપી જો કહું રે, બંધન મોક્ષ બિચાર;
ન ઘટે સંસારી દશા પ્યારે, પુણ્ય પાપ અવતાર- નિશાનો. ૨.

ઉપજે બિનસે જો કહું પ્યારે, નિત્ય અબાધિત ગૌન;
સિદ્ધ સનાતન જો કહું રે, ઉપજે બિનસે કૌન- નિશાનો. ૩.

સર્વાંગી સબ નય ધનીરે, માને સબ પરમાન;
નય બાદી પલ્લો ગ્રહી પ્યારે, કરે લરાઇ ઠાન- નિશાનો. ૪.

અનુભવ ગોચર વસ્તુ હૈરે, જાનવો એહીરે ઇલાજ;
કહન સુનનકા કછુ નહીં પ્યારે, આનંદઘન મહારાજ -નિશાનો. ૫.

---

# આશારામ.

## પદ ૧ "રાગ પ્રભાત કડખો"

પ્રભાતના પહોરમાં દીઠા ઠાકોરમાં, ઠીક ઠાકોર સું મન મોહ્યું;
રણછોડરાય છે ભક્ત નાવા જાય છે, ગોમતી ગંગમાં અંગ ધોયું. ૧.

ગોમતી ઘાટમાં મલ્યા પ્રભુ વાટમાં, સેજમાં શામલે સામું જોયું;
નરહરિ નિરખિયા પ્રેમથી પરખિયા, પલક એકમાં પાપ ખોયું. ૨.

દેવત દેખાડિયાં ચૌદ રત્ન કહાડિયાં, કામધેનુ કેરું દૂધ દોયું;
વેદની વાતમાં સમુદર સાથમાં, નાગને નેતરે નીર વલોવ્યું. ૩.

આશા દાસી કે જે જાયે, તે જન જગકે દાસા;
આશા દાસી કરે જે નાયક, લાયક અનુભવ પ્યાસા—આશા. ૨.

મનસા પ્યાલા પ્રેમ મસાલા, બ્રહ્મ અગ્નિ પરજાલી;
તન ભાઠી અવટાઇ પિયે રસ, જાગે અનુભવ લાલી— આશા. ૩.

આગમ પિયાલા પિયો મતવાલા, ચિન્હી અધ્યાતમ વાસા;
આ આનંદઘન ચેતન વહી ખેલે, દેખે લોક તમાસા- આશા ૪.

---

## પદ ૭.

અબધૂ વૈરાગ બેટા જાયા, વાને ખોજ કુટુંબ સબ ખાયા. ટેક.

જાતેં મમતા માતા ખાઇ, સુખદુઃખ દોનું ભાઇ;
કામ ક્રોધ દોનોકું ખાયે, ખાઇ તૃષ્ણા બાઇ— અબધૂ. ૧.

દુર્મતિ દાદી મત્સર દાદા, મુખ દેખતહીં મૂવા;
મંગલ રૂપી બધાઇ વાંચી, એ બેટા જબ હુવા— અબધૂ. ૨.

પુણ્ય પાપ પાડોશી ખાંએ, માન કામ દોનું મામા;
મોહ નગરકા રાજા ખાયા, પીછેહી પ્રેમ તેં ગામા— અબધૂ. ૩.

ભાવ નામ ધર્યો બેટાકો, મહિમા બરણ્યો ન જાઇ;
આનંદઘન પ્રભુ ભાવ પ્રગટ કરો, ઘટ ઘટ રહ્યો સમાઇ-- અબધૂ. ૪.

---

## રાગ ગોડી આશાવરી પદ ૮

આજ સુહાગન નારી ઓધૂ, આજ સુહાગન નારી. ટેક.

મેરે નાથ આપ સુધ લીની, કીનો નિજ અંગ ચારી— ૧.

પ્રેમ પ્રતીત રાગ રુચિ રંગત, પહિરે જીની સારી;
મહિંદી ભક્ત રંગકી રાચી, ભાવ અંજન સુખકારી— ૨.

સહજ સ્વભાવ ચૂરી મેં પેની, થિરતા કંકન ભારી;
ધ્યાન ઉરવસી ઉરમેં રાખી, પિય ગુન માલ આધારી— ૩.

સુરત સિંદૂર માંગ રંગ રાતી, નિરત વેણી સમારી;
ઉપજી જ્યોત ઉદ્યોત ઘટ ત્રિભુવન, આરસી કેવલ કારી— ૪.

ઉપજી ધુની અજપાકી અનહદ, જીત નગારે વારી;
ઝડી સદા આનંદ ઘન બરષત, બિન મોર એક ન તારી— ૫.

---

## રાગ ગોડી પદ ૯.

નિશાનો ક્યા બતાવું રે, તેરો અગમ અગોચર રૂપ; નિશાનો. ટેક.
રૂપી કહું તો કછુ નહીં રે, બંધે કૈસે અરૂપ,
રૂપારૂપી જો કહું પિયારારે, ઐસેં ન સિદ્ધ અનૂપ- નિશાનો. ૧.

સિદ્ધ સરૂપી જો કહું રે, બંધન મોક્ષ બિચાર;
ન ઘટે સંસારી દશા પ્યારે, પુણ્ય પાપ અવતાર- નિશાનો. ૨.

ઉપજે બિનસેં જો કહું પ્યારે, નિત્ય અબાધિત ગૌન;
સિદ્ધ સનાતન જો કહું રે, ઉપજે બિનસે કૌન- નિશાનો. ૩.

સર્વાંગી સબ નય ધનીરે, માને સબ પરમાન;
નય બાદી પલ્લો ગ્રહી પ્યારે, કરે લરાઇ ઠાન- નિશાનો. ૪.

અનુભવ ગોચર વસ્તુ હેરે, જાનવો એહીરે ઇલાજ;
કહન સુનનકા કછુ નહીં પ્યારે, આનંદઘન મહારાજ -નિશાનો. ૫.

---

# આશારામ.

## પદ ૧ "રાગ પ્રભાત કડખો"

પ્રભાતના પોહોરમાં દીઠા ડાકોરમાં, ઠીક ઠાકોર સું મન મોહ્યું;
રણછોડરાય છે ભક્ત નાવા જાય છે, ગોમતી ગંગમાં અંગ ધોયું. ૧.

ગોમતી ઘાટમાં મલ્યા પ્રભુ વાટમાં, સેજમાં શામલે સામું જોયું;
નરહરિ નિરખિયા પ્રેમથી પરખિયા, પલક એકમાં પાપ ખોયું. ૨.

દૈવત દેખાડિયાં ચૌદ રત્ન કહાડિયાં, કામધેનુ કેરું દૂધ દોયું;
વેદની વાતમાં સમુદર સાથમાં, નાગને નેતરે નીર વલોવ્યું. ૩.

ખોડાણોજી લાવિયા ડંકપુર ભાવિયા, સર્વના મનમાં શુભ સોહ્યું;
સ્વામી આશારામના નવે ખંડે નામના, શામલે ચિત્તમાં ચિત્ત પ્રોવ્યું. ૪.

---

## પદ ૨ ગરબી

"ઓ મનોહરી રામને નમવાનો મારે નેમ છે" એ રાગ.

ઓ રઘુવરજી, રાત દિવસ મને રહેજો રટણ તમારૂં:
હું તો એ માગું, જગત તણું સુખ સરવે લાગે ખારૂં— ટેક

તમે પતિતપાવન છો સ્વામી, હું તો ભોળો લંપટ ને કામી;
તે તો જાણોછો અંતરજામી— ઓ રઘુવરજી. ૧.

નથી જપ તપ સાધન કાંય કર્યું, નથી ચરણ કમળમાં ચિત્ત ધર્યું;
મન રેંટમાળની પેઠે જાય ફર્યું— ઓ રઘુવરજી. ૨

મને માયા કટક લાગ્યું પૂઠે, નિત્ય ઘેરીને તે મુજને લૂટે;
તમે છોડાવો તો તે છૂટે— ઓ રઘુવરજી. ૩,

તમે રવિકુળકેરા મુકુટમણિ, રખે અવગુણ ઉરમાં રાખો ગણી;
ક્ષણું દ્રષ્ટિ કરોને મુજ રંક ભણી— ઓ રઘુવરજી. ૪.

જો આ અવસરમાં કર સાહ્યો, કરો મૂરખ પોતાનો ડાહ્યો;
આશારામ ગુલામ છે ઘર જાયો— ઓ રઘુવરજી. ૫.

---

# ઇચ્છાદાસ.

## પદ ૧ રાસ.

"મધરાતે માવાની વેણ વાગીરે.—એ ચાલ"

મારો વાલો ભગત હિતકારીરે, તેણે દેહ જગતમાં ધારીરે— મારો. ૧.
મીરાંબાઇનાં કારજ કીધાંરે, તેનાં ઝેર પોતે લઇ પીધાંરે— મારો. ૨.

નરસી મેતાની હુંડી સીકારીરે, હરિ રૂપ શામળશાનું ધારીરે-
મારો ૩.
નળ રાજા સતવાદી ભારીરે, એને ઘરે દમયંતી નારીરે- મારો. ૪.
એતો રાજ મેલીને વન ચાલ્યારે, હરિ દયા કરીને હાથે ઝાલ્યારે--
મારો. ૫.
રાજા હરિશ્ચંદ્ર રાણી રોહીદાસારે, એણે મેલી જગતની આશારે--
મારો. ૬.
નામદેવની છત છપાઇરે, હરિ મ્રતક ગાય જીવાડીરે— મારો. ૭.
પીપો રાજા સીતા તેની નારીરે, એક કીધો સેવક સંગ ભારીરે-મારો. ૮.
જેદેવજી અષ્ટપદી ગાઇરે, પોતે મુઇ તે ગાય જીવાઇરે— મારો. ૯.
ધને ભગ્તે ખેતર વેળુનાં વાવ્યાંરે, એતો ઘઉંનું ગાડું ઘરે લાવ્યારે-
મારો. ૧૦.
ભક્તિ કરે પ્રલાદજી ભારીરે, હરિ થંભ ફોડી રૂપ ધારીરે- મારો. ૧૧.
શ્રી બાઇ તે જાતની કુંભારીરે, હરિ મંઝારીનાં બાલક ઉગારીરે—
મારો. ૧૨.
દેવો પંડયો પૂજારી ભારીરે, હરિ પોતે સફેત કેશ ધારીરે- મારો. ૧૩.
મોરધ્વજને ઘરે હરિ આઇરે, એનું શીશ માગ્યું વેરાઇરે-મારો. ૧૪.
બળીરાજા પાસેથી દાન લીધુંરે, હરિ તે દી વામન રૂપ કીધુંરે—
મારો. ૧૫.
શેઠ સગાળશા ચંગાવતી રાણીરે, હરિએ કુંવર માગ્યો પ્રેમ જાણીરે-
મારો. ૧૬.
સેન ભગત સંત સેવા માનીરે, હરિ પોતે રાજાને રીજાઇરે- મારો. ૧૭
રંકા પંકા ભારી વેચી ખાતાંરે, એતો હેને હરિના ગુણ ગાતાંરે—
મારો. ૧૮.
સુધનવાને અંગે પ્રેમ ભારીરે, હરિ દીધી કડા તેની ઠારીરે-મારો. ૧૯
જ્યારે ગિનકાએ હરિમાં ચિત્ત દીધોરે, તેને હાથે હરિએ મુકુટ
લીધોરે— મારો. ૨૦

એક મામો ભાણેજ બીજો સંગેરે, એતો રીઝયા હરિને પ્રેમ રંગેરે-
મારો. ૨૧.
ગુરુ કીધા શ્રાવક બોધ લીધોરે, રંગનાથજીનો મંદિર પૂરો કીધોરે-
મારો. ૨૨.
ભક્ત કોલવાની ભીડ સંભારીરે, મંદિર ફેર્યાં છે આપ મુરારિરે -
મારો. ૨૩.
વિપ્ર સુદામે આરતી કીધીરે, હરિએ દાસ જાણીને સાર લીધીરે-
મારો. ૨૪.
ઉભે બાઇએ- સુત ને વિષ દીધોરે, સંત આવી કુંવર બેઠો કીધોરે-
મારો. ૨૫
ભક્તિ કરે અમરીષ પોતે રાજારે, ચક્ર મેલી કીધાં તેનાં કાજાંરે --
મારો. ૨૬.
વિખ મેટી વિખ્યા હરિએ કીધીરે, ચંદ્રહાસને રાજગાદી દીધીરે—
મારો. ૨૭.
ભક્ત જેમલજી રૂપ જુદ્ધ જીત્યારે, શત્રુ મારીને રાજપાટ દીધારે—
મારો. ૨૮.
ભક્ત ભવાન હરિ ગુણ ગાતોરે, કાષ્ટ તરવારે લાખ પટો ખાતોરે—
મારો. ૨૯.
પોઠ ભરી કબીરજીને દીધીરે; એણે સંત સેવા બહુ કીધીરે—મારો. ૩૦
સુણરી બાઇનાં બોર હરિ લીધાંરે, તેનાં કામ સફળ હરિયે કીધાંરે--
મારો. ૩૧.
ગજ બૂડતાં નામ ઉચાર્યોરે, ઝૂડ મારીને ભક્ત ઓધાર્યોરે—
મારો ૩૨.
સતીદ્રૌપદીનું ચીર જેદી તાણ્યુંરે, હરિએ કર્યાં તે નવસેં નવાણુંરે--
મારો. ૩૩
એવા દીનદયાળ સંગે રેજોરે, દાસ ઇચ્છાને શરણે લેજોરે—મારો.૩૪,

---

# ઈચ્છારામ.

## પદ ૧ લાવણી.

ચાલો જેએ દરશન કરવા, ડાકોરમાં ઠાકોર બિરાજે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાંજે છે. ટેક.

પહેલું દુઃખ બ્રહ્માનું ભાગ્યું, શંખાસુરને મારીને;
શંખનારાયણ બેટમાં બેઠા, વેદ લાવ્યા ચાર વાળીને;
કચ્છપ રૂપે સાગર મથિયો, ચૌદ રત્ન બા'ર કાઢીને;
અમૃત તો અમરોને પાયું, વિષ પાયું વિષધારીને;
વરાહરૂપે પૃથ્વી લાવ્યા, આદ્ય નિરંજન આપે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાંજે છે. ૧.

પ્રહ્લાદની પ્રતિપાળ પાળવા, નરવર નરસિંહ રૂપ ધર્યું;
હિરણ્યકશ્યપુ નખે વિદાર્યો, વિધિનું વાયક સફળ કર્યું;
વામન રૂપ બળિને ચાંપ્યો, ઇંદ્રરાયનું કાજ કર્યું;
છબિલોજી છડીદાર થૈ ઊભા, બળિરાજાનું ભાગ્ય ભળ્યું;
ફરસી ગ્રહી નક્ષત્રી કીધી, જે કુંકણ બિરાજે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાંજે છે. ૨.

અનેક દુઃખ દેવતાનાં ભાગ્યાં, રાજા રાવણ મારીને;
વિભીષણને લંકા આપી, પથરા પાળજ તારીને;
કૃષ્ણ સ્વરૂપે કંસને માર્યો, ગોકુળમાં ગૌ ચારીને;
મોરલીમાં મહા મોહ પમાડ્યાં, ત્રિલોકીનાં નરનારીને;
બુદ્ધા રૂપે જગન્નાથજી, ઝગમગ જ્યોત બિરાજે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાંજે છે. ૩.

અકળ કળા નવ ખંડમાં વ્યાપી, ઘટ ઘટમાં તમો રમી રહ્યા;
ડાકોરમાં ઠાકોર બિરાજ્યા, બોડાણા પર કરી દયા;
ગંગાબાઇના ગુણ વધાર્યા, સવા વાલથી ઓછા થયા;
ભક્તિ જાણી સારંગ પાણી, ગુગળી પાછા ઘેર ગયા;

એક મામો ભાણેજ બીજો સંગેરે, એતો રીઝયા હરિને પ્રેમ રંગેરે-
મારો. ૨૧.

ગુરુ કીધા શ્રાવક બોધ લીધોરે, રંગનાથજીનો મંદિર પૂરો કીધોરે-
મારો. ૨૨.

ભક્ત કોલવાની ભીડ સંભારીરે, મંદિર ફેર્યાં છે આપ મુરારિરે-
મારો. ૨૩.

વિપ્ર સુદામે આરતી કીધીરે, હરિએ દાસ જાણીને સાર લીધીરે-
મારો. ૨૪.

ઉસે બાઇએ- સુત ને વિષ દીધોરે, સંત .આવી કુંવર બેઠો કીધોરે-
મારો. ૨૫

ભક્તિ કરે અમરીષ પોતે રાજારે, ચક્ર મેલી કીધાં તેનાં કાજાંરે--
મારો. ૨૬.

વિખ મેટી વિખ્યા હરિએ કીધીરે, ચંદ્રહાસને રાજગાદી દીધીરે—
મારો. ૨૭.

ભક્ત જેમલજી રૂપ જુદ્ધ જીત્યારે, શત્રુ મારીને રાજપાટ દીધાંરે—
મારો. ૨૮.

ભક્ત ભવાન હરિ ગુણ ગાતોરે, કાષ્ટ તરવારે લાખ પટો ખાતોરે—
મારો. ૨૯.

પોઠ ભરી કબીરજીને દીધીરે, એણે સંત સેવા બહુ કીધીરે—મારો. ૩૦

સુબરી બાઇનાં બોર હરિ લીધાંરે, તેનાં કામ સફળ હરિયે કીધાંરે—
મારો. ૩૧.

ગજ બૂડતાં નામ ઉચાર્યોરે, ગ્રૂડ મારીને ભક્ત ઓધાર્યોરે—
મારો ૩૨.

સતીદ્રૌપદીનું ચીર જેદી તાણ્યુંરે, હરિએ કર્યાં તે નવસેં નવાણુંરે--
મારો. ૩૩

એવા દીનદયાળ સંગે રેંજોરે, દાસ ઇચ્છાને શરણે લેજોરે-મારો.૩૪,

---

# ઇચ્છારામ.

## પદ ૧ લાવણી.

ચાલો જઈએ દરશન કરવા, ડાકોરમાં ઠાકોર બિરાજે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાંજે છે. ટેક.

પહેલું દુઃખ બ્રહ્માનું ભાગ્યું, શંખાસુરને મારીને;
શંખનારાયણ બેટમાં બેઠા, વેદ લાવ્યા ચાર વાળીને;
કચ્છપ રૂપે સાગર મથિયો, ચૌદ રત્ન બા'ર કાઢીને;
અમૃત તો અમરોને પાયું, વિષ પાયું વિષધારીને;
વરાહરૂપે પૃથ્વી લાવ્યા, આદ્ય નિરંજન આપે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાંજે છે. ૧.

પ્રહ્‌લાદની પ્રતિપાળ પાળવા, નરવર નરસિંહ રૂપ ધર્યું;
હિરણ્યકશ્યપુ નખે વિદાર્યો, વિધિનું વાચક સફળ કર્યું;
વામન રૂપ બળિને ચાંપ્યો, ઇંદ્રરાયનું કાજ કર્યું;
છબિલોજી છડીદાર થૈ ઊભા, બળિરાજાનું ભાગ્ય ભળ્યું;
ફરસી ગ્રહી નક્ષત્રી કીધી, જે કુંકણ બિરાજે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાંજે છે. ૨.

અનેક દુઃખ દેવતાનાં ભાગ્યાં, રાજા રાવણ મારીને;
વિભીષણને લંકા આપી, પથરા પાળજ તારીને;
કૃષ્ણ સ્વરૂપે કંસને માર્યો, ગોકુળમાં ગૌ ચારીને;
મોરલીમાં મહા મોહ પમાડ્યાં, ત્રિલોકીનાં નરનારીને;
બુદ્ધા રૂપે જગન્નાથજી, ઝગમગ જોત બિરાજે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાંજે છે. ૩.

અકળ કળા નવ ખંડમાં વ્યાપી, ઘટ ઘટમાં તમો રમી રહ્યા;
ડાકોરમાં ઠાકોર બિરાજ્યા, બોડાણા પર કરી દયા;
ગંગાબાઇના ગુણ વધાર્યા, સવા વાલથી ઓછા થયા;
ભક્તિ જાણી સારંગ પાણી, ગુગળી પાછા ઘેર ગયા;

માખણિયો આરો છે સારો, લીમડો મીઠો લાગે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાંજે છે. ૪.

ઊંચું દેવળ ઊંચું શિખર, ધોળી ધ્વજા ફરફરે;
જે દરવાજે નોબત વાગે, રત્નાગર ત્યાં ગડગડે;
ગોમતી નીરે સંગમ તીરે, સંઘ આવી ત્યાં પડાવ કરે;
આઠે દહાડે શુકર વારે, વાલમનો વરઘોડો ચડે;
રણછોડ રસિયો સહુમાં વસિયો, સહુને માથે ગાજે છે;
દીનોનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખ ભાંજે છે. ૫.

ઉત્તર દક્ષિણ પૂરવ પશ્ચિમના, લોક દરશન આવે છે;
મોટા મોટા સંઘવી થઈને, સંઘ ડાકોરમાં લાવે છે;
નયણે નિરખું હૈડે હરખું, રૂપ ઉપર જાઉં બલિહારી;
શંખ ચક્ર ને પદ્મ બિરાજે, ગદા ધરી છે ગિરિધારી;
સાકર માખણ તુળસીની માળા, રાય રણછોડને ચઢાવે છે;
ઇચ્છારામના સ્વામી અંતરજામી, ભક્તને લાડ લડાવે છે. ૬

---

# ઇશ્વરદાસ.

( કચ્છ વાંઢાયવાળા ) સં. ૧૯૫૩ ના શ્રાવણમાં હતા.

પદ ૧

આવ્યો ઉત્તમ અવતાર, ભજન કર ભાવેરે;
તારે કરવો એજ ઉપાય, જેથી ભવ નાવેરે—આવ્યો. ટેક

તારે મુખથી કહેવું રામ, રહેવું નિષકામેરે ;
શું વળગી રહ્યો વ્હાલા, કાલા હાડ ચામેરે— આવ્યો. ૨.

તું તો લાલચ મ કર લગાર, કાયા માયા કાચીરે ;
શું માની બેઠો મૂરખ, સોણાની વાત સાચીરે —આવ્યો. ૩

તું સોંઢ માં વરવોણી જાન, માન કહ્યું મારૂંરે ;
તેં જે માની લીધાં મનમાંય, તેમાં નથો તારૂંરે—આવ્યો. ૪.

એવી ધરજે કાને સાર, શીખામણ મારીરે ;
એમ કે'છે ઇશ્વરદાસ, જોને વિચારીરે— આવ્યો. ૫.

---

## પદ ૨.

આવ્યો ઉત્તમ અવતાર, અચાનક તારેરે ;
તેમાં ભાવે કરી ભગવાન, ભજી લે સારેરે— આવ્યો. ૧.

તું તો થા માં શકટનો શ્વાન, ન હાથ તારેરે ;
શું ભાર ઉપાડો છો ભૂર, લાગી ખોટે લારેરે— આવ્યો ૨.

તું તો ખરચી લેને ખુબ, દીધું છે દયાળેરે ;
જાણો આક તણાં તે તૂર, ઉડી જાશે કાળેરે— આવ્યો. ૩.

આગળ નથી પોપાંનું રાજ, કારજ કર તારૂંરે ;
તું તો ભાતું કર ભરપૂર, મેલી હું મારૂંરે— આવ્યો. ૪.

શું રાતો રંગ પતંગ, દિવસ ચાર ચટકુંરે ;
કહે ઇશ્વર મેલ આજાર, મેલી માથે મટકુંરે— આવ્યો. ૫.

---

## પદ ૩.

તું તો આળસ મ કર અજાણ, કરી લે કમાઇરે ;
પામ્યો ઉત્તમ આ નરદેહ, ભજન કર ભાઇરે— તું તો. ૧.

તારી પળ પળ જાય છે પૂર, આયુષ અભાગીરે ;
માટે આંખ ઉઘાડી આધાર, જોને જાગીરે— તું તો. ૨.

તારે માથે ભમે છે ભૂર, દૂર મ જાણેરે ;
એવો કાળ કરાળ કરૂર, ચેતી લે ટાણેરે— તું તો. ૩.

માટે કરજે સાચો સ્નેહ, સદગુરુ સાથેરે ;
તારે તરત તર્યાનો ઉપાય રચ્યો છે નાથેરે— તું તો. ૪.

એવું ગ્રહી લેજો જરૂર, ઉપદેશ આપોરે;
એવું માની ઇશ્વરદાસ, ભવ ભય કાપોરે— તું તો. ૫.

---

## પદ ૪.

મારે માથે કરજો મ્હેર, સદ્ગુરુ સ્વામીરે;
જાણી નિજજન મનવચકાય, અંતરજામીરે— મારે. ૧.
ગુરુજી ધરૂંરે અતરમાંય, ધ્યાન તમારૂંરે;
માની માહા સુખરૂપ, સદાય વચન ઉર ધારૂંરે— મારે. ૨.
દેજો ચરણકમલની સેવ, દેવ દયાળુરે;
તમે નેહ નિભાવો નાથ, પરમ કૃપાળુરે— મારે. ૩.
ગુરુજી રહેજો સદા અંગ સંગ, અભંગ પ્રીત પાળોરે;
તમને દેખું જળ થળમાંય, ભરમ ભીત ટાળોરે—મારે. ૪.
મારી વ્હેલી કરજો વાર, શરણ સુખકારીરે;
એમ કિંકર ઇશ્વરદાસ, કહે છે પુકારીરે— મારે. ૫.

---

## પદ ૫ ( થાળ ) રાગ પરજ

તમે આરોગો અવિનાશ, સનાતન સ્વામીરે;
તમે વ્યાપક વિશ્વાધાર, અંતરજામીરે. ટેક.

વા'લા સાદર લેજો સંભાળ, આતુર આવોરે;
પીરસું ભાવતણાં ભોજન, પ્રેમે કરી પાળોરે. ૧.

જેમ આવ્યા વગડામાંય, પંચાળીને પાસેરે;
વા'લા વિલંબ ન કીધી કાંય, સંભાળ્યા દાસેરે. ૨.

વા'લા એમ આવોને આધાર, જમાડું જુગતેરે;
તમને અરપ્યાં તન મન ધન, વિવિધ રસ વિગતેરે. ૩.

વા'લા છપન ભોગ છત્રીશ વ્યંજન, વિધ વિધનારે;
તમે ભાવતણા ભગવાન, આરોગો અધુનારે. ૪.

વા'લા સરવ ભાવે છો સહાય, સ્વામી અમારારે;
અમે કાલાં ઘેલાં કિરતાર, તોય તમારાંરે;
વા'લે મ્હેર કરી મનમાંય, નિજ જન જાણીરે;
વા'લે પ્રેમે કર્યાં પ્રસાદ, પીધાં ટાઢાં પાણીરે. ૫.

વા'લા કરતા રહેજો મેહેર, અરજી અમારીરે;
એમ કહે છે ઇશ્વરદાસ, અબળા તમારીરે. ૬.

---

## પદ ૬ ધોળ

કરતાં સુરતિનો સાર વિચાર, જીવોજી જાતા રહ્યા. ટેક.
જડમૂળથી કાપીને કાઢિયા, લૈને તત્ત્વમસિ તલવાર—જીવોજી. ૧.
ક્ષણ ક્ષણ અણછતા થાતા ઊભા, કરતા વેર વેર લણાડ-જીવોજી. ૨.
ગાળું દેતા તે ગમ નવ રાખતા, કરતાં કરતાં ભોગના પોકાર-જીવો ૩.
ત્રયે શરીર સહિત સધાવિયા, લઇને પોતાનો પરિવાર-જીવોજી. ૪.
શુરુ કરૂણાથી ઇશ્વર કહે, કાઢ્યા મારીને સાત પેજાર-જીવોજી. ૫.

---

# ઇશ્વર બારોટ.

## પદ ૧ રાગ પ્રભાત.

કુહાડે કાપડ ધૂવે કુશળ ક્યાંથી હોયે રામ;
અધર્મ કેરા ચાલનારા ઓધર્યા ન કોઇ રામ. ટેક.

ઉગિયા સૂરજ ભાણ, નવે ખંડમાં હુવા જાણ;
ગતને ગંગા મળી ને, નિત્ય કરે પરણામ રામ— કુહાડે. ૧.

ગાયું હંદા ગાળા છુટા, વેદિયા વાંચે છે વેદ;
વેદિયા તો ભૂલા વેદ, ભેદિયા પાખંડ રામ— કુહાડે. ૨.

દીયે છે કોડીનું દાન, લેખે છે મેરૂ સમાન;
ઊંચાપે ઊંચેરૂ જુવે, હજી કેમ નાવ્યાં વિમાન રામ--કુહાડે. ૩.

વખાણે પોતાનું આપ, સાધુ સંતને દે સંતાપ;
પુન્ય તો પરગા ચાલે, ગુપ્ત ચાલે પાપ રામ— કુહાડે. ૪.
મુખેથી મીઠેરૂં બોલે, વાતડિયે બ્રહ્માંડ ડોલે;
સુડલો સારંગપાણિ, પાંજરે બોલે રામ— ૫.
માયાનો મોટેરો કોસ, કરમ માથે શ્યાનો રોષ;
બોલિયા ઇશ્વર બારોટ, જમને શો દેવો દોષ— ૬.

---

# કબીર.

૧૬ મી શતાબ્દીમાં હતો એમ ઇતિહાસ કર્ત્તા કહે છે.

## પદ ૧ રાગ ધનાશ્રી.

સત સંગનો રસ ચાખ પ્રાણી તું તો સત સંગનો રસ ચાખ. ટેક.
પ્રથમ પ્રભુજીને પાયે જ લાગી, નામ રૂદે રાખ— પ્રાણી. ૧.
પ્રથમ લાગે તીખો ને કડવો, અંતે આંબા કેરી સાખ— પ્રાણી. ૨.
આરે કાયાનો ગર્વ ન કીજે, અંતે થવાની છે ખાખ— પ્રાણી. ૩.
સત સંગતથી થાય છે મુક્તિ, વેદ પુરે તેની સાખ— પ્રાણી. ૪.
હસ્તિ ને ઘોડા માલ ખજાના, તે પણ નાવે તારી સાથ— પ્રાણી. ૫.
કહત કબીર સુનો ભાઇ સાધુ, રામ રામ રૂદે રાખ— પ્રાણી. ૬.

---

## પદ ૨ રાગ સારંગ.

કબ સમરોગે રામ, અબ તુમ કબ સમરોગે રામ. ટેક.
ગભ કુટીમેં જપ તપ કીનેં, નિકલ હુવા બેઇમાન— અબ. ૧.
બાલપનો સબ ખેલ ગુમાયો, તરૂન પનેમેં કામ— અબ. ૨.
હાથ પાવ જબ કંપન લાગે, નિકલ ગયો અવસાન— અબ. ૩.
જૂઠી કાયા, જૂઠી માયા, આખર મોત નિદાન— અબ. ૪.
કહત કબીરા સુનો ભાઇ સાધુ, જીવ દોદિનકા મિજમાન.— અબ. ૫.

---

## પદ ૩.

નિરધન કે ધન રામ, હમારે નિરધન કે ધન રામ. ટેક.
ચોર ન લેવે ઘટહુ ન જાવે, કષ્ટમેં આવે કામ— હમારે. ૧.
સોવત બેઠત જાગત ઊઠત, જપહુ નિરંતર નામ— હમારે. ૨.
દિન દિન હોત સવાય દોઢા, ખૂટત નહીં એક દામ—હમારે. ૩.
અવર અંતમેં છોડ ચલત સબ, પાસ ન એક બદામ—હમારે. ૪.
કહત કબીર સુનો ભાઇ સાધુ, પારસકો નહીં કામ—હમારે. ૫.

---

## પદ ૪.

તીરથ કોન કરે, હમારે, તીરથ કોન કરે. ટેક.
મનમેં ગંગા મનમેં કાશી, મનમેં સ્નાન કરે— હમારે. ૧.
મનમેં આસન મનમેં કડાસન, મનમેં મૌન ધરે— હમારે. ૨.
મનમેં માલા મનમેં મુદ્રા, મનમેં ધ્યાન ધરે— હમારે. ૩.
કહત કબીર સુનો ભાઇ સાધુ, ભટકત કૌન ફિરે— હમારે. ૪.

---

## પદ ૫. રાગ સારંગ

ઠાકોર ભલે બિરાજોજી, જગનનાથ પુરીમેં ભલે બિરાજોજી. ટેક.
કબસેં છોડી મથુરાં નગરી, કબસેં છોડી કાશી;
કલિજુગમેં આઇ બિરાજો, બંદ્રાબન કે વાસી— ઠાકોર. ૧.
સતજુગ છોડી મથુરાં નગરી, દ્વાપર છોડી કાશી;
કલિજુગમેં આઇ બિરાજો, બંદ્રાબન કે વાસી— ઠાકોર. ૨.
ઉડિયા માગે ખીચડી, બંગાલી માગે ભાત;
સાધુ માગે આપકા દર્શન, દુજા મ્હાપરસાદ— ઠાકોર. ૩.
દાલ રાંધું ભાત રાંધું પરવરકી તરકારી;
મીન મારિકે ભોગ લગાવે, અધમ જાત બંગાલી— ઠાકોર. ૪.
ગાંવ ગાંવમેં બાગ બગીચા, ગલી ગલી ફૂલવાડી;
ઘર ઘર દેખો કેલા નાલિયર, ઘર ઘર ઠાકોરવાડી— ઠાકોર. ૫.

દોદો કોસપર હાટ લગાયા, પાંચ કોસપર ચટ્ટી ;
ચલતે ચલતે પાવ પિસને, શરીર હો ગયે મટ્ટી- ઠાકોર. ૬.
ચટ્ટી ચટ્ટી બનિયા લૂટે, ઓર લૂટે ફિરંગી ;
સિંહ દરવાજે પંડ્યા લૂટે, જાત્રી ભયે ઉદાસી- ઠાકોર. ૭.
સોલા હાથકી સાડી પહીરે, ઉપર ધરે કિનારી ;
સાસુ સસુરકી લાજ ન રાખત, અરધી ટાંગ ઉઘારી- ઠાકોર. ૮.
બંગાલી બેટી પરમ સુંદરી, ઉનકે લંબી ચોટી ;
ભાવ ભકિતકો મરમ ન જાણે, ઉનકી ગરદન મોટી- ઠાકોર. ૯.
નીલ ચક્રપર ધ્વજા બિરાજે, મસ્તક સોહે હીરા ;
ઠાકોર આગે દાસી નાચે, ગાવે દાસ કબીરા- ઠાકોર. ૧૦

---

## પદ ૬.

જમકા અજબ તડાકા બે, તું કયા જાને લરકા બે. ટેક.
પીર મરે પેગંબર મરગયે, મરગયે જંદા જોગી ;
જપી તપી સંન્યાસી મરગયે, મરગયે બેદોં રોગી—જમકા. ૧.
નવબી મરગય દશબી મરગય, મરગય સહસ્ત્ર અઠયાસી ;
તેંતીસ કોટી દેવબી મરગય, પડે કાલકી ફાંસી— જમકા. ૨.
બડે મિજાજી કંઠડે બેઠે, કરલીઆ કછુ તાજા;
માર ઝપટ જમ પકડ લે જાવે, જ્યોં તેતરકોં બાજા— જમકા. ૩.
તીન લોકપર છતર બિરાજે, લૂટ્યા કુંજ બિહારી;
કહત કબીરા સોબી મરગય, રૈયત કોન બિચારી—જમકા. ૪.

---

## પદ ૭ રાગ બિલાવર.

ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો, ભમ્યો દિવસને રાત;
માયાનો બાંધેલ પ્રાણીઓ, સમજ્યો નહિ શુદ્ધ વાત—ભૂલ્યો. ૧.
કુંભ કાચો કાયા જાજરી, જોઇને કરોને જતન;
વણસતાં વાર લાગે નહી, રાખો રૂડું રતન— ભૂલ્યો. ૨.

કેનાં છોરૂ કેનાં વાછરૂ, કેનાં માયને બાપ;
અંતકાળે જાવું એકલાં, સાથે પુણ્યને પાપ— ભૂલ્યો. ૩.

જે ઘેર નોબત વાજતી, હોતા છત્રીશ રાગ;
ખંડેર થઇ તે ખાલી પડ્યાં, કાળા ઊડે છે કાગ— ભૂલ્યો. ૪.

જીવની આશા ડુંગર જેવડી, મરણ પગલાંને હેઠ;
મોટા મોટા મરી ચાલિયા, લાખો લખપતિ શેઠ— ભૂલ્યો. ૫.

ઉલટી નદી પૂર ઉતરી, જાવું પેલે રે પાર;
આગળ નીર નહીં મળે, જોઇએ તે લેજે હાર— ભૂલ્યો. ૬.

સતકર્મ સદવસ્તુ વેહોરજો, ઇશ્વર સમરણ સાથ;
કબીર જુહારીને નીસર્યા, લેખું સાહેબને હાથ— ભૂલ્યો. ૭.

---

## પદ ૮.

મુખડા ક્યા દેખો દરપનમેં, તેરે દયા ધરમ નહિ મનમેં—મુખડા. ટેક.

કાગદકી તો નાવ બનાઇ, તરતી છોડી જલમેં;
ધરમી ધરમી પાર ઉતર ગયે, પાપી ડૂબે છિનમેં— મુખડા. ૧.

જબ લગ ફૂલ રહે ફુલવાડી, વાસ રહે નિજ ફૂલનમેં;
એક દિન ઐસી હો જાવેગી, ખાખ ઉડેગી તનમેં— મુખડા. ૨.

ચૂઆ ચંદન અબીર અરગજા, શોભે ગોરે તનમેં;
ધન જોબન ડુંગરકા પાની, ઢલ જાવેગા છિનમેં— મુખડા. ૩.

નદિયાં ગહેરી નાવ પુરાની, ઉતર ચલે સુગમમેં;
ગુરુ મુખ હોએ સો પાર ઉતરે, નગુરા રોવે વનમેં— મુખડા. ૪.

કૌડી-કૌડી માયા જોડી, સુરત રહે નિજ ધનમેં;
દસ દરવાજે ઘેર લિયે, જબ રહ ગઇ મનકી મનમેં—મુખડા. ૫.

પગિયાં માંગ[૧] સમારે, લેત જુલી જુલ તનમેં;
કહુત કબીરા સુનો ભાઇ સાધુ, એ ક્યા લહ રહે મનમેં—મુખડા. ૬.

---

૧ વાળની પાંતી; સેંથો.

## પદ ૯.

સાધુ યહી સંસારમેં, કમળ જલ માંહીરે;
સદા સરવદા સંગ રહે, જલ પરસત નાહીરે.
જલકુકડો જલમેં બસે, જલમેં બિહાય;
પાણી પાંખ ભીંજે નહીં, કો કેસી કુદરત પાય— સાધુ. ૧.
મીન તરે જલ ઉપર, કછુયે ન લાગે ભારા;
અન્ય અટક માને નહીં, ખેલે ચોધારા— સાધુ. ૨.
છીપ સમુદ્ર ઘર કિયો, વાકી સુરતિ આકાશ;
ઓર નીર ઇચ્છે નહીં, સ્વાન્ત બુંદકી આશ— સાધુ. ૩.
ભેદ પાયોરે તંદૂરિયે, પન્નગસું લેત લડાઇ;
વાકોં વિષ વ્યાપે નહીં, મૂલ જડી મુખ માંહી— સાધુ. ૪.
ખટરસ ભોજન બ્યંજન, માહીં અવલ મિઠાઇ;
જીવ્હાકો લાગે નહીં, કર રહે લપટાઇ— સાધુ. ૫.
કાયાબીચ ભોરિંગ વસે, પકર્યો હાથ ન આવેરે;
કહે કબીર સદ્ગુરુ શબ્દસેં, સેજ ચલ્રી આવેરે— સાધુ. ૬.

---

## પદ ૧૦.

એસી ભક્તિ ન કીજિયે, જામેં હોત હે હાંસીરે;
વાકોં જમડા મારકે, ગલેમેં દેદે ફાંસીરે— ટેક.
મંઝારીરે કથા સુને, કેસે બિરદ લીનો;
કરસું દીપક ડારકે, મુસા ગ્રહી લીનો— એસી. ૧.
દેખનમે બગ ઉજલા, મન મેલા ભાઈ;
આંખ મીંચકે મુનિ ભયા, મછિયાં ઘટકાઈ— એસી. ૨.
જ્યોં કુંજર જલમેં ધસે, જલ વહે ભરપૂરા;
બ્હાર નીકસ ઠાડા ભયા, શિરપર ડારી ધૂરા— એસી. ૩.
જ્યોં પીંગરા[1] ઉગર ચલી, પાવકકે સંગા;
વા સંગતતે બિછરી, વાકા રંગ દુરંગા— એસી. ૪.
કહે કબીર સુનો સંતજનાં, જીવતડે મરિયા;
મારગ પકર્યો શીલકો, પાંચો સંગ લડિયા— એસી. ૫.

---

૧ જોગણી અગ્નિસંગે પીગળી વહી જાય.

## પદ ૧૧.

જુગમેં વેરી કોય નહીં, જો મન શીતલ હોયરે ;
આપાં ડારી ખેલિયે, દયા કરે સબ કોયરે— જુગ. ટેક.
વાણી એસી બોલિયે, દિલ્લકા આપાં ખોય ;
ઓરનકોં શીતલ કરે, આપેં શીતલ હોય— જુગ. ૧.
કુવચને દુઃખ ઉપજે, મારે કાલકોં ગીચ ;
નમી ચલે સોહી સંત હે, લડી મરે સો નીચ— જુગ. ૨.
નદી કિનારે તૃણ વસે, દ્રો ધારનકે ણીચ ;
અરિ સજ્જન વાકો કોઇ નહીં, હે નમતાસેં પ્રીત-જુગ. ૩.
કાયા ગઢમેં હરિજન વસે, સંતે દિયો હે ટાલ ;
બીજલી પડે દરિયાવમેં, દરિયા કયોં જલ્યો જાય—જુગ. ૪.
લડતાસો ટલતા રહિયે, જલ્યાસું જલ હોય ;
કહે કબીર એસે દાસકોં, ગંજી સકે ન કોય— જુગ. ૫.

---

## પદ ૧૨.

"અબ તો મેરે રામ નામ દુસરા ન કોઇ—" એ રાગ

રામ સમર રામ સમર, રામ સમર ભાઈ ;
રામ નામ સમરન બિન, બૂડત ભવમાંહીં— રામ. ટેક.
બનિતા સુત દેહ ગેહ, સંપત્તિ સુખદાઇ ;
ઇનમે કછુ નાહીં તેરો, કાલ જાત ખાઇ— રામ. ૧.
અજામેલ ગજ ગુણિકા, પતિત કર્મ કીનો ;
સોબી ઉતર પાર પડે, રામ નામ લીનો— રામ. ૨.
સૂકર કૂકર ચોની ભ્રમે, તબહુ લાજન આઈ ;
રામ નામ છાંડ અમૃત, કાહેકું બિખ ખાઈ— રામ. ૩.
ભર્મ કર્મ તજી કુકર્મ, રામ નામ લેહી ;
ગુરુ પ્રસાદ જન કબીર, રામ કર સનેહી— રામ. ૪.

---

## પદ ૧૩ કાફી.

"નાથ કેસેં ગજકો બંધ છોડાયો–" એ રાગ.

ભજન બિના હીરા સો જનમ ગુમાયો, તેરી લાર કછુ નહીં આયો—
ભજન બિના, ટેક.
કથા ભાગવત સુણી નહીં શ્રવણે, રસનાસેં રામ ન ગાયો;
માલ મતા સઉ ઉંડી ઉંડી દાટી, હાથ કછુ નહિ આયો–ભજન બિના. ૧
કબુએ ન કીની સાધુકી સંગત, દેવ દુવારે ન આયો;
વઇ વઇ સુઓ બેલકી નાંઇ, સુઇ રહ્યો ઊઠી ખાયો–ભજન બિના. ૨.
સંસાર સાગર ફૂલસેં વરસે, સુડલો દેખ લોભાયો;
કહત કબીર સુનો મેરે સાધુ, ચાંચ ઘાલ પછતાયો–ભજન. ૩.

## પદ ૧૪.

"મનોવર સમજાવે રાની—" એ રાગની લાવણી.

બંગલા ખુબ બન્યા માહારાજ, જ્યામેં નારાયણ બોલે. ટેક.
ઇસ બંગલેમેં દસ દરવાજા, બીચ પવનકા થંભા;
આવંત જાવત કોઇ નવ દેખે, યહી બડા અચંબા—બંગલા. ૧.
ઇસ બંગલેમેં બાજા બાજે, બાજે સાંજ સવેરી;
તાલ પખાજ મરદંગ બાજે, રાગ છત્રીસ કરેરી— બંગલા. ૨.
હાડ ચાંમકી દેહી બનાઇ, નવ નાડીકા કોટ;
બાજીગરને ખેલ મચાયા, રંગ લગાવ્યા ચોટ— બંગલા. ૩.
પાંચ પચીસેક પાતર નાચે, મનવા તાલ બજાવે;
સુરત નરતકી મરદંગ બાજે, રાગ છત્રીસેં ગાવે— બંગલા. ૪.
રોમ રોમકી છાંઇ બનાઈ, ત્રણ ગુણકા ગાલા;
કહત કબીર સુનો ભાઈ સાધુ, ચેતન ચુનવા વાલા—બંગલા. ૫.

## ભજન પદ ૧૫.

રામરસ એસા હય મેરે ભાઈ, સાહેબ રસ મીઠા હય મેરે ભાઇ. ટેક.
કુંભકા બાંધ્યા જલ રહે, બિના કુંભ ન હોય;
જ્ઞાન બાંધ્યા મન રહેરે, ગુરુ બિના જ્ઞાન ન હોય— રામરસ. ૧.

આગે આગે દવ જલેરે, પીછે હરિયા હોય;
હું બલિહારી એહ રૂખનેરે, જડરે કટયે ફળ થાય— રામરસ. ૨.
મીઠા મીઠા સહુ પીવેરે, કડવા ન પીવે કોય;
સાકર પીધે દુઃખ ઉપજેરે, વિષ પીધે સુખ હોય— રામરસ. ૩.
ઘર બાળે ઘર ઉગરેરે, ઘર રખે ઘર જાય;
એક અચંબા મેં સુણ્યા જે, ચડા કાલકું ખાય— રામરસ. ૪,
કબીરે કબીરા ઘર જાલીઆરે, લીયા પલિતા હાથ;
તુમરે તુમારા ઘર જલાદો, તો ચલો હમારે સાથ— રામરસ ૫.
સાહેબકા ઘર દૂર હેરે, લંબે પાન ખજુર;
ચડે સો ચાખે પ્રેમરસ, ઓર પડે સો ચકના ચૂર— રામરસ. ૬.
પીયા સો અમર હોગયારે, પીવે સો અમર હોય;
સુરીનર મુનિવર જે પીવે, વાકે ધડપર શીશ ન હોય— રામરસ. ૭.
મીસરી વેરાણી રેતમાંરે, કુંજરસેં ચુગી ન જાય;
મમતા મારો સંત આપકી, સો કીડી હોકર ખાય— રામરસ. ૮.
ધ્રુએં પીયા પ્રલ્હાદે પીયારે, પિયા પીપે ને રોહીદાસ;
દાસ કબીરજીએ જુગતેં પીયા, જેને ફેર પોવનકેરી આશ— રામ ૯.

---

## ભજન પદ ૧૬.

રામરસ પીજોરે નરનાર; પ્રેમરસ પીજોરે નરનાર. ટેક.
રત્ન પદારથ સાર દેહી તે, સુંદર પાઇ,
કરી કરી ઓછા સંગ, ભૂલ મતિ કહાં ગુમાઇ;
સ્વર્ગલોક ઇચ્છે સદા, મનુષ્યજન્મ અવતાર;
કાચ મણિ તો કર ગ્રહી; હીરો ખોયો તેં ગમાર—રામ ૧.
ઓર દેવકું ધ્યાય કુશળ, કહો કહાંસેં પાવે;
ન કરી સંતકી સેવ નિત, સકુટુંબ જમાવે;
માયા ખરચે રામકી, આપ લેત બડાઇ;
પરમારથકી ખબર નહીં સો, ઉલટી ચોરાસી પાઇ—રામ ૨.
તીર્થ વ્રત સ્નાન કરી કરી, બહોત ફુલાઇ;
યોગ યાગ તપ દાન કરી, કછુ રામ ન પાઇ;

આત્મબ્રહ્મ ચિન્યા નહીં, તબ લગ જૂઠી સેવ ;
જો કરીએ સો ભરમના, કયા તીર્થ કયા દેવ— રામ ૩.
રામરસ પીજે ચાહી, ભેદ સતગુરૂજીકો લીજે ;
વાજે અનહદ નાદ વાકો, ધ્યાન ધરીજે ;
કહે કબીરા પરિબ્રહ્મકી, ઝળકે જ્યોત અખંડ ;
અધો ઉર્ધ્વકે બિચ તામે, નિશદિન ખોજો પિંડ—રામ ૪.

---

## ભજન પદ ૧૭.

મોજાં કરતહે લેહરી, અબ તો ભીખારી ગુરુ મેં ભીખારી— ટેક
પંચ તત્ત્વકી ઝોલી સારી, નવનિદ્ધિસેં ભેરી ;
ભાત ભાતકા ટુકડા જોડા, ઉન મુની લલકારી— મોજાં. ૧.
ઉસ ઝોલીકી ગત હૈ ન્યારી, રિદ્ધિસિદ્ધિસેં ભરી ;
ઉસ ઝોલીમેં ચૌદ રત્ન હૈ, દેખો આદિ શબ્દ ઉચ્ચારી—મોજાં. ૨
પૂરી ફકીરી સત્ય આધાની, નવે ખંડમેં ફેરી ;
દશમે ખંડ જો અલક જગાયા, ઝોલી હો ગઈ ભારી—મોજાં. ૩.
કહુત કબીરા સુનો ભાઇ સાધુ, હુમ ભીખારી સંતકે દ્વારી ;
ગુરુ રામાનંદજીકે ચરણે આયા, ગુરુકી લી હે ન્યારી —મોજાં. ૪.

---

## ભજન પદ ૧૮.

પરખો શબ્દ નિજ સારા હંસા, પરખો નિજ શબ્દ સારાજી. ટેક.
બિન પરખે કોઇ પાર ન પાવે, ભૂલા જગ સંસારાજી ;
સબહી સંત મિલજો હરિ કહાવે, ના કોઇ પારખ પાઇજી—પર ૧.
આયેથે બેપાર કરનકું, ઘરકી જમા ગુમાઇજી ;
બડે બડે સાધુ બાની છાની, રામ ભાગ દોય કીનીજી— પર. ૨.
આછર પારખ કર લેના મન, માયા નહીં ચીનાજી ;
શુકદેવ મુનિ પરમાતમ ચીના, આતમ ચીની માયાજી—પર. ૩.
પર આતમ અજપાજપ ચેતે, નેહ અછર ભેદ નહિ પાયાજી ;
અબ તુમ સુનો જો હરિ મોટા, ખરા ખોટા નહીં પૂજેજી—પર. ૪.

શિવ ગોરખ સમ ના કોઇ જોગી, ઓરકું કો નહીં સૂજેજી;
જો કોઇ જગમે હુવે જો હરિ, સો યા પદકું પૂજેજી— પર. ૫.
કહે કબીર હમ સબહીં દેખો, સબહીં લાભકો ધાવેજી;
સતગુરુ મિલે જિન પારધ લિખાઇ, ટોક ઢોરતા હે સૂજેજી—પર. ૬.

---

## ભજન પદ ૧૯.

વામે કોન પુરૂષ કોન નારી, અબધૂત એસો જ્ઞાન બિચારી. ટેક
બમ્મનકે ઘર નાતી ધોતી, જોગીકે ઘર ચેલી;
કલમાં પઢકેં ભઇ મેં તરકડી, આપોઆપ એકેલી—અબધૂ ૧.
નહીં મેં પરણી નહીં કુંવારી, પુત્ર જણી જણી હારી;
કાલી મુંડીકો મેં કોઇ ન છોડયો, તોય મેં બાલ કુંવારી —અબધૂ. ૨.
સસરા હમારા બાલા ભોલા, સાસુ હમારી કુંવારી;
પિયુ હમારા પારણે ઝુલે, મેં તો ઝુલાવનહારી— અબધૂ. ૩.
સાસરીએ ન જાતી પીઅરીયે ન રહેતી, પિયુજીકી સેજ બિછાતી;
કહત કબીરા સુનો ભાઇ સાધુ, જોતમેં જોત મિલાતી—અબધૂ ૪.

---

## ભજન પદ ૨૦.

સતગુરુકા મરમ ન જાના, સાધુ ભાઇ દેખત જગ સબ ન્યારાજી. ટેક.
હિંદુ કહે વો રામ હમારા, મુસલમીન રહેમાના;
આપસમેં દોઉ લડ લડ મુવે, દુબ્ધા મોલ પછાનાજી—સાધુ. ૧.
કેતેક નેમી ધરમી કહાવે, પ્રાત કરે અસનાના;
આતમ માર પાષાનકું પૂજે, ઉનકા કોન ગિનાનાજી—સાધુ. ૨.
કેતેક પીર ઓવલીઆ કહાવે, પઢત કિતાબ કુરાનાજી;
કહે હો મુરીદ તકલીબ બનાવે, ઉન્ને અલા નહીં જાનાજી—સાધુ. ૩.
ઇસબિધ ચલદ કહ હમકો, આપ કહાવે શ્યાનાજી;
કહે કબીર સુનો ભાઇ સાધુ, દોનોમેં કોન દિવાનાજી—સાધુ. ૪.

---

## ભજન પદ ૨૧.

સંતો ભાઇ રે ઉન ઘરકી મોંહેં સંત સમજાયો,
જ્યા ઘરસેં બ્રહ્મ આયાજી;
સંતો ભાઇ રે કાયા છોડ ચલે જબ હંસા,
તબ જીવડા કહાં જાઇ સમાયાજી— સંતો. ટેક.
સંતો ભાઇ રે કોઇક પૂજે શિવ શક્તિકું,
કોઇક પીર મનાવેજી;
સંતો ભાઇ રે અલખ પુરુષકી આપ ન જાણે,
ફોકટ ફેરા ખાવેજી— સંતો. ૧.
સંતો ભાઇ રે બ્રહ્મા વિષ્ણુ મહાદેવ સ્વામીરે,
પથરા નામ ધરાયાજી;
સંતો ભાઇ રે ઉન પથ્થરેકું કાલ ન વ્યાપે,
સુના મર મર જાવેજી— સંતો. ૨.
સંતો ભાઇ રે ઘડયા દેવલકું સબ કોઇ માને,
અણઘડ માને ન કોઇજી;
સંતો ભાઇરે નુરત સુરતસેં જો કોઇ માને,
નિરભયકા ફળ સોઇજી— સંતો. ૩.
સંતો ભાઇરે ઘટે વૈરાટ કછુબી ન હોતા,
પૂરણ હુતી માયાજી;
સંતો ભાઇરે અજબ રજબ દોઇ નેનાબી ન હોતા,
તબ જીવડા કહાંસું આયાજી— સંતો. ૪.
સંતોભાઇરે મેં મેરી મમતાકું માર હટાયા,
તબ જાઇ સુક્ષમ આયાજી;
સંતો ભાઇરે સુરતા સુહાગણ ચરણ જાઇ લોટી,
તબ જાઇ પ્રીતમ પાયાજી— સંતો. ૫.
સંતો ભાઇરે જ્ઞાન ધ્યાન સમજ મન મેરા,
ગુરુ ગમસેં ભેદ પાયાજી;
સંતો ભાઇરે કહુત કબીર અલખ અવિનાશી,
યમકે સંકટસેં છુડાયાજી— સંતો. ૬.

## પદ ૨૨ ઠુમરી.

જો પૂછે સો બાવરા, ક્યા પૂછો ઉંમર હમારી;
મેં તો રહું સદા આનંદમેં, ખેલું જુગોજુગ સારી—જો. ૧.
કોટિક બ્રહ્મા વહી ગયે, દશ કરોડ કનૈયા;
સસ કોટિ શંભુ ભયે, મેરી એક પલૈયા— જો. ૨.
બલ વામન કેતેક ભયે, કૈરવ દલ ભારી;
લંકાપતિ રાવણ સરિખે, ગયે અનેક અનેકવારી—જો. ૩.
કોટિક વિષ્ણુ વહી ગયે, મહંમદ ચાર પારી;
દેવનકી તો ગિનતી નાંહી, રૈયત કોન બિચારી— જો. ૪.
કેતેક ભયે પરમાતમા, શંધાંતર સારી;
સુરીનર મુનિજન પચિ પચિ મુવે, વસ્તુ કોય વિરલે વિચારી—જો.૫.
નહિ બુઢ્ઢા નહિ મેં બાલકા, નહિ મેં ભેખ ભિખારી;
ક્ષુધા તૃષા વ્યાપે નાહીં, એસી કાય હમારી— જો. ૬.
સમરથ સાહેબ સત્ય હે, જનુ આવરણ ઉચારી;
કહત કબીરા સુનો ગોરખા, એસી ઉમર હમારી— જો. ૭.

---

## પદ ૨૩ ઠુમરી.

પીલે પ્યાલા હો મતવાલા, પ્યાલા પ્રેમ હરિરસકારે— પીલે. ટેક.
પાપ પુન્ય ભોગનકું આયા, કોન તેરા તું હે કિસિકારે;
બિના સમજ ભવ પાર ન ઉતરે, ધન જોબન સ્વપના નિશિકારે—
પીલે પ્યાલા. ૧.
જૈસા અંગાર ચકોર ભખતહે, પહિલેં ધ્યાન ધરે શશિકારે;
અમૃત પ્યાલા કોઇ સંતજન પીવે, ઓર ઘરાક સબ વિષકારે—
પીલે પ્યાલા. ૨.
નાભિકમલ બિચ હે કસ્તુરી, કેસેં ભરમ ટળે પશુકારે;
બિના સમજ ભવ પાર ન ઉતરે, જૈસે હરણ કરે વનકારે—
પીલે પ્યાલા. ૩.

ભવસાગર ઉતરવા જો ચાહો, તો તજ કામનીકા ચસકારે;
કહત કબીર સુનો ભાઇ સાધુ, નખશિખ રોષ ભર્યો વિષકારે—
પીલે પ્યાલા. ૪.

---

## પદ ૨૪ (થાળ)-વસંત.

આરોગો નરસિંહ મહા પ્રભુ, આરોગો નરસિંહ;
છપન ભોગ છત્રીસે વ્યંજન, નાના વિધિકે રંગ—આરોગો. ટેક.
લક્ષ્મીજી ભોજન આપ સુધારે, મનમાં ધરીરે ઉમંગ;
પનત્રારી નારદમુનિ લાવે, તો જલ ભરી લાવે શ્રી ગંગરે—
આરોગો. ૧.

ભાવ પ્રીતસેં ભોજન કીજેં, તુમ મેરે પ્રાણ આધારરે;
અંતરકી ગત અંતર જાને, સબ વિધિ જાનનહારે—આરોગો. ૨.

ઇંદ્ર સાર આરતી ઉતારે, દૂર કિયે પટ ચીરરે;
શિવ સનકાદિક ચમલ ઢરાવે, ગાવે દાસ કબીરરે—આરોગો. ૩.

---

## પદ ૨૫ વસંત.

નહીં છાંડું બાબા રામ નામ, મેરે ઔર પઢનસેં કૌન કામ. ટેક.
પ્રહલાદ પધારે પઢન નિશાલ, જહાં સંગ સખા લિયે બહુત બાલ;
કહારે પઢાવો પાંડે આલ જાલ, મેરી પાટીમેં લિખ દે શ્રીગોપાલ—
નહીં છાંડું. ૨.

શંડામર્ક કહે જાઇ, પ્રહલાદ બંધાવો વેગિ આય;
રામ કહનેકી છોડ જુબાન, તોહી અબહીં છોડાવું મેરો કહ્યો
માન—નહીં છાંડું. ૨.

કહારે ડરાવો પાંડે બાર બાર, મોહે જલ થલ ગિરિસેં લિયો ઉગાર;
મારી ડારી બહાવો દેહ જારી, હરિ નામ છોડું તો મેરે ગુરુકું
ગારી—નહીં છાંડું. ૩.

કહાડી ખડ્ગ કોપ્યો રે રાય, તેરો રાખનહારો મોય બતાય ;
થંભ ફારી પ્રગટે મુરારિ, હરનાકંસ માર્યો નખ વધારી—
નહીં છાંડું. ૪.

આદિ પુરૂષ દેવાધિદેવ, ભક્ત કારણ ધર્યો નરસિંહ ભેવ ;
કહત કબીર વાકો નવ લહું પાર, પ્રહલાદ ઉગાર્યો અનેકવાર—
નહીં છાંડું. ૫.

---

## પદ ૨૬ વસંત.

ભજ મન ભમરારે, રૂત વસંત જાય, રૂત પલટે ફુલ કહાંસે પાય—
ભજ. ટેક.

રૂત પલટે પીછે રહે ન ચેન, મુખસેં ન ઉચરે એકો બેન ;
પ્રેમ રૂદે ધર રામ નામ, તો છુટી જાય ચારો ખાણ—ભજ. ૧.
તેરી તનરે વાડી ફૂલી સુફલ ફૂલ, પ્રાણી મનખા જનમ પાયો અમૂલ ;
સતગુરૂ ચરણેં તું ધરી લે શીશ, તો તરવેકી એહી રીત– ભજ. ૨.
એક વૃક્ષ તીન લોકમાંહ્ય, સબ મિલકે બેઠે વાકી છાંય ;
કહે કબીર તું ભજીલે સોય, જાકે ચરણે પોતા જન વિરલા કોય—
ભજ. ૩.

---

## પદ ૨૭ વસંત

એસેં વસંત ખેલો ભાઇ મનકું મારરે, શબ્દ કેતરે વારંવાર—
એસેં. ટેક.

જાકે તનમેં વ્યાપે તપત કામ, તાકું કયું મિલેગા રમતા રામરે ;
મન મુવે વિના સરે ન કામ, મર ખોજ આવે નર ચારે ધામ—
એસેં. ૧.

મન મારવેકી યેહી રીત, જાકું કનક કામનીસેં નહીં પ્રીતરે ;
પ્રીત કરી સો નર પોતા નાહીં, મર જનમે મરે નર આવે જાય—
એસેં. ૨.

મનકોં મારકે રાખો ઠામ, સુરત લગાવો એક નામ;
પાંચ પચીસકોં રાખો ઠોર, કહે કબીર સોહી મેરે શિરકો મોર—
એસેં ૩.

---

## પદ ૨૮.

સંતો મોહ મૃગ માર્યો નવ જાય, તેરી કાયા વાડીમાં વસે ને ખાય—
સંતો. ટેક.
તેરી વાડીમેં નિપજે મોક્ષ વેલ, વાકું મૃગ ચરી જાય દિવસ રૈન;
રૈન ન દેવે ફલ ફૂલ પાન, તાતેં સિંચત સિંચત ન રહે હાથ—
સંતો. ૧.
ધીરજ ધ્યાનકી કરૂં કબાન, સુરત સુરતકા સાંધું બાણ;
જો મેં મારૂં તાક તાક, તો એહ વિદેહી ભાગો જાત—સંતો. ૨.
મોહ મૃગકોં કોન શકયા માર, કેતે સુરીનર મુનિ સબ રહે હાર;
કહે કબીર જીને દિયોહે ડાર, જીને રામનામકી કરીહે વાડ—સંતો. ૩.

---

## પદ ૨૯ ગોડી.

હરિ નામકે બેપારી, હમ હરિ નામકે બેપારી;
અમુક હીરા હાથ લાગા, સાચી બનજ હમારી— હમ હરિ. ટેક.
તન કરૂં બેલ સુરતકા પૈડાં, ગ્યાનકી ગુન ભર ડારી;
કિનહુંને લાધા તાંબા કંચન, કિનહુંને લાધી સોપારી— હમ હરિ. ૧.
સાહેબ નામ હૃદયે બસત, મનકી માયા સબ હારી;
આપ નિરંજન હોકર બૈઠે, મોહે ભરોસો ભારી— હમ હરિ. ૨.
નહિ શિર જટા નહિ કાન મુદ્રા, નાં ગલે કંઠા કારી;
તુંહી પ્રતિપાલ દોનું જુગુતરે, કેતિએક બાત નિહારી—હમ હરિ. ૩.
ઉનહુંને લાધા માલ ધન, ઉનહુંને લાધા સુંદર નારી;
દાસ કબીરને નામ લાધા, હૈ ભિન ખેપ હમારી—હમ હરિ. ૪.

---

## પદ ૩૦ ગોડી.

જા ઘર કથા નહિ હરિ કીરતન, સંત નહીં મિજમાનાં;
તા ઘર જમડે ડેરા દીના, સાંજ પડે સમશાનાં— જા ઘર. ટેક.
મેરી મેરી કરત હે મૂરખ, મિથ્યા ન માન ગુમાનાં;
સાધુ સંતકી સેવા ન કીની, કિસબિધિ હોય કલ્યાનાં— જા ઘર. ૧.
ફુલ્યા ફાલ્યા કયા ફિરતે હોં, કયા બતલાવત અંગા;
એક પલકમેં ફનાં હો જાયગા, જેસા રંગ પતંગા— જા ઘર. ૨.
નાભિકમલસેં નાવ ચલત હે. દ્વાદશ મીન ઠેરાનાં;
અઢાર તખતપર નુરત નિશાના, એહી સતગુરુકી સાનાં—જા ઘર. ૩.
ધ્યાન ગરીબી પ્રેમ ભગતિ, સંત નામ નિશાનાં;
નેહને વૈરાગે ગુરુ ગમ જાગે, યેહી વિધિ હોત કલ્યાનાં—જા ઘર. ૪.
કાલ નગારા નિશદિન બાજે, કયા બુઢ્ઢા કયા જુવાનાં;
કહત કબીર સુનો ભાઇ સાધુ, છોડ ચલો અભિમાનાં—જા ઘર. ૫.

---

## પદ ૩૧

ગરવ કિયો સો નર હાર્યો, સિયારામજીસેં ગરવ કિયો સો નર હાર્યો. ટેક.
ગરવ કિયો રતનાગર સાગર, નીર ખારો કર ડાર્યો—સિયા. ૧.
ગરવ કિયો ચકવા ને ચકવી, રેન વિછો કરી ડાર્યો—સિયા. ૨.
ગરવ કિયો આવલ કેરે ફૂલડે, જઇ ચમાર કુન્ડમેં ડાર્યો—સિયા. ૩.
ગરવ કિયો લંકાપતિ રાવણ, રાજ ખેદાન કર ડાર્યો—સિયા. ૪.
ગરવ કિયો અંજની કેરે પુતર, પાઉં ખોડો કર ડાર્યો—સિયા. ૫.
ગરવ કિયો હરણાકંસ રાક્ષસ, નોં'ર વધારીને માર્યો—સિયા. ૬.
ગરવ કિયો દ્રોણાચલ ડુંગર, ટુકડા ટુકડા કરી ડાર્યો—સિયા. ૭.
કહત કબીરા સુનો ભાઇ સાધુ, શરને ગયો સો ઉગાર્યો—સિયા. ૮.

---

## પદ ૩૨ ગોડી.

જસોદા મૈયા કાહે ન મંગલ ગાવે. ટેક.
પૂરણ બ્રહ્મ સકલ અવિનાશી, સો તેરી ધેનું ચરાવે—જસોદા મૈયા. ૧.

## પદ ૩૭

ભજન ગઢ બાંધોની મેરે ભાઇ, તેરી જમસેં હોગી લરાઇ. ટેક.
ધ્રુવે બાંધ્યો પ્રહલાદે બાંધ્યો, બાંધ્યો મીરાંબાઇ;
અબ ઓરે ઐસોહી બાંધ્યો. ઠાંવ ચલ્યો તપ સાહી—ભજન. ૧.
રામ નામકા કિલા બનાયા, ધર્મકી બુરજ લગાઇ;
જ્ઞાનકે મોરચે શક્ક કરાયો, સમતાકી ખાઇ બનાઇ—ભજન. ૨.
શીલ સંતોષકે યુદ્ધા લેકર, લોભકો. માર હઠાઇ;
કાયરસેં કછું કામ ન સંતો, રાખો શૂર સિપાઇ—ભજન. ૩
દયા તોપકી કરલ્યો ત્યારી, શમ દમ નાલ બનાઇ;
સાચકી ચકમક અગ્નિ દિખાયો, કામકી ફોજ હઠાઇ—ભજન ૪.
નયન પલકકી પાટી નીકલ્યોં, શ્રવન બારી ખુંદાઇ ;
રંરં કારકો ધ્યાન લગાવો, ઐસે સમાન ભરાઇ —ભજન. ૫.
લગી નોકરી ગુરુ ગયો જાચન, ફક્કડ, ગયે સિપાઇ;
મન કર જીન લક્કડ ઘોડા, સુરત લગામ બનાઇ—ભજન. ૬.
કામ ક્રોધ મદ લોભ મોહકી, બીર હય થાત લડાઇ;
ભરમ આજ્ઞાન રેન દિન ભટકત, સબ દુનિયા ભરમાઇ—ભજન. ૭.
પાંચકોં માર પચીસકો બશકર, જ્યોતમેં જ્યોત મિલાઇ;
કહત કબીરા સુન ભાઇ સાધુ, તબ જીતેગો લડાઇ—ભજન. ૮.

---

## પદ ૩૮ રાગ આશા.

જપું મેં શિવશંકર ગૌરી, જાસેં પ્રીત લગી મોરી. ટેક.
કોઇ જપત હય રામકૃષ્ણકું, કોઇ પીર પઠોરી;
કોઇ કહત હય ગુરુ નાનક નાનક, અયસેં નિતિયાં મલોરી.—
જપું મેં. ૧.
પાવ પલકકો નાહીં ભરોસો, તેરે હાથમેં દોરી;
બેદ પુરાન પુકારત અયસેં, સબ મિલ હરિહર કરોરી—જપું મેં. ૨.
યા માયા કામ ન આવે, મત કરનાં મગરૂરી;
બિન શઠ ભૂલ ગયે તુમ, જમરે આન ફસોરી—જપું મેં. ૩.

રંક રાણા રાવન મર ગયે, મર ગયે પીર ફકીરી;
ગ્યાની મર ગયે ધ્યાની મર ગયે, એક દિન જાના સરોરી—જપું મેં. ૪.
કહત કબીર સુનો ભાઇ સાધુ, કહેતા હું કર જોડી;
માયા મમતા છોડ દિયો, નિશ દિન નામ જપુંરી—જપું મેં. ૫.

---

## પદ ૩૯ રાગ ભૈરવી

પાની મેં મીન પ્યાસી, મોયે સુન સુન આવત હાંસી—ટેક.
આતમ જ્ઞાન વિનો નર ભટકે, ક્યા મથુરા ક્યા કાશીરે—પાની મેં.
જોગી હોકર બસે જંગલમેં, બન બન ફિરત ઉદાસીરે—પાની મેં.
કસ્તુરી મૃગ નાભિ બસત હય, ઢુંઢત હૈ બન ઘાસીરે—પાની મેં
પોથી પઢ પઢ પંડિત મુવે, તોય ન મિલે અવિનાશીરે—પાની મેં.
મસીદ ચઢ કર મુલ્લાં પુકારે, તોય ન મિટે જમ ફાંસીરે—પાની મેં.
કહત કબીરા સુનો ભાઇ સાધુ, ગુરુ બિના ન ટળે ચોરાસીરે—પાની મેં.

---

## પદ. ૪૦ રાગ ભૈરવી તાલ લાવણી

કર ગુજરાન ગરીબી મેં, મગરૂરી કિસ પર કરતા હૈ;
નાશવંત વસ્તુ હય જગમેં, મમતા કયા તું ધરતા હૈ—કર. ૧.
મટ્ટી ચુન ચુન કર મ્હેલ બનાયા, ગમાર કહે ઘર મેરા હય;
ના ઘર તેરા ના ઘર મેરા, ચિરિયા રેન બસેરા હય— કર. ૨.
ઇસ દુનિયામેં કોઇ નહિ અપના, અપના અપના કરતા હૈ;
કાચી માટીકા બના પુતળા, ઘડી પલકમેં ઢલતા હૈ— કર. ૩.
ઇસ દુનિયામેં નાટક ચેટક, દેખ ભટકતા ફિરતા હૈ;
કહે કબીર સમજ લે મૂરખ, પ્રભુકો કયું ન સમરતા હૈ— કર. ૪.

---

## પદ ૪૧ રાગ કલ્યાણ.

ઇસ શશા કે બીચ મુસાફીર, ક્યા ક્યા તમાશા હો રહા. ટેક.
કોઇ સમેટત હે બિસ્તર કો, કોઇ જમા કે સો રહા;
કોઇ બજાવે કોઇ ગાવે, કોઇ બેઠા રો રહા— ઇસ. ૧.
કોઇ લપેટત હૈ સુગંધી, કોઇ મેલકું ધો રહા;
કોઇ લેવે રામ નામકો, કોઇ કાંટા બો રહા— ઇસ. ૨.
કોઇ જમાવે માલ બોતસા, કોઇ ગાંઠસે ખો રહા;
હલચલ હલચલ હોત કબીરા, આજ કાલ દિન દો રહા— ઇસ. ૩.

---

## કલ્યાણ.

( ડાકોરનો સાધુ સંવત ૧૮૮૩માં હતો. )

### લલિતછંદ પદ ૧.

રઘુપતિ કરે શોક તો ઘણો, ધરણીમાં ઢળ્યો વીર લક્ષ્મણો;
ઝટ તમે ઉઠો છોડી ઘાતને, અરર શું થયું મુજ ભ્રાતને— ૧.
મરકટાં બધાં સેનમાં રૂવે, ટળવળી સહુ આંસુડાં લુવે;
સુભટ સૌ રૂવે જાણી વાતને, અરર શું થયું મુજ ભ્રાતને— ૨.
અરર તાત કાં બોલતા નથી, તુંજ બળે કરી જીતિયા રથી;
રઘુકુળી તમે રાખી ખાંતને, અરર શું થયું મુજ ભ્રાતને— ૩.
જનકનંદની કારણે કરી, તન તજી ગયા આજ આ ઘડી;
ધીરજતા દિયો કીસ જાતને, અરર શું થયું મુજ ભ્રાતને— ૪.
ધનુષ બાણને લૈ કરી વીરા, દસમુખો હણો થૈ અતિ ધીરા;
અસુરનાં કરો ભંગ ગામને, અરર શું થયું મુજ ભ્રાતને— ૫.
વીર તને તજી મુખ શું લઇ, અવધપુરમાં શું કહું જઇ;
ધીરજતા દઊં શીજ માતુને, અરર શું થયું મુજ ભ્રાતને— ૬.
ભરથ આદિ તો વાટ સૌ જુવે, જનની સર્વ તો દુઃખથી રૂવે;
દુઃખ ઘણું થશે સ્વર્ગી તાતને, અરર શું થયું મુજ ભ્રાતને— ૭.

પવન નંદ જે બુટ્ટી લાવિયા, રઘુપતિ કૃપાથી વીર ઉઠિયા;
જશ કલ્યાણ કે શૂર તાતને, અરર શું થયું મુજ ભ્રાતને— ૮.

---

## પદ ૨.

(રાગ ધોળ તથા પ્રભાતિયામાં ગવાય છે.)

હરિ ભજવાનું ચોઘડિયું તે, ફરી ફરી ક્યાં મળશેરે;
ચાંપ કરીને ચેતી લેજો, ભવનાં તારણ તરશોરે— હરિ. ૧.
મનુષા દેહ તો મટી જશે, ને પશુ પંખી અવતરશોરે;
વરણાગીમાં વાટ ઊઠશે, કેઇ ખાઇ રડવડશોરે— હરિ. ૨.
મનુષા દેહ પામીને જે કોઇ, હરિ ભજે તે બળિયોરે;
માયાની મમતાને છાંડી, સુખ સન્મારગ કળિયોરે— હરિ. ૩
દુઃખ લાગે તો પેહેલું લાગો, ઊંધે ઊંધું ચાલ્યુંરે;
માને ઉદર શું બોલ્યો તો, શું બોલ્યો શું પાળ્યુંરે— હરિ. ૪.
જોબન જાશે ને જરા આવશે, નેન નાસિકા ગળશેરે;
સગાં સ્નેહી સુખનાં બેલી, અંતે અળગાં રહેશેરે— હરિ. ૫.
હરિ નામતો હારી બેઠો, વિષયામાં વીંટાયોરે;
ધોળે દહાડે ધજા બંધાવી, ચોટામાં લુંટાયોરે— હરિ. ૬.
આ અવસર તો રૂડો કહાવે, પાપ ન કરશો પ્રાણીરે;
કલ્યાણ કહે તે કહ્યું ન માને, પથરા ઉપર પાણીરે— હરિ. ૭.

---

## પદ ૩ રાગ પ્રભાતી.

સગપણ સાચું શાનું ભાઇ, શું માયાને વળગુંરે;
ગરજા ગરજે સહુ મળ્યું છે, અંતે રહેશે અળગુંરે— સગપણ.
ધનને કાજે તન પીલીને, ભૂમિ ભેળું ભળવું રે;
ઘડી એક તો પ્યારી જાય છે, તારે તો છે મરવું રે— સગપણ.
ઊંચા ઊંચા મહેલ બનાવી, ફૂલ્યાં ફૂલ્યાં ફરવું રે,
એ મંદિરમાં કોણ માલશે, તારે તો છે મરવું રે— સગપણ.

બચકે બાંધ્યા વસ્ત્રને વાઘા, ઘણું ઘરેણું ગરવું રે;
પટોળાં તારાં કોણ પે'રશે, તારે તો છે મરવું રે— સગપણ.
ઘોડા હાથી માલ ખજાના, સુખપાલમાં ફરવું રે;
એમાં ભ્નેને કોણ મા'લશે, તારે તો છે મરવું રે— સગપણ.
ભજન કરી લે મન વૈરાગી, ફટ હૈયાના ફૂટા રે;
કહે કલ્યાણ કહ્યું નવ માને, એમ દિવસ તને રૂઠયા રે— સગપણ.

---

## પદ ૪ રાગ સામેરી.

બૂડવાની વાતોરે, સંસારી તારી સાંભળીરે, કે' છે અંજન વેદ પુરાણ;
મતના તે હીણારે, મત કંઇ રાખનીરે, એમ તું શું થઇ બેઠો અજાણ—
બૂડવાની.

પર ધન દેખીરે, ચિત્ત તારૂં ચળી ગયું રે, વળી મોહ્યું પરદારાસું મન;
શેને અવતરિયોરે, આ સંસારમાંરે, વળી વળી વગોવાને આ તન—
બૂડવાની.

હરિજન કેરીરે, નિંદા તેં બહુ કરીરે, વળી બીજાં કૂડાં ચઢાવ્યાં આળ;
ઝેર એવાં પીધાંરે, લે'ર તને ફરી વળીરે, એક ઘડી ભજ્યા નહિ
ગોપાળ—બૂડવાની.

હવે કાંઇ તરવાનોરે, મારગ ઝાલનીરે, હેતે ધર હરિનું ધ્યાન;
દિલે એવું જાણોરે. કંઇ સુખ પામીએરે, હવે પ્રાણી કલ્યાણ કહે તે
માન—બૂડવાની.

---

## પદ ૫ રાગ ઓખાહરણની ચોપાઇ.

ભક્તિ એવીરે ભાઇ એવી, જેમ તરસ્યાં ને પાણી જેવી;
એક ગૌધન ચરવાને જાય, એની સુરતા વાછરડાં માંય;
ચરણે ફરવું ને ચોદિશ ચરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું—ભક્તિ.
એક યુવતી જળ ભરવાને જાય, સામી સખીઓથી વાતો થાય;
માથે બેઢું ને લિયે તાળી, મુખે હસે છે વારીવારી;
બેડું ચિત્તથી નથીરે વિસરતું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું—ભક્તિ.

એક ભ્રમર કમળમાં રહે છે, તેને વાસના કેવી ગમે છે;
સાંજ પડીને કમળ બીડાયું, અકળાયો ને ક્યાંય ના જવાયું;
એને કમળની પ્રીતેરે મરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું—ભક્તિ.
એક મૂઢ મતિ નર જેહ, પરનારીની સાથે સ્નેહ;
જાય છે અધમ અધમ ડગ ભરતો, પરનારીની પૂઠે ફરતો;
એને શૂળીની પેરે રે ડરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું—ભક્તિ.
એક માછલી જળમાં વસે છે, તેને પાણીનો પ્રવાહ ગમે છે;
કોઇ પાપીએ બારણે કાઢી, તલ તલ જીવ થયોરે ઉદાસી;
એને જળ વિનાનું રે મરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું—ભક્તિ.
એક ગુણિકા નૃત્ય કરે છે, મન ગમતા શણગાર સજે છે;
એણે આંખ આંજી અણિઆળી, નખ ચખ નિરખે છે નારી;
પારકું ચિત્ત પોતાનું કરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું—ભક્તિ.
એક ચોર તે ચોરી કરે છે, પર મંદિર ફેરા ફરે છે;
વળી મધ્યમ રાત અંધારી, મૂરખ ડરતો નથી રે લગારી;
પારકું ધન પોતાને રે હરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું—ભક્તિ.
બપૈયાને વર્ષાદ વહાલો, એવી પ્રેમ ભક્તિ તમે ઝાલો;
ચકોર ચિત્ત ચંદ્રમાં ઘાલે, અણ પેખતાં દૃષ્ટિને બાળે;
કહે કલ્યાણ એથી ન ઉતરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું—ભક્તિ.

---

# કાનપુરી.

## પદ ૧ "રાગ આશા."

વેલા થાઓનેરે, આ છે હરિ ભજ્યાનું ટાણું. ટેક.
મનખા સરીખું મ્હા પદારથ, વેળુમાં રોળાણું;
સોડ તાણીને સુઇ રહ્યો, પછી હમણાં વાશે વાણું—આ છે. ૧.
ભાઇરે ઠાલે ઠાલું ભરીએ ભરિયું, માયામાં મુંજાણું;
સળગ્યું તે ઓલાશે નાહીં, સગડી માયલું છાણું— આ છે. ૨.

ભાઇરે ઓચિંતાનું આવશે, પછી ઘુંઘટમાં ઘેરાણું;
બળ કરી બોલાશે નાહીં, પછી બેસશે જમનું થાણું— આ છે. ૩.
ભાઇરે આગળની ઓળખાણ વિના, હું કાંઇ નવ જાણું;
કાનપુરી કે આંહિનો લપસ્યો, ઉંવાં નથી ઠેકાણું— આ છે. ૪.

---

## પદ ૨ રાગ ધનાશ્રી

કર ઝટપટ સત્સંગ મન તું, કર ઝટપટ સત્સંગ. ટેક.
કાયા માયા કામ ન આવે, પંચ વિષય દુઃખ અંગ—મન તું ૧.
શાસ્ત્ર અને સદ્દગુરુની મદદે, જીત કુસંગ પ્રસંગ— મન તું. ૨.
કામ ક્રોધ મદ મોહાદિક છે, ખડ શત્રુનો જંગ— મન તું. ૩.
ગંગ સમાન અતિશય નિર્મલ, હરિરસ રંગ તરંગ— મન તું. ૪
થા પાવન વન જા કે નવ જા, ભર ઉર પૂર ઉમંગ—મન તું. ૫
જપ તપ સાધન સિદ્ધ સકલ છે, ઉત્તમ નરતન નંગ—મન તું. ૬.
ઘર ઘર શું ભટકે મરકટવત, ભ્રમણાથી છે ભંગ— મન તું. ૭.
કહાન માન મૂકી દે મિથ્યા, એ ઉન્મત્ત માતંગ— મન તું. ૮.

---

## પદ ૩ રાગ એજ.

છોડ વિષયનો ફંદ, મન તું, છોડ વિષયનો ફંદ.
પંચ વિષયના પ્રપંચ સઘલા, દે દારૂણ દુઃખ દ્વંદ— મન તું. ૧.
થા સાવધ વધ તું જાણી ઝટ, મિટે વિકટ ભવ બંધ—મન તું. ૨.
આતમ તત્ત્વ અભેદ જોઇને, ગા સદ્ચિદ આનંદ— મન તું. ૩.
શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ છે, માયા જાલ અનંત—મન તું. ૪.
સતસંગત સદ્દગુરુની સેવા, છે અનહદ સુખ કંદ— મન તું ૫.
વિષ વિષય રગ રગથી છોડી, ભજ ભાવે ભગવંત— મન તું. ૬.
કહાન જ્ઞાન દ્રષ્ટિથી ચાલે, સાચા સંત મહંત— મન તું. ૭

---

# કાળીદાસ.

## અંબાષ્ટક પદ ૧

### છંદ ભુજંગી.

મહા ભારતી માતને પાય લાગું,
વળી વાણી આનંદકારીણિ માગું;
ભલી સ્તુતિ ભાવે કરૂં માત તારી,
કૃપા રૂપ જગદંબ આનંદકારી. ૧.

અગમ્યેશ્વરી વિશ્વની મૂળ માયા,
વિધિ વિષ્ણુ શંભો ત્રિગુણાત્મ જાયા;
રચ્યો સર્વ સંસાર તેં સુખકારી,
કૃપા રૂપ જગદંબ આનંદકારી. ૨.

સદા કીર્ત્તિ કે'વા મને આશ પૂરી,
દિયો દાસ જાણી સુવાણી મધૂરી;
વસો મૂખમાં બ્રહ્મકન્યા કુંવારી,
કૃપા રૂપ જગદંબ આનંદકારી. ૩.

સદા માત તું તાત તું ભ્રાત ભગ્રી,
કૃપાળુ કૃપાકાર તું શ્રેષ્ટ જગ્રી;
રહું શર્ણમાં માત આનંદધારી,
કૃપારૂપ જગદંબ આનંદકારી. ૪.

નથી જાણતો ધર્મ કે કર્મ સેવા,
નથી જાણતો વ્રત કે દાન દેવા;
ભરૂસો સદા નામનો છેજ ભારી,
કૃપારૂપ જગદંબ આનંદકારી. ૫.

નથી જાણતો જ્ઞાનની વાત સાચી,
રહ્યો મોહ માયા મહીં સદ્ય રાચી;
કરો જ્ઞાનવંતો કુબુદ્ધિ નિવારી,
કૃપારૂપ જગદંબ આનંદકારી.

નથી જાણતો મંત્ર કે વેદ વિદ્યા,
બધાં શાસ્ત્રનું સાર તું સર્વ સિદ્ધા ;
ગણી ભકત મેલો ભવાબ્ધિ ઉતારી,
કૃપારૂપ જગદંબ આનંદકારી. ૭.

મતિમંદ હું તો અતિ છું ભવાની,
તમારી કરો વાત સર્વે થવાની ;
ભજું કોણને તું વિના માત મારી,
કૃપારૂપ જગદંબ આનંદકારી. ૮.

પડી પિંડને પેટની પીડ મોટી,
ગણી જે થકી જ્ઞાનની વાત ખોટી ;
મહા દુઃખ દારિદ્ર નાંખો વિદારી,
કૃપારૂપ જગદંબ આનંદકારી. ૯.

થઇ દીન હું તાહરે શર્ણ આવ્યો,
વળી ભકત તારો સદા હું કહાવ્યો ;
નકી લાજ છે હાથ તારેજ મારી,
કૃપારૂપ જગદંબ આનંદકારી. ૧૦.

ઉરે વિનતિ દાસ કાળીની આણી,
વળી દાસના દાસનો દાસ જાણી ;
ધરી દૃષ્ટિ મીઠી મને રાખ ઠારી,
કૃપારૂપ જગદંબ આનંદકારી. ૧૧.

ભણે સાંભળે વિનતિ ભાવ આણી,
ગ્રહે હાથ અંબા સદા દાસ જાણી ;
મહા પાપના તાપથી લે ઉગારી,
કૃપારૂપ જગદંબ આનંદકારી. ૧૨.

અશુદ્ધો હતાં ચર્ણ તે નેહ ધારી,
સુધારી લખ્યાં ઉર આનંદ ધારી ;
કહે ગૌરી વંદી સદા શ્રેયકારી,
કૃપારૂપ જગદંબ આનંદકારી. ૧૩

---

## ધ્રુવાખ્યાન.

### ચંદ્રાવળા છંદ.

શ્રી ગુરુ ગોવિંદને વરણવું, પ્રેમસું લાગું પાય;
આરાધું અવિનાશી એવા, આદિ નિરંજન રાય;
આદિ નિરંજન અકળ સ્વરૂપ, રામે લીધાં રમવા રૂપ;
સૃષ્ટિ નીપાવા થઇ મનસાય,સુભટ થઇ પોઢ્યા જળમાંય—
જે જેવૈકુંઠરાય. ૧.

હરિ જળમાં પોઢયા સહી, શેષનાગ ઉપર તે જાય;
નારાયણની નાભિકમળથી, બ્રહ્મા પ્રગટજ થાય;
બ્રહ્માના સ્વાયંભૂ તન, તેના પાંચે પુત્ર પાવન;
ત્રણ કન્યા બે પુત્ર વિખ્યાત, પ્રિયવ્રતને ઉતાનપાદ— જે જે. ૨.
ઉતાનપાદ નર નીપનો, રાજા રૂપ નિધાન;
રાજાને બે સુંદરી, તેનાં સુરુચિ સુનીતિ નામ;
સુનીતિ ઉપર નહીંરે માન, તેના ધ્રુવજી એક સંતાન;
સુરુચિ ઉપર છે ઘણું હેત, તેનો કુંવર ઉત્તમ એક— જે જે. ૩.
ઉત્તમ ઉછંગ બેસાર્યો રાયે, સભા મહીં એક વાર;
પુત્ર લડાવે પ્રેમસું રાણી, હૈડે હરખ અપાર;
હરખ ન માયે હૈડા માંય, ધ્રુવજી રમતા આવ્યા ત્યાંય;
ઉચ્છંગ બેસવા કીધાં મન, અપર મા કહે કઠણ વચન—જે જે. ૪.

(સુરુચિ.)

અપર મા' એમ બોલ્યાં ભૂંડા, એ સુખ તુજને કયાંથી;
અભાગણીના પેટતણા તું, જાને અકરમી ઇહાંથી;
ઇહાંથી જઇ વનમાં તપ માંડ, હરિ ભજીને કાયા છાંડ;
ફરી જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર—જે જે. ૫.
વચનો વનિતાનાં સાંભળી, ઉતર્યો મ્હોંનો રંગ;
સભા તે સઘળી દેખતાં, ધ્રુવજી થયા મન ભંગ,
મનભંગ થઇ નાંખ્યો નિઃશ્વાસ, રોતા આવ્યા માની પાસ;
માયે ચાંપ્યા રૂદિયા સાથ, કહો કુંવર કોણે દુભવ્યા આજ—જે જે.

( ધ્રુવ. )

આજ સભામાં માવડી, બેઠો ઉત્તમ રાયને ખોળે,
ઉચ્છંગ બેસવા હું ગયો ત્યારે, અપર મા એમ બોલે,
અપર કહે "અભાગણી કેરા, સુખ વાંછો તો વન જાઓ વેલા;
ફરી જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર—જે જે. ૭.

( સુનીતિ. )

વળતી માતા ઉચરે કુંવર, હૈડે ન ધરીએ દુઃખ;
પૂરણ પુણ્ય કીધાં હશે ત્યારે, તે ભોગવે છે સુખ;
સુખ આપણને ક્યાંથી વ્હાલા, નિયમ ધર્મ કશા નથી પાલ્યા;
નથી સંતોષ્યા જોગી જતિ, તપ તીરથ વ્રત કીધાં નથી—જે જે. ૮.
નથી સંતોષ્યા સાધુને, નથી આપ્યાં વિપ્રને દાન;
ઓછાં કરમ જ્યારે આપણાં, ત્યારે ક્યાંથી રાયનાં માન,
માન ભોગવે ઉત્તમ નિત્ય, દત્ત વિના ક્યમ પામિયે વિત્ત;
જો હોય ઇંદ્રાસનનો ખપ, તો કુંવર જૈ માંડો તપ— જે જે. ૯.
તપ માંડયાં બ્રહ્માજીએ, ત્યારે પામ્યાં બ્રહ્માસન;
સેવા કીધી મન ભાવતી, ત્યારે પ્રગટયા નારદમુન;
મુનિએ માંડયો મોટો જાગ, તપ તીર્થ વ્રત થયાં સુભાગ;
જો કરીએ શ્રીહરિ પ્રસન્ન, તો અભાગિયાં ટળિયે તન— જે જે. ૧૦

( ધ્રુવ. )

તને અભાગણી હું ટાળું મા, છું રે તમારો તન;
વનમાં જાઉં વેગે કરીને, સુખ સંભારૂં નહિ અન્ય;
સુખ સંભારે સાલે જેહ, વિશ્વંભરે પરઠિયો દેહ;
હરિ મળે તો તાપ ઓલાય, નહિતર પ્રાણ તજું હે માય—જે જે. ૧૧.

( સુનીતિ. )

માતાને આંસુ આવ્યાં ને, અંતર ઉપજી દાઝ,
રાજાયે મને પરહરી, કુંવર તુંએ કરે છે તાજ;
તુજ વિના હું રહીશ કેમ, ટોળાં વિછુટી મૃગલી જેમ;
જળ વિના જેવી માછલી, મારા પ્રાણ જશે ટળવળી—જે જે. ૧૨.

( ધ્રુવ. )

ટળવળ માંરે માવડી તું હવે, દુઃખનો આવ્યો અંત;
બીજ રોપાવીશ સુખનું તને, ફળ લાગશે અનંત;
અનંત કરૂણા કરશે હરિ, આપણી આશા પૂરશે ખરી;
એ છે અનાથનોરે નાથ, તેને ભજવા જાઉંરે માત— જેજે. ૧૩.

( સુનીતિ. )

વલી માતા એમ ઉચરે, કુંવર પાંચ વર્ષને તન;
બીજું બાળક એકે નથી, કેમ હું વાળું મન;
કેમ મોકલું વનની વાટે, કહેતાં મારાં હૈડાં ફાટે;
આંખની આગળ રહેરે બાળ, ઘેર બેઠાં ભજીએ ગોપાળ—જેજે. ૧૪.

( ધ્રુવ )

ઘેર ગોપાળ ન પામિયે મનમાં, મોહ ઉપજે માય;
ખાતાં પીતાં પેહેરતાં માતા, કેમ દમાશે કાય;
કાયા દમતાં સરશે કાજ, તપ કરતાં મળશે માહારાજ;
વનમાં જૈ વહેલો આવીશ, માતા દો મુજને આશિષ—જેજે. ૧૫.

( સુનીતિ. )

આશિષ દે છે માવડી સુતને, હોજો કુશળ કલ્યાણ;
મસ્તકે રક્ષા માતની, કંઠે કૃષ્ણની રક્ષા જાણ;
કંઠે કરજો કૃષ્ણ રક્ષણ, ઉરની આગળ નારાયણ;
કટિ કેશવ પુરૂષોત્તમ પાય, એવી આશિષ દે છે માય— જેજે. ૧૬.
માને આંસુ આવિયાં ત્યારે, થંભીને રાખ્યાં નીર;
મારી જીભે કેમ કહું વળી, વનમાં વિચરો વીર;
વીર વચન કોનાં નવ ધરશો, તપ કરતાં માયા નવ કરશો,
તપથી તમને મળશે હરિ, વીરા વેગે પધારજો ફરી—જે જે. ૧૭.

( કવિ )

ફેરા ફરિયો માતાનેરે, ફરીને લાગ્યો ચર્ણ;
આજ્ઞા માગીને સંચર્યો, વંદીને શુભ શુકન;
શુકને મળી સવત્સી ગાય, સુવાસણી બેડું ભરી જાય;
વર કન્યા પરણીને વળ્યાં, વેદ ભણતા વિપ્રજ મળ્યા—જે જે. ૧૮.

મળ્યાં શુકન સહુ હર્ષનાં ધ્રુવજી, નીકળ્યા નગર બહાર ;
આગળ જાતાં ધ્રુવજીને રે, મળિયા બ્રહ્મકુમાર ;
બ્રહ્મકુમાર ભગવાનને ચહાતા, હરિ ગુણ ગાતા વીણા સુ વાતા ;
કરજોડી કહેછે ભૂપ તન, ક્ષમા કરો તમે નારદ મુન્ય—જે જે. ૧૯.

( નારદ )

નારદ કહે શીદ જાઓછો ? શું છે તમારે કામ ?
કોણ તમારાં માત પિતા ને, શું છે તમારૂં નામ ?

( ધ્રુવ )

મારૂં નામછે ધ્રુવ નિર્ધાર, મારા પિતાને બે છે નાર ;
રાવ રાણી બેઠાં સૌરંગ, ઉત્તમને તેડયો ઉછંગ— જે જે. ૨૦.
ઉછંગે બેસવા હું ગયો મારી, ખાંત હૈયાતી ખોલી ;
દ્રષ્ટિએ મુજને દીઠો ત્યારે, અપરમા એમ બોલી ;
અપર કહે અભાગણી કેરા, જો સુખ વાંછો વન જાઓ વે'લા ;
ફરી જનમ લે મારે પેટ, તો તને રાજ અપાવીશ નેટ—જે જે ૨૧.
નેટ નારદ કેમ ભોગવું, એનું આપ્યું ધન ;
સભા સઘળી દેખતાં, મને કીધાં કઠણ વચન ;
કઠણ વચન તે કેમ વીસરે, લોઢા સમ હોય તો નીસરે ;
ખડગ તણો તો સહિયે ઘાગ...ણ એ બોલ સહ્યા નવ જાય-જે જે. ૨૨.

કોકાળે વૃદ્ધિ હાણ છે તેનો, ન ધરો હર્ખને શોક ;
અણચિંતવ્યું જે આવી મળે, તેનો ધર સંતોક ;
સંતોષી કુંવર ઘેર પધારો, અપરમાના બોલ વિસારો ;
આવ કુંવર તારા બાપને કહું, રાજ અપાવું ને માને સહુ- જે જે. ૨૫.

( ધ્રુવ )

સભામાં શું દેખાડિયે, લોકોમાં વળી નાક ;
સભામાં જ્યારે શોભશું, મન પૂરશે અભિલાખ ;
લાખ લાખેણો કરશે હરિ, ત્યારે મંદિર આવશું ફરી ;
તપ કરતાં જો હરિ નહિ મળે, તો મુજ પ્રાણ તજીશ હું બળે—
જે જે. ૨૬.

( નારદ )

બળ કીધે હરિ નહિ મળે, માનો મારા તન ;
જન્મ થકી જોગી દેહ દમે, સ્વપને નહિ દરશન ;
દર્શન તમને કેમ આપશે, વન જૈને વિમાસણ થશે ;
વાઘ વરૂ વનમાં બહુ હશે, તે દેખી તુંજ તન ધ્રુજશે- જે જે. ૨૭.
જાશે ચિત્ત સંસારમાં ત્યારે, સાંભરશે રંગભોગ ;
ભુખ તરશ જયારે લાગશે, ત્યારે કુંવર મૂકશો જોગ

( ધ્રુવ )

જોગ રૂષિ નહિ મૂકું સ્વામ, મન ઇન્દ્રિયો રાખીશ ઠામ ;
મેરૂ ચળે પણ ચૂકું નહીં, રૂષિજી તમ પરતાપે સહી— જે જે. ૨૮.

( નારદ )

રૂષિ કહે તું નીસર્યો ત્યારે, જાને મધુવન માંય ;
જમુનાજીમાં નાહીને તું, તપ આદરજે ત્યાંય ;
ત્યાં જઇ કરજે અલ્પાશન, જળ પત્રને ફળ પ્રાશન ;
વળી તું ભજજે હરિનું નામ, સ્વરૂપ સ્મરજે શ્રી ઘનશ્યામ-જે જે. ૨૯.
શ્યામને શીશ મુગટ છે કાને, કુંડળ મકરાકાર,
કોટે કૌસ્તુભ કટિ મેખળા, પાય નેપુર ઝણકાર ;
પાય પદમ શંખ ચક્ર ને ગદા એવું સ્વરૂપ સમરજો સદા ;
કાનમાં અક્ષર કહું છું જેહ, દ્વાદશ અક્ષર ભણજો એહ—જે જે. ૩૦.
એ કરતાં ખટ માસમાં તુજને, મળશે વૈકુંઠ નાથ ;

મળ્યાં શુકન સહુ હર્ષનાં ધ્રુવજી, નીકળ્યા નગર બહાર ;
આગળ જાતાં ધ્રુવજીને રે, મળિયા બ્રહ્મકુમાર ;
બ્રહ્મકુમાર ભગવાનને ચહાતા, હરિ ગુણ ગાતા વીણા સુ વાતા ;
કરજોડી કહેછે ભૂપ તન, ક્ષમા કરો તમે નારદ મુન્ય—જે જે. ૧૯.

(નારદ)

નારદ કહે શીદ જાઓછો ? શું છે તમારે કામ ?
કોણ તમારાં માત પિતા ને, શું છે તમારૂં નામ ?

(ધ્રુવ)

મારૂં નામછે ધ્રુવ નિર્ધાર, મારા પિતાને બે છે નાર ;
રાવ રાણી બેઠાં સૌરંગ, ઉત્તમને તેડયો ઉછંગ— જે જે. ૨૦.
ઉછંગે બેસવા હું ગયો મારી, ખાંત હૈયાની ખોલી ;
દ્રષ્ટિએ મુજને દીઠો ત્યારે, અપરમા એમ બોલી ;
અપર કહે અભાગણી કેરા, જો સુખ વાંછો વન જાઓ વે'લા ;
ફરી જનમ લે મારે પેટ, તો તને રાજ અપાવીશ નેટ—જે જે ૨૧.
નેટ નારદ કેમ ભોગવું, એનું આપ્યું ધન ;
સભા સઘળી દેખતાં, મને કીધાં કઠણ વચન ;
કઠણ વચન તે કેમ વીસરે, લોઢા સમ હોય તો નીસરે ;
ખડગ તણો તો સહિયે ઘાય, પણ એ બોલ સહ્યા નવ જાય—જે જે. ૨૨.

(નારદ)

જારે ઘેલા અત્યારથી તે તું, એવડો શો ધર કાળ ?
માન કુમાન શું તારે તું તો, પાંચ વર્ષનું બાળ ;
બાળકને શા ધરવા બોલ, ખાઓ પીઓને કરો કલોલ ;
અપરમાનાં એવાં હેત, વિચારીને વાળો ચેત— જે જે. ૨૩.

(ધ્રુવ)

ચિત્ત તે કઇ પેર વાળિયે મને, બોલાવ્યો નહિ બાપ ;
કશાયમાં લેખ્યો નહિ હું તો, તે ઉકળું છું તાપ ;

(નારદ)

તાપ કુંવર નહીં આણીએ રતિ, સુખ દુઃખનું કોય સરિગત નથી ;
હરિયે નિર્મ્યું તેમજ હોય, કર્યાં કર્મ છોડાવે નહિ કોય—જે જે. ૨૪.

કોકાળે વૃદ્ધિ હાણુ છે તેનો, ન ધરો હર્ખને શોક;
અણચિંતવ્યું જે આવી મળે, તેનો ધર સંતોક;
સંતોષી કુંવર ઘેર પધારો, અપરમાના બોલ વિસારો;
આવ કુંવર તારા બાપને કહું, રાજ અપાવું ને માને સહુ- જે જે. ૨૫.

(ધ્રુવ)

સભામાં શું દેખાડિયે, સૌકોમાં વળી નાક;
સભામાં જ્યારે શોભશું, મન પૂરશે અભિલાખ;
લાખ લાખેણો કરશે હરિ, ત્યારે મંદિર આવશું ફરી;
તપ કરતાં જો હરિ નહિ મળે, તો મુજ પ્રાણ તજીશ હું બળે—
જે જે. ૨૬.

(નારદ)

બાળ કીધે હરિ નહિ મળે, માનો મારા તન;
જન્મ થકી જોગી દેહ દમે, સ્વપને નહિ દરશન;
દર્શન તમને કેમ આપશે, વન જૈને વિમાસણ થશે;
વાઘ વરૂ વનમાં બહુ હશે, તે દેખી તુંજ તન ધ્રુજશે- જે જે. ૨૭.
જાશે ચિત્ત સંસારમાં ત્યારે, સાંભરશે રંગભોગ;
ભુખ તરશ જયારે લાગશે, ત્યારે કુંવર મૂકશો જોગ

(ધ્રુવ)

જોગ રૂષિ નહિ મૂકું સ્વામ, મન ઇન્દ્રિયો રાખીશ ઠામ;
મેરૂ ચળે પણ ચૂકું નહીં, રૂષિજી તમ પરતાપે સહી— જે જે. ૨૮.

(નારદ)

રૂષિ કહે તું નીસર્યો ત્યારે, જાને મધુવન માંય;
જમુનાજીમાં નાહીને તું, તપ આદરજે ત્યાંય;
ત્યાં જઇ કરજે અલ્પાશન, જળ પત્રને ફળ પ્રાશન;
વળી તું ભજજે હરિનું નામ, સ્વરૂપ સ્મરજે શ્રી ઘનશ્યામ—જે જે. ૨૯.
શ્યામને શીશ મુગટ છે કાને, કુંડળ મકરાકાર,
કોટે કૌસ્તુભ કટિ મેખળા, પાય નેપુર ઝણકાર;
પાય પદમ શંખ ચક્ર ને ગદા એવું સ્વરૂપ સમરજો સદા;
કાનમાં અક્ષર કહું છું જેહ. દ્વાદશ અક્ષર ભણજો એહ—જે જે. ૩૦.
એ કરતાં ખટ માસમાં તુજને, મળશે વૈકુંઠ નાથ;

( કવિ )

આશીર્વાદ દઈ દાસને, મસ્તક મૂકયો, હાથ;
હાથ જોડી ધ્રુવ લાગ્યો ચરણુ, આજ્ઞા માગી વિચર્યો અરણ્;
એહ કથા રહી એણે ઠામ, રૂષિ પધાર્યા રાયને ગામ— જે જે. ૩૧.
મુનિ આવ્યા મહારાજને જોવા, રાયતણું સુખ મન;
માન દીધાં બ્રહ્મ પુત્રને, વળી આપ્યાં આસન;
આપ્યાં આસન બેઠા રૂષિ, આશા ઉત્તમ તાતને વસી;

( રાજા )

આ શાંરે રૂષિ સુખનાં રાજ, ધ્રુવ વિના ચિંતા અતિ આજ–જે જે. ૩૨.
આજ સભામાં રૂષિજી મારે, ઉત્તમ ખોળા માંય;
ધ્રુવજી હોયતો આજ વધે બહુ, ઉછંગની શોભાય;
ઉછંગે બેસવા ધ્રુવજી આવ્યો, તેને તો મેં નવ બોલાવ્યો;
સ્ત્રીને વશંસે વીસર્યું બાળ, અપરમાયે દીધી ગાળ– જે જે ૩૩.
રૂષિ એ વચને નીસર્યોરે, વીરો ગયો છે વન;
વનમાં વાઘ વરૂ હશે તેને, દેખી ધ્રુજશે તન;
તન ધ્રુજશેરે તડકે ટાઢે, મંદિરમાં માલંતો લાડે;
વાયુ વૃષ્ટિ કયમ સહેશે કુમાર, એની કાયા કોમળ સાર– જે જે. ૩૪.
કોમળ પટકુળ પેહેરતો કેમ, ઓઢશે મૃગચર્મ તેહ;
મસ્તક બાંધતો મોળિયું કેમ, જટા રાખશે એહ;
એહુ આનંદે હરતો ફરતો, ઘોડાની અસવારી કરતો;
કાંટામાં કેમ સૂશે બાળ, એની શય્યા આહીંછે સાર– જે જે. ૩૫.
સારાં અન્ન આરોગતો તે, ફળ પત્રો કેમ ખાશે;
પાણી પીતો પળે પળે તે, જળવિણુ કેમ રહેવાશે;
તેના વિના રહેવાશે કેમ, તેહ વિના હું દાઝું એમ;
શુદ્ધ વિનાનો થયો શરીર, વીસરતો નથી તેહજ વીર– જે જે. ૩૬.
વળી વીરો અહિયાં આવતો, રમતો રંગ અપાર;
ભૂખ તરસ જયારે લાગતી, સુખડી માગતો સાર;
સારી સુખડી સુંદર મેવો, કાલું કાલું બોલતો એવો;
તેણે અમને કીધાં તાજ, પુત્ર વિના શું કરવું રાજ – જે જે. ૩૭.

શું કરિયે વડી સાહેબી, ચિત્ત ઠરતું નથી કોઈ ઠામ ;
શું કરિયે આ રાજ અને શું, કરિયે ધન ને ધામ ;
ધન ગયું અમારૂં આજ, પુત્ર વિના સહુ સૂનો સાજ ;
પુત્ર વિના હું દુર્બળ દુઃખી, મારાં પ્રાણ જશે રે રૂખી - જે જે. ૩૮.

( નારદ )

રૂષિ કહે તમે મા રૂવો મને, મળ્યું હતું તે બાળ ;
આશીર્વાદ દઈ મોકલ્યો, ભજવા શ્રી ગોપાળ ;
ગોપાળ ભજશે દિવસ થોડે, કુંવર ઘેર પધારશે કોડે ;
માંડો રાજ ને છોડો દુઃખ, એવું કહીને વળિયા રૂખ- જે જે. ૩૯

( કવિ )

રૂષિને ચરણે લાગીને ધ્રુવ, વિચર્યો વન મોઝાર ;
મધુવન પહોંચ્યો પ્રેમથી, કીધો ત્યાં જઈ તપ વિચાર ;
ત્યાં જઇ માસ કીધા ઉપવાસ, બીજે માસે ફળ કંદ પ્રાશ ;
ત્રીજે માસે છઠે દિન એમ, ચોથે માસે જળના નેમ— જે જે. ૪૦.
નેમ ધરીને નેહ થકી ભજે; ઈશ્વર અશરણ શર્ણ ;
પાંચમે પ્રાણજ રૂધિયાં ધ્રુવજી, ઊભા રહ્યા એક ચર્ણ ;
ચરણ ચતુર્ભુજ ચિત્તમાં ધર્યાં, દ્વાદશ અક્ષર મનમાં ભણ્યા ;
એમ કરતાં વીત્યા ખટમાસ, રૂદીઆમાં ઓળખ્યા અવિનાશ-જે જે. ૪૧.
અવિનાશીને ઓળખિયારે, એમ ઊભો રાજન ;
પૃથ્વી લાગી ડોલવા ત્યારે, ડોલ્યું ઈંદ્રાસન ;
ઈન્દ્ર અમર સૌ એકઠા થયા, વેગે કરી વૈકુંઠે ગયા ;
જઈ કેશવને લાગ્યા પાય, મધુવનમાં કોઇ કષ્ટે કાય— જે જે. ૪૨.

( દેવતા. )

કાયા કષ્ટી વશ રાખવી એ, ઇંદ્રી મન અચેત ;
અચરત એતો અતિ ઘણું એમ, બોલ્યા અમર ધરી હેત ;
અમર કહે અમને બીક લાગી, રખે લિયે ઇન્દ્રાસન માગી ;

( વિષ્ણુ. )

વિષ્ણુ કહે સાંભળ સુરપતિ, રાજભોગ એ ઇચ્છતો નથી—જે જે. ૪૩.
નથી ઇચ્છતો સંપત્તિને કે, નથી ઇચ્છતો સુખ તેહ ;

ચરણ ધર્યાં ચિત્તે મારાં ક્ષણું, અગળો ન મુજથી એહ;
મુજ થકી અળગો નહિ એહ, એણે દમી છે પૂરણ દેહ;
સદા સ્મરણ રાખે છે મારૂં, કહોજી એને કેમ વિસારૂં—જે જે. ૪૪.
વીસાર્યો વિસરે નહિ એને, આપીશ અવિચળ અર્થ;
નામ નહીં લે તે તમતણું, કાં બીહો છો વ્યર્થ;

( કવિ )

ઇન્દ્રતણી આસવાસના કરી, સુર સ્થાનક મોકલિયા ફરી;
ગરૂડે ચઢી ચાલ્યા શ્રી હરિ, વનમાં આવ્યા વેગે કરી—જે જે. ૪૫.
કર્યો નાદ જ્યારે શંખનો ત્યારે, ધ્યાનમાંથી ધ્રુવ જાગ્યા;
નેત્ર ભરી નિહાળીનેરે, પ્રેમસું પાયે લાગ્યા;
પ્રેમે કરી પ્રણામ્યા નાથ, હરિએ મેલ્યો મસ્તક હાથ;
નિર્મળ વાણી હવી પ્રકાશ, સ્તુતિ કરે કર જોડી દાસ—જે જે. ૪૬.

ધ્રુવ

દાસ દયાળને વિનવે તમો, સર્વ જગતના ભૂપ;
અકળ તમારી ગતિ છે ન્યારી, અકળ તમારૂં સ્વરૂપ;
સ્વરૂપ નામ અંતરમાં જેહ, ગણતાં પાર ન પામું તેહ;
સઘળી વાતે છો તમે શ્યામ, પ્રાણી માત્ર કરે પ્રણામ— જે જે. ૪૭.
પ્રણામી પરમાત્મા શ્રીહરિ સારંગપાણિ હોય;
અદ્ભુત શકિત આપની તારો, પાર ન જાણે કોય;
પાર ન જાણે કોય લગાર, હું કેમ પામીશ તારો પાર;
એવું સુણી હરખ્યા નરહર, કુંવર કંઇ એક માગ્ય તું વર- જે જે. ૪૮
વર કેમ માગું વિઠ્ઠલા હું તો, કરીશ તમારી સેવા;
વિષય ભોગ સંસાર છે એ તો, સ્વપનાનાં સુખ જેવા;
સ્વપના જેવી કારમી કાયા, સંસારની શી ધરવી માયા;
માયામાં ન મને મોકલો, વાલીને ન કરો વેગળો- જે જે. ૪૯.

( વિષ્ણુ. )

વેગળો વીરા ક્ષણું ન કરૂં વળી, તું વહેલો આવીશ;
જે ફળ દુર્લભ મળવું, તે ફળ તું પામીશ;
તે ફળ તુજને આપું આજ, સંસારમાં તારી ન રહે લાજ;
લોક કહે રઝળીને મુઓ, સ્વજનોમાંથી પડયો જુજવો- જે જે. ૫૦.

પડ્યો સ્વજનથી જુજવો ત્યારે, સુનાતિને દુઃખ થાય ;
ઘેર જાને વીરા તું તારી, વાટ જુએ છે માય ;
માને બાપતણાં દુઃખ કાપો, ઇહાંથી જઇ સૌને સુખ આપો ;
મારી આજ્ઞા પાળજ આજ, છત્રીશ હજાર વર્ષ ભોગવ રાજ-જે જે. ૫૧.
રાજ ભોગવી તું આવજે તને, મોકલીશ એક વિમાન ;
તેમાં બેસી તું આવજે તારૂં, થશે જગતમાં જાણ ;
જાણ જગતમાં થાશે રાય, તેણે વધશે તુજ મહિમાય ;

( કવિ )

આપી વચન વળ્યા ગોપાળ, જમુનાજીમાં નાહ્યો બાલ- જે જે. ૫૨.
બાલકને મારગમાં જાતાં. ઉપજ્યો મન વિચાર ;
જે ફલ દુર્લભ દેવ ગણે તે, મને મળ્યા મોરાર ;
મળ્યા મોરાર પણ હું નહિ ફાવ્યો, હરિ ભજીને માયા લાવ્યો ;
આગલ રૂષિજી કહેતા એમ, તમને ત્રિકમ મલશે કેમ- જે જે. ૫૩.
મુજને ત્રિકમજી મળ્યા મેં તો, જાવા દીધા ફોક ;
ફરી જઇશું સંસારમાં મને, હસશે દુરિજન લોક ;
લોક કહેશે એની બુદ્ધિ થોડી, રત્ન આપીને લાવ્યો કોડી ;
પણ એકજશ હું મોટો લાવ્યો, હરિનાં દર્શન કરીને આવ્યો-જે જે. ૫૪.

( લોકો )

હરિ દર્શન કરીને આવ્યોરે, રાય તમારો તન ;

( રાજા )

હું દુઃખિયાને શું હસોછોરે, તમે તે સર્વે જન ;
દુઃખિયાને શું હસવા સાચા, વન ગયા કેમ આવે પાછા ;
વને ગયાને થયા ખટ માસ, તે કુંવરનો શો વિશ્વાસ- જે જે. ૫૫.

( કવિ )

ઉર વિશ્વાસ ન આવ્યો ત્યારે, આવ્યા નારદ મુન ;

( નારદ )

હરિ દર્શન કરીને આવ્યોરે, રાય તમારો તન ;
રાય તમારો તન ઘણું જીવો, એ કુલમાં પ્રગટ્યો છે દીવો ;

( કવિ )

વચન સુણી રીઝયા નરપતિ, વલતી વધામણી આપી અતિ–જે જે. ૫૬.
વધામણીમાં આપ્યા રૂડા, રાયે એકાવલ હાર ;
રથે બેસીને સંચર્યા રે, સાથે સુત બે નાર ;
નારીને શિરે સુવરણુ ઝારી, ભેટ ભલી લીધી છે ભારી ;
રાય રથેથી ઉતર્યા જ્યારે, પુત્રે પ્રણામ્યા તે વારે– જે જે. ૫૭.

ધ્રુવ

પ્રથમ પ્રણામ અપરમાને તેં, ભેટાડયા શ્રીપત્ય ;

( સુનીતિ. )

વલતી માતા એમ બોલ્યાં તું, વાણી બોલ્યો સત્ય ;
વાણી બોલ્યો તે સત્ય સહી, આપણી આશા પૂરણુ થઇ ;

( સુરુચિ. )

વીરા હું જોતી હુતી વાટ, તેં મારો ટાળ્યો ઉચાટ– જે જે. ૫૮.

( કવિ )

ઉચાટ મનનો ટાળ્યો કુંવર, તેડયો આનંદ ભેર ;
હેતનાં આંસુ આવ્યાં ત્યારે, દૂધની ચાલી સેર ;
સેર ચાલી તે કુંવરે પીધી, માતાએ ઘણી આશિષ દીધી ;

( સુનીતિ. )

ઘણાં વર્ષ જીવોરે તન, તમે કર્યાં છે કુલ પાવન— જે જે. ૫૯.
પાવન કરિયાં કુલ આપણાં, વંશે વધાર્યાં નામ ;
મહિમા વધાર્યો જગતમાં તે, તેં ભજીને શ્રીરામ ;

( કવિ. )

રામ ભક્ત તડકામાં દીઠા, ઉત્તમે ત્યાં છાંયડા દીધા ;
બંને ભાઇની પોતી રળી, હેતનાં આંસુ આવ્યાં વળી— જે જે. ૬૦.
વળી રોપાવ્યા બારણા આગલ, કોમલ કેલના સ્થંભ ;
અક્ષત અંકુર કુમકુમને જલ, ભરી ચડાવ્યા કુંભ ;
કુંભ ઉપર અક્ષર લખિયાજ, ધ્રુવને અવિચલ હોજો રાજ ;
ઢોલ દદામા ભેરી નાદ, ધ્રુવ પધાર્યો નિજ પ્રાસાદ— જે જે. ૬૧.

પ્રાસાદ માંહીં પધાર્યાં ત્યારે, હરખ્યો સઘળો સાથ,
ભાવતાં ભોજન પીરસ્યાં ત્યારે, કાઢી વિવા'ની વાત;
વિવાહુ કીધો અહુલ્યા સાથે, પ્રેમે કરી પરણાવ્યા નાથે;
ઇંદ્રની કુંવરીને રાજકુમાર, ધ્રુવજી પરણ્યા બીજી નાર- જે જે. ૬૨.

નારી સાથે રંગે રમે, સુખમાં કાઢે દન;
રાજાએ વળી તેને આપ્યું, પોતાનું આસન;
આસને બેઠા ધ્રુવજી જાણ, વરતાવી પોતાની આણ;
શાસ્ત્ર પ્રમાણ કરી નિરધાર, વરતાવે વરણાશ્રમ ચાર-જે જે. ૬૩.
વરણાશ્રમના ધર્મ બધાને, સમજાવે સુજાણ;

( ધ્રુવ )

આપ આપના ધરમ પાલિયે, જે લખ્યું હોય ગીર્વાણ;
ગીર્વાણ શાસ્ત્ર ભણેરે બ્રહ્મ, આયુધ બાંધવાં ક્ષત્રી ધર્મ;
વૈશ્યને કરવા ખેતી વેપાર, શૂદ્રને સેવાનો અધિકાર-જે જે. ૬૪.

સેવા તે સઘળી વરણને, હરિ ભજોને નિત્ય,
વરણ ધરમ બહુ પાલિયે સાચું, બોલિયે તે શુભ રીત, ;
સાચું બોલી સંતોષ વાલિયે, મોહુ માયા મત્સર ટાલિયે,
ન કરો કૂડ કપટ અન્યાય, એટલી શીખામણ દે છે રાય--જે જે. ૬૫.

( કવિ. )

છત્રીશ હજાર વર્ષ વહી ગયાં ત્યારે, આવ્યું વિમાન પાસ;
વિમાને બેશીને સંચર્યા, ધ્રુવજી ગયા આકાશ;
આકાશમાં ધ્રુવ બેઠા જઇ, અવિચલ પદ પામ્યા તહીં;
જે ગાએ ધ્રુવનું આખ્યાન, તે તો પામે અવિચળ સ્થાન--જે જે. ૬૬.

# કૃપાસખી.

## પદ ૧. રાગ-ભૈરવી વિગેરે ઘણા રાગમાં ગવાય છે.

મેંતો તેરી જપું રામ માલારે— મેંતો તેરી. ટેક.
રામ જપનકોં તુલસીકી માલા, ઓઢનકો મૃગછાલારે-રામ માલારે. ૧.
નાં પેરૂંગી મેં સોનાં રૂપાં, નાં મોતનકી માલારે- રામ માલારે. ૨.
પાટ પીતાંબર નાં હમ ચાહત, નાં ઓઢું શાલદુશાલારે.-રામ માલારે. ૩.
રામ ભજેસો બહુ સુખ પાવે, ચરણકમલ પદ પાવેરે-રામ માલારે ૪,
કૃપા નિવાસી ભજરે મનવા, ઇશ પ્રભુ દીનદયાળારે-રામ માલારે. ૫.

---

## પદ ૨ રાગ ઠુમરી.

મોર મુકુટ બંસી વાલેને, મન મેરા હર લીનોરે— મોર મુકુટ ટેક.
મેં જલ જમુનાં ભરન જાતરી, વાં ઠાડો રંગ ભીનોરે,
મોકું દેખ મુસકાઇ શામને, ચિત્તબનમેં કછુ કીનોરે— મોર. ૧.
વ્યાકુલ ભઇ જલ ભરન બિસર ગઇ, ઘટ ધરની ધર દીનોરે,
લોક લાજ કુલકી મરજાદા, શામ સખેં હર લીનોરે— મોર. ૨.
બંદ્રાબનકી કુંજ ગલીનમેં મોહન ઝગડો કીનોરે,
ગ્વાલ બાલ સબ સખા કૃષ્ણ કે, દાણ દધિકો લીનોરે— મોર. ૩.
કૃપા સખી લખી રૂપ દિવાની, તન મન અરપણ કીનોરે,
શ્રી ગોપાલલાલજીકે દરશન, જનમ સફલ કર લીનોરે— મોર. ૪.

---

# કૃષ્ણજી વલ્લભજી છાંયા.

વડનગરા નાગર કચ્છ અંજાર સંવત ૧૯૪૫માં સ્વર્ગવાસી થયા.

## પદ ૧ ચોતાલ.

જાગિયે ત્રિશૂલ ધારી, ભાનુગો પ્રગટ ભઇ;
રહીહે ન રેન અબ, ચંદ તેજ ગયો હે;

કોકિલ મયૂર આલિ, બોલત હે ચિરિયાં જૂ;
બિકસે કમલ સર, ઠાઠ સબ ઠયો હે;
બિષનું બિરંચી દેવ, પૂજનકોં ઠાઢે આય;
અજહુ ન જાગે નાથ, ભોર કાલ ભયો હે;
જાગિયે કૈલાશ ધીશ, કૃષ્ણ રહ્યો નાઇ શીશ;
જય જય શબ્દ નાદ,ચહુ ઓર છયોહેં. ૧.

દેવનકો દેવ ભવ, નાથ ભીરભંજન હૈ;
દેખનેકું ચલો આલી, અજું ત્રિપુરારી;
ભસમી ચઢાવે અંગ, નાચે ભૂત પ્રેત સંગ;
બસત સ્મશાન સદા, સેવક ભય હારી;
કાલકુટ મુંડ વ્યાલ, ધરે મૃગરાજ છાલ;
કર ત્રિશૂળ ભૂતનાથ, તેરી બલિહારી;
વંદો ભવનાથ ઇશ, જોરી કર નાઇ શીશ;
કૃષ્ણ દુઃખ દૂર કર, શ્રી શંભો સુખકારી. ૨.

---

# કૃષ્ણદાસ.

## પદ ૧.

અનુભવીને એકલું, આનંદમાં રહેવુંરે;
ભજવા પરિબ્રહ્મને, બીજું કાંઇ ન કહેવુંરે ટેક.
એકજ જાણી આત્મા, કોઇને દુઃખ ન દેવુંરે ( ૨ )
સુખ દુઃખ આવે સહેજમાં, તેતો સહીને રહેવુંરે— અનુ૦
ઊર્મિને બીજી તૃષ્ણાથી, અળગું રહેવુ રે ( ૨ )
સમદૃષ્ટિ સમતાને ગ્રહી, આપ ખોવુંરે— અનુ૦
આદિ અંત મધ્ય, એકાદ્વૈત ભાસ્યુંરે ( ૨ )
આતમાના ઉદય થકી, અજ્ઞાન નાસ્યુંરે—

વેદ જોયા પુરાણ જોયાં, સરવે તપાસી ( ૨ )
રામના નામથી કોઇ ન મોટું, સંત ઉપાસી— અનુ૦
સદગુરુને સેવતાં મારૂં, મનડું મોહ્યુંરે ( ૨ )
કૃષ્ણ કહે મહાપદમાં, એક ચિત્ત પ્રોયુંરે— અનુ૦

---

## પદ ૨ સામીયું.

હાંરે સંગ સાધુનો કરિયે, સાધુનો કરિયે બીજા પરહરિયે;
હરિ ચરણે ચિત્ત ધરિયે— સંગ ટેક.
આજ સમી તારી ઢાલ ઢળી છે, નરદેહ દીધી હરિયેરે— સંગ. ૧.
સાધુ સંગતમાં રમતાં ને જમતાં, ભવસાગર સુખે તરિયેરે—સંગ. ૨.
સુત વિત દારાને કુટુંબ કબિલા, હરિજનથી દુર ટલિયેરે—સંગ. ૩.
આ જગ પાવક માહીં પડીને, સિંધુ છતાં શાને બલિયેરે—સંગ. ૪.
લાજ કાજ કુલ કારણ તજીને, શૂરા થઇ નવ ડરીયેરે—સંગ. ૫.
માન મુકી મહાજનને મલિયે, પાછા પગ નવ ભરિયેરે—સંગ. ૬.
કાશી ગંગા સંત પ્રાગ છે પોતે, એની સંગત કરી ઠરિયેરે—સંગ. ૭.
અડસઠ તીરથ સાધુને ચરણે, પ્રીતે એને અનુસરીયેરે—સંગ. ૮.
હરિકથા હરિજન નિત બોલે, હેતે તે કાને ધરીયેરે— સંગ. ૯.
કાને ધરી દ્રઢ દિલમાહીં ધારી. ફરી ચોરાશી નવ ફરિયેરે—સંગ ૧૦.
હરખ હૈયામાં હિંમત રાખી, વૈકુંઠનાથને વરિયેરે— સંગ. ૧૧.
કૃષ્ણદાસ કે' કૃષ્ણને પામી, ફરી ન જનમીએ ન મરીએરે—સંગ. ૧૨

---

## પદ ૩ રાગ ઠુમરી.

લે હરિ નામકો નાવ જાકું સંત ચલાવે;
ઉતારે ભવ પાર, પ્રભુજીસેં જાઇ મિલાવે— લે હરિ નામ. ટેક
એક પલકકે માહીં, અનંત લખ યોજન ચાલે;
સો એસા તરેહ લેઇ જાય, પેટમેં પાની ન હાલે— લે હરિ નામ. ૧
લેવત નહીં કછુ દામ, જાહાજમેં જાઇ બેઠાવે;
સો વૈકુંઠ ધામ કે બીચ, જાહાજકું જાઇ ઝુકાવે— લે હરિ નામ. ૨.

સદા હી કરો સતસંગ, ગુણ ગોવિંદકા ગાઓ;
ભવસાગર તરી જાઓ, પરમપદ પ્રેમસું પાઓ— લે હરિ નામ. ૩.
સદ્દગુરુ કીયા ઉપદેશ, જમકો જોર ન ચાલે;
દેખાડે હાલ હુલ્લાસ, પ્રભુજી કે મનહી ભાવે— લે હરિ નામ ૪.
નિર્ભય ભયા નર સોઇ, જો ઇન જાહાજમેં બેઠે;
કહે કૃષ્ણદાસ ઉલ્હાસ, સાહેબ કેરા મેહેલોમેં પેઠે— લે હરિ નામ. ૫.

---

## હોરી પદ ૪.

સુનલે કંથ શીખ હમારી, કહત મનોહરી નારી. ટેક.
રામચંદ્રકો નિરંજન જાનહું, માનહું અજ અવિકારી;
વિશ્વરૂપ રઘુવંશ મણિ હે, ભક્તઅર્થ તનુધારી;
કહત હે નિગમ પુકારી— સુનલે. ૧.
પદ પાતાલ શીશ અજ ધામહીં, ભ્રકુટી કાલ ભયકારી;
નેન દિવાકર કચ વનમાલા, નિશિદિન નિમિષ અપારી;
શ્રવણ દિશા દશ ભારી— સુનલે. ૨.
નાશા અશ્વનિકુમાર બિરાજત, સુરત શ્વાસ સુખકારી;
અધર લોભ જમ દશન કરાલા, વાણી બંધ અનુસારી;
બહુ દિગ્પાલ ખરારી— સુનલે. ૩.
અનંત અનલ વરૂણ રસનામેં, માયા હાસ મોહકારી;
અસ્તી શૈલ્ય કેશ દ્રુમ શાખા, સરિતા નસ નાડી;
રોમ અષ્ટાદશ ભારી— સુનલે. ૪.
અહંકાર શિવં બુધ બ્રહ્માજી, મન શશી શીત માહારો;
કૃષ્ણ પ્રભુ હું એસો જાણો, સમજ લિયો મન મારી;
અચલ યહી બાત સવારી— સુનલે. ૫.

---

## હોરી પદ ૫.

જાનકી રઘુનાથકો દીજે, કહ્યો મેરો ઇતનો કરીજે. ટેક.
અંચલ પસારી દીન હોય માગું, પ્રાણપતિ સુણ લીજે;

તુમ તો ચતુર શિરોમન સ્વામી, નીતિબિરોધ ન કીજે;
જાસે રઘુનાયક ખીજે— જાનકી. ૧.
જગત ગુરુસે જાઇ પોકારો, ત્રાહી ચરણ મુજ લીજે;
દીન બંધુ યહી ચૂક હમારી, મમ અપરાધ ક્ષમીજે;
સુનત રઘુનંદન રીજે— જાનકી. ૨.
સિંધકે કારન ગ્રહે વહી મારત, પ્રભુ પર પ્રીત કરીજે;
પ્રનતપાલ જાકી દ્રઢ બાનો, જાકે જીવાયે જીજે;
મોહ મમતાકું તજીજે— જાનકી. ૩.
રામચંદ્રકો રૂપ સુધાનિધિ, નેન પ્રેરહુ રસ પીજે;
કૃષ્ણદાસ પ્રભુ ઉર ઉપર, નિશિદિન ધ્યાન ધરીજે;
જાતે ભવસિંધુ તરીજે— જાનકી. ૪.

---

## પદ ૬.

બનહુસે આવત ધેનું ચરાવૈ. ટેક.
આગે આગે ધેનુ પીછે પીછે જદુનંદન, વૃજ રજ મુખ લપટાવૈ-બનહુસે
મોર મુકુટ મકરાકૃત કુંડલ, ઉર વનમાલ સુહાવૈ;
બાહુ બિશાલ બિભુષણ સોહૈ, કરગહી કમલ ફિરાવૈ—બનહુસે. ૨.
ચંદન ચરચીત અંગ મનોહર, ભૃગુ લક્ષણ છબી છાવૈ;
શેષ સહસ્ર મુખ રટત નિરંતર, સો વાકો પાર ન પાવૈ—બનહુસે. ૩
કંબુ કંઠ કૌસ્તુભ મણિ રાજે, શોભા વરણી ન જાયે;
ઘુઘર વારે અલક વદનપર, મધુકર રહે લોયે— બનહુસે. ૪
ચઢે વિમાન દેવ મુનિ હરખે, પુષ્પમાલ ઝરિ લાયે;
કૃષ્ણદાસ પ્રભુકી છબી નિરખે, ચરણકમલ ચિત્તલાયે—બનહુસે. ૫.

---

## થાલ લાવણી પદ ૭.

જમો જમો જગતના નાથ, કહું કરજોડી;
મારી આતમના આધાર, શરણ મેં તોરી— જમો. ટેક.
ગેવર ગુંદવડા દૂધપાક, જલેબી રૂડી;
માંય સાકરબુરાં સાર પેંડા ને પૂરી— જમો. ૧

જમો મગદળ મોતીચૂર, અને વળી ખાજાં ;
માંય મીસરી માખણ દૂધ, ગોરસ છે તાજાં— જમો. ૨.
જમો દાળ ભાત ઘૃતધાર, ગંગાજળ ઝારી ;
જસોદાના જીવન કાન, ગોકુળના દાણી— જમો. ૩.
મુખવાસ છે બીડલાં પાન, સોપારી સારી ;
તમે રાધાજીના કંથ, ગોકુળ વનમાળી— જમો. ૪.
પ્રભુ જગત જન પ્રતિપાળ, પૂરણ ભગવાના ;
મુજ રંક ઉપર દિનરાત, કૃપા કર કાના— જમો. ૫.
ગાએ કૃષ્ણદાસ કરજોડ, અરજ ઉર ધરજો
પ્રભુ અંતકાળ મ્હારાજ, સ્હાય ઝટ કરજો— જમો. ૬.

---

# કૃષ્ણરામ.

(અમદાવાદનો ભટ મેવાડો બ્રાહ્મણ, સંવત ૧૮૯૫માં હતો.)

### ઠાકોરજીને પોઢાડવાનું પદ ૧.

પોઢોરે પોઢોરે સારંગપાણિ, તેરી અખિયામેં નીંદ ભરાણીરે–પોઢો.ટેક
હાંરે એમ કહે કૌશલ્યા માઇ, તુજે નીંદ બગાસાં આઇરે—પોઢો. ૧.
હાંરે પ્રભુ અંગસેં આલસ મોડો, કમરસેં પટકા છોડોરે—પોઢો. ૨.
હાંરે પ્રભુ ધનુષ ભાથાં તુમ મેલો, તુમ મુખપર ઓઢો સેલુંરે—પોઢો ૩.
હાંરે સીતા સતવંતી નારી, હાંરે એણે સુંદર સેજ સમારીરે—પોઢો. ૪.
હાંરે લક્ષમનજીને આગના દીજે, હાંરે પીછે પાંઉ પલંગપર
દીજેરે—પોઢો. ૫.
હાંરે કૃષ્ણરામ કહે કર જોડી, હાંરે પ્રભુજીની અખંડ રહો જોડીરે—
પોઢો. ૬.

---

# કળિકાળનું વર્ણન.

ગરબા છંદ, પદ ૨.

" આજ મને આનંદ વાધ્યો અતિ ઘણોરે- એ દેશી. "

કેશવ કૃપાનિધાન, અરજી ઉરમાં આણો;
ભક્ત પ્રિય ભગવાન, જીવ દયા મન જાણો. ૧.
પુરુષોત્તમ પ્રતિપાળ, આ અવસર તો આવ્યો;
કુટિલ કર્મથી કાળ, કેટલોક મેં કાઢ્યો. ૨.
હજી રહ્યો અવશેષ, જીકર કરતાં જાશે;
રીઝ કરો રૂષિ કેશ, સફળ તમે તો થાશે. ૩.
બાળક દેખે બાઉ, પ્રીતે ફરે તે પુંઠે;
હઠે બતાવે હાઉ, છાતીમાં છળી ઉઠે. ૪.
એમ હું, અંતર્યામી! હેત દેખાડો હરખું;
ગોવિંદ ગરૂડા ગામી, થોડા દુઃખથી થડકું. ૫.
સેવકને સનમાન, કરી સોંપો કામું;
દાસ હું ઠરી દુકાન, નિત્ય લખું નિજ નામું. ૬.
ઉઘરાણી ઘર ઘર, કરવી ન મુજથી સાધે;
મન ધ્રુજે થર થર, બોલ લોકનાં બાંધે. ૭.
ત્રિકમ ન રહ્યો તોલ, અર્થ નથી કાંઇ સરતો;
કળીનો આવ્યો કાળ, કડકડાટ બહુ કરતો. ૮.
વિમળ મતિ વિપરીત, વહેવા લાગી સહુની;
પરમારથની પ્રીત, બહાર ખસી ગઇ બહુની. ૯.
ઉત્તમ ચારે વર્ણ, ઉત્તમતાને મૂકી;
કરે અધર્માચરણ, ચિંતન હરિનું ચૂકી. ૧૦.
વાડવ વિદ્યાવાન, થઇ પણ ઘર ઘર ડોલે;
શૂદ્રતણાં સન્માન, નહીં પણ આશિષ બોલે. ૧૧.
વિદ્યા ભણીને વાદ, પંડિત કરે પરસ્પર;
શિશ્નોદરના સ્વાદ, ફરે શોધતા સત્વર. ૧૨.
વાંચે જઇ વેદાંત, કણ લોભે કંઇ ઘરમાં;
સમજે નહીં સિદ્ધાંત, ભટકે ભવસાગરમાં. ૧૩.

વિપ્ર પરસ્પર વે'ર, કામ કારણે કરતા;
જરને માટે ઝેર, મમતામાં નિત્ય મરતા. ૧૪.
વિદ્વત થઇને વ્યાજ, ગરીબ જનનું ગમિયું;
કરે અઘટતાં કાજ, ભ્રાંતે મનડું ભમિયું. ૧૫.
શાસ્ત્રતણી નહિ સાન, વામ મારગે ચાલે;
કરીને મદિરાપાન, મોટા થઇને માલે. ૧૬.
મારણ મોહન જાર, ઉચ્ચાટન આરાધે;
ઉત્તમ થઇ અભિચાર, સુવરણ માટે સાધે. ૧૭.
ઉર્ણા અડદ ઉપાન, મધુ મહિષીને મહીનું;
દારૂણ લેછે દાન, કાળ સમે કંઇ કંઇનું. ૧૮.
શુદ્રાદિકને ઘેર, શાસ્ત્ર શીખાડે જઇને;
પરમ ધર્મની પેર, વિપ્રતણી ગઇ વહીને. ૧૯.
એકાદશાનું અન્ન. બ્રાહ્મણને પણ ભાવે;
ધણીને નોય જો ધન, ઘર ઘરેણું વેચાવે. ૨૦
મસ લઘુશંકા લીંટ, દેખતાં જ્યાં દીસે;
એ ઠેકાણે ઇંટ, માંડી પાતલ પ્રીસે. ૨૧.
રામા કરે રૂદન, હાથ વાળતી હઇયે;
આરોગે ત્યાં અન્ન, કોણ કોણને કહિયે. ૨૨.
રડતા રાજદ્વાર, પંડિત થઇને પક્કા;
દેવડીએ છડીદાર, સહી લે તેના ધક્કા. ૨૩.
તોપણ નાવે લાજ, કિંકર મૂકે કહાડી;
વર્ષાસનને કાજ, દરબારે જાય દહાડી. ૨૪.
નાતજાતની નિત્ય, બંધી કરે બડબડતા;
વર્ષા ઉષ્ણ ને શીત, વેઠી વાટે વઢતા. ૨૫.
અન્નતણો મુખ ગ્રાસ, તોપણ બોલે ગાળી;
દામતણા થઇ દાસ, પેટે મારે પાળી. ૨૬.
વૈશ્વદેવ નૈવેદ, બ્રહ્મયજ્ઞ કે તર્પણ;
ભૂત બળિનો ભેદ, જાણે નહિ બ્રહ્માર્પણ. ૨૭.
સસરા કહીને ગાળ, પુત્ર પૌત્રને દેતા;
એળે ચડાવી આળ, લાંચ પટેલ થઇ લેતા.

એક નોતરે ચાર, જમવા કાજે જાતા ;
ન જુવે વરણાચાર, સૌ તે ઘેર જઇ ખાતા. ૨૯.
ગ્રીવા લગણ ભરાઇ, પરનું આવે પ્રાશી ;
રાત બધી રગડાઇ, વાણે નાંખે વાશી. ૩૦.
પલાંડુ લસણ કલીંગ, મધુ પુષ્પને ગાજર ;
અફીણ તમાકુ ભાંગ, વ્યસન કર્યામાં હાજર. ૩૧.
બેઠા નિત્ય બજાર, બ્રાહ્મણ નિંદા સાધે ;
સગાં સગાંમાં ખાર, કલહ કરીને બાંધે. ૩૨
પર નાતિની રાંડ, નિજ નાતોમાં ઘાલે ;
દામે સળકી દાઢ, મન માને ત્યાં મા'લે. ૩૩.
ઘરમાં ક્ષિપ્રા ખાય, સરખા થઇ સંબંધી ;
કુલીન જમવા જાય, ત્યાંહ ધાકની બંધી. ૩૪.
તજી સ્નાન સંધ્યાય, ભાવે ભાવ્યું ભમવું ;
ચિત્તમાં નિત્ય ચહાય, પૂર્વજિયાનું જમવું. ૩૫.
વાટે વાટે વ્યાસ, થઇને માણ વજાડે ;
પાંચેક બેઠાં પાસ, તેહ તાળીઓ પાડે. ૩૬.
શ્રુતિ સ્મૃતિની વાત, કાળ જીવ ઇશ્વરની ;
જાણે નહીં કંઇ જાત, રાગ તાળ કે સ્વરની. ૩૭.
પિંગળ રીતે છંદ, કવિના કર્યા ન જાણે ;
પોતા તણા પ્રબંધ, રચી રાગડા તાણે ૩૮.
નાતરિયાની વાત, કેરી ને રેંટીડા ;
ગાતા શ્યામા સાથ, કરે કટાક્ષે ક્રીડા. ૩૯.
અંગુલિયે અંગુઠ, બાંધી ગાય ઉછળતા ;
મોટા થાએ મૂઢ, બીજા મરે છે બળતા. ૪૦.
જજમાનોથી રીશ, કરીને દાપું લેતા ;
નહિતર ફોડી શીશ, રૂધિરે થાપા દેતા. ૪૧.
કંઇ ધન કાજે થાય, વોહોરાના વાણોતર ;
કંઈ કાસદિયે જાય, કંઇક ભીખંતા ઘર ઘર. ૪૨.
કંઇક નાંખતા ટેલ, કંઇક વીંટણીઓ વીંટે ;
કંઇક હાંકતા બેલ, શકટ ભરીને ઇંટે. ૪૩.

કંઇક કરંતા રાસ. નારી રૂપ થઇ નાચે ;
મશ્કરિયોથી હાસ, કંઇક કરાવે સાચે. ૪૪.
કંઇક પાણી ભરનાર, કંઇક રસોઇ કરતા ;
કંઇક હોય નાકાદાર, કંઇક કરોડો ફરતા. ૪૫.
કંઇક લે ભરીને દામ, સરપણ શકટ ઇજારે ;
કંઇક શેઠોનાં કામ, બેઠા કરે બજારે. ૪૬.
એક નાતમાં નાત, કળિયે બીજી કીધી ;
ગૃહસ્થ ભિક્ષુક જાત, દીકરિયો નવ દીધી. ૪૭.
નમસ્કારની રીત, તજી સલામો કરતા ;
પરનાતિની પ્રીત, મનમાં કદી ન ધરતા. ૪૮.
વાડવ થયા વકીલ, ઘર ઘર કેરા ઠાકર ;
દ્રિવ્ય વધારે ડીલ, યવનતણા થઇ ચાકર. ૪૯.
ફારસીઓના હર્ફ, વસ્યા વિપ્રની વાણે ;
ગઝલ રેખતા તર્ફ, ગમતા દીઠા ગાણે. ૫૦.
દીકરિયોના દામ, રૂદયે લાગ્યા રસિયા ;
કરે કારમાં કામ, કેશ ધરે કાનસિયા. ૫૧.
બેસે બનીને બેશ, ચકલે ડંમર હાંકે ;
અરધ ઉઘાડે કેશ, તરૂણિયોને તાકે. ૫૨.
કંઇકે કીધાં કામ, વેળા જોઇને વંઠી ;
નીચ જનોને નામ, આપી બાંધે કંઠી. ૫૩.
કંઇક પૂજતા પીર, અવલોકે જઇ ઓરસ ;
પયમાં નાખી નીર, કંઇક વેચતા ગોરસ. ૫૪.
કંઇક પરણેલી નાર, પ્રહાર કરે ત્યાં પેખી ;
કંઇક કરે વ્યભિચાર, દારા પારકી દેખી. ૫૫.
સાઠે વર્ષે સાન, કંઇકે મૂકી ઘરાણે ;
વારૂ થઇ વિદ્વાન, ફરી ફરીને પરણે. ૫૬.
નાથે કાઢયો નર્ક, પોતે પાછો પેસે ;
ગદ્ધાઇમાં ગર્ક, બાધા થઇને બેસે. ૫૭.
વાડવ ઉપર વેર, આવડું તે કયમ આણ્યું ;
કળિયે કીધો કેર, કારણ કાંઇ ન જાણ્યું. ૫૮.

ભલા તમે ભગવાન, હરિ હઠાવો હાની ;
ગોવિંદ આપો જ્ઞાન, મુખ્ય બ્રાહ્મણને માની. ૫૯.
આ અવસરે અલોપ, થઇ જળમાં ક્યમ ઝીલો ,
કરીને કરડો કોપ, કળિયે લીધો કિલ્લો. ૬૦.
નરપતિ થઇને ન્યાય, પૂછી જોઇ ન પ્રીછે ;
ધન લેવાને ધાય, અનર્થ કઇનાં ઇચ્છે. ૬૧.
વિપ્ર વપુને દંડ, દેતાં દયા ન આવે ;
પેખે પણ પાખંડ, લાંચો લઇ લલચાવે. ૬૨.
કંઇક વધારી કર, રાંક લોકોને રગડે ;
જ્યાં જ્યાં દેખે જર, બુદ્ધિ ત્યાં ત્યાં બગડે ૬૩
પરદારાની સંગ, રાજી થઇને રમતા ;
ધારી ન જુવે ઢંગ, લક્ષ જનોને દમતા. ૬૪.
કુડી ધરતા કાન, ચુગલજનોની ચાડી ;
ઘટવા લાગ્યું જ્ઞાન, દંભી સંગે દહાડી. ૬૫.
વેદ શાસ્ત્રની વાત, કદી ધરે નહિ કાને;
રાજી રહે દિન રાત, ગુણકા કેરે ગાને. ૬૬
ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, કદી કરે નહીં કૂડા ;
રાખે નહીં સંભાળ, ભક્તજનોની ભુંડા. ૬૭.
શાક ભાજીઓ ફળ, એ પર્યંત ઇજારા ;
વળી બતાવે બળ, ઝોળીવાળા ન્યારા. ૬૮.
કાષ્ટ શકટથી કાઠ, કેટલાક તો કાઢી ;
કડકા ભારે સાઠ, દરવાનાદિક દહાડી. ૬૯.
વર્ષ વર્ષ સવાઇ, ઇજારદારી વધારે ;
રૈયત રૂવે રગડાઇ, કો આગળ પુકારે. ૭૦.
ચૌટે જણવે તોર, દોડાવીને ઘોડા ;
રાતે આવે ચોર, ઘર ઘર પડે દરોડા. ૭૧.
ચોરોના અસવાર, બાન પકડતા લૂટે ;
દરવાજેથી બહાર, વહાર કરે નહિ પૂંઠે. ૭૨.
દરવાજે દરવાન, રાંક જનોને રોકે ;
કોઇ ધરે નહિ કાન, રડે બિચારા પોકે. ૭૩.

અન્યાઇના દામ, લેઇ ઠરાવે સાચા ;
ન્યાયનું લે જો નામ, તો તો હણે તમાચા. ૭૪.
રાજતણાં સંતાન, રાય આપણને માને ;
દુશમન થઈ દિવાન, કેદ કરે રાજાને. ૭૫.
થોડો જોઇ અપરાધ, મરી રહ્યાને મારે ;
બળવંતોનો બાધ, કરી શકે નહીં ક્યારે. ૭૬.
વરતાવે નહીં ધર્મ, રઇયત જનનો રીતે ;
પોતે પણ સત્‌કર્મ, કદી કરે નહીં પ્રીતે. ૭૭.
ઉત્તમ જનને આંચ, વિષયી નિત્યે દમતા ;
વરસ ચારકે પાંચ, એટલામાં આથમતા. ૭૮.
કળિયે કીધો કેર, જેમ શશિને રાહુ ;
માધવ કરિયે મ્હેર, જોઇ પોતાના બાહુ. ૭૯.
વૈશ્ય કરે વિપરીત, તોલ ન સાચા તોળે ;
પરમારથની પ્રીત, મૂકી મગદળ ચોળે. ૮૦.
બાર પાણનો માલ, વીશ પાણે વેચંતા ;
દોડા દોડ દલાલ, કળ છળ કંઇક કરંતા. ૮૧.
કહે ધર્મના સમ, ધર્મ ઘસરડે ધૂળે ;
તોયે જ્યમનું ત્યમ, મરડી નાંખે મૂળે. ૮૨.
હેતસ્વી થઇ હાણ, કરીને લેજો ખસિયે ;
વદે પરસ્પર વાણ, પોતાની પારસિયે. ૮૩.
દમડી માટે ગાળ, મુખથી માને દેતા ;
એક એકની આળ, જઇ દરબારે કહેતા. ૮૪.
શાણા થઇને શેઠ, પાન તમાકુ ચાવે ;
વાડવ પાસે વેઠ, કાયા તણી કરાવે. ૮૫.
લઇ આપ્યાની આશ, મનમાં કરી ન રાખે ;
દામ તણા થઇ દાસ, ભૂંડું મુખથી ભાખે. ૮૬.
જતિ ગુરુ બ્રાહ્મણ દેવ, ગુસાંઇ વિધવાનાં ધન ;
સંઘરવાની ટેવ, અંતે ઓળવ્યાનું મન. ૮૭.
ચાર રામની ઘર, થઇને કરતા કાળું ;
છીરવી કઇનાં જર, દેખાડે દેવાળું. ૮૮.

મનમાં રાખે મેલ, મુખ જણાયે મીઠા ;
ઘૃતમાં ઘાલી તેલ, દેતાં કંઇકને દીઠા. ૮૯.
કહી બતાવે કાંય, આપે વસ્તુ બીજી ;
મગન થઇ મનમાંય, તાળી આપે રીઝી. ૯૦.
વૈષ્ણુ થઇને વેષ, અબળાને આરાધે ;
કરે ધર્મનો દ્વેષ, શિવની નિંદા સાધે ૯૧
સમર્પણી થઇ સ્વાદ, શીરા પૂરી જમતા ;
ગુરુનો લેઇ પ્રસાદ, રામા સંગે રમતા. ૯૨.
વિપ્ર અડે જો અંગ, છુવાઇ જઇને થુંકે ;
ઉરમાં અતિ અનંગ, માની જણી ન મૂકે. ૯૩.
સાચા મનથી શરણ, ગુરુ ચરણે નવ રહેતા ;
કરે અધર્માચરણ, કલ્પી કંઇ મત કહેતા. ૯૪.
અજ મૂકાવી ધન, હિંસકને ચવરાવે ;
માણસ લાયક અન્ન, શ્વાનોને ખવરાવે. ૯૫
જીવ દયા પ્રતિપાળ, થઇને કરે ઇજારા ;
કંઇકનો આણે કાળ, શ્રાવક થઇને સારા. ૯૬.
ધર્મ એટલો લાભ, બોલે પણ નવ પાળે ;
ગર્ભિણિયોના ગાભ, ઔષધ આપી ગાળે ૯૭
પરધનથી પરતંત્ર, સમજે નહીં શીખામણ ;
જપે મૂઠના મંત્ર, કંઇકને કરતા કામણ. ૯૮.
પરનારીને સંગ, પ્રીતિ મનમાં પેસે ;
અલંકારથી અંગ, સરસ સમારી બેસે. ૯૯.
વેદ વિનાના ધર્મ, વાંચે નિત્ય વખાણે ;
કૃષ્ણચંદ્રનાં કર્મ, જીવ સરીખાં જાણે. ૧૦૦.
કળિ એમ કચ્ચર ઘાણ, કરીને પીલે પ્રાણી ;
કૃષ્ણ કરો કલ્યાણ, ઉર આપનો જાણી. ૧૦૧.
દંભી જનનો દાસ, થઇને શીશ નમાવે ;
વિઠ્ઠલ તણો વિશ્વાસ, શુદ્રોને મન ભાવે. ૧૦૨.
ઉત્તમના આચર્ણ, કનિષ્ટ થઇને કરતા ;
સજ્જન જનનું શર્ણ, ઓળખી નવ આચરતા. ૧૦૩.

રાજ સેવાની રીત, જાણે નહીં પણ રાખે :
મુખમાંહિથી નિત્ય, મમ્મો ચચ્ચો ભાખે. ૧૦૪.
દેખે પરની નાર, રૂપાળી મન આની ;
દંડ ભરી દરબાર, તે છંડાવે છાની. ૧૦૫.
સંતાનોના સહિત, અષ્ટમંગળે આણે ;
નારી પામ્યો નિત્ય, જગજીત્યો એમ જાણે. ૧૦૬.
ગરીબ કેરૂં ઘર, ભિલાળીને એ લે ;
છતનો વાધે છડ, મેલા થાએ મેલે. ૧૦૭.
નવ ઠેકાણે જઇ, આવે દશમે દ્વારે ;
કાન્તા તેને કહી, સુવર્ણથી શણગારે. ૧૦૮.
પાપી પંડ પ્રણામ, બ્રાહ્મણને નવ કરતા ;
દુઃખે જોડી દામ, દરબારોમાં ભરતા. ૧૦૯.
લેખી ન જુવે લેશ, નિર્મળ જનને નાગા ;
નિત્ય બનાવે બેશ, દેવ મંદિરે વાઘા. ૧૧૦.
યાત્રા જાતાં સંગ, જબરા બેલ જોડાવે ,
જેમ વળગ્યું હોય વંગ, ત્યમ ગાડી દોડાવે. ૧૧૧.
મલીન મેલું મન, સતસંગત નવ સૂઝે ;
કલ્પિત ગાય કીર્તન, જાત જાતને પૂજે. ૧૧૨.
ગૌબ્રાહ્મણને દાસ, કરીને ધર્મે ધાવે ;
સેવા બ્રાહ્મણ પાસ, કણબી થઇ કરાવે ૧૧૩.
ઝાઝું હોય જો જર, તાતા તાણા તાણાવે :
વળી ઘણેરાં ઘર, થાનક કરી ચણાવે. ૧૧૪.
શુદ્ધ ધર્મની વાત, હ્રદયથી ઘાલી હેઠે ;
જમે જમાડે જાત, જાણ્યાં જમાઇ તેઠે. ૧૧૫.
કૌતુક સરખું કામ, કળીએ કીધું ભારી ;
રક્ષા કરજો રામ, ભક્ત પોતાની ધારી. ૧૧૬.
કડિયા સુતાર મજુર, વચન પ્રમાણ ન ચાલે ;
જોખમ કરે જરૂર, ઘર કરતાં ઘર ઘાલે ૧૧૭
સોની દઇ વિશ્વાસ, કાલને વાયદે ફેનું :
આવે આઠે માસ, સોનાનું કરી સનું.

ધોબી સાળવી સઇ, ફાડી વસ્તર સાંધે;
શેક મજુરી લઇ, પણ પોતાનું રાંધે. ૧૧૯.
વઇદ બન્યા વાળંદ, શાસ્ત્ર વાત સંતાણી;
સઇયદ કરી સાણંદ, પાય મંત્રીને પાણી. ૧૨૦.
બ્રાહ્મણ વિના અનંત, ગ્રહસ્થ થઇને ભીખે;
શેરિયે શેરિયે સંત, ટેલ નાખવી શીખે. ૧૨૧.
વૈરાગી ગોસાંઇ, શસ્ત્ર અંગપર ધરતા;
મારે માંહો માંહીં, મમતા માની મરતા. ૧૨૨.
અંતરમાં અભિમાન, બાનું હરિનું બણીને;
મોડે દ્વિજનું માન, બ્રાહ્મણ પાસે ભણીને. ૧૨૩.
ઉલટી વરણ અઢાર, વૈરાગીને વેશે;
ગામ ગામને બહાર, બાવા થઇને બેસે. ૧૨૪
કરીને ચારે ધામ, પૂજા કરીને પૂજારી;
દેવ તણું લઇ દામ, નીકળી જાય લઇ નારી. ૧૨૫.
દઇ બ્રાહ્મણને ધન, ભારે વિદ્યા ભણતા;
વળતાં વ્યાસાસન, બેસે સિદ્ધજ બનતા. ૧૨૬.
તિલક છાપ ને માળ, ધરીને કરથી ખેંચે;
કણીક ચોખા દાળ, કંઇકના લાવી વેચે. ૧૨૭.
કરમાં લે નહિ દામ, મોટમ રાખે માઝા;
લઇ પુસ્તકનું નામ, જર લે કંઇનાં ઝાઝાં. ૧૨૮
માંડીને ઘરબાર, લોટ માગતા વ્હાણે.;
લાવી વાટકા ચાર, જમી આવે જ્યાં જાણે. ૧૨૯
વિઠ્ઠલજીનો વેષ, હીંડે વિકળ વગોતા;
મૂંડાવીને કેશ, જરને હીંડે જોતા. ૧૩૦.
ફકીર થઇને ફળ, ભાલાનું કર પકડે;
પૈસા લે કરી બળ, રાંક જનોને રગડે. ૧૩૧.
ગૌ બ્રાહ્મણને ત્રાસ, વધતો દિનથી વાધે;
રૂડી વસ્તુની આશ, સાલે સાતે સાંધે. ૧૩૨.
અંબુ વરશે અલ્પ, તેપણ નહીં સુખ માગ્યું;
સત્ય રહ્યું છે સ્વલ્પ, તે પણ જાવા લાગ્યું. ૧૩૩.

ભલા પુરૂષને ભાઇ, ભાવે છળવાઇ કેરાં ;
ડાહ્યા ડહાપણ માંહીં, થઈને કરે અનેરાં. ૧૩૪.
પૃથ્વી પણ ગળી જાય, ધન દાટ્યું કર નાવે ;
રગડે નિત્યે રાય, જયમ જે જનથી ફાવે. ૧૩૫.
પિતા પુત્રમાં વેર, ભાઇ ભાઇને ભાંડે ;
જાત જાતમાં ઝેર, સુખ કો કોથી નાં માંડે. ૧૩૬.
સગાં સહોદર સાથ, વાંધે વેર વધારે ;
નર થઇ નારી હાથ, પુત્ર પિતાને મારે. ૧૩૭.
પૂરણ પાપે તન, આ અવસરમાં આવે ;
લેઇ તાતનું ધન, અંતે બહુ અથડાવે. ૧૩૮.
લાગે નરને અંગ, કામનિયોનાં કામણ ;
માને મન થઈ દંગ, સાળાની શીખામણ. ૧૩૯.
સ્નેહી સગાં સમસ્ત, કટ કાળજું કોરે ;
દાવ દેખીને વસ્ત્ર, આપ આપમાં ચોરે. ૧૪૦.
સુખ તંબોળે લાલ, પેહેરે જામા નીમા ;
જૂઠો જકડી માલ, સત્ય કરાવે વીમા. ૧૪૧.
રાખીને વેપાર, ગાલી નાંખે નાણું ;
માગે જો દેનાર, જુવે ન તેના સામું. ૧૪૨.
કરનું આપ્યું રોક, નાણું તે પણ નાપે ;
સમજે કરવું શોક, વળી તે ઉલટું શાપે. ૧૪૩.
મેળે ખેળે જાય, ડાહ્યા કામને દરદે ;
કામનિયોની કાય, મંદિરમાં પણ મરદે. ૧૪૪.
પિત્તળના સણગાર, સુવરણ સરખા કરીને ;
વેચે મધ્ય બજાર, ધન લઇ જાય હરીને. ૧૪૫.
રૂપૈયામાં રોળ, ત્રાંબુ ઘાલે પેખી ;
કોરી ભરતા તોલ, મારે ઉપર મેખી. ૧૪૬.
દામે સળકે ડાઢ, મનુષ્ય મનુષ્યને મારે ;
ખોદી ઘાલે ખાડ, અલંકાર ઉતારે. ૧૪૭.
માતાપિતાનું ધન, મૂક્યું ચોરી જાતા ;
માનની કરી મગન, ખાંતે ખાવું ખાતા. ૧૪૮

ગમે ગરોના જોશ, પોમલિયો કર જોતી;
નિર્મળજનનો દોષ, કળ્યો ન જાયે કોથી. ૧૪૯.
દુનિયાં સઘળાં ડાહી, પોતપોતાના મનથી ;
સંત રહ્યા સંતાઇ, ઝેરભરેલા જનથી. ૧૫૦.
કળિ કરે કલ્પાંત, કૃપણજનોને કરડે ;
સધાય નહીં સિદ્ધાંત, સાખી શીખીને ભરડે. ૧૫૧.
પતિવ્રતાની પેર, નારીજનની નાઠી ;
મરદાઇ ગઇ મહેર, માનનિયો થઇ માઠી. ૧૫૨.
દશ એકાદશ બાર, વર્ષે ગર્ભજ ધરતી ;
વિહ્વળ થઈ વ્યભિચાર, કામનિયો બહુ કરતી. ૧૫૩.
થયા વામણા વેષ, આઠ હાથની સાડી ;
લાજ નહીં રહી લેશ, તરૂણી ઉઠે ત્રાડી. ૧૫૪.
ઠરી ન બેસે ઠામ, ઘરોઘરે અથડાતી ;
દિલમાં ધારી દામ, પરપુરૂષોને ચહાતી. ૧૫૫.
જીભે ભરિયું ઝેર, બકોર કરતી બોલે ;
વરથી રાખે વેર, ડાકણ સરખી ડોલે. ૧૫૬
સાસુને કહે શોક્ય, વહુ સામી રહી વઢતી ;
પછી મૂકતી પોક, રાંક સરીખી રડતી. ૧૫૭.
મારે જો ભરથાર, સામું બોલે સડતું ;
ખરો ધરીને ખાર, કૂવે મૂકે જઇ પડતું. ૧૫૮.
સાસુ પણ વહુ સાથ, કહે બાપની બઇયર ;
લાંબા કરીને હાથ, સુણતાં સઘળી સૈયર. ૧૫૯.
નાગી થઇને ન્હાય, વખાણ ત્યાં પણ વાંચે ;
શૌચ જવાને જાય, એક કળશિયે પાંચે. ૧૬૦.
મળી કોયને કોક, ત્યાં પણ બડબડ કરતી ;
જેમ સાંભળે લોક, એ રીતે ઉચરતી. ૧૬૧.
વાટે કરતી વાત, કંઇક મળીને કળવળ ;
જાણી જાય ન જાત, ખસે ન કરતી ખળભળ. ૧૬૨.
કલ્પિત કીધા એમ, ધર્મ દિવસ ધોવાના ;
નિરખે કંઈ નહીં નેમ, પરવ દિવસ રોવાના. ૧૬૩.

કરે કમોતે મરણ, જો દિલમાં એ રૂઠે ;
વ્યંઠળ સરખા વર્ણ, પુરૂષ પોકારે પૂંઠે. ૧૬૪.
એક એકથી એક, આગળ પડે ઉજાતી ;
અબળા મળી અનેક, પ્રૌઢ પરજિયાં ગાતી. ૧૬૫.
કુટે કંઈક કપાળ, મૂકી ઉર ઉઘાડાં ;
જણાય નહીં જંજાળ, સંઘટ પેઠાં ગાડાં. ૧૬૬.
સાયં પ્રાતઃકાળ, મુખ વાળીને રડતી ;
લીંટ આંસુ ને લાળ, દઇ જીવોને નડતી. ૧૬૭.
સેજ સવારથ કાજ, પતિ પુત્રોને મારે ;
દિલમાં રાખે દાઝ, હઠ પોતે નવ હારે. ૧૬૮.
અપર માત થઇ આપ, દાસ પુત્રને દમતી ;
પોઢ થાય જ્યાં પાપ, ત્યાં જઇ છાની જમતી. ૧૬૯.
ખાય શેર બે એક, તોએ કહે નવ ભાવે ;
લડે તજીને ટેક, પોળો ચાર જગાવે. ૧૭૦.
તેલ સરસિયું રાઇ, ખાતી એંઠું ટાઢું ;
શિક્ષાથી રીસાઈ, વેર વસાવે ગાઢું. ૧૭૧.
છાની લેઇ જાય વસ્ત, મહિયરમાં મન માની ;
માંડે જુદ્ધ થઇ મસ્ત, પાછી ન ધરે પાની. ૧૭૨.
કાંઇને સાટે કાંઇ, વસ્તુ બતાવે બીજી ;
ઘરનાં જન ઘરમાંઇ, ખરૂં કહેતાં ખીજી. ૧૭૩.
પીટ્યા કહીને ગાળ, શિશુને દેઇ પછાડે ;
પતિતણી પ્રતિપાળ, કરે નહીં પણ ત્રાડે. ૧૭૪.
નગ્ન નદીને તીર, નરને તનુ નિરખાવે ;
પતિને નિજ મંદિર, નિત્ય કરડવા ધાવે. ૧૭૫.
હાય હાય કહી આધ, વાત કરે વિસ્તારી ;
મૂકી નિજ મર્યાદ, નિરલજ થઈ કુળનારી. ૧૭૬.
વિવાહ મંગળ દિન, ભુંડું ગાતી ભામા ;
જાત જાતના જન, સાંભળવા રહે સામા. ૧૭૭.
હોળીની પણ ઘેર, હઠી ખસે જયમ હારી ;
ગાય ત્યમ પૂરણ પેર, નરને સુણતાં નારી. ૧

નિરધનને ધન પાત્ર, સુભાગવંતી કે રાંડી ;
મળી માનની માત્ર, અંતે ચરખા માંડી. ૧૭૯.
શેરિયે કરતી શોર, શ્યામા શરમ ન આણે ;
દિવસ ચડે જ્યાં પોહોર, ઘરમાં ઘંટી તાણે. ૧૮૦.
ઘરમાં હોય જો દુઃખ, ગમતાં ન મળે ઘરણાં ;
મરડીને કહે મુખ, પાપે તમને પરણ્યાં. ૧૮૧.
છડે ન વીંણે ધોય, તરત ન દેતી તડકા ;
રસોઇમાં પણ હોય, કોયલા કેરા કડકા. ૧૮૨.
ચકલે ચકલે ગાય, ગરબા મળીને ઘણીયો ;
જાર જોવાને જાય, ભામા એવું ભણિયો. ૧૮૩.
સાસુ વહુને શીશ, પ્રથમ પેહેરાવે વાડી ,
અંતે કરતી રીશ, કહે ઘોડાની લાડી. ૧૮૪.
સાસૂ જોઇને સુખ, વહુ કેરૂં મન ખીજે ;
વહુને જોઇને દુઃખ, સાસુનું મન રીઝે. ૧૮૫.
અપરમાત કે માત, સુતના ઘરમાં આવી ;
જે કાંઇ આવે હાથ, તે તે જાય સધાવી. ૧૮૬.
દીકરિયો થઇ દૂત, ફોસલાવી લે માનું ;
સળી ન પામે સુત, કરવા કાર્ય પિતાનું. ૧૮૭.
મરે જીવે ભરથાર, વગોવી વનિતા વરને ;
નીકળી જાય કુળનાર, લેઇ પારકા નરને. ૧૮૮.
શ્યામા સુતને કાજ, વીર્ય ધરે કંઇ કંઇનું ;
મૂકે કુળની લાજ, જયમ પાસું હોય ક્ષયનું. ૧૮૯.
પિતા પુત્ર ભરથાર, સમ ખાવાને જૂઠે ;
ચડે ઘડી દિન ચાર, આંખ ચોળીને ઊઠે. ૧૯૦.
પતિનું કરે ન માન, માનનિયો મન માન્યું ;
સ્વારથની રહી સાન, કળિમાં રહ્યું કહ્યાનું. ૧૯૧.
કંથ પાસ બહુ કામ, ઘરનાં નિત્ય કરાવે ;
ઘરનો કરી ગુલામ, અહર નિશા અથડાવે. ૧૯૨.
વિધવા પણ જાણી બાળ, જઇ ટાંકામાં નાંખે ;
ગુણવંતી થઇ ગાળ, સર્વ જનોની સાંખે. ૧૯૩.

પર પુરૂષોથી વાત, હસી હસી વાટે કરતી ;
ઊઠી અરધી રાત, અબળા નવ ઓસરતી. ૧૯૪.
દેવ મંદિરે જાય, નિત્ય રઝળતી રામા ;
અન્ય પુરુષ અથડાય, સુંદરિયોના સામા. ૧૯૫.
ન કરે કદિયે નાર, સેવા નિજ સ્વામીની ;
વાત કરે વ્યભિચાર, જાતા જન કામીની. ૧૯૬.
ભાંગે પરઘર સૂત્ર, તેવી વાતો ચણતી ;
થાય પુત્રને પુત્ર ; તોપણ પોતે જણતી. ૧૯૭.
બાળા યુવતી વૃદ્ધ, ચડવડતી નવ ચૂકે ;
બડબડ કરતી બોધ, મમતા મનથી ન મૂકે. ૧૯૮.
સાચી જુઠી વાત, સુણી લડાઇ લડતી ;
સમ ખાતી સાક્ષાત, રાગડે રામા રડતી. ૧૯૯.
વાંધા પાડી વિવેક, સવળે અવળું સમજે ;
એક એકથી એક, ટક્કર લેવી ન તજે. ૨૦૦.
જંબા જાય ત્યાં જાન, પરંતુ થતું ન જાણે ;
કરી એકઠું ધ્યાન, છાંડે શરમ ન આણે. ૨૦૧.
કૃષ્ણ કથામાં વાત, એક એકથી કરતી ;
કરે આપની ઘાત, કાન કથા નવ ધરતી. ૨૦૨.
મનમાં જાણે ડહાઇ, વરણન નિજનું ભાવે ;
રૂડું કહે રીસાઇ, જાય કથામાં નાવે. ૨૦૨.
કેટલાં કરૂં વખાણ, કળિનાં જનનાં કંઠે ;
ભજન કરે ભંગાણ, વાણી વળતી વંઠે. ૨૦૪.
સર્વ જનોને સાથ, નમસ્કાર છે મારો ;
જોડીને કહું હાથ, હું છું રંક તમારો. ૨૦૫.
કોય ન કરશો રોષ, સહુથી હું બહુ પાપી ;
ગાવા સહુના દોષ, વાણી જ્યારે વ્યાપી. ૨૦૬.
કળિમાં છે એ ગુણ, દાસ તણા નિંદાલક ;
કળી શકે તે કોણ, પોતાના પ્રતિપાળક. ૨૦૭.
મન ચિંતવ્યાં સતકર્મ, શિઘ્ર સફળ તે થાશે ;
અંકે કર્યાં અધર્મ, મનન કર્યે મરદાશે. ૨૦૮

કૃષ્ણતણાં કીર્તન, ગાવાં સુણવાં ગમશે ;
થાશે પાપ પતન, સંકટ સઘળાં સમશે. ૨૦૯,
માટે શ્રી મહારાજ, મુજ સામું કાંઇ જોઇએ !
અન્નાધિકનું કાજ, ખોટી થવું તે ખોઇએ. ૨૧૦,
નાથ દાસને નિત્ય, આ અથડામણ ન ઘટે ;
પ્રભુ કરો તો પ્રીત, સાચી મનમાં પ્રગટે. ૨૧૧,
કોને કહું કિરતાર, આતુર થયો અતિશે ;
શ્રીધર કીજે સાર, દિલ તારા જ્યમ દીસે. ૨૧૨.
નરતનું કેરૂ નૂર, રહી ન જાય વિશ્વંભર ;
હરિજી રાખો હજુર, અથડાવો માં ઇશ્વર. ૨૧૬,
દેવ ન જોઇયે દોષ, દાસતણા મન ધારી ;
રંક ઉપર શો રોષ, મ્હેર કરો મોરારિ. ૨૧૪.
અન્ય જનોની આસ, કરવી લાગે કરડી ;
જોઇયે જગત નિવાસ, પ્રભુજી પાસું મરડી. ૨૧૫.
પતિત પાવન નાથ, શરણાગતના વત્સલ ;
મેં માન્યું મન સાથ, બિરદ તમારાનું બળ. ૨૧૬.
સત્ય સચ્ચિદાનંદ, વચન તમારૂં જાણી ;
આવ્યો ધરી આનંદ, શરણે સારંગપાણિ. ૨૧૭.
વિટંબણાની વાત, દૂર કરો દામોદર ;
જદુપતિ જાણો જાત, સંકટ કાપો સત્વર. ૨૧૮.
પ્રભુજી રૂડી પેર, ડગતું મન સ્થિર કરિયે ;
માધવ કરિયે મ્હેર, અરજી શ્રવણે ધરિયે. ૨૧૯.
ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, આસરે રાખો અમને ;
કૃષ્ણરામ કંગાળ, ચરણ શરણ છે તમને. ૨૨૦.

---

# કેવલ.

## પદ ૧. રાગ પીલુ.

નેક કમાઇ કર કુછ પ્યારે, જો તેરા પરલોક સુધારે; ટેક.
ઇસ દુનિયાકા એસા લેખા, જૈસે રાતકો સ્વપ્ના દેખા;
જ્યોં સપનેમેં દોલત પાઇ, આંખ ખુલી તો હાથ ન આઇ— નેક. ૧.
કુટુંબ કબિલા કામ ન આવે, સાથ તેરે એક ધર્મહી જાવે;
સબ ધન દોલત પડા રહેગા, જબ તૂ યહાંસે કૂચ કરેગા— નેક. ૨.
તો શા કુછ નહિ સફર હૈ ભારા, કયોં કર હોગા તેરા ગુજારા;
અબ તક ગાફિલ રહા તું સોયા, વક્ત અમોલ અકારથ ખોયા—નેક. ૩.
ટેઢી ચાલ ચલા તું ભાઇ, પગ પગ ઉપર ઠોકર ખાઇ;
ખુબ શોચલે અપને મનમેં, સમય ગંવાયા મૂરખપનમેં— નેક. ૪.
યદિ અબભી નહિ યત્ન કરેગા, તો પછતાના તુઝે પડેગા;
કર સતસંગ ઔર વિદ્યાધ્યન, તબ તૂ પાવેગા સુખ ઔર ચૈન-નેક. ૫.
એક પ્રભુ બિન ઔર ન કોઇ, જિસકે સુમરે મુક્તિ હોઇ;
ઉસિકા કેવલ પકડ સહારા, કયોં ફિરતાહૈ મારા મારા— નેક. ૬.

---

# કેશવ.

## પદ ૧ રાસ.

હરિને ભજતાંરે હો વારે, તેને લઇ ઘાલે યમને બારે— ટેક.
પાપીડા પરલેરે હો થાશે, નિંદાના કરતલ નરકે જાશે;
હરિજન લોકડાંરે હો દાઝે, વાલો મારો ગોકલિયામાં ગાજે—હરિને. ૧.
હેતે ચિત્ત બાંધેરે હો હરિસે, તે કેમ પાછાં પગલાં ભરશે;
નાથ હમારો રે હો લાજે, શિર પર શામલિયો વર છાજે—હરિને. ૨.
શિરને સાટેરે હો નવ મૂકું, અવસર આવ્યો તે કેમ ચૂકું;
તન ધન જાયેતોરે હો જાજો, કેશવ હેતે હરિના ગુણ ગાજો—હરિને. ૩.

---



## પદ ૨ થાલ.

(લાગ્યો મારે નટવરથી નેડો, એ રાગ)

જમવા આવો યદુ કુલના રાજા,
કીધાં મેં તો ઘેવર ન ખાજાં— જમવા આવો. ટેક.
આવો પ્રભુ બાજોઠિડા ઢાળું, ઉષ્ણોદક કર્યું તમો સારૂં ;
મારે હાથે ચોળીને નવરાવું— જમવા આવો. ૧.
પેંડા બરફી જલેબી સારી, મેલું ભરી કંચનની થાળી ;
ખોબે પીરશું સેવજ સુંવાળી— જમવા આવો. ૨.
સુત્રફેણી કીધી છે રીતે, જમાડું હું તમને કરી પ્રીતે ;
જમો નાથ થઈ મારા હેતે— જમવા આવો. ૩.
દાલ ભાત દહીંની કીધી કઢી, આગલ મેલું સુંદર ફૂલવડી ;
કારેલાનું શાક મેલું તળી— જમવા આવો. ૪.
જમુનાદિક જલની ભરી ઝારી, બીજાં આલું પાન ને સોપારી ;
થાલ ગાયે હેતે નર નારી— જમવા આવો. ૫.
વતન કચ્છ અંજાર છે સારી, જ્ઞાતિ સારસ્વત હિતકારી ;
ગોવિંદ સુત કેશવ બલિહારી— જમવા આવો. ૬.

---

# કેશવલાલ.

## પદ ૧ રાગ ભૈરવી.

દીનનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશો માં. ટેક.
હાથ મારો મૂકશો માં, હાથ મારો મૂકશો માં— દીનનાથ. ૧.
આ મહા ભવસાગરે, ભગવાન હું ભૂલો પડયોછું ;
ચૌદ લોક નિવાસ ચપલા-કાન્ત, આ તક ચૂકશો માં— દીનનાથ. ૨.
ઓથ ઈશ્વર આપની, સાધન વિષે સમજું નહિ હું,
પ્રાણ પાલક પોત જોઇ, શંખ આખર ફૂંકશો માં— દીનનાથ. ૩.

માત તાત સગાં સહોદર, જે કહું તે આપ મારે;
હે કૃપામૃતના સરોવર, દાસ સારૂ સૂકશો માં—
શરણ કેશવલાલનું છે, ચરણ હે હરિરામ તારૂં;
અખિલ નાયક આ સમય, ખોટે મશે પણ ખૂટશો માં— દીનનાથ. ૪.

---

## પદ ૨.

(નાથ કૈસે ગજકો બંધ છુડાયો) એ રાગ.

ભલા ભવસાગરમાં કેમ ભટકો? બ્રહ્માનંદ થકી કેમ છટકો? ટેક.
મોહની ફાંસી વિષે કાં ફસાઈ, લોભની દોરીએ લટકો?
સત્ય અને શુદ્ધ મારગે જાતાં, આરંભમાંથી શું અટકો? ભ૦
વિશ્વવિષે કેમ વગર વિચાર્યે, વસ્તુ વિચારથી વટકો?
ભાવ થકી ભવ સાગર તરવા, રાખો ખરો ખૂબ ખટકો; ભ૦
માન અને અભિમાનનો મેલો, તન—મન માંહિથી મટકો;
કામ નહિ તમને કાંઈ આવે, લક્ષ્મી તણો લેશ લટકો; ભ૦
સાથ નહિ આવનાર કદાપિ, કાષ્ટ તણો કટકો;
દુઃખ સ્વરૂપ સદા વિષયોના, ફંદ વિષે કેમ ફટકો? ભ૦
આત્મ વિચારથી જન્મ મરણનાં સંકટથી સહુ સટકો;
શમ દમ યમ નિયમાદિક કેરો, ચિત્તે લગાડી એ ચટકો; ભ૦
હાથે ચડેલ હરી હરિહીરો, પૃથ્વી ઉપર કેમ પટકો?
નિત્ય સદાચારથી ચાલવાને, સમજથી રાખવો સટકો; ભ૦
કેશવ કાયા કાચનો કૂંપો ફૂટતાં થાય ન ફટકો;
માટે અમરપણું પામવા, બ્રહ્માનંદ પીયૂષને ઘટકો. ભ૦

---

## પદ ૩ રાગ ધન્યાશ્રી.

પુણ્ય વિના ન પમાય, પરમ સુખ પુણ્ય વિના ન પમાય. ટેક.
પાપી પાપકર્મ કરનારા, કેવલ દુઃખ કમાય— પરમ.
જેવું અન્ન રાંધીએ જમવા, તેવું જમણ જમાય; પર૦

કડવાં કેણુ અન્યને કે'તાં, સુખકર કેમ સુણાય ? 　　　　પરમ.
શીતલ જલથી થવાય શીતલ, તડકે તન કરમાય ; 　　　　પરમ.
બાવળ નિંબ બોરડી રોપી, કેમ ખજુર ખવાય ? 　　　　પરમ.
આંબાની ગોટલીએ આંબો, ટેટે વટ છવરાય ; 　　　　પરમ.
બહુધા બીજ વાવીએ જેવાં, તરૂવર તેવાં થાય ; 　　　　પરમ.
ઝેર ખાય ખાંતેથી ખલ તો, જમને દ્વારે જાય ; 　　　　પરમ.
પ્રીતે અમૃત પાન કર્યાથી, સત્વર અમર થવાય ; 　　　　પરમ.
વાવ્યાં જવાર બાજરી જોઇ, મુક્તાફલ ન લણાય ; 　　　　પરમ.
કરતાં હરિહરની શુભ સેવા, સાધન સર્વ સજાય. 　　　　પરમ.

---

## પદ ૪ ભૈરવી.

નહિ છોડે કાલ કસાઇ, કયાં જાશે તું સંતાઇ ?— 　　　　રે નહિ૦ ટેક.
રાજા રંક દેવ દાનવ ને, ખુબ ગયો છે ખાઇ ;
એ નિર્દયની આગળ અંતે, ચાલે શું ચતુરાઇ — 　　　　રે નહિ૦
ધન યૌવનના માઠા મદમાં, કેમ રહ્યો મરડાઇ ;
કોઇ સહાય કામ નહિ આવે, જૂઠી સર્વ સગાઇ— 　　　　રે નહિ૦
ઉંધું જોઇ રહ્યો શું અંધા, ઘરમાં મૂઢ ઘલાઇ ;
મેં મેં કરતાં માનવ મેંઢા, પિંડ જશે પકડાઇ— 　　　　રે નહિ૦
બચવું હોય હવે જો બોઘા ભારે રાખ ભલાઇ ;
કેશવ હરિનું શરણુ કરી લે, એ નિર્ભય પદ ભાઇ— 　　　　રે નહિ૦

---

# ખેમસાહેબ.

**હાલારમાં ખંભાલીડાની જગ્યાવાળા.**

## પદ ૧.

મોહન મારે મંદિર આવી, કરે મોરી આળરે. 　　　　ટેક.

માકડલાં તો ઘરમાં ઘાલે, સૂનાં મેલે બાર ;
આને કોઈ કહી સમજાવો, માને નહીં લગારરે— મોહન. ૧.
વાટે ઘાટે અટપટું બોલે, ગાળો દે હજાર ;
ચાલો સખી રાવે જઈયે, નંદને દુવારરે— મોહન, ૨.
આ ગોકુલમાં કેમ રહેવાશે, ગોપીને ગોવાળરે ;
સર્વે ગોપી ભેળી થઈને, દેશું એને મારરે.— મોહન. ૩.
ખીમના સ્વામી અંતરજામી, માનોને મુરારરે ;
હું તો તારી દાસી વાલા, તમો શિરદારરે— મોહન. ૪.

---

## પદ ૨ રાગ ઠુમરી.

જીન મુખસેં સિયારામ ન સુમરેં, તિન મુખમેં તો ધૂલ પરીરે— ટેક.
ધિક્ તેરો જન્મ જીવન તોરો ધિક્‌હેં, ધિક્ ધિક્ મનુષ્યકી દેહ ધરીરે ;
જીવત તાત મુવે નહીં તેરા, કયું જનમ્યો તું પાપ કરીરે—જીન. ૧.
રામ નામ બિન રસના કેસી, કરો ઉનકી ટુકડા ટુકડીરે ;
જીન નેનનેં પ્રભુ રૂપ ન નિરખ્યો, ઉન નેનનમેં લૂણ ભરીરે-જીન. ૨.
રતન પદારથ જન્મ માનખો, આવત નહીં સો ફેર ફરીરે ;
અબ તેરો દાવ બન્યો હે મૂરખ, કરનાં હોય સો લેને કરીરે—જીન. ૩
હાથ પસાર કિયો નહીં સુકૃત, તપ તીરથ કછુ ડગ ના ભરીરે ;
ખીમ કહે તું ભૂલો આયો, ખાલી તેરી ખેપ પડીરે— જીન. ૪.

---

## પદ ૩ ભજન.

ગોતોરે ઘટમાહીં, ગુરૂગમ ગોતોરે ઘટમાહીં ટેક.
કર સતગુરુકા સંગ, ઓર સબ જૂઠી હે બાજી ;
દેખી પતંગકા રંગ, તાપર દુનિયા રાજી,
સત્ય શબ્દ શોધ્યા નહીં, જૂઠ જૂઠકું ધાય ;
આપ આપકી ખબર નહીં, ફેર ચોરાસી પાયે—ગુરૂગમ. ૧.
દૂર દેખન મત જાઓ, પકડ સુરતકી દોરી ;

કરો શબ્દસેં મેળ, રહો કોઇ દો કર જોડી,
અક્ષર આદ અનાદકા, અંદર નિત ઓળખાય;
શબ્દ પારહે સતગુરુ સોહી, ગુરુ સોહી દિયા સમુઝાય–ગુરુ. ૨.
સૂન સેજકે માંહે હે, પ્રેમ હંસકા વાસા;
નિરાધાર નિરવાણ, કબહુ ન હોય બિનાશ,
ભરમ કરમકું ત્યાગદે, કર સદ્દગુરુકી સેવ;
સાન સમજ સદ્દગુરુકી, ઓર નહીં કોઇ દેવ— ગુરુગમ. ૩.
હદ સબ બાજી માંહિ, બેહદ કિરતાર કહાવે;
અનહદ આરંપાર, ભાણ બ્રહ્મ ભેદ બતાવે,
બ્હાર ભિતર એક તાર હે, રમતા રામ કબીર;
ખીમ સાહેબ હે ખલક દરિયા, સનમુખ સાધ્યાં તીર–ગુરુગમ. ૪.

---

## પદ ૪ ભજન.

માન બડા મેરૂં તારે, માન સબકોં મારે. ટેક.
માને રાવણ રાજ ગુમાયા, માને દુર્યોધન દુઃખ પાયા;
માને હરણાકંસ અથડાયા, ગયે જનમ હારી— માન. ૧.
માન ન કીજીયેં હે મન મેરા, પકડ સંત જબ પાવે સેરા;
મોહ અગ્યાન મટે અંધેરા, શબ્દકોં જે સારે— માન. ૨.
માને મૂરખ ભયા મતહીના, સેવા સમરન કછુ ન કીના;
મોહ માયાસેં રે'ત આધીના, વાકોં સદ્દગુરુ કર્યો તારે— માન. ૩.
ગોપીચંદ ભરથરી રાજા, સુલતાનેં સારે સબ કાજા;
લોકલાજ કુલ છોડી લજજા, તો નામકોં નિરધારે— માન. ૪.
અનેક માનમેં હોઇ ગયા છારા, કોઇ કોઇ નિકસ ભયા ન્યારા;
ભાણ સદ્દગુરુ સારા, તો ખીમ આયા આરે— માન. ૫.

---

## તિથિ. પદ ૫

અમાસેં વાસો વસી રહ્યો, તેનો તું કર ને તપાસ,
દેવ મ જાણીશ દૂર છે, પ્રભુ પોતાની પાસ,

ગુરુ ગમ કરીને ગોતજે, શોધી ગ્રહજે સાર,
કે હરિ ખેમ ખાંતે કરી, પ્રિછે તો પામીશ પાર. ૧.
પડવે તે પિંડ પરપોટડો; ઉપન્યો તે અળપાય,
તે માટે કહું તુજને, હેતે હરિ ગુણ ગાય,
સંત સમાગમ કીજીયે, લીજીયે વિવેક વિચાર— કે હરિ. ૨.
બીજે અંકુર બહુ ફુલ્યો, વૈરાટ રૂપિયું વૃક્ષ,
સ્થાવર જંગમ જળ સ્થળ, જીવ ચોરાસી લક્ષ,
ફરતાં ને ફરતાં આવિયો, ઉત્તમ મનુષ્ય અવતાર— કે હરિ. ૩.
ત્રીજે અવસ્તા તાહરી, કંપવા લાગી કાય,
જોબન જુઠું સ્નેહ ઘણો, મોહ મમતા ન માય,
કાયાને માયા કારમી, વણસતાં નહિ લાગે વાર— કે હરિ ૪.
ચોથે ચારે વેદનું, હારદ આવ્યું છે હાથ,
કહેવાને ગ્રહેવા કંઇ નથી, નથી જાત અજાત,
એક અખંડિત આતમા, નિશાં જાણો નિરધાર- કે હરિ. ૫.
પંચ મળી પિંડ ઉપનો, જેમ જમાવ્યું બરાસ,
તેમાં તારૂં કાંય નહીં, રૂપમાં રૂપ સમાય,
જ્યમ જળ મધ્ય તરંગડા, ઊઠે અનંત અપાર- કે હરિ. ૬.
શઠે મ જાણીશ માહરૂં, તાયરૂં નથી લગાર,
સંજોગે સહુ આવી મળ્યું, વળતું વિજોગે જાય,
અનેક જનમ એમ વહીગયા, વણસતાં વારંવાર- કે હરિ. ૭.
સ્વાત્મિક જ્ઞાને ગોતિયે, આત્મા એક અખંડ,
પ્રકૃતિ બુદ્ધિને પરહરો, વ્યાપક પિંડ બ્રહ્માન્ડ,
સૂત્રમણિ એક આતમા, છે સિદ્ધાંતનું સાર- કે હરિ. .૮
આ ઠામે કોઇ સ્થિર નહીં, સર્વે વટાણે જાણ,
મારૂં ને તારૂં શું કરો, મેલો મનની તાણ,
ધરથકી ધાએ ધર્મને, કર્મ ક્લેશ નિવાર- કે હરિ ૯.
નમિયે આતમ દેવને, સેવા શિરોમણી સાર,
અનુભવી ગુરુને આરાધિયે, વાણી રહિત વિચાર,
મત પાખંડ મેલી કરી, ગુરુ ચરણે ચિત્ત ધાર- હરિ. ૧૦.
દશમે દશો દિશા પુરી રહ્યો, પોતે છે પૂર્ણ બ્રહ્મ,

ઠામ નહિ ઠાલો હરિ વિના, માહા સંત જાણો મર્મ,
જ્યાં જેવો ત્યાં તેવો થઇ રહ્યો! આપે અનંત અપાર- કે હરિ. ૧૧.
એકાદશી એમ વર્તવું, શબ્દ વિન્યાસિયો આપ,
જીવ શિવનો સંશય ટળ્યો, તારૂં લઇ તુજમાં થાપ,
વાણી ન પોંચે વૈખરી, બુઝવું બાવનબાર— કે હરિ ૧૨.
દ્વાદશ આંગુલ આપમાં, શોધી જુવે કોઇ સંત,
ખટ ચક્ર વેંધી ચડે, ત્યારે પામે તંત,
જળહળ જ્યોતિ જગમગે, ટળે તિમર અંધકાર— કે હરિ. ૧૩.
તે રસ પીએ પ્રેમસોં, શૂરા સંત સુધીર,
ગંગા જમુનાં સરસ્વતી, હંસ ત્રિવેણી તીર,
ગગન ગાજે વીજ ચમકે, વરસે અખંડાધાર— કે હરિ. ૧૪.
ચૌદશે ચંચળ મન ફરે, તેને તું સ્થિર કરી જોય,
ગગન જરૂખે મોહોલમાં, બેઠા સતગુરુ સોય,
નામ રૂપ તેને નથી, વાણી રહિત વિચાર— કે હરિ. ૧૫.
પૂરણ દશા હોય જેહને, રૂદે રઘુનાથ,
મન ક્રમ વચને વિલસી રહ્યો, ચિત્ત સતગુરુજીને પાસ,
અનન્ય ભાવે હરિને ભજશે, તજશે દુરિત વિકાર— કે હરિ. ૧૬.
સોળ તિથિ જે સમજશે, ગાઇને ગ્રેહશે સાર,
કે હરિ તે નર એમ કુશલ હોશે, ઉતરે ભવજળ પાર,
ગેબીનાથ ગુરુ ભેટિયા, મન ઉપજ્યો આનંદ,
સકળ સભા સહુ ઓચરો, જેજે બોલો ગોવિંદ ૧૭.

---

## ગણેશપ્રસાદ.

### લાવણી પદ ૧.

બિનકાજ આજ માહારાજ ગઇ મેરી ;
દુઃખ હરો દ્વારકાંનાથ શરનમેં તેરી, ટેક.
દુઃશાસન વંશ કઠોર, મહાદુઃખ દાઇ ;

જીન પકરયો મેરો ચીર, લાજ નહીં આઇ ;
અબ ભયો ધર્મકો નાશ, પાપ રહ્યો છાઇ ;
દેખી અધમ સભાકે ઓર, નાર બિલખાઇ ;
શકુની દુર્યોધન કર્ણ, ખડે કર ઘેરી— દુઃખ. ૧.
તુમ દિનનકી શુદ્ધિ લેત, દેવકી નંદન ;
મહિમા અનંત ભગવંત, ભક્ત દુઃખભંજન ;
તુમ કીયો સિયા દુઃખ દૂર, શંભુ ધનુ ખંડન ;
અતિ આરત મદન ગોપાલ ,મુનિજન રંજન ;
કરૂણા નિધાન ભગવાન, કરો કયા દેરી— દુઃખ ૨.
તુમ સુની ગજેંદ્રકી ટેર, વિશ્વ અવિનાશી ;
ગ્રાહ મારી છુટાયે બંધ, કાટી પગ ફાંસી ;
મેં ધરૂં તિહારો ધ્યાન, દ્વારકાં વાસી ;
અબ કાહે રાજ સમાજ, કરાવત હાંસી ;
અબ કૃપા કરો યદુનાથ, જાન ચિત્ત ચેરી— દુઃખ. ૩.
તુમ પત રાખી પ્રહલાદ, હિનદુઃખ ટાર્યો ;
ભયે ખંભ ફાર નૃસિંહ, અસુર સંઘાર્યો ;
બ્રજ ખેલત કેશી બકી, બકાસુર માર્યો ;
મથુરાં મુષ્ટિક ચાણુર, કંસ સંહાર્યો ;
તુમ પિતા માતકી જાય, કટાઇ બેરી— દુઃખ ૪.
ભક્તહિત લિયે અવતાર, કન્હાઇ તુમને ;
નલ કુબરકી જડ યોનિ, છુટાઇ તુમને ;
કુબજાકા દુઃખ નિવાર, રૂપ દિયો તુમને ;
બ્રજ બનિતાકું સુખ દીયો, કન્હાઇ તુમને ;
પ્રભુ અબ બિલંબ કયોં કરો, અમારી બેરી— દુઃખ. ૫.
બેઠે સબ રાજ સમાજ, નીતિ જન ખોઇ ;
નહિ કહત ધર્મકી બાત, સભામેં કોઇ ;
પાંચો પતિ બૈઠે મૌન, કોન ગતિ હોઇ ;
લે નંદ નંદનકો નામ, દ્રૌપદી રોઇ ;
કર કર બિલાપ સંતાપ, સભામેં ટેરી— દુઃખ. ૬.
સુની દીનબંધુ ભગવાન, ભક્ત હિતકારી ;

હરિ ભયે ચીરમય આપ, હર્યો દુઃખ ભારી ;
ખેંચત હાર્યો મતિમંદ, બીર બલ કારી ;
રખ લઇ દીનકી લાજ, આપ બનમાલી ;
હરખત બરસત સુર સુમન, બજાવત ભેરી— દુઃખ. ૭.
કયા કરી દ્વારકાંનાથ, મનોહર માયા ;
અંબર કા લાયા પાડ, અંત નહીં પાયા ;
ત્રિલોક ચતુરદશ ભુવન, ચીર દરશાયા ;
બંદી ગણેશપરસાદ, કૃષ્ણ ગુન ગાયા ;
દીનનકી દીનાનાથ, વિપત્તિ નિવેરી. દુઃખ. ૮.

---

## પદ ૨ લાવણી.

દશકંધ અંધ મતિમંદ, અરજ સુનો મેરી ;
લે મિલો સિયા રઘુનાથ, પિયા કર જોરી. ટેક.
વૈશાખ વેર પિયા કિયા, તુમેં નહીં શંકા ,
હય દશરથ સુત રણધીર, જુગલ બીર બંકા,
અબ બજહીં નગર તમામ, રામકા ડંકા,
ફરી કરહી વિભીષણ રાજ, ગઇ પતિ લંકા
બીજ ખેવટ નૈયાં, મજ ધારમેં બોરી— લે મિલો ૧.
હમ જેઠ માસ બન, કઠિન ઘોર તપ કીના ,
ચડી હંસ વિધાતા આપ, દરશ મોહી દીના ,
વિધિ કહે માગ વરદાન, માંગી હમ લીના ,
કોઇ મો સમ બલવાન, હોય પૃથવીમેં નાં,
ડરપે અતિ નારી સ્વભાવ, સદા તેરોરી— લે મિલો. ૨.
આયે અષાઢ ઘનઘોર, કહત સમુજાઇ,
ભંજે શિવ ચાપ જાંહાં, આપ રઘુરાઇ,
પિયા જનક જગતમેં, બૂડ ગઇ ઠકુરાઇ,
કછુ તુમકું રાજ સમાજ, લાજ નહીં આઇ,
સિયા ધનુષ તોરી નહીં, વરી કરી કયું ચોરી— લે મિલો. ૩.

શ્રાવણ રાવણ સમુજાય, કહુત ભુજ વીશા,
અપને શંકરપર કાટ, ચડાએ શીશા,
પ્રભુ દીયે હુમહીં બરદાન, ઉમયાપતિ ઇશા,
તુમ અચલ કરે શિર, સકલ કરી બક્ષિસા,
ક્યા જાને નારી ગેમાર, બુદ્ધિ હે થોરી— લે મિલો. ૪.
ભાદુ ભુક્ષણ પહેરાઇ, બદન સુંદરસેં,
પટરાની કરત સણગાર, સિયાકું કરસેં,
કોય રત્ન જડિત સુંદર, વિમાન સજી ધ્વજાસેં ;
તાસે સીતા બેઠાય મિલો, રઘુ વરસેં,
પતિ અચલ કરે રઘુનાથ, બને સબ તોરી— લે મિલો. ૫.
આસોજ કરે આદેશ, ગઇ મતિ મારી,
હે કુંભકરણ ઘનનાદ, વીર બલકારી,
ભુજબલ જીતે ભૂપાલ, સકલ સંસારી,
સુરપુરમેં બરૂણ કુબેર, ઇંદ્ર ગયે હારી,
જમપુર હાર્યો જમરાજ, કાલ બાંધોરી— લે મિલો. ૬.
કાર્તિકમેં કપિ એક આયે, ઉજારી વાડી,
ખાય ફલ વિટપ ઉખાડી, હતે ભટ ભારી,
એક બચ્યો બિભીષણ ભવન, ભક્તહિતકારી,
સબ સેતુ બાંધી રઘુવીર, કટક ઉતરોરી— લે મિલો. ૭.
અઘહનમેં અતિ બિનકાજ, આજ અભિમાની,
હય જગ જોધા લંકેશ, ઇસવરદાની,
હમ ઉઠાય લિયે કૈલાસ, સહી શિવ રાણી,
વે રામ લખન સુત ભૂપ, કિતે બલવાની,
હય મહીમંડલમેં અદલ, આજ અપનોરી— લે મિલો ૮.
પિય પોષ પરમ સુખ શીખ, શ્રવણ સુન લીજે,
અબ મેઘનાદકું રાજ, તિલક દે દીજેં,
તજી સકલ રાજ અભિમાન, ગવન બન કીજેં,
કરી રઘુ નંદનકો ભજન, જગત જશ લીજેં,
શિવ જપત સમાધિ લગાય, નામ જિની કોરી— લે મિલો. ૯.
ધરી મ્હાદેવકો ધ્યાન, સુમરી વિધિ નામા,

મેં કરૂં કટકમેં જાય, વિકટ સંગ્રામા,
જોય હોય પૂરણબ્રહ્મ, અવધકે રામા,
તો સમર ભૂમિ મોહી, મારિ દેઇ નિજ ધામા,
દોનું વિધિ રાની કાજ, બન્યો અપનોરી—　　લે મિલો. ૧૦.
ફાગુનમેં બરસત રંગ, રામ અનુરાગી,
પિયા દેઇ વિભીષણ સુમતિ, તુમહીં વિષ લાગી,
તુમ તાકુ મારી લાત, સભા જીન ત્યાગી,
ગ્રહી હાથ સાથ રઘુનાથ, ભક્ત બડ ભાગી,
પ્રભુ કહી આપ લંકેશ, હાથ પકરોરી—　　લે મિલો. ૧૧.
પિયા ચૈત્ર માસમેં, ચતુર નારી સમુજાયા,
વે હુઆ કાલ વશ અસુર, જ્ઞાન નહીં આયા,
કરી મુનિ રામકો ભજન, પરમ સુખ પાયા,
બંદી ગણેશપરસાદ, રામ ગુન ગાયા,
બારે માસ અતિ લલિત, સુધાસુર બોરી—　　લે મિલો. ૧૨.

---

## લાવણી પદ ૩.

પ્રહલાદ કાજ ભગવાન, ભકત હિતકારી,
ભયે ખંભ ફાર નરસિંહ, આપ વપુ ધારી.　　ટેક.
નિરખી પ્રભુકી પ્રહલાદ, પ્રથમ પ્રભુતાઇ,
બિલીને બચ્ચેં ધરે, અવામા લાઇ,
બિન જાણે આંચ કુંભાર, દઇ અદકાઇ,
કીની પ્રભુ આપહીં સ્હાય, બચ્ચેં સુખ પાઇ,
જીન જાના રામ પ્રભાવ, પરમ સુખકારી—　　ભયે. ૧.
ઘર ગયે કુંવર હરિ ચરણ, ભક્ત મન ભાતી,
પ્રગટે સુની બંસ કુઠાર, બડે ઉતપાતી,
લે રામ નામ બિનુ કામ, જરાવત છાતી,
કર પકર ગોદ બેઠાય, માઇ સમજાતી,
તેને કુલકી બડી મરજાદ, દઇ સબ ડારી—　　ભયે. ૨.
હુયે પુત્રવતી જનની, જગમેં શુભ સોઇ,

જાકે નારાયણ ભક્ત, સુભગ સુત હોઇ,
હુયે રામનામ એક સાર, ઓર નહીં કોઇ,
તુમને અપની બિન ભજન, ઉમર સબ ખોઇ,
મેં તો હરિકો હો ચુકો, સુનો માતારી— ભયે. ૩.

ભયે સાત વરસ કે કુંવર, બદન સબ આલા,
મિથ્યા માના સંસાર, સત્ય વ્રત પાલા,
વિદ્યા પઢનેકું ગયે, ગુરુકી શાલા,
ભરી ભરી પાટી જીન, રામ નામ લખ ડાલા,
કર દિયે વિષ્ણુકે ભક્ત, સકળ ચટ સારી— ભયે. ૪.

એતનેમેં પાન્ડે આઇ, નિહાળી પાટી,
પઢે રામ નામ કર, કોપ ચલાઇ સાટી,
જીનસેં ચલ આયા ઘેર, પડી પર પાટી,
તિનકા તું લેવે નામ, બુદ્ધિ ભઇ માઠી,
તુજે કહા રામસેં કામ, કહા લલકારી— ભયે. ૫.

પ્રહ્લાદ કહે સમજાય, સુણો ગુરુ ગ્યાની,
ઘટ ઘટમેં વ્યાપક બ્રહ્મ, પરત પહેચાની,
તુમને ક્યા મહિમા, રામ નામકી જાની,
ગુન ગાવત શેષ મહેશ, વેદ વિધિ બાની ;
ગુમ ગયા ગુરુજી જ્ઞાન, ગઇ મતિ મારી— ભયે. ૬.

સંડામર્ક કહે તું જ્ઞાન, કહાંસે પાયા,
કિસને તુમકું એ, રામ નામ શિખલાયા,
પ્રહ્લાદ તેરા સ્વભાવ, હમહીં નહીં ભાયાં,
પઢનેકું આયા કી, હુમે પઢાનેકું આયા,
તુંને આપત્તિમેં જાન, હમારી ડારી— ભયે. ૭.

જીન રામનામ નાં લિયા, કમલ મુખ રટકે,
કૂકર સૂકર સમ તુલ્ય, ફિરત જગ ભટકે,
શ્રીપતિ સ્વામી, અંતરજામી ઘટ ઘટકે,
તુમ હો પંડિત, વિદ્યાનિધાન ઉપકારી— ભયે. ૮.

આયે પંડિત પ્રહ્લાદ, પિતાકે પાસેં,
કહી સબહી કથા, સમુજાય કઠણ રાજાસેં,

હમ પઢત પઢાયે, નહીં હઠે હમ જાસેં,
એ રામ નામ દિન રેન, રટન જિન્હાસેં,
કિસને ઇસકી સુમતિ, કુમતિ કરડારી— ભયે. ૯.
ભૂપત ભયે ભાવ દેખાઇ, કુંવર સમજાવે,
હે કોન વિષ્ણુ કાંહાં, રામ નામ બતલાવે,
ક્યા પરિ સુમતિ પરકાજ, લાજ નહીં આવે,
તેરી કરતુતી કપૂત, મુઝે નહીં ભાવે,
તું હૈ બાલક નાદાન, ઉમર હૈ બાલી— ભયે. ૧૦.
પ્રહલાદ કહે એક, તાત બાત સુન લીજેં,
મત કીજે વિષ્ણુ વિરોધ, ચરણ ચિત્ત દીજેં
તજી કામ ક્રોધ મદ લોભ, રામ રસ પીજેં,
દિન દિન કીરતિ કલ્યાણ, અચલ અતિ કીજેં,
જન જાન દિયે ભગવાન, પદારથ ચારી— ભયે. ૧૧.
ભૂપતિ બોલે લલકાર, ખ્યાલ કહે તેરા,
તું હૈ મૂરખ અજ્ઞાન, મોતને ઘેરા,
હે મહીંમંડલ મેં, અદલ આજ દિન મેરા,
ડરપે અતિ ઇંદ્ર કુબેર, કાલ ખ્હોતેરા,
હે લોક લાખમેં, અમલ હમારા ભારો— ભયે. ૧૨.
હે ભવસાગરમેં, ભજન ભાવકી મંડી,
હરકી હુંડી પઠ રહી, પુન્ય પરચંડી,
આવે બેપારી, સપ્ત દ્વીપ નવખંડી,
તુલ રહે માલ, ઊઠી રહી ધરમકી ડંડી,
હે રામ નામકી ખેપ, ન ફારૈ ભારી— ભયે. ૧૩.
સુની શ્રવન બિલોક, ખડ્ગ કર લીના,
કીને દ્રગલાલ ભુપાલ, શત્રુ સમ ચિન્હા,
દીને અતિ દંડ પ્રચંડ, બાંધી પુનિ દીના,
એ નટ ખટ હુયે પ્રહલાદ, કમિત પરવીણા,
ભયે ક્રોધવંત બલવંત, અમીર અમરારિ— ભયે. ૧૪.
પિતુ હે ક્ષણભંગ, શરીર લગે નહીં પલકે,
જીતના આયે રમ ગયે, હાથ મલ મલકે,

તજી રાજ કોષ પરિવાર, ફિરત મહી મલ મલકે,
જંગલમેં આશ્રમ માર, તપો તપ ચલકે,
હો રામ ચરણ લવલીન, લગાઇકેં તાલી— ભયે ૧૫.
કર પકર હિરણાકંસ, કુંવર સમજાયા,
કરી વિવિધ વાદ પ્રહલાદ, રામ ગુણ ગાયા,
નૃપ હુકમ દિયે જલ્લાદ, જલદી બુલવાયા,
મારો અબ ઇસકું જાય, એહી ફુરમાયા,
જીસકે રખવાલો રામ, ઉસીકું મારી— ભયે. ૧૬.
પર્વતસેં દીને પટકી, પકર બલ જોરી,
લીને પ્રભુ હાથમેં હાથ, અંગ જત કોરી,
ચુન દીને ચિતાકું પાર, અનલ ચઉ ઓરી,
બચ ગયે કુંવર, જલગઇ બરાબર હોરી,
લગી નહીં આંચ, કુમાર કીન નયારી— ભયે. ૧૭.
નૃપ દશ્ય ખંભ કરવાય, કહે નર મોઇ,
અબ કહાં વિષ્ણુ ભગવાન, બચાવે તોઇ,
મૃદુ વચન કહે પ્રહલાદ, અરે હરિ દ્રોઇ,
મો મેં તો મેં આ ખડ્ગ, ખંભમેં હોઇ,
ઘટ ઘટમેં જાકી જોત, જલે અજવાલી— ભયે. ૧૮.
પ્રહલાદ પાસ જલ્લાદ, ખડ્ગ લઇ ઠાડા,
અબ તુજે રામસેં, કામ પડાહૈ ઘાડા,
જન વિપત્તિ જાની, ભગવાન પુકારા,
ધરી વિકટ રૂપ નરસિંહ, ખંભકું ફારા,
દિગ્ગજ ડોલે સુની શબ્દ, હલી મહી સારી— ભયે. ૧૯
વૈશાખ શુકલ ચૌદશ, પુનિત જગ વંદન,
ગ્રીષ્મ રૂતુ સદા સદન, મદ ભય ભંજન,
બિધિકે બલવાન બચાય, લાગ જુગ જંગન,
ફારે તાકું નખ ઉપર, કિયે ખલ ખંડન,
હરખત બરસત સુર સુમન, હતો ભટ ભારી— ભયે. ૨૦.
દેખી બિકટ રૂપ, નિકટ ન જન કો જાયે,
અસ્તુતિ કરત પ્રહલાદ, અગાડી આયે,

બ્રહ્મા શિવ સુર તેંતીસ, ગિરા ગુન ગાયે,
લગો મતિ ગણેશપરસાદ, ચરણ ચિત્ત લાયે,
જે જે ભગતનમેં ભીર, પડત પ્રભુ ટાલી— ભયે. ૨

---

# ગિરિધર.

## ભુજંગી પદ ૧.

કરે સેવના તાહરી માત દેવા,
વિધિ વિષ્ણુ આદિ મહાદેવ જેવા ;
જપે શેષ પોતે જુઓ દેવી ન્યાળી,
મહા કષ્ટ ભાંજો ભજું માત કાળી.
ઘણાં દાનવાને મહા દુઃખ દીધાં,
શિરો છેદી તેનાં રૂધિરપાન કીધાં ;
બીજા દૈત્ય નાઠા તને દેવી ભાળી,
મહા કષ્ટ ભાંજો ભજું માત કાળી.
કીધી કેસરી આડ સિંદૂર રાતી,
વળી નાસિકા વેસરી તો સુહાતી ;
ધરી ચુંદડી પાંચ રંગી દિશાળી,
મહા કષ્ટ ભાંજો ભજું માત કાળી.
કરે ખડ્ગ ખાંડાં ત્રિશૂળાદિ સોહ્યો ;
સુણી ડાક ઘંટા તણો નાદ મોહ્યો,
પદે ઘુઘરી વાજતી હાથ તાળી,
મહા કષ્ટ ભાંજો ભજું માત કાળી.
પ્રસાદે ગિરે ચાચરે વાસ તારો;
જળે નિર્જળે સ્વર્ગવાટે સિધારો ;
વિધાતાજ ધાતા ધર્યું રૂપ બાળી,
મહા કષ્ટ ભાંજો ભજું માત કાળી.
વડો મૂઢ હુંને સબુદ્ધિજ દીધી,
જઇ ભોજ પાસે સવાલક્ષ લીધી ;

કીધો દાસ પાવા તણા દુર્ગ વાળી,
મહા કષ્ટ ભાંજો ભજું માત કાળી. ૬.
નમ્યા તેહુને તેં દયા કોટિ કીધી,
દીધી રાજ રિદ્ધિ વળી અષ્ટ સિદ્ધિ;
કીધા છત્રધારી અરિ સર્વ ટાળી,
મહા કષ્ટ ભાંજો ભજું માત કાળી. ૭.
કીધા માતના ગિર્થરે શ્લોક આઠ,
ભણે સાંભળે કે કરે નિત્ય પાઠ;
ચિરંજીવ જીવે સદા થૈ સુખાળી,
મહા કષ્ટ ભાંજો ભજું માત કાળી. ૮.
હતો ચર્ણમાં ફેર તેને સુધારી,
લખ્યો પ્રીતથી છંદ આ હર્ષ ધારી;
કહે ગોરી વંદી ભુજા અષ્ટ વાળી,
મહા કષ્ટ ભાંજો ભજું માત કાળી. ૯.

---

## ગેમલજી.

**પાવા તે ગઢથી ઉતર્યાં માહાકાલીરે. એ રાગ.**

### સામીઆનું પદ ૧.

શેરીઆ વારી સજ કરૂં ઘરે આવોને;
તમે મોટા છો મહારાજ મારે ઘરે આવોને. ટેક.
સાધુને ઉતારા ઓરડા ઘરે આવોને;
સતગુરુને મેડીના મ્હોલ મારે ઘરે આવોને. ૧.
સાધુને દાતણ દાડમી ઘરે આવોને;
સતગુરુને કણિયર કામ મારે ઘરે આવોને, ૨.
સાધુને ભોજન લાપસી ઘરે આવોને;
સતગુરુને ગેવર કંસાર મારે ઘરે આવોને. ૩.
સાધુને મુખવાસ એલચી ઘરે આવોને,
સતગુરુને બીડલાં પાન મારે ઘરે આવોને.

સાધુને પોઢણ ઢોલિયા ઘરે આવોને;
સતગુરુને હિંડોળા ખાટ મારે ઘરે આવોને. ૫.
પ્રેમે કરી પાવન કર્યાં ઘરે આવોને;
ગુણ ગાયે ગેમલજી દાસ મારે ઘરે આવોને. ૬.

---

## પદ ૨ ગરબી.

મરી જાવું છે માનખો મેલી કરીરે, તું તો ભાવે ભજીલે શ્રી હરિરે.
તુંને ભવમાં ભટકતાં આ દેહ મળીરે, આવો અવસર નહિ આવે પાછો ફરીરે,
હરિની ભક્તિ વિના નર ભૂતછે રે, જમ આવી અંતરિયાળ લુંટશેરે.
સદાય રહેવું સંતોના સંગમાંરે; હરિની ભક્તિ આવે તારા અંગમાંરે.
સંત સ્હેજે ભવસાગર તારશેરે, એ તે અંતકાળના આધાર છેરે.
ગુરુ ગમે ગેમલજી કહે ગ્યાનમાંરે, મન સમજ્યું સંતોની સાનમાંરે.

---

## પદ ૩ ગરબી.

મને લેહે લાગી તે હરિના નામનીરે, હુંતો ટળી સંસારિયાના કામનીરે.
હવે ઝડમાં આવીને આખા શું જુવોરે, ખોટો કીધો સંસારિયારૂપી ભુવોરે.
ચોટ લાગી તે ટાળી કોની નવ ટળેરે, મર કોટિ મળીને ઉપાય કરેરે.
મહામંત્ર સંભળાવ્યો મારા કાનમાંરે, હું તો સમજી સંતોની સાનમાંરે.
હું દિવાની ફરૂં છું બ્રહ્મમદમાંરે, મારી વૃત્તિ પહોંચી છે અનહદમાંરે.
ગુરુગમે ગેમલજી કે' ભય ગયોરે, મને વળગાડ ભક્તિતણો થયોરે.

---

## પદ ૪ રાસ.

મથુરામાં જાવા હરિને નહીં દઉં જો.
અબળાનું મોહનજી માનો કહ્યું જો— મથુરામાં ૧.
તમો કેંશો તે તેમ કરી થાપશું જો,
કુબજાંથી અધિક સુખ આપશું જો— મથુરામાં ૨.
તન મન ને ધન ચરણે ધરૂં જો,
હરિ તમથી વાહાલેરૂં બીજું શું કરૂં જો— મથુરમાં ૩.
એમ કેતાં જો કહ્યું મારૂં નહીં કરો જો,
મુંને માર્યા પછી ડગલું ભરો જો— મથુરામાં ૪.
જાઇ કુબજાને સંગે તમે માલશો જો,
ખોટા સંદેશા મુને ન કહાવશો જો— મથુરામાં ૫.
સરવ સાધુ સંગાતેં અમને તેડજો જો,
ગુરુગમે ગેમલજી રથ ખેડજો જો— મથુરામાં ૬.

---

## પદ ૫ રાસ.

નિર્ગુણ ગાળો તે નંદનો લાલ છે જો ;
હુંને કરીને ગયો છે બેહાલ તે જો— નિર્ગુણ. ટેક.
પ્રીત તોડી જઇ બેઠો રથે ચડીજો,
એને કુબજા વિના બીજી નવ જડીજો— નિર્ગુણ. ૧.
હરિ નોધારાં તે અમને મેલી ગયાજો,
કંસની દાસીને વશ થઇ રહ્યા જો— નિર્ગુણ. ૨.
કહો મનડાં તે કઇપેરે વાળિયે જો
હરિને વશ કર્યો છે કુબજા કાળીએ જો નિર્ગુણ. ૩.
પ્રેમ પ્રીતેજ કાનવર કામનો જો,
રૂડા ગેમલજી કહે કે સંગ શામનો જો— નિર્ગુણ. ૪.

---

## પદ ૬ રાસ.

ઓધા નમેરો થયો તે નંદનો છૈયો જો ;
મારાં પ્રાણ હરીને મથુરાં ગયો જો— ઓધા. ટેક. ૧.
અમને રોતાં ને કળકળતાં મેલી ગયો જો,
હવે કુબજાને દેખીને ઘેલો થયો જો— ઓધા. ૨.
મારી પ્રીત તોડી તે એણે પળમાં જો ;
તેનો ધોખો બેઠો છે મારા દિલમાં જો— ઓધા. ૩.
ખોટો સંદેશો ન કા'વે મુંને ગાયડી જો,
તન ઉપર મેલી ગયો સાયડી જો— ઓધા. ૪.
મેં તો આવડું નોતું ઓધા જાણિયું જો,
વા'લે ઓચિંતાનું દુઃખ આણિયું જો— ઓધા. ૫.
ગુરુ ચરણે ગેમલજી ઘેલો થયો જો,
મુને ભક્તિ તણો વિરહ થયો જો— ઓધા. ૬.

---

## પદ ૭ રાગ પરજ.

ઓધા અમે નોતું જાણ્યું આવું, વાલાને મથુરામાં જાવું—ઓધા. ટેક.
રખે કોઇ સંગ કરો એનો, બોલ્યાનો રે ઢંગ નથી તેનો ;
ભરોંસો રે કેમ આવે એનો— ઓધા. ૧.
ઓધા અમે વિશ્વાસી નારી, ધૂતારાની ધૂર્ત્ત વિદ્યા ભારી ;
વ્હાલે મારે વણમોતે મારી— ઓધા. ૨.
જો જો નાથ નમેરા થયા છે, ગોકળિયું મેલીને ગયા છે ;
કંથ કુબજાના કહેવાશે— ઓધા. ૩.
દીધી વ્હાલે આઠ દિનની ઓધી, એને અમને સરાસર શોધી ;
માનેતી કુબજાને કીધી— ઓધા. ૪.
ઉંહાં જઇ શું શું કૃત્ય કીધાં, ઇયાં પ્રાણ માસીનાં લીધાં ;
મામાને મારીને રાજ કીધાં— ઓધા. ૫.
જો જો સખી પડતાં મેલ્યાં માવે, હવે અન્ન પાણી કેમ ભાવે ;
ભાવે ગુણ ગેમલજી ગાવે— ઓધા. ૬.

---

## પદ ૮

કાનવરતો કુબરીને જાય રે, ગોકુલ બધું ઘેલું કરીને રે ;
મોહન વરતો મથુરામાંજાય રે, એના મારાપ્રાણહરીનેરે-કાનવરતો. ૧.
તમ વિના તલખે કાનાં, બ્રજડાની નારીરે ;
એકવારે આવો ગોકુલ ગામરે; મોહનવર તો મ્હેર કરીનેરે—
કાનવર તો. ૨.
નહીંરે આવો તો કાના, જીવ દેશું તમનેરે ;
નહીંકાં તો મરશું મહારાજરે, હાથે હત્યા દેશું હરિનેરે -કાનવર તો. ૩.
અમે જેઠી મામા કંસને, મળવાને ચાલશુંરે ;
વળતાં રેશું રાતરે, સાંભળ ગોપી હૃદય ધરીનેરે— કાનવર તો. ૪.
હરિ ગુરુ શરણે ગાયરે ગેમલજીરે ;
એકવાર આવો સુંદર શ્યામરે વર તો વરિયે વિઠ્ઠલ હરિનેરે—
કાનવર તો. ૫.

---

## પદ ૯ ગરબો રાગ પરજનો.

હરિને ભજતાં હજુ કોઇની લાજ, જાતાં નથી જાણીરે ;
એમ શ્રુતિ સ્મૃતિના સંત, વદે વેદ વાણીરે. ટેક.
વાલે ઉગાર્યો પ્રહલાદ હરણાકંસ મારીરે ;
વાલે આપ્યું વિભીષણને રાજ, રાવણને સંહારીરે— હરિને. ૧.
વાલે અંબરીષ સારૂ અવતાર, આપે હરિ ધરિયારે ;
વાલે ગજની તે કીધી સાર, ગરૂડ પરહરિયારે— હરિને. ૨.
વાલે મીરાંબાઇનાં ઝેર, હળાહળ પીધાંરે ;
પૂર્યાં પંચાળીનાં ચીર, પાંડવ કામ કીધાંરે— હરિને. ૩.
વાલે નરસીમેતાને હાર, હાથોહાથ આપ્યોરે ;
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી થાપ્યોરે— હરિને. ૪.
વાલે આગે સંતોનાં કામ, પૂરણ કરિયાંરે ;
ગુણ ગાય ગેમલ કર જોડ, હેતે દુઃખ હરિયાંરે— હરિને ૫.

---

# ગોપાલદાસ.

## રાગ રામગ્રી પદ ૧.

રૂદયે વસ્યા મારા નાથજી, જેનું અવિચળ નામ ;
ચાર પદારથ પામિયો, આપે અવિચળ ધામ—　　　　રૂદયે. ૧.
ઘટ ઘટમાં વ્યાપી રહ્યા, પરિપૂરણ બ્રહ્મ ;
જનમ મરણ જરા નહીં, નહિ ત્રિવિધિ કર્મ—　　　　રૂદયે ૨.
કાળતણો મહા કાળ જે, તે તો દેવનો દેવ;
ખટદરશન જેને ભજે, કરે સુર નર સેવ—　　　　રૂદયે. ૩.
તે હરિને કેમ વીસરે, જે છે જગદાધાર ;
સનકાદિકને સાંસા પડ્યા, વેદ પામે ન પાર—　　　　રૂદયે. ૪.
લક્ષ ચોરાસીમાં રડવડ્યો, મળ્યો માનવ દેહ ;
દેવ અનેક ઉપાસિયા, નવ આવ્યો છેહ—　　　　રૂદયે. ૫.
શાસ્ત્રતણો સાગર મથી, જોયાં વેદ પુરાણ ;
હરિથી બીજો કોઇ નથી, અંતે નિરવાણ—　　　　રૂદયે. ૬.
મન માન્યું અવિનાશીસું, થયું નિર્મળ મન ;
કહે ગોપાળ પાવન થયો, તેનું જીવતર ધન—　　　　રૂદયે. ૭.

---

## ગરબી. પદ ૨,

પૂરણ પદ પરમાત્મા, જગદેવ હરિ ;
એતો અવિચળ સત્ય સ્વરૂપ, વ્યાપક વસ્તુ ખરી.　　ટેક.
કાર્ય કારણ બે કલ્પના, જગદેવ હરિ ;
સર્વે વસ્તુ એક નિરંતર—　　　　વ્યાપક. ૧.
પંચ ભૂત પ્રત્યક્ષ દીસે, જગદેવ હરિ ;
ભવ જળ સિંધુ તારે—　　　　વ્યાપક.
તોલે માપ પોતે પૂરણ, જગદેવ હરિ ;
ત્યાં ઘટે વધે નહીં તલ—　　　　વ્યાપક. ૨.

સ્તુતિ નિંદા કેની કરૂં, જગદેવ હરિ ;
નહીં શિવ શક્તિને જંન— વ્યાપક.
રૂપ સકળ છે રાજના, જગદેવ હરિ
પંડ બ્રહ્માંડ ત્રણ સમાન— વ્યાપક. ૩.
સચરાચર સમરથ, પોતે જગદેવ હરિ,
એતો અખંડ મંગળ અદ્વૈત— વ્યાપક.
આ ચૌદ ભુવનમાં ઝળ હળે, જગદેવ હરિ;
જે છે અખિલ અદ્વૈત બ્રહ્મ— વ્યાપક. ૪.
ઠામ ઠાલો નહીં હરિ વિના, જગદેવ હરિ,
તેમ કાળ ન લાગે કામ— વ્યાપક.
વ્રજ વ્યાપક વસુંધરા જાણિયે, જગદેવ હરિ,
વૃંદાવન ભાર અઢાર— વ્યાપક. ૫.
આ દેહી દેવ રાધે માધવ, જગદેવ હરિ,
ગોપી ગોપાળ નરને નાર— વ્યાપક.
દશે દિશા ગોકુળ થયું ; જગદેવ હરિ,
સરવ ગિરિ તે ગોવરધન— વ્યાપક. ૬.
અરણ્ય પૂરણ સરવે શ્યામનાં, જગદેવ હરિ,
જમુના સહુ સરિતા જાણ— વ્યાપક.
જ્યાં જોઉં ત્યાં નંદકુમાર, જગદેવ હરિ,
શ્રીસ્થળ કાશીને કેદાર— વ્યાપક. ૭.
ગયા શ્રાધ કોનાં કરૂં, જગદેવ હરિ,
સરવે પૂરવજ પામ્યા પાર— વ્યાપક.
ઘર આંગણે ગંગા વસે, જગદેવ હરિ,
ત્યાં પ્રીતે પ્રગટ્યો પ્રાગ— વ્યાપક. ૮.
નિત્ય ત્રિવેણી ઘરમાં વસે, જગદેવ હરિ,
ત્યાં નિશદિન નાહું નિગમ— વ્યાપક
બુધવાનની સમી વાસના, જગદેવ હરિ,
ત્યારે મન પામ્યું હુલાશ— વ્યાપક. ૯
કલપિત કોશ સકળ સમરે, જગદેવ હરિ,
મને લાગી તે સેહેજ સમાધ— વ્યાપક.

સાધન તે હવે શું કરૂં, જગદેવ હરિ,
મન ઉપજ્યો દ્રઢ વિશ્વાસ— વ્યાપક. ૧૦.
મન જાણે મારૂં મન જાણે, જગદેવ હરિ,
હવે લોકોથી કેટલો વ્યવહાર— વ્યાપક.
જેણે મહા વાકયની ગતિ લહી, જગદેવ હરિ,
તેને નવ ગમે સંસાર સંગ— વ્યાપક. ૧૧.
મહા દશા અબધૂત ત્યાગી, જગદેવ હરિ,
અતિ રંગિતનો મારે રંગ— વ્યાપક.
એ અનુભવ હવે સત્ય થયો, જગદેવ હરિ,
તે તું મોહ ન પામે મન— વ્યાપક.
જન ગોપાળ ઘેલો કહે, જગદેશ હરિ
મહા વાકય વેદ વિચાર— વ્યાપક. ૧૨.

---

## બુદ્ધિ વહુને શીખામણ વિષે ધોળ પદ ૩.

" આછો ઘુંઘટ વહુને વાલોરે લાગે ' એ રાગ

સાચી સમજણ બુદ્ધિને ખોટીરે લાગે,
સંત મનાવે તો મનાવું; હો લોલણી. ટેક.
શીલ સંતોષ કહો તો કલ્લાં ઘડાવું,
કરૂણાની કાંબિયો પહેરાવું હો લોલણી— સાચી સમજણ.
વિવેક વિચાર કહો તો વિછુઆ ઘડાવું.
હર્ષના ઘૂઘરા બંધાવું ; હો લોલણી— સાચી સમજણ. ૧.
સાધન સંપત્તિ કહો તો ચૂડલો પે'રાવું,
ક્ષમાની ચીપો મઢાવું ; હો લોલણી— સાચી સમજણ.
જ્ઞાન વૈરાગ બાજું બંધ સોવરાવું.
શાન્તિનું રતન જડાવું ; હો લોલણી— સાચી સમજણ ૨.
પ્રેમનાં પુષ્પો ગળામાં નંખાવું,
લક્ષનો દોરડો પ્રોવરાવું ; હો લોલણી— સાચી સમજણ.
ટેક રૂપી કહો તો તુરશિયો ઘડાવું,
દયાની દામણી બંધાવું; હો લોલણી— સાચી સમજણ. ૩.

સતસંગતરૂપી ઘુલર ઘડાવું,
લગનનું લોળિયું પે'રાવું ; હો લોલણી— સાચી સમજણ.
ભક્તિરૂપી કહો તો વાળી ઘડાવું,
મુક્તિની ચૂનિયો મેલાવું ; હો લોલણી— સાચી સમજણ. ૪.
નેહનું નયણે કહો તો કાજળ સરાવું,
હેતની આડો કરાવું ; હો લોલણી— સાચી સમજણ.
સીધી સમજણ કહો તો શેંથો પૂરાવું,
જોગનો ચાંદલો ચોડાવું ; હો લોલણી— સાચી સમજણ. ૫.
ધીરજરૂપી કહો તો વેણો ગુંથાવું,
ગુરુગમ ગોફણો લટકાવું ; હો લોલણી— સાચી સમજણ
ચોખી ચાલની તમને ચોલી સીવડાવું,
ચૈતનની ચુંદડી પહેરાવું ; હો લોલણી- સાચી સમજણ. ૬.
સાચી કરણીનો કહો તો કંચુવો સીવડાવું,
ભાવનું ભરત ભરાવું ; હો લોલણી— સાચી સમજણ.
દાસ ગોપાળ કહે એ સમજણ સાચી,
દક્ષનો લક્ષ ણતાવું ; હો લોલણી— સાચી સમજણ. ૭.

---

# ગોરખ.

## લાવણી પદ ૧.

રૂમઝુમ કરતી નિકસી ભીલડી, તપ છોડાવન ચાલીજી ;
અખિયાં ખોલકેં કહે મ્હાદેવજી, કોન પુરૂષ ઘર નારીજી. ૧.
ભીલ ઘર નાતી ભીલ ઘર ધોતી, વારી વારી મોતીડાં પરોવતીજી ;
મેરે ભીલકા બિછુવા પડા હે, ચલીં જંગલમેં જોતીજી. ૨.
સિંહલદ્વીપસેં દાંત મંગા દઉં, લાલ લાલ ચૂડિયાં વેરા દઉંજી ;
ચૂડિયાં ઉપર કનક ચડા દઉં, ઠુમકે પાણી ભર લાઓજી. ૩.
મેરા ભીલ તો ભાળાભોળા, નિત નિત જંગલ જાવેજી ;
સાંઝ પડે ભીલ ઘરકોં આવે, તાણી તાણી તીર લગાવેજી. ૪.

સાધન તે હવે શું કરૂં, જગદેવ હરિ,
મન ઉપજ્યો દ્રઢ વિશ્વાસ— વ્યાપક. ૧૦.
મન જાણે મારૂં મન જાણે, જગદેવ હરિ,
હવે લોકોથી કેટલો વ્યવહાર— વ્યાપક.
જેણે મહા વાકયની ગતિ લહી, જગદેવ હરિ,
તેને નવ ગમે સંસાર સંગ— વ્યાપક. ૧૧.
મહા દશા અબધૂત ત્યાગી, જગદેવ હરિ,
અતિ રંગિતનો મારે રંગ— વ્યાપક.
એ અનુભવ હવે સત્ય થયો, જગદેવ હરિ,
તે તું મોહ ન પામે મન— વ્યાપક.
જન ગોપાળ ઘેલો કહે, જગદેશ હરિ
મહા વાકય વેદ વિચાર— વ્યાપક. ૧૨.

---

## બુદ્ધિ વહુને શીખામણ વિષે ધોળ પદ ૩.

" આછો ઘુંઘટ વહુને વાલોરે લાગે ' એ રાગ

સાચી સમજણ બુદ્ધિને ખોટીરે લાગે,
સંત મનાવે તો મનાવું ; હો લોલણી. ટેક.
શીલ સંતોષ કહો તો કલ્લાં ઘડાવું,
કરૂણાની કાંબિયો પહેરાવું હો લોલણી— સાચી સમજણ.
વિવેક વિચાર કહો તો વિછુઆ ઘડાવું.
હર્ષના ઘૂઘરા બંધાવું ; હો લોલણી— સાચી સમજણે. ૧.
સાધન સંપત્તિ કહો તો ચૂડલો પે'રાવું,
ક્ષમાની ચીપો મઢાવું ; હો લોલણી— સાચી સમજણ.
જ્ઞાન વૈરાગ બાજું બંધ સોવરાવું.
શાન્તિનું રતન જડાવું ; હો લોલણી— સાચી સમજણ. ૨.
પ્રેમનાં પુષ્પો ગળામાં નંખાવું,
લક્ષનો દોરડો પ્રોવરાવું ; હો લોલણી— સાચી સમજણ.
ટેક રૂપી કહો તો તુરશિયો ઘડાવું,
દયાની દામણી બંધાવું ; હો લોલણી— સાચી સમજણ. ૩.

સતસંગતરૂપી ઘુઘર ઘડાવું;
લગનનું લોળિયું પે'રાવું ; હો લોલણી— સાચી સમજણ.
ભક્તિરૂપી કહો તો વાળી ઘડાવું,
મુક્તિની ચૂનિયો મેલાવું ; હો લોલણી— સાચી સમજણ. ૪.
નેહનું નયણું કહો તો કાજળ સરાવું;
હેતની આડો કરાવું ; હો લોલણી— સાચી સમજણ.
સીધી સમજણ કહો તો શેંથો પૂરાવું,
જ્ઞાનનો ચાંદલો ચોડાવું ; હો લોલણી— સાચી સમજણ. ૫.
ધીરજરૂપી કહો તો વેણો ગુંથાવું,
ગુરુગમ ગોફણો લટકાવું ; હો લોલણી— સાચી સમજણ
ચોખી ચાલની તમને ચોળી સીવડાવું,
ચેતનની ચુંદડી પહેરાવું ; હો લોલણી— સાચી સમજણ. ૬.
સાચી કરણીનો કહો તો કંચુવો સીવડાવું,
ભાવનું ભરત ભરાવું ; હો લોલણી— સાચી સમજણ.
દાસ ગોપાળ કહે એ સમજણ સાચી.
દક્ષનો લક્ષ બતાવું ; હો લોલણી— સાચી સમજણ. ૭.

---

# ગોરખ.

## લાવણી પદ ૧.

રૂમઝુમ કરતી નિકસી ભીલડી, તપ છોડાવન ચાલીજી ;
અખિયાં ખોલકેં કહે મ્હાદેવજી, કોન પુરૂષ ઘર નારીજી. ૧.
ભીલ ઘર નાતી ભીલ ઘર ધોતી, વારી વારી મોતીડાં પરોવતીજી ;
મેરે ભીલકા બિહુવા પડા હે, ઐસાં જંગલમેં જોતીજી. ૨.
સિંહલદ્વીપસેં દાંત મંગા દઉં, લાલ લાલ ચૂડિયાં પેરા દઉંજી ;
ચૂડિયાં ઉપર કનક ચડા દઉં, ઠુમકે પાણી ભર લાઓજી. ૩.
મેરા ભીલ તો બાળાભોળા, નિત નિત જંગલ લેવેજી ;
સાંઝ પડે ભીલ ઘરકો આવે, તાણી તાણી તીર લગાવેજી. ૪.

ઉતરાખંડસેં બાદલી મંગા દઉં, ઝીણે ઝીણે મેહુલા વરસા દઉંજી;
તેરે ભીલકોં ડુબ ડુબ મારૂં, તુજે કરૂં પટરાનીજી. ૫
તુમારે મ્હાદેવજી દો દો રાની, તીસરીકોં કંઇ કરશોજી;
તીસરી નારી ઘરમેં ઘાલી, ધોંખા મનમેં ધરશોજી. ૬.
પારવતીકુ પિયર વોરા દઉં, ગંગા તોરી દાસીજી;
ઉજડ ખંડમેં મ્હેલ બનાદઉં, તુંજે કરૂં પટરાનીજી. ૭.
હમારા ભીલતો થૈ થૈ નાચે, આપ નાચો શિવશંકરજી;
નાચી નાચી શિવજી મુજે રીઝાવો, હોઉં તમારો દાસીજી. ૮.
એક હાથ શિવ મસ્તક ધરિયો, દુસરો ધરિયો કેડેજી;
ડમરૂ લઇ શિવ નાચન લાગે, આકાશ અમર દેખેજી. ૯.
ગુરુ પ્રતાપેં ગોરખ બોલ્યા, અમૃત જેસી વાણીજી;
તપસી કેરો તપ છોડાયો, છલ પાડી ભીલી રાણીજી. ૧૦.

---

## ભજન પદ ૨.

અબ મેં કયા કરૂં મેરા ભાઇ, મરઘલા ગયા ખેત સબ ખાઇ. ટેક.
કેસર કસ્તુરી ખાતર મિલાયા, જળ જમનાકા પાણી;
રામ લછમન ભરી લાવે, સીંચે સીતામાઇ— અબ. ૧.
પાંચ મરઘલા ઓર પચીસ મરઘલી, રહત હે સો બન માંઇ;
એ બનમેં હે ખેત હમારા, મરઘા ચરી ચરી જાઇ— અબ. ૨.
ખેતકા ધની જબ આયા ખેતમેં, અધવચ ઉભા આઇ;
જાગું તબ તો ભાંગી જાવે, સોવું તબ ચર જાઇ— અબ. ૩.
તલબ તરવારાં સમરન ઢાલાં, ગ્યાન કમાન ચડાઇ;
તુરત સુરતકા કરલે ભલકા, મરઘેકું માર હઠાઇ— અબ. ૪.
અષ્ટકોટ ઓર દશ દરવાજા, ઘેરી ગઢકી ખાઇ;
પાંચમેં બાસ બસે ગઢ ભીતર, ઉનસેં લડાઇ લગાઇ— અબ. ૫,
સતગુરુ સાહેબ સનમુખ રહેવે, ખેતર બિચમેંજ ભાઇ;
ગુરૂ અબધૂત ગોરખ બોલ્યા, મોંકિર બાડ કરાઇ— અબ ૬.

---

### ભજન પદ ૩.

ઉંડોરે કુવો સંતો જળ વિના, નિત્ય ભરે પાણીઆરીજી ;
અસત જૂઠું નવ બોલિયે, બ્રહ્મા જુઓને વિચારીજી.— ઉંડોરે. ૧.
હેઠે કુંભાર ઉપર ચાકડો, તે મેં ફરતાં દીઠોજી ;
કીડી કેરાંરે નેત્રમાં, હસ્તી જાતો દીઠોજી— ઉંડોરે. ૨.
નદી કેરાં નીર ઉલટયાં, જઇ પરવત પર ચઢિયાંજી ;
હરણીએ પાસો નાંખિયો, મહીં પારાધી પડિયોજી— ઉંડોરે. ૩.
હેઠે ભ્રમર ઉપર કમળ છે, માળી છાબમાં દીઠોજી ;
તેનો રે પ્રેમલ વાયરો, ચૌદ લોકમાં મીઠોજી— ઉંડોરે. ૪.
હેઠે ગાગર ઉપર પનિહારી, તે મેં ભરતાંરે દીઠીજી ;
ગોરખ બોલ્યા વિનતિ, વાણી છે બહુ મીઠીજી— ઉંડોરે. ૫.

---

## ગૌરીશંકર જયશંકર વોરા.

(વડનગરા નાગર ગ્રહસ્થ) કચ્છ અંજાર. સંવત ૧૯૮૧ વિદ્યામાન

### પદ ૧ આશાગોડી

આળસ તજનેરે જીવ અભાગી, તારી પૂઠે રહ્યો જમ લાગી. ટેક.
શે સુખે તું સૂતો શૈયામાં, તજ નિદ્રા હતભાગી ;
સાવધ થૈ જરા જોને વિમાસી, ગ્યા બારપરે બે વાગી— તારી. ૧.
બાળ યુવા ખોઇ ફેલ ફિતુરમાં, આવી જરા ઝટ લાગી ;
કાંઇક કર કર સુકૃત સમજી, મમતા વિષય પરિત્યાગી— તારી. ૨.
નિશ્ચય જાણજે અવિચળ આંહી, રહેવું નથી રસ રાગી ;
આજ કાલ કે માસ છમાસે, જાવું જરૂર તન ત્યાગી— તારી ૩.
ભવજળ તારણ અધમ ઓધારણ, કારણ કરણ સુહાગી ;
ગૌરીશનું ધર ધ્યાન નિરંતર, અંતર થઇ અનુરાગી— તારી. ૪.

---

## પદ ૨ રાગ એજ.

મૂરખ મનવા તું જોને વિમાસી, વસે તારા ઘટમાં અખલ અવિનાશી.ટેક.
દશદિશ માહીં પોટજ કહાડે, ફોકટ ધરીનેજ આશી ;
ભ્રમણામાં તું ભૂલો ભમે છે, અમથો બનીને ઉદાસી— વસે. ૧.
અંતર ચક્ષુ ઉદય કરીને, કર દ્રઢ મનથી ક્યાસી ;
અળગો નહિ જરા આદ્યનિરંજન, રંજન જન મન રાશી—વસે. ૨.
કૂડ કપટ પરિત્યાગી પ્રપંચો, સરલ વૃત્તિ ધરી ખાસી ;
નેહ ધરીને નેક નજરથી, અંદર નિરખ તપાસી— વસે. ૩.
જે જગ તારણ તરણ સનાતન, વિશ્વંભર સુવિલાસી ;
ગૌરીશંકર ઘટ ઘટમાંહી, પૂરણ જયોતિ પ્રકાશી— વસે. ૪.

---

## પદ ૩ જીલ્લા.

માન માન અભિમાન તજી મન, ભજ વિશ્વંભરરાયારે— માન. ટેક
જો જુગ કારન અધમ ઉદ્ધારન, તારન તરન કહાયારે ;
સો સુખ સાગર નટવર નાગર, કયોં ન તુજે મન ભાયા રે— માન. ૧.
પાપી પ્રપંચી સતત પાખંડી, રંડી રંગ લગાયારે ;
કામ દામમેં મસ્તહીં બનકેં, હરામ મુખસેં ખાયારે— માન. ૨.
ફેલી ફિતુરી ફરેબી બનકેં, ફોગટ ફંદ ફસાયારે ;
ફટ ફટ ફટ ખરવત નર તોકોં, લાજ રૂદય નહિ લાયારે— માન. ૩.
સમજ સમજ શઠ સાન કરનમેં, શુદ્ધિત મનસેં ગાયારે ;
ગૌરી શતપદ પંકજ રજ શિરધર, તો ધન્ય હે તવ જાયારે–માન. ૪.

---

## પદ ૪ કડખો.

ધ્યાન મન ધાર દ્રઢ ધરણીધર ધણીતણું, સંત પદપંકજે સુરત સાંધી;
પરભવ સિંધુથી તરત તે તારશે, પ્રેમ પાથોદધિ પ્રબળ બાંધી–ધ્યાન. ૧.
મમત માયા તણા મૂળમાં આગ દે, અવલ અહંકારને દૈ નસાડી ;
ઉર વૈરાગ્ય અંકુરને પ્રગટ કર, ઉલટથી આશ અલખેં લગાડી—
ધ્યાન. ૨.

માત ને તાત વળી ભ્રાત ભગિની સખા, પત્નીપુત્રાદિકો કામ નાવે ;
અલખ ધણી ઓળખી રટણ કર તેતણું, અટલ અવસાન જે કામ
આવે—ધ્યાન, ૩.

તુંહી એક તુંહી એક બોલ પ્રતિવાસરે; અન્ય વાણી ધણીને અકારી ;
નાથ ગૌરીતણો રે'મ ઉર લાવીને, પાર ભવસિંધુ દેશે ઉતારી—
ધ્યાન. ૪.

---

## પદ ૫ રામગ્રી.

સમજ સમજ મન મૂરખા, અંતરમાહીં વિચારી ;
આપ અસલને ઓળખે, થાતો આનંદ ભારી— સમજ. ૧.
જંગલ જંગલ જે કારણે, ભટકે બનીને ઉદાસી ;
તેરે તારા ઘટમાં વસે, મૂરખ જોને વિમાસી— સમજ. ૨.
ગંગાતટે ઘર તાહેરૂં, તૃષા શાને ખમેછે ;
ફોગટ ફાંફાં મારતાં, ભૂલો કેમ ભમેછે — સમજ. ૩.
સંત કમળપદ સેવને, મળશે નિર્મળ જ્ઞાન ;
ગૌરી શીખામણ સાંભળી, તજી દે અન્ય તુફાન— સમજ. ૪.

---

## પદ ૬ રાગ એજ.

અખિલ વિલાસી ઇશ્વરા, તારી અકળિત માયા ;
વિઘન હરણ વિશ્વંભરા, ગરવે ગ્રંથે ગવાયા—અખિલ ૧.
જયોતિ સ્વરૂપે સર્વથા, સઘળે સ્થાને વિરાજે ;
સ્થાવર જંગમ જાતમાં, એક તુંહીજ રાજે— અખિલ. ૨.
રવિ શશિકેરી જ્યોત્સના, જોતાં જ્યાં નવ ભાસે ;
ત્યાંહી અખંડ તેજ તાહરૂં, તીવ્રતાથી પ્રકાશે— અખિલ. ૩,
તુંહી શંકર વિષ્ણું વળી, છો તુંહી વિધાતા ;
તારૂં રટણ પ્રિય મુજને, જેથી રહે સુખ શાતા— અખિ

સુખ કારણ સંસારને, દુષ્ટ દુઃખ નિકંદા ;
ગૌરીશંકર ગુણ ગાય છે, મનહર મુદિત મુકુન્દા— અખિલ ૫.

---

## પદ ૭ કાફી ધીરાનાં પદની,

અલખ નામ સાચું રે, ભાઇ આ ભવમાં ;
રાગી બની રાચું રે, કાચું હૈયું તું કરમાં. ટેક.
આભમાહીં જ્યમ અભ્રની છાયા, મારૂત વાતાં વિખરાય,
ત્યમ પાયાવિનાની કાયા એવી, જલદી વણસી જાય;
ભરૂસો જરી તેનોરે, ધીરો બની તું ધરમાં— અલખ. ૧.
કામાદિક જે શત્રુ મોટા, પૂઠે લાગાછે જાણ,
ગાફલ થતાં ગમાર તુજને, કરશે મોટી હાણ ;
માટે ચેતી ચાલોરે, પડતા શાને છો દવમાં— અલખ. ૨,
સગાં સહોદર કુટુંબ કબિલો, છે માયાની જાળ,
મારૂં મારૂં કરમાં મૂરખ, છે સહુ આળ પંપાળ ;
પ્રીતે પ્રભુ ભજવોરે, ફસવું નહીં કો ફંદમાં— અલખ. ૩.
જયશંકર તન ગવરીકેરા, સાંભળીને ઉદ્ગાર,
રટો નિરંતર નામ નિરંજન, જે છે મોક્ષનું દ્વાર ;
નીતિ રીતિ ધરતાંરે, જાશો નહીં જમપુરમાં— અલખ. ૪.

---

## પદ ૮ ગરબી.

સત્ય મારી શીખામણ માનજોરે, જેથી થાશે કોટિક કલ્યાણ.
ચિત્ત રાખો સચ્ચિદાનંદમાંરે— ટેક. ૧.
દુઃખકારી રાકા દૂર થઇને રે, ઉદય થાશે સુખદ સુભાણ— ચિત્ત. ૨.
નીતિ રીતિ ધરીને ચાલવું રે, કરો કોદી ન કાળાં કર્મ— ચિત્ત. ૩.
જેથી રે'શો સદા ખુશ હાલમાં રે, એજ માનવીનો મુખ્ય ધર્મ–ચિત્ત. ૪.
જુઠી માયા જગતની જાણવી રે, છે કુરંગ વારી તુલ્ય— ચિત્ત. ૫
તેમ ચાર દિવસની જીંદગી રે, તેમાં થાવું નહીં મશગુલ— ચિત્ત, ૬.

સંત સાચા સગા કરી સેવશોરે, અન્ય જાણીને આળપંપાળ–ચિત્ત. ૭.
ગુણ ગાવા સદા ગવરીશના રે, તોજ થાશો તરી ભવપાર— ચિત્ત. ૮.

---

## પદ ૯ ગરબી " ઓ રાણાજી, રામજી સંગાતે "એ રાગ

મન મૂરખડા, માન શીખામણ મારીરે કહું છું તૂજને ;
જડ ભૂત જડા, અંત વિમાસણ થાશેરે તજને તૂતને— મન. ટેક.
તું વિષયોમાં નિશિદિન રહે, નવ નામ વિભોનું સુખ લહે ;
તારૂં અંત થશે શું સત્ય કહેરે— મન. ૧.
નવ નીતિ નિરૂપણ કામ કર્યું, મન નિષ્ઠુરતાથી અતિશ ભર્યું ;
તેમાં કારજ તારૂં શુંજ સર્યુંરે— મન. ૨.
તું ધન કાજ ભવમાં ભટકે, પરમારથ કાન સુણી સટકે ;
મર મૂઢ શું વાવ ભરે લટકેરે— મન. ૩.
કર સંગત સજ્જનની સારી, ઉરમાહીં ગણી અતિશે પ્યારી ;
ગૌરીશ થશે ખુશ શ્રેય કારીરે— મન. ૪.

---

## પદ ૧૦ આરતી

શિવૌંમ હર હર હર મ્હાદેવ. ટેક.
જય કરૂણાકર અજર અમરપર, સચરાચર સ્વામી ; ( ૨ )
અંતર્યામી અકામી, ( ૨ ) જય અવિચળ ધામી— શિવૌંમ. ૧.
તું દુઃખટાળુ, દેવ દયાળુ, ભવ ભય બહુ હરતા ; ( ૨ )
તારણ તરણ સનાતન, ( ૨ ) સુખ સંપત્તિ ભરતા— શિવૌંમ. ૨.
તું બ્રહ્મા વરૂણેંદ્ર અકળ ગતિ, વિષ્ણુ વર દાતા ; ( ૨ )
ધરણીધર ધીમંતા, ( ૨ ) પ્રતિદિન કર શાતા— શિવૌંમ, ૩.
તું પિતુ માતા ભગિની સુભ્રાતા, ત્રાતા સુખ દાતા , ( ૨ )
વિશ્વવિધાતા ખ્યાતા, ( ૨ ) જય ગુણનિધી જ્ઞાતા– શિવૌંમ. ૪.
અખિલ નિવાસી તું અવિનાશી, આકાશી સ્વામી ; ( ૨ )
અભિરામી બહુ નામી, ( ૨ ) જય મંગળ ગામી— શિવૌંમ,
કરણ ભરણ જગ હરણ જનેશા, ત્રિગુણાત્મક દેવા ; ( ૨ )

નેક નિયંતા નિત્યાં, ( ૨ ) કરિયે તવ સેવા— શિવોઁમ. ૬.
ચરણ સરોજે ચિત્ત ધરી નિત્ય, તવ સમરણ કરિયે; ( ૨ )
ગૌરી ગિરા કુસમો લઇ, ( ૨ ) શિવ શીષે ધરિયે.— શિવોઁમ. ૭.

---

## પદ ૧૧ મંગળકારી શતનામાવળી. ચોપાઇ.

રામ કૃષ્ણ ગોવિંદ ગોપાળ, માધવ ને મધુસુદન મુરાર;
પીતાંબરી તું પદ્મ દયાળ, નરસિંહ રૂપે નરક નિવાર. ૧.
વામન ને વનમાળી કહાય, વિઠ્ઠલ વાસુદેવ સુહાય;
બ્રહ્મા વિષ્ણુ રૂદ્રજ ઇશ, નામ જપું નારાયણ વીશ. ૨.
ત્રીકમ ત્રંબકધર રણછોડ, ચત્રભુજ ચિંતામણી સોડ;
તેને ચરણે નામી શીષ, નામ જપું પૂરાં પચવીશ. ૩.
હરિ મુકુન્દ ને મંગળકારી, શામળ ભૂધર જોઇ વિચારી;
ત્રીશે નામે લાગો મોય, શામળિયા મુજ સામું જોય. ૪.
કેશવ સુરપતિ રાય કહાન, ધર્મ રાય ધરણીધર મ્હાન;
પાંત્રીશ નામ ન જાણું મર્મ, જેના કરમાં મારી શર્મ. ૫.
ચંદ્ર સૂર્યને વળતી દીપ, અલખ નિરંજન આપ અધિપ;
ચાલીશ નામ મુખેથી લહું, સુખ શાતામાં જેથી રહું. ૬.
શ્રીપતિ શ્રીરંગ ને ખગપતિ, ગોપીપતિ બીજા ભવપતિ;
પિસ્તાલીશ નામ ન જાણું તાત, અંતકાળ પ્રભુ રેજો સાથ. ૭.
ઉમાપતિ ગિરિજાપતિ લહું, ગંગાધર જોગીંદ્ર કહું;
શ્રી સોમેશ્વર પૂરણ આશ, નામ જપું પૂરાં પંચાસ. ૮.
જટિલ ત્રિનેત્રી જગદાધાર, ત્રિપુરારિ શ્રીનાથ ઓઁકાર;
નામ પચાવન લેશે જેહ, નિશ્ચે ભવજળ તરશે તેહ. ૯.
રાઘવ ને વળતી રઘુપતિ, અવધનાથ આનંદી અતિ;
આદ્યનિરંજન ને અવિનાશ, સાઠ નામ પૂરણ મન આશ. ૧૦.
મોહન મોરલીધર વૃજભૂપ, કંસારિ કરૂણાળુ સ્વરૂપ;
પાંસઠ નામ પૂરાં પ્રખ્યાત, સ્હાય કરણ જગમાં સાક્ષાત. ૧૧.
લક્ષ્મીવર ગિરિધર ગુણખાણ, જગવંદન શ્રી જગનો ભાણ;
લાયક થાયે લીલા લે'ર, નામ જપે પૂરાં સિતેર. ૧૨.

શેષશાઇ સાયરનર સાર, અંતર્યામી પરમ ઉદાર;
વટશાઇ જળશાઇ લહ્યા, પૂરાં નામ પંચોતેર કહ્યાં. ૧૩.
પદ્મનાભ પુરૂષોત્તમ દેવ, સુરનર મુનિવર કરતા સેવ;
રમાપતિ ને સીતાનાથ, એંસી નામે ઝાલે હાથ. ૧૪.
જગદીશ્વર જગ વૃક્ષ ગણાય, કિલ્કી વિક્રમ શ્રી જગરાય;
પંચાશી નામે પૂરી આશ, વેગેં આપે વૈકુંઠ વાસ. ૧૫.
સુંદરવર શશિધર સુખકંદ, ફરસીધર ટાલણ ભવફંદ;
જગન્નાથ જગજીવન જાણ, નેવું નામ સદા ગુણખાણ. ૧૬.
નકલંકી બુદ્ધા અવતાર, કચ્છ મચ્છ વારાહ વિશાળ;
નામ પચાણુ પાવન અતિ, ગહન જેહની જાણો ગતિ. ૧૭.
પરમેશ્વર શ્રી પુરૂષ પુરાણ, આકાશી ધન્વંતરી જાણ;
વિભુ પદમાં મુજ નામી શીષ, પ્રતિવાસર શત નામ જપીશ. ૧૮.
આગળ સાંભળિયાં સો નામ, વિસ્મૃતિયે તે નાખ્યાં કામ;
નવાં જુનાંને ભેળાં ધરી, પૂરણ શતનામાવળી કરી. ૧૯.
વસુ સર નાડી ચંદ્ર વિશાળ, પોષ કૃષ્ણ તિથિ યક્ષ રસાળ;
જનહિત કારણ પ્રીતિ ધરી, ગૌરીશંકરે પ્રસિદ્ધ કરી. ૨૦.

---

## પદ ૧૨ ગરબી.

**રઘુપતિ રામ રૂદયમાં રેજોરે. એ રાગ.**

અહો નિરાકાર નિરંજન દેવારે, તારી કરિયે પ્રતિદિન સેવા—અહો નિરાકાર. ટેક.
તારૂં ધ્યાન નિરંતર ધરિયેરે, કાર્યો નીતિ નિરૂપણ કરિયેરે;
જેથી સુખસેં ભવાર્ણવ તરિયેં— અહો નિરાકાર. ૧.
તારી અકળકળા અવિનાશીરે, ઘટોઘટ રહ્યો તું પ્રકાશીરે;
આખા વિશ્વતણો તું વિલાસી— અહો નિરાકાર. ૨.
તુંહીં રામ રહેમાન રસાલારે, આ હુરમઝદ પ્રોવિડિન્સ વ્હાલારે;
શિવ શક્તિ તું કાનડ કાળા— અહો નિરાકાર. ૩.

જશવંત સદા જગકારરે, તુંને વંદન કરૂં વાર વારરે;
મારા આતમનારે આધાર— અહો નિરાકાર. ૪.
સુખ ધામી સદા અભિરામીરે, બહુ નામી તું અંતરયામીરે;
તુંને સ્મરૂં સદા શિર નામી— અહો નિરાકાર. ૫.
અર્ક ઇન્દુ ન જ્યાંહીં પ્રકાશેરે, ત્યાંહીં એક અખંડ તું ભાસેરે;
કરી તર્ક અંતર હુલ્લાસે— અહો નિરાકાર. ૬.
તારા નિશ્ચળ નિયમો નિહાળીરે, ભાસે સત્યપરાયણ સારીરે;
ખુબી એજ ખરે તારી ખ્યાલી— અહો નિરાકાર. ૭.
ગુણ તારા સદા જે કોય ગાએરે, તેનાં ઐાંતેર કુળ તરી જાએરે;
ગૌરીશંકર પાવન થાએ— અહો નિરાકાર. ૮.

---

## પદ ૧૩ ચાબખા.

કીધું મારા ખાવિંદનું થાશેરે, બીજા સહુ ખાંડ રહ્યા ખાશે. ટેક.
હરિ ભજન કર મૂરખ મનવા, મંગળ વરતાશે;
કૂડ કપટના કરનારા તે ખાસડલાં ખાશેરે— કીધું. ૧.
શોચ કરે શું વળશે તારૂં, નિશ્ચય કર ક્યાસે;
શાન્ત વૃત્તિથી રહે સર્વદા, ધરી ચિત્ત અવિનાશેરે— કીધું. ૨.
અસંતોષિયા વૃત્તિ અદેખા, અમથા અથડાશે;
જખ મારીને તજી જિંદગી, જમપુરમાં જાશેરે— કીધું. ૩.
આગળ વચલા વળી આળસુ, વચમાં અટવાશે;
વળે ન તેનું નક્કી વિચારો, પટમાં પટકાશેરે— કીધું. ૪.
ધૈર્ય ધરી ધરથીજ ધરામાં, ધીમંત નર ધાશે;
વિજય વાવટો તેનો વારૂં, ફર ફર ફરકાશેરે— કીધું. ૫.
અરિદળ દેખી ડરી દિલ્લમાં, નફટ નરો નાશે;
વાંચ્છિત ફળ તો વડું વિશ્વમાં, તેથી ન વોરાશેરે— કીધું. ૬.
બાંધનાર હિંમત હથિયારો, ઉલટ ભરી આશે;
ભૂમંડળમાં ભાગ્યશાળી તે, વીરો વખાણશેરે— કીધું. ૭.
ચોંપ ધરીને ચતુર નરો તે, હિત સહુનું ચ્હાશે;

ગુણ ગૌરીશના ગાનારાનું, ક્ષેમ કુશળ થાશેરે— કીધું. ૮.

---

## પદ ૧૪ ચાબખા.

જીવડા જોને વિચારી યાર, તારા વાગવા આવ્યા બાર. ટેક.
શું સુખ ધારી સુતો શયામાં, ભરનિદ્રા મોઝાર ;
જાગ્રત થઇ જરા જોને ઝાંખી કરી, આળસ તજી આવારરે—જીવડા. ૧.
ઘર ધંધામાં અંધો થયો તું, રચ્યો કમાણી અપાર ;
બોજો બહુધા ધર્યો શીષ જયમ, લાદ્યો ખચરપર ભાર— જીવડા. ૨.
એક પાઇ કારણ રંક જનોને, રેંશે લઇ તરવાર ;
પાપનાં પોટલાં કોણ ઉતારશે, કર ઉરમાં વિચારરે— જીવડા. ૩.
બાળાપણું તો ખેલે ગુમાવ્યું, યુવામહીં લઇ નાર ;
બુઢાપણું હવે આવ્યું બીકાળું, ગાયો નહીં કિરતારરે— જીવડા. ૪.
શાણપણું નવ સૂજયું સરતમાં, ભર્યો ભુંડાઇ ભાર ;
ચેતી હવે તું ચાલ નકર તો, પડશે મુખ પેજારરે— જીવડા ૫
રળી રળી ધન સંગ્રહ કરીને, ભર્યો અખૂટ ભંડાર ;
પરમારથમાં પાઇ વાવરતાં, આવે તને ઓખારરે— જીવડા. ૬.
માત પિતાને કુટુંબ કબિલો, ભાઇ ભગનીને દાર ;
સ્વારથ સૂધી સગાઇ જાણો, અંતે અલગ થાનારરે— જીવડા. ૭.
કૂડ કપટ ને તજી પ્રપંચો, ધર નીતિ નિરધાર ;
ગુણ ગૌરીશના ગાજે નિશિદિન, ઉતરવા ભવ પારરે— જીવડા. ૮

---

## પદ ૧૫ ચાબખા

કીધી તેં કૃપાનિધે ભારીરે, મેલ્યો મુને વિગતે વિસારી. કીધી. ટેક.
પાંચાળીનાં ચીરજ પૂર્યાં, અહલ્યા ઓધારી ;
સુદામાજીનાં સંકટ હરિયાં, સંપતિ દઇ સારીરે— કીધી. ૧.
પ્રહલાદજીની પાળી પ્રતિજ્ઞા, હિરણ કશ્યપ મારી ;
ગજ ગણિકા ઓધાર્યાં નાથ તેં, નેહ રૂદય ધારીરે— કીધી. ૨.
નરસી મ્હેતાપર મ્હેર કરી તેં, ઘાઢી ગિરિધારી ;

શામળશાનું રૂપ ધરીને હુંડી સ્વીકારીરે— કીધી. ૩.
ભાવથકી હું ભજન કરૂં નિત્ય, ભવ દુઃખ ભય હારી ;
તોય ઉગરવા એક મળે નહિ, બહુધા કો બારીરે— કીધી. ૪.
આફતમાં અકળાઈ પડંતાં, વદતો પોકારી ;
નાથ હાથ ગ્રહી તુરત દેજે, ભવ જળથી તારીરે— કીધી. ૫.
પતિતપાવન બિરદ ગયું ક્યાં, અવિચ્છિન ઔંકારી ;
નેહ હવે નહિ ટકે નિરંતર, જોજે વિચારીરે— કીધી. ૬.
સુખદાયક તું શ્રેષ્ટ સૃષ્ટિમાં, વદતાં નરનારી ;
જૂઠું ઠરે છે તેહ જુગતથી, હરનિશ હિતકારીરે—. કીધી. ૭.
ગૌરીશંકરની ગિરા સાંભળી, કર ઝટ તૈયારી ;
શરણાગતવત્સલ પ્રભુ મારા, સ્હાય કરવા મારીરે— કીધી. ૮.

---

## પદ ૧૬ ગરબી

**ઓ રાણાજી-એ રાગ.**

ઓ અવિનાશી; અખિલ નિવાસી આકાશી કિરતાર ધણી;
પૂર ગુણરાશી, અચળ ઉજાશી, ખાસી તવ શક્તિજ બણી. ટેક.
તું અધમ ઓધારણ તારણ છો, દુઃખ દુષ્ટ દારિદ્ર વિદારણ છો ;
ધીમંત સદા ધર ધારણ છો— ઓ અવિનાશી. ૧.
તારી અકળિત છે ઇશ્વર માયા, પ્રાણી પર નિર્મળ તુજ છાયા ;
જશવંતા જગ કેરા રાયા— ઓ અવિનાશી. ૨.
તું સચરાચર જગનો સ્વામી, વળી નેક નિરંજન બહુ નામી ;
આનંદી અખિલ તું અભિરામી— ઓ અવિનાશી. ૩.
તવ ગુણ નિરંતર જે ગાતા, વરતા તે સુખ સંપત શાતા ;
તવ વિમુખ સદા નરકે જાતા— ઓ અવિનાશી. ૪.
જે નાસ્તિક થઇ તુજને નિંદે, તુજ ચરણ સરોજને નવ વંદે ;
તે સંકટને પડશે ફંદે— ઓ અવિનાશી ૫.
જે જપ તપ ને વળી જોગ કરે, પણ અંતર મેલ પરો ન કરે ;
તેને સ્વપ્ને તું કદિયે ન મળે— ઓ અવિનાશી. ૬.

જે આતમ જ્ઞાન થકી નિરખે, તે તુજને નિકટ સદા પરખે ;
ત્યારે અંતરમાં બહુ તે હરખે— એ અવિનાશી. ૭.
જે રાત દિવસ દ્રઢ રટન કરે, નિજ અંતર માહીં ધ્યાન ધરે ;
તો ગૌરીશ તેને સદ્ય મળે— એ અવિનાશી. ૮.

---

# ગંગદાસ.

## પદ. ૧ ભજન.

મળ્યો મનુષ્ય જન્મ અવતાર, માંડ કરીને,
તેં ભજ્યા નહિ ભગવાન, હેત કરીને,
અંતે ખાશો જમના માર, પેટ ભરીને,
તેથી રામ નામ સંભાર— મળ્યો.
ગઇ પળ પાછી ફેર ન આવે, મૂરખ મૂઢ ગમાર,
ભવસાગરની ભુલવણીમાં, વીતી ગયા યુગચાર,
ફેરા ફરીને— મળ્યો.
જઠરાગ્નિમાં જુગતેં રાખ્યો, નવ માસ નિરધાર,
સ્તુતિ કીધી અલબેલાની, બા'ર ધર્યો અવતાર,
માયામાં મોહીને— મળ્યો.
કલિજુગ કૂડો રંગે રૂડો, કહેતાં ન આવે પાર,
જપ તપ તીરથ કછુ ન કરીઆં, એક નામ આધાર,
કૃષ્ણ કહીને— મળ્યો.
ગુરુગમ પાયો મનમેં સાચો, જુકિત કરી જદુરાય,
ગંગદાસકું જ્ઞાન બતાયો, રામદાસ મહારાજ,
દયા કરીને— મળ્યો.

---

## પદ ૨ રાગ એજ.

મન કરી લેને વિચાર, જીવન થોડા;
તારા હરિ કથાની માંહે, કાન છે ખોડા,
અંતે જાશો જમપુર માંહે, જડશે જોડા,
તેથી રામ નામ સંભાર— મન.
મોર મુકુટ ધર્યો શિર ઉપર, દર્પણ કર મોઝાર,
વેઢ વીટીયું હાર ગળામાં, ખૂબ ધર્યો શણગાર,
પગમાં તોડા— મન.
હસ્તી ઊપર કનક અંબાડી, ખમા કહે છડીદાર
રથ મિયાના ઉંટ પાલખી, કહેતાં ન આવે પાર,
ચડવા ઘોડા— મન.
લોભ ન મૂકે કામ ન ચૂકે, ઘર ધંધાની માંય,
મૂરખ મનવા કછુ ન બૂઝે, તીર્થ ગમનની માંય,
પાંવ છે ખોડા— મન.
સંસાર સાગર મહાજળ ભરિયો, રામ નામકી જહાજ,
ગંગદાસકું જ્ઞાન બતાયો, રામ દાસ મહારાજ,
ખરાની વેળા— મન.

---

# ગંગારામ.

## પદ ૧ સામેરી.

હરિજન હિંમત રાખીએરે, ભાવેં ભક્તિ કીજે;
શિર સાટે સતગુરુ મળે, પાછી પીઠ ન દીજે. ટેક.
આપ કસીને પર પોષિયેરે, દુઃખ સહી સુખ દીજે;
રાજા હરિશ્ચંદ્ર મોરધ્વજ જેવા, જગમાં અમર રહીજે—હરિજન. ૧.
નામા પીપા રોહીદાસનેરે, સમર્યા સાદ દીધા;
કોડેં કારજ નરસિંહ તણાં, ભલી ભાતે કીધાં— હરિજન. ૨

ગજ ગુણિકા પશુ પારધીરે, તેણે શ્યાં સુકૃત કીધાં ;
તુખતે નાથ નિવાજ્યા, લઇ અવિચળ પદ દીધાં— હરિજન. ૩.
ઘણ એરણ વચે ઘા સંહરે, મોંઘે મૂલ વેચાયા ;
સો હરિજન હીરા ખરા, લાખોમાહીં લેખાયા— હરિજન. ૪.
સાચાંને સાહેબો રાખશેરે, વા'ર કરશે વેલી ;
પાંડવ કાજે ચક્ર ધર્યું, પણ પોતાનું મેલી— હરિજન. ૫.
પરમારથે પિંડ ઓરિયા, વળગી રહ્યા વિશ્વાસે ;
ખરા પડે ને ખસે નહીં, પ્રગટ હરિ તેને પાસે— હરિજન. ૬.
જેને આસરો એના નામનો, તેને હરિ કેમ મેલે હાથે ;
ગંગારામને સંગ સદા, સમર્થ રવિ ગુરુ સાથે— હરિજન. ૭.

---

## લાવણી પદ ૨.

બ્રજ સબ ઇન્દ્રને ઘેરી, કૃષ્ણ મેં શરનાગત તેરી. ટેક.
દેખો અબ બાદલ બન આયે, દામની ચમકત ઘન માંહે ;
મેઘ પરલેકું બરસાવે, કહો અબ કહાં ભાગ જાવે ;
કહો કૃષ્ણ કેસી બની, ભયો ઇંદ્રસે વેર ;
કોપ્યો હય પૃથ્વીકો પાલન, કિસ બિધિ હોવે ખેર ;
જગત સબ મરનેકું ઘેરી, શ્યામ હમ શરનાગત તેરી. ૧.
કહી જો તુમ હમને માની, ભેટ અબ ગિરિવરકી ઠાની ;
ઇંદ્રકી જૂઠ સબે જાની, નિપઇ હય તુમરી નાદાની ;
ગોકુલ બાબા નંદજી, તાકે રાજકુમાર ;
મિથ્યા બચન સબ હોત તુમારે, તાકો કરો ઉપાય ;
જુગત હમ બહુ કીની તેરી, કૃષ્ણ મેં શરનાગત તેરી. ૨.
કહું કા તુમમેં ગુન ભારી, પૂતના બાલપને મારી,
દુષ્ટની માયા બિસ્તારી, આપ બની સુંદરવર નારી ;
વિષકા અંચલ આયકે, દિયે આપ સુખ માંય ;
એક માસ તિહાયરે, તુમ જીવત છોડી નાંય ;
મારકર મારગમેં ડારી, શ્યામ હમ શરનાગત તેરી.

આપ જલ જમુનાકો પીઓ, ખેંચકે દાવાનલ કીઓ ;
અભેપદ બ્રજ બાસીનકું દીઓ, ખેંચ કયું બ્રજસેં મન લીઓ ;
બ્રજ તુમારો કૃષ્ણજી, ઇંદ્ર કરે પરલે ;
અબકી સ્હાય કરો બ્રજ રાજા, કરૂણા સિંધુદયાલ ;
શરન સબ બ્રજ બાસીન ઘેરી, કૃષ્ણ મેં શરનાગત તેરી. ૪.

આપ સુન મનમેં મુસકાવે, બાત એક મુખસેં ફરમાવે ;
કહોજી હમપેં કયું આયે, સંગ લે ગિરિવર પેં ધાએ,
નખપર ગિરિવર ધારકે, કિયો ઇંદ્રસેં ખેલ ;
ગોવરધનકે શીષપર, તબ દિયો ચક્રકું મેલ ;
અધર ધર બંસીકું ટેરી, કૃષ્ણ મેં શરનાગત તેરી. ૫.

સોહિયે શિર પંચરંગી નીલા, રચ મુખ પાનજ કે બીરા ;
માલ ગલે મુકતા ફલ હીરા, સોહિયેં શિર પીતાંબર પીરા ;
કોષ સાતકે બીચમેં, ગોવરધન બિસ્તાર ;
સાત બર્ષકો રૂપ તિહારો, નહીં પુષ્પ જયું ભાર ;
શરન અબ બ્રજ બાસીન તેરી, શ્યામ હમ શરનાગત તેરી. ૬.

બ્રજ બાસી આનંદમેં હરખે, ઇંદ્રતો કુપ કુપ બરસે ;
દામની ઘન ઘનમેં ચમકે, સોઇ જલ ગિરિવર પર વરસે ;
બરસત બરસત હાર્યો, તબ જાન્યો જગદીશ ;
દોઉ કર જોડી નિવાજયો, ઇંદ્ર ચરનપર શીષ ;
બુદ્ધિ મેરી માયાને ઘેરી, કૃષ્ણ મેં શરનાગત તેરી. ૭.

અચંબા ઉનકા કુછ નાહીં, ઇંદ્રતો લાખ કોટ માહીં ;
બનાવું એક પલકમાહીં બિગારત દેર કછુ નાહીં ;
ઉતપતિ લે સંસારકી, ગિરિધારી ગોવિંદ ;
ગંગારામ જયું ગાવે છંદ, નહીં પડે ભજનમેં ભંગ ;
નામસેં છૂટત જમ બેરી, શ્યામ હમ શરણાગત તેરી ૮.

---

પદ ૩

ભજન બનત નહીં મનતો સેલાનિયાં ;
મન મતવાલા હસ્તી જાયે નહીં જાનિયાં. ટેક

આછા નીકા ભોજન ચૈયે, ઠંડા જલપાનિયાં ;
ચાવનેકું બીડીયાં ચૈયે, ઓર શુકદાનિયાં— ભજન. ૧.
સેજાતો કુલંદી ચહિયે, રૂપવતી રાનિયાં ;
પુત્રતો સપુત્ર ચહિયે, કુલકી નિશાનિયાં— ભજન. ૨.
હુસ્તિ ઘોડા રથ ચહિયે, તંબુ અસમાનિયાં ;
કિલ્લા તો અભંગી ચહિયે, ચહું દિશે પાનિયાં— ભજન. ૩.
અરબ ખરબ દોલત ચહિયે, હીરા હુંદી ખાનિયાં ;
કહત ગંગારામ દુનિયાં, લોભે લલચાનિયાં— ભજન. ૪.

---

# ચરનદાસ.

## પદ ૧ રાગ જંગલો.

અબ તો મનવા મેરા, બસો સુર સરી તીર. ટેક.
સાધુ રૂપ સુર સરી જામેં, ઉત્તમ અનુભવ નીર ;
વામેં નિશિદિન નાઓ મનવા, નિરમલ હોત શરીર—અબ તો. ૧.
જ્ઞાન વિરાગ સંતોષ ત્રિવિધિ, શીલ વહે સમીર ;
અંતર અવિદ્યા બુજાવે અગની, પાવત સુખકી સીર—અબ તો. ૨.
હંસ મુમુક્ષુ સદા રહે, જાંહાં ખેવટ બડે ગંભીર ;
ભિન્ન અનાતમ કરકેં પામી, પીવત આતમ ખીર— અબ તો. ૩.
ઇન ગંગામેં કોઇક નાવે, ધરમ ધોરંધર ધીર ;
પામર પ્રાણી નિકટ નાં આવે, અંધ અભાગી અધીર—અબ તો. ૪.
સુરાર સદ્‌ગુરુ મેરમ મેરે, જ્યું પ્રગટે રઘુવીર ;
ચરનદાસ જન અપનો જાની, મેટત મનકી પીર— અબ તો. ૫.

---

## પદ ૨ રાગ જંગલો,

અબ તો મનવા મેરા, કર સદ્‌ગુરુસેં હેત. ટેક.
બાલ જોબંન સબ ગયે બિલાઇ, કેસ ભયે સબ સ્વેત ;

શ્રુતિ સમૃતિ સદા કહતહેં, ચતુર હોયકેં ચેત— અબ તો. ૧.
જૂઠી યાહી જગતકી માયા, જ્યું બાજીગર ખેત ;
વિવિધ ભાંતિકી વસ્તુ દિખાવે, અંત રેતકી રેત— અબ તો. ૨.
જબલગ અપના અનુભવ નાહીં, તબલગ ફરત અચેત ;
બિના પ્રકાશ તિમર નહીં નાસે, ઇ ઇશ્વરકી નેત— અબ તો. ૩.
બ્રહ્મવેત્તાકો સંગ ન તજિયેં, મનવાંછિત ફલ દેત ;
અમૃત બચન સુનાવે મનહર, ત્રિવિધિ તાપ હરી લેત—અબ તો. ૪.
મુરાર સદગુરુ મેરમ મેરા, સાક્ષી શુદ્ધ સચેત ;
ચરનદાસકોં ચરને લીજેં, તન મન પ્રાન સમેત— અબ તો. ૫.

---

# ચેતનદાસ.

## પદ ૧ ગોડી.

કૃષ્ણ ચરન સુખદાઇ, ભજ મન કૃષ્ણ ચરન સુખદાઇ. ટેક.
જીન ચરનનકી ચરન સેવાકો, સિંધુ સુતા મન લાઇ ;
જય જય કૃષ્ણ કમલદલ લોચન, દુઃખ મોચન સુખદાઇ—ભજ મન. ૧.
જીન ચરનનકી ચરનપાદુકા, છુવે જમુના જલ થહરાઇ ;
નંદ ભુવનમેં આપ બિરાજે, જસોમતિ કે સુખદાઇ— ભજ મન. ૨.
સો પૂરન વસુદેવ દેવકી, નિરખી પરમપદ પાઇ ,
છૂટ બંધ કપાટ ઉઘારે, દેવ સુમન ઝરી લાઇ— ભજ મન. ૩.
પૂતના પરશ પરમ ગતિ દીન્હો, દેહ દશા બિસરાઇ ;
ગોવરધન વ્રજ રાખી લિયો હે, કાલી નાગ નાથ લાઇ— ભજ મન. ૪.
કુબજા તો ચંદન ઘસી લ્યાઇ, પરસ પરમપદ પાઇ ;
ઉગ્રસેનકોં રાજ તિલક દિયો, જરાસંઘ દુઃખદાઇ— ભજ મન. ૫.
કુન્તી પુત્ર બંધુ ભયે વ્યાકુલ, તા શિર છત્ર ફિરાઇ ;
વિપ્ર સુદામ હરિસોં ભેટે, કંચન પુરી બસાઇ— ભજ મન. ૬.
શિવ સનકાદી આદિ બ્રહ્માદિક, નિગમ નેતિ જશ ગાઇ ;
ચેતનદાસ સંતન કે શરને, પુલક નયન જલ છાઇ— ભજ મન. ૭.

---

# ચંદ્રસખી.

## પદ ૧.

ઇન સાવરિયેકી લટક ચાલ, જ્યા મોરે મન બસગઇરે ટેક.
મોર મુકુટપર કલગી સુહાવત, લે બંસીપર ફુંક બજાવત;
લટકારી નાગન લટક રહી, જ્યા મેરે મન બસગઇરે— ઇન. ૧.
બિન દેખે મોય પરત ન ચેન, પિયા બિન કેસે કટત રેન;
હરિ બિના ક્યા કરૂં મોરી સજની, તન મન ધસ ગઇરે— ઇન. ૨.
લખ્યા લલાટ મિટે નહીં મોહન, કોટિ કરે કોઇ લાખ જતન;
આજ સખી માધુ બનકી કુંજનમેં, પરવશ પડગઇરે— ઇન. ૩.
સબ સખિયોં મિલ મંગલ ગાવે, મોતિયન ચોક પુરાવેં;
ચંદ્ર સખી ભજો બાલકૃષ્ણ છબી, ચરન કમલ ચિત્ત ઠસગઇરે–ઇન. ૪.

---

## ઝીંઝોટી પદ ૨.

"તમે આહીં રહો રામ રસિયા" એ રાગ,

નથ મેરી દીજોરે બ્રજવાસી, તેરે ચરનકમલકી મેં દાસી. ટેક.
રાસ રમતાં મેરી નથ ગુમ ગઇ હે, ઓ લગો સકલકોં આશી;
ગ્વાલ બાલ સબ ઢુંઢણ નિકસે, ગુજરી ભઇ ઉદાસી— નથ. ૧.
તુમ બંદ્રાબન રાસ રચ્યો હે, રાસ રમન કોન જાસી;
મેં તો મેરે પિયર જાઉંગી, બાબલ ઓર ઘડાસી— નથ. ૨.
બરસાનેમેં એક સોની બસતહે, ઉનકું બાબલ બુલાસી;
સમુદ્રયામેં છીપું નિપજત, ઉનકા મોતી લેવાસી— નથ. ૩.
તુમ જાણો નથ આઇ મફતમેં, ગૌવાં દલાલીમેં જાસી;
ચંદ્ર સખી મેં બાલ કૃષ્ણકી, પૂરન ભઇતી પ્યાસી— નથ. ૪.

---

## ઝીંઝોટી પદ ૩.

તેરી સુરત દેખ લોભાની, મિલતા જાજો રાજ ગુમાની. ટેક
મેરે ઘર આવજો પ્રભુ પાવના, ઘર ગોકુલ કાની;

નંદ રાયસેં દશ ઘર આગે, રાયલ પોર નહીં છાની— તેરી. ૧.
આવોની નિશંક શંક નહીં કરનાં, મેં હું રાધિકા રાની ;
કરૂંગી રસોઇ સુંદર, મેં બોત કરૂં મિજબાની— તેરી. ૨.
તુમ જાવોગે કાના ધેનુ ચરાવન, મેં જાઉં જમુના પાની ;
નામ ન જાનો તો નામ બતાઉં, મેરો નામ રાધિકા રાની— તેરી. ૩.
પ્રીત કરો તો પ્રભુ એસી કીજે, જયું દૂધનમેં પાની ;
ચંદ્રસખી ભજો બાલકૃષ્ણ છબી, જોતમેં જોત મિલાની— તેરી. ૪.

---

## ઝીંઝોટી પદ ૪.

ગિરધર લાગે રામનીકો, કૃષ્ણ ·ર નંદજીકો. ટેક.
ગંઢ ગોકુલકી સધરી ગોપાલની, માથે માટ દહીંકો ;
ઘાટ ઘાટ પર આડો ડોલે, માગે દાણ મઇકો— ગિરધર. ૧.
કડવો તેલ કૃષ્ણકું ન દીજે, રાજ ખવૈઓ ઘીકો ;
માલ પરાયો મીઠો લાગે, ઘરકો લાગે ફિક્કો— ગિરધર ૨.
નામ ન જાણું મેં ગામ ન જાણું, શિર કેસરકો ટીકો ;
ગલે બેજંતી માલ બિરાજે, નામ ન જાણું ઉસીકો— ગિરધર. ૩.
અન્ન ન ભાવે નિંદ ન આવે, જીવડો રહેત અનીકો ;
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી, હરિ બિન સબ ગુણ ફિકકો–ગિરધર. ૪.

---

## ઝીંઝોટી પદ ૫.

મેંતો દેઉંગી લાલાજીસેં ગારી, એસી ગારી પ્રેમ પિયારી. ટેક.
દોઇ બાપ સકલ જગ જાને, તાકું સુરીનર વખાણે— મેંતો. ૧.
ભવા કુન્તા કહે નિહારી, જાયો કરણ કુંવારી— મેંતો. ૨.
બેન સુભદ્રા તિહારી જાની, અરજુન રૂપ લોભાણી— મેંતો. ૩.
ચંદ્રસખી હરિકી ગારી ગાવે, ભક્તિ અભેપદ પાવે— મેંતો. ૪.

---

## પદ ૬ સોરઠ.

તુમ ગુજરી બ્રજ નાર, હમારી દેદે બન્સુરીયાં. ટેક.
બાંસકી બની બાંસરી, બનકી લકડિયાં;
લગી મરમકી ચોટ, કલેજે ખુલ ગઇ પાંસરિયાં— તુમ. ૧.
દાદુર મોર બપૈયા બોલે, કોયલ કૈં કૈં કરે;
ઇન ગલી મતિ આલો સાંવરા, દુનિયા ભ્રમ ધરે— તુમ. ૨.
કાન ગુજરી ઝગડો કીનો, સુનજો સાજનિયાં;
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી, એલ્યો બન્સુરિયાં— તુમ. ૩.

---

## પદ ૭ રાગ કલ્યાણ.

સુરતપર વારી જાઉં નાગર નંદા. ટેક.
સબ સખીઅનમેં રાધાજી બડી હૈ, તીર્થમેં બડી ગંગા— સુરત. ૧.
સબ દેવનમેં માહાદેવ બડા હૈ, તારનમેં બડે ચંદા— સુરત. ૨.
સબ ભગતનમેં ભરત બડા હૈ, જોધનમેં હનુમંતા— સુરત. ૩.
બંદ્રાબનમેં રાસ રચ્યો હૈ, નૃત્ય કરત ગોવિંદા— સુરત. ૪.
આપ તો જાય દ્વારકાં છાઇ, હમકો બતાયો ઘર ધંધા— સુરત. ૫.
પેસ પતાલે કાલીનાગ નાથ્યો, ફણપર નૃત્ય કરંતા— સુરત. ૬.
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી, તુમ ઠાકોર હમ બંદા— સુરત. ૭,

---

## પદ ૮ રાગ કલ્યાણ.

ભજો મન રાધેનંદકિશોર. ટેક.
માત જસોદા પારને ઝુલાયે, હાથમેં રેશમ દોર— ભજો. ૧.
નંદ બાવાકે આંગનમેં ખેલત, ઘૂઘરનકી ઘમઘોર— ભજો. ૨.
જમુનાકે નીર તીર ધેનુ ચરાવે, બંસી બજાવે મુખ મોડ— ભજો. ૩.
મોર મુકુટ પીતાંબર સોહે, કુંડલકી છબી ઓર— ભજો. ૪.
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી, રાધેકૃષ્ણકી જોડ— ભજો. ૫.

---

## પદ ૯ રાગ ભૈરવી.

બેઠો અબ રાજા હોઇ, નંદકો પિયારો બેઠો અબ રાજા હોઇ. ટેક.
હાથીકોં મારે મલ પછાડે, કંસકોં દીઓ દબોઇ— નંદકો. ૧.
ચાર ટકા છુરીકા લેતો, ઘર ઘર ગાયું દોઇ— નંદકો. ૨.
બ્રજ બનિતાકો સંગ છાંડકે, રહ્યો કુબજાસંગ મોઇ— નંદકો. ૩.
ચાલો છોડો જસોદા ઘર ચાલો, બછરા લેવેગી ધાઇ— નંદકો. ૪.
ચંદ્રસખી ભજે બાલકૃષ્ણ છબી, કૃષ્ણ કૃષ્ણ કહી— નંદકો. ૫.

---

## પદ ૧૦ ઠુમરી.

ગોકુલકે આના છોડદિયા, શ્રીકૃષ્ણ મથુરામેં ગયે તો ગોકુલકા
આના છોડદિયા. ટેક.
અબ તો બિરાજે રત્નસિંહાસન, ગૌકા ચરાના છોડદિયા—શ્રીકૃષ્ણ. ૧.
અબ તો બાંધતહે ઢાલ તરવારાં, બંસીકા બજાના છોડદિયા—શ્રીકૃષ્ણ. ૨.
મેવા મિઠાઇકે ભોગ લગતહે, માખનકા ખાના છોડદિયા— શ્રીકૃષ્ણ. ૩.
ચંદ્રસખી ભજે બાલકૃષ્ણ છબી, હરખ નિરખ ગુન ગાયલિયા—
શ્રીકૃષ્ણ. ૪.

---

## પદ ૧૧ ઠુમરી.

બિગરી કોન સુધારે નાથ બિના—એ રાગ.

ગાગરિયાં જી ન ફોરો લાલજી, મેં તો દેઉંગી ગારી. ટેક.
હમ જમુનાજલ ભરન જાતરી, બીચ મિલે ગિરિધારી—ગાગરિયાં. ૧.
ગાગર ફોરી મેરી બૈયાં મરોરી, મોતિયનકી લર તોરી— ગાગરિયાં. ૨.
લેકર ચીર કદમ ચઢી બૈઠે, હમ જલમાહીં ઉગારી— ગાગરિયાં. ૩.
ચીર તુમારો જબ હમ દેંગે, જલસેં હો જાવ ન્યારો— ગાગરિયાં. ૪.
જલસેં ન્યારી હમ કેસેં હોવેં, તુમ પુરૂષ હમ નારી— ગાગરિયાં. ૫.
પુરઇન પત્ર પેહેરી રાધા નિકસી, કૃષ્ણ હસે દે તારી— ગાગરિયાં. ૬.
મથુરાકે સબ લોક હસત હૈ, ગોકુલકી સબ નારી— ગાગરિયાં. ૭.
તુમ તો છોટા નંદરાયકે, હમ વૃષભાન દુલારી— ગાગરિયાં. ૮.

જાય પુકારોં કંસરાયસેં, ભૂલજાઓ ઠકુરાઇ— ગાગરિયાં. ૯.
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી, તુમ જીતે હમ હારી—ગાગરિયાં. ૧૦.

## પદ ૧૨ આશા.

આજ સખી નંદનંદન પ્રગટે, ગોકુલ બજત બજાઇરી.
રોહિણી નક્ષત્ર માસ ભાદોકી, યોગ લગન તિથિ આઇરી. ટેક.
ગૃહગૃહસેં સબ બનિતા બનીકે, મંગલ ગાવત આઇરી;
જો જૈસે તૈસે ઉઠી ધાયે, આનંદ ઉર ન સમાઇરી— આજ સખી. ૧.
ચુવા ચંદન ઓર અરગજા, દધિકે કિચ મચાઇરી;
યમલાર્જુન વૃક્ષ ઉપારે, જસોમતી સુત ઉર લાઇરી— આજ સખી. ૨.
બંદીજન ગંધર્વ ગુણ ગાવે, શોભા બરણી ન જાઇરી;
ચંદ્રસખી ભજો બાલકૃષ્ણ છબી, ચરણ કમલ ચિત્ત લાઇરી-આજસખી.૩

---

## પદ ૧૩ રાગ આશા.

ચલો સખી વૃન્દાવન ચલીએ મોહન બેનુ બજાવેરી. ટેક.
બેનુ સુનત બ્રહ્માદિક મોહે, વેદ પઢન નહીં પાયેરી— ચલો. ૧.
બેનુ સુનત શિવશંકર મોહે, ધ્યાન ધરન નહિ પાયેરી— ચલો. ૨.
બેનુ સુનત સુર નર મુનિ મોહે, ભજન કરન નહિ પાયેરી—ચલો. ૩.
બેનુ સુનત ઇંદ્રાદિક મોહે, રાજ કરન નહિ પાયેરી— ચલો. ૪.
બેનુ સુનત જમુનાજલ મોહે, નીર બહન નહિ પાયેરી— ચલો. ૫.
બેનુ સુનત ગૌ બચ્છરા મોહે, દૂધ પીવન નહિ પાયેરી— ચલો. ૬.
બેનુ સુનત બ્રજ બનિતા મોહે, ઘર અંગનાં ન સુહાયેરી—ચલો. ૭.
બેનુ સુનત સબ ગોપિકા મોહે, ઝુંડ ઝુંડ ઊઠી ધાયેરી— ચલો. ૮.
બેનુ સુનત ખગ પંછી મોહે, ચુગા ચુગન નહીં પાયેરી— ચલો. ૯.
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી, હરિ ચરનન ચિત્ત પાયેરી-ચલો. ૧૦.

---

## પદ ૧૪ ધુન.

બાજે બાજે લાલ તોરી પૈજનિયાં, લાલ રૂન ઝુનિયાં.

પૈજનિયાં બાજૈ અધિક સોહાવે, મોહગયે સુર નર મુનિયાં—બાજે. ૧.
જસુમતી લાલજીકો ચલન શીખાવે, અંગુરી કર લિયે દોઉજનિયાં—બાજે. ૨.
પિત જુગલિયાં અંગપર સોહે, માથેકી ટોપી અધર બનિયાં—બાજે. ૩.
શિવ બ્રહ્મા જાકો પાર ન પાવે, તાહી નચાવત ગ્વાલનિયાં— બાજે. ૪.
છોટે છોટે ચરન ચતુર્ભુજ મૂરતિ, અલકે ઝુકી રહી નાગનિયાં—બાજે. ૫.
ચંદ્રસખી ભજે બાલકૃષ્ણ છબી, તીન લોકકે પ્રભુ ધનિયાં— બાજે. ૬.

## પદ ૧૫ ધુન.

ભજો સુંદર શ્યામ મુકુટ ધારી. ટેક.
બદન કમલપર કુંડલ ઝલકે, અલકેં સોહે ઘુંઘર બારી— ભજો. ૧.
ઉર વેજંતી માલ બિરાજે, વનમાલા સોહે ગુંજન બારી— ભજો. ૨.
કેસર ભાલ તિલક શિર સોહે, મોરલીકી છબી હે ન્યારી— ભજો. ૩.
પાયનમેં પૈજનિયા સોહે, ગદ ગદ આવત ગિરિધારી— ભજો. ૪.
બંસીબટ તટ રાસ રચ્યો હે, સંગ લિયે રાધા પ્યારી— ભજો. ૫.
બ્રંદાબન ખેલત ડોલત, વિહાર કરત હે વનમાલી— ભજો. ૬.
ચંદ્રસખી ભજો રાધાવલ્લભ, ચરણકમલકી બલિહારી— ભજો. ૭.

## પદ ૧૬ ધુન.

જય જય જસોદા નંદનકી, નંદનકી જગ બંદનકી— જય જય. ટેક.
ભાલ બિશાલ માલ મોતિયનકી, ઓર બિરાજે ચંદનકી— જય જય. ૧.
પૈઠી પતાલ કાલિનાગ નાથે, ફેનપર નરત કરાવનકી— જય જય. ૨.
જમુનાકે નીર તીર ધેનુ ચરાવૈ, હાથ લકુટિયા ચંદનકી— જય જય. ૩.
ઇંદર કોપ કિયેં બ્રજ ઉપર, નખપર ગિરિવર ધારનકી— જય જય. ૪.
કેસી મારે કંસ પછારેં, અસુરનકે દલ ભંજનકી— જય જય. ૫.
ઉગ્રસેનકોં રાજતિલક દિયો, રક્ષા કરી સબ સંતનકી— જય જય. ૬.
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજૈં, ભક્તવત્સલ ભૈ ભંજનકી—જય જય. ૭.
ઘંટા તાલ પખાવજ બાજે, ગહેરી ધૂન સબ સંતનકી— જય જય. ૮.

આપન જાય દ્વારકાં છાયે, પલ પલ લહર તુરંગનકી— જય જય. ૯.
આસપાસ રતનાકર સાગર, ગોમતી કરત કિલોલનકી— જય જય. ૧૦.
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી, ચરણ કમલ જગ બંદનકી—
જય જય. ૧૧.

---

## પદ ૧૭ રાગ સોરઠની હોરી.

તેંકયા બ્રજકો ઇજારદ્દાર, મોકું રંગમેં ભિંજાવત વાર વાર. ટેક.
તેં નંદરાયકો કાન હઠીલો, મેં અલબેલી બ્રજકી નાર— તેં કયા. ૧.
અંગુલી પકર મેરા પોંચાગી મરોરે, ચુરિયાં કરદીની ધાર પાર--તેં કયા. ૨.
વૃંદાવનકી કુંજ ગલીનમેં, રાધેકૃષ્ણ આયે ગાર ગાર— તેં કયા. ૩.
ચંદ્રસખી ભજો બાલકૃષ્ણ છબી, મેં તોરી દાસી વાર વાર— તેં કયા. ૪.

---

## હોરી પદ ૧૮ ઝીંઝોટી.

મેંતો કેસેં ભરલાઉં ગાગરીઆં, દેખો મોરી નંદલાલે ;
બિગારી ચુંનરીઆં મેંતો ટેક.
મેં જલ યમુના ભરન જાતરી, પ્યારેને ગેલ પકરીઆં— મેંતો. ૧.
શીરકત શીરકત નેહેરે આવત, લાલ કેસર રંગજ ભરીઆં— મેંતો. ૨.
ગ્વાલ બાલ સબ સંગ લીએરે, ખેલ મચાવત ભરીઆં— મેંતો. ૩.
ચંદ્રસખી ભજો બાલકૃષ્ણ છબી, ચરનકમલ ચિત્ત ધરીઆં— મેંતો. ૪.

---

## હોરી પદ ૧૯.

દેખો યમુનામેં બજ રહી બંસરી, મેંતો પાનિયાં ભરન
કેસે જાઉં મોરી સજની. ટેક.
હાથમેં તાલ ગુલાલ ફેંટમેં, દેખો કેસર લાયો ગસરી— મેંતો. ૧.
ચુઆ ચુઆ ચંદન ઓર અરગજા, ભૈયાં પકડ મોએ મસરી—મેંતો. ૨.
ચંદ્રસખી પ્રભુ ખેલ કરત હય, કુંજ કુંજમેં પસરી— મેંતો. ૩.

---

## હોરી પદ ૨૦ ઝીંઝોટી.

હોરી ખેલન આઇ રાધે પ્યારી, રંગમે ભિંજાવને સારી. ટેક.
પાંચ બરષકે કુંવર કનૈઆ, સાત બરસ રાધે ગોરી— હોરી. ૧.
ભર પિચકારી મુખપર ડારી, મેં તો ભિંજ રહી તન સારી– હોરી. ૨.
ચુઆ ચુઆ ચંદન ઓર અરગજા, સૈયાં કેસર ભરકે કટોરી– હોરી. ૩.
સાસુ જૂઠી મોરી નનંદ હઠીલી, નાનો દેવર દેવેગો ગારી— હોરી. ૪.
ચંદ્રસખી ભજો બાલકૃષ્ણ છબી, તુમરે જીતે હમ હારી— હોરી. ૫.

---

## હોરી પદ ૨૧ ઝંઝોટી.

ઇન સાંવરેકો લાજ નહીં, મોએ ગારી દીનીરે લાખનમેં — ટેક.
અંગુલી પકર મોરા પોંચાબી પકરા, મોરા જીયરા દિયારે હાથનમેં—
ઇન. ૧.
ફેંટ ગુલાલ હાથ પિચકારી, મોએ ડારી ગયોરે આંખનમેં— ઇન. ૨.
છલ બલ કરકે આયો અચાનક, મોએ લેરે ગયો વે કુંજનમેં—ઇન. ૩.
ચંદ્રસખી પ્રભો હોરી ખિલતહે, મોએ ખટકત હય ગોરે તનમેં—
ઇન. ૪.

---

## હોરી પદ ૨૨ રાગ કાફી.

ઝટકયો મેરો ચીર મુરારિ મુરારિ— ટેક.
ગાગર રંગ મેરે શિરપર લટકી, ચુરીઆ મરોરડારી સારી ;
રેશમ બંધ કસબકે ત્રુટે, ઝટ ગઇ કોર કિનારી ;
મિલો કોઇ બનકો ખિલારી, ઝટકયો મેરો ચીર મુરારિ. ૧.
સગરી પારોસણ સંગકી સાહેલી, કરૂં બિનતિ કરજોરી ;
એસી સીખ દેઇ સખીઅનકું, માને નહીં બનમારી ;
બ્રજકો બસવો ભારી, ઝટકયો મેરો ચીર મુરારિ. ૨.
બ્રંદાબનકી કુંજગલીનમેં, મોહન ખેલે હોરી ;
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી, ચરણ કમલ તિહારી ;
અબ રાખો લાજ હમારી, ઝટકયો મેરો ચીર મુરારિ. ૩.

---

## હોરી પદ ૨૩ રાગ કાફી.

ફાગનાં કેસેં ખેલું હોરી હોરી.
આયો ફાગન માસ નર ચલીન, કેસર ફૂલ ફૂલોરી;
પિયા બિના બસંત ન ભાવે, જોબન આગ જગોરી;
મોહે વિરહા ઝક ઝોરી, ફાગનાં કેસેં ખેલું હોરી. ૧.
કેશ તજું શિર બેશ તજું, આલી હાર તજું હૈયા કેરોરી;
મોતન લુંબ લટા સબ તજહઉં, જો પિયા આન મિલોરી;
નાંતો મેરો પ્રાન તજુંરી, ફાગનાં કેસેં ખેલું હોરી. ૨.
યું કરતે હરિ આયે અચાનક, ફાગન ખેલ ખેલોરી;
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી, ગ્વાલન રાસ રચ્યોરી;
મચ્યો રંગ ફાગન હોરી, ફાગનાં કેસેં ખેલું હોરી. ૩.

---

## હોરી પદ ૨૪ રાગ કાફી.

હમસેં મતખેલો હોરી, ભરી ગુલાલકી ઝોરી. ટેક.
બ્રંદાબનકી કુંજ ગલીનમેં, બૈયા પકર જક જોરી;
એ તેરી પ્રીત જલોરે કનૈયા, મેરી કુલકી મરજાદા તોરી;
નાજુક મોરી બાંઇ મરોરી, હમસેં મત ખેલો હોરી. ૧.
શિરકી ગાગરીઆં ઉતાર ધરીરે, મેરો મઇ પી ઢોર ચલોરી;
મેં તેરો કોન બિગાર કીઓ હય, મેરે ગલેકી ગેલરિયાં તોરી;
બિલખે રાધા ગોરી, હમસેં મત ખેલો હોરી. ૨.
બ્રંદાબનકી કુંજ ગલીનમેં, બેર બેર અટકોરો;
બરજ રહી બલ જોર ન ચાલે, આખર જાત ગોવારી;
ચરાવત બન ઢોરી, હમસેં મત ખેલો હોરી. ૩.
અબ મેર પડી મન મોહન, પિચકારી ભર છોરી,
ફગવા માંગ લીએ મન મૈઆં, ચંદ્ર સખી કર જોરી;
અબતો મેં ભઇરે તોરી, હમસેં મત ખેલો હોરી.

---

## પદ ૨૫ ગોડી.

હરિજીસેં કૌન દુહાવત ગૈયાં. ટેક.
કારે આપ કામરી કારી, આવત ચોર કન્હૈયા— હરિજીસેં ૧.
કનક દુહની સોહત હાથમેં, દુહન બૈઠે અધ પૈંયા— હરિજીસેં ૨
ખન દુહન ખન ધાર ચલાવત, ચિતવનમેં મુસ કૈયા— હરિજીસેં. ૩.
દોહન છોડી ગહે મેરો અંચલ, યેહી શીખાયો તેરી મૈયા–હરિજીસેં. ૪.
ચંદ્રસખી ભજુ બાલકૃષ્ણ છબી, ચરણ કમલ બલિ જૈયા-હરિજીસેં ૫.

---

## પદ ૨૬ ગોડી.

આજુ મેરે કહાં અટકે ગિરિધારી. ટેક.
ખોજત ફિરત જસોદા, ઘર ઘર કરત પૂછારી;
કારણ કૌન લાલ નહીં આયે, કંસ કાલ ભય ભારી— આજુ મેરે. ૧.
જુથ જુથ સખીઆં ચલી આઇ, દેત જસોદાજીકોં ગારી;
નંદ નંદનજીકો જોર જૂઠોનો, ખેંચત અંચલ સારી— આજુ મેરે. ૨
રૂમક ઝુમક મોહન ચલી આયે, નયન નીર ભરી બારી;
મુરલી મેરી છીન લૈ હૈ, ઇન સખીઅન મોહી મારી— આજુ મેરે. ૩.
હસી મુસકાય કહત રાધેજી, દોષણ નાહીં હમારી;
શ્યામસુંદર મૈં તુમ્હરે દરશકોં, ચંદ્રસખી બલિહારી— આજુ મેરે. ૪.

---

## પદ ૨૭ ગોડી.

બનસેં મોહન આવે, જસોદા મૈયા બનસેં મોહન આવે. ટેક.
હાથ લકુટિયાં કાંધે કામલિયાં, નવલખ ધેન ચરાવે— જસોદા. ૧.
મોરમુકુટ પીતાંબર શોભે, કુંડલકી છબી છાવે— જસોદા. ૨.
પચરંગી પાગ કેસરિયા જામા, મુખ મોરલી બજાવે— જસોદા. ૩.
તાલ મૃદંગ બેનુ જંત્ર બાજે, સુર તેંતીસું ગાવે— જસોદા. ૪.
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી, ચરણકમલ ચિત્ત ચહાવે- જસોદા. ૫.

---

## પદ ૨૮ ગોડી

દાઉજી બોત ખિજાવે, મૈયા મોહી દાઉજી બોત ખિજાવે. ટેક.
હમકોં કહત તમ મોલ કો લીઓ, અધરાતે ગોકુલ પઠાએ;
ગોરા બાવા નંદ ગોરી જસુમૈયા, કાળા તન કહાંસું પાવે—મૈયા. ૧.
બંદ્રાબનકી કુંજગલીનમેં, તહાં સંગ સંગ મોહી આવે;
જહાં જાઉં તહાં મેરે લાર પડત હૈ, મોહીકું સુખ નહીં આવે--મૈયા. ૨.
મેં ગૌવનકે સંગ જાઉં બનમેં, ગુવાલિયા સંગ પઠાવે;
ચંદ્રસખી ભજ બાલકૃષ્ણ છબી, ચરણકો ધ્યાન લગાવે— મૈયા. ૩

---

# છોટમ.

## પદ ૧ રામગ્રી.

જોને જગત કિરતારને, નથી એ પ્રભુ અળગો;
વેલો જોતાં વિશ્વનો, જઇ મૂળને વળગો— જોને જગત. ૧.
ભાસ જેવો ભાનુતણો, ત્રણે લોકમાં પડિયો;
ચંદ્ર તારા ચળકી રહ્યા, દેખે સહુની આંખડિયોં— જોને જગત. ૨.
વ્યાપક સઘળા વિશ્વમાં, એ છે અંતર જામી;
જીવ સકળ રહે જીવતા, એની સત્તા પામી— જોને જગત. ૩.
ઇશ્વરની સત્તા વડે, વદે વિધ વિધ વાણી;
ઓંકાર રૂપે એ હરિ, જપે જીવ તે જાણી— જોને જગત. ૪.
જળજંતુ જળમાં ઘણાં, ઉપજે જળ જોગે;
તે જીવે તેના વડે, મરે તરત વિજોગે— જોને જગત. ૫.
એમ પ્રભુને આશરે, જીવે સહુ પ્રાણી;
ઉપજાવે આપે વળી, પાળે પ્રિય જાણી— જોને જગત. ૬.
સુરતા સરજન હારની, સહુ ઠામે સરખી;
પરમ શક્તિ પ્રભુને વિષે, પ્રાણી જોને પરખી— જોને જગત. ૭.
ભૂલી પ્રભુને જે ભમે, તે અધમ અભાગી;
જન છોટમ જગદીશને, ભજરે ભ્રમ ત્યાગી— જોને જગત. ૮.

---

## પદ ૨ રાગ એજ.

નથીરે અજાણ્યું નાથનું, જે છે અંતર જામી ;
તું નથી લહેતો તેહને, એતો તુજમાં ખામી— નથીરે. ૧
વ્યાપક સઘળા વિશ્વમાં, જોને શક્તિ છે જેની ;
અણુએ અજાણ્યું નવ રહે, અદ્દભુત ગતિ એની— નથીરે. ૨.
વીજળી કેરા તારમાં, વાત જાય છે વહેલી ;
જાણ શક્તિ જગદીશને, જણવે કરતા પહેલી— નથીરે, ૩.
જીવન દોરી જીવની, જગદીશને હાથે ;
પ્રાણી માત્રના પિંડની, જાણ્ય સઘળી સાથે— નથીરે. ૪.
આપણે અંગે જે અડે, મન ઝટપટ જાણે ;
સહુના મનનું શ્રી હરિ, પરખે એજ પ્રમાણે— નથીરે. ૫,
જ્ઞાન ઇંદ્રી અને મન વડે, કૃત્ય જે જે કરવું ;
માઠું કરતાં મન વિષે, ઇશ્વરથી ડરવું— નથીરે. ૬.
પ્રાણીતણા પુણ્ય પાપનું, જેના હાથમાં પાનું ;
સાક્ષી સરવે કર્મનો, તેથી કયમ રહે છાનું— નથીરે. ૭,
હુકમ હરિનો શિર ધરી, કામ સઘળાં કરિયે ;
છોટમ તેની કૃપા થકી, ભવસાગર તરિયે— નથીરે. ૮.

---

## પદ ૩ રાગ પ્રભાત.

જાગ્યરે જીવ અજ્ઞાન આળસ તજી, જગત કરતારને લેને જાણી. ટેક.
નરદેહ નિરમિયો નીતિ સંભાળવા, આચરે અનીતિ તે અધમ પ્રાણી.
જાગ્યરે. ૧.

વિશ્વ કર્તા તણું દીસે ડાહપણ ઘણું, સુખકર સરજિયો સૂરજ જેણે ;
તેજ ફેલે અતિ વાયુ છાદન વતી, આંખ્ય સહુ દેખતી થાય એણે—
જાગ્યરે. ૨.

ધન્ય દયાળને ધરણી કેવી રચી, સિદ્ધ પદારથ યુક્તિ સારી ;
વિવધ પ્રકાર વનમાંહિ વનસ્પતિ, અખિલ છે અમિત આનંદકારી—
જાગ્યરે. ૩.

પોષવા સર્વને નીર પેદા કર્યું, વ્યોમ માંહી રચી મેઘમાળા ;
ચંદ્ર આકર્ષણે સિંધુ ભરતી ચડે, જાય એ જુક્તિથી વા'ણ વાળા—
જાગ્યરે. ૪.

જ્યોતિષ ચક્ર તું જોને આકાશમાં, દીસતા દિવ્ય અનંત તારા ;
એજ ઉપયોગી છે સરવ સંસારને, ધન્યહે સૃષ્ટિ સરજનાર સારા—
જાગ્યરે. ૫.

તાહરો દેહ તું જોને કેવો કર્યો, અદ્‌ભૂતતા ઘણી છેજ એમાં ;
સરવ વિષયો તણું જ્ઞાન બહુ થાય છે, તત્ત્વ મોટું કર્યું ચિત્ત તેમાં—
જાગ્યરે. ૬.

બુદ્ધિયે નિશ્ચય થાય બહુ વાતના, એ થકી અધિક ઉદયોગ સૂજે ;
એજ સરજનારને મૂઢ સમરે નહિ, મંદ મતિ મલિન પાખંડ પૂજે—
જાગ્યરે. ૭.

સરજનહારનું જ્ઞાન સોહામણું, સરવને સમજવા યોગ્ય સારૂં ;
છોટમ સઘ સંસારથી ઉદ્ધરે, વચન સુવિચારથી માને મારૂં—
જાગ્યરે. ૮.

---

## પદ ૪ પ્રભાતિયું.

( જીભલડીરે તને હરિ ગુણ ગાતાં ) એ રાગ.

હે રસના જશ ગાને હરિના, સફળ કરી લેને વાણીરે ;
વિદ્યા વિનય વિવેક વિચારી, વિશ્વંભર લે વખાણીરે— હે રસના. ૧.
અમથી શું અપશબ્દ ઉચારે, લૂખી સઘળી લવરીરે ;
નેક વની નિંદા કરતાં, તું નથી રહેતી નવરીરે— હે રસના. ૨.
જૂઠા જનને સંગે જઇને, કૂડી કથની કાઢેરે ;
પરનાં છિદ્ર પ્રકાશ કરીને, વેર વધારી વરાઢેરે— હે રસના. ૩.
સારો મારગ સત્ય ધરમનો, આડું બોલી ઉછેદેરે ;
તે રસના તરવાર તુલ્ય છે, કીર્તિ કવચને ભેદેરે— હે રસના. ૪.
પાપ તાપ સંતાપ સમાવે, તન મન શીતલ કરતીરે ;
ધન્ય જીભ તો તેને કહિયે, વાણી વિમળ ઉચરતીરે— હે રસના. ૫.

દીનદયાળ દયાનિધિકેરા, જે જિહ્વા ગુણ ગાશેરે;
કહે છોટમ કુળ કોટિક તેનાં, પ્રીતે પાવન થાશેરે— હે રસના. ૬.

---

## પદ ૫ રાગ એજ.

કાન કથામૃત પાન કરી લે, અર્થ વિચારીને એનોરે;
જે જે શબ્દ આવે તુજમાહીં, તોલ કરી જોને તેનોરે— કાન. ૧.
વેદતણું શ્રુતિ નામ વદે છે, તેજ નામ છે તારૂંરે;
શ્રી પ્રભુના ગુણ ગાન સાંભળી, જો તુંને લાગે સારૂંરે— કાન. ૨.
આતમ અનાહત હોયે જેમાં, તેવી તજવી વાણીરે;
શું થયું મેઘ ઘણેરો ગરજે, પામિયે નહિ કાંઇ પાણીરે— કાન. ૩.
ધર્મ બ્રહ્મની વાતો સુણતાં, ઉત્તમ ગુણ બહુ આવેરે;
અંતરનું અંધારૂં નાસે, ચિદાનંદ ચિત્ત ભાસેરે— કાન. ૪.
કથા સુણંતાં કરતા કેરી, પાપ પુંજ સહુ નાશેરે;
કહે છોટમ સુવિવેક કરેતો, બ્રહ્મ સર્વદા ભાસેરે— કાન. ૫.

---

## પદ ૬ સારંગ.

"જનની જીવોરે ગોપી ચંદની" એ રાગ.

જગમાં તેં જનમીને શું કર્યું, ઓળખ્યો નહીં અવિનાશજી;
જૂઠામાં ખોયું તેં જીવડા, પડયો કાળને પાશજી— જગમાં. ૧.
દાન દયા સત્ય શીલતા, એવું નાં આવ્યું ઉરજી;
જગકર્તાને જાણ્યા નહીં, કામ કીધાં તે ક્રૂરજી— જગમાં. ૨.
ધંધો કરી ધન મેળવ્યું, બાંધ્યા મોટા માળજી;
પ્રભુ ન ભજ્યારે પાપિયે, કાલે ઝડપશે કાળજી— જગમાં. ૩.
વ્યવહાર વટના વરા કર્યા, મમતા બાંધીને મંદજી;
ગરવથી પુણ્ય અફળ ગયું, ગાયા નહીંરે ગોવિંદજી— જગમાં. ૪.
સાચાને જૂઠોરે પાડવા, લીધી લોકોની લાંચજી;

મહીષ મારકણા શ્યો મસ્તછો, નથી ઇશ્વરની આંચજી—: જગમાં. ૫.
કીટ જેવારે વર્ષા કાળના, ઉપજે ત્યમ અલપાયજી ;
એમ બ્રહ્મને ભજ્યા વિના, જમને ઘેર જીવ જાયજી— જગમાં. ૬.
ધિક્ ધિક્ તારા ધર્મને, મનમાં પાપનાં મૂળજી ;
શુદ્ધ વિચાર ન આવિયો, ધર્મ માન્યો તેં ધૂળજી— જગમાં. ૭.
સારૂં આચરવું ન સૂઝિયું, કરતાં કૂડી કુળ રીતજી ;
છોટમ પ્રભુ એક સત્ય છે, બીજું સરવ અનિત્યજી— જગમાં ૮.

---

## પદ ૭ રાગ એજ.

મોટપ મૂકોરે મન થકી, અનરથ મૂળ અભિમાનજી ;
સમરથ સરજન હાર છે, ધરવું તેહનું ધ્યાનજી— મોટપ. ૧.
કોઇ મોટા કારભારથી, કોયને જરતાણું જોરજી ;
અધરમે ધન કર્યું એકઠું, અંતે ઇશ્વરના ચોરજી મોટપ. ૨.
કોઇક મોટારે કરામતે, બુદ્ધિ બળથી પ્રચંડજી ;
ભજન વિના ભય નહિ ટળે, જડશે જમ કેરા દંડજી— મોટપ. ૩.
ફૂલ્ય ન સાંખે ફૂલની, તજે તરુવર તેહજી ;
માટે ન ફૂલીશ માનવી, ખરશે ક્ષણ માહીં દેહજી— મોટપ. ૪.
પરવશ સહુનારે પિંડ છે, જીવન ચપલ જરૂરજી ;
ઝબકી જાયેરે જેવી વીજળી, એવું જાણી લે ઉરજી— મોટપ. ૫.
મૂઢ જાણે મરવું નથી, મોટપ મનમાં અપારજી ;
કાળ ભયંકર કઠણ છે, કરે છેત્રીને છારજી— મોટપ. ૬.
નાનપણે ગ્રહો નમ્રતા, ભાવ ભક્તિને જ્ઞાનજી ;
જગત કરેલું જગદીશનું, સુખ સહુને સમાનજી— મોટપ. ૭.
ઇશ્વર જેણે ઓળખ્યા, તે નર મોટા મહંતજી ;
બીજા બચારાએ શું બન્યું, રહ્યો અપરાધી જંતજી— મોટપ. ૮.
ભક્તિ થકી જે મોટા થયા, તેનું નવખંડે નામજી ;
ભજ છોટમ ભગવંતને, મળશે મોટેરૂં ઠામજી— મોટપ. ૯.

---

## પદ ૮ રાગ એજ.

ભક્તિ મારગ સહુથી ભલો, ચાલે કોય ચતુરજી;
હરદમ હરિ નવ વીસરે, ભાવ રહે ભરપૂરજી— ભક્તિ. ૧.
ચાલ ન ચૂકેરે ચિત્તથી, આગળ એવી છે ટેકજી;
નિમિશ ન ભૂલેરે નાથને, જેનો વિમળ વિવેકજી— ભક્તિ. ૨
સત્ય ધર્મ શીલ શોભતું, નિર્મળ પુન્યે પવિત્રજી;
દ્વેશ નહીં કોય લોકસું, માને સરવને મિત્રજી— ભક્તિ ૩.
ધ્રુવ અમ્બરીષ પ્રહલાદને, જુવો જનક વિદેહજી;
ચિત્રકેતુ ચંદ્રહાસ છે, ભળ્યા ભક્તિમાં તેહજી— ભક્તિ. ૪.
અલર્ક અરજુન ને બળી, વિભીષણ ને વિદુરજી;
ભીષ્મ પરીક્ષિત ભૂપતિ ઉદ્ધવને અંક્રૂરજી— ભક્તિ ૫.
રાજ રીતીમાં સહુ રહ્યા, કહાવ્યા મ્હોટા મહંતજી;
ધર્મ પાળ્યો ધરણી વિષે, સરવ શિરોમણી સંતજી— ભક્તિ. ૬.
ઇશ્વર લીધા ઓળખી, સાચા સરજનહારજી;
અન્યનો જે કરે આશરો, ભક્તિ તેની વ્યભિચારજી— ભકિત. ૭.
અનન્યપણે રે ઉપાસના, એક દેવ અખંડજી;
બીજાં સાધન સહુ પાંગળાં, પૃથ્વી માંહીં પાખંડજી— ભક્તિ, ૮.
એવી ભક્તિનો આદર કરો, મોઘો નર તન જાયજી;
અફળ ગયા તે અભાગિયા, જમને હાથે પીડાયજી— ભક્તિ. ૯.
સાચી ભક્તિ સુવિચારથી, કરી જાણે જો કોયજી;
કહે છોટમ પ્રભુ પામશે, મહા મુક્ત તે હોયજી— ભક્તિ. ૧૦.

---

## પદ ૯ રાગ એજ.

સાચા પ્રભુજીને સેવિયે, કલ્પિત ખોટા કરોડજી;
જગત રચ્યું જેણે જુક્તિયે, જેની નહીં કોય જોડજી— સાચા. ૧.
વ્યાપક સઘળા વિશ્વમાં, હરિ હાજરા હજુરજી;
સમીપ રહી સહુ સાચવે, દુરિજન જાણે દૂરજી— સાચા. ૨.
રચના તીહાં રચનાર જે, કાર્ય તીહાં કરનારજી;

રક્ષ્ય તીહાં રક્ષક દાસ, સૃષ્ટિ તીહાં સૃજનારજી સાચા. ૩.
વિશ્વાસ તીહાં વિશ્વંભર સદા, એવું કહે મુનિ લોકજી ;
પોષક સરવ પ્રજાતણો, સહુને જાણે છે સોયજી— સાચા. ૪.
નિયમ બાંધ્યો જેણે સર્વનો, નિશ્ચે નિયંતા એકજી ;
તૃણ નવ હાલે હુકમ વિન્યા, એવા નથીરે અનેકજી— સાચા. ૫.
અદ્ભુત સામર્થ એહમાં, કળા કોટિ અનંતજી ;
અગણિત અંડ ઉત્પન્ન કરે, આણે ક્ષણમાંહી અંતજી— સાચા. ૬.
સ્વર્ગ વૈકુંઠ લોક છે, અક્ષર ધામની આદજી ;
દેહધારી ત્યાં દેવને, ભિન્ન પંથના વાદજી— સાચા. ૭.
વચન વિચારોને વેદનાં, સત્ચિદ આનંદ કંદજી ;
છોટમ તે પ્રભુ સરવનો, ગુણાતીત ગોવિંદજી— સાચા. ૮.

---

## પદ ૧૦ રાગ એજ

શું સમજ્યો શઠ ગુરુ થકી, ન થયું બ્રહ્મનું જ્ઞાનજી ;
મમતા માંહીં મચી રહ્યો, અનિત્યનું અભિમાનજી— શું. ૧.
સ્થૂળ સૂક્ષ્મને કારણતણો, ન લહ્યો મૂળ વિચારજી ;
હું હું કરે છે તે શું હશે, શોધી નાં લહ્યો સારજી— શું. ૨.
ક્ષરને આરાધે ખરે ખરો, અક્ષર પદનો અજાણજી ;
ચર્મના રંગને ચિંતવે, વૃથા વહી જાએ પ્રાણજી— શું. ૩.
સરજે પાળે ને સંહારે, એવો કરતા અરૂપજી ;
લક્ષ્ય ન લાધ્યોરે તે તને, ભટકે ભવકૂપજી— શું. ૪.
નામ જપે છે જિહ્વા વડે, નથી નામીની જાણજી ;
ધામ તો કલપેલાં સાંભળ્યાં, અંતે કર ગ્રહે કોણજી— શું. ૫.
જીવતાં જથારથ નાં લહ્યું, મુવે માને છે મોક્ષજી ;
વાતે વેહેમાયોરે બાપડો, પ્રભુ જાણે પરોક્ષજી— શું. ૬.
અનુભવી ગુરુ જો આવી મળે, આપે તત્વ વિચારજી ;
છોટમ સદ્ ચિદ્ રૂપને, જીવત જુવે નિરધારજી— શું. ૭.

---

## પદ ૧૧ રાગ બિલાવર.

**ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો,**

શું કર્યું જનમી સંસારમાં, ખોયો દુર્લભ દેહ ;
મોટું સુખ જેથી મળે, તે તો ના થયું તેહ— શું કર્યું. ૧.
સ્વર્ગનાં દ્વાર ઉઘાડવા, સાધી ના શકયો ધર્મ ;
નાખે અંતે લેઇ નર્કમાં, કીધાં એવાં તેં કર્મ— શું કર્યું. ૨.
મૂળ ઉછેદે મોહનાં, એવા ગુરુતણું જ્ઞાન ;
ઉરમાં ન આવ્યું અભાગ્યથી, ન ધર્યું બ્રહ્મનું ધ્યાન—શું કર્યું. ૩.
તપમાં તો ઘડિયે તપ્યો નહીં, તપ્યો ત્રિવિધ તાપ ;
પુણ્યનાં સાધન ના કર્યાં, કર્યું પૂરણ પાપ— . શું કર્યું. ૪.
દાન ન દીધાં દીનને, દીધાં દુર્બલને દુઃખ ;
કોટિ જનમ ભજી કામના, તોહે ભાંગી ન ભૂખ— શું કર્યું. ૫.
ક્ષણભંગુર ભોગ કાજે ભમ્યો, થયો કાળનો ભોગ ;
અક્ષય સુખ આપી શકે, એવો ના સાધ્યો જોગ— શું કર્યું. ૬.
તન મન ધનથી દુષકૃત કર્યાં, સુકૃત નાં કર્યું કાંય ;
મરણ પછી મારૂં શું થશે, એવું નાવ્યું મનમાંય— શું કર્યું. ૭.
તૃષ્ણા તો જીર્ણ થઇ નહીં, થયું જીર્ણ શરીર ;
શ્વાસનું સત્વ ઝરી ગયું, જેવું કુમ્ભનું નીર— શું કર્યું. ૮.
કાળ તો કયાંય ગયો નહીં, ગયો આપે બહુવાર ;
અપરાધ કીધા અનેકના, મળ્યો જમડાનો માર— શું કર્યું. ૯.
વચન ન પાળ્યાં વેદનાં, ગુરુ આજ્ઞા આધીન ;
વનિતાને વશ થઇ વરતિયો, મન વચન મલિન— શું કર્યું. ૧૦.
કષ્ટ સહ્યાં કોટિ ભાતનાં, સહ્યાં શીત ને તાપ ;
ધર્મનો શ્રમ સહ્યો નહીં, ભૂલ્યો બ્રહ્મનો જાપ— શું કર્યું. ૧૧
નિષ્ફળ કર્મ કરી મુવો, ફળ ના મળ્યું કાંય ;
ચપળ આયુષ તો ચાલી ગયું, જેવી વાદળની છાંય— શું કર્યું ૧૨.
એક સો વર્ષનું આઉખું, વિધિયે કર્યું નિર્માણ ;
અરધું ગુમાવ્યું તેં ઊંઘમાં, વહ્યો ફોકટ પ્રાણ— શું કર્યું. ૧૩.

બાર વર્ષ ગયાં બાલ્યમાં, વૃદ્ધતા માંહીં વીશ;
શેષ ગયાં સંતાપમાં, ઉદ્યમમાં અહોનિશ— શું કર્યું. ૧૪.
વારે વારે વાહ્યો ગયો, કર્તા કર્મનો ભોગ;
છોટમ સમજી હવે કરો, પ્રભુ મળવાનો જોગ— શું કર્યું. ૧૫.

---

## પદ ૧૨ રાગ એજ.

ધર્મ વિચારોરે ધર થકી, તજી કપટ તમામ;
પડતાં ધારે જે પાપમાં, ધર્મ તેનું છે નામ— ધર્મ.
કર્તાએ સૃષ્ટિ પ્રથમ કરી, રચી સ્થિર ચર જાત;
મોટો બનાવ્યો રે માનવી, વિશ્વમાં જે વિખ્યાત— ધર્મ.
નાયક નરને સરજિયો, આપ્યું જ્ઞાન વિશેષ;
વાણી આપી શબ્દ બોલવા, દીધો હિત ઉપદેશ— ધર્મ.
ચરણ આપ્યાં દેવે ચાલવા, ગ્રેહેવાને હાથ;
ધણુયે તો રાખવા ધારણે, સોંપ્યો ધર્મ તે સાથ— ધર્મ.
હિતનાં વચન આદિ દેવનાં, તેનું નામ છે વેદ;
અવળે ચાલે તે અધર્મી બને, અંતે થાય ઉચ્છેદ— ધર્મ.
સત્ય દયા તપ શૌચ છે, પગ ધર્મના ચાર;
જેના હૃદયમાં એ રહ્યા, ઉત્તમ તેનો આચાર— ધર્મ.
ચાર ચરણ છે અધર્મના, વેંમ મદ ને કુસંગ;
અનૃત પેસે જો અંગમાં, કરે ધર્મનો ભંગ— ધર્મ.
સત્ય વસે જો શરીરમાં, સૂઝે સાચો વિચાર;
બુદ્ધિ પ્રકાશ વધે બહુ, ઝાલે કર કિરતાર— ધર્મ.
શશી વિના જેવી શર્વરી, વિના દીપક ધામ;
સત્ય વિના એમ જાણવો, નર દેહ ન કામ— ધર્મ.
સત્યવાળો નર સર્વને, લાગે વહાલો વિશેષ;
પ્રીતિ પ્રતીતિ કરે સહુ, શોભાવે નિજ દેશ— ધર્મ.
અતિ મહિમા સારી આબરૂ, પામે સાચા સુજાણ;
જશ બહુ વાધે જગતમાં, કરે વિશ્વ વખાણ—

રાખે ભરૂસો ભૂપતિ, ભારે સોંપે ભંડાર ;
સાચાને મળવો સ્હેલ છે, પ્રભુ સરજન હાર— ધર્મ.
સાચ વસે જો શરીરમાં, પ્રાણી હોય પવિત્ર ;
સદ્ગુણ સઘળા સાચમાં, માને માનવ મિત્ર— ધર્મ.
જીવ ઉપર દયા જેહુને, ટાળે દીનનાં દુઃખ ;
તન ધન ને વાણી વડે, આપે સર્વને સુખ— ધર્મ.
ઇચ્છે ભલું અંતર વિષે, કરવા સહુનું કલ્યાણ ;
અવગુણ ના ધરે ઉર વિષે, દયા તેજ પ્રમાણ— ધર્મ.
દેહ ધરી દુનિયા વિષે, ઇચ્છે પર ઉપકાર ;
સફળ જનમ તે જન તણો, તેના સફળ વિચાર— ધર્મ.
જપ તપ સાધને શું થયું ? દયા જો નવ હોય ;
દાંનવ જેવો દેવને, પ્રિય લાગે નવ કોય— ધર્મ.
પંથ પ્રપંચી તેહુનો, દયા જેમાં ન લેશ ;
દંભી ફરે દુનિયા વિષે, કરે જીવને કલેશ— ધર્મ.
નિબંળ દેખી ઘણાં નડે, એવા અધમ અપાર ;
નરકે પડે નર તે સદા, મારે જમડાઓ માર— ધર્મ.
કષ્ટ સહે ધર્મ પાળતાં, તપ તેનું છે નામ ;
બીજા દંભ અનેક છે, તેણે સુધરે ન કામ— ધર્મ.
તપ કરી તન દૃઢ જે કરે, જીતે ઇન્દ્રી ને પ્રાણ ;
મન વશ રાખે પોતા તણું, હોય ચતુર સુજાણ— ધર્મ.
સુખ દુઃખ સમ કરીને ગણે, સમ હરખ ને શોક ;
ધીરજ ધર્મ ચૂકે નહિ, એવા નર તો કોક— ધર્મ.
શૌચ ક્રિયા સઘળી કરી, રાખે શુદ્ધ શરીર ;
મેલ ધુએ પછી મન તણો, જ્ઞાન નીરથી વીર— ધર્મ.
એવો ધર્મ ઉરમાં ધરે, પ્રાણી તેહ પવિત્ર ;
સફળ જીવન આ જગતમાં, ચારૂ તેનાં ચરિત્ર— ધર્મ.
વેદ વચન થકી ધર્મને, પંથે ચાલશે જેહ ;
છોટમ પ્રભુને જે ભજે, તરે ભવ જળ તેહ— ધર્મ.

---

## પદ ૧૩ ગરબી.

**અલબેલીરે અંબે માત, જોવાને જઇએ. એ રાગ.**

માનવનું સુધરે મન, જો સતસંગ મળે;
જાણીને કરજો જતન, તનના તાપ ટળે. ટેક.
તાપ ટળે ને પાપ બળે છે, લહે ધર્મનો મર્મરે;
વિદ્યા વિનય વિવેક વધારે, કરતાં ઉત્તમ કર્મ— જો સતસંગ મળે. ૧.
પારસનો ગુણ કહે છે પ્રાણી, લોહનું કંચન થાય રે;
તેતો સારા જનની સંગે, પશુબુદ્ધિ પલટાય— જો સતસંગ મળે. ૨.
કામધેનુ કોય જગમાં કેવી, પૂરણ કરતી કામરે;
દેવ ગાય એ દુનિયામાહીં, ગુરુવિદ્યાનું નામ— જો સતસંગ મળે. ૩.
કલ્પવૃક્ષ ચિંતામણિ કહિયે, આગળ હુંતા એહરે;
એવા ગુણ છે ગુરુ વિદ્યામાં, તમે સમજજો તેહ—જો સતસંગ મળે. ૪.
બાવન અક્ષર બાવન ચંદન, નહિ બીજું નિરધારરે;
અક્ષર પ્રભુ સર્વની આદ્યે, તે જાણો ઓંકાર— જો સતસંગ મળે. ૫.
આંખ્યો છે એ અંતઃકર્ણને, વિદ્યા અને વિવેકરે;
વચન પ્રકાશ વડે જો ઉઘડે, ઉપજે સૂઝ અનેક— જો સતસંગ મળે. ૬.
કાગતણાં કુકર્મ તજાવે, હંસતણો ગુણ હોયરે;
સર્વ સાર પય પાન કરી લે, તુચ્છ તજે જ્યમ તોય—જો સતસંગ મળે. ૭.
શીલવંત સતધર્મ આચરે, સ્વર્ગતણા તે વાસીરે;
એવા નરની સેવા સારૂં, કરિયે તીરથ કાશી— જો સતસંગ મળે. ૮.
સારાં લક્ષણ જેમાં સઘળાં, તે સાધુ કહેવાયરે;
એવા નરને બાને બીજા, ઢુંગી ધૂતી ખાય— જો સતસંગ મળે. ૯.
પામરને નવ હોય પરીક્ષા, છળથી તે છેતરાયરે;
અંધો અંધતણો કર ઝાલે, તે બંને અથડાય— જો સતસંગ મળે. ૧૦.
પેટ કાજ પાખંડી સઘળા, લે સાધુનો વેશરે;
કાગ કોકિલા સરખા રંગે, લક્ષણ ન મળે લેશ—જો સતસંગ મળે. ૧૧.
પ્રથમ પરીક્ષા પ્રીતે કરિયે, વળતી કરિયે સંગરે;
કહે છોટમ સજ્જનને મળિયે, ઉલટ આણી અંગ—જો સતસંગ મળે. ૧૨.

---

## પદ ૧૪ ગરબી રાગ એજ.

ચેતીને ચાલો રાજ, કહું તે કાન ધરો;
આ અવસર આવ્યો આજ, કાંઇ વિચાર કરો. ટેક.
પગ નીચેની રજના જેવું, એવું જાણો ધનરે;
ઉડી જાતાં વાર ન લાગે, માનો સાચું મન— કહું તે કાન ધરો. ૧.
ડુંગરમાંથી નદી નીકળતી, તેનો વેગ વિશેષરે;
એમ જવાની જાતી રહેશે, કાળા નહીં રહે કેશ—કહું તે કાન ધરો. ૨.
આયુષ ચપળ અતિશે એવું, જળબિંદુ સમ જોયરે;
જીવિત ફેન સરીખું જાણો, એમાં સ્થિર નહીં કોય-કહું તે કાન ધરો. ૩.
માટે શાણા સમજી લેખો, મહાવિદ્યાનો મર્મરે;
સ્વર્ગ દ્વાર ઉઘાડી આપે, સેવો એવો ધર્મ— કહું તે કાન ધરો. ૪.
અજાણ થઇ આળસમાં રહેશો, ખાશો મોટી ખોટરે;
જરા આવીને વીટાઇ વળશે, કાળ ચલાવશે ચોટ-કહું તે કાન ધરો. ૫
પાછળથી પસ્તાવો કરશો, વાત જશે સહુ વ્યર્થરે;
ઘર લાગ્યું ને કૂપ ખોદાવો, એમ સરે નહીં અર્થ--કહું તે કાન ધરો. ૬.
જ્યાં લગી દેહ બન્યો છે સારો, મરણ તણી છે વારરે;
ત્યાં સુધી દ્રઢ ધાર ધર્મને, કર ઝાલે કિરતાર— કહું તે કાન ધરો. ૭.
પ્રાણ ગયા પાછળ શું થાશે, ઘસતા રહશો હાથરે;
આ સંસારતણા જે સ્નેહી, કોય ન આવે સાથ-- કહું તે કાન ધરો. ૮.
આગળ ઘણા કહી ગયા એવું, મોટા મુનિ મહંતરે;
જે સમજ્યા તે સુખમાં ઝીલ્યા, સારા કહાવ્યા સંત-કહું તે કાન ધરો. ૯.
મોટો ધર્મ સર્વ માણસને, સારતણું છે સારરે;
જન છોટમ શુદ્ધ ભાવ ધરીને, ભજવો સરજન હાર-કહું તે કાન ધરો.૧૦.

---

## ગરબી ૧૫.

**મારગડો મેલોરે મોહનલાલજી— એ રાગ.**

મારગડો ઝાલોરે મહા પુરૂષોતણો, સમજી લેજો સર્વનો સિદ્ધાંતજો;

તત્ત્વમસિ એ મહા વાક્ય છે વેદમાં, લક્ષ લેઇને સજ્જન થાજો શાં-
તજો—મારગડો. ૧.

એ રસના ભોગીરે કોઇક અનુભવી, બીજા સર્વે દેખાદેખી ગાયજો ;
લક્ષ્ય વિના ગુરુ લવતા દીસે લોકમાં, તેણે શ્રોતાજનનું કામ ન થાય
જો-મારગડો, ૨.

ગ્રંથ સુણીને જ્ઞાની થઇ ગરજે ઘણાં, જ્ઞાનવિના નહીં આપતણો
ઉદ્યોત જો ;
વસ્તુતણો તો નિશ્ચય નહીં વાચાલને, પ્રકાશ ન કરે ચિત્રામણની
જ્યોત જો—મારગડો. ૩

વાણીનો દાતાર રેહે છે વેગળો, પોષે સહુ તે રહ્યો પરાની પારજો ;
વસ્તુને જાણી ન શકે તે વૈખરી, સમજી લેવો સદ્ગુરુ શબ્દ વિચારજો-
મારગડો. ૪.

નિરગુણ છે જગનાથ નિરંજન એકલો, અનંત શક્તિ અગણિત
ગુણ આગારજો ;
તે પ્રભુજીને પરખી ભજવો પ્રીતથી, સફળ થાય છે તે નરનો
અવતારજો—મારગડો. ૫.

સગુણ થઇને જ્ઞાન પ્રગટ પોતે કરે, તે કહેવાય વ્યાસાદિક અવતારજો ;
નિજરૂપે જગનાથ અખંડ સ્વરૂપ છે, છોટમ સમજી ભજિયે જગ-
કિરતારજો—મારગડો. ૬.

---

## પદ ૧૬ ગરબી.

**હરિ ભજન થકી છોટા હોય તે સહુથી મોટા થાય. એ રાગ.**

સદ્ગુરુ મળતાં, ભવ બંધનની ભ્રાંતિ સર્વે જાય છે ;
મહાવાક્યતણો, લક્ષ્ય લહ્યાથી જીવ શિવ એક થાય છે. ટેક.
સુપનામાં સિંહ જુવે જ્યારે, તન કંપે છે તેનું ત્યારે ;
જાગ્યાથી સહુ જૂઠું ધારે— સદ્ગુરુ મળતાં. ૧.
જો જ્ઞાન રજ્જુનું નહીં જેને, ભયકાર ભુજંગ લહે તેને :
દીપકથી દુઃખ મટે એને— સદ્ગુરુ મળતાં. ૨.

મુખ દીસે દરપણમાં જાતું, પછી સંપુટથી હોય ખીડાતું;
નથી બંધનથી મુખ રૂંધાતું— સદ્‌ગુરુ મળતાં. ૩.
જે બુદ્ધિમાં અજ્ઞાન રહે, તે ચેતનનું પ્રતિબિંબ ગ્રહે;
તેને જીવરૂપ સદ્‌ગ્રંથ કહે— સદ્‌ગુરુ મળતાં. ૪
જો મૂળ સહિત અજ્ઞાન ટળે, તો બિંબવિષે પ્રતિબિંબ મળે;
કહે છોટમ બ્રહ્મમાં જીવ ભળે— સદ્‌ગુરુ મળતાં. ૫.

---

## પદ ૧૭ ગરબી

હો જીવ અજાણ, જો આયુષ નદીના પુર જેવું જાય છે;
ગણ ગણિત પ્રમાણ, ઘડી દિવસને માસ વરસ વહી જાય છે. ટેક.
પિંડ ચાલે છે જે પ્રાણ વડે, જે ઝાઝે મૂલે કહીં ન જડે;
શીદ પથ્થર ટાંકે પારસ વડે— હો જીવ. ૧.
તું ફોકટ શું હિંડે ફરતો, નિત નિંદા ને ચાડી કરતો;
તું દેવથકી નહીં શે ડરતો— હો જીવ. ૨.
મળ્યો મનુષ દેહ તુજને મોટો, બળ બુદ્ધિમાં જન્મ કર્યો ખોટો;
લાભ ખોયો ને લીધો ટોટો— હો જીવ. ૩.
તેં પૂઠ કરી પરમારથમાં, મહાલ્યો મુકર સુખ જોઇ સ્વારથમાં;
આવો અવસર ખોયો અનરથમાં— હો જીવ. ૪.
જ્યારે કટક આવશે કાળતણું, તે ઝટ ઘટ લેશે ઘેરી ઘણું;
માટે ઇશ્વર ભજને ક્ષણું ક્ષણું— હો જીવ. ૫.
તું બ્રહ્મ ગણે છે પોતાને, વળી નાસ્તિક થઇને ના માને;
ત્યારે સુખ દુઃખ દંડ મળે કોને ?— હો જીવ. ૬.
મિથ્યા મૂકીદે મત તારો, છે સમરથ ઇશ્વર સૃજનારો;
ભજ છોટમ ભવભય હરનારો— હો જીવ. ૭.

---

## પદ ૧૮ ગરબી.

તારા તનમાં તપાસ, ક્યાં છે અંતરજામી સરજનહારો;
થાય સાસ ઉસાસ, અવિનાશી અળગોરે કળ ભરનારો. ટેક.

તે પાંચ તત્વની પારજ છે, એ અખિલ તત્ત્વ આધારજ છે ;
એ સકળે શિરોમણી સારજ છે— તારા તનમાં. ૧.
સહુ જીવોને જીવન આપે, નિજ ભકતતણાં સંકટ કાપે ;
જન દોષ મટે એને જાપે— તારા તનમાં. ૨.
અજ ભવ સહુ આશ કરે એની, શશિ સૂરજમાં સત્તા તેની ;
જગ સરજે છે શકિત જેની— તારા તનમાં. ૩.
એ સમરથ સહુનો છે સ્વામી, ગુણવંતો દેવ ગગનગામી ;
સહુનો પાળક છે બહુનામી— તારા તનમાં. ૪.
એ પ્રાણજીવન છે પ્રાણપતિ, ઓળખે જો હોય અગાધ મતિ ;
મૂરખ નવ જાણે મરમ રતી— તારા તનમાં. ૫.
કરૂણાનિધિ દેવ કૃપા કરશે, તે સદ્‌ગુરુ શરણુ ગ્રહી ઠરશે ;
કહે છોટમ તો કારજ સરશે— તારા તનમાં. ૬.

---

## પદ ૧૯ ગરબી.

કર પ્રભુ સંગાતે દ્રઢ પ્રીતડીરે.

ભેદ જાણ્યા વિના ભમે શું ભૂલમાં જો ;
ન્હાનું વૈષ્ણવનું ધરીને તું ફૂલમાં જો— ભેદ. ૧.
કંઠી બાંધી તને મંત્ર કહ્યો કાનમાં જો ;
પણ સમજ્યો નહીં સદ્‌ગુરુ સાનમાં જો— ભેદ. ૨.
ગુંજા અગ્નિ જયમ માની રહ્યાં માંકડાં જો ;
મત બાંધી રહ્યાં જીવ એમ રાંકડાં જો— ભેદ. ૩.
તું તો કોણ છે ને દેહ તે કોણે કર્યો જો ;
એવા કરણી કરતારને શું વીસર્યો જો— ભેદ. ૪.
તત્ત્વમસિ કહ્યું વેદમાં તું તેહને જો ;
અખિલ લોકમાં પ્રકાશ રહે જેહનો જો— ભેદ. ૫.
તે હું તે હું કરી બોલે હરિ તુજ કને જો ;
તેને સમર શુદ્ધ ભાવથી સાચે મને જો— ભેદ. ૬.
એમ જાણી ભજો તજી અન્ય આશરો જો ;
પ્રભુ પ્રકટ થશે પાસથી ખરેખરો જો— ભેદ. ૭.

મહા બ્રહ્મકેરૂં જ્ઞાન જે કો જાણશે જો;
છોટમ સદ્‍ગુરુ કૃપાએ સુખ માણશે જો— ભેદ. ૮.

---

## પદ ૨૦.

**રાગ સામેરી મેવાડો અને પંચમ એ ત્રણ રાગમાં ગવાય છે.**

કિંચિત કુસંગેરે, બોધ બગડે ઘણોરે, પ્રત્યક્ષ તેનું છે પરમાણ;
મણ દૂધ માંહેરે, છાંટો પડે છાશનોરે, વળતી તેનાં બીજાં થાય
વખાણ—કિંચિત. ૧.

અલ્પ અનાચારેરે, નળને કળિ નડયોરે, દ્યૂતે દીધો પાંડવને વનાવાસ;
અસાધુને સંગેરે આવીપડે આપદારે, વિષ જેમ કરે વપુનો
વિનાશ—કિંચિત. ૨.

ગંગાજળના ઘટનેરે મૂકે મદિરા વિષેરે, પછી તેને કોય ન માને
પવિત્ર;
પુંશ્ચલીની સંગેરે પળે જો પતિવ્રતારે, ચારૂ તેનાં કોય ન ગાય
ચરિત્ર—કિંચિત. ૩.

સારો કોય સજ્જનરે ચાલેરે સંગે ચોરનેરે, પાપીને પ્રસંગે
પકડયો જાય;
ગાય સારી કોઇ દિનેરે, હરાયા સાથે હળે, બચારીને ગળે ડેરો
બંધાય—કિંચિત ૪.

બ્રહ્મચારી ભૂલેરે જો કોઇ ભામનીરે, નિયમ તેનો સઘળો નિષ્ફળ
થાય;
સંન્યાસીને સોનુંરે અડે જ્યારે અંગમાંરે, વૃથા વેષધારી સમો
કહેવાય— કિંચિત. ૫.

વેરાગી વનિતામાંરે, જઇ ભેળો વસેરે,બાવાની તો બુદ્ધિનો થાય બગાડ;
ભ્રષ્ઠ થાય જોગીરે ભોગી ભેળો જે ભળેરે, ઝેરે જેમ જાય સમૂળું ઝાડ—
કિંચિત. ૬.

બુદ્ધિને બગાડેરે નિંદા ચાલે લોકમાંરે, કહેવાય તેનું નામ કુસંગ;
અફીણ પિયે એદીરે ઝોકાં ખાય જાગતાંરે, રહે નહીં સારો શરીરનો
રંગ—કિંચત. ૭.

તે માટે તપાસીરે તન મનથી તજોરે, ભજો એક ભક્તવત્સલ ભગવંત;
છોટમ સંગ કરિયેરે, સાચા સજ્જનતણોરે, જે મળે જ્ઞાની ઘણા ગુણવંત
—કિંચિત. ૮.

---

## પદ ૨૧ રાગ એજ.

વાત સુણી લેજોરે, એક વિવેકનીરે, સમજી સાધન કરિયે સર્વ;
રાજમાન રૂડુંરે, સારી થાય સંતતિરે, ઘણું ધન મળે ન કરવો ગર્વ—
વાત. ૧.

સારા નર કેરીરે કરિયે સંગતિરે, અસાધુને સંગે હોય અકાજ;
જ્યારે સંગ કીધોરે રૂડા રામચંદ્રનોરે, લંકાકેરૂં પામ્યો વિભીષણ રાજ
—વાત. ૨.

દુઃખ ઘણું દેખીરે ડગિયે ન ધર્મથીરે, દુઃખે નથી ડગ્યો હરિશ્ચંદ્ર રાય;
સાચાનો છે સંગીરે પ્રેમી પર્માત્મારે, સદા પ્રભુ સેવકજનનો સહાય—
વાત. ૩.

ધન કેરે લોભેરે સાચ ન ચૂકવુંરે, સાચાથકી રીઝે સર્વ સુરેશ;
સાચ જરા ચૂકયોરે લોભને કારણેરે, યુધિષ્ઠિરે દીઠો નરકનો કલેશ—
વાત. ૪.

ભાવે ભક્તિ કરિયેરે, માતપિતા તણીરે, કોદિન કરાવિયે નહીં કોપ;
માતાકેરે શ્રાપેરે, નાશ થયો નાગનોરે, નાગસત્રમાહીં થયો કુળ
લોપ—વાત. ૫.

સરવેથી નીચીરે જનમાં છે જાચનારે, મોટમકેરૂં મોડે માન;
વિષ્ણુએ વિચારીરે જાચ્યો બલિ રાયનેરે, ભાવે પામ્યા લઘુતાને
ભગવાન—વાત. ૬.

કોમળને શીતળરે વચન ઉચારવુંરે, જે માહીં જરા ન હોયે દ્વેશ;
દ્વેષ કરે રોષેરે, કુળ ખોયું કૌરવેરે, પાંડવ તો નકી પામ્યા કલેશ—
વાત. ૭.

પોતે ગુણ પોતાનારે વળી ન વખાણિયેરે, જેથકી નીચપણું કહેવાય:
પોતાને વખાણેરે, સદ્ય પડયો સ્વર્ગથીરે, અપયશ પામ્યો યયાતિ
રાય—વાત.

લોકાયપ્રત વંદેરે પ્રભુને નવ લોપિયેરે. નાસ્તિક થવું નહીં નિરધાર ;
હિરણ્યકશ્યપુ હાર્યોરે લોપ કર્યો હરિતણોરે, સ્થંભમાંથી પ્રગટી માર્યો તે
ઠાર—વાત. ૯.

અધિકાર આપેરે મોટું પદ જો મળેરે, પૂજ્ય કેરૂં કરવું નહીં અપમાન ;
રૂષિના અપમાનેરે નહુષ અજગર થયોરે, ઇન્દ્રપદ થકી પડયો નિદાન–
વાત. ૧૦.

કોય આવીને કહેરે આપણનેરે, આપણા જો હિત તણો ઉપદેશ ;
માની લેવો મનમાંરે અતિ આદર વડેરે, ન માન્યાથી કૈરવને થયો
કલેશ—વાત. ૧૧.

દોષ દૂર કરિયેરે મનને વશ કરીરે, અતિશે ન કરવું કાયા કષ્ટ ;
કાયા કષ્ટે પામ્યોરે કુંભકરણ ઊંઘનેરે, સહુએ સમજી લેવું સ્પષ્ટ—
વાત. ૧૨.

વિદ્યા વિનય સારૂંરે, ગુરુને આરાધિયેરે, રામચંદ્ર આરાધ્યા વિશ્વામિત્ર;
અસ્ત્ર શસ્ત્ર આપ્યાંરે રૂદયામાં રીઝિયારે, એથી અતિ કર્યાં ઉદાર ચરિત્ર
—વાત. ૧૩.

સર્વ કળાઓરે, શ્રમ કરી શીખીએરે, કષ્ટ વેળાએ આવે કામ ;
નાટક વિદ્યારે, શીખી હતી અર્જુનેરે, ધાર્યો વેશ વૈરાટકેરે ધામ—
વાત ૧૪.

એક બીજાનેરે, બાધ કરે નહીંરે, એવા જે ધર્મ અર્થને કામ ;
ત્રિવર્ગ એવુંરે, નામ છે તેહનુંરે, સાધી ગયા સગરાદિક બ્રહ્મધામ—
વાત. ૧૫.

એવા ગુણ ઉત્તમરે, ઉરમાહીં શીખિયેરે, વારે વારે કરી ચિત્ત વિચાર ;
ભાવે ભજો છોટમરે, પૂરણ બ્રહ્મનેરે સમરથ સહુનો સરજનહાર—
વાત. ૧૬.

---

## પદ ૨૨ રાગ એજ.

છપી છપી છાનારે કેમ રેશો કેશવારે, જાણ્યા છોજી જીવન જગદાધાર ;
કરૂણાના સિંધુરે, વહ્લભ ભક્તનારે, કરો કૃપા કરણીના કરતાર—
છપી. ૧.

જીવ કેરા જીવરે, પ્રાણ છોજી પ્રાણનારે, મનનાતો સાક્ષી છો મહારાજ;
અવગુણી જાણીરે, રખે અળગા થતારે, અંતરજામી સુધારો કાજ— છપી. ૨.
અધમ ઉદ્ધારણરે, અશરણ શરણછોરે, ભક્ત વત્સલ ભયભંજન હાર;
પતિત પાવનરે, કરતા પૂર્ણછોરે, દયાનિધિ દેવ ગુણી દાતાર— છપી. ૩.
અરજ અમારીરે, પ્રભુ ઉરમાં ધરોરે, પળે પળે પ્રભુજી રહેજો પાસ;
વંદન તમારૂંરે, હજો મને મહાવજીરે, છોટમ સમરે શ્વાસો શ્વાસ— છપી. ૪.

---

## પદ ૨૩ રાગ એજ.

અરજ અમારીરે સાંભળવાને શામળારે, કરૂણાના સાગર ધરજો કાન.
સાધનતો સઘળાંરે, મુજથી સાધે નહીંરે, નથી થતાં તીરથ વ્રત કે દાન— અરજ. ૧.
જોગને સમાધિરે સાધી હુંતો ન શકુંરે, ન કરૂં હું કાશીને કેદાર;
વનમાં વસીનેરે, કષ્ટ કરૂં નહીંરે, ન રહેવાય જળ ફળ પત્રાધાર— અરજ. ૨.
સકળ સામગ્રીરે, સરજેલ તમ તણીરે, શું લઇ સેવું શામ શરીર.
એમ જાણીનેરે, અરપું એટલુંરે, નિરમળ મન સ્વરૂપી નીર— અરજ. ૩.
ચિંતવન ચંદનેરે, પાત્રીતો પ્રેમનીરે, ધરાવું છું ધ્યાન સ્વરૂપી ધૂપ;
જ્ઞાનરૂપી દીવોરે, ઘટમાં પ્રકાશિયોરે પ્રણવનો જાપ થાય છે અનૂપ— અરજ. ૪.
એવું માની લેજોરે, અભેપદ આપજોરે, જન પ્રતિપાલક જગદાધાર;
ભક્તિ તો તમારીરે, પ્રભુ ભલી આપજોરે, છોટમને સુખના દાતાર— અરજ. ૫.

## પદ ૨૪ રાગ એજ.

સમજીને જોતાંરે સદ્ગુરુ જ્ઞાનમાંરે, અનુભવે અંતર દરશે આપ;
દ્રઢ થઇ જોતાંરે ત્રિપુટિયે ધ્યાનમાંરે, સેજે થાય સોહં સોહં જાપ—
સમજીને. ૧.
ઘણાં ઘણાં વાજાંરે, ગગનમાં ગડગડેરે, શંખ ધ્વનિ શરણાઇનો સાદ;
સુરતની સીડીરે, ચતુર પુરૂષ ચડીરે, મુરલીનો વાજે મનોહર નાદ—
સમજીને. ૨.
ઘન વિના ગાજેરે, વાદળ વિના વીજળીરે, અરણવ ઉછળે આઠો પોહોર;
જળહળ દીસેરે, અતિ નિર્મળીરે, રવિ ચંદ્ર ઠરી રહે એક ઠોર—
સમજીને. ૩.
જોગ કરી જોવોરે, ઓળખવા આપનેરે, નિજરૂપ વિના સરવનો નાશ;
આપવડે દીસેરે, સરવે અતિ ભલુંરે, જાણો સહુ તત્ત્વ તણો પ્રકાશ—
સમજીને. ૪.
દેવલ મધ્યેરે, જેમ દીપક બળેરે, હૃદયનું તિમર ટાળે તેહ;
અખિલ અંધારૂંરે, ત્રિભોવનનું ટળેરે, સૂરજને તેજે નહીં સંદેહ—
સમજીને. ૫.
કર્ત્તા ભર્ત્તાને હર્ત્તારે, ઇશ્વર એકછેરે, તેને કોઇ જાણે સદ્ગુરુ બાળ;
અવર ઉપાસેરે, એવાતો અનેક છેરે, તેને નહીં બ્રહ્મ પ્રભુની ભાળ—
સમજીને. ૬.
કૂડાં કામ મૂકીરે, ભજો કરતારનેરે, ભક્તિ ભાવે સેવો સારાં કર્મ;
સઇ સમરપોરે, સરજન હારનેરે, છોટમ ભક્ત તણો એ ધર્મ—
સમજીને. ૭.

---

## પદ ૨૫ રાગ એજ.

મનુવો મુસાફરરે, ફરે બહુ મારગેરે, ઠરી નવ બેસે પોતાને ઠામ;
દુર્બળ થઇનેરે, ફરે બહુ દેશમાંરે, ગયો ભૂલી મૂળ પોતાનું ગામ—
મનુવો. ૧.

વિષયમાં વલુંધ્યોરે, લંપટ લાલચુરે, ઇંદ્રિય સુખ સારૂં અથડાય;
પ્રભુની સામગ્રીરે, માને છે પોતાતણીરે, શિર લેછે શ્વાન શકટને ન્યાય-
મનુવો. ૨.
પ્રવૃત્તિને સંઘેરે, પડે ભવ પાસમાંરે, વારે વારે જાય છે જમને હાથ;
પ્રીતિ કરેછેરે, જુઠા પ્રપંચમાંરે, હેત નવ ઉપજે હરિ ગુરુ સાથ—
મનુવો. ૩.
સાસ ઉસાસેરે, સમરણ જે કરેરે, પવન ઠરે તો મન સ્થિર થાય;
છોટમ રહિયેરે, સેજ સ્વરૂપમાંરે, એ મનનિગ્રહનો ઉપાય- મનુવો. ૪.

---

## પદ ૨૬ રાગ કાફી.

વાંકા શું ચાલોછોરે, કુબુદ્ધિ પડશો કટકમાં;
સાચો મારગ મૂકીરે, પડોછો શીદ સંકટમાં. ટેક.
નિયંતા પ્રભુએ આ વિશ્વ નિરમ્યું છે, તેમાં પુણ્ય પાપ બે પંથ;
પુણ્યમાં સુખ અને પાપમાં દુઃખ, એમ સરજ્યું છે કરતા કંથ;
વેદમાં વખાણ્યુંરે, કહ્યું છે દરશન ખટમાં— વાંકા. ૧.
જાણી જોઇને જે કોઇ પાવક ઝાલે, તેનું તન દાઝે તતકાળ;
એમ અઘટતું જે આચરે પ્રાણી તેને, દે છે જગત સહુ ગાળ;
ચોરી જારી ચાડીરે, કરે રખે ઉલટમાં— વાંકા. ૨.
હિંસા કરે છે તેને કહે છે હત્યારો ને, કામીને આપી કલંક;
પરદુઃખ દાતાને દુષ્ટજ કહે છે, એમાં રાજા હોકે રંક;
પાપ કર્મ એવુંરે, વિચારીને જુવો ઘટમાં— વાંકા ૩.
દાન દયાને સત્ય ઇશ્વર ભક્તિ તેથી, હિત સહુનું હોય;
મન પવિત્ર નિત્ય રાખે પોતાનું તેમાં, કલેશ ન ઉપજે કોય;
પરપંચીને સંગેરે, પડે નહિ તેના પટમાં— વાંકા. ૪.
અંતરજામી પ્રભુ જેણે ન જાણ્યાને, પશુની પેઠે ભર્યું પેટ;
તન ધન મદમાંહે મત્ત ફરે છે અને, વહે છે સંસારકેરી વેઠ;
છોટમ એવા પ્રાણીરે, આવ્યા છે માયા ઓઝટમાં— વાંકા. ૫.

---

## પદ ૨૭ રાગ એજ.

ખોટું શું ખેલોછોરે, કોપ થશે કરતાનો;
નિયમ જેણે બાંધ્યોરે, નાશ કરે નરતાનો. ટેક.
ખોટુંરે ખડ જ્યારે ઉગે ખેતરમાં તેને, ખોદી નાંખે છે તતખેવ;
સારાનું રક્ષણ સારૂં કરે છે એવી, ધરથી ધણીને ટેવ;
ભુંડું કરવું મૂકોરે, ભય રાખો ભરતાનો— ખોટું શું. ૧.
કણ મધ્યેથી જ્યમ કાંકર કાઢે ને, તુપ મધ્યેથી જયમ છાશ;
નઠારાને સહુ નાંખીજ દેછે, એવો છે અવિનાશ;
ખોટાને ખંડે છે રે, હિસાબ એવો હરતાનો— ખોટું શું. ૨.
આરે જગતમાં જેણે આપણને, સરજ્યા તેને ગમે છે જ્ઞાન વિવેક;
દાન દયાને સત્ય ઇશ્વર ભક્તિ એવી, જોઇએ મનુષને ટેક;
શરણાગતને તારે રે, હિસાબ એવો હરતાનો— ખોટું શું. ૩.
ચંચળ મન તેને નિશ્ચળ કરવું ને, ધરવું પ્રભુનું ધ્યાન;
સારા ને નરતાંનો શોધ કરેથી, નિપજે નિર્મળ જ્ઞાન;
છોટમ ઠરે ઠામેરે, ફેર મટે ફરતાનો— ખોટું શું. ૪.

---

## પદ ૨૮ રાગ એજ.

કૃપા હોય હરિની રે, તેથી જન કારજ સરે;
આપ બળ કરતાંરે, માયા આવી આડી ફરે. ટેક.
જપ તપ તીરથ વ્રત જગતને, દાન પુણ્ય વૈરાગ;
પ્રભુ કૃપા વિણ વચ્ચેથી પાડવા, માયા ખોળે છે લાગ;
જોર નહીં જનનું રે, વચ્ચે આવી વિઘ્ન કરે— કૃપા. ૧.
નાકપતિનું પદ લીધું નહુષે, ઇંદ્રાણી વરવા કાજ;
ગર્વ વધ્યો ત્યારે માયાએ તેને, કીધો ભુજંગ રાજ;
કૃપા વિના એવારે, ઊંચા ચડી નીચા ખરે— કૃપા. ૨.
ઉત્તમ કર્મ અહોનિશ કરવાને, ધરવું નહીં અભિમાન;
ઇશ્વર કરતા આપણો જાણી, ધરવું નિરંતર ધ્યાન;
ભક્તિ તેની કરતાંરે, અવિચળ ઠામે ઠરે— કૃપા. ૩.

દેહ ઇંદ્રિય મન આપ્યાં પ્રભુએ, તન ધન કેરૂં જોર ;
સુકૃત કરીને જો હરિને ન સોંપે, તે થાય ધણીનો ચોર ;
આપ અભિમાનેરે, પાપ કેરો ભાર ભરે— કૃપા. ૪.
મારૂં મારૂં કરે મત્સરના ભરમાં, ને કૃપા પ્રભુની ચહાય ;
ઢોંગ કરી કરી લોકને ધૂતે, તેણે ઇશ્વર કયમ છેતરાય ;
છોટમ ભવ સિંધુરે, સાચ વિણ કોય ન તરે— કૃપા. ૫.

---

## પદ ૨૯ રાગ એજ.

કાયા રૂપી નગરીરે, કીધી છે કોય કારીગરે ;
મને માની માહારીરે, મિથ્યા અભિમાન ધરે ;
અનેક રોમ તારા અંગમાં જીવડા, તારૂં કર્યું નવ થાય ;
ધણી થઇને ધંધો કરે પણ, કર્મો કરી બંધાય ;
શિરપર સ્વામીરે, ડરતો નથી તેને ડરે— કાયા. ૧.
નવેં દરવાજે અમલ મનનો, જાગૃત માહીં જણાય ;
સ્વપ્ન થયું ત્યારે પરવશ પડિયો, સુખ દુઃખ સહેતો જાય ;
ભાન નથી રહેતુંરે, નિદ્રામાંહે જ્યારે ઠરે— કાયા. ૨.
આવું છતાં પણ આપ ન શોધે ને, કરે ઘણો અહંકાર ;
કુકરમ કરી કરી કષ્ટ સહે છે, મુવા પછી જમ માર ;
વિચાર નથી કરતોરે, હું તે કોણ કેનો ખરે— કાયા. ૩.
પોતાનાં ડાહાપણમાહીં પામર પૂરોને, પરધન હરવા પ્રવીણ ;
તત્ત્વ વિચાર તારા ઉરમાં ન આવે, મૂરખ તું મતિ હીણ ;
કહેણ નવ માનેરે, કુટિલ મન આગળ કરે— કાયા. ૪.
જેની સત્તાએ મન મોજ માણે છે તેની, સત્તા ચઉદે લોક ;
તે પ્રભુને નથી પાસેં ઓળખતો, પામેછે હરષને શોક ;
વિશ્વરૂપી વાડીરે, રચી છે એવી વિશ્વંભરે— કાયા. ૫.
સુબાપણું જો મન તુજને સોંપ્યું ત્યારે ; નિત્યે પ્રજાને પાળ ;
તને ઠગે છે જે સેવક તારા, તેને શોધીને ટાળ ;
છોટમ સાધન કરીલેરે, તેથી ભવ સિંધુ તરે— કાયા.

---

## પદ ૩૦ રાગ એજ.

સમજ મન મારારે, કહું એક વાત ખરી;
નર દેહ જેવોરે, નહિ મળે ફરી ફરી. ટેક.
કર્તારે સઘળી સૃષ્ટિ કરી છે તેમાં, જીવની જાતિ અનેક;
દેહ મધ્યેથી આત્મા ઓળખવો, એ માણસમાં છે વિવેક;
આત્મા જેને દરશેરે, તેને દરશાય હરિ— સમજ. ૧.
પશુ પંખી કે બીજાં જેજે પ્રાણી તેમાં, નથી એવું જ્ઞાન;
ઇંદ્રિના સુખમાહીં ભટકે અહોનિશ, પેટ ભરાયાનું ભાન;
અજાણ જડ જંતુરે, જાયા તેવા જાય મરી— સમજ. ૨.
દીનદયાળે દયા કરીને, દીધો જો નરનો દેહ;
પાપકરમ વડે પેટ ભરીને, તુચ્છ મંગાવે તેહ;
રજ નથી રહેતોરે, હરિ સાથે હેત કરી— સમજ. ૩.
ક્ષણ ભંગુર છે ખેલ ખલકનો તું, જોને કરીને વિચાર;
મિથ્યા ભટકવું મૂકીને મનમાં, સમરી લે સરજનહાર;
છોટમ એમ સમજીરે, ઘણા ઘણા ગયા તરી— સમજ. ૪.

---

## પદ ૩૧.

"મુખડા ક્યા દેખો દરપનમેં. "એ રાગ"

રસના તું લેનાં બાઇ, જશ કરલે હરિગુન ગાઇ. રસના. ટેક.
હરિગુન ઘેરો પાન સુધાકો, પીવત ક્યોં ન લજાઇ;
કયા મન માની, બનત ગુમાની, જાની ના સલુકાઇ— રસના. ૧.
ખેલ રહી મુખ મંડલ ભીતર, સંગ સખા બનીસાંઇ;
ખાવન ભાયો, મદરસ પાયો, ગાયો નાં સુખદાઇ— રસના ૨.
જબ ન રટે હો તું, તબ તો તેહારી, જેસી ચર્મ જડતાઇ;
તો ફિર કોન હૈ કામ તિહારો, નાંહક ભાર ઉઠાઇ— રસના. ૩.
સાધન સુખકે શ્રીહરિ દાતા, ત્રાતા લેત તરાઇ;
તાસેં તું નહિ પ્રીત લગાઇ, ભાઇ કર્મ કથાઇ— રસના. ૪

છોટમ દાસ કહું કર જોડી, તું બિનતિ સુની લેહો સાઇ;
જો મમ આશ નિરાશ કરેતો, તુજકું રામ દુવાઇ— રસના. ૫.

---

## પદ ૩૨ રાગ એજ.

તું ક્યા ફિરતાહે મગનમેં, જમરા લે જાવેગા છિનમેં;
નહિ ચિત્ત લગાયો મોહનમેં. ટેક.
બાલપના તુંને વ્યર્થ ગુમાયા, ખેલ રહ્યા લરકનમેં;
જોબનકા જબ જોર ઝુકાયા, તિરિયાકે મોહનમેં— જમરા, ૧.
થાક રહા અબ થરકન લાગી, કાયા બુઢ્ઢાપનમેં;
તાકાત ન રહી તન અપનેકી, શુદ્ધિ નહીં કછુ મનમેં— જમરા. ૨.
હે હત ભાગી તોહુ ન લાગી, પ્રીત હરિ કીર્ત્તનમેં;
અબ તું કહા પસ્તાત ગુમાની, મોત ખડી હય અંગનમેં,—જમરા. ૩.
માન કહી હજુ એક ઘડી પન, તું મત ખો કછુ ફંદમેં;
છોટમ દાસકો પ્રભુ ચિત્ત ધારી, ધ્યાન લગા સુમરનમેં —જમરા. ૪.

---

## પદ ૩૩ રાગ એજ.

જો તું માનત હૈં કરી મેરા, તામેં કોન પદારથ તેરા;
રજ વીરજકા દેહુ બનાયા, પંચ ભૂતકા ડેરા. તામેં કોન. ટેક.
હાડ પિંજરા ચાંમ લપેટ, મલ ભરિયા બહુ તેરા;
નવે દ્વારસેં નિકસત સારા, હૈ દુર્વાસ ઘનેરા— તામેં કોન. ૧.
મન બુદ્ધિ અહંકાર ચિત્તમેં, પંચ વિષય હે ભેરા;
એ લાલચમેં તું લપટાયા, આપ ન લહ્યા અનેરા— તામેં કોન. ૨.
જન્મ જરા દુઃખ રોગ શોક ભય, ધર્મ સકલ વપુ કેરા;
પેટ કાજ બહુ પાપ કરત હય, ફિરત કર્મકા પ્રેરા— તામેં કોન. ૩.
દેહ ઇંદ્રિય મન પ્રાણ નહીં તું, રૂપ અનુપમ તેરા;
કહે છોટમ નિજરૂપ વિચારે, ફિરે ન ભવમેં ફેરા— તામેં કોન ૪

## પદ ૩૪.

"કરનાં ફકીરી ક્યા દિલગીરી"

અશરણ શરણ, હરણ ભવસંકટ, દીનાનાથ દયાળાજી;
બહુલ શક્તિ બહુ, નામ નિરંજન, જગદીશ્વર જન પાળાજી—
અશરણ. ૧.
સદ્‌ચિદ આનંદ, રૂપ સનાતન, અજ અવ્યક્ત અનંતાજી;
સત્ય જ્ઞાન મય, દિવ્ય દેહ પ્રભુ, સર્વાધીશ મહંતાજી— અશરણ. ૨.
તું અગાધ ગુણ, અલ્પમતિ હું, વચને ન શકું વરણીજી;
દૃઢ થઇ ધ્યાન, ધારણા ન બને, જોગ જુગતની કરણીજી—
અશરણ. ૩.
ઉપમા જેવું અન્ય ન દીસે, કહું ઉપમા હું કેવીજી;
જે વાણી, તમને પ્રિય લાગે, બોલી ન શકું તેવીજી —અશરણ. ૪.
શું લેઇ સેવા, કરિયે દેવા, સહુ સરજેલ તમારૂંજી;
મેહેર કરીને, માની લેજો, અરપું તન મન મારૂંજી— અશરણ. ૫.
સેવક શરણે, આવ્યો જાણી, નાથ નભાવી લેજોજી;
જન છોટમ, પોતાનો જાણી, દાન પરમપદ દેજોજી— અશરણ. ૬.

---

## પદ ૩૫ રાગ એજ.

ચટપટ ચેત, હેત કર હરિસું, મરણ ભમેછે માથેજી;
ધામ ધરા ધન, સુત ધણિયાણી, સેવક નાવે સાથેજી— ચટપટ. ૧.
હોય લાખ તે, રાખ બરાબર, તેમાં નહિ કંઇ તારૂંજી;
ધન સાંચ્યું પણ, ધર્મ ન સાંચ્યો, કાં જનમારો હારૂંજી— ચટપટ. ૨.
કૂડાં કર્મ કર્યાં તેહિ કોટી, દુર્મતિ દમડી માટેજી;
પાપ પોટલા પાસે લઇને, જાશો વસમી વાટેજી— ચટપટ. ૩.
મોટપણાનું માન ભરાયું, માટે કાંઇ ન સૂજેજી;
જમના કિંકર જોશો ત્યારે, થર થર કાયા ધ્રુજેજી— ચટપટ. ૪.
કર સતસંગ અંગ હોય નિર્મળ, રંગ રૂદેમાં લાગેજી;
કહે છોટમ ભગવંત ભજીલે, તો ભવનો ભય ભાગેજી— ચટપટ. ૫.

---

સરજન હાર, અપાર સમરથ, નિર્મળ અકલ અચ્યુત ;
તેને તજીને અવર ઉપાસે, તે મિથ્યાં કરે તૂત— ભજન. ૩.
વ્યાપક ઇશ્વર રહ્યો સકલમાં, તત્ત્વ વિષે અનસ્યૂત ;
તેને તજીને ભૌતિક ભજતાં, કાળે ગળ્યા કાળભૂત— ભજન. ૪.
સદ્‌ગુરુ સાચા કહાડ શોધી, જો તું હોય સપૂત ;
તત્ત્વંમસિનો લક્ષ્ય લખાવે, છોટમ તે નિત્ય પૂત— ભજન. ૫.

---

## પદ ૩૯ રાગ એજ.

ભક્તિ હીણાનો ભાર ભૂમિપર, ભક્તિ હીણાનો ભાર, ટેક.
મનુષ્ય દેહ તે, મિથ્યા તેનો, જો ન ભજે કરતાર ;
જે કુંડે અંગારો ઉપનો, તે જાર થઇ ગઇ છાર— ભૂમિપર. ૧.
માતપિતા ગુરુ સંતની સેવા, ના કરે પર ઉપકાર ;
વિદ્યા વિનય વિવેક ન આવે, તે મતિમંદ ગમાર— ભૂમિપર. ૨.
અંતર કપટ અવિદ્યા ન તજે, ઉપર રાખે આર ;
દાન દયા ને સત્ય શીલ ન સાધે, તે પશુનો અવતાર— ભૂમિપર. ૩.
સૃજનહારના ગુણ ન ઉચારે, ને બીજું બકે છે અપાર ;
છોટમ તે નર ખરથી ખોટા, નહીં અડવા અધિકાર— ભૂમિપર. ૪.

---

## પદ ૪૦ રાગ ઝીંઝોટી.

"જૂઠું જીવતર ખરૂં જાણમાંરે. એ રાગ"

તું તો ન્યારો રહીને ખેલે છે નારાયણારે. ટેક.
તારી ઇચ્છા તે છે માયા, તેમાં સઘળા ભેદ સમાયા ;
નિરગુણ છો પણ ગુણ તુજમાં દીસે ઘણારે— તું તો. ૧.
પવન પાણીનો પિંડ બનાવ્યો, તેમાં ચૈતન તારૂં લાવ્યો ;
તુજ ડાપણ જોતામાં નહિ દીસે મણારે— તું તો. ૨.
નટ જેમ પટનો ઓથ કરે છે, સકળ પૂતળાં નાચ કરે છે ;
તેમ તારા કરમાં છે સરવેના તાંતણારે— તું તો. ૩.

એક કરે સહુ જગત હલાવે, ચમક દ્રષ્ટિ જઇ લોહ ચલાવે;
ઇચ્છા જ્ઞાન ક્રિયાદિક તુજમાં ગુણ ઘણારે— તું તો. ૪.
તું ખેલે છે બાજી તારી, જાણી ન શકે બુદ્ધિ મારી;
છોટમ તુજ જોતાં ભાગે ભરમણારે— તું તો. ૫.

---

## પદ ૪૧ રાગ એજ.

કાયા છે ત્યાં સુધી, કર સમરણ કિરતારનુંરે. ટેક.
જતન કરી જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે;
એણે કામ કર્યું અતિ ઉપકારનુંરે— કાયા. ૧.
પ્રસવ થતાં પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું;
એણે કારજ સિધ્યું તારા આહારનુંરે— કાયા. ૨.
દાંત ચાવવા ચરણ ચાલવા, અન્ન સરજ્યું છે ઉદર ભરવા;
મોટું મન કીધું છે વિવિધ વિચારનુંરે— કાયા. ૩.
નાક કાન કીધાં છે કેવાં, અંગ અમૂલખ સરવે એવાં;
કર દીધા છે કરવા કામ સંસારનુંરે— કાયા. ૪.
એ ઉપકાર અપાર વિસારી, અવળો થામાં તું અહંકારી;
માથે દુઃખ અતિ છે જમના મારનુંરે— કાયા. ૫.
સુર દુર્લભ મનુષા તન પામી, લંપટ થામાં લૂણહરામી;
છોટમ શરણું ગ્રહી લે સરજનહારનુંરે. કાયા. ૬.

---

## પદ ૪૨.

"જો વિચારી જીવ તારી શી વલે થશે. એ રાગ."

કંઠી બાંધે વંઠી અક્કલ શુદ્ધ ના કરી,
ધર્મ ધારણ કરતાં પુંજી પાપની ભરી. ટેક.
શુદ્ધ થવા સ્નાન શૌચ આચરે ખરો,
ક્રોધ છે ચંડાળ તે તો નાં થયો પરો— કંઠી. ૧.

સરજન હાર, અપાર સમરથ, નિર્મળ અકલ અચ્યુત ;
તેને તજીને અવર ઉપાસે, તે મિથ્યા કરે તૂત— ભજન. ૩.
વ્યાપક ઇશ્વર રહ્યો સકલમાં, તત્ત્વ વિષે અનસ્યૂત ;
તેને તજીને ભૌતિક ભજતાં, કાળે ગળ્યા કાળભૂત— ભજન. ૪.
સદ્ગુરુ સાચા કહાડ શોધી, જો તું હોય સપૂત ;
તત્ત્વમસિને લક્ષ્ય લખાવે, છોટમ તે નિત્ય પૂત— ભજન. ૫.

---

## પદ ૩૯ રાગ એજ.

ભક્તિ હીણાનો ભાર ભૂમિપર, ભક્તિ હીણાનો ભાર, ટેક.
મનુષ્ય દેહ તે, મિથ્યા તેનો, જો ન ભજે કરતાર ;
જે હું ડે અંગારો ઉપનો, તે જાર થઇ ગઇ છાર— ભૂમિપર. ૧.
માતપિતા ગુરુ સંતની સેવા, ના કરે પર ઉપકાર ;
વિદ્યા વિનય વિવેક ન આવે, તે મતિમંદ ગમાર— ભૂમિપર. ૨.
અંતર કપટ અવિદ્યા ન તજે, ઉપર રાખે આર ;
દાન દયા ને સત્ય શીલ ન સાધે, તે પશુનો અવતાર— ભૂમિપર. ૩.
સૃજનહારના ગુણ ન ઉચારે, ને બીજું બકે છે અપાર ;
છોટમ તે નર ખરથી ખોટા, નહીં અડવા અધિકાર— ભૂમિપર. ૪.

---

## પદ ૪૦ રાગ ઝીઝોટી.

"જૂઠું જીવતર ખરૂં જાણમાંરે. એ રાગ"

તું તો ન્યારો રહીને ખેલે છે નારાયણારે. ટેક.
તારી ઇચ્છા તે છે માયા, તેમાં સઘળા ભેદ સમાયા ;
નિરગુણ છો પણ ગુણ તુજમાં દીસે ઘણારે— તું તો. ૧.
પવન પાણીનો પિંડ બનાવ્યો, તેમાં ચૈતન તારૂં લાવ્યો ;
તુજ ડાઘપણ જોતામાં નહિ દીસે મણારે— તું તો. ૨.
નટ જેમ પટનો ઓથ કરે છે, સકળ પૂતળાં નાચ કરે છે ;
તેમ તારા કરમાં છે સરવેના તાંતણારે— તું તો. ૩.

એક કરે સહુ જગત હુલાવે, ચમક દ્રષ્ટિ જઇ લોહ ચલાવે ;
ઇચ્છા જ્ઞાન ક્રિયાદિક તુજમાં ગુણ ઘણારે— તું તો. ૪.
તું ખેલે છે બાજી તારી, જાણી ન શકે બુદ્ધિ મારી ;
છોટમ તુજ જોતાં ભાગે ભરમણારે— તું તો. ૫.

---

## પદ ૪૧ રાગ એજ.

કાયા છે ત્યાં સુધી, કર સમરણ કિરતારનુંરે. ટેક.
જતન કરી જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે ;
એણે કામ કર્યું અતિ ઉપકારનુંરે— કાયા. ૧.
પ્રસવ થતાં પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું ;
એણે કારજ સિધ્યું તારા આહારનુંરે— કાયા. ૨.
દાંત ચાવવા ચરણ ચાલવા, અન્ન સરજ્યું છે ઉદર ભરવા ;
મોટું મન કીધું છે વિવિધ વિચારનુંરે— કાયા. ૩.
નાક કાન કીધાં છે કેવાં, અંગ અમૂલખ સરવે એવાં ;
કર દીધા છે કરવા કામ સંસારનુંરે— કાયા. ૪.
એ ઉપકાર અપાર વિસારી, અવળો થામાં તું અહંકારી ;
માથે દુઃખ અતિ છે જમના મારનુંરે— કાયા. ૫.
સુર દુર્લભ મનુષા તન પામી, લંપટ થામાં લૂણહરામી ;
છોટમ શરણું ગ્રહી લે સરજનહારનુંરે. કાયા. ૬.

---

## પદ ૪૨.

"જો વિચારી જીવ તારી શી વલે થશે. એ રાગ."

કંઠી બાંધે વંઠી અક્કલ શુદ્ધ ના કરી,
ધર્મ ધારણ કરતાં પુંજી પાપની ભરી. ટેક.
શુદ્ધ થવા સ્નાન શૌચ આચરે ખરો,
ક્રોધ છે ચંડાળ તે તો નાં ગયો પરો— કંઠી. ૧.

સપથ ખાય ધર્મના તું કંઠી કર ગ્રહી,
આચરે અનીતિ ઓથે ધર્મને રહી— કંઠી ૨
પંથનો તું વાદ કરે અન્ય શું વડે,
તું તો તારૂં ભૂલ્યો ભાન તેહ નાં જડે— કંઠી. ૩
ચોરી જારી કપટ દંભ દુષ્ટતા ઘણી,
ભાલ તિલક તાણી બેઠો, સાધુ શે બણી— કંઠી. ૪
કપટ ધૂર્ત ભેખ કળિકાળમાં ઘણા,
છોટમ જેવા ગુરુ તેવા શિષ્ય તે તણા— કંઠી. ૫

---

## પદ ૪૩ રાગ એજ.

જો ગુરુનું જ્ઞાન તારા હૃદયમાં રહ્યું,
ત્યારે તો અવિદ્યા મૂળ કેમ નથી દહ્યું. ટેક.
મોહ દંભ દ્વેશ કલેશ જો નથી ટળ્યાં,
ત્યારે શું જણાય તુને સદ્‌ગુરુ મળ્યા— જો. ૧.
મલિન વાસનાજ તારી જો નથી જતી,
ત્યારે તારી શાથી થશે હેતે સદ્‌ગતિ— જો. ૨.
અર્કને અંધારૂં એક ઠામ ના મળે,
થાય જ્ઞાન તો અનીતિ વેગળાં પડે— જો. ૩.
મહા માન માટે સુણે ગ્રંથની કથા,
જ્ઞાન ને વૈરાગ વિના તે સહુ વૃથા— જો. ૪.
નીતિપંથે ચાલતાં સત્ય નાં ચળે,
છોટમ એવા સાધુનેજ શ્રી પ્રભુ મળે— જો. ૫

---

## પદ ૪૪ રાગ એજ.

હરિ કરે તે હોય નિશ્ચે હરિ કરે તે હોય,
નાથનું નિરમેલું નાં નિવારી શકે કોય. ટેક.
હરિ વિના નાં હાલે પાન અન્ય કો થકી,
પ્રકૃતિ પુરૂષ ઉભય ઈશ આશરે નકી— હરિ. ૧.

ચોવીશ તત્ત્વ મળી દેહ પ્રકૃતિના બન્યા,
પુરૂષ જ્ઞાનરૂપ દેહમાહીં ચેતના— હરિ. ૨.
જીવ કરે કર્મ તે વિચિત્ર જાતિનાં,
આચરે આશાએ કામ ભાતભાતનાં— હરિ. ૩.
આપે કૃષ્યો ઇશ દેવ જો કૃપા કરે,
બિનકૃપાએ જાય માં અંગારો કરી ભરે— હરિ. ૪.
નીપજવાનું નિશ્ચે જીવ હાથમાં નથી,
છોટમ સર્વે ગ્રંથ ખોળી જોયું છે મથી— હરિ, ૫.

---

## પદ ૪૫ રાગ એજ.

હામ ન હારિયેં ભલાજી હામ ન હારિયેં,
કષ્ટ પડે તે સમે પ્રભુ સંભારિયેં. ટેક.
તારો દેહ જોને તારા હાથમાં નથી,
કે વૃથા તું શોચ કરી શું મરે મથી— હામ. ૧.
પ્રગટ જેણે કર્યો તેને તેજ પાળશે,
તેનું તું રટણ રાખ દુઃખ તેજ ટાળશે— હામ. ૨.
જાળવે છે જનની જથા આપ બાળને,
જગત માહીં ભક્ત એમ પ્રિય દયાળને— હામ ૩.
ધરી બ્રહ્મ ધ્યાન બ્રહ્મ આશરે રહ્યા,
છોટમ એવા ભક્ત જગમાં સુખી થયા— હામ. ૪.

---

## પદ ૪૬ રાગ ખમાચ

મૂરખ માનવીરે, તું તો મસ્ત થઇ શું માણે. ટેક.
મસ્ત થયો પણ અસ્ત થવાનો, માથે મરણ ભમે છે ;
મીન જાળમાં જેમ મળીને, રંગ,વિલાસ રમે છે— મૂરખ. ૧.
ધામ દામને કાળતણું સુખ સ્થિર છે એવું માને ;
અંધ કેફમાં કરે અનીતિ, ગર્વે નગણે કાને— મૂરખ. ૨.
પરને સુખિયો દેખી તું શઠ, અંતર ઇર્ષા આણે ;
તે પાપે તુજને યમ કિંકર, વૈતરણીમાં તાણે— મૂરખ. ૩.

ઊંચો થઇને આપ વખાણે, બહુ નિંદે બીજાને ;
માતો-સાંઢ સર્વને મારે, એમ ભાસે અજ્ઞાને— મૂરખ. ૪.
સજ્જન સાથે વૈર કરેને, શઠની સાથે સંપે ;
જૂઠય અનીતિ તારી જોઇને, કોઇ દિન ધરતી કંપે— મૂરખ. ૫.
અહુન ઘણું અભિમાન કરે ને, વાંકી ચાલે ચાલે ;
ચોરે ચકલે કરે ચાડિયો, કોઇકનાં ઘર ઘાલે— મૂરખ. ૬.
સારી કથા સાંભળે કોઇ દિન, અંતરમાં ન ઉતારે ;
દિલમાંથી નવ તજે દુષ્ટતા, ઘણાં ગપોડાં મારે— મુરખ. ૭.
પરના દોષ જુવે બહુ પાપી, દયા દીનપર નાવે ;
પાપે પૈસો રળે ખરો પણ, ભલું પુણ્ય નવ ભાવે— મુરખ. ૮.
પાખંડીને પંથે પેસી, ટીલાં મોટાં તાણે ;
કુકરમ કરતાં ઇશ્વરનો ડર, અંતરમાં નવ આણે— મૂરખ. ૯.
દીન દયાળે દયા કરીને, દેહ તને જો દીધો ;
સારાં સુકૃત સાધીને કાંઇ, ઉત્તમ લાવ ન લીધો— મૂરખ. ૧૦
સ્વપનાવત સુખ સમી જશે તે, રેશે સઘળાં રોતાં ;
પલક માત્રમાં કાળ પકડશે, જન સરવેના જોતાં— મૂરખ. ૧૧
આ શીખામણ ઉરમાં આણો, ભક્ત વત્સલને ભજિયે ;
કહે છોટમ અવગુણ હોય એવા, તુચ્છ કરીને તજીયે— મૂરખ. ૧૨.

---

## પદ ૪૭ કીર્ત્તન.

**અનજા હરિદાસા હરિદાસા. એ રાગ.**

અવગુણે આળસમાં આળસમાં, ખાશો ખોટ પડી પરવશમાં. ટેક.
સરજનહારે સૂરજ સરજ્યો, સહુના ઉદ્યમ સારૂં ;
આંખ મીચીને દિવસે ઊંઘે, તેને છે અંધારૂં— અવગુણે. ૧.
ભણ્યો હોય તે સઘળું ભૂલે, વેપારી તે ડૂલે ;
ખેતી કરતાં આળસ રાખે, તે ખેતરમાં શું લે— અવગુણે. ૨.
રાજ્યભ્રષ્ટ હોય તે રાજાની, પ્રજા પીડા પામે ;
શસ્ત્ર ધરી આળસમાં રે તે, ના જીતે સંગ્રામે— અવગુણે. ૩.

સાધનવાળા સિદ્ધ ન થાય, જોગ ન પામે જોગી ;
શરીર વિદ્યા શીખ્યા હોય પણ, વૈદ્ય મરેછે રોગી— અવગુણે. ૪.
એવા અવગુણ અનેક એમાં, કહેતાં પાર ન આવે ;
જન છોટમ કહે આળસ મૂકી, બ્રહ્મ ભજી લ્યો ભાવે— અવગુણે. ૫.

---

## પદ ૪૮ કીર્ત્તન રાગ એજ.

સજ્જન સાંભળજો સાંભળજો, સદ્ગુરુને વચને વળજો. ટેક.
જગકરતાને ઓળખવાને, અનુમાન છે એનું ;
અવયવ સહિત વિચિત્ર સચેતન, વિશ્વ રચેલું જેનું— સજ્જન. ૧.
સત્ ચિત્ આનંદ શ્રોત શબ્દથી, રૂપ નિરૂપણ થાય ;
તત્ત્વમસિયે વાકય વિચારે, તો ઇશ્વર ઓળખાય— સજ્જન. ૨.
કરતા હરતા ઇશ્વર, નહીં સમર્થ કોઇ એવો ;
દેવ સકળ એના ચાકર છે, નહીં કોઇ એના જેવો— સજ્જન. ૩.
જડ માયા ને ચેતન જીવો, ઇચ્છાથી ઉપજાવે ;
શક્તિવંત તો દેવ સનાતન, ભકતોને મન ભાવે— સજ્જન. ૪.
અણુરૂપે છે જીવ દેહમાં, તેને અંશ કહે છે ;
ચોવીસ તત્ત્વતણા આલયમાં, રાતોમાતો રહે છે— સજ્જન. ૫.
અહં દેહ એવી મતિ થઇને. આપ અને પતિ ભૂલ્યો ;
ધન જોબન તન સત્ય જાણીને, સદા રહે છે ફૂલ્યો— સજ્જન. ૬.
દેહ ભિન્ન જો આપ જાણીને, જગકરતાને જાણે ;
કહે છોટમ તે ગુરુકરૂણાથી, જીવ ઠરે ઠેકાણે— સજ્જન. ૭.

---

## પદ ૪૯ કીર્ત્તન રાગ એજ.

જીવડા જો જાગી, જો જાગી, તારો અવસર જાય અભાગી. ટેક.
ચક્ર કરાળ કાળનું જોને, સહુને શિરછે ભમતું ;
જન્મ્યા તેને ઝડપી લે છે, દેહ ધરીને દમતું— જીવડા. ૧.

નિષ્ફળ કર્મ નિરંતર કરતાં, ખોયું ઉત્તમ ટાણું ;
ઇશ્વરને ઓળખી નવ લીધા, પાથરતાં વાયું વાણું— જીવડા. ૨.
બાળ કુમાર જુવાની બગડી, વૃદ્ધપણું વણસાડ્યું ;
ચિદાનંદનું ચિંતવન તેતો, અંતરમાં નવ આવ્યું— જીવડા. ૩.
સદ્આચરણ પ્રભુની સેવા, આદર ન કર્યો એવો ;
ધિક્ક ધિક્ક નરનો દેહ ધાર્યો. પણ જાણ જનાવર જેવો— જીવડા. ૪
નાશવંત સંસારિક સુખને, સત્ય લહીને સૂતો ;
પલક એકમાં કાળ પકડશે, હુતો થશે ન હુતો— જીવડા. ૫.
જો ચેતે તો ચેતી લેજે, ભલા સમયમાં ભાઇ ;
કહે છોટમ શુદ્ધ ભાવ ધરીને, લેજે હરિ ગુણ ગાઇ— જીવડા, ૬.

---

## પદ ૫૦ કીર્ત્તન રાગ એજ.

સમરણ સોહંકા સોહંકા, જ્યાં બજે અનહદ ડંકા. ટેક.
આસન બાંધી સુરતિ સાંધી, ચતુર દિલ ચિત્ત લાયા ;
મૂળાધાર પૃથિવ રંગ પીળા, દેવ ગણપતિ રાયા— સમરણ. ૧.
અક્ષર ચાર વિચારો ઇનમેં, વંશષસ વરણા ;
ખટ શો જાપ અજંપા જપકે, ઉનકું અરપણ કરણા— સમરણ. ૨.
ઉતપતદ્વારા ખટદલ સારા, શ્વેત રંગ જલ જાન્યા ;
ચતુરાનનકી જ્યોત જગાઇ, ખટહજાર દિયા દાના— સમરણ. ૩.
ખટદલમેં ખટ અક્ષર દેખો, બં ભં મં કા બાસા ;
સે રં લક લખો લક્ષસેં, ખેલ બન્યા હે ખાસા— સમરણ. ૪.
નાભિસરોજા દસ દલ ખોજા, તેજ તત્વકા તાપા ;
લાલ રંગમેં લક્ષ્મીનાયક, ખટહજાર જહાં જાપા— સમરણ. ૫.
ડં ઢં ણં તાંહાં અક્ષર દરશા, તં થં દં ધં વાંસા ;
નં પં ફં કું ફિરફર પેખ્યા, કટ્યા કર્મકા પાસા— સમરણ. ૬.
રૂદે વિચારા દ્વાદશ આરા, શિવ શક્તિકા ઠારા ;
નીલ રંગ મારૂતકા માહીં, ઝગમગ જ્યોતિ ઉજારા— સમરણ. ૭.
ખટહજાર તહાં જાપ અરપનાં, કં ખં ગં ઘં વરણા ;
નં ચં છં જં જાંહાં નિવાસા, ઞં ઝં ટં ઠં ઠરણા— સમરણ. ૮.

કંઠકે કંજા ષોડ શરંજા, પત્ર કહ્યા પરમાના;
શ્યામ રંગ આકાશ તત્ત્વકા, જીવ જ્યોતિકા ધ્યાના— સમરણ. ૯.
સહસ્ર જાપ તહાં જપો અજંપા, ષોડશ વરણ વિચારા;
અં આં ઇં ઈં ઉં ઊં ઋં ૠં, લૃં લૄં એં ઐં સારા— સમરણ. ૧૦.
ઓ ઔ અં અઃ ઉનકે માહીં, એ સ્વર ખટદશ કહાવે;
ઇનકા ધ્યાન ધરે નર જેહી, સો ભવજલમેં નાવે— સમરણ. ૧૧.
ભૃકુટી ચક્રે દ્વેદલ પતરે, વાકે નિરમલ રંગા;
હં ક્ષં અક્ષર રહે નિરંતર, ચિદ્ શક્તિકે સંગા— સમરણ. ૧૨.
સહસ્ર જાપ તહાં કરો નિવેદન, પરમ તુરીપદ તાંહી;
બજે અનાહદ નાદ નિરંતર, અમૃત બરસે જ્યાંહી— સમરણ. ૧૩.
બ્રહ્મરંધ્રકા ભેદ અપારા, દલ હજાર તાંહાં દરશે;
સહસ્ર જાપ તાંહાં જપો જુગતસેં, પરમ જ્યોતકું પરસે–સમરણ. ૧૪.
સબ અક્ષર અવ્યક્ત રહે તાંહાં, અકલ અનોપમ રંગા;
કોટિક રવિ શશિ તેજ કહાવે, પરમપુરૂષકે સંગા— સમરણ. ૧૫.
ઉનકે આગે લક્ષ અલૌકિક, સદ્ગુરુ ભેદ બતાયા;
છોટમ શ્રી ગુરુદેવ પ્રતાપે, અચલ અભેય પદ પાયા— સમરણ. ૧૬.

---

## પદ ૫૧ કીર્તન રાગ ચાબખાનો.

"પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય—એ રાગ"

એ પ્રભુપદનારે અધિકારી, જેની સરવે રીતિ સારી. ટેક.
શુભ ઇચ્છાએ સઘળે વરતે, મન ઇન્દ્રીને કાયા;
નીતિનિપુણ સુજન આ જગમાં, ધન્ય જનનિયે જાયા— એ. ૧.
ઇશ્વરની આજ્ઞાથી ઉલટાં, કરમ નથી આચરતા;
મહેશને જે માઠું લાગે, તે ભયથી રહે ડરતા— એ. ૨.
નેત્ર કરણ ને હાથ ચરણ એ, સરજ્યાં સરજનહારે;
સજ્જન સુધરમ સાધન સાધી, આત્માને ઉદ્ધારે— એ. ૩.
સારા ગુણથી જે સુધરેલા, સજ્જનકેરે સંગે;
પ્રભુના યશ તેને પ્રિય લાગે, આનંદ અંગ ઉમંગે— એ. ૪.

નિંદિત કામ ગમે નહીં તેને, નિરખી આઘા નાસે ;
દુરજન દુષ્ટ ઘાતકી પાપી, પળ ન રહે તે પાસે— એ. ૫.
મૂરખ સાથે મન ના મેળે, મહા બ્રહ્મને માને ;
કૂડ કપટ ને કથની કોઇની, તે નવ ભાવે કાને— એ. ૬.
નિયમ નિરંતર સત સંગતિનો, ચિતથી ચતુર ન ચૂકે ;
વિશ્વતણા કરતાની ભક્તિ, તનમનથી નવ મૂકે— એ. ૭.
વિદ્યા વિવેક વિનય વિચારે, અનુભવ અર્ક પ્રકાશે ;
અંતરમાં જે ચોર અવિદ્યા, તરત તેહુથી નાસે— એ. ૮.
પ્રગટ્યું જ્ઞાન પદારથ જેણે, જડ ને ચૈતન જોયું ;
ઇશ્વરનું ઓળખાણ પડ્યું ને, ધ્યાને પાતક ધોયું— એ. ૯.
વેંમજાળની મટી વેદના, ઠરિયું મન નિજ ઠામે ;
કહે છોટમ નિપજે નર એવા, તે પ્રભુપદને પામે— એ. ૧૦.

---

## પદ ૫૨ કીર્ત્તન રાગ એજ.

પ્રભુ તને પ્રસન્ન તો એમ થાય, જો તું સાચો મારગ સ્હાય. ટેક.
એક ટેક ગુરુ વચન પાળીને, સેવા સમરણ કરિયે ;
ગુણવંતા થઇ હરિ ગુણ ગાતાં, કોયથકી નવ ડરિયે— પ્રભુ. ૧.
કુળ કુટુંબને સગાં સહોદર, સરવે સ્વારથ સારૂં ;
અંત સમે કોઇ કામ ન આવે, ભજન કરે તે વારૂ— પ્રભુ. ૨.
ઉપર શુદ્ધિ થાય સ્નાનથી, મન શુદ્ધ થાયે જ્ઞાને ;
બાહ્યાભ્યંતર રહે નિર્મળો, કરતા પ્રભુને ધ્યાને— પ્રભુ. ૩.
ભૂખ્યા જનને ભોજન દેવું, તરસ્યા જનને પાણી ;
કોઇ પ્રાણીને દુઃખ ન દેવું, અંશ પ્રભુના જાણી— પ્રભુ. ૪.
સાચા સ્નેહી હોય હરિના, તેને સંગે રહિયે ;
પરપંચી પાખંડી જનમાં, કહે છોટમ નવ જઇયે— પ્રભુ. ૫.

---

## પદ ૫૩ કીર્ત્તન રાગ એજ.

પૂરા અંશ પ્રભુના હશે, જ્ઞાન તો તેના ઘટમાં જશે. ટેક.
રાજચિન હોય જેને અંગે, તે કરણીને મન વસે ;
હજાર જણની મધ્ય હાથણી, કળશ ઢોળવા જશે— જ્ઞાન. ૧.
સરખો સૂરજ સઘળે છે પણ, નેત્રે જોયો જશે ;
પ્રાય પંખીનું બચ્ચું હોય તો, તેજ પાંખ પામશે— જ્ઞાન. ૨.
સિંહતણું પય પાન કરે જો, જે પુત્ર સિંહનો હશે ;
જડે નહીં બીજી જાતિને, કોય પ્રકારે કશે— જ્ઞાન. ૩.
પાવક દેખી ડરતાં પ્રાણી, સર્વે કોરે ખસે ;
ધગધગતા અંગારા હોય પણ, ચકોર ખાવા ધશે— જ્ઞાન. ૪.
કહે છોટમ અનુભવી જન એકજ, કોટિ મનુષ્યમાં વસે ;
સૂરજ જેવો સૂરજ નહીં પણ, દીવે દીવો થશે— જ્ઞાન. ૫.

---

## પદ ૫૪ કીર્ત્તન રાગ એજ.

જે કોઇ હોય હરિના દાસ, તેના ઘટમાં હરિનો વાસ. ટેક.
ગુરુની દ્રષ્ટે જુવે હરિને, જે પોતાની પાસ ;
મન વચ કરમે હરિને વરતે, આઠ પહોર અભ્યાસ— જે કોઇ. ૧.
ગદગદ કંઠે ગાય હરિ ગુણ, પ્રગટે પ્રેમ પ્રકાશ ;
ચઉદ લોકમાં ચિત્ત ન ગોઠે, કરે ન કોઇની આશ— જે કોઇ. ૨.
જેવું લોહ ધરે પાવકમાં, લોહમાં પાવક વાસ ;
એમ અહોનિશ રહે મળીને, હરિનો દાસ— જે કોઇ. ૩.
હરિ હરિ રટણ નિરંતર તેને, સમરણ શ્વાસઉસાસ ;
છોટમ હરિથી ન પડે અળગો, જેમ પુષ્પમાં વાસ— જે કોઇ. ૪.

---

## પદ ૫૫ કીર્ત્તન રાગ એજ.

પ્રભુ તજી પાપ મારગે ચડે, તેહને નેષ્ટ પનોતી નડે. ટેક.
સઘળા ગ્રહ તેને સંતાપે, પૂરણ પીડા પડે ;
ભૂત પ્રેત વૈતાળ વીરગણ, અધમ શાકણી અડે— તેહને. ૧.

પ્રભુના ભજન વિના મહા પાતક, તે નાશે શા વડે;
જમકિંકર તે પામી જનસું, વેર કરીને વડે— તેહને. ૨.
કરૂણાસિંધુ કરતા ભૂલી, અવર ઠામ આથડે;
સ્વપનામાં તેને સુખ ન મળે, રાંક થઇ તે રડે— તેહને. ૩.
જમના દૂતો તેના તનની, છાલ ઉખાડી છડે;
પ્રભુના ભજન વિના પ્રાણીનો, ઘાટ ઘણા થઇ ઘડે— તેહને. ૪.
સાસ ઉસાસે પ્રભુને સમરે, અનહત નોબત છડે;
જન છોટમ કહે જમ ઝખ મારે, બ્રહ્મવિષે જો ભળે— તેહને. ૫.

---

## પદ ૫૬ કીર્ત્તન રાગ એજ.

રે શું સમજ્યો વૈષ્ણવ થઇ, અવિદ્યા જો અળગી નવ ગઇ ટેક.
જ્ઞાન વિરાગ ગમે નહીં ગાતાં, રાસ કથાના રસિયા;
કામ ક્રોધ મદ લોભ ગર્વ છળ, અંતરથી નવ ખસિયા— રે શું. ૧.
તન મન ધન દારા ઘર તારૂં, બ્રહ્મસમર્પણ કીધું;
પાપકર્મ તો પામર જીવડે, પોતે માથે લીધું-- રે શું. ૨.
હિંગ તજે પણ હરામ ન તજે, નિરખે કોઇ પરનારી;
લસણ તજે પણ લાંચ ખાય છે, ન તજે ચોરી જારી—રે શું. ૩.
જરને લોભે જૂઠા સોગન, ખાતાં પણ નથી બીતા;
જૂઠી સાક્ષી જાય પૂરવા, ઝટ ઉપાડે ગીતા— રે શું. ૪.
છાપ તિલક તાણીને અંગે, મંડળિયોમાં મ્હાલે;
ગુપ્ત ઘાત અંતરમાં રાખી, ઘણાકનાં ઘર ઘાલે— રે શું. ૫.
એકાદશીનું વ્રત આચરે, ફળા'ર સારૂં ફાકે;
ઉપર ચોખા અંતર મેલા, પરધન હરવા તાકે— રે શું. ૬.
એક પ્રભુને ઉરમાં ધારી, પરમારથ આચરવું;
નીતિનો મારગ ઝાલીને, ભાળી ડગલું ભરવું— રે શું. ૭.
એમ વિચારી જે જન ચાલે, ધર્મ તેહનો સાચો;
કહે છોટમ પરપંચી મારગ, જાણે સર્વે કાચો— રે શું. ૮.

---

## પદ ૫૭ કીર્ત્તન રાગ એજ.

કુમતિ તે કયમ ટળે, જીવની કુમતિ તે કયમ ટળે. ટેક.
પાપ કરે પામર બહુપેરેં, પશુ બરાબર પળે ;
પરનિંદા પરપંચ અવિદ્યા, રાતદિવસ એ રળે— જીવની. ૧.
સત્ય મારગે જે જન ચાલે, તેને જોઇને બળે ;
સજ્જન મૂકી નરતા નરનાં, ટોળામાં જઇ ભળે— જીવની. ૨.
સદ્‌ગુરુની કિંમત નહીં તેને, છટકેલા ગુરુ છળે ;
ભ્રાંતિ વે'મની વાતો સુણતાં, અવળે મારગ વળે— જીવની. ૩.
વાકયજાળમાં વીંટાયા તે, અજ્ઞાને આફળે ;
જગત ચરાચર જેણે સરજ્યું, તે કરતા નવ કળે— જીવની. ૪.
મહાવાક્ય ઉપદેશ ન માને, જે બૂડ્યા ભવજળે ;
અનુભવ નાવ વિના કહે છોટમ, કયમ તરશે નિજબળે— જીવની. ૫.

---

## પદ ૫૮ રાગ એજ.

ખલકમાં ખોટા ગુરુ થઇ ફરે, અવિદ્યા સેવકની કયમ હરે. ટેક.
વેદ વિરૂદ્ધ વચન બહુ બોલે, દોષ થકી નવ ડરે ;
કલ્પિત કર્મ કરાવે સહુને, અવગુણ અદકા ભરે— ખલકમાં. ૧.
તન મન ધન સેવકનાં હરવા, કપટ નિરંતર કરે ;
ઉપનિષદ્‌નો અર્થ ન જાણે, મત તાણીને મરે— ખલકમાં. ૨.
ચોરી જારી જૂઠ અનીતિ, અધમ કર્મ આચરે ;
પરમારથનો પંથ તજે તે, ભવજળમાં કયમ તરે— ખલકમાં. ૩.
કર્ત્તા પ્રભુને કોય ન માને, ધ્યાન પ્રેતનું ધરે ;
કહે છોટમ એવા ગુરુ ભજતાં, અર્થ કશો ના સરે— ખલકમાં. ૪.

---

## પદ ૫૯ રાગ એજ.

ધરાપર ધર્મગુરુ એવારે, કપટથી ફંદ રચે કેવારે. ટેક.
શ્રુતિતણો સિદ્ધાંત ન ભાખે, વિષયકથા વાંચે ;
જારભાવમાં મગ્ન થઇને, પાપકર્મ સાંચેરે— ધરા પર ૧.

મહારાજોમાં મુખ્ય મનાવા, ઢોંગ કરે મોટારે;
મંત્ર જંત્ર મોહનવિદ્યાના, ખેલ કરે ખોટારે— ધરા પર. ૨.
કંઠી બાંધી કુકરમ તજવાં; એવું ના ભાખે;
પશુસમા માનવને ધૂતી, ફટ ફાંદે નાખેરે— ધરા પર. ૩.
સેવકને શિક્ષાની નીતિ, કોય નથી કહેતા;
નિંદાખોરા કરી નકારા, મૂકેછે વહેતારે— ધરા પર ૪.
સાધન સેવકી સારી જોઇને, કર્મ કરે છાનું;
કહે છોટમ એવા ગુરુઓથી, કાજ સરે કોનુંરે— ધરા પર. ૫.

---

## પદ ૬૦ રાગ એજ.

પૃથ્વી પાખંડે બાધીરે, સત્યથી શોધ નથી લાધીરે. ટેક.
મહા અભિમાન મટે નહીં મનથી, માને બહુ મોટો;
પરપંચે પરધન હરવાનો, ખેલ કરે ખોટોરે— પૃથ્વી. ૧.
ધર્મ બ્રહ્મની વાત ન માને, ગુરુ થઇને ગાજે;
ઓથે રહીને અનરથ કરતાં, લંપટ નવ લાજેરે— પૃથ્વી. ૨.
પ્રભુનું નામ ધરીને કહે છે, હું ઇશ્વર આપે;
એક રોમ નિપજે નહીં એથી, દુઃખ કેનાં કાપેરે- પૃથ્વી. ૩.
વેદ શાસ્ત્રની વાત ન જાણે, કહે મોટા જ્ઞાની;
કહે છોટમ ઠગ ગુરુથી થઇ છે, ધર્મ તણી હાનીરે- પૃથ્વી. ૪.

---

## પદ ૬૧ રાગ કાફી.

શ્રીકૃષ્ણ વસંત વિહારી, મનમોહન મંગલકારી. ટેક.
દિવ્ય સ્વરૂપ અનંતશક્તિધર, સૃજનહાર સુખકારી;
નિરાલંબ નિરલેપ નિરંજન, ચૈતનમય અવિકારી;
અજબ ગતિ નાથ તિહારી, શ્રીકૃષ્ણ વસંત વિહારી. ૧.
ઇચ્છાસેં બ્રહ્માંડ બનાયે, ગુંજામય તત્ત્વ પસારી;
સરજે પાલે ઓર સંહારે, નિરખી કાલ કછુ ન્યારી;
બ્રહ્મકો મહિમા ભારી, શ્રીકૃષ્ણ વસંત વિહારી. ૨.

સ્થાવર જંગમ જાતકી, રમણીક રચના ન્યારી;
રૂપ રંગ આકાર અનુપમ, નિરખી ભયે નર હારી;
ધન્ય તું બહુ ગુનધારી, શ્રીકૃષ્ણ વસંત વિહારી. ૩.
લલિત ખેલ લીલાસેં કીનો, મુનિ મન મોહનકારી;
જન છોટમ એસેં પ્રભુજીકી, વારવાર બલિહારી;
ધ્યાન ઉપર લીનો ધારી, શ્રીકૃષ્ણ વસંત વિહારી ૪.

## પદ ૬૨.

નાથ કેસેં ગજકો બંધ છોડાયો. એ રાગ.

નાથ તુમ કોટિક અધમ ઉદ્ધારે, જન આયે જો શરન તુમારે.
નાથ તુમ કોટિક અધમ ઉદ્ધારે. ટેક.
શવરી શ્વપચ ગીધ ગજ ગુનકા, ઓર અજામિલ તાર;
ઢીંબર યવન કિરાત પારધી, સો નિજ ધામ સિધારે— નાથ. ૧.
માતાકી ગતિ પાઇ પૂતનાં, જિને બહુ બાલક મારે;
દાનવ દુષ્ટ રીંછ કપિ જેસે, સોહી મુક્ત કરીડારે— નાથ. ૨.
નામમાત્રંસેં ઘોર પાતકી, પરમપુનિત કરીડારે;
જો ગતિ દીની જોગીજતીકું, સો ગતિ પાયે બિચારે— નાથ. ૩.
નાથ આધાર રહે નિશિવાસર, પાપકર્મ સબ ટારે;
જાતિ માનીકો ગર્વ છાંડકે, હોરહે દાસ તુમ્હારે— નાથ. ૪.
આરતહરન બર્દ હે જાકો, બેદ પુરાન પુકારે;
છોટમ પરમકૃપાલ પ્રભુ તુમ, કાયકું મોય બિસારે— નાથ. ૫.

## પદ ૬૩ રાગ હોરી,

વિભુ દેવ વસંત વિહારી, મનમોહન મંગલકારી. ટેક.
દિવ્ય સ્વરૂપઅનંત શક્તિધર, સૃજનહાર સુખકારી;
નિરાલંબ નિર્લેપ નિરંજન, ચૈતન્યમય અવિકારી;
અજબ ગતિ નાથ તિહારી— વિભુ દેવ. ૧.

ઇચ્છાસેં બ્રહ્માંડ બનાયે, ગુનમય તત્ત્વ પસારી;
સરજે પાલે ઓર સંહારે, નિરખી કળા કછુ ન્યારી;
બ્રહ્મકો મહિમા ભારી— વિભુ દેવ. ૨.
સ્થાવર જંગમ જંતુ જાતકી, રમણીક રચના ન્યારી;
રૂપ રંગ આકાર અનોપમ, નિરખી ગયે નર હારી;
ધન્ય તું બહુ ગુન ધારી— વિભુ દેવ. ૩.
લલિત ખેલ લીલાસેં કીનો, મુનિ મન મોહનકારી;
જન છોટમ ઐસા પ્રભુજીકોં, વારંવાર બલિહારી;
ધ્યાન ઉર લીનો ધારી— વિભુ દેવ. ૪.

---

## પદ ૬૪ રાગ એજ.

ખેલે કોઇ આનંદ હોરી, ઓંકાર તાર ગ્રહી દોરી. ટેક.
ઇનમેં ગંગા ઇનમે જમુના, વિચમેં ખેલ મચોરી;
દેવ સકલ તિહાં દેખન આયે, સ્તવન કરત કર જોરી;
દૂર ગઇ દાનવ ટોરી— ખેલે. ૧.
બિનકરતાલ મૃદંગ બજાવત, બિનમુખ ગાવત હોરી;
બિનતનુ તાન મિલાવત અદ્‌ભુત, અટકી દ્રષ્ટિ સબ છોરી;
ચિત્ત ચિદ્‌રૂપ ભયોરી— ખેલે. ૨.
વિશ્વનિવાસ વિશાલ વિમલ ગુણ, અચલ રહ્યો એક ઠોરી;
તાકો ધ્યાન ધરત દ્રઢ મનસેં, પાતક પુંજ ગયોરી;
પુણ્યકો ઉદય ભયોરી— ખેલે. ૩.
સરજનહાર સદોદિત સુંદર, વ્યાપક દેવ રહ્યોરી;
જન છોટમ પરસત વા પદકું, તિહાં મન મગ્ન ભયોરી;
ભરમ સબ દૂર ગયોરી— ખેલે. ૪.

---

## પદ ૬૫ રાગ એજ.

ગુરુગમસેં ખેલો હોરી, મિટે મલિન વાસના તોરી. ટેક.
આસનમારી સુરત દ્રઢ ધારી, ત્રિપુટી ધ્યાન ધરોરી;

સાસ ઉસાસ શામ સંગ ખેલો, નેન અચલ ચિત્ત જોરી ;
ગગનપર જાઇ બસોરી— ગુરુ. ૧.
અનહદ નાદ મૃદંગ મોરલી, સુનકે સુરત ચલી મોરી ;
કોટિ અનંગ પ્રતિ સોહે, એસેં કિશોર કિશોરી ;
સબ સખીઅનકી ટોરી— ગુરુ. ૨.
જલહુલ જયોતિ ઉદ્યોત કોટિ રવિ, અદ્‌ભુત ખેલ ગચ્યોરી ;
નિરખે સ્વરૂપ દેવ સબ મોહે, દીન મરકત કર જોરી ;
નિગમ જશ ગાત બહોરી— ગુરુ. ૩.
પારાવાર નહીં હે જાકો, ગુરુગમ જાત ગ્રહોરી :
જન છોટમ સદ્‌ગુરુ કરૂણાસેં, સો પ્રભુ દરશ ભયોરી ;
દેહકો દોષ ગયોરી— ગુરુ. ૪.

---

## પદ ૬૬ રાગ કીર્ત્તન.

### ચાલ વહેલી અલબેલી પ્યારી રાધે.

બ્રહ્મ નામ મુખે એક લે ઉચ્ચારી, જાણ મૂળ મંત્ર એજ મોક્ષકારી ;
જડ ને ચેતન કરે, પુરાતન પાપ હરે, ભજે ભવ સિંધુ તરે, એ પ્રતાપ ભારી, ભારી કે લે ઉચ્ચારી. ટેક.
શંકર શેષ એ ઉપદેશ રૂદે રાખે, પ્રેમે નામ સદા સુધા તે તો ચાખે
વદનવડે વાર વાર ભલું ભાખે, પૂરણ પ્રેમ, ધરે નેમ ભૂલે કેમ,
તજી વેમ, જપે જેમ, કુશળ ક્ષેમ,તરે તેમ, સાધે એમ એવા ધન્ય દેહ ધારી, ધારી કે લે ઉચ્ચારી— બ્રહ્મ. ૧.
નામ બળેં હરે જુઓ ઝેર પીધું, પ્રલ્હાદે સ્મર્યું ત્યારે નરસિંહ રૂપ લીધું ;
નામ જપે ધ્રુવને અચલ ધામ દીધું, વળી અપાર, નામ ધાર,
પામ્યા પાર, અતિ ઉદાર, સૃજનહાર, છે દાતાર, હરે વિકાર,
તરી સંસાર, ગયા કોટિ નર ને નારી, નારી કે લે ઉચ્ચારી— બ્રહ્મ. ૨.
ગુણાતીત ગુણાસિદ્ધ બ્રહ્મ કહેછે, તેનું બોધરૂપ પ્રણવ નામ લે છે ;
વેદ એક એવી વાત તો વદે છે, વિના નામ, ન સરે કામ,
દક્ષિણ વામ, સર્વ ઠામ, પૂર્ણ ધામ, તે મુકામ, મળે રામ, પોચે હામ જયારે સૂઝ, હોય સારી, સારી કે લે ઉચ્ચારી— બ્રહ્મ. ૩.

જડ ને ચેતન ઉભય નામને આધારે, અક્ષરવડે નામ સર્વને શિર ધારે;
પરાએ પોખે પછી વૈખરી ઉચારે, એમ સદાય, વાણી વદાય,
ચાલ્યું જાય, વેદ ગાય, જપ જપાય, કારજ થાય, હોય સહાય,
અખિલ રાય, મટે કષ્ટ તેથી ભારી, ભારી કે લે ઉચારી—બ્રહ્મ. ૪.
સકલ સૃષ્ટિકેરૂં કારણ નામ જાણો, દેવી દેવમાંહી દૈવત એ પ્રમાણો;
નામ નામી સહિત, અંતર લક્ષ આણો, એકવાર, કરે ઉચાર,
ફળ અપાર, લાગે તાર, માયા પાર, સોહંકાર, સુખ અપાર, છોટમ,
સજન સાર, પાપ તાપ હારી, હારી કે લે ઉચ્ચારી— બ્રહ્મ. ૫.

---

## પદ ૬૭ કીર્ત્તન રાગ એજ.

સ્વપ્નતુલ્ય છે સંસાર જોને જાગી, મુઝાય મોહ ભક્તિ બ્રહ્મની
એ માગી;
ટળે દુઃખ સર્વ તારાં, ફળે નિજ સારાં, ન કરીશ અઘ નકારાં;
તુચ્છ ટેવ ત્યાગી, કે જોને જાગી જાગી— ટેક.
ચેત ચડપ ઝડપ લેને જ્ઞાન ઝાલી, ખોટા ખેલમાં ખરાબ થાય ખાલી;
જ્ઞાનનેત્રે પૂર્ણબ્રહ્મ લેને નિહાળી, રાખ્ય હામ, લે વિભુ નામ, આઠે
જામ, સારે કામ, ખરચ દામ, મન વિરામ, બ્રહ્મ ધામ, ઠીક ઠામ,
પામે પ્રાણી તે કહેવાય પરમ ભાગી, કે જોને જાગી જાગી—સ્વપ્ન. ૧.
મરે તેને સારૂં કામની રડેછે, ગળે કાળ તેની ભાળ ક્યાં જડેછે;
અંતે પિંડ પલક એકમાં પડેછે, શ્વાસ જાય, નભે સમાય, વપુ વરાય,
અરૂપ થાય, કરી વિદાય, સર્વ ન્હાય, રોતાં જાય, થાય સહાય,
તેને કોણ સંગે લાગી, લાગી કે જો ને જાગી જાગી—સ્વપ્ન, ૨.
કલુષ આચર્યું તેં આ લોકમાં આવી, ખોટા ભોગ ને વિલાસ વાત ફાવી;
ભક્તિ જગતનાથની તને ન ભાવી, કૂડા સંગકેરો ચડયો રંગ,
અમુલ્ય નંગ, બન્યું ભંગ, ધિક્ક નંગ, ધર્મ ભંગ, જ્ઞાન ગંગ, તજી
કુર્મ નાશા રાગી, રાગી કે જોને જાગી જાગી— સ્વપ્ન. ૩.
કહ્યું માન ધરજે કાન ધીરજ ધારી, હાથે બાજી છે તો જાય રખે હારી;
સતસંગ કરી જન્મ લે સુધારી, મૂક માન, સમજ સાન, ગુરુ જ્ઞાન,

સુધા પાન, પુણ્ય દાન, શૌચ સ્નાન, ધર્મ ધ્યાન, એ વિધાન,
વેદ નીતિ રીત સમજ ને સોહાગી, હાગી કે જોને જાગી જાગી—
સ્વપ્ન. ૪.
કરી વિવેક દેવ એક લે ઉપાસી, અનંગ શક્તિવંત પરમ છે પ્રકાશી,
જેના નામથી વિકાર જાય નાસી, એ વિચાર વારંવાર, અંતર ધાર
પડે પાર, નર ને નાર, ઠરે ઠાર, મોહ માર, હામ ન હાર,
છોટમ કહે મહંત બ્રહ્મ યાગ યાગી, કે જો ને જાગી જાગી— સ્વપ્ન. ૫.

---

## પદ ૬૮ ગોડી.

એક દેવ અવિનાશી સંતો ભાઇ, એક દેવ અવિનાશી;
પ્રભુ સદ્ચિદ આનંદરાશી, સંતો ભાઇ એક દેવ અવિનાશી— ટેક.
બ્રહ્મા વિષ્ણુ દેવ મહેશ્વર, માયાકે ગુન કહાવે;
દેહધારી દુનિયામેં આવત, સો નિજધામમેં જાવે—સંતો ભાઇ. ૧.
તેત્રીશ કોટી દેવ સ્વર્ગમેં, કશ્યપકા પરિવારા;
મનુકે પુત્ર ભયે સો માનવ, ચારુ વર્ણ વિસ્તારા—સંતો ભાઇ. ૨.
દેવ પૂજ્ય માનવ જાતિકોં, ઇશ દિયા અધિકારા;
જો કર્ત્તાકી ભક્તિ ન જાને, સો બૂડે સંસારા— સંતો ભાઇ. ૩.
બેદ પુરાન ગ્રંથ સબ ગાવેં, પુનિ કહે સંત પુકારી;
કહે છોટમ ભગવંત ભજનસેં, સુકૃત હોય નરનારી— સંતો ભાઇ. ૪.

---

## પદ ૬૯ રાગ ગરબી.

મહાપદ લાધ્યું રે જેને, બીજાં સાધન ન રહ્યાં તેને— ટેક.
સહજ સમાધિરે લાગી, અનુભવ જ્યોતિ નિરંતર જાગી;
અનહદ વાજાં રે વાજે, પ્રણવ અરણવ લહેરે ગાજે— મહા.
ગંગા જમુનારે વહે છે, તરવેણીમાં તાલ મળે છે;
જન ત્યાં આવે રે ઝાઝા, ત્યાં છે સકળ તીરથનો રાજા— મહા.
દેવ મુનિનોરે મેળો, ભાવિક સંઘ થાય છે ભેળો;
અક્ષય વટછેરે એમાં, વિશ્વપતિનો વાસો તેમાં— મહા.

તે તીરથમાંરે ન્હાશે, કાગ મટીને હંસજ થાશે;
પિંડજ તેમાંરે ધરશે, એકોતેર શત કુળો તરશે— મહા.
નિર્મળ થાશેરે કાયા, પ્રેમ પ્રયાગ વિષે જે ન્હાયા;
સતપુરૂષોનીરે સંગે, છોટમ ન્હાયો પરમ ઉમંગે— મહા.

---

# છોટાલાલ.

## પદ ૧ રાગ ઠુમરી.

અબકી બેર ઉગારો નાથ મોય, અબકી બેર ઉગારોરે;
એ સબ રિપુ મોહે બહુત સતાવે, તાતેં તુમહીં નિવારોરે. ટેક.
કબહુ મનોભવ સાયક મારે, મોહે ભ્રમાવનહારોરે;
કબહુક લોભ ઠગાવત આઇ, ક્રોધ જારે તન સારોરે—અબકી. ૧.
દુરમતિ દુષ્ટ કુતરક ઉઠાવત, ઇરષા દેશ પસારોરે;
આશા તૃષ્ણા બડી પાપિણી, શુભ ગુણ ગ્રસત હમારોરે—અબકી. ૨.
ઇષ્ટ ભજનમેં આવરણ દેવે, કૂડ કપટ છલ કારોરે;
બહુ અવિવેક અનીતિમંદા, દેત મહા દુઃખ ભારોરે—અબકી. ૩.
હરિ ગુરુ સંત સ્વરૂપ એક હો, મોરી અરજ ઉર ધારોરે;
જન છોટાકો લહો ઉગારી, જાણી ગુલામ તુમારોરે— અબકી. ૪.

---

## પદ ૨ રાગ એજ.

રામ નામકી કમાઇ હમારે, રામ નામકી કમાઇરે;
ખાતાં ન ખૂટે ચોર ન લુંટે, જમકી ભય ન રહાઇરે. ટેક.
બડે રાજગુરુ સાહેબ મેરા, તાકી દુકાન ધરાઇરે;
તેહીંકી નોકરી પાવત હું મેં, હરદમસેં હજુરાઇરે—રામ. ૧.
સાધ સંતકું કિયે દલાલી, સમરણ સોદા કરાઇરે;
જામે ટોટા જુગ જુગ નાવે, વસ્તુ વિના ગ્રથ પાઇરે—રામ. ૨.

' સત સ્વરૂપ સતધામ હમારો, જાંહાં સંત કોઇ જાઇરે;
વહાં કમાઇ પહોંચાઇ ધનીકો, આપ રહે અલગાઇરે–રામ. ૩.
નિરમળ વણજ કરી આયકેં, હરિગુરુ સંત સહાઇરે;
વાલ મુરાર પ્રતાપે છોટા, પટા અચલપદ પાઇરે— રામ. ૪.

---

## પદ ૩ કાફી.

વાવારે અમીરી સંતનકી, સંતનકી હરિ ભગતનકી. ટેક.
માન અમાન નિરાદાર આદર, પીડ મિટી ત્રિહુતાપનકી–વાવારે. ૧.
લોભ મોહ કામાદિસેં લર, મારી ગરદન ક્રોધનકી— વાવારે. ૨.
કેદ કિયે તિન પંચ પકડ કર, ફેરી દુહાઈ ચૈતનકી—વાવારે. ૩.
તખ્ત સિંહાસન કીના અધરપર, તાલી લાગી સમાધિનકી–વાવારે. ૪.
અનુભવ દેશમેં વસે નિરંતર, આતમરાજ અખંડનકી–વાવારે. ૫.
વાલ મોરાર ચરણરજ છોટા, બલિહારી એસે મહંતનકી–વાવારે. ૬.

---

## પદ ૪ રાગ કાફી.

ચલવેકી ઘડી આઈ રે હો રામા રામા રામા,
કછુ કીની ન સુકૃત કમાઈ, રે હો રામા રામા રામા. ટેક.
દેહ પાઈ કછુ હરિકો ભજન ન કરાઈ,
તાતેં અબ તું જાત ઠગાઈ— રે હો રામા રામા. ૧.
ચતુરાઇ તેરી સકલ યાંહી રહીજાઈ,
તું અંતે જાત બંધાઈ— રે હો રામા રામા. ૨.
ધન ધામા તેરે કુટુંબ સુત વામા,
સો કોઈ નહીં આવત કામારે— રે હો રામા રામા. ૩.
ગુરુ ગ્યાંના ગુરુ ધ્યાનકી ગમ નહીં જાના,
તબ અંતે ભયા પછતાનાં— રે હો રામા રામા. ૪.
જમ આવે તાકું કહા કમાઈ લે દેખાવે,
પ્રભુ ભજન કિયો નહીં ભાવેં— રે હો રામા રામા. ૫.

કહે છોટા ગુરુ સંતચરણ ગ્રહો ઓટા,
તબ લગે ન જમકી ચોટા— રે હો રામા રામા. ૬.

---

## ભજન પદ ૫ બોધપિયાલા.

બોધ પિયાલા ગુરુકા પીનાં, તાકી છક નહીં છાનીરે;
નેનમેં નિરમલતા બસરહી, બેનનમેં શીતલતા નીરે. ટેક.
શ્રવણરંધ્રતે ચલ્યો પ્રેમરસ, રૂદયકમલ ઠેરાનીરે;
વા રસમેં મન મગન ભયો જબ, તબહી કુબુદ્ધિ નસાનીરે—બોધ. ૧.
સૂક્ષમ બેદકા ભેદ ગુરુસેં, જીન અનુભવ કર જાનીરે;
ભીતર બાહેર ભયો પ્રકાશા, ખુલ ગઇ આનંદ ખાનીરે—બોધ. ૨.
નિજાનંદકી ચડી ખુમારી, સુરત ભઇ મસ્તાનીરે;
નિજપિયુ આતમસેં રંગ લાગ્યો, અખંડ રહે ગુલતાનીરે—બોધ. ૩
વાલ મુરાર કૃપા કર પાયો, અનુભવ અમી સુખદાનીરે;
જન છોટા પર કરુણા કરકેં, અભય કિયો દીન જાનીરે—બોધ. ૪

---

## ભજન પદ ૬ ધનાશ્રી

દેખો અજબ તંબુરા, કોઇ સંત બજાવે પૂરા.
એ દેખો અજબ તંબુરા હોજી. ટેક.
પાંચ તત્ત્વકા બના તંબુરા, તીન ગુણ કર પૂરા હોજી હોજી;
વાકે ભીતર અજબ ખેલ હે, જાણે સંત સગુરા— દેખો. ૧.
નાભિકમલસેં લગા તાર સો, ત્રવેણી સંગમ પૂર હોજી હોજી;
રં રં રં રં રં રં રં રં રં રૂંકાર ધૂન, બાજત રહે જન તૂરા—દેખો. ૨.
આપહીં ચેતન બેઠ બજાવે, તબહી બરસે નૂરા હોજી હોજી;
જબ જબ જબ જબ વીજલી ચમકે, દરસે મોતી હીરા—દેખો. ૩
કોઇ સતગુરુ પરતાપે કછુક બજાયા, પાઇ મોજ ભરપૂરા હોજી હોજી;
વાલ મોરારા પ્રતાપે છોટા, અનભય પદમાં પૂરા— દેખો. ૪.

---

# જયકૃષ્ણ.

## પદ ૧ ઠુમરી

દૈવ કરે સો હોય, ઓર નહીં. ટેક.
દશરથ કૈકૈ વશ હોય કર, રામ બિના બહુ રોય— ઓર. ૧.
દશરથને જબ દેહ તજ્યો તબ, પાસ પુત્ર નહીં કોય— ઓર. ૨.
રામચંદ્ર અરુ સીતા લછમન, બનમેં બિચરત વોય— ઓર. ૩.
માયામૃગમેં મોહિત હોકર, સીતા દીની ખોય— ઓર. ૪.
જનકપુત્રી ઓર રામપ્રિયા સો, રાવણકે બન સોય— ઓર. ૫.
પાંડુપુત્ર કુંતા દ્રુપદીનકોં, દુઃખમેં દિયે ડૂબોય— ઓર. ૬.
રાજ્ય ગયો બનમેં બિચરત નિત, સુખ રંચક નહીં હોય—ઓર. ૭.
નળ દમયંતી હરિશ્ચંદ્રકોં, જાનત હે સબ કોય— ઓર. ૮.
હાની લાભ અરુ સુખ દુઃખ તનમેં, મેટી શકે નહીં કોય—ઓર. ૯.
રોગી જીવત મરત નિરોગી, ઉલટસુલટ સબ જોય— ઓર. ૧૦.
કૃષ્ણ ગયે વસુદેવ દેવકી, વૃદ્ધ રહે એ દોય— ઓર. ૧૧.
કૃષ્ણ ભજો જયકૃષ્ણ પિછાનીકેં, તાબીન સુખ નહીં હોય—ઓર. ૧૨.

---

## પદ ૨ ઠુમરી

ભક્તિ સદા હે સાર, પ્રભુનકી ભક્તિ. ટેક.
શ્રવણભક્તિ પરીક્ષતને કીની, સપ્ત દિવસ બહુ પ્યાર—પ્રભુનકી. ૧.
કીર્ત્તન જો ભક્તિ હે દુજી, સદ્‌ઉપદેશ બિચાર— પ્રભુનકી. ૨.
સો કીની શુકદેવ ભાગવત, વ્યાખ્યા બહુ વિસ્તાર— પ્રભુનકી. ૩.
જો પ્રભુ પૂરણ ઘટ ઘટ સમરથ, સચ્ચિત સરવાધાર—પ્રભુનકી. ૪.
અસુર સુત પ્રહ્‌લાદ સ્મરણ કીન, કીનો નિજ ઉદ્ધાર—પ્રભુનકી. ૫.
લક્ષ્મીને પ્રભુ પદકે સેવન, કીનો વિવિધ પ્રકાર— પ્રભુનકી. ૬.
પૂજન પ્રભુ પૃથુને કીનો, અક્રુર વંદન પ્યાર— પ્રભુનકી. ૭.
દાસ્યભક્તિ હનુમાન કરી શુભ, તન મન રહિત વિકાર—પ્રભુનકી. ૮.
સખાભક્તિ અરજુનકી અતિશય, પ્રભુસોં એકાકાર— પ્રભુનકી. ૯.

સરવ સમર્પણ બલિને કીનો, ભૂ ધન દેહાગાર— પ્રભુનકી. ૧૦.
યવન જન પ્રભુકોં પહેચાની, હોગયે મુકતાકાર— પ્રભુનકી. ૧૧.
યહ કૃષ્ણ કહતે જયકૃષ્ણ જ્ઞાનકો, સાધન મુકિત પુકાર- પ્રભુનકી ૧૨.

---

## પદ ૩ ઠુમરી.

કૃષ્ણ ભજો સબ કોય, અહો તુમ. ટેક.
કૃષ્ણ ભજન ભવભયકું કાટે, જન્મ મરણકું ખોય — અહો તુમ. ૧.
કૃષિ શબ્દ સત્તાકો વાચક, કૃષ્ણ સુખ વાચક હોય — અહો તુમ. ૨.
સત આનંદ મિલી બ્રહ્મ કહત નિજ, કૃષ્ણ શબ્દ કરી સોય- અહો. ૩.
સ્થૂલ સૂક્ષમ કારણ તનુ ત્રયકો, સાક્ષી સતચિદ્ર દોય— અહો. ૪.
સુખ ઘન કૃષ્ણ સેવી મુખ હોયકર, દુજામે પચી પચી રોએ- અહો. ૫.
સુખસો સાધન કોન ઇશ જગમેં, જો કોઇ પૂછે મોએ— અહો. ૬.
શામ કહતહો જૂઠ ન રંચક, અધર્મ સુખ નહીં હોય— અહો. ૭.
કૃષ્ણ કોનહો કૈસા કીનમેં, બિન સમઝે દુઃખ હોય— અહો. ૮.
કૃષ્ણ વિમુખ તું જડમેં લપટયો, ધુરી પરો મુખ તોય— અહો. ૯.
ચેતન કૃષ્ણ યહ દેહાદિક, સમઝી મલકું ધોય — અહો. ૧૦.
સાક્ષી કૃષ્ણ સરવે વ્યાપક, જાની ભજો તુમ દોય— અહો. ૧૧.
કૃષ્ણમય જયકૃષ્ણ કહે જળ, લહરી જેસે તોય— અહો. ૧૨.

---

## પદ ૪ હોરી.

તનમેં જન દેખો તપાસી, કહા કરિયે જાઇ કાશી. ટેક.
અસ્તિ ભાતિ પ્રિય રૂપ સદા એક, સાક્ષી સ્વયંપ્રકાશી,
પિંડ બ્રહ્માંડ રહ્યો ભરપૂરી, સકળ લોક નિવાસી ;
તજો તુમ આનકી આશી— તનમેં. ૧.
સત્ ચિદ્ર આનંદ રૂપ તિહારો, તાકોં છોડ કિત ધાસી ;

જ્યોં મૃગ નાભિ વસે સુગંધી, બાહિર સુંઘત ઘાસી ;
ભૂલો નિજ આપ ઉદાસી— તનમેં. ૨.
જ્યોં જલ ભીતર મીન રહતહૈ, અધો ઉર્ધ જલ જાસી ;
સો અપની જલ પ્યાસ બુઝાવે, બાહિર મુખ પ્રકાશી ;
ભૂલે તેં દ્વૈત તમ નાસી— તનમેં. ૩.
આપસેં વ્યાપ વ્યાપ મધ્યે આપેં, અનુભવ એહી ખરાસી ;
એસી હોરી ખેલે જન કોઇ, તાકી કટે કાલકી ફાંસી ;
અહં બ્રહ્મ સભર ભરાસી— તનમેં. ૪.
જ્યોં નભ સકળ રહ્યો ભરપૂરી, ઘટ મઠ એક અકાશી ;
ત્યોં જયકૃષ્ણ એક રહ્યો હૈ, અજ અખંડ અવિનાશી ;
એસેં સબ વેદમેં ભાસી— તનમેં. ૫.

---

## પદ ૫ હોરી.

ખેલો જન જ્ઞાનકી હોરી, જલે જમપાસકી દોરી. ટેક.
સત્ ચિદ્ આનંદ રૂપ તિહારો, ગુરુ પિચકારી છોરી ;
સનમુખ હોકર લે અપનેપર, દ્વૈત ગુલાલ ફગોરી ;
તજ્યો નામ રૂપકી જોરી— ખેલો. ૧.
અસ્તિ ભાતિ પ્રિય રૂપ બ્રહ્મકો, તાહીમેં ચિતકોં ઠોરી ;
વરણાશ્રમ અભિમાન જોં ગારી, તાહીકોં દૂર તજોરી ;
કરી ગુરુ વાકયકી ચોરી— ખેલો. ૨.
દેશિક આતમગ્યાંન દેતહે, ફગવા એહી ગ્રહોરી ;
જાનહું પંડિત કષ્ટ હરે સબ, બ્રહ્મ હુતાશન દહોરી ;
તજો મદ આપ બહોરી— ખેલો. ૩.
વિષસમ જાણી વિષય સબ છાંડકે, વિદ્વત સંગ કરોરી ;
ઐસી હોરીસેં જો જન ખેલત, તાહીકોં બંધ કટયોરી ;
કહત જયકૃષ્ણ બહોરી— ખેલો. ૪.

---

# જયદેવજી.

## પદ ૧. રાગ કાફી.

કૃષ્ણ કૃષ્ણ પુકારત નારી, અબ મેરી સાહ્ય કરો ગિરધારી. ટેક.
અશાડ માસ મલી કૌરવ પાંડવ, ખેલત ચોપડ પાસા સારી;
ધન દોલત ઓર માલ ખજાના, હાર ગયે દ્રુપદીસી નારી- અબ. ૧.
શ્રાવનમેં સમુઝ દુર્યોધન ભીષ્મજી વાંકી બોલી મારી;
કાંહાં ગયે તેરે પાંચુ પાંડવ, ભીમસેન અર્જુન બલકારી— અબ. ૨.
ભાદ્રુ વાદ કિયો દુર્યોધન, ખેંચત હે મેરી શિરકી સારી;
દુર્યોધન બુદ્ધિ હીન ભયો હૈ, દેખન ચાહત મોકું ઉગારી – અબ. ૩.
આસુ માસ આય માધવજી, ભયકી મારી પુકારત નારી;
આપે યદુનાથ વેગેંહીં આવો, જન્મોજન્મકી દાસી તુમારી—અબ ૪.
કાર્ત્તિક મહિને બેઠે મેહેલમેં, સંગ લિયે રૂક્ષમણી સબ નારી;
પાસો ઢાલી હાથબીચ લીનો, ચીર વધ્યોહે મોહે ધન્ય ભારો-અબ. ૫.
અગહુન એૈકીન કિયો દુર્યોધન, દેશ વટેકી કરી હે ત્યારી;
અર્જુન ભીમ નકુલ સહદેવા, ધર્મ પુત્ર દ્રુપદીસી નારી— અબ. ૬.
પોષ પોશાગ પેહેરી ભીમને, બનો આયો એક નટ ભારી;
કીચક મારી ખંભ બીચ દીનો, વે કુંતાકે કહાયે બલધારી—અબ. ૭.
માઘ માસ આયો માધવજી, આપ ચઢે ગરૂડ અસવારી;
દોઉ કર જોડી પાંડવ ઠાડે, લજ્જા રખો અબ આપ મુરારિ— અબ. ૮.
ફાગુન પાંડવ ફીકા દીસે, દુર્યોધનસેં કહે ગિરધારી;
પાંચ ગામ પાંડવકો દીજો, ઓર સબ રાજ તુમારી— અબ. ૯.
ચૈત્ર ચમક ઉઠે દુર્યોધન, મદમય બોલત અભિમાની;
સુઇકે અગ્ર જેતી વસુધા ન દેઉં, રણસંગ્રામકી કરી ત્યારી—અબ. ૧૦.
વૈશાક માસ મલી કૌરવ પાંડવ, હાથ લિયે આયુધ સબ ભારી;
રથ જોડી સેના બીચ ઠાડે, યુધ રચ્યો હૈ અતિ ઘન ભારી— અબ. ૧૧.
જેઠ માસ ગાયો જેદેવજી, રાજતિલકકી કરી હૈ તૈયારી;
અર્જુન ભીમ નકુલ સહદેવા, ધર્મ પુત્ર દ્રુપદીસી નારી— અબ. ૧૨.

———

# જયરામદાસ.

## પદ ૧, આરતી.

### ચોપાઇ છંદ.

સદ્‌ગુરુ વિનંતિ મોરી, આવ્યો હું શરણે તોરી;
ઉગારોને અણકી વેળા, મટાડો ચોરાશી ફેરા— ૧.
પતિતપાવન બર્દ સંભારો, અનેક પતિતમાં એક ઓધારો;
સરવે પતિતમાં હું બડ પાપી, વિષે વળુંધ્યો થાપોથાપી. ૨.
એવા અવગુણ મુજમાં ભારી, તે તમે જાણો દેવ મુરારી;
અશરણ શરણ બર્દ સંભારો, આવ્યો શરણે ફેરો ટાળો. ૩.
ફરી ફરી હું કહાયો સ્વામી, બહુ દુઃખ પામ્યો અંતરજામી;
મત પંથ મેં સરવે જોયા, સતસંગ વિના ફરી વગોવ્યાં. ૪.
હું હું કરતાં ન મળે હરિ, જઇ ભોગવે ચોરાશી ફરી;
એવા મત તો જગમાં બહુ, સમજણ વિના ભૂલા સહુ. ૫.
સમજણ છે સદ્‌ગુરુને પાસ, સંત મુખેથી થાય પ્રકાશ;
એવા સંત તો ત્યારે મળે, જ્યારે સદ્‌ગુરુ કૃપા કરે. ૬.
મુજ ઉપર જબ કીધી મે'ર, મેલ્યા મ્હાજન મારે ઘેર;
તેણે આવી કહિયું એમ, આવો અવસર ભૂલો કેમ. ૭.
પછી કહ્યું જે વચનજ માન, અમે કરિયે તુજને સાન;
સ્વામી પ્રગટ્યા પૂરણબ્રહ્મ, તું જઇ લે તેનું શરણ. ૮.
જનમ મરણથી છૂટીશ ત્યાંય, બીજે કુશળ નથી કયાંય,
દારૂ માટી ચોરી અવેરી, વટલે વટલામણ નાર અમારી. ૯.
પાંચ વરત તું રદયે ધરજે, પછી કહિયે તે તું કરજે;
તો ઇશવરની થાશે મે'ર, જમડા જાશે ટળશે વેર. ૧૦.
તારે થાશે આનંદ ભારી, બ્રહ્મ મ્હોલની ઉઘડશે બારી;
તેમાં જઇ સુખે રહે, મુખે નામ નારાયણ લહે. ૧૧.
હવે ન જઇયે વહેતાં પૂર, પ્રગટયા સ્વામી પ્રગટ હજૂર;
જયરામદાસ કે મળિયા રામ, ત્યારે સર્યાં અમારાં કામ— ૧૨.

---

# જાનકી.

## પદ ૧ ગોડી.

ભજુ મન જાનકી જીવન રામા. ટેક.
સુખમાં સદન સકલ સુખ સાગર, મધુર મનોહર શ્યામા. ભજુ મન. ૧.
કામ કોટિ શોભા તનુ બિલસેં, નિરખત લાજે કામા;
વામ અંગ સોહિત સિયા સુંદરી, દક્ષિણ લખન લલામા. ભજુ મન. ૨.
મનક્રમ બચન જાસુ ઉર અંતર, સિય પ્રિય પ્રેમ ન જાના;
સો શિર ધુની પછતાય નિરંતર, દુઃખ પાવૈ પરિણામા—ભજુ મન.
સોઇ મમ સ્વામી સેવત જેહિ હનુમંત, જાસુ જપત હર નામા;
બીન બજાય ગાવત જશ નારદ, લહુતા સકલ બિશ્રામા—ભજુ મન. ૪
કર સરોજ કો છાંહ જો પાવૈ, સો વિવિધ સુખ ધામા;
સકલ પાપ ત્રય તાપ નસાવૈ, તેહિ લાગત નહીં ઘામા—ભજુ મન. ૫.
સબ લાયક સુખ દાયક મેરો, સોઇ સુખસાગર રામા;
રામ કૃપા નિરખત છબી જાનકી, ચેરી ભઇ બિનુ દામા—ભજુ મન. ૬.

---

## પદ ૨ ગોડી.

મન રે તું ચિત્ર કોટ વસ ભાઇ. ટેક.
જાહાં રામ સુખધામ જાનકી, સંગ લક્ષમણ સુખદાઇ;—મન. ૧.
પય સરણી પાપનકી હરણી, જાકો કયો ન નહાઇ;
જો ગંગા દેવનકો દુર્લભ, સો અનુસૂયા માઇ— મન. ૨.
જા રજકો શિવ બ્રહ્મ નારદ, મુનિ ખોજત મન લાઇ;
જો પદ રેણુ દેવનકો દુર્લભ, લે શિવ શીષ ચઢાઇ— મન. ૩.
ચિત્રકોટકે ગુહા કંદરા, જહાં બિહરત રઘુરાઇ;
રામ કૃપા ભજો જાનકી વલ્લભ, ઔર ન આન ઉપાઇ— મન. ૪.

---

# જીવણ.

સં .૧૮૦૦ માં હતો.

## પદ ૧ ગરબી રાસની.

મારી નાનપણાની પ્રીત રે, શામળિયા સાથે રે ;
અમે રંગભર રમતાં રાસ, હરિ ને હાથે રે— મારી. ૧.
લાગાં મોહનજીનાં બાણ રે, ઘાયલ કીધાં રે ;
તારી મોરલીએ મહારાજ, મન હરી લીધાંરે— મારી. ૨.
મારાં સુકાઇ ગયાં શરીરરે, અન્નડાં ન ભાવે રે ;
બીજી વેરણ થઇ છે રાત, નિદ્રા ન આવે રે— મારી. ૩.
મારાં મનડાંમાં મોરાર રે, ચિત્તડામાં ચણકે રે ;
મારે નેણે રે નીર ન માય, આંસુડાં ઠણકે રે— મારી. ૪.
સખી વનરાવન મોઝારરે, મોરલી વાગી રે ;
સુતી હતી મંદિરયામાંય, જબકીને જાગી રે— મારી. ૫.
દીનોનાથ દ્વારિકાંમાંય રે, ચાલો જોવા જાઇયે રે ;
એવા જદુપતિ જીવન પ્રાણ, વારણાં લઇએ રે— મારી. ૬.

---

## પદ ૨ ભજન.

નહીં જાયે રે, તે નર નહીં જાયે,
જેણે સદ્ગુરુ સેવ્યા તે નર. ટેક.
રામના નામનો જેણે રસ ચાખ્યો વાલા ;
અવર દુજો રસ નહીં ભાવે રે — જેણે. ૧.
આવાગમન જેને કાંઇ નથી નડતું વાલા ;
સરપ કાંચલડી છોડી દુજી લાવે— જેણે. ૨.
તન મન ધન જેણે ગુરુજીને અરપ્યું વાલા ;
દુગ્ધા મેલીને રહેવું નિરગુણ દાવે— જેણે. ૩.
ભીમ ભેટયા તેનાં સહુ દુ:ખ ભાગ્યાં વાલા ;
દાસ જીવણ તારા ગુણ ગાવે— જેણે. ૪.

---

## પદ ૩ ભજન.

નાવે નાવે નાવે હરિનાં નામ સમાન, નામ સમાન કેવળ ભજન પ્રમાણુ રે. નાવે. ટેક.
અગ્નિથી ઉગાર્યાં રામે, મંઝારીનાં બાળ રે;
હિરણાક્ષને નખે વઢાર્યો, ઉગાર્યો પ્રહ્‌લાદ રે— નાવે. ૧.
કુરૂક્ષેત્રમાં સુણિયો રામે, પક્ષીનો પોકાર રે;
મૃગલો છેડાવી ધાયા, ગજ કેરી વ્હાર રે— નાવે. ૨.
નામને પરતાપે જળમાં, તરત પાષાણુ રે;
અજામેલ ઓધાર્યો રામે, ગુણિકાને વૈમાન રે— નાવે. ૩.
નામનો મહિમા મુખે, વરણ્યો ન જાય રે;
અનેક ઓધાર્યા રામે, અજોધ્યાના રાય રે— નાવે. ૪.
ભણુત જીવણુ દાસ, અગમકી નિશાન રે;
નામને તોલે નાવે કોય, જપ તપ તીરથ દાન રે— નાવે. ૫.

---

## પદ ૪.

તમે સાચાંના સંગાતીરે, જેણે પ્રીતો કીધી,
તમે ગરીબોના બેલીરે, જેણે પ્રીતો કીધી;
તમે આપ નિરંજન ઊભારે— જેણે. ૧.
વ્હાલારે મારા, પે'લી પ્રીત ધ્રુવે કીધી;
જેને અવિચળ પદવી દીધી રે— જેણે. ૨.
વ્હાલારે મારા, બળિને બોલાવી વાચા દીધી;
બ્રહ્માંડ રહ્યા છો વ્યાપીરે— જેણે. ૩.
વ્હાલારે મારા, બળતા રાખ્યા છે પાંડવ વીર;
પંચાળીનાં પૂર્યાં ચીર રે— જેણે. ૪.
વ્હાલારે મારા, દિલ દરિયામાં દોટો દીધી;
તેમાં મોતી લીધાં ગોતીરે— જેણે. ૫.
વ્હાલારે મારા, જલમાં ગજે તે બૂમ કીધી;
તેની તરત ખબરો લીધીરે— જેણે. ૬.

વ્હાલારે મારા, વિદુરની જમીઆ ભાજી ;
ત્યાં આપ થયા છો રાજી રે— જેણે. ૭.
વ્હાલારે મારા, નામ દેવનું તે દૂધ પીધું ;
ત્યારે દેવલ ઉલટું કીધુંરે— જેણે. ૮.
વ્હાલારે મારા, વૃંદા તે વનકેરા વાસી ;
પદ બોલ્યા જીવણ દાસીરે— જેણે. ૯.

---

## પદ ૫.

જાવું છે મરી, મેરમ જાવું છે મરી ; લે લગાડી રામ ભજી લે— ટેક.
મેડી મંદિર માળિયાં, તારાં જાશેરે પડી ;
કાચી કાયાનું સ્થૂળ બંધાણું, જાણે ધૂળની ઘડી. ધૂળની ઘડીરે૰
મેરમ. ૧.
સગું કુટુંબી તારૂં લૂટવા લાગે, કાનની કડી ;
કાઢો કાઢો એને સહુ કહે હવે, રોકોમાં ઘડી, રોકોમાં ઘડીરે૰
મેરમ. ૨.
ફૂલની ઘોડિયે ફૂલી રહ્યાં છે, જાણે ગરથમાં ગળી ;
જમડા આવશે જીવ લેવા અછે, ભાંગશે નળી, ભાંગશે નળીરે૰
મેરમ. ૩.
સાધુની સંગત ગુરુની સેવા, ઇ વાત છે ખરી ;
દાસ જીવણ સંત ભીમ કેરે ચરણે, જનમ જાય ટળી. જનમ જાય
ટળીરે૰ મેરમ. ૪.

---

## પદ ૬ રાગ. (ભોજા ભગતના ચાબખાનો)

સંસારમાં કોણ નાના કોણ મોટા, ભજન વિના ખાશો જમના
સોટા—ટેક.
આરે કાયાને તમે એવીરે જાણજો, પાણી તણા પરપોટા ;
જીવવું થોડુંને જંજાળ ઘણેરો, વેપાર કરવા ખોટા— સંસારમાં.

આરે કાયાને જ્યારે ડાઘરે લાગતા, નિત્ય નહાતાને નિત્ય ધોતા ;
માથડે તેલ ફૂલેલ લગાડતા, સુંઘે ગુલાબના ગોટા— સંસારમાં.
સોનાની થાળીએ ભોજન જમતા, પીવા કંચનના લોટા ;
છત્રપતિ તો ચાલ્યા ગયા, જેના જગમાં મળે નહિ જોટા— સંસારમાં.
ખાતાંને પીતાં ખુબિયું કરતા, દૂધ સાકરને ચોખા ;
કાળ અચાનક આવશે ત્યારે, થાશે તમને ધોખા— સંસારમાં.
નર નારીને ફૂલ ફૂલ બેસે પછી, સુખિયા થઈને સોતા ;
ખોળામાં આપીને ખેંચી લેશે, પછી રહેશો તમે રોતા— સંસારમાં.
દેવ દરસન તમે મેલી કરીને, ભાંડ ભવાયા જોતા ;
નારીનાં લુગડાં નર પહેરતાં, મૂરખનાં મન મોહતાં— સંસારમાં.
આરે નેણુંમાં નિદ્રા ઘણેરી, સેજ પલંગમાં સોતા,
ગુરુને પરતાપે જીવણ બોલ્યા, જાણે જનમ્યા નહોતા— સંસારમાં.

---

## પદ ૭.

સદ્ગુરુનાં વચન રૂદે ધરો, નહિ તો વાંઝણી જેવારે ;
સોઈરે શબ્દ તમે સાંભળો, તોએ તમે એવાને એવારે. ટેક.
ગુરુ કીધા પણ ગમ નહીં, ગુરુ વિના જ્ઞાન કયાંથી આવેરે ;
જ્ઞાન વિના પુરૂષ પાવૈયો, તે નર નારીમાં ન આવેરે— સદ. ૧.
ભક્તિ વિના નર ભૂત છે, સામો મળિયો નહિ સારોરે ;
ધૂળરે જાયો એની જનેતાએ, ખોયો જનમારોરે— સદ. ૨.
ભક્ત જનમ્યા તેને ધન્ય છે, ધન્ય જેણે હરિજન જાયારે ;
વૈકુંઠમાં પડેરે વધામણાં, ચૌદ લોકમાં તેની છાયારે— સદ. ૩.
સંતનાં વચન નથી માનતો, ગુરુજીને ગાળ બેસારીરે ;
જનનીનો જય તેં શ્યો કર્યો, માતાને ભારથી મારીરે— સદ. ૪.
ભક્તિ છે જ્ઞાન વૈરાગની, શુદ્ધ વિચારથી આવેરે ;
કહે કલ્યાણ જીવણદાસને, તેનો જગમાં ફેરો ફાવેરે— સદ. ૫.

---

# જીવણ બીજો.

## પદ ૧ મતાગ્રહ તજવા વિષે

રઘુપતિ રામ હૃદેમાં રેજોરે—એ રાગ.

અનુભવી સંતતણો સંગ કરીએરે;
મતે બાંધ્યા મુંઝાઇ નવ મરીએ. ટેક.
ખટપટો ખટદરશનમાં ભારીરે,
તેણે બાંધી યુક્તિ ન્યારી ન્યારીરે,
હઠેકરી બ્રહ્મ સુખ ગ્યા છે હારી— અનુભવી. ૧.
નવા નવા કલિયુગમાં ધર્મ ચાલેરે,
મિથ્યાવાદી મોટા થઇને મ્હાલેરે,
હૈયાફૂટા વેદથી અવળા હાલે— અનુભવી. ૨.
જે પદ હરિયે અરજુનને સંભળાવ્યુંરે,
"सुत्रेमणि" સાત અધ્યાયે જણાવ્યુંરે,
દુર્મતિએ ભ્રાંતે કરીને દબાવ્યું— અનુભવી. ૩.
ગુરુ વિશ્વનાથજી જ્ઞાન બતાવેરે,
પૂર્ણ પુન્યે અધિકારી જન પાવેરે,
જીવણ તેથી જનમ મરણ ભય જાવે— અનુભવી. ૪.

---

## પદ ૨ શંકરસંવાદ.

રાગ "ચેલીઆ પુરાણ અથવા કાચબીના ભજનનો"

જો જો સત્ય વાદ સંતોરે, જેનો છે અગાધ મતો. ટેક.
તત્ત્વદર્શી શંકર આચારજ, જેનો મહિમા અપાર;
અનંતનો ઉદ્ધાર કર્યો, આપ શંકરનો અવતાર;
કદાચિત કાશીમાંહીરે, મોક્ષદાઇ ક્ષેત્ર ત્યાંહી— જો જો. ૧.
કાશીવિશ્વનાથે મનમાં વિચાર્યું, જોઉં અનુભવ વિસ્તાર;
ચંડાલનો વેષ ધારણ કરીને, લઉં એનો ઇતબાર;
ઉમયાજીને સાથે લઇનેરે, વેષે ચંડાલ થઇને— જો જો. ૨.

ગંગેવ સરીખારે માતાજીને સેવતારે,
તેને લાગ્યાં ચિત્ર વિચિત્રનાં પાપ ;
કાષ્ટ લઇનેરે કાશી કાંઠે જે બળેરે,
અગ્નિ લઇને હોમાણારે આપ— અગનાની. ૧.
મોટી દિશામાંરે મીરાંબાઇ ચાલતાંરે,
તે માટે રાણેજીયે પાયાં ઝેર ;
અમરત કરીને મીરાંબાઇ પી ગયાંરે,
બાઇનેરે થઇ છે લીલાલેહેર— અગનાની. ૨.
નરસિંહ મહેતોરે ભજે ભગવાનનેરે,
તેનાપર મંડળિકે માંડયોરે ખાર ;
અંતરજામીરે હરિ વેહેલા આવજોરે,
હરિયે તેને હાથોહાથ આપ્યોરે હાર— અગનાની. ૩.
સંશયદળ શોધીરે મનનેરે મારિયેરે,
ભાવે કરી ભજીયે શ્રી ભગવાન ;
ગુરુને પ્રતાપેરે જેઠીરામ બોલિયારે,
જેઠીરામ ગતરે ગંગાનારે દાસ— અગનાની. ૪

---

# ડુંગર.

( વિજાપુરનો ભાટ સંવત ૧૮૯૫ માં હતો )

## પદ ૧ રાગ સામેરી.

રામ રામ રટિયેરે સાચા સ્નેહસુંરે,
કરિયે સદા સંતસંગત જગ સાર ;
હરિવર વરિયેરે સાહેલી હેતસુંરે,
ધરિયે ધરિયે ધ્યાન ધણીનું એક ધાર— રામ. ૧.
સાગર મોટોરે છે સંસારનોરે,
તેનો પ્રાણી કદિયે નાવે પાર ;
માયાના મજુરરે જાણો સર્વે જગતનેરે,
માથે સૌને માયા મોટો માર— રામ. ૨.

મિથ્યા છે બાજીરે જગતની જૂઠડીરે,
તેમાં વાહ્યા દાનવ દેવ સુજાણ;
આશા ને મનોરથરે લાગી લોભનીરે,
પાપી તારો પળમાં જાશે પ્રાણ— રામ. ૩.
કહીદિન વીત્યારે કામના નવ ટળીરે,
હવે થયો વૃદ્ધ અવસ્થા વેષ;
મારૂંને મારૂંરે કરતાં મરી ગયોરે,
લાગ્યો નથી ગુરુ જ્ઞાનનો લેશ— રામ. ૪.
ડુંગર દેખેરે દિલમાં છે હરિરે,
ધારીને જો ધારણ મન એક ધાર;
પતિતઉધારણરે નામ નારાયણનુંરે,
પ્રેમે રટ્યા તે નર પૂગ્યા પાર— રામ. ૫.

---

## પદ ૨ રાગ એજ.

સુત વિત્ત દારારે સ્વપ્ન સરીખડુંરે
કાયા તારી કાચા કુંભ સમાન;
સગું ને સંબંધીરે સૌ કહિયે કારમુંરે,
સદા તારો વાસો છે શમશાન— સુત. ૧.
માયામાં વલુંધ્યોરે મોહી રહ્યો મૂરખારે,
નારીતણા નેહમાં નાચ્યો નાચ;
શ્વાન સ્વરૂપીરે સાચી લાગી સુંદરીરે,
તેણે આપી ત્રિવિધિ તાપની આંચ— સુત. ૨.
જોબન જાણોરે રંગ પતંગનોરે,
જુવાની છે સીમળાકેરૂં ફૂલ;
ચારને દહાડારે ચટકું આ ચામનુંરે,
ધારી લેજો પછે થાશે ધૂળ— સુત. ૩.
ડુંગર દેખોરે દીનદયાળનેરે,
પ્રેમે મારો પ્રભુજી છે પાસ;

રામ રંગ લાગ્યોરે ભાંગ્યો ભય ભવતણોરે,
આવી સાચી અલખજીની આશ— સુત. ૪.

## પદ ૩ ભજન.

કાચે ઘડે નીર કયું રહે, કયોં રેવે કાગદમાં પારારે— ટેક.
બગલા મોતીડાકોં કયા કરે, મોતી હંસકેરા ચારારે;
વાસણ જોઇ વસ્તુ વ્હોરિયે, જેમાં આનંદ ઉપને અપારારે—કાચે. ૧.
દીપક વિનાના મંદિર કેસા, કેસા ત્રાટીકું તાળાંરે;
ક્રિયા વિનાના જોગી કેસા, જેસા સમદર ખારારે— કાચે. ૨.
અંધા આરસીકું કયા કરે, કયા કરે મૂરખ માલારે;
કાફર તસબીકું કયા કરે, તિનસેં ન હોય ઉજાલારે— કાચે. ૩.
પુત્ર વિના કેસી માવડી, કેસા પાવૈયેકું પાનારે;
દાસ ડુંગરપુરી બોલિયા, સદ્ગુરુ સાચા ફરમાનારે— કાચે. ૪.

## પદ ૪ રાગ પ્રભાત.

જૂઠા જગમાં ઘણી ઝખ મારી, પાજી મન નવ લાજયોરે;
દેશ દેશાંતર ભટકી ભટકીને, બહુ ઠેકાણે જઇ બાઝયોરે— જૂઠા.
કરી પરપંચ હરિકથા સુણાવે, તૃષ્ણાનો શિરપર પા'ણોરે;
જ્ઞાન કથા કથી લોક રિઝાવે, ટળે ન મનની તાણોરે— જૂઠા.
મન જાણે હવે ચડું કિનારે, રહ્યો ભવ જળ વચમાંરે;
કહે ડુંગર શઠ અધમ અન્યાયી, રામ ન રટે આળસમાંરે— જૂઠા.

## પદ ૫ રાગ એજ.

ચોરાસી છે રાત અંધારી તેમાં, મનુષ્ય દેહ વાણું વાયુંરે;
વાણું વાયું તે હરિ ભજવાનું ટાણું, પછે આવશે જમનું આણુંરે—ચોરાસી.

જમ ઝુલમથી જડે જંજીરા, નાવે સાથે તે નારી ને નાણું રે ;
ઈંદ્રિય દ્વાર જયારે અચેત થાય ત્યારે, કાળનું બેસશે થાણું રે—ચોરાસી.
નર દેહ પામીને નહિ ચેત્યો, મમતાની લીધી શિર મટકીરે ;
કોડી મૂલ ન આવ્યું કુબુદ્ધિ, ખોયો જનમ ભવ ભટકીરે— ચોરાસી.
ડહાપણ ડોળીને દૂર તે ફુલ્યો, ફૂલ્યો તે ફોગટ નાતેરે ;
હે ડુંગર નર હજી ન ધરાયો, કોટિ જનમ ગોથાં ખાતેરે— ચોરાસી.

---

# ડોસો.

## પદ ૧ પ્રભાતિયું.

કર્મતણા ફળમાં શું અટક્યો, અંતે છે દુઃખદાઈરે ;
બ્રહ્મ વિચાર નિમિષભર કરતાં, તે ફળ સેંજ સુહાઈરે. ટેક.
પ્રાપ્ત થવાનું જે ફળ ધારે, અડસઠ તીરથ નાઈરે ;
ક્ષણભર આત્મવિચારતણું ફળ, સહસ્ત્રગણું સુખદાઈરે— કર્મતણા. ૧.
પૃથ્વીદાન થકી વધતું ફળ, તત્વવિચારનું ભાઈરે ;
ગીતામાં પણ કહી ગયા છે, શ્રીપતિ મુખથી ગાઈરે— કર્મતણા. ૨.
અશ્વમેધ શત યજ્ઞ કર્યેથી, સ્વર્ગલોકમાં જાઈરે ;
ક્ષીણે પુણ્યે મૃત્યુલોકે, પાછો ત્યાંનો ત્યાંઈરે— કર્મતણા ૩.
આત્મવિચાર ઘડીભર કરવા, મનની કર સ્થિરતાઈરે ;
તે ફળથી તુજ પિતૃ ઉદ્ધરસે, સ્વર્ગલોકની માહીંરે— કર્મતણા. ૪.
વેદ વચન ગુરુમુખે સુણીને, ધારે અંતરમાહીંરે ;
વિશ્વનાથ ગુરુ પ્રસાદ ડોસા, અનહદ કીન કમાઈરે— કર્મતણા. ૫.

---

## પદ ૨ પ્રભાતિયું.

અસ્તિ ભાતિ પ્રિય નામ રૂપ સો, સબ વસ્તુમેં વ્યાપક હે ;
નામ રૂપસે ભિન્નહીં ભાસત, અસ્તિ ભાતિ પ્રિય સ્થાપક હે. ટેક.
બ્રહ્મ આદિ સ્તંબહીં અંતે, સબમેં પાંચ પદારથ હે ;
નામ રૂપ માયાકા ત્યાગી, અસ્તિ ભાતિ પ્રિય એક ગ્રહે— અસ્તિ. ૧.

નામ રૂપ સો ના કછુ વાસ્તવ, કલ્પિત સબમેં ભાસત હે;
અસ્તિ ભાતિ પ્રિય અનુસ્યૂત સો, એક અખંડ પ્રકાશત હે—અસ્તિ. ૨.
તીન કાલમેં હો સો અસ્તિ, દિસત હે સો ભાતિ હે;
પ્રિય સમજ લે પ્યારી વસ્તુ, પ્રિયતા જહાં દિખાતી હે—અસ્તિ. ૩.
તીન કહેસેં ભેદ નહીં હે, સર્વાંતર રસ રૂપ રહે;
એક ચંદનમેં તીન ભેદ સો, ન્યારા નિકસન પાવત હે—અસ્તિ. ૪.
સત્ ચિત્ આનંદ કહે બેદમેં, સોઇ અસ્તિ પ્રિય ભાતિ હે:
ચંદન તીન ગુનસેં નહિ ન્યારા, એકહીં ચંદન જાતિ હે—અસ્તિ. ૫.
એક વિપ્ર સો તીન સ્થાનમેં, ભિન્નહીં નામ ધરાવત હે:
રોટી કરે તબ કેંત રસોયા, પઢતાં પંડિત કા'વત હે—અસ્તિ. ૬.
અસ્તિ ભાતિ પ્રિય નાશ ન હોવે, નામ રૂપ સો નાશી હે;
નાશી છોડ પકડ અવિનાશી, નહિ તો આખર ફાંસી હે—અસ્તિ. ૭.
વિશ્વનાથ-ગુરુ એહિ જ્ઞાનકો, વારંવાર દ્રઢાવત હે;
ડોસા અમૃતકી જ્યું બરખા, સબકો તાપ સમાવત હે—અસ્તિ. ૮.

---

## પદ ૩ લાવણી.

### ગુરુ મહાત્મ્ય.

પ્રથમ પ્રણામ કરૂં સદ્‌ગુરુકોં, વિશ્વનાથ વ્યાપક સારે;
જીન હમકોં નિજ રૂપ દિખાયો, ચરન નાવ ભવ જલ તારે. ટેક.
નામ રૂપ દેખી મત ભૂલો, ગુરુ પરાસેં હે પારે;
જેસેં નભ સર્વાંતર વ્યાપક, ફેર સબીસેં હે ન્યારે;
પદ પદાર્થકોં ન્યારે કરીકેં, લક્ષ્ય અર્થ જો નિરધારે;
તબ અનુભવ હોવે ઇન પદકો, ગુરુ મહિમા અપરંપારે— પ્રથમ. ૧.
**ગુ**કાર કહેતે ગુણાતીતકોં, **રુ**કાર રૂપ રહિત કા'વે;
**વિશ્વ** શબ્દકો અર્થ જગત હે, **નાથ** નિયંતાકોં ગાવે;
ગુણાતીત અરુ રૂપ રહિત સો, જગતનિયંતા ગુરુ મેરા;
શ્રી સદ્‌ગુરુજી વિશ્વનાથકા, ચૌદ લોકમેં હે ડેરા— પ્રથમ. ૨.
વસિષ્ઠ, નારદ, શુક, પારાશર, ગુરુપદ વિસ્તારે;

જનક અરુ અષ્ટવક્રાદિક, ગુરુપદ નિત ચિત્તમેં ધારે;
વેદ વેદાંત ભાગવત ગીતા, સબ ગુરુકો મહિમા ગાવે;
ગુરુ ગીતામેં શિવ શક્તિકોં, એસા અનુભવ દિખલાવે— પ્રથમ. ૩.
અલ્પ બુદ્ધિસેં મેં ક્યા બરનું, ગુરુ મહિમા અપરંપારે;
સાગરમેં એક બુંદ બરાબર, હમે ક્યા હે બિસ્તારે;
પૂરણ બ્રહ્મ સ્વરૂપ ગુરુકો, એસા નિશ્ચય જો ધારે;
કહે ડોસા નિર્ભય નર હોવે, જબ મારત હે જમ સારે— પ્રથમ. ૪.

---

## પદ ૪ લાવણી.

### ગુરુ શરણ ગ્રહણ કરવા વિષે.

સદ્ગુરુરુપી નાવ છોડીકે, નાવ પથરકી ક્યું ધારે;
એહી નાવમેં બેઠી ભાઇ તુમ, ક્યું કરકે ઉતરો પારે. ટેક.
નરદેહી દેવનકું દુર્લભ, સો સુલભ હુઇ હે તારે;
ઇસી દેહમેં નહીં સમજ તો, ફિર ચોરાસી અવતારે;
અંડજ, સ્વેદજ, ખાન જરાયુજ, ઉદ્‌ભિજ, યહી સમજો ચારે;
બોંત દિનો ઉનમેં ભટકે તું, અબે સમજ મેરે પ્યારે— સદ્‌ગુરુ. ૧.
અસદ્‌ગુરુ અનર્થકે હેતુ, સંગ ઉનુંકા ક્યું ધારે;
સુખ સુપનેમેં નંહીં દરશાવે, ધન ધૂતે જ્યું ઠગ સારે;
ધન દેખી ધૂતા જ્યું હેરત, સ્વારથ સબ અપના સારે;
ધન ધૂતીકેં ધક્કા દેવે, કાલહિકે મુખમેં ડારે— સદ્‌ગુરુ. ૨.
બેદ અર્થ ઉલટા સમજાવે, દ્વૈત ભાવના નવ ટારે;
વિષય વાસના દેત બઢાઇ, જ્યું અગ્નિમેં ઘૃત ડારે;
કર્મરૂપ અગ્નિ ઉપજાવે, વિષય કામના ઘૃત ડારે;
ઉસ અગ્નિમેં દેત ઝુકાઇ, આપ જરે પરકું જારે— સદ્‌ગુરુ. ૩.
ભવસમુદ્ર તરનેકી ઇચ્છા, જો ઉરમેં તું નિરધારે;
શરન ગ્રહો શ્રોત્રિય સદ્‌ગુરુકા, તુર્ત લગાદેવે પારે;
"તત્ત્વમસિ" પદ દેત દિખાઇ, જો વસ્તુ વ્યાપક સારે;
ઓહિ રૂપ તુજકું કર દેવે, કીટ ભ્રમરવત હે પ્યારે— સદ્‌ગુરુ. ૪.

દેખનમાત્ર શરીર ગુરુકા, નિર્ગુન બ્રહ્મ વ્યાપક એહી;
ભક્તનકે ઉદ્ધારન કારન, ગુરુ ધરેહે નરદેહી;
મનુજબુદ્ધિ ગુરુમેં મત કરનાં, વિશ્વનાથ સબસેં ન્યારે;
કહે ડોસા "સોહં" પદ પાયા, ચરનકમલકી બલિહારે—સદ્ગુરુ. ૫.

---

## પદ ૫ રાગ ધનાશ્રી.

ગમસેં ઉતરિયેં પાર, નિશ્ચે ગુરુ ગમસેં ઉતરિયેં પાર;
ચાર ભણેથી શું થયું પ્રાણી, શું થયું ભણતે અઢાર. ટેક.
બહુ વ્યાકરણ ભણ્યા મુનિ નારદ, પામ્યા નહીં ગુરુવિણ પાર-નિશ્ચે ૧.
નિગમને અરથ સુગમ છે ગુરુથી, ક્ષણ નવ લાગે વાર— નિશ્ચે. ૨.
શુક સનકાદિક રુષિ મુનિયોંના, ગુરુથી થયો છે ઉદ્ધાર— નિશ્ચે. ૩.
શ્રી સદ્ગુરુને ચરણે નમીને, ડોસે લીધો છે પાર— નિશ્ચે. ૪.

---

## પદ ૬ રાગ ધનાશ્રી.

### (દ્વૈતભાવનાનો ત્યાગ) કાફી.

દ્વૈત ભાવના દૂર, તજો ભાઈ દ્વૈત ભાવના દૂર. ટેક.
એક અદ્વૈત પૂરણ પરમાતમ, જ્યમ સાગર ભરપૂર—તજો. ૧.
અંતર બ્હાર પ્રકાશી રહ્યો જ્યમ, સઘળે પ્રકાશે સૂર— તજો. ૨.
સચરાચર સરવેમાં વ્યાપક, દુરમતિ જાણે દૂર— તજો. ૩.
નિમિષ એક કોઇથી નહિ અલગો, આતમ હાલ હજુર—તજો. ૪.
સદ્ગુરુ શરણ રહી સમજે તો, આનંદ પ્રગટે ઉર— તજો. ૫
કહે ડોસો ગુરુ વિશ્વનાથથી; ઝરમર વરસે નૂર— તજો. ૬.

---

## પદ ૭ રાગ એજ.

### જ્ઞાનની પરાકાષ્ટા.

કેની આગળ કઉં, અનુભવ મારો કેની આગળ કઉં. ટેક
જ્ઞાનીને વાત કહું તો, ગાંડો કહે છે સહુ— અનુભવ. ૧.

નામ ન રૂપ અરપ્યું આપે, શું દેખાડી દઉં— અનુભવ. ૨.
ચારે વાણીથી પાર રહ્યો હું, વૈખરીમાં શું લઉં— અનુભવ. ૩.
વાદ વિવાદનો ત્યાગ કરી હવે,મૌન ધરીને રઉં— અનુભવ. ૪.
સદ્‌ગુરુ શરણુ રહી સાધ્યા તે, સમજી રહ્યો છે સઉ— અનુભવ. ૫.

---

## પદ ૮ ભજન.

### સ્વરૂપ ચમત્કૃતિ.

અજબ ખેલ હમ દેખા, પરમગુરુ અજબ ખેલ હમ દેખા. હોજી. ટેક.
પરાપાર હે આસન જીનકે, નહિ રૂપ રંગ રેખા— પરમ ગુરુ. ૧.
સદ્‌ગુરુ મોંપે કરુના કીની, તબ અંતરમેં નિરખા;
ઇસ નેનાસેં દેખ ન પાવે, જ્ઞાનચક્ષુસેં દેખા— પરમ ગુરુ. ૨.
બિના નેન મુખ દેખત બોલત, પ્રગટ પુરાને પેખા;
હાથ પાઉં નહીં શીવ જીનુંકે, ઘટ ઘટ રમતા દેખા— પરમ ગુરુ. ૩.
પ્રકાશ જીનકા સબકું પ્રકાશે, ચંદા સૂર સરીખા;
અગ્નિ વીજ તારા સબ જાતેં, સો નજીક હમ દેખા— પરમ ગુરુ. ૪.
જગ ઉત્પાદક પાલન કારક, લય કારક હમ લેખા;
સર્વાંતર સામાન્ય રૂપસેં, વ્યાપક વસ્તુ દેખા— પરમ ગુરુ. ૫.
વેદ વચન ગુરુમુખસેં સુનકે, લગી અનુભવ મેખા;
ચોદ લોકમેં એકહી વ્યાપક, દ્રઢ નિશ્ચય કરી દેખા— પરમ ગુરુ. ૬.
શ્રુતિકાર અરુ ભાષ્યકારને, પ્રસિદ્ધ અનુભવ પેખા;
સનકાદિક નારદ જનકાદિક, સબકે મત એહિ દેખા— પરમ ગુરુ. ૭.
વિશ્વનાથ ગુરુ દયા ભઇ તબ, ટલી કરમકી રેખા;
ડોસાકે દુઃખ દૂર કિયે જબ, કૃપાદ્રષ્ટિસેં દેખા— પરમ ગુરુ. ૮.

---

## પદ ૯.

અબતો મેરે રામ દુસરા નઇ કોઇ —એ રાગ.
- સદ્‌ગુરુ પરાયણ રાગ ભૈરવ વિભાસ કલ્યાણ ૬૦

મેરે સખા સદ્‌ગુરુ બિન દુસરા નહિ કોઇ;
જીનકે બોધ પાઇ જન્મ મરણ વ્યથા ખોઇ. ટેક.

બ્રહ્મા અરુ વિષ્ણુ, રૂદ્ર દેવ મેરે ઓઇ;
સદગુરુસેં અધિક ચૌદ, લોકમેં ન કોઇ— મેરે. ૧.
જ્ઞાન, દાન, ધ્યાન, સબેં, તુમસેં સફ્લ હોઇ;
તુમ બિના કૃપાકટાક્ષ, કરકેં કોન જોઇ— મેરે. ૨.
માત તાત ભ્રાતનકી, રીતિ સબ જોઇ;
તુમસેં અધિક નહિ નાથ, નિશ્ચય હૈ ઓઇ— મેરે. ૩.
ગુરુ હમારે વિશ્વનાથ, વિશ્વપતિ સોઇ;
ડોસા કહે વિશ્વમાંહી, જાકી ખુશબોઇ— મેરે. ૪.

---

## પદ ૧૦.

નાથ કેસે ગજકો બંધ છોડાયો— એ રાગ કાફી.

સત્સમાગમ સુખ.

જગતમેં સંત બડે સુખદાઇ, જાનો ધન્ય ઉનકી કમાઇ. ટેક.
ઓર પદારથ જો કછુ કાંવે, સમજ સબેં દુઃખદાઈ;
મૃગજલવત્ તું દેખ ઉનોકું, બેર બેર કયોં ધાઇ—જગતમેં. ૧.
ધન જોબન અરુ સ્ત્રી પુત્રાદિક, દેખ દેખ મુસકાઇ;
ઓહી દેખ મતિ ભૂલહીં મૂરખ, સોઇ તેરે દુઃખદાઇ— જગતમેં. ૨.
ધન સંચયમેં અતિ દુઃખ હોવે, પાલનસેં દુઃખદાઈ;
નાશ ભયે અતિસેં દુઃખ પાવે, ધિક્ ઓ ધનકી કમાઇ—જગતમેં. ૩.
જોબન ચાર દિનોંકી હે ચટકી, ગર્વ કરો મતી ભાઇ;
જેસેં પૂર નદીમેં આવત, છિનમેં જાત સમાઇ— જગતમેં. ૪.
પુત્ર નહીં તબ શોક કરત હૈ, પાયા તબ દુઃખદાઇ;
કાલ અચાનક ગ્રાસ કિયો જબ, તબ પુનિ રૂદન કરાઇ—જગતમેં. ૫.
કવડી કારન આપહીં ભટકત, દેશ બિદેશેં જાઇ;
યું કરતે જો દુષ્ટ મિલી તો, જનમ અકારજ જાઇ—જગતમેં. ૬.
અવિનાશી જાકો નાશ નહીં એસી, પદવી સત્ય સદાઇ;
વિશ્વનાથ ગુરુ દીન દયા કરી, ડોસે શિરપેં ચડાઇ—જગતમેં. ૭.

---

## પદ ૧૧ રાગ એજ.

સદ્‌ગુરુકી ગતિ ન્યારી, સંતો ભાઇઓ સદ્‌ગુરુકી ગતિ ન્યારી;
તુમ દેખોની લક્ષ બિચારી—સંતોભાઇ. ટેક.
પૂર્વકે પુન્ય પ્રગટ ભયે જીનકે, સોઇ ભયે અધિકારી;
મોક્ષકી ઇચ્છા અંતર ઉપજે, નિર્મલ મન અવિકારી—સંતો. ૧.
એકતારૂપ વિષય હય જીનકો, દ્વૈત ભાવના ટારી;
જીવ બ્રહ્મમેં ભેદ ન જાણે, ગુરુ ગમકો અધિકારી— સંતો. ૨.
સચ્ચિદ આનંદ હે સર્વાંતર, દેખ તું મનમેં બિચારી;
તીન બિશેષન આપમેં દેખો ( તો ) કે' નાં મે, બ્રહ્મ, પુકારી–સંતો. ૩.
તીન કાલમેં હે સોહી સત હે, જાનત સો ચિદ્ ભારી;
આપ આપકું પ્રિય સદા હૈ, આનંદ જાને અપારી—સંતો ૪.
સદ્‌ગુરુ મુખસેં બચન સુનીકે, જીન ઐસી મતિ ધારી;
જન્મ મરનસેં સો નર છૂટત, ત્યાગી હો યા સંસારી- સંતો. ૫.
જો વસ્તુ વ્યાપક સર્વાંતર, સો નહીં તુજસેં ન્યારી;
વિશ્વનાથ ગુરુ દીની બતાઇ, ડોસે દિલમેં ધારી— સંતો. ૬.

---

## પદ ૧૨ આરતી.

### સદ્‌ગુરુનું નીરાજન

જય સદ્‌ગુરુ સ્વામી, જય સદ્‌ગુરુ સ્વામી;
ઘટ ઘટ પૂરણ પોતે, સર્વાંતરયામી. ટેક.
દયાસિંધુ સુખરૂપ, અનહદ ઉપકારી; ગુરુ અનહદ ઉપકારી;
શું ઉપમા હું અરપું, ( ૨ ) જાય મતિ હારી— જય. ૧.
જન્મ મરણ જલ પૂરણ, સુખ દુઃખ મચ્છ રહ્યા; ગુરુ ( ૨ )
એવા ભયથી તાર્યો, ( ૨ ) ગુણ નવ જાય કહ્યા— જય. ૨.
હવે થયો કૃતકૃત્ય, નિમગ્ન આત્મપદે; ગુરુ ( ૨ )
સ્વપ્નતુલ્ય જગ જાણું ( ૨ ) બ્રહ્માનંદ મદે— જય. ૩.
વેદ ગુરુ ઇશ્વરને, પુનઃ પુનઃ પ્રણમું; ગુરુ ( ૨ )

બ્રહ્મા અરુ વિષ્ણુ, રૂદ્ર દેવ મેરે ઓઇ;
સદ્ગુરુસેં અધિક ચૌદ, લોકમેં ન કોઇ— મેરે. ૧.
જ્ઞાન, દાન, ધ્યાન, સબેં, તુમસેં સફલ હોઇ;
તુમ બિના કૃપાકટાક્ષ, કરકે કોન જોઇ— મેરે. ૨.
માત તાત ભ્રાતનકી, રીતિ સબ જોઇ;
તુમસેં અધિક નહિ નાથ, નિશ્ચય હૈ ઓઇ— મેરે. ૩.
ગુરુ હમારે વિશ્વનાથ, વિશ્વપતિ સોઇ;
ડોસા કહે વિશ્વમાંહી, જાકી ખુશબોઇ— મેરે. ૪.

---

## પદ ૧૦.

**નાથ કેસે ગજકો બંધ છોડાયો— એ રાગ કાફી.**

**સત્સમાગમ સુખ.**

જગતમેં સંત બડે સુખદાઇ, જાનો ધન્ય ઉનકી કમાઇ. ટેક.
ઓર પદારથ જો કછુ કાંવે, સમજ સબે દુઃખદાઇ;
મૃગજલવત્ તું દેખ ઉનોકું, બેર બેર કયોં ધાઇ— જગતમેં. ૧.
ધન જોબન અરુ સ્ત્રી પુત્રાદિક, દેખ દેખ મુસકાઇ;
ઓહી દેખ મતિ ભૂલહીં મૂરખ, સોઇ તેરે દુઃખદાઇ— જગતમેં. ૨.
ધન સંચયમેં અતિ દુઃખ હોવે, પાલનસેં દુઃખદાઇ;
નાશ ભયે અતિસેં દુઃખ પાવે, ધિક્ ઓ ધનકી કમાઇ—જગતમેં. ૩.
જોબન ચાર દિનોંકી હે ચટકી, ગર્વ કરો મતી ભાઇ;
જેસેં પૂર નદીમેં આવત, છિનમેં જાત સમાઇ— જગતમેં. ૪.
પુત્ર નહીં તબ શોક કરત હૈ, પાયા તબ દુઃખદાઇ;
કાલ અચાનક ગ્રાસ કિયો જબ, તબ પુનિ રૂદન કરાઇ—જગતમેં. ૫.
કવડી કારન આપહીં ભટકત, દેશ બિદેશેં જાઇ;
યું કરતે જો દુષ્ટ મિલી તો, જનમ અકારજ જાઇ—જગતમેં. ૬.
અવિનાશી જાકો નાશ નહીં એસી, પદવી સત્ય સદાઇ;
વિશ્વનાથ ગુરુ દીન દયા કરી, ડોસે શિરપેં ચડાઇ—જગતમેં. ૭.

---

સજી કનક કલશ જળ આંબ મોર, બિનતા વૃંદ જહાં નવલ કિશોર;
ગૃહ ગૃહ રમની કરી શિંગાર, જહાં કંઠ બિલોકત મુક્તાહાર—વસંત. ૨.
બાજૈ મૃદંગ ડફ઼ ઝાંઝ તાલ, જહાં ગન ગંધર્વ ગાવૈ ગુન રસાલ;
અવતાર શિરોમનિ ધ્રમ ધામ, કહત તુલસીદાસ સીતારામ— વસંત. ૩.

---

## પદ ૮૦ રાગ એજ.

બંદોં રઘુપતિ કરુનાનિધાન, તે છુટીજાય ભવ ભેદ જ્ઞાન. ટેક.
રઘુવંશ કુમુદ સુખપ્રદ નિશેષ, સેવહીં પદકંજ અજ હુમેશ;
અતિ પ્રબલ મોહતમ મારતંડ, અજ્ઞાન દહન પાવક પ્રચંડ—બંદોં. ૧.
રાગાદિ સર્પગન પન્નગારી, કંદર્પ નાગ મૃગપતિ મુરારિ;
અભિમાન સિંધુ કુંભજ ઉદાર, સુર રંજન ભંજન ભૂમિ ભાર—બંદોં. ૨.
ભવ જલધિ પોત ચરનારબિંદ, જાનકી રમણ આનંદ કંદ;
નિજ ભક્ત હૃદય પયોજ ભૃંગ, લાવણ્ય બપુષ અગનિત અનંગ—
બંદોં ૩.
હનુમંત પ્રેમ વાપી મરાલ, નિહ કામ કામ દુઃખકો દયાલ;
ત્રૈલોક તિલક ગુન ગ્રહન રામ, ભજી તુલસીદાસ બિશ્રામ ધામ-બંદોં. ૪.

---

## પદ ૮૧ હોરી.

દેખો રઘુવીર રંગ ઉડાવે, એસી કુંવરી જનકજીકી ભર ભર લાવે. ટેક.
હાથમેં ઝારી કપટ વાકે દિલમેં, મુઠિયાં ભર ભર લાવે—એસી ૧.
સીતારામ લક્ષમણ ભરત શત્રુઘન, હનુમાન ચમર ઢરાવે—એસી. ૨.
શિવ સનકાદિક ઓર બ્રહ્માદિક, શેષ સહસ્ર સુખ ગાવે—એસી. ૩.
બેઠે બ્રહ્મા વેદ પઢત હે, મુનિ નારદ બિન બજાવે— એસી. ૪.
પુરી અયોધ્યામેં ફ઼ાગ મચ્યો હે, તુલસી મંગલ ગાવે—એસી. ૫.

---

# તુલસીદાસજીનો મીરાંને પ્રત્યુત્તર

## પદ ૮૨

જાકે પ્રિય ન રામ વૈદેહી;
તજિયે તાહિ કોટિ બૈરી સમ યદ્યપિ પરમ સનેહી.
તજ્યો પિતા પ્રહ્‌લાદ, બિભીષણ બન્ધુ, ભરત મહતારી;
બલિ ગુરુ તજ્યો, કંત વ્રજ બનિતા, ભયે સબ મંગલકારી.
નાતો નેહ રામ સો મનિયત સુહૃદ સુસેવ્ય જહાં લોં;
અંજન કહા આંખ જો ફૂટૈ બહુ તક કહોં કહાં લૌં.
તુલસી સો સબ ભાંતિ પરમહિત પૂજ્ય પ્રાનતેં પ્યારો;
જસોં હોય સનેહ રામ પદ એહી મતો હમારો.

---

# તોરલ-કાઠીઆણી.

જેસલ તોરલની જગ્યા અંજાર ( કચ્છ ) માં છે તે.

## પદ ૧ ભજન.

પાપ તારૂં પરકાશ જાડેજા, ધરમ તારૂં સંભારરે;
તારી બેડલીને બૂડવા નહિ દઉં, જાડેજારે તોરલ કહેછેજી. ટેક
તોડી સરોવર પાળ, સતી મેં તોડી સરોવર પાળરે;
ગૌધન તરસ્યાં વાળીઆં, તોરલ દેરે જેસલ કહેછેજી. પાપ.
હરણ હણ્યાં લખ ચાર, સતી મેં હરણ હણ્યાં લખ ચારરે;
વનના મોરલા મારીઆ, તોરલ દેરે જેસલ કહેછેજી. પાપ.
લૂટી કુંવારી જાન, સતી મેં લૂટી કુંવારી જાનરે;
સાત વીશું મોડબંધા મારીઆ, તોરલ દેરે જેસલ કહેછેજી. પાપ.
ગોંદરેથી વાળેલ ગાય, સતીમેં ગોંદરેથી વાળેલ ગાયરે;
બેન ભાણેજા દુભિયા, તોરલ દેરે જેસલ કહેછેજી. પાપ.
જેટલા મથેજા વાળ, સતી રાણી જેટલા મથેજા વાળરે;
એટલાં કુકર્મો મેં કર્યાં, તોરલ દેરે જેસલ કહેછેજી. પાપ.

બોલ્યા જેસલ પીર, કાઠી રાણી બોલ્યા જેસલ પીરરે;
મને સંત ચરણમાં રાખજો, તોરલ દેરે જેસલ કહેછેજી. પાપ

---

## પદ ૨ ભજન.

જેસલ કરીલે વિચાર, માથે જમકેરો માર,
સ્વપના જેવો આ સંસાર; તોરિ રાણી કરેછે પોકાર,
આવોને જેસલરાય; પ્રેમથકી આપણ મળિયેં,
પૂરા સંત હોય ત્યાં જઇ ભળિયેં— ટેક.
અનુભવી આવ્યોછે અવતાર, માથે સદ્ગુરુને ધાર;
જાવું ધણીને દરબાર, બેડલી ઉતારે ભવપાર— આવોને. ૧.
ગુરુનાં જ્ઞાનનો નહીં પાર, ભગતી ખેલ ખાંડાની ધાર;
નુગરા શું જાણે સંસાર, એનો એળે ગયો અવતાર—આવોને. ૨.
ગુરુની ગતિ ગુરુની પાસ, જેવી કસ્તુરીમાં વાસ;
જ્યાં નામનો વિશ્વાસ, દીનનો નાથ પૂરે આશ— આવોને. ૩.
નિત નિત નાવાને જાય, કોયલ ઉજળી નવ થાય;
માવઠાને મેઘે કણ નવ થાય, ગુનિકાનો બેટો બાપ કેને કેવા જાય—
આવોને. ૪.
દેખાદેખી કરવાને જાય, આતમા દીવડિયો દરશાય;
કૂડિયા કૂવે પડવા જાય, મૂરખા સુડિયો ગુમાય— આવોને. ૫.
ભેદુ વિના ભેળાં ન થાય, એ તો અધુરિયાં કેહેવાય;
એને કાંય નૂર ન વરસાય, એનાં કલ્યાણ કેમ કરી થાય— આવોને. ૬.
છીપું સમુદરમાં થાય, એની સફળ કમાઇ થાય;
સ્વાતીના મેહુલા વરસાય, ત્યાં તો સાચાં મોતી થાય— આવોને. ૭.
હીરા એરણમાં ઓરાય, માથે ઘણ કેરા ઘાય;
ફૂટે ફટકિયાં કે'વાય, તેની ખરે ખબરૂં થાય— આવોને. ૮.
ચંદા સુરજનો ઉજાશ, નવલખ તારા એને પાસ,
પવન પાણીનો પરકાશ, ચૌદ ભુવન તેની આશ— આવોને. ૯.
સવાલાખ કોથળિયો બંધાય, પૂરા ગાંધીડા કહેવાય;
એવા સંત વિરલા થાય, હીરા માણક સ્યા વોરાય— આવોને. ૧૦.

એના ધરમેં દશ-અવતાર, પાંચ સાત નવ બાર ;
ક્રોડાં તેતરીસા તાર, રૂષિ અઠયાશી હજાર— આવોને. ૧૧.
સતયુગ *રત્નાવર પ્રહલાદ, ત્રેતા [1]તારા હરિચંદ્ર રાય ;
દ્વાપર દ્રુપદી ધર્મરાય, કલિયુગ [2]વિંધ્યા ને બળિરાય— આવોને. ૧૨.
પ્રેમનો પાટ પ્રેમનો ઠાઠ, પ્રેમનો જ્યોતનો પ્રકાશ ;
તોરલ રાણી જાણો તે અંબાર, સાહેબો પૂરે આપણી આશ-આવોને. ૧૩.
સતની માંડવી બંધાય, પ્રેમના પડદા રચાય ;
જતિ સતી તિહાં ભેળા થાય, તિહાં નૂરને પરસાય— આવોને ૧૪.
હેતે હરિ ગુણ ગાય, પ્રેમે ગુરુ પૂજા થાય ;
કોરી પાવરીએ વરતાય, ચાર જુગની વાણી સતી તોરલ રાણી ગાય—
આવોને. ૧૫.

---

## પદ ૩ ભજન.

જાડેજારે તાર તંબુરો સતીના હાથમાંરેજી.
કરે અલખનો આરાધ, જાડેજારે બોલ્યા હતારે મેવાડમાં ;
તેદિનો બોલ સંભાર, વચન સંભારી વેલા જાગજોરે. ટેક.
જાડેજારે માલો રૂપારે આવ્યાં મેવાડથીરે ;
વચન દીધાં તેને કાજ ;
જાડેજારે ત્રણ દાહાડાને ત્રણ ઘડીરે ;
શૂરો હોય તોરે જાગ— જાડેજારે. ૧.
જાડેજારે માલો પારેખને, રૂપાં પેઢીયેરે ;
હીરા હીરા લાલ પરખાય ;
જાડેજારે ખરાં ખોટાનાં પડશે પારખાંરે ;
ચૂકા તો જાશો ચોરાશીમાંય— જાડેજારે. ૨.
જાડેજારે કાલી કેવરાશે, તોરલ કાઠિયાણીરે ;
મૂવા પછી બોલ્યાના છે નિમ ;
જાડેજારે ધૂપ ધજા નાળિયર ચડેરે ;
ખરાખરીનો છે ખેલ— જાડેજારે. ૩.

---

* પ્રહલાદની સ્રી. ૧ હરિચંદ્રની સ્રી. ૨ બલિરાયની સ્રી.

જાડેજારે આળસ મોડી જેસલ ઊઠિયાંરે;
ભાગી ભાયાનીરે ભ્રાંત;
પે'લાં મળ્યા રૂપાં માલાનેરે;
પછી મળ્યા તોરલ નાર— જાડેજારે. ૪.
જાડેજારે કરી લ્યો કેસરીઆં છાંટણાંરે;
મોડ મીંઢોળ જાડેજાને હાથ;
કન્યા કેસરિયાં પેહેરશેરે;
લાગી વિવાની ખાંત— જાડેજારે. ૫.
જાડેજારે જેસલને ઘરે તોરલ ખોલિયાંરે;
સાચુલીમાં પૂર્યો દાવ;
સહુ વળાવી પાછાં વળ્યાંરે;
ન વળ્યાં તે તોરલ નાર— જાડેજારે. ૬.

---

# ત્રિભુવન.

## પદ ૧ ચાબખો.

પ્રીતિ પ્રેમ ખડગ કર લઇરે, ચાલો શૂરવીર હરિજન થઇ. ટેક.
જ્યારે ત્યારે એકવાર અરે, મરવાનું છે સહી;
મોજ માણશો તોપણ મરવું, ગયા વિબુધજન કહીરે— પ્રીતિ. ૧.
ડુંગર જેટલી દોલત હોય પણ, સાથે ન આવે જંઇ;
અળગા રે'તાં માત પિતા સુત, મામા માસી ફૂઇરે— પ્રીતિ. ૨.
જખ મારતા ગયા જુવાનો, મંદિરે મેડી ન રહી;
કરમીમાં રહી રળ્યા કુકર્મો, ઠાલી ફજેતી થઇરે— પ્રીતિ. ૩.
કાંઈ ન માણ્યું કશું ન કીધું, છૂટા ભાર વહી;
કહે ત્રિભુવન હરિ ન ભજ્યા, તેની એળે આયુષ ગઇરે— પ્રીતિ. ૪.

---

## પદ ૨ ચાબખો.

જીવડો અનીતિ અભ્યાસીરે, નાંખે નિજ ગળાંમાં ફાંસી. ટેક.
આપતણું પણ અહિત ઇચ્છે, થાય નરક વાસી ;
એળે આ આયુષ ગુમાવે, ખુવે દેશ ખાસીરે— જીવડો. ૧.
પાપ કરી કરી પેટ ભરે ને, ભજે ન અવિનાશી;
લખ ચોરાસીમાં ફરવું તે, ભૂલ નહીં ભાસીરે— જીવડો, ૨.
દીવો લઇને પડે કૂવામાં, હાથે કરે હાંસી ;
બળતી ચેમાં પડી બરાડે, નહીં શકે નાસીરે— જીવડો. ૩,
નીતિ રાખી ભજે નાથને, તજે સંગ રાસી;
કહે ત્રિભુવન તે જીવડો તો, ટાળે જમ ફાંસીરે— જીવડો. ૪.

---

## પદ ૩ ચાબખો.

રહેશે સગાં કુટુંબી રોતાંરે, જાવું જમને હાથે જોતાં. ટેક.
ચાર દિવસમાં જવું સમૂળું, જાણે જનમ્યા નોતા ;
આણાં ને પરિઆણાં સઘળાં, પંડ પડે પોતાંરે— રહેશે. ૧.
ગાંઠતણી કાંઇ મુડી ગુમાવી, ગરવે ખાતાં ગોથાં ;
વેદતણા જરી ભેદ ન સમજે, ભણે પાખંડના પોથાંરે— રહેશે. ૨.
કહે ત્રિભુવન સંત પ્રતાપે, સાહેબ સામું જોતાં ;
આનંદ ઘેન ચડયું રહે અહોનિશ, પ્રભુમાં જીવ પરોતાંરે—રહેશે. ૪.

---

## પદ ૪ ચાબખો.

વૃત્તિ એકતાર કરી ભાઇરે, ભાવે ભગવત ભજો સદાઈ. ટેક.
કૂડ કપટ કરવાં રહેવા દે, કરમાં પાપ કમાઇ;
કુકર્મ દૂધ ન પી બગડેલું, મૂકી હરિ મલાઇરે— વૃત્તિ. ૧.
ઇર્ષા વિષ કરી લે અળગું, કર દૂર ક્રોધ કસાઇ;
કામ દામનો કોડ તજી દે, કરી લે શ્યામ સગાઇરે— વૃત્તિ. ૨.

છોડી જવું સઘળું શમશાને, લેને હરિ ગુણ ગાઇ;
ત્રિભુવન હરિજન હેતુ ગણીને, ભક્તથી રાખ ભલાઇરે— વૃત્તિ. ૩.

---

## પદ ૫ ગરબી

હરિ ભજન થકી છોટા હોય તે ( ઓ રાણાજી ) એ રાગ.

સંસારમાં રહી, ભવસાગર તરવાને સેવો સંતને;
આનંદ ઉરમહીં, જેમ દરપણમાં વસ્તુ દેખે અનંતને. ટેક.
મણિ મોંઘો હાથ જો આવે વે'લો, ભક્તિ પ્રેમમાં જારે થઇશ પે'લો;
કર હરિસેવન ચિત્ત પ્રોઇ ઘેલો— સંસારમાં. ૧
એ અલૌકિક વસ્તુ એક સહી, નથી યાત્રાએ જાવાનું કામ તહીં;
મન મારી તું શોધન કર અહીં— સંસારમાં. ૨.
ગુરુ ગમ વિના મૂઢ ગાંડો ફરે, કરવા ન કરવાનું કામ કરે;
તેમાં સાર ન જોયો કાજ શાનું સરે— સંસારમાં. ૩.
ભુલ્યો ભમે શું મૂરખ આ દેહી, પૂછે વારમવાર જો બતાવે સ્નેહી;
હરિ ઉચ્ચાર નામ પદને ગેહી— સંસારમાં. ૪.
ભરપૂર અખંડ જેનું નામ ભણે, ત્રિલોવન પાર લેતાં અનંત ગણે;
આધ અંતે અકળ રૂપે ક્ષણે ક્ષણે— સંસારમાં. ૫.

---

## પદ ૬ નુગરા વિષે.

"મુખડા કયા દેખો દરપનમેં" એ રાગ.

નુગરા નવ જડે તુંને આરો, મીઠો માની લે સંસારો. ટેક.
જુગ જુગમાં અવતરિયો ફરિ ફરિ, મનુષ્ય ખોયો જનમારો;
ફેલ ફિતુરે ધશો રહે જીવ તુજ, એથી કોણ નઠારો— નુગરા. ૧.
સાંભળતાં શીખામણ માની, ન માની જીવને ઠાર્યો;
જ્ઞાનતણી વાત વે'તી મેલી, અચાનક જમડે માર્યો— નુગરા. ૨.
શું સારૂં ને શું ખોટું તને, ભેદ ન જડિયો પારો;
ફટ ફટરે મનખા દેહ તુજપર, મનને ચરાવે ચારો— નુગરા. ૩.

પલ પલની વાતો સીઠીથી, નકામો વખત કહ્હાડો ;
હે જીવ નુગરા ઠામ નથી રહ્યો, શોધ્યો નહિ ગુરુ સારો— નુગરા. ૪.
ત્રિભોવનરાય તું ચેતી લે, ભવ જળ એ ખારો ;
સંત સમાગમના અનુભવથી, નિરંજન નિરાકાર પ્યારો— નુગરા. ૫.

---

## પદ ૭ રાગ કાફી.

**યુવાનીનો મદ ટાળવા વિષે.**

**જેને રામ રાખેરે તેને કોણ મારી શકે. એ રાગ**

પ્રભુ રટ્ય પ્રાણીરે, કાયા તો તારી કરમાણી ;
કરી લે ઓળખાણીરે, જવાની રહી નવ જાણી. ટેક.
જોબનપણે મદ મત્સર ભરિયો, બાળપણે શું પડતી બૂજ્ય ;
વૃદ્ધાપણે વન બેહેતાળે પડિયો, ચક્ષુથી હારી ગયો સૂજ્ય ;
ખોળીને નવ જોયુંરે, રતને લીધું રૂપ તાણી— પ્રભુ. ૧.
ધંધો ધારી કરી દિન ગુમાવ્યો, રાત ગુમાવી નિદ્રાય ;
આઠ પહોરે ચાર ઘડી પ્રભુ ન ભજ્યા, એળે ગયો અવતાર ;
અવિનાશી નવ દીઠારે, ભૂલ્યો તું ભવરેઠાણી— પ્રભુ. ૨.
અંત વખત ઘોર છાંયડી દીઠી, બેઠો ભજવા શ્રી રામ નામ ;
આરે સંસારમાં વૃથા જન્મ કહાડયો, રળેલું આવ્યું નહીં કામ ;
પડિયો લખ ચોરાસીરે, જેમ બેલ ફરે ઘાણી— પ્રભુ. ૩.
એવું વિચારી ઉર પ્રાણિયા ભજ ભજ શ્રી જુગ કિરતાર ;
મનુષા દેહ મળવો દેવને દુર્લભ, ત્રિભોવન ઇષ્ટે ઇશદ્વાર ;
અવર નહીં બીજુંરે, કાયા માયા મિથ્યા વાણી— પ્રભુ. ૪.

---

## પદ ૮.

**સતસંગ વિષે. રાગ એજ.**

અલખ ગુરુ સેવોરે, સેવાથી પામો પદ મોટું ;
શિરોમણ સાર લેવોરે, સતસંગ વિના સર્વ ખોટું. ટેક.

ત્રિલોકમાં એ કરતા રહ્યો છે, ચઉદ ભુવન વિશ્વમાહીં;
નામ નિરંજન અલખ ધણી એ, ઓળખ્યા વિના ગોતો ક્યાંહી;
ન્યાહાળી લો અંતર ભીતરરે, નિકટ રહ્યા રણ છોટું— અલખ. ૧.
અંતરજામી વિધ વિધ નામી, સ્વામી સ્વરૂપની એંધાણ;
રૂદયામાં સાક્ષી એની તો કહિયે, સંસાર અલપ સુખ માણ;
અલખ આપ નાણોરે, પારખ વિના શીદ લોહું— અલખ. ૨.
મોહ માયામાં વીંટાઇ રહીને, મોહી રહ્યો છું ઘરબાર;
અંતે તો જાવું એકલાં તો, પડે ત્યાં જમકેરો માર;
પોકારા જીવ મારેરે, મૂરખ મનડું મ્રૈહું— અલખ. ૩.
વૃથા જન્મ તું એળે શું ખુવે, કરી લે સદ્ગુરુનો સંગ;
નંદનું નાણું નહીં ખૂટવાનું, જેમ ખુમારી ચડે રંગ;
એમ લાલથી લપટાવોરે, ભૂધર ભાવે ભક્તિ દોટું— અલખ. ૪.
ધન જોબન સર્વ કૂડની બાજી, માનો એમાં નહીં બીજો ભેદ;
ગુરુગમ સેવા વિના શાનું અજવાળું, ત્રિભોવન દીસે ઉર ખેદ;
ટળવાને અંધારૂંરે, ચિત્ત ચિરણે ચોટયું— અલખ. ૫.

---

## પદ ૯ મનની દોડ વિષે. રાગ એજ.

મન ભટકત મારેરે, જ્ઞાન ઘોડે લગામ નથી;
દીવેલ વિના અંધારૂંરે, વારે વારે શું કહેવું કથી. ટેક.
શિવ જીવ એ ભેદ ન જાણે, ફોગટ ઠામે અથડાય;
ઘરે ગંગા મૂકી જાય તે કાશી, મનખો સફળ કેમ થાય;
ઓળખ નથી તુજનેરે, પાખંડી પૂજે ઉમંગથી— મન ૧
કાં પુરુષને કાં વળી નારી, ચિત્ત ઠર્યું નથી ઠામ;
માટે ભમતાં ભાય જડે નહીં, મિથ્યા રાખી અભિમાન;
વિના તો લોચનથીરે, પતંગ દીવે ઝંપે પ્રેમથી— મન. ૨.
સંત બ્રાહ્મણ દેખી નવ હરખે, તમાસો જોઇ મલકાય;
હસાવી પઇસો લે તે છીનવી, હાથ હુલાવી ઘેર જાય;
ધિક્કાર તુજ મનખોરે; વળગો નઠારી સોબતજી— મન. ૩.

સાચા જન તન મનથી જાણી, આજ્ઞા માને ભરપૂર;
જ્ઞાન ઘોડે ચડી લગામ પકડી, વૈમાને જાય ત્યાં હજુર;
લેખું તો ધણીનુંરે, આપી શકે શૂરાતનથી— મન. ૪.
પૂરણ પ્રીત કરી લે મૂરખ, અચાનક ઝડપશે કાળ;
તે ચોટમાંથી જો ઉગરવા, જેવા જેને ગુરુ દયાળ;
જાળમાંથી છૂટવારે, નિર્મળ નહા તું ઘેર ગંગથી— મન. ૫
આ સંસારમાં સગું નહીં તારૂં, મિત્ર બાંધવ મિથ્યા ગાણ;
એમ માત પિતા સુત દારા ને ભગની, તેની ચાલે નહીં તાણ;
આણ શી લેખામાંરે, ખાય જીવ માયા નેહથી— મન. ૬.
સાચી માયા હરિ બિનાની, ઉતારે પલ્લો પકડી પાર;
સંસારની માયા રોવા કૂટવાની, લેશ જણાય નહીં સાર;
ભવ સાગરથી તરવારે, ત્રિભોવન ચાહે અંગ રંગથી— મન. ૭.

---

## પદ ૧૦.

### કિંચિત બુદ્ધિ વિષે, રાગ એજ.

અલ્પ મતિ મ્હારીરે, પ્રભુજી લેજો ઉગારી;
અકળ ગતિ તારીરે, કળી ના શકે નર નારી. ટેક.
ગુણ ગોવિંદના ગાતાં ન લાજું, બાજુ અખંડ ભરે નામ;
પૂરણ ભક્તિ પ્રેમથી ચહાવું, સુખે દુઃખે વિશરામ;
સમાગમ કર શૂરાનોરે વખતે જાય જમ હારી— અલ્પ. ૧.
પોષણ કરતાં ભવ સંભારૂં, ઘડી નવ ટાળો તુજ હેત;
તન મન ધનને પ્રાણથી વાલો, નવ નિદ્ધ અષ્ટ સિદ્ધ દેત;
એનાથી અદિકુંરે, પૂરણ તો પ્રીતમ પ્યારી— અલ્પ. ૨.
મનુષ્ય દેહ ધરિયો તેણે શું થયું, અવતર્યો ઉત્તમ પેટ;
દશ મહિના મસ્તકે ઝૂલતો, ઊંધા હરિથી નેટ;
જમાન આપી છૂટયોરે, જોબન ગયો વિસારી— અલ્પ. ૩.
કળજુગમાં ઇશ્વર નજીક છે, નથી જોતો તું ગુમાન;
ફાટ્યાની પેઠે ફૂલ્યો ફરે છે, અંતે ભૂલી ગયો ભાન;
અથડાતો અથડાતોરે, પડયો ચોરાસી ખાણ ભરી— અલ્પ. ૪.

તજ્યા દશરથજી, જીવનજીને જાતા જાણી તન ;
સુત સુમિત્ર નામનો છે સાથે, ધર્યાં ધનુષ બાણ હરિયે હાથે ;
જેને મુગટ ઝળકે છે માથે— પ્રભુ. ૧.
સોઇએ જનકસુતા કોમળ અંગે, જેનો કર સાહ્યો છે શ્રીરંગે ;
તે વન ચાલ્યાં સ્વામી સંગે— પ્રભુ. ૨.
માતા કૌશલ્યા સઉકોઇ રૂએ, ઊભાં રહીને હરિની પુંઠ જુએ ;
આંખે આંસુ પડે રોઇ રોઇ લૂવે— પ્રભુ. ૩.
પ્રભુ ચિત્રકોટ આવ્યા પ્રીતે, મુનિ આશ્રમ જુએ સહુની રીતે ;
કથા કીર્ત્તન થાય ત્યાં નિત્ય નિત્યે— પ્રભુ. ૪.
પ્રભુ પંચવટીમાં પધાર્યાં, ખર દુખણ ત્રિશિરા સંહાર્યાં ;
ભણે થોભણ અધરમી ઓધાર્યા— પ્રભુ. ૫

---

## પદ ૩ રાગ સામેરી.

આવોને તો અવસરરે ફરી તને નહિ મલેરે, હરિ ગુણ ગાજો નરને નાર;
મનુષ્યા દેહનું ટાણું રે, કાલે વહી જશે રે, ચોરાસી ફરવી પડશે-
નિર્ધાર—આવોને.
ગધંવ થઇનેરે, ગલીએ ભટકશો રે, સાંજ પડે કુંભાર ના લે તપાસ ;
ઉકેડે ચઢીને રે ભું ભું ભું કરશો રે, ઉપર પડશે મતારાં કેરો માર—
આવોને.
ગવરી સુત થઇને રે, મ્હોટા ચીલા ચાંપશો રે, નહિ આવે પંથીડાનો પાર;
આંખે પાટા બાંધી રે, બહુ ફેરા ફેરવેરે, ઉપર મૂરખ દેશે માર—આવોને.
ઊંટ થઇને રે, બોજો બહુ ઉપાડશો રે, ચાવશો કાંકલ ને કંથાર ;
હાથીને હડસેલે રે, ગઢને ભાંગશો રે, લોઢા કેરા ભાલાના ખાસો માર—
આવોને.
વાગોળ થઇનેરે, ઊંધે મસ્તક ઝૂલશો રે, ત્યાં કોઇ નહિ છોડાવનહાર;
થોડુંને કહ્યુંરે, ઘણું કરી માનજો રે, થોભણ વિનવે વારમવાર—આવોને.

---

## પદ ૪ રાગ એજ.

જીતીને કાં હાર્યોરે, મૂરખ માનવીરે, આહાવી રૂડી પામ્યો મનુષ્યા દેહ;
દેવતાને દુર્લભરે, તેહ તુંને કહાવિયું રે, કરી લેની કમલા વરસું નેહ—
જીતીને.
આણી આણી દેહે રે, હરિને તો પામીએ રે, વામીએ જો અખિલ
ભુવનનું સુખ;
ઓળખીને લેજો રે, હીરો તારા હાથમાં રે, મટશે જનમ જનમનું દુઃખ
—જીતીને.
દેવાળું શું કાઢયું રે, દૈવે તારી દેહમાંરે, ઉઘાડીને જોનીરે કર્મ કમાડ ;
મૂળ ગયે લાવે નહિ રે, થોભણ થોભજો રે, મટી જાશે માયા કેરૂં ઠાર.
જીતીને.

---

## પદ ૫ રાગ એજ.

ઘડી એક ગાનીરે, ઘેલા પ્રાણી રામનેરે, આવડો શું હીંડે મોડા મોડ;
દીઠાનો દઆડોરે, તારો મનખો જાયછે રે, નહિ તારો ત્રણ ભુવનમાં
ઠોર—ઘડીએક.
પત્થર બાંધીરે, શું પાણીમાં પડયો રે, વહેતો જાશે રે તું દૂર;
દુઃખડું લગાડીરે, કહું તારા કામનું રે, જાણી જોઈને કૂખમાં શું નાખે
ધૂળ—ઘડીએક.
ચોરાસીની વાટેરે, ચાલ્યો ઢોલ વાજતેરે, કોણ કરે તારી બૂમને વાહાર ;
એવું દુઃખ જાણી રે, થોભણ થોભજો રે, ઉતરીને જાવું પેલી પાર—
ઘડીએક.

---

## પદ ૬ શિખામણ.

સાંભળને શિખામણ મારી પાપી પ્રાણી અભાગી ;
સુખ મેલીને દુઃખના દાહાડા, સરવા લેછે માગી ;
માથા ઉપર મરણ ભમે છે, આ લીધો કે લેશે ;
આંખે તો અંધારી બાંધી, સોગમ મારજ દેશે. ૧.

સાત પેઢીનું સગું સાગવું, કોઇ ન આવે આડે;
બેઠાં બેઠાં જોશે રોશે, જાણે લુંટયા ધાડે;
પ્રાણ ગયા તે કોઇ ન જાણે, સર્વે પડયું રહેશે;
વ્હાલાં હશે તે વેરી થઇને, કાઢો કાઢો કહેશે. ૨.
સોંઘું શણનું સાદરડું ને, કાચલી કેરો કટકો;
આવ્યા મધ્યે એજ આવશે, દેશે બાર ધણડકો;
ખડકે જઇને ખડકશે ને, ચોરી બાંધશે ચણી;
ગોઠવણી તો ઘણી ગોઠવશે, બંધી કરશે ઘણી. ૩.
સોડ તાણીને સુવાડશે ને, હૈયે મૂકશે ખોડ;
મોઢેથી પરજાળશે ને, વાના બાંધશે ઓડ;
કુંચન સરખી કાયા ઉપર, ભડકે હોળી બળશે;
માતા પિતા ને દારા બંધુ, વળાવીને તે વળશે. ૪.
કાગારોળજ કરતાં કરતાં, જૈને જળમાં નાશે;
પૂઠેથી વા આવશે તે, ભભૂત ઉડી જાશે;
મુવા પૂઠે ચોથે દહાડે, ક્રિયા કરવાની પેર;
સવાયા કે દોઢા કાઢી, નાત તેડશે ઘેર. ૫.
કરશે તેની લાજ ઇજતને, તારૂં તારા સાથે;
પુન્ય હશે કીધું તે પામીશ, હેત સહિત નિજ હાથે;
શ્રાધ સરાવી સગા સનેહી, કરશે વડી વડાઇ;
ચોરે ચૌટે બેઠા હાંકે, બહુ ખરચ્યાની બડાઇ. ૬.
ગયાજ ખાતે વાપર્યું તે, રહ્યા ખાતે તે રહિયું;
દુઃખ લાગે તો વહેલું લાગો, કહેવું હતું તે કહિયું;
તેથી પૂછે દિવાકરને, ઉપજ્યા ખપ્યા અનંત;
કહે શોભણ સેવો હરિ ગુરુને, સત્ય સગાં તો સંત. ૭.

---

## દયાનંદ.

**સાઠોદરો નાગર સંવત ૧૮૩૩માં હતો.**

### પદ ૧ (નારાયણ નરસિંહ નરોત્તમ) એ રાગ.

દુસરો કોન સુખદાઈ, શ્યામબિના દુસરો કોન સુખદાઇ. ટેક.

ધીરજતા ધ્રુવકી ઉર ધારી, અચલ પદ દિયો આઇરે;
ગ્રુરે જબ પકર્યો ગજકોં, છીનમેં લિયો છુડાઇરે— દુસરો. ૧.
પ્રહુલાદકી અતિ પીર પિછાની, પ્રગટ ભયે થંભમાહીંરે;
હિરનાકંસકોં માર્યો હરિયેં, નરસિંહ વેષ બનાઇ રે— દુસરો. ૨.
પાંડવકોં લાક્ષાગ્રહ જાલેં, ત્યાંસોં લીનેં બચાઇરે;
પંચાળીકોં ચીર પુરનકોં, ધીર તજી આયે ધાઇરે— દુસરો. ૩.
જ્યાં જ્યાં ભીર પરત ભક્તનકોં, ત્યાં ત્યાં હોત સહાઇરે;
દયાનંદકો નાથ દયાળુ, ભજો ભાવ ઉર લ્યાઇરે— દુસરો. ૪.

---

## પદ ૨.

વિપત્તિ કોન નિવારે નાથ વિના, વિપત્તિ કોન નિવારે રે,
ઉદરમેં અકલાયો પ્રાની, ત્રાહિ ત્રાહિ પોકારે રે;
દુઃખિયો જાની દયા આની, વાલમ આયે વા'રે રે— વિપ. ૧.
ગર્ભ છોડાઇ જન્મ ધરાયો, અંતર અગ્નિ જારે રે;
તૃષા બુઝાઇ ક્ષુધા સમાઇ, અમૃત કેરે આહારે રે— વિપ. ૨.
એસે હરિ ઉપકારી વિસારી, ચલિયો સંસાર લારે રે;
હેત જનાઇ સર્વસ ખાઇ, નિશ્ચે નરકમેં ડારે રે— વિપ. ૩.
જૂઠ સગાઇ દૂર વહાઇ, ધની મોહન ચીર ધારેરે;
દયાનંદકો શામ સહાઇ, તુરત પાર ઉતારે રે— વિપ. ૪.

---

## પદ ૩.

જીયકો કોન હિતકારી હરિબીન, જીયકો કોન હિતકારીરે.
કુડી માયા કામ ન આવે, દેખો દીલમેં બિચારી રે;
મોહ બઢાવે બોત ભમાવે, આપે દુઃખ અપારીરે— જીય. ૧.
ગોપીચંદે સબ તજી દીનો, રાજ સાજ સુખ ભારી રે;
અતિ દુઃખદાની અસત્ય જાની, ભજીએ ભવ ભય હારીરે—જીય. ૨.
ભરતજીયે ભગવંત ભજનહિત, તજી સોળસેં નારીરે;
બાજંદે બાદશાહી વહાઇ, પ્રભુપદ પ્રીત વધારીરે— જીય. ૩.

એસો બિચાર અચલ ઉર આની, જગજંજાલ બિસારીરે;
દયાનંદકો નાથ ભજેતો, હેવે પદ અવિકારીરે— જીય. ૪.

---

## પદ ૪.

અંતર દેખ તપાસી તેરા કોન, અંતર દેખ તપાસીરે.
સગા સંબંધી સબ સ્વારથ સાથી, યાકી મત કરો આસીરે;
આયુષ હરાવે હરિ ભુલાવે, લાલચમેં ન લોભાસીરે— અંતર. ૧.
ખોટા ખ્યાલ બન્યા બોત ભાતી, દેખી હોત હુલાસીરે;
કપુરકી જેસે માલા મનોહર, જોવત આગે ઉડ જાસીરે—અંતર. ૨.
ધામ ધરા ધનસંપત સર્વે, અસત્ય સત્ય જીને ભાસીરે;
તામેં લોભાય પીડા પાઇ, ભયે જમપુર વાસીરે— અંતર. ૩.
યહાં દુઃખ ટારન ઇચ્છા ધારો, હોઇ સબસેં ઉદાસીરે;
દયાનંદ કહતહે સમરો, શામળિયો સુખરાશીરે— અંતર. ૪.

---

# દયાનંદજી ઉર્ફે મુંડીઆ બાવા

હાલ નિવાસ કચ્છ અંજારમાં છે.

## પદ ૧ (જોબનમારે દિવાની કાયા) એ રાગ

પ્રાતઃ સમે ગુણ ગાઇયેંરે ગુરુના, આનંદ ઉરમાં આણીરે— ટેક.
ગુરુ વિના શુદ્ધ જ્ઞાન ન આવે, નરભે ન થાયે પ્રાણીરે;
સંશય શોક કલ્પના તનકી, ગુરુ બન્યા દુઃખની ખાણીરે— પ્રાત. ૧.
ગુરુ મળે તો ત્રિવિધિ ટાળે, સત્યાસત્ય લે જાણીરે;
વિવેક વિચારનું રૂપ બતાવે, ટાળે ચોરાસીની ઘાણીરે— પ્રાત. ૨.
ધીરજ થઇ ગુરુ સેવા ઉર ધારો, બોલો અનહદ વાણીરે;
કાળ ક્રોધને દૂર કરીને, ચિત્ત લયો ચરણે તાણીરે— પ્રાત. ૩.
શીલ સંતોષ સેંજમાં વરતી, દાણ ન માગે દાણીરે;
દાસ દયાનંદ ગુરુ પ્રતાપે, પદ તો બોલે નિરવાણીરે— પ્રાત. ૪.

---

## પદ ૨ પ્રભાતિયું રાગ ભૈરવી.

રામ ઘટોઘટ છાયા, સંતો રામ ઘટોઘટ છાયારે. ટેક.
અવધ ઘાટ નિરાટ રામ જ્યાં, પ્રીતે પ્રેમ લગાયારે;
નિર્મલ જલ અતિ વહે સરયુકો, સુરત મનોહર પાયારે— રામ. ૧.
પીત બસન કમલ મુખ નિરખત, આનંદ ઉર ન સમાયારે;
ચાપ નિખંગ ધરે કરમાહીં, શ્યામ સુરત ઉર ભાયારે— રામ. ૨.
ધન્ય અવધ જ્યાં રામ બિરાજે, ઘર ઘર મંગલ છાયારે;
પ્રેમ મગન મુદિત મન ધારી, સુર મુનિજન ગુન ગાયારે— રામ. ૩.
સોહી મુરત સુરત અતિ પ્યારી, પલ પલ ધ્યાન ધરાયારે;
દાસ દયો બ્રહ્મ ભાવ ભરોસે, ભવદુઃખ દૂર બહાયારે— રામ. ૪.

---

## પદ ૩ પ્રભાતિયું રાગ વિભાસ.

આજ મોરે પ્યારેને મોરલી બજાઈરે;
સપ્ત સુર તીન ગ્રામ ટેરમેં લગાઇરે. ટેક.
બંસીકો મધુર સૂર, સુનત મન ભયો આતુર;
નાદકો નિહારી નૂર, ચિત્ત રહ્યો લલચાઈરે— આજ. ૧.
ભૂલી હું અવર ભાન, તજ્યો કુલ મદ માન;
નિરખું નિત સેજ સાન, હેતેં હરખાઈરે— આજ. ૨.
રસિક શ્યામ વાર વાર, નિરખી મોદ હુવો અપાર;
સુર મુનિજન કરે પુકાર, સોઇ છબિ છાઈરે— આજ. ૩.
યેહી આનંદ સુખકો કંદ, નિરખત મન કટત ફંદ;
દયાનંદ બ્રહ્મ સદન, માણે મન ભાઈરે— આજ. ૪

---

## પદ ૪ રાસ રાગ મીઠાના પદનો.

હેતેં ભજી લ્યોરે હો હરિને, અવસર આવો નહિ આવે ફરિને;
મનખો એળેરે હો ન ખોઇયે, મૂરખ મન વિચારી જોઇયે.

ભગતી ભગવતની હો કરજો, નિરખે નામ અંતરમાં ધરજો ;
મુજને મળશેરે હો મુરારિ, તન મન ધન કરજો બલિહારી. ૨.
શીલવંત થાજોરે હો શૂરા, પ્રેમ કરી હરિથી થાઓ હજુરા ;
અજ્ઞાન મેલી ધોરે હો અળગું, દિલ જેનું મીઠા મોહનસું વળગું. ૩.
ન્યાળી ન્યાળી નેણલાંરે હો ઠારો, માયલા અવગુણ ઉરથી વારો ;
ત્યારે હરિ તનમાંરે હો આવે, મુરતિ સુંદરવરની ભાવે. ૪.
મનથી મમતારે હો મૂકો, શુભ ગુણ સાધનથી કેમ ચૂકો ;
કારજ ત્યારેરે હો થાશે, પ્રેમ ધરી દાસ દયો ગુણ ગાશે. ૫

---

## પદ ૫ રાસ.

"શરદપુનમની રાતડી. એ રાગ"

ચાલો સૈયર સતસંગમાં, રંગભર રમિયે રાસ ;
નેણથી નિરખો નાથને, રૂદયે થાયરે હુલાસ. ટેક.
પ્રેમની પરવટ વાળજો, શીળના સજો શણગાર ;
ગોફણો બાંધો ગુરુ જ્ઞાનનો, હેતનો પ્હેરો હાર— ચાલો. ૧.
કરણીનાં કાકણ પે'રિયાં, બુદ્ધિ બાજુબંધ હોય ;
કરુણાનું કાજળ આંજીયું, નિર્મળ નયણું જોય— ચાલો. ૨.
સત્યનો તે સેંથો પૂરિયો, ટીલી ત્રિભુવન ધ્યાન ;
જુગતિનાં ઝાંઝર પે'રિયાં, વિવેકની વાળિયો કાન— ચાલો. ૩.
સાડી ઓઢી લ્યો તમે સેજની, સુહાગણ થાઓ સુધીર ;
નુરત સુરતની સાનમાં, મ્હાલો ત્રવેણી તીર— ચાલો. ૪.
ચંદ્ર સુરજ જ્યોતિ જળે, સુખમન હુવો પરકાશ ;
ગેબનાં નગારાં વાગિયાં, વિગતે થયોરે વિલાસ— ચાલો. ૫
સંબંધ મળ્યો સે'જ શામસું, હરખું હરિવર જોઇ ;
અખંડ એવાતણ આવિયું, આવરણ ન રહ્યું કોઇ— ચાલો. ૬.
પિયુ મળ્યા ને થયું પાધરું, મટગઇ તાણોવાણ ;
દાસ દયો દિલ દાખવે, સોહી પ્રભુપદ નિરવાણ. ચાલો. ૭

---

## પદ ૬ રાસ રાગ એજ.

ચાલો મન સતસંગમાં, નાઇયે તે નિરમળ નીર ;
આનંદ વધે આ અંગમાં, શીતળ થાયે શરીર. ટેક.
તનડાના તાપ બુજાવવા, સનમુખ થાઓજ તયાર ;
આતમ લિયો ઓળખાણમાં, અંતર હોય ઉજિયાર— ચાલો. ૧.
તિમર ટળે ત્રૈલોકનું, અનભવ ઉદિયો ભાણ ;
સત્ય અસત્યને શોધિયું, નિરભય જોઇ નિરવાણ— ચાલો. ૨.
આનંદ વધ્યો પિયુ પામતાં, હરખે થયો હુલ્લાસ ;
સેજે શામળિયો આવિયા, અમર વર અવિનાશ— ચાલો. ૩.
પ્રેમે જોયા પ્રભુ ધ્યાનમાં, હરદમ હૃદયામાંય ;
સુરત શબ્દની સાનમાં, દિલભર દેવ દરશાય— ચાલો. ૪.
નિર્ભયનાં નિશાન વાગિયાં, તરવેણીને તાર ;
તુરતે નિહાળ્યા નાથને, થઇ રહ્યો જેજેકાર— ચાલો. ૫.
પ્રીતેં પ્રભુને ઉર લાવતાં, મટિયો મન વિકાર ;
મેળો થયો મનભાવતો, સુજને મળ્યારે મુરાર— ચાલો. ૬.
મરણ ટળ્યું ભવદુઃખનું, મળિયું સુખ ભરપૂર ;
દાસ દયો દિલ દાખવે, હરિ મારા હાલ હજુર ચાલો. ૭.

---

## પદ ૭ રાસ.

"નહીં આવું નંદના લાલરે મઈડાં મારાંરે." એ રાગ.

સખી રાસમંડલનો રંગ, અંતરમાં ભાવેરે ;
જ્યાં રમવું શામળિયાને સંગ, પૂરણ સુખ પાવેરે. ટેક.
જોયા મોહન મધુરે વેષરે, નેણલે ન્યાળીરે ;
સુખ ગાવે શારદ ને શેષ, અંતરમાં ભાળીરે— સખી. ૧
દીસે નટવર નાનકડે રૂપ, પીતાંબર ધારીરે ;
મુખે બંસી બજાવે અનૂપ, મોહન મદહારીરે— સખી. ૨.
જોઇ મુરતિ મનોહર શ્યામ, દેખીને દુઃખ ખોયુંરે ;
એવો અંતર થયો આરામ, હરિથી મન મોહ્યુંરે— સખી. ૩.

મળ્યા ત્રણ ભુવનનો નાથ, વા'લો છે વનમાળીરે—
હેતે ઝાલ્યો હરિનો હાથ, હસીને લીધી તાળીરે— સખી. ૪
જોઇ હરખ્યાં હમારાં નેણ, સેજે તે સાન કીધીરે;
વા'લાં લાગે વિઠ્ઠલનાં વેણ, પ્રેમે તે ઉર લીધીરે— સખી. ૫.
મારી ટળી અંતરની પીડ, મોહનજી મળિયારે;
દાસ દયાના દિલમાં ધીર, સુફળ કાજ ફળિયારે— સખી ૬.

---

## પદ ૮ સાત વાર.

"ઓધા મેં તો નોતું જાણ્યું આવું." એ રાગ.

ભજીલે મન ગોવિંદ ગિરિધારી, ટ ને જરા મરણ ભારી. ટેક.
સોમે મન સમરો સારંગપાણિ, મટે તેને આવાગમન ખાણી;
નડે નહિ કોઇ યમરાજા દાણી. ભજી લે. ૧.
મંગળ મન હરિ વરને હેરો, નાવે તેને ભવસાગર ફેરો;
પ્રીતે કરી પુરુષોત્તમ ટેરો— ભજી લે ૨.
બુધ્ધે મન બહુનામી નિરખો, સાધન કરી અંતરમાં હરખો;
સોહંવર અરસપરસ પરખો— ભજી લે. ૩.
ગુરુ વારે ગુરુ પદ ઉર ધારો, અંતરમાંથી કાળ કુબુદ્ધ મારો;
તજી દેને મોહ મમતાનો ભારો— ભજી લે. ૪.
શુક્ર મન શ્યામસુંદર ભજીયે, સ્વાંગ ઉર ભક્તિતણો સજીયે,
કુબુદ્ધિ કુમતને સદા તજીયે— ભજી લે. ૫.
શનિ સે'જ ધ્યાન કરી ખોજો, પ્રેમ ધરી શેન મરમ સોજો;
મેલી દેને અહં પદનો બોજો— ભજી લે. ૬.
આદિત મન ભજજો અંતરજામી, ઘટોઘટ બોલે બહુનામી;
અનુભવે અવધિ પદ પામી— ભજી લે. ૭.
સાતે વાર ચિત્ત ધરી ગાશે, કારજ તેનાં સરવે સફળ થાશે;
દાસ દયો ચરણોમાં તે જાશે— ભજી લે. ૮.

---

## પદ ૯ ધોળ.

"આજ સખી સુને સદ્દગુરુ મળિયા. એ રાગ.

આજ સમાજ સાધ ઘર આવે, મંગળ મોદ ભુવન શુભ કા'વે;
અખંડ અનોપમ તત્ત્વ બતાવે, તો પરખ કરાવે પ્રેમનીરે. ૧.
પ્રેમ પુરુષ પૂરણ સુખ ધામા, ભક્તિ પદારથ નિરંતર નામા;
શીલ સુરતમાં સનમુખ સમાતો, આનંદ વળ્યો ઉલટી લેરનોરે. ૨.
એરે આનંદમાં ચમર ઉજિયારો, જન્મોજન્મનો ટળ્યો અંધિયારો;
સદ્દગુરુ શબ્દે સેન નિયારો, તો ધારો ધારણ નિજ ધામનીરે. ૩.
ધર્મ નિરંતર નિર્ભય નિશાની, સોહં સોહં એકુણ ઘરઆણી;
સેજ અગરપર સુરતી ઠેરાણી, તો દાસ દયો પદ દાખવેરે. ૪.

---

## પદ ૧૦ ધોળ રાગ ચાબખાનો.

હરિજન ભજો હરિનું નામ, જેને કાળ કરે સલામ. ટેક.
રામ ભજનમાં રાચે નહિ ને, ઉત્તર દે છે આડા;
મરી મરીને ફેર અવતરે, અંતે સરજે પાડા— હરિ. ૧.
બોજ ઉઠાવે ભારજ તાણે, તેમાં હિંમત રાખે;
રામ ભજનમાં રહે આળસુ, છેવટ નરકે નાંખે— હરિ. ૨.
નિંદામાં નવરો નહિ રેવે, હરિભજનમાં ઝોલાં;
ચોરાસીના ખાડા ભરવા, જઇ અવતરે ગોલાં— હરિ. ૩.
પરમારથમાં પગ ધરે નહિ, સ્વારથ મોટા શૂરા
ધિક્ક પાપીના પેટને તેતો, સરજે જળના પૂરા— હરિ. ૪.
નેન દિયા પણ નિરખી ન જાણ્યું, બોલી ન જાણ્યું બગ્ગે;
મોક્ષ બારણું મેલી દીધું, ચોરાસીને ઢગ્ગે— હરિ. ૫.
વધુ શું દાખું વખ્ત જાય છે, શીખામણ છે છેલી;
દાસ દયો કે માની લેજો, મન મરજાદા મેલી— હરિ. ૬.

---

## પદ ૧૧ ધોળ રાગ ભજન.

મન મોહ તજીનેરે, સત્સંગમાં ભળિયે;
શુભ સાજ સજીનેરે, મોહનને મળિયે, ટેક.
મન કાઢ કબુદ્ધિરે, ચેતન થઇ ચાલો;
લિયો શામ સબુદ્ધિરે, હેતેં હરજી માલો— મન. ૧.
પ્રેમ પટકુળ પે'રેરે, અબળા સ્વાંગ ધરી;
હ્રદયામાં હેરોરે, ગોવિંદ ગમ કરી— મન. ૨.
ભાવેંથી ભેટોરે, ભવ દુઃખ દૂર પળે;
ચરણોમાં લેટોરે, અંતરની ગાંઠ ગળે— મન. ૩.
થાઓ રંગના રસિયારે, શૂરા જન સાધ થઇ;
શીલ સુરતિમાં વસિયારે, નૂરી નિજ નેમ લઇ— મન. ૪.
પૂરણ પદ પામેરે, સાધન શુદ્ધ કરી;
દુઃખ સઘળાં વામેરે, રેણી રસ રંગભરી— મન. ૫.
શુદ્ધ સુરતા સાહેલીરે, શબ્દ પિયુ પામી;
થઇ ધ્યાનમાં ઘેલીરે, મળિયા અંતરજામી— મન. ૬.
હવે આવરણ નાવેરે, અખંડ વર ઉર વરે;
ગુણ દયાનંદ ગાવેરે, મોદ મન ચિત્ત ઠરે— મન. ૭.

---

## પદ ૧૨ ધોળ રાગ એજ.

ચાલોને સજનરે, સતસંગમાં જાઇયે;
નિરખી સંત સુમંગળરે, પ્રેમેરે પાવન થઇયે. ટેક.
આતમ અનુભવમાંરે, વચન વિશ્વાસ મળે;
સમજી સંત શબ્દનેરે, અંતર અજ્ઞાન ટળે— ચાલો. ૨.
પૂરણ પદ પામોરે, સોહંવર જુવોને સાને;
સુરતેં શ્યામ સમાયોરે, ધારણ ઉર ધરજો ધ્યાને— ચાલો. ૨.
કાઢો કાળ કબાડીરે, ક્ષમાનું ખડગ કરી;
મારો મોહ મેવાસીરે, ધીરજની ઢાલ ધરી— ચાલો. ૩.

અહંકાર અવગુણીરે, વિદારો ભાવ ભલકું હણી ;
ભેદ ભ્રાંતિ ચોવટિયારે, સમજાવો સત્ શબ્દ જાણી— ચાલો. ૪.
કપટી કોટવાલને કાઢોરે, વિચારનું વજા લઇ ;
શોક સંશયને સાથેરે, પાડો પ્રેમ ભક્ત થઇ— ચાલો. ૫.
યુદ્ધ જુગતેથી જીતોરે, જ્ઞાનોના ગોળા કરી ;
સેજે શ્યામ સંભારોરે, સુંદર વર શેન ભરી— ચાલો. ૬.
પરવરતી પધાર્યાંરે, નિવૃત્તિ નિવાસ કરે ;
દાસ દયાનો સ્વામીરે, સદા ઉર આવી વરે— ચાલો. ૭.

## પદ ૧૩.

"સખી સાંભળને કહું વાતડી. એ રાગ.

હંસા હરિજન હીરાના પારખુ, તેની સંગતે સોદા કીજેરે ;
હંસા શબ્દ સુધારીને સાટવે, તેને અંતર ધારી લીજેરે. ટેક.
હંસા પ્રેમ પિયુસેં પ્રગટયોરે, જેની સુરતા સનમુખ ચાલેરે ;
હંસા સોહં સમાણો જેને સાનમાં, તેને ત્રિભોવન તનડામાં મ્હાલેરે—
હંસા. ૧.
હંસા ધારણ ઘડે મન મ્હોલમાં, જેની સેજે સાન સમાણીરે ;
હંસા અંતરમાં જુવો નિજ આતમા, તેને મટ ગઇ હરખને હાણીરે—
હંસા. ૨.
હંસા શીલ સંતોષ શુભ ગુણમાં, જેની વૃત્તિ વિશ્રામ પામીરે ;
હંસા આવરણ અળગા હુઇ રહ્યા, જેણે નિરખ્યું નામ અનામીરે—
હંસા. ૩.
હંસા બ્રહ્માનંદ રહે આનંદમાં, પૂરણ પ્રીત લગાવેરે ;
તેને દાસ દયાનંદ વિનવી, સદગુરુ ઉરમાં લાવેરે— હંસા. ૪.

## પદ ૧૪ લાવણી.

રૂમઝુમ કરતી નિકસી ભીલડી, તપ છોડાવા ચાલીજી. એ રાગ.

મન મકરંદ ફંદ સબ ત્યાગી, હરદમ હો હુશિયારારે ;

બ્રહ્મ ભરોસો ઉરપર ધારી, મગન રહો મતવારારે. ટેક.
બ્રહ્માનંદ બ્રહ્મ મુકુંદ વંદ, વિશ્વ આધારારે;
અજ અવિનાશ અનોપમ ઇશ્વર, અટલ અભંગી ન્યારારે—
મન મકરંદ. ૧
ગુણાતીત ગુણધામ ગુસાંઇ, ગોચર ગહન અપારારે;
ચિદ્‌ઘન વ્યાપક વિભુ સકલમેં, હરદમ બાવન બારારે–મન મકરંદ. ૨.
કોશ પંચ અરુ પ્રાણ પંચ હે, મન બુદ્ધિ ચિત્ત અહંકારારે;
કર્મઇંદ્રી પંચ જ્ઞાનઇંદ્રી મન, સબકા સરજનહારારે—મન મકરંદ. ૩.
નિજાનંદ નિર્ભયી નિરંજન, ભંજન ભવ દુઃખ ભારારે;
મદહારી મધુસુદન મનોહર, ગોવિંદ ગુણ આધારારે—મન મકરંદ. ૪.
અસ્તિ ભાતિ પ્રિય રૂપ સદા હય, સ્થિતિ ઉતપત સંહારારે;
દયાનંદ દિલ દરિયામાહીં, શ્યામ સદા રખવાલારે— મન મકરંદ. ૫.

---

## પદ ૧૫.

### જીસ મુખસેં સીતા રામ ન સમરે. એ રાગ.

જપ મન રામ રામ રંગ લાઇ, આ અવસર તેરો જાત સવાઇ. ટેક.
સંત સમાગમ સમરણ કર લે, ધર લે ધ્યાન સદા મન માહીં;
નિજપદ નામકા કર લે નીવેડા, સોહં શબ્દમાં સાન લગાઇ—જપ. ૧.
આશા તૃષ્ણા છોડ કલ્પના, અપના આનંદ ઉર પાઇ;
નિજાનંદ મગન દિન રાતી, શુદ્ધ સ્વરૂપેં સદા સુખદાઇ— જપ. ૨.
રાગ અરુ દ્વેશ તજેરે અંતરકો, કેવળ પ્રેમ રહે રંગ છાઇ;
અરસપરસ પરિબ્રહ્મને પરખો, નિરખો નેણામાં નજર ઠેરાઇ—જપ. ૩.
જડ ચેતન સબ દ્રષ્ટિ પદારથ, બિનસમજે વામેં સુખ ન થાઇ;
દાસ દયો બ્રહ્મભાવ ભરોસે, મગ્ન હુવા મન લેલાઇરે— જપ. ૪.

---

## પદ ૧૬ રાગ એજ.

હરદમ હીરા હે હૃદયામેં, ઝવેરી બિના કોણ પરખ કરેરે. ટેક.
પ્રેમ ને નેમ નિરંતર નિરખો, હરખે હરિરસ ઉર ધરેરે;
નેન સેન સદ્‌ગુરુ શરનનમેં, પૂરણ પરમાનંદ ભરેરે— હરદમ. ૧.

શબ્દાતીત શબ્દમેં દેખ્યા, લેખ્યા સબમેં હે સબસેં પરારે;
નેડા દૂર કછુ નહીં જાકોં, તાકો ત્રિભોવન તનમાં વરેરે— હુરદમ. ૨.
ભાવ રૂપ સતસંગ સુરસના, વિવેક વિચારે મતિ હુંસ હુરેરે;
રાગ દ્વેશ કબુ નહીં હોવે, કાળ બચાવી દૂર કરેરે— હુરદમ. ૩.
સમજા સોઇ ચિદાનંદ માણે; જાણે નિરંતર નેન ઠરેરે;
દાસ દયો બ્રહ્મભાવ ભરોસે, આવાગમનથી નાહીં ડરેરે— હુરદમ. ૪.

---

## પદ ૧૭ રાગ જંગલો.

" અબ તો મનવા મેરા. એ રાગ,

અબ તો મન મળ તજરે, ભજીલે આતમ રામ રામ. ટેક.
આદ અનાદિ એક નિરંજન, વ્યાપક જલ થલ ઠામ;
સદ્ગુરુ શબ્દે સેન કરીને, નિરખો નિરંતર નામ નામ— અબ. ૧.
સાધન શીલ સંતોષી સેવા, ધરો ધાર્ણું નિજ ધામ;
અવર ભેદ સબ દૂર કરીને, શુદ્ધ સ્વરૂપે શ્યામ— અબ. ૨.
અનંત રૂપ ઓર કળા અનુપમ, ચિદાનંદ નિષ્કામ;
અરસપરસ અંતરકે માહીં, ઓહી પરખો નિશ યામ યામ—અબ. ૩.
માન મોહુ અરુ કામ ક્રોધ સબ, તજી કરો આરામ;
દયાનંદ દિલ દરિયામાહીં, પાયો અમૂલખ દામ દામ— અબ. ૪.

---

## પદ ૧૮ રાગ એજ.

અબ તો વૃત્તિ મેરી લગી સદ્ગુરુકે સંગ સંગ. ટેક.
ડોલ તમાસા દૂર ભયા હે, દેખી શ્યામ સુરંગ;
અટલ અભંગી નૂર નિહાળી, ઉર ઉપજ્યો ઉમંગ ઉંમગ— અબ. ૧.
શબ્દ સુનાઇ શરન સુખ દાતા, દૂર કિયો સબ દંગ;
નિજાનંદ નિજપદમેં નિરખ્યા, ના'તાં નિર્મળ ગંગ ગંગ— અબ. ૨.
શીલ સમાગમ સંતની સેવા, સાધન સાધ્ય અભંગ;
પ્રેમ નેમ રહયા બિચ ધારી, પાયા પરમ અરંગ રંગ— અબ. ૩.

અબ નાવું ઓર કબહુ જાઊં; સદા રહું નિજ અંગ;
દાસ દયો દિલ ભીતર દેખો, આપે રહ્યા અનંગ અનંગ— અબ. ૪.

---

## પદ ૧૯ રાગ જંગલો.

અબ તો જીભડલી તું જપને નિરંતર જાપ જાપ. ટેક.
સદ્ગુરુ શબ્દ સુધાસમ જાણો, આણો અંતરમાં આપ;
સંતસમાગમ શુદ્ધ કરીને, કાટ કરમરો પાપ પાપ— અબ. ૧.
જાનત નહીં જુગદીશ જતનકું, કયોં ભટકત ત્રય તાપ;
જીવ ઇશકોં ભેટ ધરી તું, જાઇ ડોલાણો ડાપ ડાપ— અબ. ૨.
અબ આનંદ આતમકો લીજે, જ્યાં નહીં થાય ઉથાપ;
શબ્દ સુરત દોઇ કરો સમાગમ, મિલે સુષુમણા છાપ છાપ— અબ. ૩.
અગમ ઇશ સોઇ સુગમ સમાણો, નેન સેન કર માપ;
બ્રહ્માનંદ ભરપૂર ભર્યો સોહી, દયાનંદ આલાપ લાપ— અબ. ૪.

---

## પદ ૨૦ શબ્દ ૧ ભજન

અબધુ ચલિયે ઓ ઘટ ઘાટી, માન મોહ મેવાસી મારી નિરભય થાઓ મન માટી. ટેક.
સદ્ગુરુ શબ્દે સેન લગાવો, પઢો પ્રેમકી પાટી;
પાંચ પચીસકા તજો પેસારા, તોડ કપટકી ત્રાટી— અબધુ. ૧.
રેણી કરણી રમો રંગમાં, શેન લિયો સરસાટી;
પાંચોં જોધકું માર હઠાવો, લિયો ખેલને ખાટી— અબધુ. ૨.
ઇંગલા પિંગલા સુષુમણા સાંધો, ઉલટ ફેરાવો આંટી;
સનમુખ સુરતા ધરો અગરપર, નિરખો નૂર નિરાટી— અબધુ. ૩.
શીલશરમની સેવા ધારો, કાલ કરમ નાખો કાટી;
દાસ દયો દિલ દેખો સાહેબ, નામ પિયુષ લ્યો ભર પાટી— અબ. ૪.

---

## પદ ૨૧ શબ્દ ૨ રાગ એજ.

અબધુ દેખો તંત્ર તમાસા, ખબર કરી ખોજો દિલ ભીતર—
હરદમ હોત હુલાસા.
બિના દોર એક નટડી ચાલી, અગમ દેશ પરકાશા;
રૂપ અરૂપેં અણઘડ જોગી, સેજ સોહં ઘર વાસા— અબધુ. ૧.
જલમલ નૂર નુરતસેં ન્યાળી, ખેલો ખલક ખુલાસા;
ઇંદુ ભાણ એકણ ઘર આણો, ઊન મુનિ ઉલટ ઉજાસા— અબધુ. ૨.
ગગન મંડળમાં ગેબી બોલે, ગડહુડ નાદે ગુડાસા;
ઝણક ઝાલરી નોબત બાજે, મોરલી સુર ધરાસા— અબધુ. ૩.
પ્રેમ પરતીતેં પૂરા પરખો, હરદમ હેત ભરાસા;
દાસ દયો દિલ દેખો આતમ, નિરભય નિજપદ દાસા— અબધુ. ૪.

---

## પદ ૨૨ શબ્દ ૩ રાગ એજ.

અબધુ કોન ભેદસેં ન્યારા, સબ ઘટ શોચ કરો બિચારા. ટેક.
દેહ ધાણ મન ધરે જગતકું, ઉનસેં સકલ પસારા;
બુદ્ધિ ચિત્ર અહંકાર ઇંદરી, વામેં હે કિરતારા— અબધુ. ૧.
જડ ચેતન કરતુત કહાની, ખેલ ખલક નિરધારા;
એ રચના સબ અણઘડ કેરી, ખોજો ખોજણહારા— અબધુ. ૨.
પિંડ ઇંડમાં પૂરા પરખો, નિરખો નામ નિજારા;
શબ્દ છોટ ઓટ ગુરુ ગમકી, દેખો અગમ અપારા— અબધુ. ૩.
સુરતસેન સુખમ સુર સાધો, બાંધો બંધ મૂલ દવારા;
અણી અગર તરવેણી ધોરે, હોત નૂર ચમકારા— અબધુ. ૪.
ગડહુડ નાદ હુવા ગગનમેં, બિનજ્યોતિ ઉજિયારા;
દયાનંદ બ્રહ્મભાવ ભરોસે, દિલ ભર હુવા દિદારા— અબધુ. ૪.

---

## પદ ૨૩ શબ્દ ૪ રાગ એજ.

અબધુ ઇસબિધ ગોરખ ગાઊં દિલભર હરદમ સેન લગાઊં. ટેક.

વાચ અવાચેં અણઘડ દેખા, અનીર વચન ઉર લાણીં ;
અકથ કથું કથણીસેં પારા, શબ્દે સોજ સમાણીં— અબધુ. ૧.
બેહદ બોલું હદકે માહીં, નેતેં તાર રમાણીં ;
દોઇ દલોકે આગેં જાઇ, ગડહડ નાદ ગુડાણીં— અબધુ. ૨.
અજ ગેબી અમર અવિનાશી, સેજેં સુરત ચડાણીં ;
અરધ ઉરધ બિચ અનભે દેખ્યા, તેજ નૂર નિરખાણીં— અબધુ. ૩.
દેખ્યા અણદેખ્યા દિલકે માહીં, કિનકું જાય સુનાણીં ;
કથ્યો કયો કુછ કેણી નાવે, સમજી ચિત્ત ઠેરાણીં— અબધુ. ૪.
સદ્‌ગુરુ ભેદ દિયા આ તનકા, જુગતેં જોગ જમાણીં ;
દયાનંદ મન હુવા સંન્યાસી, અબ નહિ આવું જાણીં— અબધુ. ૫.

---

## પદ ૨૪ શબ્દ ૫.

"મોતી નજરે આયા. એ રાગ."

સંતો ઇસિબધ સેન લગાયા, સેન લગાયા અરજ આયા ;
મેરમ અંતર પાયા. ટેક.
બિના મેઘ બાદલ નિત વરસે, બિના બીજ ચમકાયા ;
બિના આગ વહાં જોત જલત હે, બિન ગરજે ગરજાયા— સંતો. ૧.
બિના દોર વહાં દોર ચલત હે, બિન નટવા નટ પાયા ;
બિના અંગની નાચે પૂતલી, શૂન્ય અખાડા છાયા— સંતો. ૨.
બિના નેનવા નજર નિહાલે, કાન બિન શબ્દ સુનાયા ;
બિના મુખ જ્યાં મોતી ચુગતે, પાવ બિન પંથ સધાયા— સંતો. ૩.
સનમુખ દેખા અનઘડ જોગી, નૂરે નૂર મિલાયા :
દયાનંદ મન ઓ ઘટ ઘાટેં, ઠીક કરી ઠેરાયા— સંતો. ૪.

---

## પદ ૨૫ રાગ એજ.

સાધુ હું મેં ખેલ ખેલંદા, રમું રમાવું રમત રચાવું ;
સબકા મરમ હલંદા. ટેક.

ભૂવા ભરાડા આપેં બનતા. આપેં ચોરી કરંદા ;
આપેં શાણા આપેં બાવરા, આપેં અલગ ફિરંદા— સાધુ. ૧.
જગતપણામાં જીવ કહાવું, આપેં ઇશ કહંદા ;
આપેં પુરુષ આપેં નારી, આપેં ઘાટ ઘણંદા— સાધુ. ૨.
ધરમ ધોરિંધર મેંહ કહાવું, મેંહીં પાપ ભરંદા ;
ભલી બુરી દો મેંહી કરતા, મેંહીં જાપ જપંદા— સાધુ. ૩.
સબ કરતુતી મેરી દેખો, મેંહી લેખ લખંદા ;
દાસ દયો મેં સબકા સાથી, સબસેં અલગ ફિરંદા— સાધુ. ૪.

---

# દયારામ.

(ડભોઇનો સાઠોદરો નાગર.)

વિ. સંવત ૧૯૦૧ માં હતો.

## પદ ૧ પારણું.

માતા યશોદા ઝૂલાવે પુત્ર પારણે ;
ઝુલો લાડકડા પુરુષોત્તમ આનંદભેર ;
હરખી નિરખીને ગોપીજન જાય વારણે,
અતિ આનંદ શ્રી નંદજીને ઘેર— માતા. ૧.
હરિના મુખડા ઉપર વારૂં કોટિક ચંદ્રમા,
પંકજ લોચન સુંદર વિશાળ ;
દીપક સરખી તો શોભે છે નિર્મળ નાસિકા,
કોમળ અધર અરૂણ છે રૂડા રાતાચોળ— માતા. ૨.
મેઘ શ્યામ કાન્તિ ભૃકુટી છે વાંકડી,
મીંડલીવાળા ભાલ ઉપર ઝૂલે કેશ ;
હસતાં દંતુડી દીસે બેઉ હીરાકણી ;
જોતાં લાજે કોટિક મદન મોહન વેષ— માતા. ૩.
સિંહ નખ જડેલું સુવર્ણ શોભે સાંગલું,
નાજુક આભ્રણ સઘળાં કંચન મોતી હાર ;

ચરણ અંગુઠો ધાવે હરજી બે હાથે ગ્રહી,
કોઇ બોલાવે તો કરે કિલકિલાકાર— માતા. ૪.
લાલ લલાટે કીધો કુમકુમકેરો ચાંદલો,
શોભે જડિત્ર જાણે મરકત મણિની માળ ;
જનની જુગતે આંજે અણિયાળી બેઉ આંખડી ;
સુંદર કાજળ કેરૂં ટપકું કીધું ગાલ— માતા. ૫.
સરવે સોનાનું જડિત્ર મણિમય પારણું,
ઝૂલાવે રૂમઝુમ વાજે ઘુઘરીનો ઘમકાર ,
માજી વિધવિધ વચને હરિગુણ ગાએ હાલડાં,
ખેંચે કૂમતિયાળી રેશમ દોરી સાર— માતા. ૬.
હંસ કારંડ ને કોકિલ પોપટ પારણે ;
બપૈયા સારસ ને કાંઇ ચકોર મેના મોર ;
રમકડાં મૂકયાં રમવાને મોહનલાલને,
ઘમ ઘમ ઘુઘરા વજાડે નંદકિશોર— માતા. ૭.
મારા કાનની સમાણી કન્યા લાવશું ;
પ્યારા લાલને પરણાવું મોટે ઘેર ;
મારો જાયો વરરાજા થૈ ઘોડે બેસશે,
મારો કાનો કરશે સદાય લીલાલે'ર— માતા. ૮.
મારો લાડકવાયો સખામાં રમવા જશે,
સારી સુખડલી હું આપીશ હરિને હાથ ;
જમવા વેળા રૂમઝુમ કરતો ઘેર આવશે,
હું તો ધાઇને તેને ભેટીશ હૃદયા સાથ— માતા. ૯.
જેનો શેષ શંકર સરખા પાર પામે નહીં,
નેતિ નેતિ કહેછે નિગમ વારોવાર ;
તેને નંદરાણી હુલરાવી ગાએ હાલરાં,
નથી નથી એના ભાગ્યતણો કાંઇ પાર— માતા. ૧૦
વ્રજવાસી સૌ સરવેથી સુભાગી ઘણાં,
તેથી નંદ જશોદા કેરૂં ભાગ્ય વિશેષ ;
તે સરવેથી ગોપીજનનું ભાગ્ય અતિઘણું,
જેની કરે પરીક્ષા બ્રહ્મા શિવને શેષ— માતા. ૧૧.

ધન્ય ધન્ય વ્રજવાસી ગોપીજન નંદ જસોમતી,
ધન્ય ધન્ય વૃંદાવન હરિકેરો જ્યાં છે વાસ ;
સદા જુગલ કિશોરે ત્યાં લીલા કરી,
સદા બલિહારી જાય છે દયારામ દાસ— માતા, ૧૨.

---

## પદ ૨ મીરાંચરિત્ર.

મીરાં મન મોહનસું માન્યું ;
વરિયા વરિયા શ્રી ગિરધરલાલ, જાણે જગ નથી કાંઇ છાનું. ટેક.
જેમલ રાઠોડની દીકરીરે, સુણો મીંડતા એનું ધામ ;
રૂપ ગુણ કોઇ સમોવડ નહીં, રૂડું ધાર્યું મીરાંબાઇ નામ— મીરાં. ૧.
જોશીએ વાંચી જનમોતરીરે, તેમાં લખ્યું નીકળ્યું એહ ;
વરશે વિશ્વંભર નાથનેરે, કરશે નંદકુંવરસું નેહ— મીરાં. ૨.
ઉદ્યોતપુરનો રાણો રાજ્યોરે, તે સાથે કરીછે સગાઇ ;
પરણાવીને વળાવ્યાં સાસરે કાંઇ, લૌકિક રીતે મીરાંબાઇ— મીરાં. ૩.
દેવીને દેવા વધામણાંરે ચાલ્યાં, વર કન્યા સહુજન ;
રાણે પારવતીજી પૂજિયાંરે, મીરાંનું તો મોહનમાં મન— મીરાં ૪.
સાસુ કહે સૌભાગ્ય વધેરે વહુ, નમો શક્તિને પાય ;
મીરાં કહે મસ્તક મારૂં નહિ નમે, વિના એક ગિરિધરરાય— મીરાં. ૫.
સાસુ કહે સામું બોલી આજથીરે, મારે નથી એ વહુનું કામ ;
પુત્રને કહ્યું એને રાખો પરી એક, ન્યારું રચાવો એનું ધામ—મીરાં. ૬.
એવું સુણીને મીરાં મગ્ન થયાંરે, ભલું થયું ભાગી જંજાળ ;
સાધુની સંગે દિન રેન નિગંમશું સુખે, સેવીશું ગાઇશું ગોપાલ—
મીરાં. ૭.
નંદનંદન સાથે ન્યારાં રહ્યાંરે મીરાં, હરિજન આવે ઘણાં ઘેર ;
નિત્ય ભજન કથા કીર્તન ઓચ્છવ, હરિને લાડ લડાવે કરે લ્હેર–મીરાં.૮.
નણંદ આવી મીરાંબાઇની પાસે, ભાભી આશો માંડ્યો ઉતપાત ;
સાસરે રાણાજીનું કુળ લજાવ્યું વહુ, મહિયર લજાવ્યાં માતતાત—
મીરાં. ૯.

અંબર આભ્રણ પેહેરો અનુપમ, સજો સુંદર શણગાર;
મેહેલે પધારો રાણાજી તણેરે, રમી રીઝવી લ્યો ભરથાર—મીરાં. ૧૦.
છાપાં તિલક આ શી તુળસીની માળા, નાચો કૂદો વેરાગીને વેષ;
સંગ મુકી દો સાધુ સંતનોરે, રાણોજી કરે છે સુણી કલેશ—
મીરાં. ૧૧.
મીરાં કહેરે બાઇ કલેશ ટળવાનો, એકજ છે ઉપાય;
કહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે, નૃત્ય કરીને હરિ ગાય—
મીરાં. ૧૨.
વળી સોનું રૂપું પેહેરે શું સુધર્યુંરે, કાઢી નાખો એ ડાક ડમાળ;
છાપાં તિલક ધરી સાધુમાં બેસો, આ લ્યો પેહેરો તુળસીની માળ—
મીરાં. ૧૩.
તમો પણ જાઓ શીદ સાસરેરે બાઇ, વૃથા વટાળો શાને દેહ;
મનગમતા મોહનવર સાથે તમો, સર્વ તજીને કરો સ્નેહ— મીરાં. ૧૪.
ઓધરી જાશે પિયર સાસરૂંરે, થઇ જાશે તમારૂં કલ્યાણ;
હરિ ન ભજો તો અંતે થાશે ફજેતી, જમ કરથી મુકાવશે કોણ—
મીરાં. ૧૫.
કહેજો તમારી માતનેરે, વૃદ્ધ થયાં ગોવિંદ ગુણ ગાય;
હરિ વિના કોટિ દેવ સેવશોરે તોયે, જન્મ મરણ નહિ જાય- મીરાં. ૧૬.
સુણી એમ છણકતી ખીજતીરે બાળા, આવી બંધવની પાસ;
એ ભાઇ ભાભી કહે છે થાઓ વેરાગી, સઉ મુકી દો રાજ અવાસ—
મીરાં. ૧૭.
એવું સુણીને આવ્યો રોષ રાણાને, પ્રેર્યો સેવક મીરાંને અવાસ;
લાવો ખબર છે શા રંગમાંરે, કોણ કોણ બેઠું છે એની પાસ—
મીરાં. ૧૮.
અનુચરે આવી એમ કહ્યું જે, નથી ત્રીજું માણસ આવાર;
રાણીજી સાથે કોઇ પુરૂષ બીજો છે ઘરમાં, થઇ રહ્યો છે થૈ થૈ કાર—
મીરાં. ૧૯.
સુણતામાં રાણો થયો રાતડોરે ખેંચી, ખડ્ગ ધાયોછે તેણીવાર;
પેઠો મીરાંને મેહેલે એકલોરે કોઇ, આવે ન ધાઇ દીધાં દ્વાર—
મીરાં. ૨૦

આવી જોયું તો મીરાં એકલીરે, પ્રભુએ એને ન દીધું દરશન;
પૂછ્યું મીરાંને પેલો પુરુષ ક્યાં છે તારે, લાગ્યું છે જેસું લગન—
મીરાં. ૨૧.

ક્યાં છે પૂછો શું રાણા રોષમાંરે તેતો, સઘળે વસે છે ભરપૂર;
ધ્યાનમાં જુએ જોગી પ્રેમી પ્રત્યક્ષ દેખે, રહે છે દુષ્ટ થકી દૂર—
મીરાં. ૨૨.

કાઢી નાખોજી આ ક્લેશ કપટ, સંત સંગે નિર્મળ કરો મન;
પ્રેમ ભક્તિયે પરબ્રહ્મ ભજો તો તમને, થાય તેનાં દરશન—
મીરાં. ૨૩.

એવું સુણીને આગ લાગી ઘણીરે પણ, ભાવ ન આવ્યોરે ભૂપ;
ક્રોધ કરીને શસ્ત્ર વાવરે એવે, દીઠાં મીરાંનાં બે રૂપ— મીરાં. ૨૪.
તોય મૂરખ સમજ્યો નહીંરે, મન સાથે ન કીધો વિચાર;
બીજું ખડ્ગ એણે ખેંચીયુંરે, ત્યારે હરિયે દેખાડી મીરાં ચાર—
મીરાં. ૨૫.

છોભો પડીને પાછો ફર્યોરે રાણો, આવ્યો પોતાને ઘેર;
વિષનો પ્યાલો મીરાંને મોકલ્યોરે, કહાવ્યું પીજો રાણીજી આ ઝેર—
મીરાં. ૨૬.

લીધો મીરાંએ મન મગ્ન થઇનેરે, પ્રભુને દેખાડી કર્યું વિષ પાન;
અમૃત સરીખું થઇ ગયુંરે, એને સમર્થ ધણી ભગવાન— મીરાં. ૨૭.
મીરાંબાઇ આવ્યાં વૃંદાવનમાંરે પ્રેમે, નિરખ્યા શ્રી વ્રજરાય;
શ્રી જમુનાજળ પાન કર્યું ને કરી, જીવા ગોસાંઇને શિક્ષાય—
મીરાં. ૨૮.

હરિજન જાણી મીરાં મળવાનું કહાવ્યું, તેણે કહાવ્યું ન જોઉં સ્ત્રીનું મુખ;
મીરાં કહે સારૂં થયું સવારૂં મને, પર પુરુષ જોયેથી દુઃખ— મીરાં. ૨૯.
આજ લગી હું એમ જાણતી જે વ્રજમાં, કૃષ્ણ પુરુષ છે એક:
વૃંદાવન વસી હજી પુરુષ રહ્યા છો તમો, ધન્ય તમારો વિવેક—
મીરાં. ૩૦.

એવું સુણીને જ્ઞાન પામિયારે, જીવા ગોસાંઇ મળ્યા સામા ધાઇ;
હળીમળી હરિની વાત કરીને આવ્યાં, મેવાડ દેશ મીરાંબાઇ—
મીરાં. ૩૧.

કરી તૈયારી ચાલ્યાં દ્વારિકાં પ્રેમે, નિરખ્યા શ્રી રણછોડ ;
વાસ કરીને પ્રભુની પાસે રહ્યાં સદા, પહોંચ્યા છે મનના કોડ—
મીરાં. ૩૨.

પાછળ પસ્તાવો રાણાને થયોરે, ગયું ઉતરી મનનું ઝેર ;
મુખે માગે તે આપું તેહને જે કોઇ, લાવે મનાવી મીરાં ઘેર—
મીરાં. ૩૩.

ઉપરા ઉપરી તેડાં મોકલ્યાંરે, આવીને લાગ્યા સહુ પાય ;
માજી પધારો મેવાડમાં વેહેલાં, રાણાજી અન્ન ન ખાય— મીરાં. ૩૪.
જ્યાં લગી રહેશો તમો દ્વારિકાંરે, ત્યાં લગી કરૂં અપવાસ ;
આગ્રહ દેખી મીરાં વિદાય માગવાને, આવ્યાં શ્રી પ્રભુજીનીપાસ—
મીરાં. ૩૫.

હરિયે હકીકત સાંભળીનેરે, હસી ચાંપી હૃદયા સાથ ;
કૃષ્ણ સ્વરૂપમાં સમાઇ ગયાંરે મીરાં, જે જે શ્રી દ્વારિકાંનાથ—
મીરાં. ૩૬.

ચરિત્ર એ મીરાંબાઇનું જે કો, શીખે સાંભળે ને ગાય ;
પ્રેમ ભક્તિ તેહને મળે ને ત્રુઠે, દયા પ્રીતમ વ્રજરાય— મીરાં. ૩૭.

---

## પદ ૩ છંદ સવૈયા એકત્રીસા.

ગુરુ ગોવિંદ કૃપાનિધિ કેશવ, કમળાનાથ કૃપાળ ;
કમળનયન કરુણાસાગર, શ્રીકૃષ્ણ હરે ગોપાળ ;
ગોપીજન વલ્લભ ગિરધારી, ગોપીનાથ ગોવિંદ ;
ગોકુલેશ ગરૂડધ્વજ, ગોવરધન ધારી વ્રજચંદ. ૧.
ગોકુળચંદ્ર ગદાધર ગોધર, ગોમતી પ્રિય રમેશ ;
નારાયણ નરસિંહ નિરંજન, નિરાકાર નરેશ ;
નરકાંતક નરવીર નરોત્તમ, નંદલાલ નરરૂપ ;
જગન્નાથ જળશાઇ જનાર્દન, જ્યોતિરૂપ જગભૂપ ; ૨.
જગદાધાર જશોદાનંદન, જગજીવન જગનેશ ;
શ્રી જમુનાવલ્લભ જગવંદન, જગદીશ્વર જમુનેશ ;

ચક્રપાણિ ચતુર્ભુજ અચ્યુત, ચિદાનંદ સુખકંદ;
ચતુર્બાહુ ચાણુરતનમર્દન, શ્રીધર પરમાનંદ. ૩
દયાસિંધુ દામોદર દીનપતિ, દીનાનાથ દયાળ;
દીનબંધુ પ્રભુ દેવકીનંદન, નરપતિ સુરપતિપાળ;
શ્રીપતિ પદ્માપતિ રાધાપતિ, કમળાપતિ ભવેશ;
દધિજાપતિ રૂક્મણિપતિ સાગર, સુતાપતિ રૂષીકેશ. ૪.
પદ્મનાભ પુરુષોત્તમ પરિબ્રહ્મ, પરમપુરુષ પરમેશ;
પુષ્કરાક્ષ પરમાક્ષ પરમ પ્રભુ, મધુસુદન મથુરેશ;
ધરણીધર અવનિધર ભૂધર, વસુમતિધર મહીધારી;
કૌસ્તુભધર પીતાંબરધર, બંસીધર કુંજબિહારી. ૫.
માધવ સુરમર્દન મધુમરદન, મતિવિક્રમ સુખધામ;
મુકુંદ મેઘવર્ણ મહાબાહુ, જદુપતિ સુંદર શ્યામ;
રામચંદ્ર પ્રભુ દશરથનંદન, દયાસિંધુ ભગવંત;
માં પાહિ માં પાહિ પાહિ માં, પૂર્ણાનંદ અનંત. ૬.
અષ્ટોત્તર શત નામ કૃષ્ણનાં, ગણી ગણી જે જન ગાય;
રોગ દોષ દુઃખ કલેશ જશે, વળી પળમાં પાપ પળાય,
મનવાંછિત ફળ તેને મળશે, દયો કહે ધ્રુવ વાણી;
કોટિક કારજ તજીને ભજિયે, દ્રઢ કરી સારંગપાણી. ૭.

---

## પદ ૪ છંદ ભુજંગી.

### શ્રી કૃષ્ણ અષ્ટોત્તરશત નામ ચિંતામણી.

નમો શ્રી ગુરુદેવ શ્રીકૃષ્ણ સ્વામી, નમો નંદકુમાર સુપર્ણ સ્વામી;
નમો શ્રી યશોદા અસુમીન વારી, નમો શ્રી બળાનુજ આનંદકારી. ૧.
નમો રાધિકાનાથ ગોપીશ વૃંદા, નમો શ્રી યમુનાપતિ મોદકંદા;
નમો ગોકુલાધીશ શ્રી શૈલધારી, નમો રાસવિહારી શ્રીજી મુરારિ. ૨.
નમો કુંજ કેલી પ્રિયે રાય દાણી, નમો લાલ ત્રિભંગી શ્રીવેણુપાણિ;
નમો દ્વારિકાધીશ લક્ષ્મી વિહારી, નમો ભક્તત્રાતા મહા કલેશહારી. ૩.

નમો દેવકીપુત્ર આનંદસિંધુ, નમો દુષ્ટ દ્વેષી અતિ દીનબંધુ ;
નમો શેષ શંભો સતી નાથ દાતા, નમો કંસ કેશી રિપુ મુક્તિદાતા. ૪.
નમો ધર્મ ગોપ્તા હતા ભાર જગ્તિ, નમો શેષશાયી હરિ દાયભક્તિ ;
નમો વિશ્વહેતુ પતિ કાળ માયા, નમો પૂર્ણ અંશી વિભુ બર્દરાયા. ૫.
નમો પુણ્ય શ્લોકી પ્રભુ પૂત નામી, નમો રામ રૂપી શુચિ ગુણગ્રામી ;
નમો દેવદેવેશ ગોવિંદ વિષ્ણુ, નમો યજ્ઞયોગેશ ગોપાલ જીષ્ણુ. ૬.
નમો નહરિનાથ નિર્વાણદાયી, નમો ચક્રપાણિ ગદા નીરશાયી ;
નમો ગોપિકામિત્ર સુભક્ત લગ્ની, નમો રાધિકારૂપ સિંધુ નિમગ્ની. ૭.
નમો પુંડરિકાક્ષ સ્વાનંદ ભોગી, નમો જન્મમૃત્યુજરાદીવિયોગી ;
નમો ગોપચુડામણિ શ્રેયકારી, નમો શ્રી જગન્નાથ સ્વામી ભવારી. ૮.
નમો કોટિ કંદર્પ લાવણ્ય શૌરી, નમો પ્રાણજીવન શ્રી વાણી ગૌરિ ;
નમો સર્વ શક્તિ પતિ નિર્વિનાશી, નમો ઇશ આમોદ શ્રી તેજરાશી ૯.
નમો વ્યાપિ વૈકુંઠ આનંદ હેતુ, નમો પ્રેમ ક્રીડા સનાતન સેતુ ;
નમો ગોપતિ કોટિ બ્રહ્માંડ સ્વામી, નમો શ્રી હૃષીકેશ શ્રી અંત્રયામી ૧૦
નમો આત્મ યોગી નમો નિર્વિકારી, નમો પર્મભોગી નમો બ્રહ્મચારી ;
નમો સર્વ સાક્ષી નમો સર્વ કર્તા, નમો સર્વભર્તા નમો સર્વ હર્તા. ૧૧.
નમો બાલમુકુંદ પદ્માવિલાસી, નમો યાદવાધીશ વૈકુંઠ વાસી ;
નમો શ્રીશ ચંદ્રાવલી ચિત્તહારી, નમો સુંદરાંગી વૃંદાવનચારી. ૧૨.
નમો વલ્લભાધીશ વાગીશ જ્ઞાતા, નમો વિઠ્ઠલાધીશ પુષ્ટિશ ક્ષમાતા ;
નમો ગોકુલેન્દુ રઘુનાથ સીતા, નમો સત્યભામાપતિ કામ પિતા. ૧૩.
નમો અક્ષરાતીત અચ્યુત પ્રેમી, નમો શ્રી વ્રજાનંદદાતા સુક્ષેમી ;
નમો શ્યામ નારાયણાનંદ શક્તિ, નમો કેશવાપાર પ્રાણેશ ભક્તિ. ૧૪.
ઇતિ નામ શ્રીકૃષ્ણ આનંદકારી, નમો કામના સર્વ દાતા દુઃખટારી ;
મહા પાપ સંતાપ કરત ભૂત ભસ્મી, સદાકાળ ગાજો સહુ જન તસ્મી.
.૧૫.

મળે પ્રમ ભક્તિ વ્રજાધીશ ખાસી, સદાકાળ તે વ્યાપી વૈકુંઠ વાસી ;
કરે પાઠ એ શ્રી હરિ જાય રીઝી, દયાના પ્રભુજી મલે તોષ ભીજી. ૧૬.

---

## પદ ૫ રાગ ( દાણલીલા ).

સીતા પતિ રામની સેવા, જાણો મન મીઠા મેવારે ;
કમાઇ તું શી કમાયો, ગિરધરલાલ ન ગાયોરે.
બેઠાં બેઠાં ફેરવ્યું નાણું, ન જાણ્યું રાતને વહાણુંરે.
માળા તને ન ગમે દીઠી, નિંદા તને લાગે મીઠીરે.
ડહાપણે તો ડાટ વાળ્યો, ધર્મનો માર્ગ ટાળ્યોરે.
ચતુરાઇ ચૂલે પડી, હરિ ભજવાની આ ઘડીરે.
જોબનિયું અટકયું લટકયું, ઘડી એક ચારનું ચટકુંરે,
જુવાનીના જોરમાં માતો, હિંડે છે રંગમાં રાતોરે.
કાયા તારી કાચનો કુપો, હિંડે ત્યારે દેશનો સૂબોરે.
પરપોટો ફૂટી જાશે, શી ગતિ તારી થાશેરે.
આવ્યો ત્યારે લાભ લેવા, જાશે ત્યારે મૂળગું ખોવારે,
આવ્યો ત્યારે બાંધી મુઠી, જમડા લેશે લૂટીરે.
કહું છું તો કર્મ ફૂટયા, કરીલે અધુરા પૂરારે.
રાવણ સમ લંકાપતિ, મંદોદરી રાણી સતી રે.
પવન ઘેર ભરે પાણી, નવે ગ્રહ બાંધ્યા તાણીરે.
એવા નર ગયા ઉડી, પછાડે ધૂળની મુઠીરે.
સગું તારૂં સુખનું બેલી, લેશે નાણાની થેલીરે.
અલંકાર અળગા રહેશે, કાષ્ટમાં ફુંકી દેશેરે.
કંદોરો તો છોડી લેશે, પછાડી રડીને રહેશે રે.
દયારામ દાસ કહે છે, ભજે તેનો તોલ રહેશે રે.

---

## પદ ૬ રાગ ઘોળ.

ધન્ય જેણે હરિ ગુણ ગાયા, સંસારમાં, ધન્ય જેણે હરિગુણ ગાયા. ટેક.
બધા સંસારમાં તે નર જીત્યો, બાકી સહુ જાણજો વ્હાયા— સં૦
હુંને મારૂં તેમાં પંડિત ભૂલ્યા, ધૂળ મળ્યું ડહાપણ ડાહ્યા— સં૦
હાથી ઘોડે સુખપાલ બેઠે શું થયું, શું થયું મેળવી ઘણી માયા—સં૦

જમના ઝપાટાથી નવ ચેત્યા, કામ દામમાં લલચાયા—　　　સં૦
કંઠ સાહીને તુંને કહાડશે પલકમાં, દૂર રહેશે સગાં વિત્ત જાયા—સં૦
દયા જપો નિત્ય નામ નંદકુંવરનું, થાશે સફળ તારી કાયા—　સં૦

---

## પદ ૭ જીલ્લા—કાફી—જંગલા, તાલત્રિતાલ.

હરદમ શ્રીકૃષ્ણ કહે ઝબાં મરી,
યેહી મતલબ કે ખાતર કરતાહું ખુશામત મેં તેરી—　　હરદમ. ૧.
દહીં ઔર દૂધ શકર દેતાહું હરવખ્ત તુઝે,
તોભી હરરોઝ હરિ નામ ન સુનાતી મુઝે—　　હરદમ. ૨.
કરે ગુણ ગાન ગોવિંદકા તું મુખ પડી હય ભલા,
નહિ તો મેં ખેંચ નિકાલુંગા કયા મુખ ચામ ભલા—　　હરદમ. ૩.
ખોઇ જિંદગાની સારી, સોહી ગુન્હા માફ તેરા,
પ્યારી રસના ભૂલે મત નામ, આખર દયા મેરા—　　હરદમ. ૪.

---

## પદ ૮ ચાબખા

પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય, તારા દિલનું કપટ નવ જાય.　　ટેક.
પ્રભુ કીરતન પ્રભુ નામસ્મરણમાં, અતિશે આળસ તારે ;
ડાચાકૂટ પરનિંદામાં, આખો દિવસ નવ હારે—　　પ્રભુ. ૧.
પ્રભુનું પૂજન કરતી વેળા, કાયા તારી કંપે ;
ગંજીફા સોગટાં કૂટતાં, આઠ પહોર નવ જંપે—　　પ્રભુ. ૨.
હરિનું ચંદન ઘસતાં તારું, શ્રમથી શરીર બગડે ;
કુંડી કુતકે મરી મસાલે, ભાવે ભાંગજ રગડે—　　પ્રભુ. ૩.
એકાદશી ઓચ્છવના જાગરણ, અતિ કઠણ તને લાગે ;
ભાંડ ભવાયા જોવા સારૂ, સારી રાતજ જાગે—　　પ્રભુ. ૪.
હરિના ભગતને લુખું સુકું, વેઠજ વળગી જાણે ;
સગાં સંબંધી પરોણા આવે તો, પીરસે મિષ્ટ પરાણે—　　પ્રભુ. ૫.

એ પૈસાની ગુરુ સેવા બતાવે, ત્યાં ગણગણતું બોલે ;
ઘરની સ્ત્રી જ્યારે માગે ઘરેણું તો, હસી મગન થઇ ડોલે— પ્રભુ. ૬.
ખોટાં મોતી કાચ કિડિયાં, ભગવત ભૂષણ ઘાલે ;
સોનું રૂપું મણિ મુક્તાવિણ, સુત સ્ત્રીને નવ ચાલે— પ્રભુ. ૭.
જગ દેખતાં જપવા બેસે, બાકી નાહ્ય ન ખાવા ;
ગળાં કાપે ત્યાં થાય ગળગળો, એ વૈષ્ણવના ભાવા— પ્રભુ. ૮.
આ કરવું આ ના કરવું એમ, અન્યને શિક્ષા દે છે ;
તે પ્રમાણે તું નથી કરતો, અનુચિત કર્મ કરેછે— પ્રભુ. ૯.
અંતરના છળ અન્ય ન લહે, પણ જાણે અંતરજામી ;
એ તો સાચાનો સંગી છે, દાસ દયાનો સ્વામી— પ્રભુ. ૧૦.

---

## પદ ૯ ચાબખા.

બેલીડા ઊઠો ઉતાવળા થઇ, વાવણિયા જોડો ખેતરમાં જઇ— ટેક.
ધરમને નિયમના ધોરી જોડીને બેડો, અનુભવ હળને લઇ ;
મોહ માયાના ઢેફાં ભાંગો, શમનું ખાતર દઇ— બેલીડા. ૧.
અમર નામની ઓઝું કાઢો તમે, સુરત સેઢા પર રહી ;
વાંક અંતરનો કાઢો વિવેકથી, ખોટનું ખાતું નહિ— બેલીડા. ૨.
જ્ઞાન ધ્યાનના કણ મોંઘેરા લેજો, તન મન નાણાં દઇ ;
મનુષ્ય ખેતરમાં વાવો વિવેકથી, ગુરુગમ ઓરણી લઇ— બેલીડા. ૩.
જ્ઞાનના અંકુર ઉગ્યાં ખેતરમાં, ધીરપ ઠુંઠણી થઇ ;
કૂડ કપટના કાઢો પારેવડાં, મન રખવાળો રઇ— બેલીડા. ૪.
મોક્ષના કણસલાં પાકયાં ખેતરમાં, ખબર ધણીને થઇ ;
દાસ દયો કહે એવી કરજો કમાઇ, જેથી ભવની ભાવઠ ગઇ—બેલીડા. ૫.

---

## પદ ૧૦ ચાબખા.

ચિત્ત તું શીદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે. ટેક.
સ્થાવર જંગમ જડ ચેતનમાં માયાનું બળ ઠરે
સમરણ કર શ્રી કૃષ્ણચંદ્રનું, જન્મમરણ ભય હરે— કૃષ્ણને. ૧.

નવ માસ પ્રાણી શ્રી કૃષ્ણનું, ધ્યાન ગર્ભમાં ધરે ;
માયાનું આવરણ કર્યું ત્યારે, લખ ચોરાસી ફરે— કૃષ્ણને. ૨.
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે ;
ધણીનો ધાર્યો મનસૂબો, હર બ્રહ્માથી નવ ફરે— કૃષ્ણને. ૩.
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે ;
જેવાં જંત્ર વજાડે જંત્રી, તેવો સ્વર નીસરે— કૃષ્ણને. ૪.
થનાર વસ્તુ થયા કરે જ્યમ, શ્રીફળ પાણી ભરે ;
જનાર વસ્તુ એણીપેરે જાશે, જ્યમ ગજ કોઠું ગળે— કૃષ્ણને. ૫.
જેનું જેટલું જે જ્યમ કાળે, તે તેને કર ઠરે ;
એમાં ફેર પડે નહીં કોઇથી, શીદ કૂટાઇ તું મરે— કૃષ્ણને. ૬.
તારૂં ધાર્યું થાતું હોય તો, સુખ સંચે દુઃખ હરે ;
આપતણું અજ્ઞાનપણું એ, મૂળ વિચારે ખરે— કૃષ્ણને. ૭.
થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ્ ઓચરે ;
રાખ્ય ભરોસો રાધાવરનો, દયા શીદને ડરે— કૃષ્ણને. ૮.

---

## પદ ૧૧ રાગ સારંગ

જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક.
સિંહણ કેરૂં દૂધ હોય તે, સિંહણ સુતને જરે ;
કનકપાત્રપાખે સહુ ધાતુ, ફોડીને નીસરે— પ્રેમરસ ૧.
સોમવલ્લી રસ પાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે ;
વગળ વંશીને વમન કરાવે, વેદ વાણી ઉચરે— પ્રેમરસ. ૨.
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે ;
ક્ષાર સિંધુનું માછલું જેમ, મીઠા જળમાં મરે— પ્રેમરસ. ૩.
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ નવ સરે ;
મત્સ્યભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ નવ ભરે— પ્રેમરસ. ૪.
કોટિ પ્રકારે પ્રેમ વિના, પુરુષોત્તમ પુંઠ ન ફરે ;
દયા પ્રીતમ શ્રી ગોવરધનધર, પ્રેમ ભક્તિયે વરે— પ્રેમરસ. ૫.

---

## પદ ૧૨.

હવે હરિને ભજોરે ભજો, મનવા. ટેક.
સાઇ ગઇને આઇ સુકેતી;
હવે તો નિરલજાઇને તજોરે તજો— મનવા. ૧.
સંસાર ચાવીને છોતારે કીધો;
હવે તો એમાં નથી મજોરે મજો— મનવા. ૨.
ધ્યાન ગરીબી ધરી લેને મૂઢ મતિ;
હવે તૃષ્ણાને તજોરે તજો— મનવા. ૩
કાળ કંપે જગનું જોર ન ચાલે;
દયા સજાઇને સજોરે સજો— મનવા. ૪.

---

## પદ ૧૩ રાગ ખમાચ

જો વિચારી જીવ તારી શી ગતિ થશે;
જન અમૂલ્ય જનમ વ્યર્થ ગયો કંઇ હશે. ટેક.
ચેતના હજુ ન કાળ અચૂક આવશે;
ન ભજ્યા શ્રી કૃષ્ણ ત્યાંહાં કોણ છોડાવશે— જો વિચારી ૧.
છળ કરી અધર્મ દ્રવ્ય મેળવ્યું દુઃખે;
પોષ્યું નિજ કુટુંબ કણ પડયો ન પરમુખે— જો વિચારી. ૨.
નિત્ય હાય હૈવ પલક નવ ઠર્યો સુખે;
રાધિકા રમણ ન રટયો રહ્યો ઇચ્છી રૂખે— જો વિચારી. ૩.
સ્કંદ પંચમે પુકારી નર્ક દુઃખ કહ્યું;
ત્રાસ ઉપજે સુણ્યેથી કયમ જશે સહ્યું— જો વિચારી ૪.
માટે હજુ ચેત સેવ કૃષ્ણ કર કહ્યું;
ત્યાં તો પછે વાહાડયું તેને જોઇશે વહ્યું— જો વિચારી ૫.
તું જાણે જંજાળી છું તે કયમ ભજન કરૂં;
પણ વિચારી વેઠ સર્વ મનથી કર પરૂં— જો વિચારી. ૬.
કૃષ્ણ નામ રટણ ચિત્ત રાખ્ય આવરૂં;
બળતે ઝુંપડેથી ખેંચી કાઢયું તે ખરૂં— જો વિચારી. ૭

ભજન વિના વાત સર્વ માનને વૃથા ;
મુકી કુથલીને સાંભળ કૃષ્ણની કથા— જો વિચારી. ૮.
આત્મઘાતી તુંજ તાહરો ન થા ન થા ;
દયા શ્રીજી વિના ગતિ નથી સર્વથા— જો વિચારી. ૯.

---

## પદ ૧૪ રાગ એજ.

ભજને શ્રી હરિને કરી કલ્પના પરી ;
તારી કલ્પનાએ વાત કહે કશી સરી. ટેક.
નાણી જોયું નિત્ય તોએ શીદ મથે મરી ;
આ અમૂલ્ય જન્મ ગયો નહિ આવે ફરી— ભજને. ૧.
દુઃખ મૃત્યુ કોણ માગવાને જાય છે ;
જો સમે આવી તે સહેજ પ્રાપ્ત થાય છે— ભજને. ૨.
એજ રીતે સુખ સર્વ શાસ્ત્ર ગાય છે ;
માની હુંપણ તું શીદ દુઃખમાં દબાએ છે— ભજને. ૩.
જેનું નિમિત્ત નિરમ્યું જ્યાં તેહ ત્યાં જશે ;
પૂર્વ ભવે સંચ્યું તે પ્રમાણે પામશે— ભજને. ૪.
ધાર્યું ધણીએ તેજ થયું થાય છે થશે ;
વૃથા વિટંબના કરીશ તેજ ઉગરશે— ભજને. ૫.
કરવો ઉદ્યમ કહ્યો છે પણ રૂડી રીતિનો ;
તું તો છેક ભજન ભૂલી કરે અનીતિનો— ભજને. ૬.
એકો અંશ પ્રભુ વિષે તુંને ન પ્રીતનો ;
લાજનો વિચાર ચિત્ત રાખ્ય જીતનો— ભજને. ૭.
રાખ્ય દૃઢ ભરૂસો એક નાથજી તણો ;
અવળું સવળું કરશે જન જાણી આપણો— ભજને. ૮.
દીનવત્સલ દેવ તે દયાળુ છે ઘણો ;
ટેક ધાર દયા નેહ શ્રી કૃષ્ણથી બણો— ભજને. ૯.

## પદ ૧૫ રાગ એજ.

સેવની શ્રી કૃષ્ણ રસિક રાધિકાપતી;
રાધિકાપતિ ગોવિંદ રાધિકાપતી. ટેક.
મહાવાક્ય તત્ત્વમસિ મરમી તેતણા મુનીંદ્ર;
લીન જેહમાં સ્વરૂપ તેથી પર અતિ— સેવની. ૧.
બ્રહ્મા વિષ્ણુ ભવ અનંત, અંત નાં લહે ખચીત;
અર્થે સાધને ન સાધ્ય યોગી, ન તું થતી— સેવની. ૨.
આત્મારામ પૂરણ કામ, ધામ ધામ વામ શ્રામ;
શ્રેય સહ્મ નામ શામ અદ્ભુતાકૃતિ— સેવની. ૩.
સ્વયંભૂ સ્વતંત્ર ગ્રહી શકે ન કોપી મંત્ર તંત્ર;
પ્રાપ્ય શુદ્ધ પ્રેમાનન, ભક્તિ હીનમણિ— સેવની. ૪.
લલિત છબી ત્રિભંગી લાલ, મદનમોહન અતિ કૃપાલ;
જેહને નિરખી ત્રપ્તિ, દયાને નથી થતી— સેવની. ૫.

---

## પદ ૧૬.

મરવા ટાણે રે મેંથી કેમ મરાશે, હરિ હરિ હવે શું થાશે. ટેક.
બરકીને બોલાશે નહીં, પછી ગોવિંદ કેમ ગવાશે;
કોઇનું બોલ્યું કાને નહીં સંભળાય, સાસે ધમણ ધમાશે—
મરવા ટાણે. ૧.
પિંડે પડખું નહીં પલટાય, પછી બેઠું કેમ થવાશે;
રોમ રોમની વ્યાધિ થાશે, ઇ દુઃખ કેમ સહેવાશે— મરવા. ૨.
હિંમત જાશે માંકડ ખાશે, કુબુદ્ધિ કંઠ ઘેરાશે;
પુંણડે પાણી પાશે જ્યારે, હાથે કેમ જમાશે— મરાવા. ૩.
જમકિંકરના મુદગર મોટા, ઇ કેમ જોવાશે;
ભગવદ્ગીતા ભાવ ધરીને, શ્રવણે કેમ સંભળાશે— મરવા. ૪.
દયારામ કહે પૂરણબ્રહ્મ તે, રામ રૂદયે ધરાશે;
સદ્બોધે સંત સંગત કરતાં, સુખથી તરત મરાશે— મરવા. ૫.

---

## પદ ૧૭ રાગ એજ.

મરવા ટાણે રે મેંથી તરત મરાશે, હરિ હરિ હવે ઠીક થાશે. ટેક.
ઓસડ વેસડ ગંગા જમના, વૈદ નારાયણ થાશે;
સાધુ સંત સરવે મળીને, રામતણા જશ ગાશે— મરવા. ૧.
સુત, વિત, દારા, ધન, જોબનથી જો મન અળગું થાશે;
કામ, ક્રોધ, મદ મેલી કરીને, હરિ ચરણે ચિત્ત જાશે— મરવા. ૨.
એવી રીતે રામ જપો તો, પૂરણ પદ પમાશે;
દયારામ કે પૂરણબ્રહ્મ છે. તેજમાં તેજ સમાશે— મરવા. ૩.

---

## પદ ૧૮ ગરબી.

( હરિ ભજન થકી છોટા હોય તે. રાગ; )

હરિ ભાવ વિના, કેવળ કૃતિ કરેથી કાર્ય ન થાય;
જ્યમ અગ્નિ વિના ભસમમાં, ઘૃત હોમે એળે જાય. ટેક.
જુઓ સર્પ સમીર ભક્ષીને રહે, જુઓ ચાતક તે પિપાસ સહે;
જુઓ ઉલૂક અખંડ ઉજાગ્ર રહે— હરિ ભાવ વિના. ૧.
જુઓ મીન તીર્થ જળમાં ન્હાએ, જુઓ ગુણકા નૃત્ય કરે ગાએ;
જુઓ પાણો પોખે શું સુખ થાએ— હરિ ભાવ વિના. ૨.
જુઓ મૃગ આદિક પશુ વનવાસી, જુઓ ગુનેગાર સહે છે ફાંસી;
જુઓ કાસદ પણ જાય છે કાશી— હરિ ભાવ વિના. ૩.
જુઓ તેલીનો બળદ પરિક્રમા કરે, પન્નગ પેટે ચાલે દંડવત કરે;
જુઓ તપોધન દેવળે દેવળ ફેરી ફરે— હરિ ભાવ વિના. ૪.
જુઓ વડ જટાનો બોજ સહે, જુઓ અંધ સદા કર દંડ ગ્રહે;
જુઓ ખર તન રાખમાં રોળ્યું રહે— હરિ ભાવ વિના. ૫.
જુઓ નટવો અબધૂત વેશ ધરે, જુઓ બગલો દ્રઢ થઇ ધ્યાન ધરે;
જુઓ મૂક વચન મુખ નવ ઉચરે— હરિ ભાવ વિના. ૬.
નહિ વ્યંઢળ વિષયતણી આપદા, ઉભું વૃક્ષને ક્રોધ મળે ન કદા;
જુઓ અજગર નિર્લોભી છે સદા— હરિ ભાવ વિના. ૭.

ભાવે પ્રલ્હાદને સ્થંભમાંથી મળ્યા, નામદેવને ભાવે ભુતમાંથી નીકળ્યા ;
વિણ ભાવે મંડળિકને કાળ ફળ્યા— હરિ ભાવ વિના. ૮.
હરિ તેવા થાય જેવા જાણે, નિજ ભાવ પ્રમાણે ફળ માણે ;
દયો કહે જુઓ સર્વ ઠેકાણે— હરિ ભાવ વિના. ૯.

---

## પદ ૧૯ રાગ કાફી-

ફૂલ્યો શું ફરે છેરે, ભૂલ્યો ભવ કૂપમાં પડયો ;
મનુષ્ય દેહ રૂપીરે, ખોયો મણિ હાથે ચઢયો. ટેક.
ડાહ્યો થઇને દુનિયામાં ફર્યો તું, તેણે સર્યું શું તારૂં કાજ ;
શે નવ જાણે જાવું પલકમાં, ત્યાંહાં કયમ કરી રહેશે લાજ ;
ડાપણ તારૂં ત્યારેરે, જ્યારે જમના હાથ ચઢયો— ફૂલ્યો. ૧.
વરણાગીમાં વાટજ ઊઠી, જયારે નર્ક નિવાસ ઠર્યો ;
મિથ્યા જનુની ભારેરે મારી, એવો જન્મ ધર્યો ન ધર્યો ;
માટે જોને જાગીરે, અવસર આવી અડયો— ફૂલ્યો. ૨.
શુંરે થયું સંપત્ત ઘણી મળે, શું થયું મોટે ઘર દ્વાર ;
નિશ્ચિંત થઇને હરિને ન ભજ્યા, તારો ધિક્ક પડયો અવતાર ;
ધિક્ક તારૂં જીવ્યુંરે, દૈવે તને શાને ઘડયો— ફૂલ્યો. ૩.
સમજ મન માન મારી શીખામણ, મમતા મૂકી પરી ;
કર સમરણ પુરુષોત્તમ પર બ્રહ્મ, રટ રાધેકૃષ્ણ હરિ ;
ત્યારે દયો જાણેરે સર્વથી સરસ તું નીવડયો— ફૂલ્યો. ૪.

---

## પદ ૨૦ રાગ એજ.

મનજી મુસાફરરે, ચાલો નિજ દેશ ભણી ;
મુલક ઘણા જોયારે, મુસાફરી થઇ છે ઘણી— ટેક.
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભૂલતા ભાઈ ;
ફરીને આ મારગ મળશે નહિ, એવી છે અવળાઈ ;
સમજીને ચાલો સીધારે, ના જાશો ડાબા કે જમણી— મ

વચ્ચે ફાંસીઆ વાટે મારવાને, બેઠા છે બે ચાર ;
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહિ ભાર ;
મળ્યો છે એક ભેદીરે, કહેલી ગતિ સહુ તે તણી— મનજી.
માલ વહોરો તો વહોરો શેઠના નામનો, થાય ન કયાંઈ અટકાવ ;
આપણો કરતાં જોખમ આવે, ફાવે ધણીનો દાવ ;
એટલા સારૂરે ન થાવું વહોરતના ધણી— મનજી.
જો જો જગ્ત થકી જાવું છે, કરજો સંભાળીને કામ ;
દાસ દયાને એમ ગમે છે, હવે જઇએ પોતાને ગામ ;
સૂજે છે હવે એવું રે, અવધ થઇ છે આપણી— મનજી.

---

## પદ ૨૧ રાગ એજ.

સાચું તો સગપણરે, સમજ મન શ્યામ તણું ;
બાકી સહુ જૂઠુંરે, કશું નથી કામ તણું— ટેક.
માત તાત સુત ભ્રાતને ભગિની, શ્યામ સહોદર સોય ;
કુળ કુટુંબ સખા ગોત્રને જ્ઞાતિ, તારૂં છે નહીં કોય ;
સગું છે એ તો સર્વેરે, સુખને દામતણું— સાચું. ૧.
જનુની જનક એવાં કર્યાં તેટલાં, ધરી જેટલી દેહ ;
લેણાં દેણાંનો સંબંધ છૂટયો, ત્યારે મુકીને આવ્યો તેહ ;
કોઇએ ના બતાવ્યું રે, ઠેકાણું વિશ્રામતણું સાચું. ૨.
જોની આ હરિવિના હેત કરીને, કોણ આપે મનુષ્ય અવતાર ;
પશુ પંખી ફેડીને આપ્યો, ભજનતણો અધિકાર ;
ભજે તેને આપેરે, પદ નિજ ધામતણું— સાચું. ૩,
અણુ આસક્તિ કાંએ ન રાખીશ, માયા મનથી છોડ ;
નિશ્ચિત થઇ સહુ શોક તજીને, પ્રીતિ પ્રભુસું જોડ ;
દયા દિન રજનીરે, રટણ કર રામતણું— સાચું. ૪.

---

## પદ ૨૨ રાગ એજ.

ગર્ભવાસ રાખ્યોરે, કિરપા તને બહુ કરી ;
સદા સુખ આપ્યુંરે, તેને કેમ ગયો વિસરી. ટેક.
દશ પંદર સુધી પૂરણ પાળ્યો, પરણાવ્યો બહુ પેર ;
તોયે એકે ઘડી ઇશ્વર ન ગાયા, મનમાં ન આણી કાંઇ મેર ;
વિશે વહ્યો પૂરેરે, હૈયામાં ન આવ્યા હરિ— ગર્ભ. ૧.
વરણાગીમાં વાંકો હીંડે છે, પચીસ થયાં પરમાણ ;
છેલાઇમાં તું છાકી ફરે છે, અહંકાર ને અભિમાન ;
ત્રીશે મોહ્યો સ્ત્રીનેરે, ઘણા ઘણા નેહ ભરી— ગર્ભ. ૨.
નાત જાતમાં નામજ કાઢયું, કુબુદ્ધિ જાત કઠોર ;
ધનને કાજે ધૂતતો ફરે છે, જેમ હરાયું ઢોર ;
ચાળીશે તું ચાલીરે, છતમાહીં રહ્યો છરી— ગર્ભ. ૩.
ઘર ધંધામાં ઘેલો ફરે છે, ગાયા નહીં જગપાળ ;
પરાક્રમ તારાનો પાર ન આવે, પુંઠે બહુ થઇ જંજાળ ;
પચાસે જઇ પહોંચ્યોરે, ઠેકાણે ન બેઠો ઠરી— ગર્ભ. ૪.
દયા દાનને પુણ્ય ન લાવ્યો, જ્ઞાન ને ગરીબાઇ ;
અહંકારમાં તું ગયો અફળાતો, લોભ લાલચમાં લેવાઇ ;
સાઠે બુદ્ધિ નાઠીરે, તારણ કાંઇ ન આવ્યું તરી— ગર્ભ. ૫.
સિતેર થયાં ત્યારે શુદ્ધ ન રહી, ભાંગ્યો પોતાનો ભાર :
કુટંબ કબિલો કોઇ નવ માને, તોએ ન મેલે અહંકાર ;
સુમારગ ન ચાલ્યોરે, ડગલું નવ મેલ્યું ડરી— ગર્ભ. ૬.
એંસી થયાં ત્યારે આંખે ન સૂજે, થર થર ધ્રુજે તારી કાય ;
કાયામાં કંપ વાયુ પ્રગટયો, તોએ ભજન નહિ થાય ;
મુરખ નવ ચેત્યોરે, માયાએ તને લીધો ઘેરી— ગર્ભ. ૭.
ઘરડો થયો ત્યારે ગતજ ભાગી, ગાયા નહીં પરબ્રહ્મ ;
દાન પુણ્યનું નામ ન જાણ્યું, સમજ્યો નહીં કાંઇ મર્મ ;
મારૂં મારૂં કરતોરે, વર્ષ નેવું ગયાં વહી— ગર્ભ. ૮.
કુકર્મનાં બહુ બંધન છૂટવા, આપ્યો મનુષ્ય અવતાર ;

સોએ વર્ષે તારી અવધજ આવી, ભર્યો ભૂંડાઇનો ભાર ;
ભૂલ્યો બધા ભવમાંરે, ફોગટનો ફેરો ફરી— ગર્ભ. ૯.
ઇશ્વરને અંતરે નવ ધાર્યા, જાણ્યા ન જુગદાધાર ;
અંતસમે જ્યારે બાંધીને આણ્યો, પડયો કરશે પોકાર ;
દારૂણ દુઃખ દેખીરે, રોશે બહુ નયણાં ભરી— ગર્ભ. ૧૦.
સત્ય પુરૂષે સિદ્ધિમાં જોયું, તારૂં પાનું પુસ્તક નિરધાર :
ખાતાંમાં ઘણી ખોટજ દીઠી, નાંખો નર્ક મોઝાર :
પાપી એ છે પૂરોરે, પૂછો એને ખોટી ખરી— ગર્ભ. ૧૧.
કાયર થયો ત્યારે કાલાવાલા, કરવા માંડયા અપાર ;
હરિ હવે ભજન ન ચૂકું, તારૂં એકવાર કાડોને બા'ર ;
દાસ દયારામનારે, હરિ હાથ ઝાલો ફરી— ગર્ભ. ૧૨.

---

## પદ ૨૩ રાગ લાવણીનો.

સાંભળ શિક્ષા તું મન મારી, સાચી કહું એક વાત ;
મનુષ્યા દેહ દુર્લભ ભજ હરિને, જ્યાંલગી તન કુશળાત ;
સમો ગયે પસ્તાઇશ પાર ક્યાં, ચોરાસી અથડાતાં ;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૧.
ખર અવતાર થશે હરિ ભૂલ્યે, પીઠ લાદશે તારી ;
ભૂખ્યો તરસ્યો કોઇ નહિ પૂછે, શીત વૃષા તપ ભારી ;
પાછળ માર ધડાધડ પડશે, કાંઇક મંદ ચલાતાં ;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૨.
શ્વાન થઇશ ભગવાનને ભૂલ્યે, હંકાઇશ ઘેર ઘેરે ;
મળ મૂત્રાદિક ખાન પાન બહુ, કષ્ટ સહિશ શી પેરે ;
કહ્યું નહીં આ જન્મ જશે એમ, લાત લાકડી ખાતાં ;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૩.
ઘણું ગંદુ તન વિટ વરાહનું, હરિ ન ભજે તો થાશે ;
મુત્ર પુરીષની હાર વાસ ત્યાં, તને અડી સઉ નાશે ;
નાસે દીઠે જ્ઞાની ભૂંડાં, જ્યાં ત્યાં ફરે મરાતાં ;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૪.

કૃષ્ણ કીર્તનમાં આળસ આણે, અજ કુર્કટ પડે થાવું;
વણ વાંકે પાળે ને વેચે, કસાઇ કરમાં જાવું;
અકાળ મૃત્યુ શસ્ત્ર માર પીડા, અતિશય કંઠ કપાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૫.
હરિ ન ભજે ઇત્યાદિક અધમ તેનો, ગણતાં ન આવે પાર;
નરક કુંડની અખંડ આંચનો, કેમ કરૂં ઉચ્ચાર;
કેશવ વણ કોઇ શકે નવ છોડવી, જમકિંકર લઇ જાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ગોવિંદ ઘરમાં ગાતાં. ૬.
દયા પ્રિતમ વિષે રહ્યું ઊંઘ્યું, ને ચેત હજુ તો ચેતાય;
વિષય સુખ સઉ યોનીમાં ત્યાં, કૃષ્ણ ભજન નહિ થાય;
આ અવસરમાં લે સમરી પછી, પાર નથી પસ્તાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં. ૭.

---

## પદ ૨૪ લાવણી.

ચેત ચેત મન ચપળ થઇને, કૃષ્ણ કૃપાનિધિ ભજનેરે;
આ જૂઠી બાજી જગતતણી છે, તેથી મમતા તજનેરે. ટેક.
શું મૂરખ મિથ્યા મારૂં કહે છે, તારૂં તે સઉ ખોયુંરે;
આ અમૂલ્ય હીરો હારીને તેં, પથ્થરમાં ચિત્ત પ્રોયુંરે— ચેત. ૧.
આ ડાહાપણ તારૂં મળ્યું ધૂળમાં, ચૂલે પડી ચતુરાઇરે;
તું સેવા સમરણમાં નવ સમજ્યો, અન્ન બગાડયું ખાઇરે— ચેત. ૨.
તેં હેતે હરિ સેવન નવ કીધું, સંતોષ્યા નહિ સાધુરે;
આ ધિક્ પડયો તારો જનમારો, વણસાડયું તેં બાધુંરે— ચેત. ૩.
અલ્યા તું તારી જનનીને શે નવ, પથ્થર પડિયો પેટેરે;
જે લોક પખાળત વસ્ત્રજ વારૂ, તુજને નાંખી હેઠેરે— ચેત. ૪.
તોપણ કોઇનું કારજ સરતું, પણ તું તેથી માઠોરે;
તું કોઇને કામ કશું નવ આવ્યો, કિંચિત કયાંઇ ન ગાઠોરે—ચેત. ૫.
આ જન્મદિવસથી જરા લગી તેં, કુત્સિત કૃત્ય બહુ કીધાંરે;
આ માતાપિતા આદિક અતિ સજ્જન, જનને બહુ દુઃખ દીધાંરે-ચેત. ૬

તું પાપથકી બીહિનો નહિ પાપી, વધો ન જૂઠા પાખેરે ;
આ કોટિ જીવ કલ્પાવે મૂરખ, જૂઠી પૂરી સાખેરે— ચેત. ૭.
તું વદવું નહિ તે વદે મુખેથી, નવ ખાવું તે ખાયરે ;
આ તું તારા મનમાં મદમાતો, નવ જાવું ત્યાં જાયરે ચેત. ૮.
આ વિષયતણું કૃત વાહાલું કીધું, મનથી માન્યું ઠીકરે ;
તેં વેદ શાસ્ત્રનું વચન ન માન્યું, ધરી ન હરિની બીકરે— ચેત. ૯.
તેં કપટ કરી લોકોને લૂટયા, પિંડ પોતાનો પોખ્યોરે ;
તને દીન ઉપર નવ દયાજ આવી, પર આત્મા બહુ દુખ્યોરે—ચેત. ૧૦.
તું વૈષ્ણવ વેષે વહાતો હિંડે, જ્ઞાન ઉપદેશ બતાવેરે ;
આ પોતાનું મન પથ્થર સરખું, તેમાં દોષ ન લાવેરે— ચેત ૧૧.
તું દગો કરતાં દોષ ગણે નહિ, લાગ્યો જ્યમ ત્યમ લુંટીરે ;
જો પરમારથ કણ જાતો દેખે, હઇડું નાંખે કૂટીરે— ચેત. ૧૨.
એમ કપટ કરી છળ ભેદ રચીને, પરવિત્ત ઘરમાં ઘાલ્યુંરે ;
પછે એમ કરંતાં મૃત્યુ આવ્યું, તેથી કપટ ન ચાલ્યુંરે— ચેત. ૧૩.
પછી જમકિંકરે ગરદન ગ્રહીને, કાઢયો ઘરથી બહારરે ;
તે લઇ ગયા જમપુર ઝપાટી, દેતા માર અપારરે— ચેત. ૧૪.
ત્યાં જઇ ઊભો રાખ્યો ધર્મ આગળ, શી આજ્ઞા છે સ્વામીરે ;
જે વિધિ કહો તે વિધિ દુઃખ દઇયે, બોલ્યા મસ્તક નામીરે— ચેત. ૧૫.
પછે ધર્મરાયે ત્યાં તુજને પૂછ્યું, કહે કમાઇ શી કીધીરે ;
તું ગયો હતો હરિ સમરણ કરવા, કેમ થઇ નહિ સિદ્ધિરે— ચેત. ૧૬.
ત્યાં એવું કેહેતાં ચિત્રવિચિત્રે, કાઢયું તારૂં પાનુંરે ;
તે વાંચતાં મનમાં લજવાણો, એવું તાહારૂં છાનુંરે— ચેત. ૧૭.
તે સાંભળીને ત્યાં ધર્મ સભામાં, સઉએ ડશિયા દંતરે ;
ભાઇ આવો નિર્લજ કોઇ ન દીઠો, કદી ન આવ્યો અંતરે— ચેત. ૧૮.
પછી ક્રોધ કરી ધર્મરાજા બોલ્યા, નાખો કુંભીપાકરે ;
એ નકટ જીવને શી શીખામણ, ન મળે જેને નાકરે— ચેત. ૧૯.
જ્યાં ધર્મે એમ કહ્યું ત્યારે તું, બોલ્યો જોડી પાણરે ;
મેં ઝખ મારી હું હાર્યો સ્વામી, દીન વધો તું વાણરે— ચેત. ૨૦.
હવાં મનુષા દેહ એકવાર મુજને, આપો શ્રી મહારાજરે ;
હું હવાં હરિ સમરણ નહિ ભૂલું, અન્ય કરીશ નહિ કાજરે—ચેત. ૨૧.

એમ કોટિ કાલાવાલા કરતાં, કૃપા કરી ધર્મ ભૂપરે;
જોજે નવ ભૂલીશ કહીને આપ્યું, મનુષાદેહ સ્વરૂપરે— ચેત. ૨૨.
તું એમ કરાર કરી આવ્યો છે, તે તું શે નવ જાણેરે;
તું હવે જઇ ઉત્તર શો આપીશ, હરિગુણ મુખે ન આણેરે— ચેત. ૨૩.
તું ફોગટ ફજેત શીદ થાય છે, કહ્યું માનને મારૂંરે;
હું સાચું કહું છું સમજ હરિ ભજ, શીદ બગાડે તારૂંરે— ચેત. ૨૪.
આ જે દેખે છે તે સઉ ખોટું, સાચું હરિનું નામરે;
તું વણ દામે લૂટી લે તેને, નથી દ્રવ્યનું કામરે— ચેત. ૨૫.
આ સુખ સંપત ઘર ઘરણી દેખી, શીદ હરાયો હિંડેરે;
આ તું મ જાણીશ ઝાઝું જીવીશ, આવ્યું આંકે મીંડેરે— ચેત ૨૬.
તું હૃદય થકી નથી હેત ધરીને, ભજતો વૈકુંઠનાથરે;
તો પાછળ પસ્તાવું પડશે ને, ઘસવા પડશે હાથરે— ચેત. ૨૭.
ભાઇ આ મનુષાદેહ મોંઘો છે, મળશે નહિ વારે વારેરે;
જો આ અવસર ચૂકયો તો નિશ્ચે, લખ ચોરાસી તારેરે— ચેત. ૨૮.
ત્યાં ખર સૂકર ગંડક ગર્ધવ, જાતિમાં જઇ અવતરશેરે;
ત્યાં પ્રભુ સમરણ કરવાની ગત્ય નહિ, ચારેખાણ રખડશેરે— ચેત. ૨૯.
તે માટે મારૂં કહ્યું કરીને, ગોવિંદના ગુણ ગાનેરે;
આ માયા મમતા મુકીને તું, તારૂં ચેતી જાનેરે— ચેત. ૩૦.
તું આવ્યો ત્યારે શું લઇ આવ્યો, જાઇશ કે શું લેઇરે;
તું બીજું તારૂં શું જ બતાવે, તારી છે નહીં દેહીરે— ચેત. ૩૧.
આ મારૂં મારૂં કરીને મૂરખ, મુઓ તું દોડી દોડીરે;
તું વૃથા વિટંબણ શીદ કરે છે, સંગ નહિ આવે કોડીરે— ચેત. ૩૨.
ભાઇ તારે કીધું અદકું ઓછું, લેશમાત્ર નહિ થાયરે;
એ કરતાહરતા બીજો છે તું, વચેં શીદ અથડાયરે— ચેત. ૩૩.
ભાઇ લખ્યું ન મિથ્યા થાય કદાપિ, ભાગ્ય વિષે છે જેહરે;
તે એની મેળે વણમાગ્યું, આવીને મળશે તેહરે— ચેત. ૩૪.
તે માટે કોટિ કલપના કાઢી, ગાને શ્રી ગોવિંદરે;
એ દાસ દયાના પ્રભુને ભજતાં, થાશે અખિલાનંદરે— ચેત. ૩૫.

---

## પદ ૨૫. રાગ સોરઠ.

### રાધાનાં મનામણા વિષે.

ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે ;
તને તારો કહાન બોલાવે, તને ઘનશ્યામ બોલાવે ;
તને તારો પિયુ બોલાવે, સરસ સમો સાધે સાધે. ટેક
નથી તુજ સમી કોઇ અખિલ વિશ્વવામા ;
શચી સાવિત્રી ઉમા રમા રામા ;
તેપણ નહીં સમોવડ અવર કોણ કામા ;
તારી તુલ્યના તારી તુલ્યના, એક તુંજ કે વ્રજ ભૂપ ;
તું તદ્રુપ, ગુણ સ્વરૂપ, વાસકૂપ, અખ્ય જૂપ ;
સુકૃત રૂપ, બેહુ અનૂપ, ગતિ અગાધે અગાધે, પ્યારી રાધે—ચાલ.
કેસરી આમિષ તજી તૃણ કેમ ખાય ;
સ્વાતિ સલિલ વિણ ન ચાતક તરસ જાય ;
વન વિશાખા અથજાજ સીપ ચહાય ;
એ દ્રષ્ટાંત, એ દ્રષ્ટાંત, અર્થ આણ, ધ્યાન ગાન ;
મુકી માન પ્રિતમ કહાન, દે રસ દાન અધર પાન ;
ભાગ્યવાન નકો આન, તું સમાન સુતા ભાન,
તજી ઉપાધે ઉપાધે, પ્યારીરાધે— ચાલ. ૨
સલિલહીન મીન જીવે ન કોય ;
જલ વિહોન થયું બગડે તે તોય ;
તડિત મેઘ મેઘ તડિત વિણ ન સોય ;
કરી જો, કરી જો રૂદે વિચાર, વાર વાર ;
એજ સાર, માર્ય માર, ધાર ધાર, સહુ શૃંગાર ;
મ કર વાર, પ્રાણાધાર, ને ઉર હાર ;
કર અબાધે અબાધે, પ્યારી રાધે— ચાલ. ૩
એમ કહી પતિ રતિ અતિ સ્મૃતિ કરાવી ;
સજાવ્યા શૃંગાર જ્યમ ત્યમ સમજાવી ;
લાવી લલિતા પટરાણીને પધરાવી ;
સોંપી શ્યામા, સોંપી શ્યામા, સુંદર શ્યામ, કરી પ્રણામ,

વળી વામ, કુંજ ધામ, પૂરણ કામ, નિગમ યામ ;
સો વિશ્રામ, તે ગુણ ગ્રામ, કથે આમ, દયારામ,
હર્ષ વાધે વાધે, પ્યારી રાધે— ચાલ. ૪.

---

# કવિવર દલપતરામ ડાહ્યાભાઇ.

## પદ ૧ રાગ કડખો

હાથ જોડીને ગણનાથને હું નમું, સાથે સિદ્ધિને બુદ્ધિ જેને. ટેક.
રિદ્ધિને વૃદ્ધિ બે દાસિયો દેખિયે, લાભને લક્ષ બે પુત્ર પ્યારા ;
સુરવરો મુનિવરો સર્વ સેવા કરે, સ્નેહથી ગાય ગુણ જાણી સારા—
હાથ. ૧.
એક છે વદન સુખ સદન સોહામણો, ભાલમાં ચંદ્ર આભાસ ભાસે ;
ચાર ભુજવંત અત્યંત ચિત્ત ચાતુરી, નિરખતાં સર્વ સંતાપ
નાસે— હાથ. ૨.
વિઘ્ન હરનાર કરનાર કરુણા ધણી, સર્વ શુભ કામમાં નામ પેહેલું ;
ઇંદ્ર બ્રહ્મા ને જોગીંદ્ર જશ ગાય છે, થાય છે તેથી સુખ સર્વ
સેહેલું— હાથ. ૩.
ભક્ષ મોદકતણો પક્ષ સુરનો ઘણો, જક્ષને એજ અધ્યક્ષ આપે ;
સર્પના હાર શણગાર છે સર્પના, ગર્વ કંદર્પના એ ઉથાપે— હાથ. ૪.
સુખ સંસારનું ચિત્ત જો ચાહિયે, મુસકવાહન આશ કરિયે ;
દીનતા લાવીને દાસ દલપત કહે, ધ્યાન ગણનાથનું નિત્ય ધરિયે—
હાથ. ૫.

---

## પદ ૨ રાગ એજ.

મળી માત ને તાત પ્રભાતમાં, પુત્રીને સુણ કહે વાત ગઇ રાત વીતી ;
ઉઠી અત્યારમાં અધમ ઉદ્ધારમાં, જગત કરતારમાં જોડ પ્રીતિ—
મળી. ૧.
વેગળાં હુંકડાં કુકડાં બોલિયાં, ખોલીઆં દ્વાર દરબાર કેરાં ;
જાગીઆ લોક તે ઉદ્યમે લાગીઆ, વાગીઆ ઘંટ જાંહાં દેવદેરાં—
મળી. ૨.

ઉદિત આદિત્ય આભાસ આકાશમાં, ચંદ્ર પ્રકાશ તો નાશ પામ્યો ;
પીગળીને પાણી થઇ ઝરણમાં જાય છે, હોય જે હિમથી બરફ
જામ્યો— મળી. ૩.

ચકલી ચક ચક કરે કાગ કા કા કરે, હંસ પોપટ મેના મધુર બોલે ;
રાગ પ્રભાતિ કોઇ ગાઇ, ખુશ થાય છે, ગાય ભેંસો ગળે બંધ
ખોલે— મળી. ૪.

ઘંટીના ઘોર સુણ, જોરથી જો વળી, મસીદમાં બાંગ મુલ્લાં પોકારે ;
સ્નાન કરી સુંદરી, જળભરી જાય છે, ન્હાય છે કોક નદીને કિનારે—
મળી. ૫.

જો તું દીવો જઇ, જોત ઝાંખી થઇ, ચોર ને ઘૂડ સંતાઇ પેઠા ;
પદ્મ પ્રફુલિત થયાં, પતિત થઇ પોયણી, બગ ઠગો જઇ નદી ઘાટ બેઠા
—મળી. ૬.

ખેડુ ખેતી કરે, સોની સોનું ઘડે, લોહ લોહાર કંસાર કાંસું ;
નાર મરનારને, રાગ તાણી રૂએ, આંખમાં નહિ હોએ એક આંસુ—
મળી. ૭.

ઉઠી નર નારિયો, ઉઘડી બારિયો, દેખ મહિયારિયો મહી વલોવે ;
જો વટેમારગુ, જાય છે વાટમાં, ઘાટમાં ધોબીજન વસ્ત્ર ધોવે—
મળી. ૮.

ધીર શૂરવીર તે ધનુરવિદ્યા ધરે, રાજ દરબાર વાજીંત્ર વાજે ;
ચોકી બદલાય છે, ચોક છંટાય છે, રાય જઇ બાગ મધ્યે બિરાજે—
મળી. ૯.

કુળવંતી નારી સંતાન સંભાળતી, મધુર મુખ બોલતી બોલ ઉઠી ;
બાળને મારતી, ધણીને ધમકાવતી, ફૂઅડ રંડા કરે કલેશ રૂઠી—
મળી. ૧૦.

હોય ધનવંત, ધીમંત ધોઇ દંતને, સ્નાન કરી સરસ સુગંધ સુંઘે ;
આળસુ એદી ને, અક્કલના આંધળા, અફીણિયા એ સમે ખૂબ ઉંઘે
—મળી. ૧૧.

આ સમે ઉઠી અભ્યાસ જે આદરે, આઠ દશ માસમાં અર્થ સાધે ;
વનતણા પવનને, સેવતાં આ સમે, થાય આરોગ્ય તન વરસ આધે—
મળી. ૧૨.

વીસરી હોય તે, વાત પણ સાંભરે, આ સમે ઉઠી જો યાદ કરિયે ;
કઠણુ જે દલપતરામનું કામ છે, કાવ્ય કલ્લોલ તે તરત તરિયે—
મળી. ૧૩.

---

## પદ ૩ કંસનો ગરબો.

ગણુપત લાગું પાય, ગરબો ગાવાને મન ધરૂં રે ;
સમરૂં શારદાજી માય, વાણી વિષ્ણુની ઓચરૂં રે. ૧.
વાસુદેવ કેરી નાર, જેનું નામ છે દેવકીરે ;
પામીદેવ મોરાર, આદ્ય અંબા સેવ્યા થકીરે. ૨.
જેનો વીરો છે કંસ, મથુરાપુરીનો રાજિયોરે ;
કાઢયો ભગની કેરો વંશ, મુરખ મનમાં ન લાજિયોરે. ૩.
તેણે માર્યાં ખટ બાળ, હૈડે હિંસાથી નવ ડર્યોરે ;
સમે આવી પોતો કાળ, કુંભ પાપે પૂરો ભર્યોરે. ૪.
દેવકી ભજે ભગવાન, શુદ્ધ લેજો વૈકુંઠ ધણીરે ;
વિનતિ સુણજો હરિ કાન, મુજને આશા છે તમતણીરે. ૫.
સામું જોયું વિશ્વાધાર, દીન જાણી દયા કરીરે ;
થયો આઠમો અવતાર, પૂરણુ પ્રગટયા છે શ્રી હરિરે. ૬.
જાણે કોટિ ઉગ્યા ભાણુ, તેજ એવું ત્રિકમતણું ;
તેને કરિયે પરણામ, ધ્યાન ધરિયે પરિબ્રહ્મનું રે. ૭.
એમ બોલ્યા વાસુદેવ, રખે વાત જાણી પડેરે ;
લેઇ ચાલ્યા તતખેવ, ગોકુળ ગામને ગોદરેરે. ૮.
ગોકુળ મેલ્યા મહારાજ, ત્યાંથી લીધી છે વીજળીરે ;
જમુનાજીએ આપ્યો માગ, શેષ નાગે છાયા કરીરે. ૯.
વાસુદેવ આવ્યા ઘેર, સેજ મૂકી છે દીકરીરે ;
મુકયા હતા રખવાળ, સેવક સઘળા આયુધ ધરીરે. ૧૦.
સહુ પામ્યા નિદ્રાય, વાંણે વાત જાણી પડીરે ;
બાળક પ્રગટયું ઘરમાંહિ, કંસ આવ્યો ઘોડે ચડીરે. ૧૧.
કાઢી દેખાડોને બાળ, તેના મારી કટકા કરૂંરે ;
ખોળે મૂકી તતકાળ, કંસે મારવાને મન ધર્યું રે. ૧૨.

વીજળી ઉડી આકાશ, બળ તેણે કીધું ઘણુંરે ;
વાણી બોલી પ્રકાશ, તારો વેરી ગોકુળ ભણીરે. ૧૩.
થયો ગાભો કંસ રાય, વિલું મોઢું લેઇને ગયોરે ;
પછી વિચાર્યું મનમાંહિ, કોઇક શત્રુ પેદા થયોરે. ૧૪.
દેવકીને વાસુદેવ, કારાગ્રહમાં તે રાખિયાંરે ;
ત્યાંથી ચાલ્યો તતખેવ, ઘોડે પાખર નાંખિયાંરે. ૧૫.
માતા જસોદાને ઘેર, નાટારંગ ત્યાં થાયછેરે ;
તરિયાં તોરણ બંધાય, માનની મંગળ ગાયછેરે. ૧૬.
કહે છે નંદજી તાત, મુજ ભાગ્ય ઉદે થયાંરે ;
હરખે આવ્યાં આંસુપાત, પ્રભુજીએ કીધી દયારે. ૧૭.
દૂધે વરસ્યા છે મેહ, સાકર કેરા કરા પડયારે ;
મંદિર રંગ્યાં છે જેહ, કુમકુમ કેરા દીધા છડારે. ૧૮.
પુત્ર પામી સુજાત, વાજાં વાગે બહુ ભાતનાંરે ;
કહે છે નંદજી તાત, ભામણાં લેઊં અંબે માતનાંરે. ૧૯.
આવ્યા ચારણ ભાટ, દાન પુન્ય કીધાં ઘણાંરે ;
ગોકુળ થયું ગેંઘાટ, અંબે માને દે વધામણાંરે ૨૦.
મોતીએ ભરાવી છે થાળ, ગાગર બેડાં ચડાવિયાંરે ;
વાજે મૃદંગ ને તાલ, મંદિર માતાને આવિયાંરે. ૨૧.
માનો મોટો મહિમાય, પૂજા બહુવિધિ લાવિયાંરે ;
પૂજી લાગે છે પાય, મુક્તાફળે વધાવિયાંરે. ૨૨.
પુત્ર તેડી ઉછંગ, માને ચરણે નમાડિયોરે ;
અંબા થયાં છે પ્રસન્ન, ખોળે બેસાડી રમાડિયોરે. ૨૩.
એ છે અનાથનો નાથ, ખડખડી મનથી હસેરે ;
માયે મૂકયો શિર હાથ, એથી સરવે સુખી થશેરે ૨૪.
થશે પૃથ્વીનો ભૂપ, પ્રજા સઘળીને પાળશેરે ;
કોઇક કારણ સ્વરૂપ, શોક સરવેના ટાળશેરે. ૨૫.
સંગે સઘળી વ્રજનાર, તેની માંહે મુકંદજીરે ;
ધાપલાં કરે છે અપાર, તેને નિરખે છે નંદજીરે ; ૨૬.
બાળ ચરિત્ર અનેક, એક જિહ્વાયે શું કહુંરે ;
પાર પામે નહિ શેષ, અકળ ગતને હું નવ લહુંરે. ૨૭.

પે'ર્યાં પીતાંબર સાર, કરમાં ગ્રહી છે લાકડીરે;
કેડે ગુંજાકેરા હાર, પાયે ચઢવાને ચાખડીરે. ૨૮.
શિરપર બાંધી છે મોળ, ખાંધે નાંખી છે કામળીરે;
વા'લો કરે છે કલોલ, સુરત જોતામાં શામળીરે. ૨૯.
ગાયો ચારે ગોપાળ, લીલા રચી વૃંદાવનમાંરે;
વાયે વેણુ રસાળ, પેઠા રાધિકાના તનમાંરે. ૩૦.
વળી શાં કરૂં વખાણુ, દાણુ લીધું છે દહીંતણુંરે;
રાધા કેરો એ પ્રાણ, વિ'લો મુકે નવ ક્ષણુંરે. ૩૧.
નવલ નંદ કિશોર, રાસ રમતાં રીઝયા ઘણુંરે;
નેણાં ચળકે ચકોર, સુંદર વદન સોહામણુંરે. ૩૨.
ગાયો ગોકુળનો છંદ, વિત્યો વરસ અગ્યારમાંરે;
ગોપી પામી આનંદ, વા'લાજીના વિહારમાંરે. ૩૩.
જેનાં પરાક્રમ અપાર, વદે વ્યાસ નિત્યે વતણુમાંરે;
કે'હેતાં થાય વિસ્તાર, વાંચે વેદ પુરાણુમાંરે. ૩૪.
પછે માર્યો છે કંસ, કેશ ઝાલીને પછાડિયોરે;
તેના ઉડ્યા છે હંસ, સે'જે સ્વર્ગ પમાડિયોરે. ૩૫.
થયા મથુરાના રાય, માત તાતને છોડાવિયાંરે;
આનંદ ઓછવ થાય, સ્વજન સરવે તેડાવિયાંરે. ૩૬.
સજયા સોળ શણુગાર, રાજપુત્રીને પટરાણીમાંરે;
મહિમા વાધ્યો અપાર, વેદ શાસ્ત્ર પુરાણુમાંરે. ૩૭,
વૈભવ કહ્યો નવ જાય, હાથી ઘોડા ને પાલખીરે ;
સુંદર સજયા શણુગાર, મદન મોહને સવાલખીરે. ૩૮.
બોલ્યાં દેવકીજી માત, મેં તો માન્યાં છે નોરતાંરે;
પછે આવ્યાં નવરાત, રૂષિ તેડ્યા છે ગોર ત્યાંરે ૩૯.
અંબા તેડયાં છે ઘેર, પો'તી સરવની મન રળીરે;
પૂજા કીધી બહુ પેર, પગે લાગે લળી લળીરે. ૪૦.
મોટા કીધા છે હોમ, પાઠ કરી અંબે માતનારે;
પારણાની છે નોમ, ભોગ નાનાવિધ ભાતનારે. ૪૧.
માંડવીની શોભાય, ગરબે ગાય સરવે સુંદરીરે;
શ્રીફળ વસ્ત્ર અપાય, જોવા બેઠા છે શ્રી હરિરે. ૪૨.

પોત્યા દેવકીના કોડ, ન્યુન એકે વાતે નથીરે;
ઊભો કરે છે કર જોડ, દાસ દલપતની વિનતિરે. ૪૩.
પૂરો મનડાના કોડ, સ્વજન મેલાવો દૂરથીરે;
ટાળો અસૂરનો શોર, સૂણા મોકલો હજૂરથીરે. ૪૪.
ગરબો શીખે સુણે ગાય, શીષ નામે અંબા પાવડીરે;
તુઠે ત્રિભોવન રાય, આશા પૂરે માવડીરે ૪૫.

---

# દેવકૃષ્ણ.

## પદ ૧ રાગ પ્રભાત. શ્રી મહાદેવજીનું સ્મરણ.

પ્રાતઃ સમે સંમરીએ મન, શ્રી શંકરદેવા;
મોક્ષ અરથ ચરનકમલ, કીજેં નિત સેવા. ટેક.
શ્વેત વર્ણ ચંદ્ર ભાલ, જટા ગંગ રાજે;
તીન નેન જીનહી અર્ધ, અંગ ઉમા છાજે— પ્રાત. ૧.
કંઠ રૂંઢમાલ હાથ, ડમરુ નિજ સોહે;
નાદ જાકો શ્રવણ કરી, દેવન મન મોહે— પ્રાત. ૨.
બ્રહ્મા વિષ્ણુ સનકાદિક, નારદ યશ ગાવે;
નિજ મુખ સુની નિગમ વાકય, બ્રહ્માનંદ પાવે— પ્રાત. ૩.
સ્થૂલ સૂક્ષમ કારણાદિ, જિન નહિ આકારા;
વિશ્વંભર વિશ્વવ્યાપી, હૈ પરાતેં પારા— પ્રાત. ૪.
શિવકો મહિમા અપાર, રસના ન કહાવે;
શંકર કરુણા કટાક્ષ, અનુભવ કર આવે— પ્રાત. ૫.
શિવ શિવ મુખ રટન કરત, નિરભે સુખ લેવે;
સદ્‌ગુરુ કર ચરન બાલક, દેવકૃષ્ણ સેવે— પ્રાત. ૬.

---

## પદ ૨ ગરબી.

**શ્રી રામગુરુનું ધ્યાન ધરવા વિષે મનને ભલામણ.**

રામનું રામનું રામનુંરે, મન ધ્યાન ધરો ગુરુ રામનું. ટેક.
અન્ય ઉપાસન દૂર તજીને, સ્મરણ કીજે રામ નામનુંરે— મન. ૧.

સગાં કુટુંબ કોઇ કામ ન આવે, સર્વે સગું છે દામનું રે— મન. ૨.
"તત્ત્વમસિ" ઉપદેશ કરીને, દર્શણ કરાવ્યું નિજ ધામનું રે—મન. ૩.
રામ રટણ રસનાએ તજીને, અન્ય વચન કેવા કામનું રે— મન. ૪.
કહે દેવકૃષ્ણ મુને ગુરુને પ્રતાપે, સ્થાન મળ્યું ચિત્ત વિશ્રામનું રે—
મન. ૫.

---

## પદ ૩ કાફી રાગ સિંધી.

### સંતસમાગમ મહિમા.

ભાગ્ય ઉદય મેરો ભયો, સખી ભાગ્ય ઉદય મેરો ;
બ્રહ્મવિદ સંત ચરન રજ કર, મમ શુદ્ધ ભયો દેરો. ટેક.
જીંહી મુખ બચન સુનન ગયો મુજ મન, ત્રિવિધિ તાપ જેરો—
ભયો. ૧.
જીન કર ચરન શરનહી મિટાવત, ભવસાગર ફેરો— ભયો. ૨.
સંત સમાન આન નહીં જગમેં, સમ ચિત્ત જીન કેરો— ભયો. ૩.
શુક સનકાદિક નારદ જીનકર, ગાવત ગુન ઘેરો— ભયો. ૪.
દેવકૃષ્ણ મન બચનતેં હોવહુ, સંત ચરન ચેરો— ભયો. ૫.

---

## પદ ૪ રાગ સિંધી.

સો નર સચ્ચા બિ સચ્ચા, અબતો સોઇ ગુરુકા બચ્ચા. ટેક.
વિષય પદારથ વિષવત્ માની, દૂર કરી સબ આશી ;
મહાવાકય ગુરુ મુખતેં જીનને, લીના ખુબ તપાસી— સો નર. ૧.
પારસ મનકો ગુનહે જીનમેં ; મૂલ કછૂ નહિ લેવે ;
સંશય દૂર કરી સંગીકાં, કંચન સો કર દેવે— સો નર. ૨.
દ્વૈત બાદકો પરસ ન કરહીં, મૂખતેં દ્વૈત ન બોલે ;
અધિકારી જન આય મિલે તો, અનુભવ અપનો ખોલે— સો નર. ૩.
શીલ સંતોષ સદા મન જાકે, નહીં મોહ અરુ મમતા ;
આઠ પ્હોર બાલકવત્ રહેવે, ચિદાનંદમેં રમતા— સો નર. ૪.

પોત્યા દેવકીના કોડ, ન્યુન એકે વાતે નથીરે;
ઊભો કરે છે કર જોડ, દાસ દલપતની વિનતિરે. ૪૩.
પૂરો મનડાના કોડ, સ્વજન મેલાવો દૂરથીરે;
ટાળો અસૂરનો શોર, સૂણા મોકલો હજૂરથીરે. ૪૪.
ગરબો શીખે સુણે ગાય, શીષ નામે અંબા પાવડીરે;
તુઠે ત્રિભોવન રાય, આશા પૂરે માવડીરે ૪૫.

---

## દેવકૃષ્ણ.

### પદ ૧ રાગ પ્રભાત. શ્રી મહાદેવજીનું સ્મરણ.

પ્રાતઃ સમે સમરીએ મન, શ્રી શંકરદેવા;
મોક્ષ અરથ ચરનકમલ, કીજે નિત સેવા. ટેક.
શ્વેત વર્ણ ચંદ્ર ભાલ, જટા ગંગ રાજે;
તીન નેન જીનહી અર્ધ, અંગ ઉમા છાજે— પ્રાત. ૧.
કંઠ રૂંઢમાલ હાથ, ડમરુ નિજ સોહે;
નાદ જાકો શ્રવણ કરી, દેવન મન મોહે— પ્રાત. ૨.
બ્રહ્મા વિષ્ણુ સનકાદિક, નારદ યશ ગાવે;
નિજ મુખ સુની નિગમ વાકય, બ્રહ્માનંદ પાવે— પ્રાત. ૩.
સ્થૂલ સૂક્ષમ કારણાદિ, જિન નહિ આકારા;
વિશ્વંભર વિશ્વવ્યાપી, હૈં પરાતેં પારા— પ્રાત. ૪.
શિવકો મહિમા અપાર, રસના ન કહાવે;
શંકર કરુણા કટાક્ષ, અનુભવ કર આવે— પ્રાત. ૫.
શિવ શિવ મુખ રટન કરત, નિરભે સુખ લેવે;
સદ્ગુરુ કર ચરન બાલક, દેવકૃષ્ણ સેવે— પ્રાત. ૬.

---

### પદ ૨ ગરબી.

**શ્રી રામગુરુનું ધ્યાન ધરવા વિષે મનને ભલામણ.**

રામનું રામનું રામનુંરે, મન ધ્યાન ધરો ગુરુ રામનું. ટેક.
અન્ય ઉપાસન દૂર તજીને, સ્મરણ કીજે રામ નામનુંરે— મન. ૧.

સગાં કુટુંબ કોઇ કામ ન આવે, સર્વે સગું છે દામનું રે— મન. ૨.
"તત્ત્વમસિ" ઉપદેશ કરીને, દર્શણ કરાવ્યું નિજ ધામનું રે—મન. ૩.
રામ રટણ રસનાએ તજીને, અન્ય વચન કેવા કામનું રે— મન. ૪.
કહે દેવકૃષ્ણ મુને ગુરુને પ્રતાપે, સ્થાન મળ્યું ચિત્ત વિશ્રામનું રે—
મન. ૫.

---

## પદ ૩ કાફી રાગ સિંધી.

### સંતસમાગમ મહિમા.

ભાગ્ય ઉદય મેરો ભયો, સખી ભાગ્ય ઉદય મેરો ;
બ્રહ્મવિદ સંત ચરન રજ કર, મમ શુદ્ધ ભયો દેરો. ટેક.
જીંહી મુખ બચન સુનન ગયો મુજ મન, ત્રિવિધિ તાપ જેરો—
ભયો. ૧.
જીન કર ચરન શરનહી મિટાવત, ભવસાગર ફેરો— ભયો. ૨.
સંત સમાન આન નહીં જગમેં, સમ ચિત્ત જીન કેરો— ભયો. ૩.
શુક સનકાદિક નારદ જીનકર, ગાવત ગુન ઘેરો— ભયો. ૪.
દેવકૃષ્ણ મન બચનતેં હોવહુ, સંત ચરન ચેરો— ભયો. ૫.

---

## પદ ૪ રાગ સિંધી.

સો નર સચ્ચા બિ સચ્ચા, અબતો સોઇ ગુરુકા બચ્ચા. ટેક.
વિષય પદારથ વિષવત્ માની, દૂર કરી સબ આશી ;
મહાવાકય ગુરુ મુખતેં જીનને, લીના ખુબ તપાસી— સો નર. ૧.
પારસ મનકો ગુનહે જીનમેં ; મૂલ કછૂ નહિ લેવે ;
સંશય દૂર કરી સંગીકોં, કંચન સો કર દેવે— સો નર. ૨.
દ્વૈત બાદકો પરસ ન કરહીં, મૂખતેં દ્વૈત ન બોલે ;
અધિકારી જન આય મિલે તો, અનુભવ અપનો ખોલે— સો નર. ૩.
શીલ સંતોષ સદા મન જાકે, નહીં મોહ અરુ મમતા ;
આઠ પહોર બાલકવત્ રહેવે, ચિદાનંદમેં રમતા— સો નર. ૪.

આતમ તત્ત્વ વિના જીનહીંકોં, અવર નજર નહીં આવે ;
જીવનમુક્તા ચૂક્તા જગમેં, "અહં બ્રહ્મ" મુખ ગાવે— સો નર. ૫.
ખેલે સબમેં સબતેં ન્યારો, રહે સકલ સરસોરી ;
દેવકૃષ્ણ ઐસે સંતનકોં, નમન કરત કર જોરી— સો નર. ૬.

---

## પદ ૫ કાફી. રાગ ધીરાના પદનો.

### ગુરુથી પ્રાપ્ત સ્વાત્માનુભવ દર્શન.

સદ્‌ગુરુ શબ્દેરે, આતમ લક્ષ લહ્યું ;
બ્રહ્મપદ પેખ્યુંરે, ભ્રાન્તિ જ્ઞાન ગયું— ટેક.
લક્ષ ચોરાસી ફેરા ફરતાંરે, આવ્યો નર અવતાર ;
સંત સંગત વૈરાગ્ય વિવેક વિણ, છૂટે નહીં સંસાર ;
હરિ ગુરુ સંતેરે, શ્રુતિ શિરે એમ કહ્યું— સદ્‌ગુરુ ૧.
જીવ શિવ સહુ ભેદ માયાકૃત, અજ્ઞાને કરી હોઇ ;
રજ્જુ ભુજંગ રવિ તેજ વારિવત્ સર્વે મિથ્યા જોઇ ;
ચિદ્ સાગરમાંરે, મન જઇ મગ્ન થયું— સદ્‌ગુરુ. ૨.
ઘટ મઠ રૂપે જેમ થયો છે, એક મહદ્ આકાશ ;
સ્થાવર જંગમ રૂપ અનેકવિધ, જે છે વિશ્વ વિલાસ ;
સકલ સ્વરૂપેરે, ચૈતન્ય આપ રહ્યું— સદ્‌ગુરુ. ૩.
શબ્દાતીત તે શબ્દમાં નાવેરે, જે રહ્યું બાવન બાર ;
તે નિજ તત્ત્વ અખંડ અનુપમ, દેવકૃષ્ણ દિલ ધાર ;
ગુરુગમ જાણીરે, સહપદ સંધે ગ્રહ્યું— સદ્‌ગુરુ. ૪.

---

## પદ ૬ રેખતો.

### સ્વમનને વૈરાગ્યોત્પાદક બોધ.

સમજ લે મન સમજ લે પ્યારા, જાન જગ બ્રહ્મ હે સારા ;
છોડ ચિત્ અવરકી આશી, કટે જાતે કાલકી ફાંસી. ટેક.
માત પિતા ભ્રાત સુત દારા, જ્ઞાતિ કુલ સુહૃદ અરુ પ્યારા ;
સાથ સબ વેરિ હય તેરે, સ્નેહ કરી જ્ઞાનધન હેરે— સમજ. ૧.

સુરા જિઉં પાન કર પ્યાલા, છકે મદ્યઅંધ મતવાલા;
શ્વાનવત્ ફિરત નિત ડોલે, અંતરકી ગાંઠ નહીં ખોલે— સમજ. ૨.
વિષયકી ઓર કયા પેખે, ફિરત શિર કાલ નહીં દેખે;
વાઘ જયું મેષકે દલમેં, ઝપટકર લેત હૈ પલમેં— સમજ. ૩.
આખુ* અહિ ગ્રસત હૈ જેસેં, પરાવત બાજ લે તેસેં;
જાની જગ કાલકા ગ્રાસા; દૂર કર દેહકી આશા— સમજ. ૪.
જાકું દ્રઢ જાનતહૈ મેરી, સોહી કદી દેહ નહીં તેરી;
વૃથા નર જન્મ કર્યો ખોવે, ચાવલ તજી તુષ કયા ખોવે— સમજ. ૫.
સદગુરુ શીષ હૈ તેરે, પલકમેં કાલ ભય હેરે;
તાતેં દેવકૃષ્ણ ગ્રું કીજે, વિષય તજી જ્ઞાનરસ પીજે— સમજ. ૬.

---

## પદ ૭ રાગ કાનરો.

### સ્વમનને શિક્ષા.

માન કહ્યો મૂરખ મન મેરો; ગુરુ બિન કોય સગો નહીં તેરો. ટેક.
બાલપનો બાલન સંગ ખોયો, યૌવન કામની કીનો નકેરો;
વૃદ્ધપને તૃષ્ણા નહીં બૂઝી, તાતેં ભયો ભવસાગર ફેરો— માન. ૧.
સંત સમાગમ અહુનિશ કર લે, જાતે હોત હૈ જ્ઞાન ઉજેરો;
અબકી બેર ચેત લેરે ભાઇ, ઉત્તમ અવસર જાત હૈ તેરો— માન. ૨.
શુદ્ધ બિચાર માર મમતાકું, કૂડ કપટકો કર તું નિવેરો;
શીલ સંતોષ દયા દિલ ધરકે, સદગુરુ ચરન શરન લે સવેરો— માન. ૩.
શીતલ બ્રહ્મ સમુદર ઝીલે, તબહી નસે જગ જાલકો ઝેરો;
ઓર ઉપાય ઠરનકો નાહી, દેવકૃષ્ણ યહ વેદ ઢંઢેરો— માન. ૪.

---

## પદ ૮ કોરડો.

### વિષયાનંદ અત્યે હિતોપદેશ.

તુંને તો ધિક્ક છે ધિક્ક છેરે, તેં તો જાણ્યો નહીં બ્રહ્મ ભેદ. ટેક.

---

* ઉન્દર.

કૈક જનમનાં પુણ્યથી પામ્યો, ઉત્તમ આ અવતાર ;
સ્ત્રીધન આદિકમાં લપટાણો, તું કરતો નથી વિચાર— તુંને. ૧.
વિષય ફંદમાં ખુબ ફસાણો, તું કરે છે રાતાં નેણ ;
સ્વારથ કારણ સંતને સામો, તું બોલશ વાંકાં વેણ— તુંને. ૨.
શીખામણની વાત સુણી, તુંને ચડે છે મોટી રીસ ;
કલ્યાણ તારું કેમ થાશે, તેં તો જાણ્યા નહીં જગદીશ— તુંને ૩.
દયા દીન થઇ દિલમાં, નથી આચરતો શુભ કામ ;
એક ચિત્તે કરી એક ઘડી તું તો, લેતો નથી હરિ નામ— તુંને. ૪.
આહાર નિદ્રા ભય મૈથુનમાં, તું રાજી રહ્યો વિણ જ્ઞાન ;
માનુષ દેહ ધરી પણ કેવળ, તું છો શ્વાન સમાન— તુંને. ૫.
સ્નાન સંધ્યાદિક નિયમ ન પાળ્યા, ન વાળ્યું વિષયથી મન ;
મેહેર ધરી મતિમાં મદ અંધ તેં, દીનને દીધું ન અન્ન— તુંને. ૬.
પશુ પેઠે દેહ હું એમ માની, તેં લીધું માહા અભિમાન ;
આશ્રમ વર્ણની આડ વડે, નવ જાણ્યું જગત નિદાન— તુંને. ૭,
શાસ્ત્ર પુરાણ જાણ્યો શઠ તોપણ, દૂર રહી ગયો દેશ ;
નાસ્તિક થઇ નથી જાણતો નિર્લજ, જ્ઞાનતણો લવ લેશ— તુંને. ૮.
ગદગદ હર્ષ અશ્રુ નહીં જ્યાં લગ, રોમ ઊભા નવ થાય ;
સર્વમાં વિષ્ણુ નવ દેખે ત્યાં લગ, ભક્ત તું કેમ કેંવાય— તુંને. ૯.
ડાંપણ તારું ધૂળ મળ્યું, તારો બળ્યો સર્વ આચાર ;
વૈષ્ણવતા તારી વાટ ઉઠી, તેં તો કથ્યો નહીં કિરતાર— તુંને. ૧૦.
દુષ્ટબુદ્ધિ દિલમાં બહુ દાઝશ, દેખી સંત સમાજ ;
અત્ર તું ઉજળું દૂધ તું દેખશ, ત્યાં નથી "પોપાં" નું રાજ—તુંને. ૧૧.
કૂડ કપટને દૂર કરી, નથી ચાલતો સુંદર ચાલ ;
અંતસમે જમ આવશે ત્યારે, તારા શા હવાલ— તુંને. ૧૨.
શીલ સંતોષને ક્ષમા દયા, નથી પાળતો વેદાનુસાર ;
જન્મ ધરી જનનીને જાલમ, અમથો આપ્યો ભાર— તુંને. ૧૩.
અંધ અભાગીને પામર પ્રાણીસું, આપણને નથી કામ ,
દેવકૃષ્ણ સદ્‌ગુરુ પ્રસાદે, ભજો એક શ્રી રામ— તુંને. ૧૪.

———

## પદ ૯ રાગ જંગલો

અબ તો મનવા મેરા, ગુરુ ચરણે ચિત્ત ધાર ધાર. ટેક.
માત પિતા બંધવ કુલ જ્ઞાતિ, તન ધન સુત ગૃહ દાર ;
વામેં સ્નેહ લગાયકે મુરખ, જનમ ધરે બહુ વાર વાર— અબ તો. ૧.
દેવ દુર્લભ અબકે તન પાયો, ભરતખંડ અવતાર ;
કર આતમ અનુભવકો કારન, ગુરુગમ આપ વિચાર ચાર—અબ તો. ૨.
સદ્‌ગુરુ વચને સજકર કર ગ્રહી, " તત્ત્વમસિ " તરવાર ;
ભેદભાવ અબ દુઃખકો હેતુ, તસ્કરવત્ શિર માર માર— અબ તો. ૩.
પરમ ધામ પરમાતમ નિરગુન, જો પદ બાવન વાર ;
સો સદ્‌ગુરુતેં ભિન્ન નહિ યું, દેવકૃષ્ણ દિલ ધાર ધાર— અબ તો. ૪.

---

## પદ ૧૦ રાગ એજ.

અબ તો મનવા મેરા, હરિજનસેં કર પ્રીત પ્રીત. ટેક.
સંત સમાગમ નિશિદિન કર લે, મન ક્રમ બચન સુનીત ;
ત્રિવિધ તાપમય આ ભવસાગર, એ તરવેકી રીત રીત— અબ તો. ૧.
કામ ક્રોધ મદ મોહ લોભયુત, ચંચલ ચિત્તકું જીત ;
વિવેક વિરાગ વિચાર ધાર દિલ, શમ દમ તપહીં સંચિત ચિત—
અબ તો. ૨.
નામ રૂપ સબ જૂઠ જગત ઇમ, ગાવત હે શ્રુતિ ગીત ;
યા તન તેરો પલ ન રહેગો, જિમ વેલુકી ભીત ભીંત— અબ તો. ૩.
જાન જથારથ રૂપ તું તેરો, પંચકોષતેં તીત ;
દેવકૃષ્ણ તું બ્રહ્મ સમજ કર, સંત બચન પરતીત તીત— અબ તો. ૪.

---

## પદ ૧૧ રાગ એજ.

અબ તો મનવા મેરા, ધર આતમકો ધ્યાન ધ્યાન. ટેક.
કારણ સુક્ષમ સ્થૂલ દેહ ત્રય, ઇંદ્રિયગન અરુ પ્રાન ;
એ માયાકૃત નામ રૂપ જગ, દુઃખ અસત જડ જાન જાન— અબ તો. ૧.

જાગ્રત સ્વપ્ન સુષુપતિ તુરિયા, પર ઉન્મની અસ્થાન ;
પરાપાર પરમાતમ કેવલ, સો તું પદ નિરવાણ વાણ— અબ તો. ૨.
જો કરિ લેશ પ્રકાશ પ્રકાશત, ઉડગન ઈંદુ ભાન ;
" સોમેં " ઇમ નિશ્ચય કરકેં તજ, અનાત્મકો અભિમાન માન—
અબ તો. ૩.
" સોહં " શબ્દ જહાં લય પાવત, સો નિજ રૂપ ન આન ;
દેવકૃષ્ણ સંશય મત કર સમજ, સદ્ગુરુકી સાને સાન— અબ તો. ૪.

---

## પદ ૧૨ રાગ ધનાશ્રી.

કરહુ અબે આતમ તત્ત્વ વિચાર. ટેક.
આતમ અનુભવ બિન નહિ દીસત, સુખ કહુ મન નિરધાર—કરહુ. ૧.
શબ્દાદિક સબ બિષય પદારથ, વામે કછુ હૈ ન સાર ;
જ્ઞાન બિના ભવ બહુબિધિ ભટક્યો, લક્ષ ચોરાસી વાર— કરહુ. ૨.
દેવ દુર્લભ જન્મ મલ્યો હૈ, અબકે ચેત ગમાર ;
એહ દેહ તેરો ન રહેગો, ધન જોબન દિન ચાર— કરહુ. ૩.
સજ્જન જન સતસંગત નૌકા, લેકર હો ભવપાર ;
શરણાગત સદ્ગુરુકે ચરણે, દેવકૃષ્ણ કર પ્યાર— કરહુ. ૪.

---

## પદ ૧૩ રાગ ઠુમરી.

દેખો સંતો વ્યાપક એક હરિ. ટેક.
અરધ ઉરધ મધજલ થલ માંહીં, સબમેં રહ્યો હે ભરી— દેખો. ૧.
દુષ્ટ વિદારણ ભકતન કારણ, જીન એહ દેહ ધરી— દેખો. ૨.
અકલ અખંડ અનુપમ જાનો, અનુભવ અપનો કરી— દેખો. ૩.
દ્વૈતાદ્વૈત રહિત પદ જો હે, તહાં મન વૃત્તિ ઠરી— દેખો. ૪.
દેવકૃષ્ણ મોહે ગ્રહી લીની, સદ્ગુરુ સાન ખરી— દેખો. ૫.

---

## પદ ૧૪ ઠુમરી રાગ કેરબાની.

### વિષયાસક્ત પુરુષ પ્રત્યે ઉપદેશ.

નરતન જન્મ ધરી કહા કીના ;
સર્વાધાર સબહીંમેં વ્યાપક, વે પદકું નહીં ચીના— નર. ૧.
રામકૃષ્ણ શિવ ગુરુ ઇમ કોદિન, મુખતેં નામ ન લીના— નર. ૨.
શીલ સંતોષ દયા દિલ ધરકે, દીનકોં દાન ન દીના— નર. ૩.
બિષયનકું ચિત્ત ચાહી વૃથા શઠ, તન મન કીન મલિના— નર. ૪.
દેવકૃષ્ણ અબ તો ગુરુપદમેં, તન મન અર્પન કીના— નર. ૫.

---

## પદ ૧૫ ઠુમરી.

### ગુરુભક્તિ વિષયક સ્વમનોપદેશ.

આઠ પોર એકાગ્ર કરી મન, ગુરુપદ રટન કરે કરે ;
ગુરુ બિન ઔર ઉપાય કોટિ કર, ભવ જલ નાંહિ તરે તરે. ટેક.
દેહ ગેહ સુત વિત પશુ દારા, મમ ઇતિ મોહ હરે હરે ;
વંધ્યા સુત મૃગપાની જાની જગ, ઝટપટ દૂર ટરે ટરે— આઠ. ૧.
પંચ વિષય દુઃખદાયક દ્રઢ તિન, વિષવત જાની ડરે ડરે ;
શ્વાન શૂકર ખરવત્ મદ અંધે, પુનરપિ મતહીં મરે મરે— આઠ. ૨.
"તત્ત્વમસિ" ઉપદેશ ગુરુકૃત, સત તવ કયોં બિસરે સરે ;
નિજપદ સદ અપરોક્ષ જ્ઞાન બિન, કબહુ ન કાજ સરે સરે— આઠ. ૩.
દત્ત વસિષ્ઠ શુકાદિક જીનપદ, નિત પ્રત ધ્યાન ધરે ધરે ;
દેવકૃષ્ણ અબ સબ તુછ જાની, એહી પદ શરન પરે પરે— આઠ. ૪.

---

## પદ ૧૬ રાગ વસંત.

ખેલો ખેલોરે જન એસી વસંત, જાતે ભવસાગરકો આવે અંત. ટેક.
માત પિતા સુત કુટુંબ નાર, તામે સ્નેહ લગાય કયું હોત ખ્વાર ;
અંતમેં કોઇ નાવે કામ, તાતે ભજ મન સદગુરુ આઠજામ- ખેલો. ૧.

સંત સમાજ સો સરસ બાગ, જામે કુબુદ્ધિ કબહી નાહીં;
નિગમ બચન બહુ ફૂલે ફૂલ, વામે "તત્ત્વમસિ" ગંધ અતિ
અમૂલ— ખેલો. ૨.
જાહાં બ્રહ્મનિરૂપણ નિત્ય હોઇ, તાકોં બાધ ન લાગત અન્ય કોઇ;
તારે મધ્ય બૈઠ તું કર લે ચેન, મન દૂર કરી સબ બિષય ફેન—
ખેલો. ૩.
શુદ્ધ સત્ત્વ ગુણ બસ્ત્ર ધાર, તમ રજ કૃત મલ દૂર ડાર;
જ્ઞાન ગુલાલ ચડાવ અંગ, જાકો કબહુ ન ઉતરે રંગ— ખેલો. ૪.
મેં બ્રહ્મ એ દ્રઢ રોપ આંમ, મન જાની જૂઠ સબ રૂપ નામ;
અસ્તિ ભાતિ પ્રિય સકલ ધાર, સત્ દેવકૃષ્ણ એહિ સમજ સાર—
ખેલો. ૫.

---

## પદ ૧૭ રાગ હોરી. કાફી.

સદ્ગુરુ સત જ્ઞાન બતાયે, તાતેં હમ આનંદ પાયો. ટેક.
પંચકોશ પરિબ્રહ્મ સદોદિત, ત્રિગુણાતીત રહાયો;
નિગમ અગમ નિજ રૂપ સદા જો, પ્રકૃતિ પાર કહાયો;
સહજ સોહી અનુભવ આયો— સદ્ગુરુ. ૧.
મે સો બ્રહ્મ–બ્રહ્મ સો મેં હું, યા બિધિ દ્વૈત બિલાયો;
ઇશ જીવ ઉપાધિ છાંડકે, "તત્ત્વમસિ" શ્રુતિ ગાયો;
સોહી મેં એહી દ્રઢાયો— સદ્ગુરુ. ૨.
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુરિયા, તાપર મેંહી બસાયો;
બૈખરી મધ્ય પશ્યંતિ પરાકોં, સાક્ષી મેં સુભર ભરાયો;
"સોઽહં બ્રહ્મ" ઘટ ઘટ છાયો— સદ્ગુરુ. ૩.
ધન ગુરુદેવ શાસ્ત્ર સોહી ધન હે, જીન અજ્ઞાન નસાયો;
હરિ ગુરુ સંત સુખદ દુઃખ નાશક, પદપંકજ રજ પાયો;
દેવકૃષ્ણ ધ્યાન લગાયો— સદ્ગુરુ. ૪.

---

## પદ ૧૮ લલિત છંદ.

અખિલ લોકનાં તત્ત્વને લહો, શમ દમાદિના સારને ગ્રહો ;
દુરગુણીતણો સંગ ના કરો, શુભ ગુણે કરી દુષ્ટતા હરો ૧.
કરમ ભર્મમાં શીદને ભમો, વિદિત વેદનાં ચર્ણમાં નમો ;
વિષમ વાતથી ચિત્ત વાળજો, નરમ ભાવથી ધર્મ પાળજો. ૨.
કુટિલ કામની શ્યામતા તજો, વિકટ વિશ્વમાં બ્રહ્મને ભજો ;
વિષગ ભોગમાં દુઃખ છે બહુ, મન વિચારીને જાણજો સહુ. ૩
સદ્ગુરુ તણા શબ્દ સાંભળો, શ્રવણથી સહુ જ્ઞાનમાં મળો ;
કપટ કૂડને દૂર નાંખજો, પરમ શીલ સંતોષ રાખજો. ૪.
પર કલત્રને માત જાણજો, કુટિલતા કદા ચિત્ત નાણજો ;
ધીરજતા ધરી કાઢી કામના, નિગમરાજની એજ આમના. ૫.
ચતુરતાવડે ચેતી ચાલજો, પ્રથમ પિંડનું પાપ બાળજો ;
કપટી જંતુ આ જગતમાં ઘણાં, નિરદયાતણી છે નહીં મણા. ૬.
ભગત જે નહીં ભક્તજી થઇ, જરૂર સંતને જાણશો નહીં ;
ગુરુ થઇ ફરે ફેનમાં ફસી, કરુણતા નથી તેહને કશી. ૭.
વિવિધ ભાતનાં વાકય ઓચરે, મદન અંધ થૈ ખાડમાં પડે ;
ધન હરે અરે શોક ના હરે, અરર એહનું શર્ણ શું કરે. ૮.
સમજી ઉંઘથી સર્વ જાગજો, મત અસત્યથી તરત ભાગજો ;
જટિલ જાલજો જ્ઞાન વેદનું, કઠણ કાપજો મૂળ એહનું. ૯.
પરમ ધામના મર્મને ભજો, સકલ શાસ્ત્રનો સાર શોધજો ;
દુઃખિત દીનને દાન દીજિયે, અધમ કામને દૂર કીજિયે. ૧૦.
તજી કુસંપને સંપ રાખવું, હૃદય આપનું સાફ દાખવું ;
સરવ બોધ આ સર્વ પન્નનો, વિશદ ધારજો દેવકૃષ્ણનો. ૧૧

---

# દેવાઇત પંડિત.

## પદ ૧. ભજન.

પેલા પેલા પવન ફરૂકશે, નદીએ નહીં હોય નીર
ઉત્તર થકીરે સાયબો આવશે, મુખ્ય હનમો વીર ;

દેવાયત પંડિત દા'ડા દાખવે, સુણલે દેવલદે નાર,
આપણા ગુરુએ સત્ય ભાખિયું, જૂઠડાં નહીં રે લગાર;
લખ્યાને ભાખ્યારે સોય દિન આવશે. ટેક
ધરતી માથે હેમર હાલશે, સુનાં નગર મોઝાર ;
લક્ષ્મી લુંટાશે લોકો તણી, તેની વહાર નહિ લગાર.— દેવાયત
પોશેરે આવ્યો સંતો પાપનો, ધરતી માગેરે ભોગ ;
કેટલાંક ખડગે સંહારશે, કેટલાંક મરશે રોગ.— દેવાયત.
ખોટાં પુસ્તક ખોટાં પાનિયાં, ખોટાં કાજીનાં કુરાન ;
અસલ જાદીરે ચૂડો પહેરશે, એ છે આગમનાં એંધાણ—દેવાયત.
જતી સતીને સાબરમતી, ત્યાં હશે શૂરાના સંગ્રામ ;
કાયમ કાલિંગાને મારશે, ને નકલંગ ધરશે નામ.— દેવાયત.
કાંકરીએ તળાવે તંબુ તાણશે, સો સો ગામોની સીમ ;
રૂડીરે દીસે રળિયામણી, ભેળા અરજુનને ભીમ.— દેવાયત,
પશ્ચિમ દિશાથી સાયબો આવશે, આવે મારો જુગતનો જીવન
કળિજુગ ઉથાપી સત્યજુગ થાપશે, તે બોલ્યા દેવાયત પીર—
દેવાયત.

---

# દેવાનંદ.

( કાઠિયાવાડ મુળીના સાધુ ) સંવત ૧૯૦૪ માં હતા.

## પદ ૧ ધોળ.

હૈયાના ફૂટયા હરિ સંગે હેત ન કીધું,
લખ ચોરાસી કેરૂં લગડું, માથે માગી લીધુંરે. ટેક
પેટને અરથે પાપ કરંતાં, પાછું ફરી નવ જોયું;
ચાર દિવસના જીવતર સારૂ, મન માયામાં મોહ્યુંરે— હૈયાના. ૧.
જન્મ મરણ દુઃખ ગર્ભવાસનું, તે નવ શકિયો ટાળી ;
માત પિતા યુવતી સુત સંગે, વિસાર્યા વનમાળીરે— હૈયાના. ૨.
આળસ ને અજ્ઞાન અતિશે, કામ બગાડયું તારૂં;
દેવાનંદ કહે દેખ વિચારી માન કહ્યું તું મારૂંરે— હૈયાના. ૩.

## પદ ૨ રાગ એજ.

દુનિયામાં ડાહ્યો ડાંપણમાં દુઃખ પામે ;
ભવતારણ ભગવાન વિસારી, ચઢિયો ઠાલે ભામેરે. ટેક.
મનુષ્ય દેહ મળ્યો અતિ મોંઘો, ખોટો જાણી ખોયો ;
ચોરે ચોટે જૂઠું બોલ્યો, નાહક નીર વલોયોરે— દુનિયામાં. ૧.
હરિ હરિજન સંગ હેત ન કીધું, પીધું વિખનું પાણી ;
સુખ સંસારી પામ્યા સારૂ, મુઆ લગી ઘર તાણીરે— દુનિયામાં. ૨.
હરખ શોકની નદિયો મોટી, તેમાં જાય તણાણો ;
દેવાનંદ કહે હરિ ભજ્યો નહિ, ઘણે દુઃખે ઘેરાણોરે— દુનિયામાં. ૩.

---

## પદ ૩ રાગ એજ.

અજ્ઞાની તારા અંતરમાં દેખ વિચારી ;
અંત સમે કોઇ કામ ન આવે, સગાં કુટુંબ સુત નારીરે. ટેક.
જોબન ધનનું જોર જણાવે, ફાટી આંખે ફરતો ;
કાળ કરાળ કઠણ શિર વેરી, દિલમાં કયમ નથી ડરતોરે— અજ્ઞાની. ૧.
મંદિર માલ ખજાના મેલી, મુઆ ભૂપ મદ માતા ;
શ્વાન શૂકરના દેહ ધરીને, ઘર ઘર ગોથાં ખાતારે— અજ્ઞાની. ૨.
આજ અમૂલખ અવસર આવ્યો, હરિ ભજ્યાનું ટાણું ;
દેવાનંદ કહે દેહ મનુષ્યનો, ન મળે ખરચે નાણુંરે— અજ્ઞાની. ૩.

---

## પદ ૪. રાગ એજ.

પામર તેં પ્રાણી વિસાર્યા વનમાળી ;
મિથ્યા સુખ માયામાં મોહ્યો, મૃગતૃષ્ણા જળ ભાળીરે. ટેક.
આઠ પોહોર અંતરમાં બળિયો, ઘણા ઘણાને ધાયો ;
રળી ખપી ધન ભેળું કીધું, ના ખરચ્યો ના ખાયોરે— પામર. ૧.
નારી આગળ નિર્લજ થઇને, બીતો બીતો બોલે ;
હડકલાવે હસી બોલાવે, કરે તરણાને તોલેરે— પામર. ૨.

સાસુ સસરો સગાં સંબંધી, તેની સેવા કીધી ;
દેવાનંદ કહે સાધુ જનની, તેં સેવા તજી દીધીરે— પામર. ૩.

---

## પદ ૫ રાગ એજ.

શીલવંતા સાધુ, સાંભળજો કરી પ્રીતિ ;
આઠ પ્રકારે અબળા તજવી, મન ઇંદ્રીને જીતીરે— શીલ.
નારી કથા શ્રવણ ન ધરવી, તે વિષ વેલી કા'વે ;
તેની કીર્તિ તે નવ કરવી, ભૂલે મન ભરમાવેરે— શીલ.
વિનતા હાસ્ય વિનોદ કરીને, રાત દિવસ જયાં રે'વે ;
તે ઠેકાણે સાચા મુનિવર, જાણી પાઁવ ન દેવેરે— શીલ.
અબળા અંગે કાળી ગોરી, નેણ ભરી નહિ દેખે ;
બાળ વૃદ્ધ નવજોબન વાલી, તે માદક સમ લેખેરે— શીલ.
છેટે રહીને છાની વાતું, કામનિયુંને કા'વે ;
દેવાનંદ કે તે પોતાનું, હાથે નાક વઢાવેરે— શીલ.

---

## પદ ૬ રાગ એજ.

નિષ્કામી નરને, વિનતાની વાત ન કરવી ;
માયાની મૂર્તિ જાણીને, નાગણ જયું પરહરવીરે— નિષ્કા.
માનનિયુંને મળવા મનમાં, કૂડો ઘાટ ન કરવો ;
મનસા પાતક મોટું લાગે, એ અધર્મથી ડરવુંરે— નિષ્કા.
ભામનિયું તે ભેળી થઇને, જે ઠેકાણે જાવે ;
શૌચ વિધિ કરવાને સારૂ, હરિજન ત્યાં નહીં આવેરે— નિષ્કા.
આઠ પ્રકારે અબળા કેરો, ત્યાગ કરે તે ત્યાગી ;
વિષય થકી વૈરાગ્ય જે પામ્યા, તે સાચા વૈરાગીરે— નિષ્કા.
ભેખ ધરીને કામની ભેળો, બેસે ઉઠે ગાવે ;
દેવાનંદ કહે એ જેવા સાધુ, નિશ્ચે નરકમાં જાવેરે— નિષ્કા.

---

## પદ ૭ રાગ એજ.

વિવેકી નરને એમ વિચારીને જોવું,
કુપાતરને દાન દેવું તે, બીજ ખારમાં બોવુંરે— વિવેકી.
કામી ક્રોધી લોભી લંપટ, કૂડા બોલા કા'વે;
અન્ન વસ્ત્ર ધન તેને આપે, તે શેકીને બી વાવેરે— વિવેકી.
ઇંદ્રી પાંચ છઠ્ઠું મન જીતે, તે હરિદાસ કહાવે;
વાલી વસ્તુ એને આપી, અનંત ગણી થઇ આવેરે— વિવેકી.
દુર્બળ સુદામે આણી દીધા, મુષ્ટિ તાંદુલ મેવા;
કંચન મહેલ કર્યાં સુખકારી, સંત પુરુષની સેવારે— વિવેકી.
દ્રૌપદીએ નિજ ચીર વધેરી, બાંધ્યું હરિને હાથે;
દેવાનંદ કહે ભરી સભામાં, આપ્યાં દીનાનાથે રે— વિવેકી

## પદ ૮ રાગ એજ.

ગાફલ બેગરજુ આ તન એળે ગમયો;
ધર્મ વિસારી ધંધે વળગ્યો, કૂડે ધુળ્ય કમાયોરે— ગાફલ.
કામનિયુંમાં કરતો ડોલે, વિષે ભરેલી વાતું,
પાપ કરીને પુરૂં બાંધ્યું, ભવસાગરનું ભાતુંરે— ગાફલ.
દેવ મંદિરમાં દર્શન કરવા, ભૂલ્યો ભટક્યો આવે;
માનનિયુંનાં મુખ જોવાને, આંખડિયું અટકાવેરે— ગાફલ.
આસ્થ રાખી ન ઉચ્ચારે, રામ કૃષ્ણ મુખ વાણી;
ગ્રામ કથાનાં લીયે ગપોડાં, જુવે જૂઠે જાણીરે— ગાફલ.
ગાંજો ભાંગ લીલાગર મહફર, હોકા પીએ ચાવે;
દેવાનંદ કહે દેખ વિચારી, દુઃખનો અંત ન આવેરે— ગાફલ.

## પદ ૯ રાગ ગરબી.

કર પ્રભુ સંઘાથે દૃઢ પ્રીતડીરે, મરી જાવું મેલીને ધન માલ ;
અંતકાળે સગું નહિ કોઈનું રે.
સંસકારે સંબંધી સરવે મળ્યાંરે, એ છે જુઠી માયા કેરી જાળ—
અંત. ૧.
મારૂં મારૂં કરીને ધન મેળવ્યુંરે, તેમાં તારૂં નથી તલભાર—
અંત. ૨.
સુખ સ્વપ્ના જેવું સંસારનુંરે, તેને જાતાં ન લાગે વાર— અંત. ૩.
માટે સેવજે તું સાચા સંતનેરે, તારા ટળશે ત્રિવિધિના તાપ—
અંત. ૪.
અતિ મોટા પુરુષને આશરેરે, બળે પૂર્વ જનમનાં પાપ— અંત. ૫.
એવું સમજીને ભજ ભગવાનનેરે, સુખકારી સદા ઘનશ્યામ—
અંત. ૬.
દેવાનંદનો વાલો દુઃખ કાપશેરે, મનવાંછિત પૂરણ કામ— અંત. ૭.

---

## પદ ૧૦ ગરબી.

મળ્યો માણસનો દેહ ચિંતામણીરે, તારા અંગમાં છે રોગ અપાર
નથી લેતો નારાયણ નામનેરે.
માથે મરણ જનમ મોટું દુઃખ છે રે, તારા અંતરમાં હરિને
આરાધ્ય— નથી ૧.
ઘણું સૂઝે છે કામ સંસારનુંરે, કરે સગાંનું બહુ સનમાન— નથી. ૨.
હેત કરતો નથી હરિ દાસમાંરે, હઇયા ફૂટયા તું લૂણહરામ—નથી. ૩.
પરનારી સંઘાતે કરી પ્રીતડીરે, તારો એળે ગયો અવતાર— નથી. ૪.
બહુનામીની બીક નથી રાખતોરે, ખરેખાતે મળીશ તું ખ્વાર–નથી. ૫.
અતિ કઠણ વેળા છે અંતકાળનીરે, પછી થાશે તને પસ્તાવ- નથી. ૬.
દેવાનંદની શીખામણ માનજેરે, તારા અંતરમાં કરીને ઉચ્છાવ—
નથી. ૭.

---

## પદ ૧૧ ગરબી.

તારા મનમાં જાણે છે મરવું નથીરે, એવો નિશ્ચે કર્યો નિરધાર;
તેમાં ભૂલી ગયો ભગવાનનેરે.
ધન દોલત નારીને ઘણા દીકરારે, ખેતી વાડી ઘોડી ને ઘરબાર;
તેમાં. ૧.
મેડી મંદિર ઝરૂખા ને માળિયાંરે, સુખદાયક સોનેરી સેજ—
તેમાં. ૨.
ગાદી તકિયા ને ગાલમશુરિયાંરે, અતિ આડ કરે છે એજ—
તેમાં. ૩.
નીચી ખાંધ કરીને નમતો નથીરે, એવું સાધુ સંઘાતે અભિમાન—
તેમાં. ૪.
મરમાળી મોહનજીની મૂરતિરે, તેની સાથે ન લાગેલ તાન–તેમાં. ૫.
પાપ અનેક જન્મનાં આવી મળ્યાંરે, તારી મતિ મલિન થઇ મંદ—
તેમાં. ૬.
દેવાનંદના વાલાને વિસરી ગયોરે, તારે પડયો ગળે જમ ફંદ—
તેમાં. ૭.

---

## પદ ૧૨ ગરબી,

તારે માથે નગારાં વાગે મોતનાંરે, નથી એકે ઘડીનો નિરધાર;
તોય જાણ્યા નહિ જગદીશનેરે.
મોટા મેલીને રાજ મરી ગયારે, જોને જાતાં ન લાગી વાર—
તોય. ૧.
તારૂં જોબન ગયું જખ મારતુંરે, માથે કાળા મટી ગયા કેશ—
તોય. ૨.
અંતકાળે લેવાને જમ આવિયારે, તેનો ભાળી ભયંકર વેષ—
તોય. ૩.
રોમ કોટિ વીંછીતણી વેદનારે, દુઃખ પામ્યો તું દેવના ચોર—
તોય. ૪

સગાં સ્વાર્થી મળ્યાં સર્વ કુંટવારે, તેમાં જરિયે ન ચાલે જોર—
તોય. ૫.
જીભ ટુંકી પડીને તુટી નાડીઓરે, થયું દેહ તજ્યાનું તતકાળ—
તોય. ૬.
દેવાનંદ કહે ન જાણ્યા મારા નાથનેરે, મળ્યો માણસનો દેહવિશાળ—
તોય. ૭.

---

## પદ ૧૩ રાગ કાફી ધીરાના પદની.

આવ્યો રૂડો અવસરરે, ઓળખવા એક હરિ ;
મોંઘુ મનુષ્યા તનરે, નાવે તારે ફરી ફરી. ટેક.
ધન જોબન તન રંગ પતંગી, વણસે વારંવાર ;
તે સારૂ શું જતન કરે છે, સ્વપનું આ સંસાર ;
મેલી તેને મરવુંરે, ડરવું દિલ દોષ કરી— આવ્યો રૂડો. ૧.
વાસ કરો નિત્ય વૈષ્ણવ જનમાં, મનમાં માનો વાત ;
દાસપણું દેવતાને દુર્લભ, જેથી જનમ દુઃખ જાત ;
ભક્તિ કરો ભાવેરે, ધરમની ટેક ધરી— આવ્યો રૂડો. ૨.
સૌમ્ય સ્વભાવ પરમ સુખ સંપત્તિ, એ પામવાનો ઉપાય ;
પ્રગટ સ્વરૂપ ઓળખવા પ્રભુને, દુર્લભ દેહ ગવાય ;
એવું તન આવ્યુંરે, લેજો વ્રજરાજ વરી— આવ્યો રૂડો. ૩.
માયાની મોટપ છે મિથ્યા, નથી ઘડીનો નિરધાર ;
દેવાનંદ કહે ભજ દુઃખભંજન, કરુણાનિધિ કરતાર ;
કઠણ વેલામાંરે, રહેશે તારા કારજ સરી— આવ્યો રૂડો. ૪.

---

## પદ ૧૪.

કાયા માયા કૂડીરે, રાખી તારી રહેશે નહીં ;
જોને તું વિચારીરે, ઘેલા કેમ અકલ ગઇ. ટેક.

નંદરાજાને અનગણ નાણું, ભર્યા સંચી ભંડાર ;
કોડી અંતે કામ ન આવી, જાતાં ન લાગી વાર ;
ન ખાધી ન ખરચીરે, વેઠે મુઓ ભાર વહી— કાયા. ૧.
રાવણ રિદ્ધિ સિદ્ધિ પૂરણ પામ્યો, ઇંદ્ર અધિક અભિમાન ;
અજ્ઞાને અવરાણું અંતર, ભૂલી ગયો મૃત્યુ ભાન ;
વાદળની છાયારે, જોતાં રહી છેટે જઇ— કાયા. ૨.
ભજ ભગવાન માન તન મેલી, બેલી કર બળવીર ;
લાલચ રાખજે લક્ષ્મીવરની, ધરજે મનમાં ધીર ;
અધમ ઉધારણરે, અભેપદ આપે સહી— કાયા. ૩.
મૃગજળ ભરવા મૂરખ માણસ, સઉ દોડયો સંસાર ;
વાત વિચારી વળજે પાછો, પામ્યા નથી કોઇ પાર ;
દેવાનંદ દેખીરે; વિવેકની વાત કહી— કાયા. ૪.

---

## પદ ૧૫.

કાળ તારી કેડેરે, આયુષને ઓછી કરે ;
મમતામાં મૂરખરે, ખુંચ્યો તોય ખબર ન રહે. ટેક.
બાળપણું જોબન ગયું જોતાં, ઘરડો થયો તું ગમાર ;
આજકાલ કરતાં આવ્યો તારો વાયદો, માથે છે જમના માર ;
વાર નથી ઝાઝીરે, દિલમાં હજી ન ડરે— કાળ. ૧.
લવ નિમિષ ઘડી મૂરત માપે, પોર દિવસ પરમાણ ;
પક્ષ માસ કરી વર્ષ કહાવે, સઇકે જુગ સુજાણ ;
માથે તારે મોટુંરે, ફરતું એવું ચક્ર ફરે— કાળ. ૨.
ચારે જુગની એક ચોકડી, ઇકોતેર અલપાય ;
ઇંદ્ર પડે અધિકારથી ત્યારે, તું કોણમાત્ર કહેવાય ;
ચોરાસીનું લગડુંરે, માથે શિદ માગી ધરે— કાળ. ૩.
કર કર સંત સમાગમ સાચો, અવસર આવ્યો અમૂલ્ય ;
દેવાનંદ કહે દેખ વિચારી, અંતઃકરણ અનુકૂળ ;
ભજ્યા વિના ભૂધરરે, જીવ બહુ જન્મ ધરે— કાળ. ૪

---

### પદ ૧૯.

પ્રભુ ભજ પ્રાણીરે, કીધી નરદેહ દયા;
હરિ હિતકારીરે, તારા સારૂ પ્રગટ થયા. ટેક.
કલ્પતરુ કરુણાનિધિ કેશવ, મનવાંછિત ફળ દેય;
એ મૂરતિ અંતરમાં ધરતાં, લાભ અલૌકિક લેય;
અગણિત આગળરે, જોને જગ જીતી ગયા— પ્રભુ. ૧.
ભક્તાધીન નિગમ નિત્ય ગાવે, આવત અવનીમાંહિ;
અકળ રૂપ ઓળખજે એવા, કરવું રહે નહિ કાંઇ;
જાણ્યા વિના જગમાંરે, વહેતે પૂર જાશો વહ્યા— પ્રભુ. ૨.
રાખ્યે ધર્મ રમાપતિ રીઝે, કીજે સુકૃત કાજ;
માન બડાઇ મોટપ મેલો, ફોગટ ફેરો ટળે આજ;
નિરભેની નોબતરે, વાણી પૂછે કુશળ રહ્યા— પ્રભુ. ૩.
નાંખ ખજીને નિરભય નાણું, કર ગોવિંદ ગુણ ગાન;
દેવાનંદ કહે દોષ નિવારણ, ભવ તારણ ભગવાન;
કરુણાના સાગરરે, વાલાજીને વેદે કહ્યા— પ્રભુ. ૪.

---

## દેવીદાસ.

### પદ ૧ રાગ પરજ.

તારૂં ગોકુલ જોવાને આવરે, મથુરાના વાસી;
તારી વાટ જુવે વ્રજનારરે મથુરાના વાસી. ટેક.
સરસ્વત સ્વામીને વિનવુંરે, ગણપતિ લાગું પાય;
અવિચળ વાણી આપજોરે, મારી જીભડીએ જશ થાયરે— મથુરાના. ૧.
અક્રુર આવ્યા તેડવારે, રાખી હૃદયમાં કૂડ;
પાલવ સાહીને રાખશુંરે, હું થઇ રહી દિગમૂઢરે— મથુરાના. ૨.
ચંદા ઉગજે નિર્મળો, સૂરજ કરજે વાર;
ઘડી એક મોડો ઉગજે, મારો માધવ ચાલનહારરે— મથુરાના. ૩.
કા'ન વળાવીને હું વળીરે, ઊભી જમુના તીર;
આંસૂડે ભિંજાય મારો કંચુવોરે, મારાં ભિંજાય નવરંગ ચીરરે—
મથુરાના. ૪.

ગોકુળ ગામ છે શોભતુંરે, રૂડી જમુનાને તીર;
રૂડી વાલાજીની વાંસલડીરે, રૂડા હળધર વીરરે— મથુરાના. ૫.
પૂરવ જનમની પ્રીતડીરે, તોડી કેમ તોડાય;
દુઃખના દાહડા દોહેલારે, મારો જનમારો એળે જાયરે— મથુરાના. ૬.
સૂનો વૃંદાવન વિઠુલા, સૂનો સરવે દેશ;
ચંદા વિણ સૂની રજનીરે, એમ ગોપિયે તજિયા છે વેશરે–મથુરાના. ૭.
માધવ માયા નવ મૂકિયેરે, જળ વિણ ટળવળે મીન;
તેમ વ્રજનારી ટલવલેરે, તમ વિના નિશિદિનરે— મથુરાના. ૮
મનગમતું તેને આપિયેરે, જે કોય મથુરામાં જાય;
કાગળ લખિયે કૃષ્ણનેરે, મારે હૈડે તે ધારણ થાયરે— મથુરાના. ૯.
શર્દ્પુનમની રાતડીરે; ચંદ્ર ચડ્યો આકાશ;
વ્હાલે મારે રાસ રમાડિયાંરે, એવી રજની કીધી ખટમાસરે— મથુરાના.
ગાય શીખેને સાંભળેરે, રાધા હરિનો રાસ; [૧૦.]
તે નર વૈકુંઠ પામશેરે, એમ ગાયછે દેવીદાસરે— મથુરાના. ૧૧.

---

## પદ ૨ બનજારો. થાળ.

સખી મોતીના ચોક પુરાવ્યા, જમવાને જગપતિ આવ્યા. ટેક.
સામૈયું સમાજે કીધું, ચરણામૃત મંજુલ લીધું;
મેં મંદિરમાં પધરાવ્યા— જમવાને. ૧.
સામગ્રી થઇ છે તયારી, ભરી નીર મધુરથી ઝારી;
ત્યાં ગાદી ગલીચા બિછાવ્યા— જમવાને. ૨.
કીધી આરતી મેં અનુરાગે, બાજોઠ ધર્યાં પ્રભુ આગે;
લઇ પકવાનો પીરસાવ્યાં— જમવાને. ૩.
દૂધપાક ખીર સુખદાઇ, ઘૃત શાકર ખાંડ સવાઇ;
દહીં દૂધે પાત્ર ભરાવ્યાં— જમવાને. ૪.
શીરો પૂરી સેવ સુંવાળી લાડૂ લાપસીઓ તરધારી;
મગદળીઆ સરસ બનાવ્યા— જમવાને. ૫.
રસ કીધો છે આંબા ઘોળી, રોટલિયો ઘૃતમાં ઝબોળી;
માલપૂડા મધુર ધરાવ્યા— જમવાને. ૬.

બાસુંદી પુડલા પ્યારા, જમો જીવન નંદ દુલારા;
ગોળપાપડી પાક બનાવ્યા— જમવાને. ૭
પેંડા ગાંઠિયા બરફી ન્યારી, મેસુબપાક ને ખુંદી સારી;
સાટા સાકરથી ગલેફાવ્યા;— જમવાને. ૮.
સુત્રફેણી જલેબી તાજી, મન થયું માજમથી રાજી;
મોનથાળ પતાસાં મંગાવ્યા— જમવાને. ૯.
અથાણાં અજબ રસાળાં, વડાં શાક છત્રીસ રૂપાળાં;
મધુર મેવે રસિક રીઝાવ્યા— જમવાને. ૧૦.
કઢી પાપડ ખીચડી લીધાં, ઘૃત ધારથી ભોજન કીધાં;
પય સાકર ભાત શિરાવ્યા— જમવાને. ૧૧.
જમી તૃપ્ત થયાછે મુરારિ લીધા મુછછણ શ્રી ગિરિધારી;
નિજ જનના તાપ સમાવ્યા— જમવાને. ૧૨.
જાવંત્રી એલચી પ્યારી, કાથો ચુનો ને લવંગ સોપારી;
મુખવાસે મોહન મન ભાવ્યાં— જમવાને. ૧૩.
દેવીદાસના અંતરજામી, મુજ મ્હેર કરી બહુનામી;
આનંદ અતિ ઉપજાવ્યા— જમવાને. ૧૪.

---

## પદ ૩ ભજન.

નવે કાંકરીથી ન્યારો, પ્યારો નવે કાંકરીથી ન્યારો;
તમે ગુરુ ગમ જ્ઞાન વિચારો, પ્યારો નવે કાંકરીથી ન્યારો. ટેક.
પ્રથમ શબ્દ સ્પરસ રૂપ, રસ ગંધ પાંચ મિટાલો;
મન બુદ્ધિ ચિત્ત ઔર અહંકારકું, ખેલ ખેલાવણહારો— પ્યારો. ૧.
પરથમ કાંકરિયે મન સ્થિર કીજે, દુસરી શબ્દકું ધારો;
બુદ્ધિ બરાબર ભરત કરી તમે, દુષ્ટ અહંકારને ઉખાડો— પ્યારો. ૨.
સદ્દગુરુ ચરણેથી ચલણગત શીખો, ચારો ચોકે સંભારો;
ભરત ભરી જડો એવી કાંકરી, જેથી કામ ક્રોધ રિપુ મારો- પ્યારો. ૩.
સંત વિવેકી ખેલ કરે છે, રમે પરસ્પર રહે ન્યારો;
દેવીદાસ સદ્ગુરુને ચરણે, જીતે જીતણહારો— પ્યારો. ૪.

---

# દેવા સાહેબ.

કચ્છ રમલાવાલી જગ્યાવાલા.

## પદ ૧ રાસનું.

જેને આત્માનો અનુભવ થયોરે;
તેને દેહાદિકનો સંશય ગયોરે.
તેની દેહ રહે કે અથવા પડેરે;
તેનો શોચ તે સંતને નવ મળેરે— જેને. ૧.
સિંઘ ખાય ચાય અહિ ડશે આવતોરે;
અનલ દહે ચાય વહે પ્રવાહ ધાવતોરે— જેને. ૨.
વપુ પડે જઈ ગંગ જળ કાશિયેરે;
ભાવે મઘા ક્ષેત્ર નદી કર્મ નાશિયેરે— જેને. ૩.
ચાય સેજ ચાય ભૂમિ મધ્ય સાથરોરે;
ભાવે વ્રજ રજ ભાવે છાર પાથરોરે— જેને. ૪.
દેહ પંચભૂતનો અસાર છેરે;
અનુભવી અનુભવે એ પાર છેરે— જેને. ૫.
જેને આત્મા સ્વરૂપ લયું આપનુંરે;
નરસંગે દેવા કે જન તે ભણુંરે— જેને. ૬.

---

## પદ ૨ રાગ પરજ, ગરબી.

પરિબ્રહ્મ દીઠારે નયણે, તે તો સદગુરુ કેરે વયણે;
વચન વિચાર્યાંરે એવાં, એ તો પૂર્વ જનમની સેવા. ૧.
સેવ્યા સદગુરુરે સ્વામી, તે તો સહુના અંતરજામી;
અંતર ગળ્યુંરે એણે; પ્રગટ્યું રૂપ સનાતન તેણે. ૨.
રૂપની રેખારે તે પરખી, ભાળી પિંડ બ્રહ્મંડે સરખી;
સરખાં કીડી ને બ્રહ્મા, સરખાં વરણ ને આશ્રમા. ૩.

સરખું ચૈતનરે સહુમાં, તે તો પ્રગટ દીસે છે બહુમાં ;
આપા પરનો હે નાહીં અંતર, ચૈતન્ય એક સદા સ્વતંતર. ૪.
હુંપદરે ત્યાંથી ટળીઉં, નદીનું નીર સિંધુમાં ભળિયું ;
જયાં વાણી ન પહોંચેરે કોઇ, અક્ષરાતીત અનુભવ સોઇ. ૫.
આતમ અનુભવરે એહુવો, તેને કોણ કહી શકે કેહેવો ;
દેવા દીઠોરે તેહેવો, જેને વેદ ગાયછે જેહેવો. ૬.

---

## પદ ૩ ધોળ.

મારા શ્રી ગુરુ પરમાનંદ તમને પૂજુંરે ;
એવા ઇષ્ટ અમારા ગુરુદેવ, બીજો નવ બુજુંરે. ૧.
વ્હાલા તમને કરૂં પરણામ, હાથ કર જોડીરે ;
મારા જન્મ મરણની બીક, નાંખો તોડીરે. ૨.
અમને જાણી પોતાનું બાળ, ઉછરંગે તેડારે ;
એવા મહામંત્ર સુધા સમાન, શ્રવણે રેડોરે ૩.
વ્હાલા તમે છો પરમ દયાળ, તમને જાચુંરે ;
આવી વસજો મારાં મનમાંય, કહું છું સાચુંરે. ૪.
એ ભક્તિ તમારી પાવન, અમને આપોરે ;
નિજ જાણી પોતાનો દાસ, અવિચળ થાપોરે. ૫.
ત્યારે સદ્‌ગુરુયે કીધી મેંર, ભક્તિ આલીરે ;
એ શિવ સરીખાને વાત, અંતરમાં વ્હાલીરે. ૬.
ગુરુએ બતાવ્યા પૂરણબ્રહ્મ, પિંડ બ્રહ્માંડેરે ;
એવી બીજી પૂરી છે શાખ, વેદ ને કાંડેરે. ૭.
જેમ સૂરજનું તેજ, પ્રતિબિંબ ચળકેરે ;
ત્યમ આતમ સરવમાં એક, ઘટોઘટ ઝળકેરે. ૮.
વ્હાલા સ્થાવર જંગમમાંય, વસીને રહ્યા છોરે :
એ સ્થૂળ સૂક્ષમનાં અંગ, પોતે થયા છોરે. ૯.
એ ચૌદભુવન ત્રૈલોક, રહ્યા છો પૂરીરે
અણું ઠામ ન હાલો કોય, હાલ હજુરીરે. ૧૦.

વાલા જળ સ્થળ વન ને બાગ, ઘટા જેમ વેલીરે;
એમ સાગર સરિતા સોય, સામૃથ ફેલીરે ૧૧.
વ્હાલા જેહને ગાયે પુરાણ, એવો બહુ નામીરે;
એ વ્યાપક ભાળું સોય, સહુનો સ્વામીરે. ૧૨.
તારે અંતર ટળિયો આજ, નિરંતર જાણીરે;
ધન્ય ધન્ય મારા સદ્ગુરુ દેવ, ધન્ય તવ વાણીરે. ૧૩.
વાલા અજન્મા અવિનાશ, કમળ વપુ ધાર્યુંરે;
મારે સદ્ગુરુ રૂપે બ્રહ્મ, દ્વંદ નિવાર્યુંરે. ૧૪.
વાલા ભવસિંધુમાં વહી જાત, તેહને ઓધારેરે;
મારા સદ્ગુરુએ ઝાલી હાથ, કાઢયો બારેરે. ૧૫.
વાલા નામ વિભૂતિ ગુરુ એવ, સુખના સિંધુરે;
કહે દેવો વારમવાર, તેહને વંદુરે ૧૬.

---

## પદ ૪ રાગ ઠુમરી.

જિન ન કીયો સત્ સંગ, જનમ ધરી, જિન ન કિયો સત્સંગરે;
તાકો કેવલ પશુ કરી માનો, યદ્યપિ મનુષ્યકો અંગરે. ટેક.
કાહા ભયો પાટ પિતાંબર પેહેરે, ચડત સો હસ્તી તુરંગરે;
વામે કા તું બડાઇ પાયો, ફૂલ્યો રૂદય ઉમંગરે— જિન. ૧.
આહાર નિંદ્રા ભય કરત સુ મૈથુન, લાગો વિષયકો રંગરે;
ચેતન નાહીં બડો હય મૂરખ, કાલ કરેગો ભંગરે— જિન. ૨.
નિરમલ ચિત્ત કર કબહુ ન નાયો, સંત સ્વરૂપી ગંગરે;
કહે દેવો સો કયોં કર પાવે, પૂરણ પદકી અભંગરે— જિન. ૩.

---

## પદ ૫ રાગ કાનરો.

મન મગન ભયો બ્રહ્મ સાગર મેરો;
ગુનકે તરંગ સમાવત સેજે,
વાસુદેવમેં કીઓ હુએ વસેરો. ટેક.

સિધી કલા પાઇ સદ્ગુરુપેં,
સકલ મિટયો અજ્ઞાન અંધેરો;
જ્યુંકા ત્યું સોઇ પદ પાયો,
સકલ પંથકો આયો છેડો— મન. ૧.
જેસેં સરિતા સિંધુમેં સમાવે,
નાશ ભયો વહાં રૂપહીં કેરો;
આપ લીન ભયો આત્માસેં;
કર્મ કાળ ત્યાં ન આવે નેડો— મન. ૨.
ત્યાં કછુ દ્વંદ ધર્મ નહીં લાગે,
ભાવાભાવ નહીં કછુ ચેરો;
કહે દેવો હરિ વાસ કીઓ તબ,
તુરત મિટે ચોરાસીકો ફેરો— મન. ૩.

---

## પદ ૬ રાગ ધનાશ્રી.

સો વિરલા જાનીએરે, ભાઇ બ્રહ્મદરશી જે સંત;
નિષ્કામી મતિ નિર્મલ જાકી, નિંરાશી વિચરંત. ટેક.
આશા ત્રણ જેણે બાળિયાંરે, બ્રહ્મ અગ્નિકે માહીં;
તૃષ્ણા તિલભાર રહી નહીં જાકોં, સો જગ આવત નાહીં— વિરલા. ૧.
વિધિ નિષેધી તાકોં નહીંરે, નહીં નિગમ મરજાદ;
અહંપદ ઊઠી ગયો હે જાકો, કોણ કરે સંપાદ— વિરલા. ૨.
દેખનમાત્ર દેહ હેં તાકોં, જેસેં દગ્ધ પટ હોઇ;
દેવા જન સો જાનીએરે, જીવનમુક્તા સોઇ— વિરલા. ૩.

---

## પદ ૭ રાગ એજ.

સો હરિજન જાનીએરે, ભાઇ જાકો નહીં અહંકાર;
જાકોં ન ઉપજે કામનારે, લાગે ન લોભ વિકાર. ટેક.

અહં મમતાતેં રહિત હેંરી, સહિત હે શુદ્ધ વિચાર ;
પહિચાનો નિજ બ્રહ્મકોંરી, જાકો વાહન પાર— સો, ૨.
લિંગ વાસનો જાકો નહિરે, રહ્યો ન દ્વૈત લગાર ;
વાયુપત્ર જ્યોં વિચરેંરી, ભૂમિમંડલ મોઝાર— સો. ૩.
દેહ છતે સો વિદેહ હેરી, દિયો આપ પનો ડાર ;
લવણ પરત જ્યોં અંબુમેંરી, દીસત નહીં આકાર— સો. ૩.
કારણ અવસ્થા જાકી ભઇરી, જામેં જીતનહાર ;
દેવા દેખ્યો જિન બ્રહ્મકોંરી, સો ન આવે સંસાર— સો. ૪.

---

## પદ ૮ રાગ એજ

સોહી તેરો રૂપ હેરે, ભાઇ જાકો નિગમ નેતિ ગાયે ;
ઉતપત્તિ સ્થિતિ પ્રલય નહીંરે, જયોંકા ત્યોંહીં સહાયે. ટેક.
આશ્રમ નહીં જાકે વિધેરી, બરન કહ્યો નહીં જાયે;
પ્રકૃતિ પાર કહે જ્ઞ પંડિત, સો તું નિરંજન રાયે— સોહી. ૧.
કલપ કોઇ લાગે નહીંરે, મન બુદ્ધિ કહત બનાયે ;
અગમ અથાહ અનંત હેરી, કેસેંહીં અકલ કલાયે— સોહી. ૨.
તોલ મોલ જાકો નહીંરે; દિશ વિદિશ ન કાંયે ;
દેવા પરિબ્રહ્મ આતમારી, સદ્‌ગુરુ દેત બતાયે— સોહી. ૩.

---

## પદ ૯ રાગ એજ.

જેને રંગ ન લાગો રામનોરે, તે તો ભૂલી ગયો ભવમાંહી. ટેક.
સંગ કરે નહીં સંતનોરે, ઓર દેવકું ધ્યાયે ;
પૂરણ સરોવરને તજીરે, ઝાંઝવામાં લપટાયે— જેને. ૧.
જેમ રોગીને ભાવે નહીંરે, અમૃત ભોજન સાર ;
તેમ પાપીને કાંઇ ગમે નહીંરે, હરિભજનનો આધાર— જેને. ૨.
ભજિયે શ્રી ભગવંતનેરે, તજિયે મન અહંકાર ;
જન દેવો કહે જાણજોરે, લાખ ફરી ફરી ન આવે અવતાર— જેને. ૩.

---

## પદ ૧૦ રાગ એજ.

ઐસો રામ હૃદયે ન વિસારિયેરે, આછો દેહ મનુષ્યકો પાયરે. ટેક.
બ્રહ્માદિક જે દેવતારે, સદા ઇચ્છત મન સોઇ ;
તાકું દુર્લભ આત્મારે, ભાગ્ય બડો જબ હોઇરે— ઐસો. ૧.
પતિત પાવે પરાગતિરે, ફિર ન ધરે અવતાર ;
ભજનકો પરતાપ હુએરે, સો નિગમહી કહત પુકારરે— ઐસો. ૨.
ભાગ્યોદય જબ હોત હુએરે, ઇનકું મિલે હરિનામ ;
જન દેવો કહે પ્રભુ ઉર વસોરે, અહોનિશ આઠોજામ—ઐસો. ૩.

---

## પદ ૧૧ રાગ પૂરવી કલ્યાણ

પીવે કોઇ અધિકારી, રામરસ પીવે કોઇ અધિકારી ;
તાકે રૂદય પચે એ પીયુષ, જાકો સાધન ચારી. ટેક.
જો રસ દેખે સુનેમેં નાવે, નિગમહીં કહત પુકારી ;
સોહી પ્રગટ જન પાન કિયો હે, મનતેં દ્વૈત નિવારી— પીવે. ૧.
પગ ન ટકે તહાં દેહદર્શીકો, કથણી કથે બહુ ભારી ;
વજ્રમણિ જ્યું વીંધે વજ્રકું, લોહ રહે બળ હારી— પીવે. ૨.
મુક્તાફલકો હંસહીં જીરવે, જાકો વહી હે અહારી ;
બગલાકોં વે કબહુ ન સૂઝે, જાકોં મછરી પ્યારી— પીવે. ૩.
પદ નિરવાણ નિરાલંબ જો હે, મુનિ જન લેત વિચારી ;
જન દેવા યહી જતન જાને, કથા અકથહોં ન્યારી— પીવે. ૪.

---

## પદ ૧૨

જબલગી આતમ તત્વ ન પાવે, તબલગી સાધન સકલ જૂઠ હે ।
વૃથા જનમ ગુમાવે. ટેક.
કહા ભયો અષ્ટમાસિદ્ધ ભયે તેં ; કહા ભયો નવનિદ્ધ પાઇ;
કહા ભયો સકળ ગ્રંથ પઢેતે, કહા ભયો તીરથ નાઇ— જબ. ૧.

કહા ભયો કર માલા લીને, કહા ભયો તિલક બનાયે ;
કહા ભયો ઇન બનકે બસવે, કહા ભયો રંગ ચઢાયે— જબ. ૨.
એકહીં ઉદર ભરનેકે કારન, કરહી ઉપાય અનેક ;
જન દેવા જે આતમ ચીને, વિરલા હરિજન એક— જબ. ૩.

---

## પદ ૧૩ કાફી.

વાણીમાં નાવેરે, અક્ષરાતીત હરિ ;
કલપીને કહેવુંરે, વાચ ન ચાલે પરી. ટેક.
પરાપાર પર્માત્મ કહિયે, જ્યાં નહીં શબ્દ ઉચાર ;
તે હરિને સહજ જાણજોરે, જે છે બોલણહાર ;
સમજીને સમજોરે, એવિલક્ષણ કરી— વાણીમાં. ૧.
મને કલપીને મત કીધાં છે, નાના વિધ વ્યવહાર ;
તેનાં ચરિત્ર ભિન્ન જોતાં, કૈયેં ન આવે પાર ;
બાહાર દ્રષ્ટિ મૂકીરે જુવોને પાછા ફરી— વાણીમાં. ૨.
ચૌદ લોક વિસ્તાર તે મનનો, જીવ શિવના ભેદ ;
મનાતીત તે મનમાં નાવે, એમ કહે છે વેદ ;
એ પદ પામેરે, અહંતા જેહની ટળી— વાણીમાં. ૩.
બ્રહ્મદરશી સદ્દગુરુને સેવે, તેને મળે એ ભેદ ;
અકળ અખંડ અદ્વૈત અનંતા, રહિતહીં સકલ અહંમેવ ;
રામ નિરંજનરે, દેવા રહ્યું છે ભરી— વાણીમાં. ૪.

---

## પદ ૧૪ રાગ એજ.

જુવોને વિચારીરે, નિગમે શું શું કહ્યું ;
આરોપીને કહેવુંરે, શેષ તે અલગું રહ્યું. ટેક.
પ્રકૃતિ પુરૂષ સંજોગે કરીને, આરે થયો સંસાર ;
ઝાઝું જલ જેમ દીસવા માતર, વસ્તુગતેં ન લગાર ;
એમ તે જાણીરે તત્ત્વ તે સંતે ગ્રહ્યું— જોવોને ૧.

પંચભૂત ત્યાં રંગ ન દીસે, નહીં વરણ કોઈ વેષ ;
નેતિ નેતિ કરતાં જે જે ઉગરે, શિવ સનાતન પેખ ;
આતમ અનુભવેરે, એ તો આતમ લહ્યું— જુવોને. ૨.
કાલ કરમ માયા નહીં તહાં, નહીં નિકટ નહીં દૂર ;
સંત મુખથી સમઝી લેવું, ચૈતન બ્રહ્મ હજુર ;
અધ્યાતમ જ્ઞાનેરે, સંશય સઘળું દહ્યું— જુવોને. ૩.
અચળ અભેદ અચિંત અનાદિ રહિત તે સકળ વિકાર ;
હું તું તિહાં ન સંભવેરી, બ્રહ્મ પરાની પાર ;
દેવા પદ પ્રિછતાંરે, અંતર અજ્ઞાન ગયું— જુવોને. ૪.

---

## પદ ૧૫ રાગ એજ.

પદ નિરવાણેરે, મન જાઈ રહ્યું મળી ;
અજ્ઞાન તિમિરનીરે, આડી ઓટ ટળી. ટેક.
હું મારૂં તે સેજે સમિયું ; દીસે નહીં સંસાર ;
નામ રૂપ ભરમના ભાગી, લાગો લક્ષ અપાર ;
એક રૂપે થયાંરે, સરિતા સાગર ભળી— પદ. ૧.
કોટિ કોટિ સૂર્ય, શશી, અગ્નિ, કરી શકે નહીં નાશ
પરમ ધામ પરિબ્રહ્મ સનાતન, સરવને કરે પ્રકાશ ;
તે પદ પામીરે, પાછું ન આવે વળી— પદ, ૨.
ગુણ ને નિરગુણ ત્યાં નથી કો, આપા પર નહીં કોય ;
ધ્યે ધ્યાતા ધામ ન દીસે, પરા પાર કહે સોય ;
અગમ અગોચરરે, મન બુદ્ધ શકે ન કળી— પદ. ૩.
અગમ અભેદ અપરમ અપારા, સમજે અનુભવી સંત ;
દ્વૈતાદ્વૈત રહિત પરમાનંદ, આતમ આપ અનંત;
દેવા લક્ષ લાગુંરે, આયુ ગયું ગળી— પદ. ૪.

---

## પદ ૧૬ રાગ એજ.

બ્રહ્મ વિચારેરે, દીસે આ બ્રહ્મમયી ;
દ્વૈત ભરમનારે, મનથી સઘળી ગઈ. ટેક.

બ્રહ્મથકી આ સર્વ ઉપજે, પંચભૂતના ઘાટ;
જેણેકરી વિસ્તાર થયો છે, ચૌદ લોકનો ઠાઠ;
આપ અરૂપીરે, દીસે આ રૂપ થઇ— બ્રહ્મ. ૧.
સાગરથી જેમ સરિતા પ્રગટે, આદિ અંત જળ જાણ;
આતમ અનુભવે આતમ સૂઝે, મનથી છૂટે તાણ;
કારજ કારણરે, કેણીપરે શકે કઇ— બ્રહ્મ. ૨.
પિંડ બ્રહ્મંડ ચરાચર સઘળે, આતમ બિન નહી કોય;
વસ્ત્રવડે જેમ ભાતિ શોભે, તંતુ વિના નહીં હોય;
શ્રુતિ એમ સમજીરે, આતમ લક્ષ લઇ— બ્રહ્મ. ૩.
સકલ સિધાંતનો સાર કહું એ, પરમ તત્વનો ભેદ;
મનની કલપના સંશય સમિયો, બરાબર વિધી નિષેધ;
ભેદાભેદ ટળિયુંરે, દેવા ગુરૂ જ્ઞાન ગ્રહી— બ્રહ્મ. ૪.

---

## પદ ૧૭ રાગ કલ્યાણ.

મેં મેરા વિચાર કિયા, દેખ્યા સબ હેરી;
આપહીં અરૂપ રૂપ, લીલા પ્રભુ તેરી. ટેક.
જાકે રંગ રૂપ નાહીં, તાકે ઇ સબ રૂપા;
સામ્રથ સકલ તેરી, આપહીં અનૂપા— મેં મેરા. ૧.
પરાપાર વેદ કહે, નેતિ નેતિ ગાવે;
જેસેહીં અંકુર તરૂ, બ્રહ્મ યોં બતાવે— મેં મેરા. ૨.
જિહ્વા તહાં ન બોલી શકે, અકથ કથા એસી;
સરિતા સો કહા કહે, સિંધુ મધ્ય પેસી— મેં મેરા. ૩.
નિર્ગુન સોઇ આતમા, સગુન સો સંસારા;
દેવા એહી અકલ કળા, વ્યાપક સો ન્યારા— મેં મેરા. ૪.

---

## પદ ૧૮ રાગ એજ.

આજ તો આનંદ મેરે, પરમાનંદ પાયો;
નિગમાગમ જાકોં કહે, નેતિ નેતિ ગાયો. ટેક.

સકલમાંજ આપ હરિ, સત્ સત્ એહુ બાની ;
દેવા એતો નિશ્ચે કીજે, ગુરૂ મુખતેં જાની— ભર્મ. ૪.

---

## પદ ૨૩ રાગ એજ.

એકહીંસો બ્રહ્મ સત્ય, દૂસરા ન દીસે ;
આપહીં સો આપ હરિ, વ્યાપક નખ શીખે. ટેક.
જાકે વિષે દ્વૈત નાહીં, ભર્મ તે આન ભાસે ;
રજ્જુમેં જો અહિ કેસા, ભાનુ ગ્યાનહીં પ્રકાશે— એક. ૧.
શ્રુતિકો વિચાર કરી, ભ્રાંતિ સબ ખોઇ ;
આદિ અંત આપ પ્રભુ, મધ્યમેં હરિ સોઇ— એક. ૨.
અંધેરા અજ્ઞાન ગયા, જથારથહીં જાને ;
મોહકી નિદ્રાતેં જાગે, સ્વપનાં નહિ માને— એક. ૩.
અનુભવી ઇન અર્થકું, ધારત મનમાહીં ;
દેવા જન તાકું જાનો, અટકે કહુ નાહીં— એક. ૪.

---

## પદ ૨૪ રાગ એજ,

પ્રકૃતિકે પાર પ્રભુ, જ્ઞાની જન જાને ;
નિરગુન સગુન ભેદ, મનકે કૃત માને. ટેક.
વર્ણકા હે ભેદ નાના, બાવનકે માહીં ;
જો હે પરા ને પાર, વામે આવત નાહીં— પ્રકૃતિ. ૧.
મન અરૂ બુદ્ધિ ન પહોંચે, અગમ અપારા ;
પંખી જયોં નભમેં ઉડે, નભ સબનીતે ન્યારા— પ્રકૃતિ. ૨.
તત્વ ચોવીસ કહિયે, સ્વભાવેં પસારાં ;
તામે કછુ લુસ નાહીં, જલ વિષેં જયોં તારા— પ્રકૃતિ. ૩.
સંત જન સો સમજી રહે, વેખરી બિના બોલી ;
દેવા જો અગમ કોટ, પેઠે પટ ખોલી— પ્રકૃતિ. ૪.

---

## પદ ૨૫ રાગ એજ.

નિજ જંત તું બિચાર દેખ, કોન રૂપ તેરા ;
઼ઇનહી પંચભૂતકોં, તું કૈસેં કહે મેરા. ટેક.
તું તો અગમ આદિ નિર્ગુંન નિરાલા ;
તું તો ચૈતન્યરૂપ, નહીં કર્મ કાળા— નિજ. ૧.
અછેદ અભેદ કહી, ગીતામેં ગાએ ;
અર્જુનકોં યાહી વિધિ, શ્રી કૃષ્ણહીં બતાએ— નિજ. ૨.
મહા કાલે નાશ પાવે, મહત્ જે બ્રહ્મંડા ;
આતમા સો જ્યોંકા ત્યોં, અકલ અખંડા— નિજ. ૩.
સચ્ચિદાનંદ બ્રહ્મ તુંહીં, ભૂલી કહે જીવા ;
જન દેવા બતાઇ દેત, તું તરી જન શિવા— નિજ. ૪.

---

## પદ ૨૬ રાગ પૂરવ.

નિશ્ચે જાણો નથી જાવું, જાશે દેહ ને પ્રાણ ;
સદ્‌ગુરૂની સેવા કરો, મૂકી દઇ અભિમાન. ટેક.
જોને તું તપાસી તારૂં, મૂળ ને મંડાણ ;
દેહને હું માની હાર્થે, થાઓ છો હેરાન— નિશ્ચે. ૧.
મોટા મોટા ભૂલા કવિ, પંડિત ને સુજાણ ;
ભણી ભણીને ભેદ ન પાયા, નિપટ નાદાન— નિશ્ચે. ૨.
માન કહ્યું મૂઢ મતિ, સમજી લેને સાન ;
પરિબ્રહ્મ તું છો પોતે, વેદ પરમાણ— નિશ્ચે. ૩.
હરખ શોક હરીને સંગે, સોહી મત માન ;
અસ્તિ ભાતિ પ્રિયે સોહં ; બ્રહ્મ એ પ્રમાણ— નિશ્ચે. ૪.

---

## પદ ૨૭ રાગ એજ.

આપહીં તું આપ પ્રભુ, ઓરકોં કયોં ધ્યાવે ;
આપહી સો ઇશ ભૂલી, જંત કૈસે કહાવે. ટેક.

તેરી તું સામ્રથ દેખ, શ્રુતિ કયા ગાવે ;
આદિ તેરો કોન રૂપ, તું કિસીકોં પાવે— આપ. ૧.
વિષયનીકે સંગ લાગી, અહંતા કયોં ઉઠાવે ;
તું ઇસીમે રાજી હોત, તેરેહીં મન ભાવે આપ. ૨.
ઇસીમેં ખુશી તું ભયા, સ્વપના કયોં ન્હાવે ;
જાગ્રત સો કેસ સાચા, દેખી હાંસી આવે— આપ. ૩.
મૃગ જયોં કસ્તુરી ભૂલે, ઢુંઢતાં ફ્રરાવે ;
એસી નહીં ભૂલ તેરે, કયોં અંતર લખાવે- આપ. ૪.
તેરો તું સ્વરૂપ જાન, ભૂલ કેસી લ્યાવે ;
દેવા કહે બ્રહ્મ તુંહીં, દ્વૈત કેસે રહાવે— આપ. ૫.

---

## પદ ૨૮ રાગ એજ.

રામ તો ઘટ ઘટહીં બોલે, પૂરણ ગોવિંદા ;
સો તો પ્રભુ પ્રગટ દીસે, જેસેં ભાન ચંદા. ટેક.
આપ તે જડ ચૈતન્ય કિયા, સકલ એ સંસારા ;
આપહીં સબ સંગ ડોલે, આપ રમણહારા— રામ. ૧.
રામ વિના અવર કોઇ, દીસતું નહીં આનો ;
જાંહાં હે જેસા તાંહાં હે તેસા, એકહીં ભગવાના— રામ, ૨.
ચરાચર સબકે માહીં, ખાલી નહીં ઠામા ;
તીન લોક સકલ વિષે, વ્યાપી રહ્યો રામા— રામ. ૩.
એકહીં સો રામ વિના, અવર નહીં કોઇ ;
મેં તો બિચાર દેખ્યા, ગુરૂ નેન જોઇ— રામ. ૪.
એકતેં અનેક ભયા, એ દીસતહીં પસારા ;
દેવા જન એસે જાને, જો પરાકે પારા— રામ. ૫.

---

## પદ ૨૯ રાગ એજ.

તું દયાલ તું દયાલ, તું દયાલ દેવા ;
તેરી તો અપાર લાલી, તું જાને ભેવા. ટેક.

શારદા રૂ શેષ ગાવે, પાર કો ન પાવે ;
મહિમા સો તેરો અપાર, નિગમહીં બતાવે— તું. ૧.
રૂષિ મુનિ દેવતા જે, તુમહીં કોં ધ્યાવે ;
સોહી સો સંસાર તરે, શર્ણ તેરી આવે— તું. ૨.
જે જે જિન ભાવ સેવે, તુમકો પ્રભુ જેહી ;
જન દેવા પ્રભુ કલ્પતરૂ, તાકો ફલ દેહી— તું. ૩.

---

## પદ ૩૦ રાગ આશાવરી.

ધન સા ભૂમિ જામે ભક્ત હરિકે, ધન હરિ કથા ઉચ્ચારરે ;
ધન વક્તા શ્રોતા સોહી ધન હે, ધન ધન નરને નારરે. ટેક.
ધન સો દેશ ગામ સોહી ધન હે, ધન ધન કુલ પાવનરી ;
ધન ધન દેહ ધર્યો હે મનુષ્યકો, પરમારથી જ્યોં ધનરી— ધન ૧
તીરથપતિ તીરથ હે જેતે, આવી કરે ત્યાં વાસરી ;
અચ્યુત કથા જ્યાં હોત હરિકી, સુનત મિટે જમ ત્રાસરી — ધન. ૨.
એ સતસંગ દેવકોં દુર્લભ હે, બ્રહ્માદિ સબ કોયેરી ;
ઇન સતસંગકોં સબ કો ઇછત હે, ભાગ બડે જબ હોયેરી— ધન. ૩.
પૂજા ધ્યાન ધારણા હરિકી, હરિ કીરતિ પરસંગરી ;
કહે દેવા ત્યાં કલી નવ વ્યાપે, વાસ વસે શ્રીરંગરી— ધન. ૪.

---

## પદ ૩૧ રાગ એજ.

આજ આનંદ મહા મંગલ મેરે, સંત સમાગમ પાઇરી ;
પૂરવકે મહા ભાગ કરીકે, હરિ કૃપા બની આઓરી— આજ. ૧.
હરિજન તાદ્રશ્ય રૂપ હરિકો, અંતર બીચ ન કોયેરી ;
વિચિ વારિ જયોં હરિ જન હે, દેખનેકે તન દોયેરી— આજ. ૨.
માહા જ્ઞાની જે જીવનમુક્તા, પ્રગટ પરિબ્રહ્મ રૂપ ;
તાકે સંગ અભયપદ પાયો, અબ ન પર ભવકૂપરી—આજ. ૩.

સંતનીંકોં મહાતમ કયા બરનોં, મહિમા અપરમ અપારરી ;
ધન ધન દેવા સંગ હરિજનકો,કબહુ ન હોવે હારરી—આજ. ૪.

---

## પદ ૩૨ રાગ એજ.

ધન સુદિવસ ધન ઘડી હે આજકી, સંત મિલે સુખ પાયોરી ;
કોઇ પૂરવકે સુકૃત પ્રગટે, બડે ભાગ બની આયોરી— ધન. ૧.
જનમ મરનકે ભય સબ છૂટે, તાપ સકલ ગમાયોરી ;
પરબ્રહ્મ પ્રભુ સુખકો સાગર, સોઇ સ્વરૂપ દરશાયોરી— ધન. ૨.
કાલ કર્મ અરૂ જાળ માયા કો, સુપન એહી સહજ વિલાયોરી ;
મ્હા આનંદ ભયો અબ મેરે, પરમાનંદ ઉર છાયોરી— ધન. ૩.
જીન પદકો બ્રહ્માદિક ઇચ્છે, નિગમ નેતિ કરી ગાયોરી ;
જન દેવા સદગુરૂકી કૃપાતેં, સહજહીં સહજ મિલાયોરી— ધન ૪.

---

## પદ ૩૩ રાગ એજ.

મહા મંગળ પરિબ્રહ્મ પદ અપનો, તહાં સુરતિ સહજ સમાઇરી ;
સાગરમેં જયોં સરિતા ન દીસે, એકરૂપ હોઇજાઇરી — મહા. ૧.
જબ સદગુરૂ નિજ જ્ઞાનહીં દીનો, સકલહીં ભેદ મિટાયોરી ;
તબહીં ચિન્યા ચિદાનંદ ચૈતન્ય, સકલ રૂપ સુખદાઇરી— મહા. ૨.
જીનહીંકો મહા મુનિજન ઇચ્છે, સનકાદિકસેં સદાઇરી ;
તિનહીં પદમેંવાસ કિયોહેં, સંશા સકલ વિલાઇરી— મહા. ૩.
પરાપાર નેતિ શ્રુતિ ગાવે, પરમાનંદસોં પાયોરી ;
જન દેવા સદગુરૂકી કૃપાતેં, સકલ અજ્ઞાન નસાયોરી— મહા. ૪.

---

## પદ ૩૪ રાગ સોરઠ સામેરી.

સદગુરૂ કહ્યુંરે સઘળે શ્રી હરિરે,
એવાં એવાં વચન ચડાવ્યાં મેં શીષ ;
ભરમની ભીતરે ટળી વચમાંયથીરે,
સઘળે દીઠા જગમાં જગદીશ. ટેક.

પરપંચ ટલતાંરે પ્રિછિયું પાધરૂંરે,
સઘળે વ્યાપક મારો રામ;
નેતિ નેતિરેં શ્રુતિ જેહુને સ્તવેરે,
તે પ્રગટ્યું છે સુખનું ધામ— સદ્ગુરૂ. ૧.
ન્યૂનતા ગઇરે જે મોરે હતીરે,
હવે નથી કોઇ નિંદવા જોગ;
લેહેરને સમુદ્રરે એકરૂપે થઇ રમેરે,
વસ્તુ વિશ્વમાં ભાળ્યાં લોક— સદ્ગુરૂ. ૨.
સુત્રમણિરે જેમ છે સુત્રમાંરે,
તેમ છે આતમા પિંડ બ્રહ્માંડ,
ઠામ નહીં ઠાલુંરે કોઇ હરિ વિન્યારે,
જો જો ભેદ વેદને કાન્ડ— સદ્ગુરૂ. ૩.
ચરાચર ચૈતન્યરે બ્રહ્મ પૂરી રહ્યોરે,
અકળ અખંડ અદ્વિત અનંત;
દેવા સાહેબરે એણી રીતે સમજતાંરે,
ભ્રાંતિ ટળી હવે છે ભગવંત— સદ્ગુરૂ. ૪.

---

## પદ ૩૫ રાગ એજ.

ગુણાતીત જોગીરે, ગુણ રંજે નહીંરે;
નથી કાંઇ તેહુને ભેદાભેદ;
શત્રુને મિત્રરે તુલ્ય છે જેહુનેરે,
મન સમતા શમ્યા વિધિ નિષેધ— ગુણાતીત. ૧.
અંતર અકર્તારે થઇ રહ્યું તેહુનેરે,
જેવો અકર્તા છે આકાશ;
કર્તા દ્રષ્ટેરે તે દીસે ખરૂંરે,
જેમ વાયુને ગંધનો વાસ— ગુણાતીત. ૨.
ચંદન ચડાવીરે કોઇ પૂજા કરેરે,
કોઇ ઉતારીને જાએ ચીર;

રાગ ને દ્વેષરે કાંઇ ઉપજે નહીંરે,
સમુદ્ર જેવા તે સાધુ ગંભીર— ગુણાતીત. ૩.
મૃતકની પેરેરે વિષય વ્યાપે નહીંરે,
મન ઇન્દ્રી જેણે લીધાં જીત;
નિંદાને અસ્તુતિરે તુલ્ય છે જેહને;
ગુણ ત્યાગી થયા ગુણાતીત— ગુણાતીત. ૪.
પારસમણીરે તે સંત પાધરારે,
ધાતુ જે સ્પરશે તે પલટાય;
દેવા એવારે સાધુને પરશતાંરે,
બ્રહ્મરૂપ થઇ બ્રહ્મમાહીં સમાય— ગુણાતીત. ૫.

---

## પદ ૩૬ રાગ એજ.

વચનની ચાલેરે ચાલિયા જગતમાંરે,
વચન છે વેદ ને વચન પુરાણ;
વચન ઇતિહાસરે નાના પ્રકારનારે,
વચન બીજા ગ્રંથ ને વચન કુરાણ— વચન ૧.
સંસકૃતરે પ્રાકૃત વચનમાંરે,
વચન કવિત ને છંદની જાત;
મંત્ર ને જંત્રરે સરવે વચન છેરે,
એ તો વચનનાં પ્રગટી ભાત— વચન. ૨.
વ્યાકરણ વચનરે વચન જોતિષ્ય છેરે,
વચન તે ભાષા અનેક પ્રકાર;
જે જે બોલે તે વચન જાણજોરે,
ખટ શાસ્ત્ર વચન નિરધાર— વચન. ૩.
પરા ને પારરે પૂરણ બ્રહ્મ છે,
તે તો વચનમાં ન આવે કોય.
દેવા સાહેબરે તેહને જાણીએરે,
એ પરમાણ અનુભવ સોય— વચન. ૪.

---

## પદ ૩૭ રાગ એજ.

મરમ સમજીરે યથાર્થ જાણીઊંરે,
શમ્યું સઘળું પરપંચ પાસ ;
પરિબ્રહ્મ દીઠારે પિંડ બ્રહ્માંડમાંરે,
જેનો દીસે આ પરકાશ— મરમ. ૧.
ગ્રંથ ઘણા ગાઇએરે વિવિધ વરણવીરે,
પૂરી છે પુરાણે જેહની શાખ ;
તે પ્રભુ આવીરે ઉરમાં પ્રગટ્યારે,
જેતો સદગુરુ કેરી આંખ— મરમ. ૨.
અગોચર હતું તે ગોચર થયુંરે,
ઉગ્યો અનુભવરૂપી સૂર્ય ;
અંધારૂં હતુંરે મોહરૂપી રાત્રિનુંરે,
તેહને તતક્ષણ કીધું દૂર— મરમ. ૩.
જેમનો તેમરે છે આતમારે,
ભેદાભેદ રહિત નિજ ધામ ;
ઉદય અસ્તરે ત્યાં છિન્નભિન્ન નથીરે,
દીસે ત્યાં નહીં રૂપતે નામ— મરમ. ૪
અકળ અરૂપીરે આદિ અસંગ છેરે,
અછેદ અભેદ અપરમ અખંધ ;
દેવા સાહેબરે એ પદ પરશતાંરે,
હૃદય ન ઉપજે માયા દ્વંદ— મરમ. ૫.

## પદ ૩૮ રાગ એજ.

કોઇ મ કરજોરે સંગ અસાધુનોરે,
પ્રથમ ન કરવી તેહસું પ્રીત ;
ભાવ ન રાખેરે સંત ભગવંતમાંરે,
પુંશ્ચલીના[1] પુત્રની બતાવે રીત— કોઇ. ૧.

---

૧ વંધ્યા સ્ત્રી

નિંદાને કરતાંરે તે વિસરે નહીંરે,
તેહને ન હોય કાંઇ આતમભાવ ;
બ્રહ્મ દેખે તોરે નિંદે કહો કેહનેરે,
ખોટેખોટું રમે તે દાવ— કોઇ. ૨.
મોટપણું ઇચ્છેરે મનમાં અતિઘણુંરે,
સહુને બતાવે હું તે પૂજ્ય ;
માનજોમાંરે મુજ વિના કેહનેરે,
એવા ખલ જ્ઞાની શું સમજે ગુંઝ— કોઇ. ૩.
શીખેલ સીખીરે અથવા પોતે કહેરે,
વચન વિવેકની રૂડી રાખે ચાલ ;
ગુણાતીતનીરે ગતિ આવે નહીંરે,
કહાં છે કાગ ને કહાં છે મરાળ— કોઇ. ૪.
ઉભય ભ્રષ્ટ થાયરે વાદીના વચનથીરે,
શીત થકી જેમ કમળ સૂકાય ;
અધમનો સંગરે દેવા જે કોઇ કરેરે,
જ્ઞાન ન આવે ને કરમથી જાય— કોઇ. ૫.

---

## પદ ૩૯ રાગ એજ.

દુષ્ટનો સંગરે દૂર પરહરિયેરે,
પરશ ન કીજે એક લગાર ;
હેત નહીંરે જેનું હરિજન વિષેરે,
તેહને તજીયે તેણીવાર— દુષ્ટનો. ૧.
મન ભ્રષ્ટ થાયરે ખળના સંગ થકીરે ;
તેણેકરી હરિ ભજન નવ થાય ;
અંતર આવીરે આવરણ અતિ પડેરે,
જેણેકરી શુભ ગુણ બુદ્ધિ ઢંકાય— દુષ્ટનો. ૨.
અજ્ઞાનીનો સંગરે મેસનો ઓરડોરે,
યત્ન કરતાં લાગે દાગ ;

હરિના જનરે તેથી અળગા રહેરે,
મન કર્મ વચને કરવું ત્યાગ— દુષ્ટનો. ૩.
નીચનો સંગરે શ્વાન સમાન છેરે,
રીઝે ખીઝે તો દુખદાઈ;
પ્રસન્ન થાય તોરે મુખને સુંઘશેરે,
દુઃખ પામે તો કરડી ખાય— દુષ્ટનો. ૪.
એવા અપરાધીરે જે છે જગતમાંરે,
કોઇએ ન કરવો તેનો સંગ;
કહે દેવો ભાઇરે સંગ હરિ જનનોરે,
સદાય કરવું ભજન અભંગ— દુષ્ટનો. ૫.

---

## પદ ૪૦ રાગ એજ.

જુવોને વિચારીરે અંતર આતમારે,
જે બોલે છે બોલણહાર;
તેહને તપાસીરે એણી રીતે ઓળખોરે,
રૂદયામાં તે કરો નિરધાર— જુવોને. ૧.
જે સ્થળથકીરે શબ્દ તે ઉપજેરે,
તેથકી પરિબ્રહ્મ જાણો પાર;
મન કલપીને જગ ઊભું કર્યું રે,
તેણે કરી વાધ્યો આ વિસ્તાર— જુવોને. ૨.
વાણીના કર્યારે,ચારે વેદ છેરે,
વાણી કરી બાંધ્યા સઘળા ગ્રંથ;
અઢાર પુરાણરે તે વાણી વદેરે,
વાણી પ્રગટાવ્યારે નાના પંથ— જુવોને. ૩.
મન ને વાણીરે જ્યાં પહોંચે નહીંરે,
તે તો તારૂં છે નિજ રૂપ;
દેવા સાહેબરે તેહને પ્રિછતાંરે,
કેવળ તું તે વસ્તુ અનૂપ— જુવોને. ૪.

---

## પદ ૪૧ રાગ એજ.

હરિજન સેવોરે સાચે મન પ્રેમસુંરે,
ભવ તરવાનો એ છેરે ઉપાય ;
સાધુને સંગેરે માહાપદ પામિયેરે,
પાપ તે કોટિ જનમનાં જાય— હરિજન. ૧.
મોટા હરિ જનરે આગેં જે થયારે,
તે તો પામ્યા પદ નિરવાણ ;
મહિમા તેનોરે જિહ્વા શું વરણવેરે,
પ્રગટ જોજો શાખ પુરાણ— હરિજન. ૨.
સાચો સત્સંગરે સાચા સંતનોરે,
સાચું જ્ઞાન કરે ઉપદેશ ;
તેણેકરી નાસેરે મનની ભરમનારે
સરવે છૂટે કરાળ કલેશ — હરિજન. ૩.
એવા હરિજનરે આવી ત્યારે મળેરે,
જ્યારે હોય ભાગ્ય નિદાન ;
સેવતાં સાધુરે મહા સુખ ઉપજેરે,
અંતર થકું ટળે અભિમાન— હરિજન. ૪.
બ્રહ્માદર્શી પારસ જાણવારે,
પ્રગટ પ્રભાવ નથી કાંઇ ગોણ ;
દેવા એવારે સાધુના સંગથકીરે,
ધાતુ પલટીને થાયરે સોન— હરિજન. ૫.

---

## પદ ૪૨ રાગ એજ.

ઉદય આવી થયુંરે અંતર આતમારે,
નિર્મળ જોતિ પરમ પ્રકાશ ;
અજ્ઞાન અંધારૂંરે ત્યાં ઠેહેરે નહીંરે,
મોહ નિશા તે પામી નાશ— ઉદય. ૧.

પરિબ્રહ્મ દીઠારે પૂરણ પ્રેમસુંરે,
તેજોમય શીતલ સુખરાશ ;
નિર્ભય થયાંરે નાથને નિર્ખતાંરે,
જે હરિ સઘળે વસિયા વાસ— ઉદય. ૨.
જિહાં જિહાં જોઇએરે તિહાં તિહાં શ્રી હરિરે,
પરપંચ પડલ થયાં છે દૂર ;
સંશય સઘલારે ભરમ ભાગી ગયોરે,
સ્વામી દીઠા સઘળે ભરપૂર— ઉદય. ૩.
અનંત અપારરે અસંગ અભેદ છેરે,
જોતાં જેહનો ન આવે પાર ;
આદિ અરૂપીરે બ્રહ્મ લીલા કરેરે,
તેહને જોતો નથી સંસાર— ઉદય. ૪.
વાયુ સંગે જ્યમ રહે બરાસની પૂતળીરે,
મધ્યમાં તેહનો દીસે આકાર ;
દેવા સાહેબરે એણી રીતે પ્રિછતાંરે,
બાહાર અભ્યંતર છે કિરતાર— ઉદય. ૫.

---

## પદ ૪૩ રાગ એજ.

જ્ઞાન વિચારીરે પોતાપણું પરહરોરે,
જાણો ચૈતન્ય જાણણહાર ;
દ્વૈત ઉપાધિરે સકળ પરહરોરે,
રૂદયામાં કરી નિરધાર— જ્ઞાન. ૧.
આદે ને અંતેરે એકજ બ્રહ્મ છેરે,
મધ્ય નહીં બીજું પદારથ કોઇ ;
વેદ ને પુરાણરે સહુ કો એમ વદેરે,
સંત મુખથી સાંભળીએ સોઇ— જ્ઞાન. ૨.
આ પિંડ ને બ્રહ્માંડરે સરવે જેવડરે,
તે તો જાણો અક્ષરાતીત ;

## પદ ૪૧ રાગ એજ.

હરિજન સેવોરે સાચે મન પ્રેમસુંરે,
ભવ તરવાનો એ છેરે ઉપાય ;
સાધુને સંગેરે માહાપદ પામિયેરે,
પાપ તે કોટિ જનમનાં જાય— હરિજન. ૧.
મોટા હરિ જનરે આગેં જે થયારે,
તે તો પામ્યા પદ નિરવાણ ;
મહિમા તેનોરે જિહ્વા શું વરણવેરે,
પ્રગટ જોજો શાખ પુરાણ— હરિજન. ૨.
સાચો સતસંગરે સાચા સંતનોરે,
સાચું જ્ઞાન કરે ઉપદેશ ;
તેણકરી નાસેરે મનની ભરમનારે
સરવે છૂટે કરાળ કલેશ — હરિજન. ૩.
એવા હરિજનરે આવી ત્યારે મળેરે,
જયારે હોય ભાગ્ય નિદાન ;
સેવતાં સાધુરે મહા સુખ ઉપજેરે,
અંતર થકું ટળે અભિમાન— હરિજન. ૪.
બ્રહ્માદર્શી પારસ જાણવારે,
પ્રગટ પ્રભાવ નથી કાંઇ ગોણ ;
દેવા એવારે સાધુના સંગથકીરે,
ધાતુ પલટીને થાયરે સોન— હરિજન. ૫.

---

## પદ ૪૨ રાગ એજ.

ઉદય આવી થયુંરે અંતર આતમારે,
નિર્મળ જોતિ પરમ પ્રકાશ ;
અજ્ઞાન અંધારૂંરે ત્યાં ઠેહેરે નહીંરે,
મોહ નિશા તે પામી નાશ— ઉદય. ૧.

પરિબ્રહ્મ દીઠારે પૂરણ પ્રેમસુંરે,
તેજો મય શીતલ સુખરાશ ;
નિર્ભય થયાંરે નાથને નિર્ખતાંરે,
જે હરિ સઘળે વસિયા વાસ— ઉદય. ૨.
જિહાં જિહાં જોઇએરે તિહાં તિહાં શ્રી હરિરે,
પરપંચ પડલ થયાં છે દૂર ;
સંશય સઘલારે ભરમ ભાગી ગયોરે,
સ્વામી દીઠા સઘળે ભરપૂર— ઉદય. ૩.
અનંત અપારરે અસંગ અભેદ છેરે,
જોતાં જેહનો ન આવે પાર ;
આદિ અરૂપીરે બ્રહ્મ લીલા કરેરે,
તેહને જોતો નથી સંસાર— ઉદય. ૪.
વાયુ સંગે જ્યમ રહે બરાસની પૂતળીરે,
મધ્યમાં તેહનો દીસે આકાર ;
દેવા સાહેબરે એણી રીતે પ્રિછતાંરે,
બાહાર અભ્યંતર છે કિરતાર— ઉદય. ૫.

---

## પદ ૪૩ રાગ એજ.

જ્ઞાન વિચારીરે પોતાપણું પરહરોરે,
જાણો ચૈતન્ય જાણણહાર ;
દ્વૈત ઉપાધિરે સકળ પરહરોરે,
રૂદયામાં કરી નિરધાર— જ્ઞાન. ૧.
આદે ને અંતેરે એકજ બ્રહ્મ છેરે,
મધ્ય નહીં બીજું પદારથ કોઇ ;
વેદ ને પુરાણરે સહુ કો એમ વદેરે,
સંત મુખથી સાંભળીએ સોઇ— જ્ઞાન. ૨.
આ પિંડ ને બ્રહ્માંડરે સરવે જેવડરે,
તે તો જાણો અક્ષરાતીત ;

મન બુદ્ધિ વડેરે તેહને ખોળતાંરે,
પાર ન પામે વાધે દ્વૈત— જ્ઞાન. ૩.
નામ ને રૂપરે તેવડે શૂન્ય છેરે,
તે વિરલા આતમ જાણે સંત;
મહાપદનોરે મહિમા શું કહુંરે,
કહેતાં કોઇ ન આવે અંત— જ્ઞાન. ૪.
એક સમશ્યારે સમજતાં સંતનીરે,
સઘ થાય તે બ્રહ્મ સ્વરૂપ;
દેવા આતમરે અનુભવ ઉપજેરે,
તેહને ન હોય ભવ બંધન કૂપ— જ્ઞાન. ૫.

---

## પદ ૪૪ રાગ એજ.

પરિબ્રહ્મ જાણેરે હરિજન તે ખરારે,
જેણે તજ્યું મન અહંકાર;
દેહનો સ્વભાવરે તેણે પરહર્યુંરે
ભાળે સઘળે સરજનહાર— પરિબ્રહ્મ. ૧.
કામ ને ક્રોધરે મોહ મમતા નહીંરે;
લોભતણો નહીં લાગે લેશ;
જ્યાંહાં જ્યાંહાં જુવેરે તિહાં દેખે આતમારે,
ચૈતન્ય બ્રહ્મ સઘળે સરવેશ— પરિબ્રહ્મ. ૨.
જગતનું કૃતરે કાંઇ ભાળે નહીંરે;
સકળ વિષે છે દ્રષ્ટિ સમાન;
આતમ સમાધિરે નિત લાગી રહેરે,
બહાર અભ્યંતર હરિ પરમાનંદ— પરિબ્રહ્મ. ૩.
દ્વંદ ધર્મરે વ્યાપે નહીં તેહનેરે,
વૃતિ આતમ વિષે અડોળ;
વાયુ વિનારે શિખા જેમ દીપનીરે,
એવી અતંર છે જેહને તોલ— પરિબ્રહ્મ. ૪.

જન દેવારે શ્રી મુખ ઉચરેરે,
કરૂણા કરીને કરૂં આધાર— શ્રી કૃષ્ણ. ૬.

---

## પદ ૪૬ રાગ સમયાનુસાર.

પ્રગટ વહે ઇહ ગંગા, સંતો પ્રગટ વહે ઇહ ગંગા ;
હરિકથા સંત મુખતેં નિકસી, પવિત્ર પ્રવાહ ઉતંગા. ટેક.
ત્રિવિધિ તાપ પાપ સબ નાશે, નિર્મલ હોવે કાયા ;
શ્રવણામૃત પુટ ભરી જબ પીવે, અંતર મેલ નસાયા— સંતો. ૧.
વેદ પુરાણ મહિમા ઇહ ગાવે, નદી જુગલ એ નામા ;
એક ગંગ ચરનનની કોં નીરા, દુજી કીરતિ અભિરામા— સંતો. ૨.
ઇન દ્વૈ નદી ભજે સોહી જ્ઞાની, તાકો કાલ કરે નહીં ભંગા ;
જન દેવો કહે હરિપદ પાવે, ફરી ધરે નહિ અંગા— સંતો. ૩.

---

## પદ ૪૭.

આતમ અનુભવ હોઇ, જાકોં આતમ અનુભવ હોઇ ;
પ્રગટ પહિચાને સ્વરૂપહીં અપનો, આન ન સમજે કોઇ. ટેક.
જ્યોં ખેચરહેં નભકે માંહીં, સો નભકી ગતિ જાને ;
દેહ દરશી જે જંતહી ભૂચર, સો કેસે કરી માને— જાકો. ૧.
અછતો જંત આપ ભયો હે, નિજપદ તાહી ન સૂઝે ;
પરાપાર ચિદાનંદ ચૈતન્ય, જ્ઞાન વિના કયોં બૂઝે— જાકો. ૨.
સત માનત સોહી નામ રૂપકોં, કછુએ મરમ ન પાયા ;
એ તો સબહીં આવેં જાવે, જ્યોં બાદલકી છાયા— જાકો. ૩.
સાધનહીં જે મન અરૂ બુદ્ધિ કે, નિગમ રહે બલહારી ;
જન દેવા સોહી ગુરૂમુખ સમજે, રૂદય જ્ઞાન વિચારી— જાકો. ૪.

---

## પદ ૪૮.

રામ વિના નહીં કોઇ, સંતો રામ વિના નહીં કોઇ ;
બોલત રામહીં ચાલત રામહીં, સબકો રમાવત સોઇ ટેક.
બીજ બિના તરૂવર નહીં હોવેં, બીજ ભયા બિસ્તારા ;
ઓતપ્રોત આતમ ત્યાં એકહીં, ઘાટ કંચન નહીં ન્યારા— સંતો. ૧.
સકળ વિહાર રામકે દેખો, રામ રૂપ સંસારા ;
રામ વિના કોઉ દુજા નાહીં, કરહું જ્ઞાન બિચારા— સંતો. ૨.
રામહીં કારન રામહીં કારજ, રામહીં કે સબ રંગા ;
દેવા રામ અસંગી જાનો, સોહી ધરત સબ અંગા— સંતો. ૩.

---

## પદ ૪૯ રાગ એજ.

રામ નિરંજન દેવા, ચૈતન રામ નિરંજન દેવા ;
આવન જાવન નહીં કછુ તાકોં, અકલ અખંડ અભેવા. ટેક.
સૂર્ય જેસેં તેજ પ્રકાશેં, સકલહીં પ્રભા પ્રસારી ;
નેત્ર વ્યવહાર ચલત જગમાહીં, ફિરત સબનીંતેં ન્યારી— ચૈતન. ૧.
જેસેં આકાશહીં જલકે સંગે, ભયા નીર આકાશા ;
ભૂતની વિષે અસંગી આતમ, લુપ્ત સો નાહીં વિકારા— ચૈતન ૨.
ત્રુટત ફૂટત પિંડ બ્રહ્મંડા, ઉપજ્યા અંતે નાશે ;
આતમ જ્યોંકા ત્યોંહીં સદોદિત, કાલ કિહાંતે નાસે— ચૈતન. ૩.
ખંડો ખંડ તહાં કછુ નાહીં, નિર્ભય પદ દરશાયા ;
કહે દેવો સોઇ રૂપ હમારા, ગુરૂ પ્રસાદે પાયા— ચૈતન. ૪.

---

## પદ ૫૦ રાગ એજ.

મનકા મૂલ વિચારો, સંતો મનકા મૂલ વિચારો ;
મન સો કહા હે કહાંસેં આયા, ઇહ વાત નિરધારો.

આદિ એક નિરંજન રાયા, દ્વૈત ભરમ નહીં કોઇ ;
અછતો ભયો વે સંગ દેહકે, કલપત જલપત સોઇ— સંતો. ૧.
મનહીં કલ્પી સકલ યહ કીના, જો દીસત બિસ્તારા ;
પિંડ બ્રહ્મંડ સો મનકા કિયા, મનહીં ઠહરાવનહારા— સંતો. ૨.
તીનોં લોક ભુવન ચતુરદશ, મનકે સંગે ભાસે ;
મન જબ જ્ઞાન બિચારે અપનાં, તબ યહ સુપના નાસે— સંતો. ૩.
સોહી જ્ઞાની સંત વિવેકી, કલ્પિત સબહીં મિટાવે ;
દેવા આદિ બ્રહ્મ સદોદિત, મનાતીત સોઇ પાવે— સંતો. ૪.

---

## પદ ૫૧ રાગ એજ.

દેખો શોધી શરીરા, સંતો દેખો શોધી શરીરા ;
શોધે બિન કછુ હાથ ન આવે, ભૂમિ ઢંકત જ્યોં હીરા. ટેક.
દધિકે મથે જ્યોં માખન પ્રગટેં, ઘૃત માખનતેં હોઇ ;
દેહ જડતેં ત્યોં ચૈતન પાવેં, અવર ન દુજા કોઇ— સંતો. ૧.
ગજ મુક્તાફલ જો જો કહિયેં, ગજકે શીષતેં પાવેં ;
આનહીં થલ ઉપાવ કરે કોટિ, તિનતેં હાથ ન આવે— સંતો. ૨.
છીપહીં શોધે મિલે મુક્તાફલ, શોધે બિન કછુ નાહીં ;
ગુરૂ જ્ઞાન કર દીપક દેખો, વસ્તુ ધરી ગ્રેહ માહીં— સંતો. ૩.
જહીં ખોજ્યા તિનહીં પાયા, ભેદ યાહીમેં કેસા ;
દેવા આતમબ્રહ્મ નિરંતર, સો જેસેકા તેસા— સંતો. ૪.

---

## પદ ૫૨ રાગ એજ.

રામહીં રામ ભયા હેં, સંતો રામહીં રામ ભયાહેં ;
સુનિયો ન આવે દ્રષ્ટ નહીં દીસે, તિન એ નામ લયા હેં. ટેક.
ભૂમિ ભાંડ સૂર્યકે કિરની, સાગર લેહેર સમાની ;
તંતુ વસ્ત્ર અગ્નિ દીપ જ્યોં, જેસેં હેમ અરૂ પાની— સંતો. ૧.

વાયુ વિભેદ ઘાટ કાંચનકે, રૂપ ખાંડ કે કેતા ;
સૂતમની જ્યોં લોહ હુશીઆરા, બટ જ્યોં બીજ સમેતા— સંતો. ૨.
ગગનં ત્રિધા વિધિ શરીર અવેવા, જગત બ્રહ્મ નહીં ભેદા ;
દેવા આતમ સકલ સ્વરૂપી, જાકો ગાવત બેદા— સંતો. ૩.

## પદ ૫૩ રાગ એજ.

આપા દેખે સંભારી, જબતેં આપા દેખે સંભારી ;
કલ્પિત જંત અછતો ઇહ ભાસેં, ભૂલ મિટે ઇહ ભારી. ટેક.
ભૂલ્યા ગજહીં ફટક શિલાસું, જેસેં સિંઘહીં કૂપા ;
શ્વાન કાચકે સદનહીં ભૂલ્યા, નહીં જાન્યા નિજ રૂપા— જબ. ૧.
શુક નલનીકા કપિ જ્યોં મુષ્ટિ, બિચાર બિન દુઃખ પાવેં ;
પુસ્તિ પાગ જ્યોં મનિ કંઠ ભૂલે, ચીર સુત દ્રષ્ટ ન આવેં— જબ. ૨.
પૂર્વ પશ્ચિમ, પશ્ચિમ કહે પૂર્વ, મન વિભ્રમતેં ભાંખે ;
જ્યોં ઉન્મત બકે જહાં ત્યાંહીં, નિજ વિશવાસ ન રાખે— જબ. ૩.
દરપન છાયા જલહીં સંગતેં, શબ્દ ગરજના જેસેં ;
માનત હેં અજ્ઞાની અંધે, દ્વૈત ભર્મ સબ એસેં— જબ. ૪.
મૃગતૃષ્ણા જલ સીપમેં રૂપો, જેવરી સાપન આયા ;
નીંદ લગી સુપના ઇહ સાચા, જાગે સકલ વિલાયા— જબ. ૫.
ખોજત આપા મિટહીં તાપા, દ્વૈત અજ્ઞાન નિવારેં ;
દેવા સેવા કરી સંતનકી, તત્ત્વ રૂદયમેં ધારે— જબ. ૬.

## પદ ૫૪ રાગ એજ.

બ્રહ્મવેત્તા બ્રહ્મ જાને, સંતો બ્રહ્મવેત્તા બ્રહ્મ જાને ;
દેહદરશી જે તન અભિમાની, સો કેસેં પહિચાને. ટેક.
જેસેં સર્પ ડસત હેં જિનકો, કહે નીંબ રસ મીઠા ;
તન અંહકાર લગ્યો હેં જાકો, તિન આતમહીં દીઠા— સંતો. ૧.

જેસેં કમલા રોગહીં ફિનકોં, ઉજલા મેલા ભાસે,
ક્ષીર ભોજન તાકોં વિષ લાગે, જાકો જવરહીં પ્રકાશે—સંતો. ૨.
ફિરી ખાત સો ફરતા દેખે, ભૂવ તરોવર ડોલે ;
ઐસેં જીવ અજ્ઞાને ભૂલ્યા, આપોપા નહીં તોલે— સંતો. ૩.
જ્યોં કોઇ અંગુલી દેત આંખમે, ચંદા જુગલહીં દેખે;
મતવાદી ઉલૂકહીં જેસે, આતમ સૂર ન પેખે— સંતો. ૪.
સદા સદોદિત બ્રહ્મ સચ્ચિદ્રાનંદ, સોહી સંત ઉર ધારે ;
પક્ષાપક્ષ એહી ભેદ માયાકૃત, સુપને જ્યોંહી નિવારે—સંતો ૫.
ચિત્ત નિરમલ શીતલ સમદરશી, એસા વિરલા કોઇ;
દેવા જિન્હીં આતમ ચિન્યોં, બ્રહ્મવેત્તા હેં સોઇ— સંતો. ૬.

---

## પદ ૫૫ રાગ એજ.

ઠાઠ કિયા સબ મનકા, સંતો ઠાઠ કિયા સબ મનકા;
મનહીં મૂલ સકલકો કારન, ન્યારા બિચાર હરિજનકા. ટેક.
મન ને જીવ ઇશ સોઇ કીનાં, મનકી કલપી માયા;
મનાતીત સોઇ મનમેં નાવે, કરતહીં કોટિ ઉપાયા— સંતો. ૧.
વેદ પુરાણ એ કૃત સબ મનકો, વર્ણાશ્રમ વ્યવહારા;
જબહીં પરાપારકો ચિન્હે, મિટહીં સપના સારા— સંતો. ૨.
અછતો અહંપદ મનહીં ઠહરાવેં, મનહીં ઓરકોં ધ્યાવેં;
જેસેં દરપન હોતહેં નિજ કર, ઐસેં દ્વૈત દિખલાવેં— સંતો. ૩.
દ્વૈત રહિતઅદ્વૈત અકલ પદ, મન બુધ પહોંચે ન કોઈ;
સબ સંતન મિલ નિરને કિયા, દેવા સાહેબ સોહી— સંતો. ૪.

---

## પદ ૫૬ રાગ એજ.

પ્રેમ બાજ સોં પકડયો, મન પંખી પ્રેમ બાજસેં પકડયો ;
ઉડી શકે ક્યો વિષય નભ માહીં, ઝપટ મારીકે ઝકડયો. ટેક.

દેહ તરૂમેં આગારહીં કીનાં, કરત બિષયકા ચારા ;
પ્રેમ બાજકે હાથહીં પરતેં, ભયા સંજમી સારા— મન. ૧.
અભિલાષ સો લે કરી મનકો, ચિદાનંદ ગત સાધી ;
આનંદ પરમાનંદ સો કરહીં, તાંહાં નહીં આન ઉપાધિ— મન. ૨.
રાગ અહાર કિયા સો અપના, એસેં મનકો ખાયા ;
દેવા સ્નેહ પંખી જોરાવર, હરિમેં જાઇ મિલાયા— મન. ૩.

---

## પદ ૫૭ રાગ એજ

ઘટ ઘટ બોલણહારા, સંતો ઘટ ઘટ બોલણહારા ;
આતમ રામ રમે સબમાહીં, વેદ કહે જો ન્યારા— સંતો. ૧.
સૂક્ષ્મ બીજતેં તરૂવર ઉપજે, ત્યોંહીં કારણ કિરતારા ;
પંચભૂત ઇંડ પિંડ બ્રહ્મંડા, આતમતેં બિસ્તારા— સંતો. ૨.
કારજ કારન આપહીં વસ્તુ, જો કછુ જગત પસારા ;
ઊંચ નીચ બિષે નહીં તાકેં, સોહી ભીતર સોહી બારા— સંતો. ૩.
જલતેં જેસેં હોઇ તરંગા, દીસત જલહીં આકારા ;
દેવા પરિબ્રહ્મ સકલહી પૂરન, જામે ન ભેદ લગારા— સંતો. ૪.

---

## પદ ૫૮ રાગ એજ.

ભક્તિ અંજન દ્રગ આંજ્યા, સંતો ભક્તિ અંજન દ્રગ આંજ્યા ;
ગએહેં પડલ દ્વૈત રોગકે, જ્ઞાન સરાઇસોં માંજ્યા. ટેક.
નિરમલ દ્રષ્ટિ નિરંજન દેખ્યા, અંજન ગુન અલપાના:
જેસેં પાલાતી ગમકે તપતેં, નીર ભયા નિરવાના— સંતો. ૧.
કેવલ બ્રહ્મ નિષ્કર્મ નિરંજન, જાકે રૂપ ન રેખા;
આપાપર તાકોં કછુ નાહીં વરન નહીં વેષા— સંતો. ૨.
છોડે રૂપ અરૂપકે માહીં, જાહીં જીવ સમાના;
જેસેં સરિતા સાગરકે મધ્ય, રૂપ ન દીસે આના— સંતો. ૩.

ઉપજે બિનસે ઇહ સબ માયા, નામ રૂપ સોઇ કાચા ;
દેવા સાહેબ જ્યોંકા ત્યોંહીં, સત્ સ્વરૂપ સોઇ સાચા— સંતો. ૪.

---

## પદ ૫૯ રાગ એજ.

પરમાથ પહિચાને, સંતો સોહી પરમાથ પહિચાને ;
ચિદાનંદ જે પાર પ્રકૃતિકે, સોહી રૂદેમેં આને. ટેક.
પહુંચ નહી જ્યાં મન અરૂ બુદ્ધકી, લક્ષણ સોહી સાધે ;
શુદ્ધ વિચાર કરે સોહી આત્મ, સ સ્વરૂપ આરાધે— સંતો. ૧.
દેહદરશી સ્વારથમય જાને, પરમારથ નહીં પ્રિછે ;
ધર્મ અર્થ અરૂ મનકી કામના, તિનહીંકોં નિત્ય ઇચ્છે— સંતો. ૨.
પાર બ્રહ્મ પરમારથ તત્વ, ગુરૂમુખ વિરલા પાવે ;
જન દેવા સો યાહી જગતમેં, ફરી જનમ નહીં આવે— સંતો. ૩.

---

## પદ ૬૦ રાગ એજ

જ્ઞાન નેન કરી દેખો, સંતો જ્ઞાન નેન કરી દેખો ;
એકહી વસ્તુ બ્રહ્મ નિરંતર, દ્વૈત કરી જન લેખો. ટેક.
બ્રહ્મ આદિ કીટ કુંજર લગી, સકલ રૂપ ભગવાના ;
પિંડ બ્રહ્માંડ સમષ્ટિ વિષ્ટિ, હરિ બિન કોઇ ન આના— સંતો. ૧.
જ્ઞાન ચક્ષુ નિરમલ હે જાકે, તિનહીં દરસન પાયા ;
દ્વૈત માયાકૃત સુપનેહીં જેસેં, જાગી સકલ બિલાયા— સંતો. ૨.
દેવ નિરંજન અકલ અરૂપી, ભેદ નહીં તા માહીં ;
ચૈતન શુદ્ધ સદા સદોદિત, ગ્રાહ્ય ગ્રાહક તહાં નાહીં— સંતો. ૩.
જનહીં પદકોં કલપ ન લાગેં, મન બુદ્ધ બલ હારે ;
દેવા અકલ કલા જ્ઞાનીકી, કરત યથારથ સારે— સંતો. ૪.

---

## પદ ૬૧ રાગ એજ.

મનકા માન ન કીજેં, સંતો મનકા માન ન કીજેં ;
સાર સિદ્ધાંત સકલ શ્રુતિકોં, ગુરુમુખ સમજી લીજેં. ટેક.
જહાં તહાં એકહી બ્રહ્મ નિરંતર, દ્વૈત ભેદ નિવારો ;
આતમ બિન કછુ અવર ન દીસે, સોહં બોલણુહારો— સંતો. ૧.
સબમેં બોલે સબમેં ચાલેં, એસી કલા પસારી ;
જ્યોં પાનીમેં રંગ મિલાયે, જલકી ગત સો ન્યારી— સંતો. ૨.
નામ રૂપ જાતેં સત ભાસે, તાકોં ચિતવન કરિયેં ;
જન દેવા યહ નિશ્ચય જાની, સંસા સબ પરિહરિયેં— સંતો. ૩.

---

## પદ ૬૨ રાગ એજ.

સદ્‌ગુરુ મિલિયા ભેદી, સંતો સદ્‌ગુરુ મિલિયા ભેદી ;
કરમ ભરમકે બંધન ભારી, સોહી દિયે સબ છેદી. ટેક.
દેઇ નિજ જ્ઞાન કિયા પરકાશા, મોહ તિમિર સબ ભાગેં;
જીવ લોહા કેસેં કરિ ઠહરેં, ગુરુ પારસકે આગેં— સંતો. ૧.
સદ્‌ગુરુ શુદ્ધ સાધન બતાયો, આતમ તત્વ વિચારા ;
પંચભૂત યહ નામ રૂપ જગ, આતમ સબતેં ન્યારા— સંતો. ૨.
નીર ક્ષીર જ્યોં મિલત પરસ્પર, ચિત્ત વિષય એક રૂપા ;
હંસ કલા કરી ન્યારે કિન્હેં, રૂપહીં ભયા અનુપા— સંતો. ૩.
એકહીં બ્રહ્મ ભયા દશોંદિશ, દ્વૈતિયા સહજહી નાસી ;
દેવા પિંડ બ્રહ્માંડમે પરિબ્રહ્મ, સકલહાં ઘટકે બિલાસી— સંતો. ૪.

---

## પદ ૬૩ રાગ એજ.

સદ્‌ગુરુ મિલેયા પૂરા, સંતો સદ્‌ગુરુ મિલેયા પૂરા ;
સકલ ઉપાધિ અવિદ્યા મેટે, દ્વૈત ભરમ કિયે દૂરા. ટેક.

નાવત જમદૂતહીં નેરા, મિટ્રે ભવ વારિધિ ફેરા ;
સકલ ભય દૂર લે કીના, દેવા ગુરુ ગ્યાન સુખ દીના ૪.

---

## પદ ૬૮ રાગ એજ.

અવસર તેરો પલ પલ જાવે, સુતે તુજે નીંદ કયોં આવે ;
તેરે શિર જમસા વેરી; ભજન વિના કોન ગતિ તેરી. ૧.
બડે બડે રાવનસેં રાજા, જાકે આગેં નોબતાં બાજા ;
જીત્યા સબ લોક દે ડંકા, સોહી ખાલી કરગયા લંકા. ૨.
પુષ્પકી સેજપર સોતા, સલામી દ્રષ્ટિસોં જોતા ;
કંચનસી દેહકી કાન્તિ, જરી તિન અગ્નિસોં છાતી. ૩.
કેતે ચક્રવતી જે ભૂપા, મિલ ગયે એહમેં રૂપા ;
અંતેં હે જંગલકા વાસા, જૂઠી આ જગતકી આશા. ૪.
અષ્ટાંગહીં જોગકોં સાધે, તાહીતેં આયુષ બલ વાધે ;
અમર કરે આપકા અંગા, સોહી કાલે કર દિયા ભંગા. ૫.
અમૃતકે પાનકોં કરતા, વૈમાને બેઠકેં ફિરતા ;
સુરપતિ કાલ લે છાયાં, તાહિતેં જૂઠી હે કાયા ૬.
જેસા હે પાની પરપોટા, ભરોસા દેહકા ખોટા ;
તાહાતેં વિલંબ નાંહિ કીજે, સાધુ સંગ રામરસ પીજે. ૭.
મેરે તો રામસેં મિલનાં, જહાં નહિ કાલકા કલનાં ;
એસેં તો નિશ્ચેં હમ જાની, મિલા દેવા આય ગુરુ ગ્યાની. ૮.

---

## પદ ૬૯ રાગ એજ.

જગતસોં કામ કયા તેરે, પ્રભુ ભજ મન તું મેરે ;
સમજી લે બાત હે સાચી, એહી બિનું ઓર સબ કાચી. ૧.
લોકનકી પ્રીત સબ જૂઠી, ઠાલી જ્યોં વાયુકી મુઠી ;
જાતે કછુ બેર નાં લાગે, તિમર રવિ ઉગતે ભાગે. ૨.

મુરખ જગ ભ્રમતેં ભૂલે, દેખી કુલ સંપતિ ફૂલે ;
સબી હે ઉસકી બરખા, સોહી કેસે મિટહીં તરખા. ૩.
વિષ્યનકા નેહ સબ એસા, વિલોના વારિકા જેસા ;
ઇનમેં કછુ હાથ નહીં આવે, ભજન બીનું જન્મહીં જાવે ૪.
હરિ હરિ ચિત્તમેં ધરીએ, જગ્તકી આશ ક્યા કરીએ ;
લીજે ગુરુ જ્ઞાનીકા શરના, દેવા ફિર હોઇ નાં મરનાં. ૫.

---

## પદ ૭૦ રાગ એજ.

ભજન કર ભજન કર ભાઇ, ભલા તુમ મનખા પાઇ ;
જન્મારા જાત હે તેરા, પીછે હે કાલકા હેરા. ૧.
તેરે હે પગ પગહીં જોખા, મિટે નહીં મરનકા ધોખા ;
એક દિન હોયગા એસા, માટી મિલી માટીમેં જેસા. ૨.
પૃથ્વીપર પાય જબ ધરતે, દિશિકે દિગપાલ ડરતે ;
મહા બલિ બીર ભયે કેતે, અંત્ય ક્ષય હોઇ ગયે તેતે. ૩.
ગ્રહી લે તું સંતકા ચરના, જગત અભિલાખ નહીં કરના ;
બંધન તેરે પાસ સબ તુટે, નિર્ભે હોઇ કાલતેં છૂટે. ૪.
મહિમા ભક્તિકો ભારી, લીજે સોઇ ચિત્તમેં ધારી ;
સુફલ તન જનમહીં કિયો, દેવા હરી નામ જીન લિયો. ૫.

---

## પદ ૭૧ રાગ એજ.

હરિ ભજ મન તું મેરા, મિટે તુજે જકતકા ફેરા ;
દુઃખ તેરે દૂર હોઇ જાવે, તાહીતેં પરમ સુખ પાવે. ૧
હરિ ધ્યાન રૂદેમેં ધરહીં, કાલકે જાલ નાં પડહીં ;
સુની હમ સંત મુખ બાની, બચન યહી એદકી જાની. ૨.
પાપ કોઇ નિકટ નહીં આવે, તાપ સબ તનહીંકો જાવે ;
કોટિ કરી નાશહીં જેસે, સુની ધુની સિધકી તેસે.

પરમ નિજ તત્વકોં પરશે, શીતલ બુદ્ધિ સકલ સમ દરશે ;
મુદિત ઉર જ્ઞાન પરકાશે, અંધેરા મોહકા નાશે ૪.
દેખી યહી જગતકી રચના, ઉનહીંમેં કબહુ નાં પચનાં ;
અખંડ બ્રહ્મ ધ્યાનકોં ધરનાં, દેવા કહે હોવે નહીં મરનાં. ૫.

---

## પદ ૭૨ રાગ એજ.

મુરખ મતિ જાન કછુ મેરા, શરીર એ અંત નહીં તેરા ;
દિન એક છોડી સબ જાના, સમજ ઉર એસે યહી જ્ઞાના. ૧.
જીનહી જિન દેહિકો ધરિયા, કાલવશ અંતસેં મરિયા ;
શીસા જું શૈલસેં પરહીં, ફૂટતહીં બાર નાં કરહીં ૨.
બુદબુદ હોત જ્યોં જલમેં, ફૂટી સબ જાવહીં પલમેં ;
અનિત્ય દેહિ એસેહી લેખો, ભૂલે જીને અમર કરી પેખો. ૩.
બ્રહ્માદિક દેવ હે જીતને, અતતન ધારી હે તીતને ;
શરીર સબ છોડકેં જાવે, કીટ તુલ્ય જન્મહીં પાવે. ૪.
બલવંતી મહા બલી માયા, જીવનકો જીન ભરમાયા ;
ભજન બિના જીવ જન ભૂલે, જૂઠાકોં દેખી કયા ફૂલે. ૫.
સંગ નિત સંતકી કરિયે, રૂદે નિજ ધ્યાનકોં ધરિયે ;
ફેરા ભવ ફેર નાં ફરિયે, દેવા ગુરુ ગમસેં તરિયે. ૬.

---

## પદ ૭૩ રાગ એજ.

એસી યહી જગતકી બાજી, એસીમેં હોત કયું રાજી ;
લતા જેસી પુષ્પકી ઊભી, દિના એક ચારકી ખુબી. ૧.
ઉપજ્યા સોહી કાહાવે, પદારથ અંતસેં જાવે ;
અમર નહીં દેવ કોઈ દાના, એક દિન છોડ સબ જાના. ૨.
ઉત્તમ એક લાભ એહી લીજે, હરિરસ પ્રેમસેં પીજે ;
સોઇ ભવ ફેર નહીં જનમેં, જીનકો નિજ જ્ઞાન વસે મનમેં. ૩.

આનંદ નિજ ઉપજે મનમેં, સોહી ભવમાહીં નહી જનમે ;
પ્રાણી કછુ સમજહીં જબકો, કારણ સતસંગ હે સબકો. ૪.
સાચતેં સાચકોં પાવે, ફૂડકોં નજીક નહીં આવે ;
પરમ ઉર ગ્યાન પરકાશે, ચિદ્દઘન સકલ તન ભાસે. ૫.
રવિકે ઉગતેં જેસેં, તિમર અજ્ઞ નાશહીં તેસેં ;
સંતકોં મરમ એહી સૂજે, આનકો ભેદ નહીં બૂઝે. ૬.
ગુરુ બિન ગ્યાન નાં આવે, સોઇપર સંત સમજાવે ;
દેવા કહે બચન એહી સાચા, હરિ બિન ઓર સબ કાચા. ૭.

---

## પદ ૭૪ રાગ એજ.

લગી મેરી પિયાસોં લગનાં, ભયો મન પ્રેમસોં મગનાં ;
જગત કયા કીજિયે રબકેં, રહે પ્રિય આપમેં મિલકેં. ૧.
પિયાજી મેરે નેનનતેં નેરે, મંગલ ભયો આજ ગ્રહ મેરે ;
ઉદધિ ઉર પ્રગટે સુખકો, દૂર ભયો તાપ સબ દુઃખકો. ૨.
નિગમ નિત જાકો જશ બોલે, જોગી ધરી ધ્યાનહીં ડોલે ;
શેષ સહસ્ર મુખહીં ગાવે, અનંતકો અંત નહીં આવે. ૩.
પાવે કોઇ પાર નહીં તિનકો, દુર્લભ હે દરશ ભવમેં જીનકો ;
સોઇ પ્રભુ જીયેકે જીય હે, અંગ સંગ પ્રાનતેં પ્રિય હે. ૪.
મેરા જી મન પિયેસેં માન્યા, ભયે સબ કાલકા ભાન્યા ;
કહે જો દેવા મેરી યહી મતિ હે, પ્રભુકે ચરનમેં રતિ હે. ૫.

---

## પદ ૭૫ રાગ એજ.

સદ્દગુરુ કર ગ્રહે જાકો, તારે ભવસિંધુતેં તાકોં ;
ભેદ નહીં જાનવો ઇનમેં, મિલાવત રામસોં છિનમેં. ૧.
જંત જો ચરનહીંકો જાવે, તેહીં તો પરમ પદ પાવે ;
ગુરુકે ચરનમેં સુખ હે, ઓર સબ ઠોરહીં દુઃખ હે. ૨

બ્રહ્માદિક દેવતા જોઇ, ગુરુ તુલ્ય આવે નહીં કોઇ ;
અભય મુક્તિકે દાતા, સોહી હે સકલકે ત્રાતા. ૩.
મહિમા વેદ મુખ ગાઇ, અથાહુકી થાહ નહીં પાઇ ;
ગુરુપદ પદ્દમકી સેવા, સદા મન ઇચ્છત હે દેવા. ૪.

## પદ ૭૬ રાગ એજ.

કૃપા ગુરુ જ્ઞાનીકી ચહિયે, જાને પદ પરમકોં લહિયે ;
પડે નહીં કાલકી ફાંસી, મિલે બ્રહ્મ સુખકે રાશી. ૧.
જનહી કરી જ્ઞાનકોંબૂઝે, ભક્તિકો ભેદ નહીં સૂઝે ;
જાતે જુગ વારિકોં તરહીં, ફરી અવતાર નાં ધરહીં. ૨.
જંત સબ લોકમેં ભટકે, માયાકી દોરીમેં અટકે ;
જગતે બહુત હિત રલહીં, કૃપા બિનું મુકિત નાં મિલહીં. ૩.
જાતે અજ્ઞાન સબ નાસે, નિરમલ હોત હેં આશે ;
જાતે યહો સકલ ભય ભાને, આપને નિજ રૂપકોં જાને. ૪.
કરૂણા જબ હોત હે ગુરુકી, સૂજે સબ બાતહી ધુરકી ;
કૃપા નિત માગહી દેવા, કરેં ગુરુ સંતકી સેવા. ૫.

## પદ ૭૭ રાગ એજ.

સદ્દગુરુ હે સાયબ મેરા, ભરોસા સત્ય હે તેરા ;
ભવ અગાધ હે ભારી, તિનતેં લેત હો તારી. ૧.
તવ પદ ઓટ હે જાકો, અભય કરી કોટ હે તાકો ;
ગ્રહે તબ ચરનકી શરનાં, મિટી જાય જન્મ ને મરનાં. ૨.
નમું તવ ચરનપર શીષા, ચઇતન ચિદ્દરૂપ જગદીશા ;
ભયા જયેં મન પ્રસન્ન મેરા, પ્રભુ પરસાદ કરી તેરા. ૩.
તુમહીંકોં માલુમ હે મનકી, તુમહીં સબ જાન હો જનકી ;
દેવા કહે દીનકે બંધુ, તુમારી ચરન રજ વંદો. ૪.

## પદ ૭૮ રાગ એજ.

કર તું સત્સંગહીં પ્યારે, નહીં તો જાયગા હારે ;
મનુષ્ય તન કેસેં કરી પાવે, અવસર એસા નહીં આવે. ૧.
અનેકહીં જયોનિકોં ધરિયા, ચોરાસી લાખમેં ફરિયા ;
કોટિ ઉપાય જો કરિયા, સતસંગ પાઇ સો તરિયા. ૨.
પારસ જે લોહકોં પરશે, લોહ તબ કંચન હોઇ દરશે ;
ચંદન તેં ભયે ચંદન રુપા, જાવે સતસંગ તેં દુઃખા. ૩.
શરન હે સંતકી જાકોં, તાપ નહીં લગત હે તાકોં ;
મિલાવનહાર જે હરિકે, દેવા સેવો સંત ચિત્ત ધરકે. ૪.

---

## પદ ૭૯ રાગ એજ.

ફૂલે મન ખેહોત કયા ગાવે, બાતનસેં પંથ નહીં આવે ;
વાહી ઘર સકલસેં દૂરા, પહોંચે કોઇ સંત જન શૂરા. ૧.
ઇંદ્રાદિક દેવતા સારે, બ્રહ્માદિક ખોજતેં હારે ;
દર્શન ખટ સકત હીં જાની, થકિત તહાં વેદકી બાની. ૨.
નિરંજન સકલતેં ન્યારા, પાર બ્રહ્મ પાર કે પારા ;
યહીકો ભેદ નહીં બુઝે, અનુભવી સંતકોં સૂઝે. ૩.
થકિત ભયે જોગકું સાધે, થકિત ભયે મનકું બાંધે ;
થકિત ભયે ધ્યાનસર ધ્યાની, થકિત ભયે કથત બહુ ગ્યાની. ૪.
અગમ જો કોટકી સેરી, દેખાવત સંત સોનેરી ;
દેવા ગુરુ ગ્યાનકોં માને, તબહીં નિજ બ્રહ્મકોં જાને. ૫.

---

## પદ ૮૦ રાગ એજ.

આનંદ ભયો આજ મન મેરે, દૂરહીંતેં દેખિયે નેરે ;
તાકો નેતિ વેદહીં ગાયા, સોહી પિયા આપનાં પાયા. ૧

જેહીં પ્રભુ અંતરકે જામી, તેહીં પ્રભુ સકલકે સ્વામી ;
સબહી બિધિ જાનનહારા, સોઇ પલ એક નહીં ન્યારા. ૨.
સકલ ભય મનતેં ભાગા, સાચા જબ લક્ષહીં લાગા ;
દેવા ગુરુ મિલત હે પૂરા, ભરમ સબ ભાજ ગ્યા દૂરા. ૩.

---

## પદ ૮૧ રાગ એજ.

જગત સબ રેનકા સુપના, સમજ મન કોય નહીં અપના ;
કઠિનહે લોભકી ધારા, બહે સબ જાત સંસારા. ટેક.
પતા જ્યોં ડારસે ત્રુટા, ઘડા જ્યોં નીરકા ફુટા ;
એસે નર જાન જિંદગાની, મુરખ નહીં ચેત્યો અભિમાની— જગત. ૧.
ફૂલ મત દેખ તન ગોરા, જગમેં જીવનાં થોરા ;
તજો મદ મોહ ચતુરાઇ, રહો નિશંક જગમાહીં— જગત. ૨.
કુટંબ પરિવાર સુત દારા, એક દિન હોયગા ન્યારા ;
નિકસ જબ પ્રાન જાવેગા, કોઇ તેરે સંગ નાવેગા— જગત. ૩.
જીનકોં લક્ષહેં ઘોડે, તિનકોં મોહોત નહીં છોડે ;
દાંતનમેં પાનકી બીડિયાં, એક દિન તાણેગી કીડિયાં— જગત. ૪.
સદા મત જાન આ દેહા, લગાવો નામસેં નેહા ;
કટે જમ કાલકા ઘેરા, કહે દેવા જન તેરા— જગત. ૫.

---

## પદ ૮૨ રાગ એજ.

મતી અભિમાન કર પ્યારા, હરિ ભજ રેન દિન સારા ;
કાલ શર સંધે શિર તેરે, તીતરકોં બાજ જ્યોં હેરે. ટેક.
જીવ જીન લોકહીં જાવે, કાલ તિન પિછહીં આવે ;
હરિ બિન જંત દુઃખ પાવે, તિનહીંકોં કોન છોડાવે— મત. ૧.
તેરેપર એક ભય ભારી, અકલ ગતિ કાલકી ન્યારી ;
ચેત અબ દાવ હે તેરા, ફિરે નહીં જગતમેં ફેરા— મત ૨.

પ્રભુજીકોં સમરી લે મનમેં, જનનીકે ઉદર નહિ જનમે ;
મિટે ગલે કાલકી ફાંસી, મિલે તુજે આપ અવિનાશી — મત. ૩.
પ્રભુજીકો ભજન જો કરહીં, સોગ્ર ભવ વારિધિ તરહીં ;
દેવા જીન તત્ત્વહીં ચિન્હા, જીને હરિ નામહીં લીના— મત. ૪.

---

## પદ ૮૩ રાગ એજ

તું કયા સુખ દેખ લોભાનો, એહી જગ સ્વપન કરી જાનો ;
ઇન્દ્રી વશ કરત સુર ક્રીડા, સોહી પશુ જાનહીં લીલા. ટેક.
નિદ્રા એક દુસરે અહારા. મૈથુન ભય સમજ લે સારા ;
સકલ એ જીવનીકોં સરખા, કર તું નિજ તત્ત્વકી પરીક્ષા— તું. ૧.
મૃગજલ દેખવે ત્યાંહીં, પાન કછુ કરતા હેં નાહીં ;
બીજુરી જયોં કરત પરકાશા, છિનકમેં હોત હે નાશા— તું. ૨.
ઇહી વિધ જાન લે માયા, સ્થિર નહીં બાદલકી છાયા ;
ચલાચલી કરત પંથ જાતા, બટાઉ જેસા તેરા હે નાતા— તું. ૩.
સદ્‌ગુરુ બહોત સમજાયા, તેરા તુજે રૂપ દેખાયા ;
જથારથ વાત કહી તેરે, દેવા ગુરુ હેતુ ભયે મેરે. તું. ૪.

---

## પદ ૮૪ રાગ એજ.

રાતા મન રામજીસેં મેરા, ફરે કર્યાં જગમેં ફેરા ;
પાયા પિય દર્શહીં જબતેં, ભયા મન નિર્ભય તબતેં. ટેક.
ભયા જી મેરે મનકા ભાયા, પરચા પિય દર્શકા પાયા ;
લગન પ્યારે પિયસેં લાગી, પ્રીતિ હેરી પૂર્વકી જાગી— રાતા. ૧
જાકું કે મુનિ ધ્યાન ધર ધ્યાવે, નિગમ જાકે નેતિ જશ ગાવે ;
મિલ્યા હમપી સોઇ અપના, મિટ્યા હય મોહકા સ્વપના— રાતા. ૨.
તાપ સબ ત્રાસી ગયે તનકે, મનોરથ સિદ્ધ ભયે મનકે ;
ગયે દુઃખ ભાંજી સબ દૂરી, હૃદય પરતીત ભઇ પૂરી— રાતા. ૩.

કરી કૃપા જગતગુરુ જબહીં, શીતલ ભયા મેરા મન તબહીં ;
કરો પદ પદ્મકી સેવા, મુદિત મન કહત યોં દેવા— રાતા. ૪.

---

## પદ ૮૫ રાગ એજ.

પતંગી રંગ ક્યોં રાતા, તેરે જગ દેખતે જાતા ;
બાદલકી છાંય હય છિનસી, પલકમેં જાત હે વિણસી. ટેક.
જલામલી કરત યોં જાની, પાત પરી ઓસકા પાની ;
જગતકી બાત સબ એસી. રહે કોય અંત નાં એસી— પતંગી. ૧.
રહ્યા નહીં પ્રિયવૃત્ત રાજા, તજ્યા તિન લોકહીં સાજા ;
ચિરણજીવી લોમશ માનો, સોહી ભયો કાલકો ખાનો— પતંગી. ૨.
નિરગુન દેહ ધર જોઇ, જગતમેં અમર નહીં કોઇ ;
અમર સોહી પાર બ્રહ્મ પાવે, જીતતે ફેરી જન્મ નૈ આવે- પતંગી. ૩.
સતસંગ બ્રહ્મકી શ્રેની, અનેક અગ કાષ્ટકી બેની ;
તિનતેં કર સંતકી સેવા, મિલે તુજે પરિબ્રહ્મ દેવા— પતંગી. ૪.

---

## પદ ૮૬ રાગ એજ.

જગતહી બંધનકી પાસી, કરત ક્યોં ઇનકી આશી ;
દેખી મોહે આવત હાંસી, હરિ ભજ મન કરિ પ્યાસી. ટેક.
દોરી એક ત્રિગુનકી પ્રસરી, જીવનીકોં બાંધ કીએ વશરી ;
ઉપાવહીં બોત કર થકહીં, કૃપા બિન છૂટ નાં સકહી— જગતહી. ૧.
આશા જવ એહ સબ છોડે, હરિકે પદ પદ્મ ચિત્ત જોડે ;
કરમકે બીજ તબ જરી હે, ફરી અવતાર નહિ ધરી હે- જગતહી. ૨.
અચરજ એક હે ભારી, ભવ એહ મૃગકો વારી ;
પશુ બુદ્ધમાં નહીં પાની, જથારથ સંતની જાની— જગતહી. ૩.
જૂઠેકા કછુ મરમ નહીં જાને, મેરા મેરા ભૂલ કર માને ;
દેવા ગુરુ મિલહીં સો જબતેં, પ્રાની કછુ સમજહીં તબતેં—જગતહી. ૪.

---

## પદ ૮૭ રાગ એજ.

બરન ઇન બાવનકે માંહીં, નિરંજન આવતા નાહીં;
કરે જણ સંતકી સેવા, મિલે તબ તિનહીંતેં ભેવા. ટેક.
પંડિત પઢી કરત હે બોધા, આપકા આપ નહિ શોધા;
સંગ્રહ વૃત કરત જૂઠી હે, પઢેકી તો વેઠ ઊઠી હે— બરન. ૧.
ગ્રંથ કી સાખ બહુ આની, કહત હે કીર જો બાની;
પરિગ્રહ હોત ક્યોં પ્યારા, સાધન હે દ્રવ્યકા સારા— બરન. ૨.
બ્રાહ્મણ નિજ બ્રહ્મકોં જાને, સાખ સોહી વેદકી માને;
કહ્યો ત્યોં વરતહીં જોઇ, પિંડિત જન જાનિજે સોહી— બરન. ૩.
તજે પરત્રિયકી કામા, લિયે નવ પરદ્રવ્યકો નામા;
દેવા સોહી સંત જન કહિયે, તાકે સંગ પરમ પદ લહિયે- બરન. ૪.

---

## પદ ૮૮ રાગ સારંગ.

મન તું કર સાધુનો સંગ, વળી વળી નાવે આવું અંગ. ટેક.
અનેક જન્મ તેં આગે ધરિયા, કીટ પશુ પતંગ;
તે માટે હું કહું છું તુજને, ભજ એવા શ્રીરંગ— મન તું. ૧.
કોટિ તીરથનું એહજ ફળ છે, કાશી પરાગ ગંગ;
સતસંગ પરવા માહીં નાતાં, નિરમળ થાએ અંગ— મન તું. ૨.
જે સાધુને શરણે આવે, મનામાં ધરી ઉમંગ;
કહે દેવો તે હરિને પામે, કાળ કરે નહીં ભંગ— મન તું. ૩.

---

## પદ ૮૯ રાગ એજ.

મન તું કર સાધુની સેવા, તુંને મળે નિરંજન દેવા . . ટેક.
જયમ ચંદન સંગે ચંદન થાએ, હોય વૃક્ષ જો કેવાં;
એમ સાધુનો સંગજ કરતાં, તતક્ષણ થાએ તેવા— મન તું. ૦

જેમ કલ્પતરૂને છાંયે બેસી, જે જે ઇચ્છે લેવા ;
મનની ઇચ્છા થાએ પૂરણ, કરે મનોરથ જેવા—　　　　મન તું. ૨.
તે માટે સતસંગજ કરવો, ટાળી મન અહંમેવા ;
કહે દેવા તે હરિને પામે, પૂરણ બ્રહ્મ અભેવા—　　　　મન તું. ૩.

---

### પદ ૯૦ રાગ એજ.

ભાઇ સંગ સાધુનું કરવું, નિત્ય નિયમ એહ આચરવું.　　　　ટેક.
સાધુ જનનો મોટો મહિમા, તેને તે અનુસરવું ;
ભવસાગરનો પાર પામીને, તતક્ષણમાં તરવું　　　　ભાઇ ૧.
સાધુ જનની સંગત વિના, કયાંહી નથી ઠરવું ;
ચૌદ લોકમાં જ્યાં જાએ, ત્યાંહાં ન મૂકે મરવું—　　　　ભાઇ. ૨.
ભાઇ નિત સાધુની સંગત કરીએ, જ્ઞાન હૈયામાં ધરવું ;
કહે દેવો તે હરિને પામે, મિટે ચોરસી ફરવું—　　　　ભાઇ. ૩

---

### પદ ૯૧ રાગ એજ.

મુરખે હરિભજન નવ કીધું, અમૃત ઢોળીને વિષ પીધું.　　　　ટેક.
મુક્ત મારગથી અળગો પડીને, વિષય માર્ગ જઇ લીધું ;
પોતે તો પોતાને લઇને, જમને હાથે દીધું—　　　　મુરખે ૧.
કથા કીરતન કાંઇ નવ સુણ્યાં, માયા રંગે રીધું ;
કહે દેવો તે હરિ ભજ્યા વિણ, કોઇ કારજ નવ સિધું—　　　　મુરખે. ૨.

---

### પદ ૯૨ રાગ એજ.

મુરખ હઠનો કરતલ હોડી, એતો પર નિંદ્યાનો કોડી.　　　　ટેક.
કથા ટાંણે નવ આંખ ઉઘાડે, જો જગાડીએ ઘોડી ;
નિંદ્રાટાણે તત્પર થૈ બેસે, ઊંઘ ન આવે ઓડી—　　　　મુરખ. ૧.

દોષ પોતાનો કાંઇ નવ દેખે, બીજાં માંયથી કાઢે ;
પરનિંદા ને ભાટ કટારી, ગળું પોતાનું વાઢે— મુરખ. ૨.
ભાઇ રેંણીમાં રહી શકે નહીં, ઠાલું ડાપણ ડોળે ;
કહે દેવો તે મરમ ન સમજે, અંતર કાંઇ નવ ખોળે— મુરખ ૩.

---

## પદ ૯૩ રાગ એજ.

મન તું ભજી લે આતમારામ, તેણે સુધરે તારૂં કામ. ટેક.
જીવને તમે જાણજો ભાઇ, એ ઠરવાનું ઠામ ;
સાધુ જનની સંગત વિના, કયાંય નથી વિશ્રામ— મન તું. ૧.
સાધુ જનને શરણે રહેવું, તજવું વિષય આરામ ;
મુક્ત સુખ તેહને મળે છે, ત્રૈલોકે અભિરામ— મન તું. ૨.
સાધુ સંગે સર્વ નીપજે, પહોંચે મનની હામ ;
કહે દેવો તે હરિને પામે, કાંય ન બેસે દામ— મન તું. ૩.

---

## પદ ૯૪ રાગ એજ.

મન તું ભજને કેવળ હરિ, આવો અવસર નાવે ફરી. ટેક.
દેવતાઓને દુર્લભ છે તે, મનુષ્યા દેહ તેં ધરી ;
તે માટે સાધુને સંગે, સમરણ લેવું કરી— મન તું. ૧.
ભવસાગર તરવાને કાજે, એ છે હોડી ખરી ;
કોઇએ ન બૂડે એમાં બેઠા, સમરી લે નરહરિ— મન તું. ૨.
સત સંગથી જે છેટે રહે છે, તે ન બેસે ઠરી ;
કહે દેવો તે હરિ કયમ પામે, માયામાં આવરી— મન તું. ૩.

---

## પદ ૯૫ રાગ એજ.

મન કર હરિજન સાથે પ્રીત, તેણે થાશે તારી જીત. ટેક.

જેને સંગે સુબુદ્ધિ ઉપજે, નાસે સકલ અનિત ;
તેનાં ચરણ સદા સેવિયે, અંતર નિરમલ રીત— મન. ૧.
જે સાધુને શરણે આવે, જો હોએ ભયભીત ;
તેના તાપ તતક્ષણ જાએ, અગ્નિ સંગે જયમ શીત— મન. ૨.
પરસ્પર મળી હરિ ગુણ ગાતાં, આનંદ આવે ચિત્ત ;
કહે દેવા તે હરિને પામે, અંતર થાય અદ્વૈત— મન. ૩.

---

## પદ ૯૬ રાગ એજ.

મન તું ચાલ સંતની ચાલ, તારૂં પોતાપણું સંભાળ. ટેક.
એણે મારગ જે અનુસરિયા, જપતાં શ્રી ગોપાલ ;
તેને પ્રભુજી કરૂણા કીધી, પરાભવે નહીં કાલ— મન તું. ૧.
મનતણું અભિમાનજ મૂકી, નિશ્ચે એવું ઝાલ
ગુરુ તેજ સાક્ષાત હરિ છે, બીજા સંશય બાળ— મન તું ૨.
બાહેર દ્રષ્ટિ જયાં જયાં જાએ, તેને પાછી વાળ ;
કહે દેવા સાધુને સંગે, મનની મમતા ટાળ— મન તું. ૩.

---

## પદ ૯૭ રાગ એજ.

મુરખે જનમ ધરી શું કર્યું, ગુરુનું વચન હૈયે નવ ધર્યું. ટેક
જયમ ત્યમ તાણી મેલી માયા, ઘર પોતાનું ભર્યું ;
તે તો જાત મનુષ્યની નોએ, કીડી જયમ સંઘર્યું— મુરખે. ૧.
તેહના દિન ગયા ધંધામાં, પરિશ્રમ ઉગર્યું ;
હરિ ભજન વિણ ગયું છે ઠાલું, તેનું કારજ નવ સર્યું— મુરખે. ૨.
ભાવ રાખી જેણે હરિ ગુરુ સેવ્યા, તેહ જગતમાં તર્યું ;
કહે દેવા તે હરિને પામે, તેનું અંતર ઠર્યું— મુરખે. ૩.

---

## પદ ૯૮ રાગ એજ.

મુરખ મમતા કરીને મોયું, કાંઇ હૃદય વિચારી ન જોયું. ટેક.
પરમેશ્વરસું પ્રીત ન રાખી, ચિત્ત ચિંતામાં પ્રોયું ;
તેહને મુક્ત સુખ કહાંથી, ગારે ગારો ધોયું— મુરખ. ૧.
રતન ચિંતામણી માનખો તે, સંગ વિષયને ખોયો ;
સાધુ સંગથી છેટે રહીને, જનમાંતર વગોયો— મુરખ. ૨.
અજ્ઞાન રૂપી નિદ્રામાહીં, જીવ સદાઇ સોયો ;
કહે દેવો એક હરિ ભજયા વિણ,જન્મ જન્મ તે રોયો— મુરખ. ૩.

---

## પદ ૯૯ રાગ એજ.

જે સેવા સંતની કરશે, તે ભવસાગરને તરશે. ટેક.
આ સંસાર સમુદ્ર દુસ્તર, તેહને તે પરહરશે ;
જનની કેરી ઉદર આવી, ફરી નહીં અવતરશે— જે. ૧.
જમકિંકરના ભયથકી ભાઇ, તે તો કાંઇ ન ડરશે ;
નિરભય થઇને અભય પદ પામે, કારજ તેહનું સરશે— જે. ૨.
ભાઇ જે સાધુને શરણે આવે, અંતે તે ઉગરશે ;
કહે દેવો તે હરિને પામે, ચોરાસી નહીં ફરશે. જે. ૩.

---

## પદ ૧૦૦ રાગ એજ.

મન તું ચેતી લે ને ચતુર, જગ તો વેતા પાણીનું પૂર. ટેક.
ચક્રવર્તિ તે ચાલી ગયા છે, કેટલા દાતા શૂર ;
કાળતણી જે આવ્યા દાઢમાં, થઇ ગયા છે ચૂર. મન તું. ૧.
જગતમાં આવી જે જે ઉપજે, અંતે જાય જરૂર ;
જે થયા તે સ્થિર કયમ રેશે, જયમ આંબાને બૂર— મન તું. ૨

નિત્ય સાધુની શરણે રહેવું, એ ભક્તિનું મૂળ ;
કહે દેવો તે કહીએ ચળે નહીં, જેહને હરિ હજુર— મન તું. ૩.

---

## પદ ૧૦૧ રાગ એજ.

મુરખ ભૂલીને કહે છે મારૂં, જોને એહમાં શું છે તારૂં. ટેક.
કીધું હરિનું તે થાએ છે, બળ નહીં બીજા સારૂં ;
અજ્ઞાને રિપાડી લે છે, ઠાલું માથે મારૂં— મુરખ. ૧.
જયમ શ્વાન શકટ હેઠે ચાલે, મને અભિમાનજ આણે ;
એટલી સૂજ મુરખને નાવે, ગાડાંને કોણ તાણે— મુરખ. ૨.
કરતા ભરતા શ્રી હરિ છે, તેને ભજીને લીજે ;
કહે દેવો સાધુની સંગે, અમૃત રસ નિત્ય પીજે— મુરખ. ૩.

---

## પદ ૧૦૨ રાગ એજ.

મન તું સેવા સાધુની કરરે, ફરી આવું નહીં અવસરરે. ટેક,
સંત સેવ્યા તેણે પરિબ્રહ્મ સેવ્યા, જ્ઞાન હૈયામાં ધરરે :
જે શરણે આવે તે તરિયા, નથી કાળનો ડરરે— મન તું. ૧,
પૂરણ મને પ્રતીતજ રાખી, ગુરુ ચરણે અનુસરરે ;
પરમાનંદની પ્રાપ્તિ થાએ, ભવસાગર એમ તરરે— મન તું. ૨.
એ વચન તે મનમાં માની, મુખ બોલે હરિહરરે ;
કહે દેવો નિજ રૂપ વિચારી, એમ થાય સૌ અમરરે— મન તું. ૩.

---

## પદ ૧૦૩ રાગ એજ.

સંત સેવે તે સાચું ભાઇ, ભાઇ સંત સેવે તે સાચું ;
સંત સમાન તે કોઇ ન આવે, બીજું ઉપાય કાચું. ટેક.

સાધન કરી કરી સ્વર્ગજ પામે, કાળ તિહાં નહીં મૂકે;
જન્મ મરણની પરંપરા જે, કહિયે ન તેને ચૂકે— સંત. ૧.
સાધુ ચર્ણકમલની સેવા, પૂરે ભાગ કોઇ પામે;
તેને ટળે અજ્ઞાન અંતરથી, દેહના દુઃકિત વામે— સંત. ૨.
સાધુ સંગ જે મેલી કરીને, અન્ય ઉપાય કરશે;
કહે દેવો તે જનને ભાઇ, સંશય કયમ પરહરશે. સંત. ૩.

---

## પદ ૧૦૪ રાગ એજ.

મન આ હરિ ભજનની ઘડી, તુંને મોટે ભાગ્યે જડી. ટેક.
ચારે ખાણ ને લક્ષ ચોરાસી, તે આવ્યું આથડી;
પરમ રત્ન મનુષ્યા દેહ પામ્યો, સમી ઠાગ એ પડી— મન. ૧.
કામાદિક જે દોષ છે તુંમાં, તેને કાઢ તું તડી;
નિર્ભય થા સાધુને સંગે, કાળ ન મારે હડી— મન તું. ૨.
ભજન કરતાં ભય સર્વે ભાગે, નહિ આડી ત્યાં છડી;
કહે દેવો તે હરિને પામે, એ છે મુક્તિ રોકડી— મન તું ૩.

---

## પદ ૧૦૫ રાગ એજ.

મુરખે હરિ ભક્તિ નવ જાણી, બેડો પક્ષ પોતાનો તાણી. ટેક.
સાખી શબ્દ શીખી લે છે, મનગમતી તે વાણી;
જેમાં હરિનો હાંસલ નહીં, તે ઠાલું મથવું પાણી— મુરખે. ૧.
કરમ ધરમ કેહને નવ માને, ભ્રાંતિ હૈયે આણી,
તે હરિને કેઇ પેરે જાણે, કરે જ્ઞાનની હાણી— મુરખે. ૨.
મુરખ મરે પણ મોક્ષ ન પામે, જીવત નરક નિશાણી;
કહે દેવો જેણે સંત ન સેવ્યા, તેની એહ એધાણી— મુરખે. ૩

---

## પદ ૧૦૬ રાગ એજ.

મન જો હરી વિશ્વંભર રાચે, ત્યારે તારૂં શું ઉપાચે. ટેક.
અજગર એકજ ઠામ રહે છે ભક્ષ પોતાનો ખાચે ;
ભરણ પોષણ હરિ કરે છે, તે સહુને પહોંચાચે- મન. ૧.
પંખી પશુ તે કામ કરે નહીં, કોઇ ન વણઝ વિહાચે ;
નહીં કો તેને લેતલ દેતલ, ત્યાંહાં કરે છે સ્હાચે- મન. ૨.
એવું નિશ્ચય જાણી રહેવું, જ્ઞાન રૂદે ઠહરાચે ;
કહે દેવો તે હરિને પામે, સંશય સઘળા જાચે- મન. ૩.

---

## પદ ૧૦૭ રાગ એજ.

મન તું માયામાં લોભાણું, આ છે હરિ ભજ્યાનું ટાણું. ટેક.
હરિ ભજવા નવ થાયે નિવારો, માયા પૂર તણાણું ;
ચાલ્યું જાય ચોરાસી માંહીં, ભરવા ચારે ખાણું- મન તું ૧
ભાઇ ગુરુનાં વચન સાંભળીને, માહીં મન ન વીંધાણું ;
તેહને જ્ઞાન કાંઇ નવ સૂઝે, જેનું હૃદય છે પાણું- મન તું ૨.
હરિ ભજે તે મોહોટા કહિયે, હું તો એટલું જાણું ;
કહે દેવો તે હરિને પામે, કાંઇ ન બેશે નાણું- મન તું ૩.

---

## પદ ૧૦૮ રાગ એજ.

મન તું જોને નિરમળ આશે, એ તો પ્રભુ છે તારે પાસે. ટેક.
જે છે અંતરજામી સહુનો, સકળમાંહીં પરકાશે ;
પંચભૂતમાં જે છે પ્રેહેરક, તેણે કરી તું ભાસે. મન તું. ૧.
અણછતું નામ રૂપ છે આડું, ખરે વિચારે નાશે ;
રવિરૂપી જયારે જ્ઞાનજ પ્રગટે, તિમર અજ્ઞાન એ ત્રાશે— મન તું. ૨.

પૂરણ બ્રહ્મ વ્યાપક છે સઘળે, પિંડ બ્રહ્માંડ પ્રકાશે ;
કહે દેવો એ પદને પામો, ગુરુ વચન વિશ્વાસે— મન તું. ૩.

---

## પદ ૧૦૯ રાગ એજ.

જેનો હરિજનસું અનુરાગ, તેનાં પૂરણ મોટાં ભાગ ટેક.
કામરૂપી છે અગ્નિ જેહને, અંતર લાગી આગ ;
તેહ જીવને શીતળ થવાને, સંત મેઘને માગ— જેનો. ૧.
સંત વિના એ સકળ લોકમાં, નહીં શાન્તિનો જાગ ;
હરિજન સંગે મહા સુખ ઉપજે, દુઃખનો થાએ ત્યાગ— જેનો. ૨.
તે માટે સાધુને સંગે, કોઇ ન લાગે દાગ ;
કહે દેવો તે હરિને પામે, એ જીત્યાનો લાગ— જેનો. ૩.

---

## પદ ૧૧૦ રાગ એજ.

મારા શ્રી ગુરુ પરમાનંદ, તમોને પૂજું રે ;
છો ઇષ્ટ અમારા ગુરુદેવ બીજો નહીં બૂઝું રે. ટેક.
ગુરુ તમને કરું પરણામ, દોય કર જોડીરે ;
એવી જનમ મરણની બીક નાંખો તોડીરે— મારા ૧.
ગુરુ તમે છો દીનદયાળ, તમને જાચું રે ;
આવી વસજો મારા મનમાંય, કહું છું સાચું રે— મારા. ૨.
અમને જાણી પોતાનાં બાળ, ઉછંગે તેડોરે ;
માહામંત્ર સુધા સમાન, શ્રવણે રેડોરે— મારા. ૩.
ગુરુ ભક્તિ તારી પાવન, અમને આપોરે ;
મુને જાણી પોતાનો દાસ, દૃઢ કરી થાપોરે— મારા. ૪.
ત્યારે ગુરુએ કીધી મ્હેર, ભક્તિ આલીરે ;
તે શિવ સરીખાને વાત, અંતરમાં વ્હાલીરે— મારા. ૫.
ત્યારે ગુરુએ બતાવ્યું બ્રહ્મપિંડ, અખંડ બ્રહ્માંડરે ;
ત્યાં બીજી પૂરીછે શાખ, વેદ ને કાન્ડેરે— મારા. ૬.

જેમ સુરજનું તેજ પ્રતિબિંબ, બહુધા ચળકેરે ;
તેમ આતમ સરવેમાંય, ઘટોઘટ ઝળકેરે— મારા. ૭.
સ્થાવર જંગમ કેરી માંહ્ય, વસીને રહ્યા છોરે ;
સ્થૂળ સૂક્ષમ કેરાં અંગ, પોતે થયા છોરે— મારા. ૮
ચૌદ ભુવન ને ત્રૈલોક, રહ્યા છો પૂરીરે ;
અણું ઠામ ન ઠાલો કોય, હાજરાહાજુરીરે— મારા. ૯.
જળ થળ વન ને બાગ, ઘટા વહુ વેલીરે ;
સરિતા સાગર સોય, સામ્રથ ફેલીરે— મારા. ૧૦.
જેને ગાય પૂરાણ પ્રચંડ, તેહ બહુ નામીરે ;
તે સરવેમાં ભાસ્યો ઇશ, સહુનો સ્વામીરે— મારા. ૧૧.
અંતર ટળીઓ આજ, નિરંતર જાણીરે ;
ધન્ય ધન્ય મારા સદ્દગુરુ દેવ, ધન્ય તારી વાણીરે— મારા. ૧૨.
ભવસાગરમાં વહી જાત, તેને તો ઓધાર્યોરે ;
મારા સદ્દગુરુ પકડી બાંહ્ય, કાઢયો મુને બારોરે— મારા. ૧૩.
અજનમા ને અવિનાશ, કોમળ વપુ ધારોરે ;
સદ્દગુરુરૂપે ભરમ, દ્વંદ નિવારોરે— મારા. ૧૪.
નામ વિભૂતિ ગુરુ એવ, સુખના સિંધુરે ;
કહે દેવો વારમવાર, તેને વંદું રે— મારા. ૧૫.

---

## ધારકો ભક્ત

**સંવત ૧૮૦૦ માં હતો.**

### પદ ૧ રાગ વેરાડી.

જીવ તારી શી ગતિ થાશેરે, માયામાં ગોથાં ખાશેરે ;
ચતુરાઇ ચૂલે પડીરે, હરિને ભજ્યા નહીં ઘડીરે. ૧.
આવીને તેં શો લાભ લીધોરે, ખોટાનો વેપાર કીધોરે ;
હરીની તો સેવા ન જાણીરે, પાપની પીલી ઘાણીરે. ૨.
માયામાં મૂઓ રળીનેરે, બેઠો કંકોડી દળીનેરે ;
વિષયામાં ઘણોજ મહાલ્યોરે, અવળે મારગે ચાલ્યોરે. ૩.

પરનારી દેખીને મોહ્યોરે, તપાસી તેં ભેદ ન જોયોરે ;
ઉંચા મંદિરને મેડીરે, વેપારની ચાલે છે પેઢીરે. ૪.
લાખે તો લેખાં કરતોરે, રૂદે રામ નામ ન ધરતોરે ;
સાધુનો તેં સંગ ન કીધોરે, આવ્યાને ન આદર દીધોરે. ૫.
લાંબી સોડ ઘાલીને પોઢયોરે, આવ્યો એવો ગયોજ દોડયોરે ;
દ્વારકો કહે છે તમનેરે, જીતો તમે આવતા જનમનેરે. ૬.

---

## પદ ૨. શીખામણ, ચોપાઇ.

તું કાં ભૂલ્યો સમજુ થઇ, મૂઢમતિ મતિ તારી ગઇ ;
લખ ચોરાસી ફેરા ફર્યો, કેમ નામ હરિનું વિસર્યો. ૧.
જ્યારે હતો તું ઉદર માંહીં, પરિબ્રહ્મ તેં પોકાર્યો ત્યાંહીં ;
તહાં હરિતણું સમરણ કીધ, તે શામળિયે ચિત્તમાં લીધ. ૨.
પૂરે માસે આવ્યો બહાર, વિસરી ગયા તને મોરાર ;
ઉદરનાં દુઃખ અળગાં કર્યાં, પછે સુખ સંસાર ધર્યાં. ૩.
માત પિતાને વાહલું બાળ, રમવા જાય કરે બહુ આળ ;
વઢવાડો તો લાવે ઘણી, નિશાળેથી ઉતર્યો ભણી. ૪.
એટલે આવ્યું વેવિશાળ, પરણ્યો વર્ષ થયાં જ્યાં બાર ;
સોળે વર્ષે આવી સાન, વીસે વર્ષે વળિયાં વાન. ૫.
નારી સાથે માન્યું મન, રળવાને તું લાગ્યો ધન ;
વરણાગીમાં વાંકો ફરે, નવાં નવાં બહુ પ્રાક્રમ કરે. ૬.
ડાહ્યો ડાહાપણ સમજુદાર, બાંધ્યા ઘરના માથે ભાર ;
વેપાર વણજ કરિયા બહુ, લાગ્યું છે એ જોવા સહુ. ૭.
ત્રીસ થયાં ચાળીસની ઝામ, તોય નથી ભજતો શ્રી રામ ;
ધંધામાં નવરો નવ થયો, અવસર બાધો એળે ગયો. ૮.
પંચાશે તો આવ્યાં પળિયાં, મોંનાં ડાચાં સરવે મળિયાં ;
ફૂલી જેમ કરમાયે ફૂલ, થયું છે તન તો તેની તુલ્ય ૯.
સાઠે વરસે નાઠી સાન, કાંઇ થયા છે બેહેરા કાન ;
ઘરને લોકે સરવે કહ્યું, ડોસાનું તો ડાહાપણ ગયું.

સીતેર વરસ વીત્યાં સહી, ગતિ બોલવાની નવ રહી ;
તોય ઉદરમાં જોઇએ અન્ન, માયામાં લલચાયું મન. ૧૧.
લેખું લેશે રાજા ધર્મ, કહે અલ્યા શાં કીધાં કર્મ ;
મરણ તણી છે માથે ખોડ, માટે પ્રીત પ્રભુથી જોડ. ૧૨.
સંભારે તે સુખમાં રહે, સાધુજન શીખામણ કહે ;
પાણી પેલી બાંધી પાળ, દ્વારકા તું તારૂં સંભાળ. ૧૩.

---

## પદ ૩ રૂચિરા છંદ. ચેતવણી.

ચેતી લે ચેત્યાનો અવસર, ફરી ફરી ક્યાં મળશેરે,
જોબન જાતાં વાર ન લાગે, જરા આવીને ઢળશેરે ;
ઢળશે ત્યારે નહિ રહે ધારણ, થર થર કાયા ધ્રુજેરે ;
માયાની અંધારી નાંખી, તેમાં કાંઇ નવ સૂજેરે. ૧.
સૂજે ક્યાંથી ? સમજણ નથી, કુટુંબ કબીલે વાહ્યોરે ;
અવળે સવળે બંધે બાંધ્યો, હાથે શું બંધાયોરે ;
કહો ભાઇયો એને શું કહિયે, મૂરખ મન નવ આણેરે ;
દુર્મતિ અગળ કાંઇ ન સૂજે, આપે આપ વખાણેરે— ૨.
મોહે ભરિયો મત્સર ભરિયો, અજ્ઞાને અંજાયોરે ;
નારી સાથે નેહ ઘણોને, ઘણા ઘણાને ધાયોરે ;
ધાયો ત્યાં તો ધૂળ મળ્યુંને, ગાંઠે ન મળે કોડીરે ;
ઠાલા હાથે ઠાલા જાવું, શીદ મરોછો દોડીરે— ૩.
સંસારી સુખ જોવા ખાતર, અંતે સઘળું ખોટુંરે ;
આગળ અવસર આવો આવે, દારૂણ દુઃખ છે મોટુંરે ;
ખોટામાંથી ખરૂં કરી લે, તે તું બાંધને તાણીરે ;
સાધુ જનની સેવા સજને, ભજને સારંગપાણિરે— ૪.
એ શીખામણ માન્યા સરખી, માની લેજો કોઇરે ;
આવ્યા છો તો લાભ કમાવા, જાશો મુડી ખોઇરે ;
ખોઇને જાશો ખત્તા ખાશો, કેમ કહ્યું નથી કરતારે ;
અન્નમાટે અથડાતા હિંડો, પેટ પાપથી ભરતારે— ૫.

પરનિંદાનો ખાડો પૂરો, કેમ પડે છે જાણીરે ;
જાણીને તેં બાંધ્યું તાણી, જૂઠી વાત વખાણીરે ;
એક ઘડી એકાંતે બેસી, હરિનું નામ ન લીધુંરે;
અમરિતનો રસ અળગો મૂકી, ઝેર હળાહળ પીધુંરે— ૬.
પીતાં પૂરણ તું ન ધરાયો, જોયું નહીં વિચારીરે ;
કહે દ્વારકો રામ ભજીલો, નહિ તો જાશો હારીરે ;
સંવત અઢારસેં પૂરામાં, કારતક સુદિ દશમીરે ;
શીખામણ સુણી હરિજન હરખે, વિમુખ જીવને વસમીરે— ૭.

---

# ધનદાસ.

## અર્જુન ગીતા.

### સરસ્વતી છંદની ચાલ પદ (૧)

શ્રી ગુરુ પ્રતાપે ગાઇયે, કિરપાતે સાધુ જન ;
પરિબ્રહ્મ મારો આતમા, મારૂં મન તે અર્જુન ;
અર્જુન સુણો ગીતા સાર, પાંડવ માનજો નિરધાર— ૧.
અર્જુને એમજ પૂછિયું, સાંભળો વૈકુંઠરાય ;
એક સાર ગીતા કહો મુને, નિજ ભક્તનો મહિમાય—અર્જુન. ૨.
ત્યારે શ્રીહરિ એમ ઓચર્યો, અર્જુન ધરજો મન ;
એ સાર ગીતા સાંભળે, અવતાર તેનો ધન્ય— અર્જુન. ૩.
ચૌદ લોક તે વશ માહરે, બ્રહ્માંડ કેરો ભાર ;
તે ધન્ય મારા દાસને, રાખે હૃદય મોઝાર— અર્જુન. ૪.
જળ મધ્યે જેછે પદ્મ, તેને સ્પર્શ નહીં લગાર ;
તે ચિન્હ મારા ભક્તનાં, વળગે ન વિષય વિકાર— અર્જુન. ૫.
સંસારસું સરસો રહે, ને મન મારે પાસ ;
સંસારમાં લોપાય નહીં, તે જાણ મારો દાસ— અર્જુન. ૬.
મુજ ભક્ત તે મુજને ભજે, હૈયે હોય હેત હમેશ ;
તો મુક્ત તેને જાણિયે, જે કરે ન કોઇનો દ્વેશ— અર્જુ.

કર માહીં તુલસી કરણુ તુલસી, કંઠ તુલસી હાર ;
બહુ તિલક છાપાં શોભતાં, મુજ ભક્તને શણગાર— અર્જુન. ૮.
મારા સાધુને જાણે નહીં, પાખંડ પૂજે લોક ;
જે દંભ આડંબર કરે, તે જાણું સર્વે ફોક— અર્જુન. ૯.
ઉત્તમ વરણ થઇ નહીં ભજે, ચંડાળ કહિયે તેહ ;
ચંડાળ થઇ મુજને ભજે, તે જાણ મારો દેહ— અર્જુન. ૧૦.
મુજ ભક્ત કેરે કારણે, અવતાર લીધા દશ ;
હું નિરંજન ને નિરાકૃતિ, મને ભક્તે કીધો વશ્ય— અર્જુન. ૧૧.
વળી ધર્મ કેરે કારણે, હું ગયો વસમે વન ;
રાવણો મારી રાજ આપ્યું, વિભીષણ રાજન— અર્જુન. ૧૨.
દુર્વાસા રૂષિયે દુભિયો, મુજ આતમા અમરીખ ;
ભય ચક્ર મેલી છેદિયો, મેં ભલી લગાડી શીખ— અર્જુન. ૧૩.
બળિરાયને મેં બાંધિયો, દેવોની કીધી સાર ;
પાતાળ આપ્યું રાયને, ત્યાં હું રહ્યો છડીદાર— અર્જુન. ૧૪.
ગોકુળ વિષે હું અવતર્યો, શિર પીંછ ધરતો મોર ;
ખાતો હું માખણ તસ્કરી, જગમાં કહેવાયો ચોર— અર્જુન. ૧૫.
મા જસોદાયે બાંધીયો, હું જોડી ઊભો હાથ ;
હું દીન થયો તે દાસનો, ચૌદે ભુવનનો નાથ— અર્જુન. ૧૬.
વળી ઇંદ્ર જ્યારે કોપિયો, ત્યારે કોય ન આવ્યું આડ ;
ગોકુળ રાખ્યું રેલતું, ગોપી લડાવ્યાં લાડ— અર્જુન. ૧૭.
સોળસેં સ્ત્રીઓમાં હું રમ્યો, મારો કોઇ ન જાણે ભેદ ;
મારા ભક્ત કેરે કારણે, મને કહે લંપટ વેદ— અર્જુન. ૧૮.
વિરંચી વાછરૂ હરી ગયો, તે કરી ગયોજ અધર્મ ;
હું નવાં નિપાવી લાવિયો, મારો કોય ન જાણે મર્મ— અર્જુન. ૧૯.
મામાને હું મળવા ગયો, ત્યાં મળી કુબજા નાર ;
થોડાંક ચંદન કારણે, મેં આપ્યું રૂપ અપાર— અર્જુન. ૨૦.
વળી પ્રથમ પોળે પેસતાં, પરિયટે દીધી ગાળ ;
મેં મારીને વસ્તર લીધાં, સોહાવિયા ગોવાળ— અર્જુન. ૨૧.
વળી ત્યાંથી આગળ ચાલતાં, માલણે લાવી હાર ;
મેં અર્થ સાધ્યો એહનો, આપ્યાં પદારથ ચાર— અર્જુન. ૨૨.

વળી માર્ગમાં નાપિક મળ્યો, ને આપ્યું દર્પણ હાથ ;
પૂર્યા મનોરથ તે તણા, મેં રાખ્યો મારી સાથ— અર્જુન. ૨૩.
સંબધી જનને જે હણે, ચંડાળનો તે અંશ ;
મારા ભક્ત કેરે કારણે, મેં માર્યો મામો કંસ— અર્જુન. ૨૪.
મેં સુદામા સંતોખિયો, કાંગનાં કારણ કાજ ;
સંપત્તિ આપી તેહને, નવ નિધિ સુદ્ધાં રાજ— અર્જુન. ૨૫.
એકવાર વિદુર ઘેર જઇ, આરોગી ભાજીપાન ;
મેં લાડ પાળ્યાં દાસનાં, રાજાનાં મોડ્યાં માન— અર્જુન ૨૬.
કૌરવનું કુળ સંહારિયું, મેં સાર્યો તારો અર્થ ;
હું ચૌદ ભુવનનો રાજિયો, મેં હાંક્યો તારો રથ— અર્જુન. ૨૭.
એકવાર વનમાં હું ગયો, ત્યાં વન હતું ઘનઘોર ;
મેં ભાવ જોયો ભીલડીનો, ખાધાં એઠાં બોર— અર્જુન. ૨૮.
અમે ઘણા મળી ગોવાળિયા, રમતા ગયા માહાવન ;
બહુ ભાવ જોઇ રૂષિનારનો, અમે જાચી લીધાં અન્ન— અર્જુન. ૨૯.
પ્રલ્હાદ પિતુએ પરભવ્યો, મેં થંભ પૂર્યો વાસ ;
તે દુષ્ટને વિદારિયો, ઉગારી લીધો દાસ— અર્જુન. ૩૦.
વળી ધ્રુવને દુઃખ પમાડિયો, ને કાઢિયો વનવાસ ;
તે બાળકે મને વશ કર્યો, ધન્ય ધન્ય મારો દાસ— અર્જુન. ૩૧.
ચંદ્રહાસ ને હરિશ્ચંદ્ર રાજા, ભક્ત મારા તેહ ;
પડે વિપત્ત પણ નહીં વીસરે, મારા મુકુટના મણિ એહ —અર્જુન. ૩૨.
જ્યારે સુધનવાને નાંખ્યો તાતે, તેલ બળતી ઝાળ ;
મારા દાસને ઉગારિયો, સંભારતાં તતકાળ— અર્જુન. ૩૩
દ્રુપદીનાં પટકુળ કાઢિયાં ,હું પાસ નહીં તે કાળ ;
મારા દાસને વેળા પડી, ત્યારે તુર્ત કરી સંભાળ— અર્જુન. ૩૪.
પંચાળીને જ્યાં પરભવી, પાસે હતા પંચ વીર ;
મારા દાસને મેં પૂરિયાં, નવસેં નવાણું ચીર— અર્જુન. ૩૫.
એક કોળીએ કૌતક કીધું, ને લીધુ મારૂં રૂપ ;
રાજાની કન્યા પરભવી, પરદલ કોપ્યો ભૂપ— અર્જુન. ૩૬.
મેં ત્યાં જઇને શું કર્યું, મારૂ તેજ મૂક્યું માંય ;
પરદલનો પરાજય કર્યો, મારૂં બિર્દ પાળ્યું ત્યાંય— અર્જુન. ૩૭.

અજામેલ તે મહા પાતકી, ગામિકી ગુણકા જેહ ;
જે સ્મરણ કરતાં માહરૂં, વૈકુંઠ પામ્યો તેહ— અર્જુન ૩૮.
ગજરાજને ગ્રાહે ગ્રહ્યો, ત્યાં લીધું મારૂં નામ ;
ત્યાં એક કરતાં બેઊનાં, અર્જુન સિધ્યાં કામ— અર્જુન. ૩૯.
હુંમાં ને મારા ભક્તમાં, અંતર ન હોય લગાર ;
મુજ ભક્તને ઓળખે નહીં, તે ભૂલી ભમે સંસાર— અર્જુન. ૪૦.
મારા ભક્ત સુખી તો હું સુખી, દુખી તો દુખી હું જાણ ;
મારા ભક્તને કોઇ પરભવે, તો મને લાગે બાણ— અર્જુન. ૪૧.
છે સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, જળ થળમાં મારો વાસ ;
સુણ ઈંદ્રસુત તુજને કહું, હું થકી અદકો દાસ— અર્જુન ૪૨.
હું જોગ યજ્ઞે નહિ મળું, નહિ તપ તીરથ કે દાન ;
અર્જુન મહિમા જાણજો, મારૂં ભક્તિથી છે જ્ઞાન— અર્જુન ૪૩
હું ભક્તને સંગે ફરૂં, મને ભક્તનો આધાર ;
અર્જુન મહિમા જાણજો, કેહેતાં ન આવે પાર— અર્જુન. ૪૪.
હરિભક્ત મહિમા સુણી અર્જુન, પામ્યો હરખ અપાર ;
મૂર્છિત થઇ અવની પડયો, નેત્રે વહે જળ ધાર— અર્જુન ૪૫.
આ ગીતાને જે અનુભવે, જે ગાય નરને નાર ;
અર્જુન એવું જાણજો, તે પામે પદ નિરધાર— અર્જુન ૪૬.
એ ભક્ત મહિમા માહરો, કોણે કળ્યો નવ જાય ;
જેનું ભાગ્ય હોય તે અનુભવે, ધનદાસ ગીતા ગાય— અર્જુન. ૪૭.

---

# ધનાજી.

## પદ ૧. રાગ કાફી.

રામ બાણ લાગ્યાં હોય તે જાણે, મુરખ મમત રહ્યા નિત તાણે. ટેક.
ધ્રુને લાગાં પ્રલ્હાદને લાગ્યાં, ઠરી બેઠા તે ઠેકાણે ;
શુકદેવજીને ગર્ભમાંહી લાગાં, જે વેદ પુરાણે વખાણે— રામ. ૧.
મોરધ્વજ રાજાનાં મન હરવાને, હરિ આવ્યા જે ટાણે ;
મસ્તક ઉપર કરવત મેલ્યાં, પુત્રને પત્ની બે તાણે— રામ. ૨.

મીરાંબાઇ ઉપર રાણોજી કોપ્યા, અંત આણવા પરાણે ;
વિષના કટોરા મીરાંબાઇયે પીધા, અમૃત થયા તે ટાણે— રામ. ૩.
નરસીં મેતાની હુંડી સ્વીકારી, શામળશા થઇ નાણે ;
કુંવરબાઇનાં મામેરાં પૂર્યાં, ધનોજી ધીરજ આણે— રામ. ૪.

---

# ધીરમદાસ.

## પદ ૧. ગરબી.

છોગાંવાળો છબીલો લાલ છેલ છેરે
એતો ખાંતે કરીને રાસ ખલેશેરે— ટેક.
લટકાળો લાલન વેણુ વાયછેરે
ત્યાં ગાંધર્વ ગુણી ગીત ગાયછેરે— છોગાં. ૧.
વૃંદાવનના ચોકમાં ચમર ઢળેરે,
મંગળ મૂરતી મનોહર મનહરેરે— છોગાં. ૨.
રવિકોટ શશી શોભા ધનશ્યામનીરે,
કાને કુન્ડળ ઝબુકે જેમ દામનીરે— છોગાં. ૩.
એવી રમત માંડીછે રંગ રૂપમાંરે,
રાસ અખંડ અનોપછે અનુપમાંરે— છોગાં. ૪.
ગોપી ગાન તાન સાન કરે માનમાંરે,
ફરે કુદડી તાળી મારે તાનમાંરે— છોગાં. ૫.
વાજે મોચેર મૃદંગ તાલ હીંચનીરે,
જામા ઝરકસીને પાઘડી છે પીંછનીરે— છોગાં. ૬.
આંજી આંખડી અણિયારી દીસે કામણીરે,
બાંહ્ય બેરખાને રાખડી રળિયામણીરે— છોગાં. ૭.
દેવ જોવા આવ્યા તેણે સમેરે,
પાયે નેપુર ને ઘુઘરા ઘમઘમેરે— છોગાં. ૮.
અખંડ રૂપ રંગ રાસમાં અમર ઝરેરે,
થા થા થૈ થૈ કરેને પગલાં ભરેરે— છોગાં. ૯.

રૂડો રંગ જામ્યો તે અતિ રાસમાંરે,
રાત શરદનીને ચંદ્રમા આકાશમાંરે— છોગાં. ૧૦.
અધર અટપટાને વાંસળીછે વાંસનીરે,
ચાલ ગજ ગતિને હલક લાવે હંસનીરે— છોગાં. ૧૧.
પાય ઝાંઝરને ઘુઘરા ઘમકેરે,
વેણુ વાહલો સોહિયેને ચાલે ચમકેરે— છોગાં. ૧૨.
ગોકળ ગામની ગોપીને કંઠે કર ધર્યોરે,
મોર પીંછનો મુકુટ શામે શિર ધર્યોરે— છોગાં. ૧૩.
રમે રાસ અવિનાશી કૃષ્ણ રાધિકારે,
શોભે ચાંદલો કપાળ લાલ સાધિકારે— છોગાં. ૧૪
વ્રજ વિનતા રમે સઘળી સહીરે,
દાસ ધીરમને કાનની કૃપા થઇરે— છોગાં. ૧૫.

---

# ધીરો.

(વડોદરા પ્રગણાના સાવીગાડેડા ગામનો ભાટ).

સંવત ૧૮૮૪માં હતો.

## પદ. ૧. રાગ કાફી.

અકળ ગતિ તારીરે, પૂરણ બ્રહ્મ બ્રહ્મચારી.
તારો મર્મ ન જાણે રે, જોગિંદ્ર મોટા જોગધારી. ટેક.
અકળ ગતિ તારી અલબેલા, મર્મ ન જાણે ભેદ :
કર્મ દાન દયાળ દાખલા, હાર્યા વિરંચીના વેદ,
પાછા વાળી લાવ્યા રે, અસમાને ઉતારી— અકળ. ૧.
જઇ યજ્ઞમાં હરિયે અવની માગી, લઘુ રૂપ ગોપાળ ;
વામનરૂપ ધર્યું પાતળિયે, બળિને ચાંપ્યો પાતાળ ;
પ્રભુ પેર ન જાણી રે; પ્રતિહાર રહ્યા પાસી— અકળ ૨.
પાણીમાં પાળ બાંધી પુરૂષોત્તમ, રાવણ હણ્યો તતખેવ ;

દશ મસ્તક હરિયે હાથે હણ્યાં, એવા દેવાધિ દેવ ;
જાનકીને લાવ્યા રે, રામા અવતાર ધરી— અકળ ૩.
કોટિ કૌતક કર્યાં કૃષ્ણજીએ, દાવાનળ પીધો દયાળ ;
ધણી ધીરાના ધીરજવંત છો, ગોવર્ધન ધર્યો કૃપાળ ;
કાળિ નાગ નાથ્યો રે, ઉપર કરી અસવારી— અકળ. ૪.

---

## પદ ૨ રાગ એજ.

અઘનો નાસે એટલો રે, રણછોડ તમે રમો રમો ;
દેવ ડાકોરનો ઠાકોર રે, મન ક્રમ વચને નમો નમો. ટેક
બોડાણાનું બિરદ પાળવા, ગોકુળ કરી ગુજરાત ;
લાવનારને વૈકુંઠ આપી, હરિ ડાકોરના થયા નાથ ;
હવે ભાવતાં ભોજન રે, જુગતે જમો જમો— અઘનો. ૧.
દ્વારામતિયે અતિ અનુપમ, કીધું ડાકોર ગામ ;
ચૌદ લોકની ચળકી આણી, કીધું ચાર ધામનું ધામ ;
ભગતનું ભાગ્યું રે, દયાળ દુઃખ ખમો ખમો— અઘનો. ૨.
અંગે અગણિત પહેરો આભૂષણ, હરિ જેવી ઉપજે રૂચી ;
વસ્ત્ર વિવિધ જરકસી ઓઢો, પ્રિય પ્રેમીજન શુચી ;
ચંદન બાપનાં ચરચો રે, ભૂલો નહીં સમો સમો— અઘનો ૩
અડસઠ તીર્થના અધિપતિ, હરિ નિર્ધનિયાનું ધન ;
રાંકની રિદ્ધિ સિદ્ધિ રાજ અમારા, ત્રિકમ અપંગના તન ;
ગોપીને ગુણીજન રે, ગોવિંદ ગમો ગમો— અઘનો. ૪.
અનુભવિયાનો અંતર દેવ તું, રાજ મહારાજ કૃપાળ ;
કૃષ્ણ સ્વરૂપે કાળને કરડો, દામોદરજી તમે દયાળ ;
સંભાળો સંત સ્વામી રે, દુષ્ટ ને દમો દમો— અઘનો. ૫.
અવનિ નભ અપ તેજ વાયુમાં, વ્યાપી રહ્યા રે વિશ્વેશ ;
દશ દિશા ને સ્થાવર જંગમ, પાતાળ માંહે પ્રવેશ ;
ધીરા બ્રહ્મદેશ ભૂલ્યા રે, તે ભૂતળે ભમો ભમો — અઘનો. ૬.

---

## પદ ૩ રાગ એજ.

હોલોહોલી કહે છે રે, પ્રભુજી મારી વારે ચઢો ;
બચ્ચાં મારાં માંહેરે, તળે આવી ભીલ ખડો. ટેક.
બાણ તાણીને ઉભો પારધી, ઉપર આવ્યો બાજ,
પોલારમાંથી સર્પ નીસર્યો, તેણે તો સરિયાં કાજ ;
ગરૂડનો ગામી રે, હરિ બિરદદાર બડો— હોલો. ૧.
વિનતિ સુણી વિઠ્ઠલ પરવરિયા, સાપ માંહે નિરવાણ,
બિલને ડેંસતાં પારધીના, તતક્ષણ લીધા પ્રાણ ;
બાણ છૂટયું ત્યાંથી રે, બાજ આવી હેઠો પડયો— હોલો. ૨.
જુઓ હરિ કેવા સંકટ મોચન, બચ્ચાં બચાવ્યાં કૃપાળ,
કાળું કરનારનું કરતો કાળું, એવો એ દીન દયાળ ;
કાળનો કાળ કાળો રે, પ્રલ્હાદની વારે ચડયો— હોલો. ૩.
કઠણ વેળાએ કારજ કરશે, ભજન કરો ભય જાય,
સ્વામી સેવાનું ફળ અમોલે, અંતસમે કરે સહાય,
સહાય હરિ ધીરા રે, કાળ સામો તડુકયો-- હોલો. ૪.

---

## પદ ૪ રાગ એજ.

કપોતની કહે છે રે, કંથ મારૂં કહ્યું કરો ;
સિચાણાનો ભય છે રે, પારધીએ બાણ ભર્યાં. ટેક.
અહીંથી ઉડી અળગાં રહીયે, આ દેશ તજી ઉપદેશ,
મર્મ વચન પિયુ મારૂં રે માનો, અસત્ય નહિ લવલેશ ;
પ્રમાદ પ્રભુ મૂકોરે, રાંક વેણ રૂદે ધરો— કપોત. ૧.
કપોત કંથ કહે કાયર કામની, હોનાર પદારથ હશે,
શત્રુનું સાલ સેજમાં ટળશે, કરતાનું કર્યું થશે ;
હૃદયે હરિ રાખો રે, કૃષ્ણ કૃષ્ણ ઉચ્ચરો— કપોત. ૨.
જીવ જાયે ઘટેં ઘટ ગોવિંદ, પલકે અંક પ્રમાણ,
ડગમગતા તમે દિલથી રે ટાળો, સંભારો સારંગ પાણ ;
ચિંતા નવ રાખો રે, દિલથી ના ડરો ડરો— કપોત. ૩.

અહિ ડસ્યો પારધીને પાયે, છૂટયો બાણ તે વાર,
ઉડયું શિર સિચાણા કેરૂં, એવા કૃષ્ણ કૃપાળ કરતાર ,
ભાવે ગુણ ભાંખો રે, ભવજળ તરો તરો— કપોત. ૪.
તન તરૂવર પ્રાણ પંખડો, નિવૃત્તિ કપોતની નાર,
અહંકાર અહિ ને જરા પારધી, ક્રોધ સિચાણો નિરધાર ;
ધીરા મુકુંદ મધુ સૂદન રે, પલક ન રાખો પરો— કપોત. ૫.

---

## પદ ૫ રાગ એજ.

દુનિયા તો દિવાની રે, બ્રહ્માંડ પાખંડ પૂજે,
કરતા વસે પાસે રે, મુરખતે નવ બુજે— ટેક.
જીવ નહીં તેને શિવ કહી માને, પૂજે કાષ્ટ પાષાણ ;
ચૈતન્ય પુરૂષને પુંઠ રે મૂકે, એવી આંધી જગતજાણ,
અર્કને અજવાળે રે, પારસમણિ નવ સૂઝે— દુનિયા. ૧.
પત્થરનું નાવ નીરમાં મુકો, સોવાર પટકો શીષ,
કોટિ ઉપાયે તરે નહિ તેતો, બૂડે વશા વીશ ;
વેળુમાં તેલ કયાંથી રે, ધાતુની ધેનુ કેમ દૂઝે— દુનિયા. ૨.
અંતર મેલ ભર્યો અતિ પૂરણ, નિત નિર્મળ જળમાં ન્હાય,
સાપ ડસીને દરમાં પેઠા પછે, રાફડો પૂરે શું થાય ;
ઘાયલ ગતિ ઘાયલ રે, જાણીને જ્ઞાની ઘાવ રૂઝે— દુનિયા. ૩.
દૂર નથી નાથ છે નજીક નિરંજન, પ્રગટ પિંડમાં તું પેખ,
દિલ સુધાર દિદાર તારો પછી, તારા હૃદયમાં દેખ ;
ધુરંધર ધણી ધીરાનો રે, જગતમાં ઝાહેર ઝુઝે— દુનિયા. ૪.

---

## પદ ૬ રાગ એજ.

જેને રામ રાખે રે, તેને કોણ મારી શકે,
અવર નહિ દેખું રે, બીજો કોઇ પ્રભુ પેખે. ટેક.

ચાહે અમીર ભીખ મંગાવે, ને રંક કરે તે રાય,
સ્થળને સ્થાનકે જળ ચલાવે, જળ સ્થાનક સ્થળ થાય;
તરણાનો તો મેરૂ રે, મેરૂનો તૃણ કરી દાખવે— જેને. ૧.
નીભાડાથી બળતાં રાખ્યાં, મંઝારીનાં બાળ,
ટિટોડીનાં ઈંડાં ઉગાર્યાં, એવો છે રાજ રખવાળ;
અંતવેળા આવો રે, પ્રભુ તમે તેની તકે— જેને. ૨.
બાણ તાણીને ઊભો પારધી, સિચાણો કરે રે તકાવ,
પારધીને પગે સર્પ ડસિઓ, સીચાણા શિર નહિ ઘાવ;
બાજ પડયો હેઠો રે, પંખી ઉડી ગયાં સુખે— જેને. ૩.
ગજ કાતરણી લઇને બેઠા, હરજી તો દીન દયાળ,
વધે ઘટે તેને તો કરે બરાબર, સૌની લે સંભાળ;
ધણી તો ધીરાનો રે, હરિ તો મારો હિંડે હકે— જેને. ૪.

---

## પદ ૭ રાગ એજ.

ભરપૂર ભાસે રે, બ્રહ્મજ્ઞાની કયમ ભટકે,
અનુભવ અજવાળું રે, આતમા દ્રષ્ટિ કયમ અટકે. ટેક.
થાવર જંગમ સચરાચર, પશુ પંખી જંતુ જીવ,
પોતે કરતા પોતે હરતા, સબ ઘટ દેખ્યા શિવ;
ભ્રમણા તો ભાગી રે, અલખ લે લાગી લટકે— ભરપૂર. ૧
મહા મેંડકીએ મણિધર માર્યો, સમુદ્ર પી ગયો મીન,
અજાએ આભને ઉદરમાં રાખ્યું, એમ ધણી પ્રજાને આધીન;
ખગેં બાજ જડખ્યો રે, શ્વાન ભોથી સિંહ સટકે - ભરપૂર ૨
નાવડી ઉપર નીર ચડી ચાલ્યું, જેમ ચરૂપર ચડિયો ચૂલ;
અસ્વાર ઉપર તોરંગ ચડિયો, એ તો ભારે ભૂલવણીની ભૂલ;
કાયરે ક્રોધ કીધો રે, જોદ્ધાને ઝાલીને પટકે— ભરપૂર. ૩.
ધણીના ધાર્યા વિના વસ્તુ ઘડાણી, જેમ કાદવે ઘડયોરે કુંભાર,
કીડી કુંજરને નૃત્ય કરાવે, એમ સોનાએ ઘડયો સોનાર;
ચિત્ત ચોટી ધીરો રે, ચડયો તે રંગ કયમ ફટકે— ભરપુર. ૪.

## પદ ૮ રાગ એજ.

હીરાની પરીક્ષારે, ઝવેરી હોય તે જાણે.
મુરખ મનમાં મોટા રે, અજાણે ઉતારણ આણે. ટેક.
ગગ મરી બરોબર મૂરખ જન જાણે, ગોળ ખાંડ એક ઘાટ.
પુષ્પની વાસના પત્ર ન જાણે, એવો જગત ભગતનો ઠાઠ ;
સોવાર સમજાવું રે, પતીજ તોય નવ આણે— હીરાની. ૧.
મૂરખ હાથે હીરલો લાધ્યો, તે છાંણ સાથે વેચાય,
કોઇક જાણ મળ્યો તેણે ઝડપીને લીધો, તો તેની કિંમત થાય ;
ગુણ ગાયે ઝવેરી રે, પૂરણ પરમાણે— હીરાની. ૨.
ભક્ત થયા પણ ભેદ ન જાણ્યો, કરે તરવાનો ઉપાય,
તન જોગી મન કંચન કામની, એવે તરણે કેમ ઉતરાય ;
ઘર ધંધાની ઘાણી રે, તેમાં તેલિયા તાણે— હીરાની. ૩.
જાગ જગન જપ તપ ને તીરથ, તેમાં સહુથી મોટો સતસંગ,
ચંદન ડાળે વેલ થઇ વીંટાણો, તોય વિષ ન તજે ભોરંગ ;
ધીરા શોધી હીરો રે, રટ રાત દિવસ વહાણે— હીરાની. ૪.

---

## પદ ૯ રાગ એજ.

અનુભવી આવો રે, જ્ઞાન ગતિ ઘડનારા,
ભેદ બતાવો રે, બ્રહ્મમાંહે ભળનારા. ટેક.
કહો પવનનું મૂળ અમોને, ક્યાંથી આવ્યું મન,
ઠીક કરી ઠેકાણું બતાવો, ક્યાં રહે છે મન પવન ;
શબ્દ ક્યાં ઉઠે રે, ગગનના ચડનારા— અનુભવી. ૧.
નાદ બુંદનું રૂપ બતાવો, ક્યાં રહે છે જીવ,
જુજવા અરથ કરી બતાવો, શા રૂપે છે શિવ ;
અખંડ જ્યોતિ ઝળકે રે, બ્રહ્મ ભેદ છે ન્યારા— અનુભવી. ૨.
પ્રગટ પિંડ પડયો પૃથ્વી પર, જીવ શિવ જોની ક્યાં જાય,
નાદબુંદ મન પવન સુદ્ધાં, સરવે ક્યાં સમાય ;

રીત બતાવો રે, અગમ વાત વદનારા— અનુભવી ૩.
અનુભવી આવો ભેદ બતાવો, વિશ્વંભર વિસ્તાર,
લાંબો પોહોળો ને પચરંગી, કેવો છે કિરતાર ;
ધણી તો ધીરાનો રે, સ્વામી સરજન હાર— અનુભવી. ૪.

---

## પદ ૧૦ રાગ એજ

કળિયુગ તો આવ્યો રે, દુનિયામાંથી ઘટી દયા,
મોટા મોટા મ્હાજન રે, લક્ષપતિ લોભી થયા. ટેક.
ધરતીમાંથી ધરમ ગયું, પાપનું વાધ્યું પૂર,
પરજન્ય તો પાંગળા થઇ વરસે, મેહની થઇ અકચૂર ;
ધરતી એ રસ ચોર્યો રે, વાવ્યા કણ વણસી ગયા— કળિયુગ ૧.
શૂરાનું શૂરાપણ ગયું, ગયું સતીનું સત;
વેદી ભેદી પંડિત પુરાણી, સહુની મટી ગઇ મત ;
કળજુગનું એવું કારણ રે, લોભમાં લાગી રહ્યા— કળિયુગ ૨.
પૃથ્વીમાં પાખંડ પૂજાયે વિપ્ર કરે વેપાર,
સંન્યાસી ધન સંચરવા લાગ્યા, પતિવૃતા નહિ નાર ;
સત્ય નાં જડે સોધ્યું રે, અસત્યના ઓઘ થયા— કળિયુગ. ૩.
છત્રપતિ તો વાચાને ચૂકે, તે દુઃખ કોને કહેવાય,
કથા તો કુપાત્રની સુણશે, પ્રશ્ન તો ગરૂડાને પુછાય ;
દાસ ધીરો કહે છે રે, જ્ઞાની તેતો અંધ થયા— કળિયુગ. ૪.

---

## પદ ૧૧ રાગ કાફી.

સલિલ મન સંકટ રે, હરિ ભજનમાં ભંગ પાડે,
તજીયે સંગ તેનો રે, બુદ્ધિ તો બીજાની બગાડે. ટેક.
દૂધ સાકર વિષધરને પીવરાવીએ, તોય ન મૂકે મુખથી ઝેર,
પાલણ પોષણ એનું નિત નિત કરિયે, કોઇ દિન કરે કાળોકેર ;
જાતીનો સ્વભાવ ન ટળેરે, પોંત તો પોતાનું દેખાડે— સલિલ. ૧.

જે ઘર હરિ ભજન નહીં, તે ઘર કહિયે સમશાન,
કથા કીર્તન કાને ન સાંભળે, તે નર પશુ પ્રમાણ;
ધિક્ ધિક્ એની જનની રે, એવા પુત્રને શીદને જીવાડે— સલિલ. ૨.
સો સો વાર એને સંત સમજાવે, મુરખ ન માને લગાર,
દૂધે ધોયા કોયલા, ઉજળા નવ હોય અંગાર;
જેનો અસલ રંગ કાળો રે, તેને બીજો રંગ કોએ ન ચડે- સલિલ. ૩.
ગુરૂ નિંદી વેશ્યા વાદી, તે નર સાફ અજ્ઞાન કહેવાય,
દાસ ધીરો કહે એની પાસ ન વસીએ, કેદી સંગતનાં ફલ થાય;
અદીઠ મુખ એનું રે, કુવામાં ઘાલી વરત વાઢે— સલિલ. ૪.

---

## પદ ૧૨ રાગ એજ.

પ્રશ્ન એક પૂછું રે, જ્ઞાની મુનિ પંડિતા,
આત્માની ઉત્પતિ ક્યાંથીરે કોણ એના માતા પિતા. ટેક.
અતલઓચ્છવ દાણવ કીધો, હેર્યાં વિરંચીના વેદ,
ઈરે વેદમાં શું હેરી લીધું, તેનો બતાવો મુને ભેદ;
નહીં બ્રહ્મા વેદ વાણી રે, વિવેક વદો આત્મ વેત્તા— પ્રશ્ન. ૧.
હરણાકંસને હાથે હણ્યો, નિરભયરૂપ નરસિંગ,
પ્રલ્હાદની પક્ષ કીધી છે પૂરણ, ધણી તણા એવા ઢંગ;
વાતુંની ગતું ન્યારી રે, ચતુર વિચારો ચિતે— પ્રશ્ન. ૨.
લાખા ગ્રહ પાંડવ બળતા, સેયડો દેખાડે સહદેવ,
બાવન ગજની શિલા ઉખેડી, પાર કીધા પાંડવ તતખેવ;
નહીં લાખા ગૃહ નહીં પાંડવ સળગ્યા, અધ્યાત્મક જુવોને ગીતા-પ્રશ્ન. ૩.
સિંધું બાંધી રામે રાવણ માર્યો, સેનાનો કીધો સંહાર,
એકવીસ હજાર દમ આવે ને જાવે, તેને કોણ થોભાવી રાખણહાર;
સાર સમજો ધીરારે, નહીં રામ રાવણ સીતા— પ્રશ્ન. ૪.

---

## પદ ૧૩ રાગ કાફી

આત્મા તત્વ શોધો રે, જ્ઞાની જન ગોતો ઘરમાં,
બોલે તે નહીં બીજો રે, ઓળખી લેજો અંતરમાં. ટેક.

વિશ્વંભર દરિયો સભર ભરિયો, માહીં રવિ શશી તેજની જયોતિ,
શૂરા પૂરા તારા એ જળમાં ઝંપલાવે, કોઇ મરજીવા લાવે મોતી ;
કોઇ પેહેરે પનોતી રે, અખંડ ચુડીલો કરમાં— આત્મા. ૧.
કાગડા, બગલા, હોલા, કાંઠે, હીરલો તો જડે નહિ આરે,
માનસરોવર માંહે મુક્તા ફળ, કોઇ હંસ ચરે તેને ચારે ;
ખીર ને નીર ભેળાં રે, જુજવાં કરી પીએ પળમાં— આત્મા.૨.
સદ્દગુરુ સંગતમાં જે જન સમજે, તેનું નિશ્ચે થાશે કાજ ;
દરપણમાં તન દરશે પોતાનું, એમ માંહેથી મળે માહારાજ,
પોતાને પોતે પરખેરે, ભર્યો સંભરા ભરમાં— આત્મા. ૩.
છે હરિ રૂપ નસંશે મનથી રે, તે જંત્ર વાજીંત્ર બજાવે,
શબ્દ ઘટા વિલક્ષણી મધ્ય ડોલે, હરિનાદે નામતે ઘર આવે ;
ધીરા સુખ સાગર રે, નિરખો નિજ અંતરમાં— આત્મા ૪.

---

પદ ૧૪ રાગ એજ.

સંત મળે સાચારે, અગમની તે ખબર કરે,
ભાવે ભેટું તેને રે, સરવે મારૂં કારજ સરે, ટેક.
ઉલટી સરિતા પડે ગગનપર, વિના વાદળ વરસાય,
વિના આભ વીજળી ચમકે, ગેબી ગરજના થાય';
ધીરે ધીરે વરસે રે, વરસીને અભર ભરે— સંત. ૧.
તેતરડે સિચાણો પકડયો, સસે સપડાવ્યો સિંહુ,
કાયર ખડગ કહાડીને દોડયો, ત્યારે શૂરે પાડી ચીહું ;
મંઝારી ચૂવે મારી રે, રૈયત શું રાજા ડરે— સંત. ૨
વિના વાજીંત્ર વાજાં વાજે, વિના કંઠ હોય ગાન,
ઠોકર વિના તાળી વાજે છે, તોલ વિના જડે માન ;
વિના વાડી પુષ્પજ રે, પદ્મવિના ભ્રમર ફરે— સંત. ૩.
વિદેહની વારતા મરજીવા, માની માની હરખાય,
ગુરુ ગમવાળા સંત મળે તો, તેને લળી લળી લાગું પાય ;
દાસ ધીરો કહે છે રે, ત્યારે તો મારૂં મનડું ઠરે— સંત. ૪.

---

## પદ ૧૫ રાગ એજ.

મન તુંહી તુંહી બોલે રે, આ સુપના જેવું તન તારૂં,
અચાનક ઉડી જાશે રે, જેમ દેવતામાં દારૂ— મન. ટેક.
ઝાકળ જળ પળમાં વહી જશે, જેમ કાગળ ને પાણી,
કાયાવાડી તારી એમ કરમાશે, થઇ જાશે ધૂળ ધાણી ;
પાછળથી પસ્તાશે રે, મિથ્યા કરી મારૂં મારૂં— મન. ૧.
કાચનો કુંપો કાંયા તારી, વણસતાં ન લાગે વાર ;
જીવ કાયાને સગાઇ કેટલી, મૂકી ચાલે વન મોઝાર ;
ફોગટ ફૂલ્યાં ફરવું રે, ઓચિંતું થાશે અંધારૂં— મન. ૨
જાયુંતેતો સરવે જાવાનું, ઉગરવાને ઉધારો,
દેવ ગાંધર્વ રાક્ષસને માણસ, સઉને મરણનો મારો ;
આશાનો મ્હેલ ઊંચો રે, નીચું આ કારભારૂં— મન. ૩
ચંચલ ચિત્ત ચેતીને ચાલો, ઝાલો હરિનું નામ,
પરમાથ જે હાથે તે સાથે, કરો રહેવાનો વિશ્રામ ;
ધીરો ધરાધરથી રે, નથી કોઇ રહેનારૂં— મન ૪

---

## પદ ૧૬ રાગ એજ

ખબરદાર મનસુબાજી, ખાંડાની ધારે ચડવું છે,
હિંમત હથિયાર બાંધી રે, સત્ય લડાઇએ લડવું છે. ટેક.
એક(૧) ઉમરાવને બાર(૨) પટાવત, એક એક નીચે ત્રી[illegible]સ,
એક ધણીને એક એક ધણિયાણી એમ, વિગતે(૩) સાતસોને વીશ ;
સો સરદારે ગઢ ઘેર્યોરે, તેને જીતી પાર પાડવું છે—ખબરદાર. ૧.
પાંચ પ્યાદલ તારી પુંઠે ફરે છે, ને વળી કામ ને ક્રોધ,
લોભ મોહ ને માયા મમતા એવા, જુલમી જોરાવર જોધ ;
અતિ બલિષ્ટ સ્વારી રે, એ સાથે આથડવું છે— ખબરદાર. ૨.

---

૧. વર્ષ. ૨. માસ. ૩. દિવસ તથા રાત્રિઓ મળીને.

પ્રેમ પલાણ ધરી જ્ઞાન ઘોડે ચડી, સદ્‌ગુરુ શબ્દ લગામ,
શીલ સંતોષને ક્ષમા ખડગ ધરી, ભજન ભડાકે રામ ;
ધર્મ ઢાલ ઝાલીરે, નિર્ભય નિશાને ચડવું છે— ખબરદાર. ૩.
સુરત નુરત ને ઇંગલા પિંગળા, સુષુમણા ગંગા સ્નાન કીજે,
મન પવનથી ગગનમંડળ ચડી, ધીરા સુધારસ પીજે ;
રાજ ઘણું રીઝે રે, ભજનવડે ભડવું છે— ખબરદાર. ૪.

---

## પદ ૧૭ મું રાગ એજ.

મુનિજન મોહ્યા રે મસ્તાની માયા, બંધને બંધાયારે રંકને રાણી જાયા. ટેક.

મોટા મોટા નર વિંધાણા, ધીર વીર સમરથ શૂર,
જોગી જંગમ જતી શેવડા, ચોળી કર્યા ચકચૂર ;
સંન્યાસીને સ્વામી રે, લાલચમાં લપટાયા— મુનિ. ૧.
ખપ કરીને ક્ષત્રી રે ખાધા, બ્રાહ્મણ શૂદ્ર ને વૈશ્ય,
નાદી ભેદી પંડિત પુરાણી, પછડાયા પરમહંસ ;
વિવેકના સાગર રે, વિષયમાં વીંટાયા— મુનિ. ૨.
પારાશર સૌભરી પુરંદર, નારદને વશ કીધ,
ચંદરમા ચિત્તમાં લલચાયા, લક્ષણવંતા લુંટી લીધ ;
એકલ શ્રૃંગી રૂષિરે, ઓળમાં અટવાયા— મુનિ. ૩.
વિશ્વબધું છે એના વશમાં, મોહ્યા ચૌદે લોક,
બ્રહ્મા શિવ સનકાદિક મોહ્યા, એની આગળ ડહાપણ ફોક ;
દાસ ધીરો કહે છે રે, કોણ માનવ કાયા— મુનિ. ૪.

---

## પદ ૧૮ મું રાગ એજ.

થાણદાર થયા રે, થાણાને રાખો ઠેકાણે ;
દુર્લભ દેહ નગરી રે, માહીં બેઠા માણે. ટેક.

કૂડા પાંચ પચીશ ઠગારા, રૈયતને રંજાડે,
ચંચળ ચોર કરે માહીં ચોરી ભવન બહુ ભંજાડે ;
ઘરપત ન ધારે રે, ઘરાયો નહિ ભરે ભાણે— થાણુદાર. ૧.
સત્ય ધરમ રૂપી પટાવાળા, હુકમ કરો તો બાંધી આણે,
તસ્કર સઘળાને વશ કરીને, નાંખીને બંધીખાણે ;
દંડ દેઇ તેને રે, ઘાલો અવળે ઘાણે— થાણુદાર. ૨.
છુપી રહ્યા છે દોતિયા બે રૂડા, તેને તું નવ જાણે,
જે જે કર્મ કરો છો પ્રતિદિન, તે લખી લેશે તે ટાણે ;
દફતર દેશે ધણીને રે, હિસાબ લેશે દાણે દાણે— થાણુદાર. ૩.
પાંચ પ્રકૃતિના કર શુભ બાંધો, વૃત્તિ રાખો થિર થાણે,
ધીંગો ધણી છે દાસ ધીરાનો, એને ઓળખી લેજો એ એંધાણે ;
અવિચળ ગાદી આપે રે આપ રૂપ પ્રમાણે— થાણુદાર. ૪.

---

## પદ ૧૯ રાગ કાફી.

તરણા ઓથેં ડુંગરરે, ડુંગર કોઇ દેખે નહીં ;
અજા યુથ માંહેરે, સમરથ ગાજે સહી. ટેક.
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગ રાજન ;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન ;
દધિ ઓથે ઘૃતજરે, વસ્તુ એમ છૂપી રહી— તરણા. ૧.
કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર ;
અગમ કેરી ગમ નહીંરે, વાણી ન પોહોંચે વિસ્તાર ;
એક દેશ એવોરે, બુદ્ધિ થાકી રહે તહીં— તરણા. ૨.
મન પવનની ગતિ ન પહોંચે, અવિનાશીરે અખંડ ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પૂરણ, જેણે રચ્યાં બ્રહ્માંડ ;
ઠામ નહીં ઠાલોરે, એક અણુમાત્ર કહીં— તરણા. ૩.
સદ્ગુરુજીએ કૃપા કરી ત્યારે, આપ થયારે પ્રકાશ ;
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ ;
દાસ ધીરા કહે છેરે, જ્યાં જોઉં ત્યાં તુંહીં તુંહીં— તરણા. ૪.

---

પ્રેમ પલાણ ધરી જ્ઞાન ઘોડે ચડી, સદ્‌ગુરુ શબ્દ લગામ,
શીલ સંતોષને ક્ષમા ખડગ ધરી, ભજન ભડાકે રામ ;
ધર્મ ઢાલ ઝાલીરે, નિર્ભય નિશાને ચડવું છે— ખબરદાર. ૩.
સુરત નુરત ને ઇંગલા પિંગળા, સુષુમણા ગંગા સ્નાન કીજે,
મન પવનથી ગગનમંડળ ચડી, ધીરા સુધારસ પીજે ;
રાજ ધણું રીઝે રે, ભજનવડે ભડવું છે— ખબરદાર. ૪.

---

## પદ ૧૭ મું રાગ એજ.

મુનિજન મોહ્યા રે મસ્તાની માયા, બંધને બંધાયારે રંકને રાણી જાયા. ટેક.

મોટા મોટા નર વિંધાણા, ધીર વીર સમરથ શૂર,
જોગી જંગમ જતી શેવડા, ચોળી કર્યા ચકચૂર ;
સંન્યાસીને સ્વામી રે, લાલચમાં લપટાયા— મુનિ. ૧.
ખપ કરીને ક્ષત્રી રે ખાધા, બ્રાહ્મણ શૂદ્ર ને વૈશ્ય,
નાદી ભેદી પંડિત પુરાણી, પછડાયા પરમહંસ ;
વિવેકના સાગર રે, વિષયમાં વીંટાયા— મુનિ. ૨.
પારાશર સૌભરી પુરંદર, નારદને વશ કીધ,
ચંદરમા ચિત્તમાં લલચાયા, લક્ષણવંતા લુંટી લીધ ;
એકલ શૃંગી રૂષિરે, ઓળમાં અટવાયા— મુનિ. ૩.
વિશ્વબધું છે એના વશમાં, મોહ્યા ચૌદે લોક,
બ્રહ્મા શિવ સનકાદિક મોહ્યા, એની આગળ ડહાપણ ફોક ;
દાસ ધીરો કહે છે રે, કોણ માનવ કાયા— મુનિ. ૪.

---

## પદ ૧૮ મું રાગ એજ.

થાણદાર થયા રે, થાણાને રાખો ઠેકાણે ;
દુર્લભ દેહ નગરી રે, માહીં બેઠા માણે. ટેક.

કૂડા પાંચ પચીશ ઠગારા, રૈયતને રંજાડે,
ચંચળ ચોર કરે માહીં ચોરી ભવન બહુ ભંજાડે;
ધરપત ન ધારે રે, ધરાયો નહિ મરે ભાણે— થાણુદાર. ૧.
સત્ય ધરમ રૂપી પટાવાળા, હુકમ કરો તો બાંધી આણે,
તસ્કર સઘળાને વશ કરીને, નાંખીને બંધીખાણે;
દંડ દેઇ તેને રે, ઘાલો અવળે ઘાણે— થાણુદાર. ૨.
છુપી રહ્યા છે દોતિયા બે રૂડા, તેને તું નવ જાણે,
જે જે કર્મ કરો છો પ્રતિદિન, તે લખી લેશે તે ટાણે;
દફ્તર દેશે ધણીને રે, હિસાબ લેશે દાણે દાણે— થાણુદાર. ૩.
પાંચ પ્રકૃતિના કર શુભ બાંધો, વૃત્તિ રાખો થિર થાણે,
ધીંગો ધણી છે દાસ ધીરાનો, એને ઓળખી લેજો એ એંધાણે;
અવિચળ ગાદી આપે રે આપ રૂપ પ્રમાણે— થાણુદાર. ૪.

---

## પદ ૧૯ રાગ કાફી.

તરણા ઓથે ડુંગરરે, ડુંગર કોઇ દેખે નહીં;
અજા સુથ માંહેરે, સમરથ ગાજે સહી. - ટેક.
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગ રાજન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન;
દધિ ઓથે ઘૃતજરે, વસ્તુ એમ છૂપી રહી— તરણા. ૧.
કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;
અગમ કેરી ગમ નહીંરે, વાણી ન પોહોંચે વિસ્તાર;
એક દેશ એવોરે, બુદ્ધિ થાકી રહે તહીં— તરણા. ૨.
મન પવનની ગતિ ન પહોંચે. અવિનાશીરે અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પૂરણ, જેણે રચ્યાં બ્રહ્માંડ;
ઠામ નહીં ઠાલોરે, એક અણુમાત્ર કહીં— તરણા. ૩.
સદ્ગુરુજીએ કૃપા કરી ત્યારે, આપ થયારે પ્રકાશ;
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ ધીરો કહે છેરે, જ્યાં જોઉં ત્યાં તુંહીં તુંહીં— તરણા. ૪.

---

## પદ ૨૦ રાગ એજ.

અંતે સંતને તેડાવેરે, હરિનું ભજન કરવા :
કરમાં માળા ઝાલીરે, મૂરખ જ્યારે સુતો મરવા. ટેક.
નાનપણે ઘર ધંધામાં ધાયો, વૃદ્ધપણે હરિ ગુણ ગાય ;
ઘર લાગ્યું ત્યારે કુવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય ;
જીતી બાજી હાર્યોરે, પત્થરને નાવે બેઠો તરવા— અંતે ૧.
અંત સમે છાપા તિલક બનાવે, ભૂલી ગયો જ્યારે ભાન ;
એરણની ચોરી સોયનું દાન એમ, કેમ આવે વૈમાન ;
ગુરુ જ્ઞાન નાખ્યુંરે, બુદ્ધિ તારી ગઇ ચરવા— અંતે. ૨.
જુવતિ નારીને જેવી પુત્રની આશા, એમ હરિ ભજે ફળ થાય ;
વૃદ્ધ નારીને નહિ પુત્રની આશા, એનો એળે જનમ વહીજાય ;
હરિને બેઠો ઠગવારે, એંશી વરસે વર વરવા— અંતે ૩.
વીસ વર્ષે વિશ્વંભર મળે, ભક્તિ કરે ભય જાય ;
હરિસું ધાયા તે બહુ કમાયા તેને, મળિયા નિરંજન રાય ;
દાસ ધીરો કહે છેરે, મટ્યા ચોરાસી ફરવા— અંતે. ૪.

---

## પદ ૨૧ રાગ એજ.

મારે તમ સાથેરે, વાલા મારા પ્રીત બણી,
એવા ભાવે હરિ ભેટોરે, મુજને તમે રાંક ગણી. ટેક.
દ્રૌપદી રાણી સભામાં આણી, ખેંચવા માંડ્યાં ચીર,
નવસેં નવાણું ચીર નવાં પૂર્યાં, કેણે ન દીઠાં શરીર ;
એ લજ્યા તમે રાખીરે, પાંડવોની નારતણી— મારે. ૧
પ્રહેલાદની પ્રભા પાળી, ધરિયાં નરસિંહ રૂપ,
સ્થંભમાં વાલો પોતે પ્રગટ્યા, થરથર કંપે ભૂપ ;
હિરણ્યકશિપુને માર્યોરે, વાલે મારે હાથે ઘણી— મારે. ૨.
સુદામાજીનાં દારિદ્ર ટાળ્યાં, ભવમાં ભાંગી ભીડ,
અષ્ટમા સિદ્ધ આલી વળી, આલી છે નવનિદ્ધ ;
કર્યાં મોલ કંચનનારે, દૂજી જાણે દ્વારામતી— મારે. ૩.

નરસિંહ મેતાની હુંડી સ્વીકારી, હોડે આવ્યો છે હાર,
સંતને પરણાવવા પોતે, આપ થયા વિશ્વાધાર ;
રૂપિયા રોકડારે, ગિરિધરે આપ્યા ગણી— મારે. ૪
આ વેળાની અરજી અમારી તમે, માની લ્યોને મહારાજ,
ગરીબ ગુરબાં શરણે આવે, બાંહ્ય ગ્રહ્યાની લાજ ;
એમ દાસ ધીરો કહે છેરે, પ્રભુ મારા તુંયે ધણી— મારે. ૫.

---

## પદ ૨૨ રાગ કાફી.

અલખ લેહે લાગીરે, જાગીને જોયું ઘટમાં,
ભ્રમણા ગઇ ભાંગીરે, સોહાગી દીઠા ઉલટમાં. ટેક.
અંબાડિયે ગજરાજને ગળિયો, ઘોડાને ગળિયું જીન,
વસ્ત્ર ઉપર વાડ સુકાણી, એમ સમુદ્રને ગળી ગયું ફીણ ;
સસલો શાણો થઇનેરે, શાર્દુલને નાંખ્યો પટમાં— અલખ. ૧.
આંબે તો ફળ શ્રીફળ બેઠાં, કદળિયે કેરીઓની લુંબ,
નાગરવેલે દ્રાક્ષ બીજોરા, એમ ખુબી બની છે ખૂબ ;
ગગન દોહ્યું ઘટમાંરે, દૂધ પીધું છન છટમાં— અલખ ૨.
પાવક વરસ્યાને પથ્થર ન પલળ્યા, ચોદિશ થઇ ગયું પાણી,
તે પાણીમાં દેવી દેવતા ડુબ્યા, રાય રંકને ગયું તાણી,
બ્રહ્મા વિષ્ણુ શંકરેરે, ઇન્દ્ર ડુબ્યા ઝટપટમાં— અલખ. ૩.
વિદુર વ્યાસ ને શુકજી જેવા, આપે દાસ કબીર,
ધણી ધીરાનોછે ધીરવંતો, એવાતો શ્યામ શરીર,
જીવન્મુકત થઇએરે, મુનિતો જનમાંને મઠમાં— અલખ. ૪.

---

## પદ ૨૩ રાગ એજ.

### ધીરાનો ઘડૂસલો.

હેતે હરિ રસ પીજિયે, ગુણ ગાઇ લ્યો ગોવિંદરે,
ત્રિવિધિના તાપને ટાળવા, અંગે આણી આનંદરે ;
જીવો માણીગર બંધવા, સરવે સંતોને રામ રામ છે. ટેક.

કઠણવેળા છે કાળનીરે, મરણુ મોટેરૂં ભાર,
આમાંથી કોય નહીં ઉગરે, જાશે બુઢ્ઢાને બાળરે— હેતે ૧.
મરનારાને તમે શું રૂવોરે, નથી રોનારા રેનાર,
જાયા તેટલા નહીં જીવે, જાશે તેનીએ જણનારરે— હેતે ૨.
માળી ચાલ્યો ફૂલ વીણવારે, કળિયો કરે છે વિચાર,
આજુનો દિન રળિયામણો, કાલે આપણ શિર ભારરે— હેતે. ૩.
ધીરો રમે રંગમોલમાંરે, રમે દિવસને રાત,
અંતકાળે જાવું એકલું, સાથે પુન્યને પાપરે— હેતે. ૪.

---

# નથુરામ.

## પદ ૧ ભજન.

ગાયો ચારવા મારે જાવું ગિરિધારી ; નેણલાં રહ્યાં છે ન્યાળીરે. ટેક.
ગોવિંદ ગુણના બહુ છો ગરવાજી, તન તલખે છે અમારાંરે ;
લોચનિયાં હરિ તમસું લાગ્યાં, મારે વાલે કીધાં છે ન્યારાંરે—ગાયો. ૧.
આ વનમાં હરિ એકલા વિઠ્ઠલાજી, વાલો ગયા છે વિચારીરે ;
મન મળવાને તન તલખે મારૂં, પ્રીત લાગી કલેજામાં કટારીરે—ગાયો. ૨.
કાલિંદીના ઠાઠ ઉપરથી, શોભા બની છે બહુ સારીરે ;
પ્રગટ થઇને પરચો આલ્યો વાલે, કંસને નાંખ્યો છે મારીરે—ગાયો. ૩.
બહુ ભીની ને રંગભર રમિયાજી, ગોપી શુદ્ધ બુદ્ધ હારીરે ;
ઘટ ભીતર ગુણ ગાય નથુરામ, અમર નથી કોઇ નરનારીરે—ગાયો. ૪.

---

## પદ ૨ ભજન.

જૂઠીરે કયા રાણી જૂઠું ન બોલો, વઢશે તુંને તારો ઘડનારો,
જૂઠી કાયા જૂઠી માયા, જૂઠા જુગ, ફરમાયારે. ટેક.

અંતકાળે જવું એકલું, મરમ કોને ન પાયારે— જૂઠી કાયા. ૧.
આરે જગતમાં વહેલા વળશો, આવી ભાવઠમાં ભરાણારે;
સગાં કુટુંબની લાલચ લાગી, તિરિયાને બોલે બંધાણારે— જૂઠી. ૨.
આહીં પદારથ મોટું પામ્યા, ભજન કરી લે ગુરુ દેવાનાં;
દુધપુત્ર ઘર અન ધન લક્ષ્મી, ઇ ફળ છે તારે સેવાનાં— જૂઠી. ૩.
આરે જુગતમાં કેક નર ગયા, હાથી ઘોડાના ચડનારા;
ઘટ ભીતર ગુણ ગાવે નથુરામ, આહીં નથી કોઇ રહેનારા—જૂઠી. ૪.

---

# નરભેરામ.

( પેટલાદ પ્રગણે પીજનો ચાતુર્વેદી મોઢ સાં. ૧૯૦૮ માં હતો ).

## પદ ૧ શ્રી ગણપતિની સ્તુતિ.

ગણપતિ દેવા ગણપતિ દેવા, ગરીબ નિવાજરે. ટેક.
ચંદન ચરચું ને પુષ્પ ચડાવું, સિંદોરનીરે કરૂં સેવા— ગરીબ. ૧.
થાળ ભરી મોદક ધરૂં હરિ આગે, મન ગમતારે માહીં મેવા-ગરીબ. ૨.
શરનાગત હું ચરણે રાખો, વર આપ્યાના ઘણા હેવા— ગરીબ. ૩.
નરભેરામ સદાય ગુણ ગાવે, ભક્તિ ભવો ભવ લેવા— ગરીબ. ૪.

---

## પદ ૨ રાસ.

માવા મઇની મટુકી મારી મેલનેરે;
હેમ ખેમે લેઇ જાઉં મારી હેલનેરે. ટેક.
વૃંદાવનનો મારગ ઘણો દૂર છેરે—
નંદનો છૈયો કાનુડો ચોર છેરે—. માવા ૧.
વાલા રોકી ઊભા છો વાટ ઘાટમાંરે;
તમે શાને બાઝો છો મઇ માટમાંરે— માવા. ૨.

વાલા મઇડાં પિયો તો ચાલો મ્હોલમાંરે;
ગ્વાલ બાલો દેખે તેમ બીજું બોલમાંરે— માવા. ૩
તમે સ્વામી છો નરભેરામનારે;
વાલા મઇડાં પિયો છો ગોકુલ ગામનારે— માવા. ૪.

---

## પદ ૩ રાસ.

સખી શુંરે કહિયે વ્રજ નારનેરે;
મહીડાં સાટે વેચે છે મુરારનેરે. ટેક.
ગોપી પ્રેમ મંદિરમાંથી નીસરીરે;
રાખો મુરારિને મહીનું નામ વીસરીરે— શખી. ૧.
ગોપી ત્રણ ભુવન નથી સારતીરે;
શેરિયે શેરિયે હાલે છે પોકારતીરે— સખી. ૨.
એની પૂછા કરાવો પ્રતિ પાળનીરે;
ચોટ લાગી છે નંદના ગોવાળનીરે— સખી ૩.
એને કારણ થયું છે કોઇક વાતમાંરે;
બહુ નામી બિરાજે મહીના માટમાંરે— સખી. ૪.
નરભેરામના સ્વામીના સાથમાંરે;
મારી લજા હરિ તમારા હાથમાંરે— સખી. ૫.

---

## પદ ૪.

વેહેલા ઘેર આવોરે છેલજંદા—એ રાગ.

ભજી લેને કેવળ કૃષ્ણ મોરાર, માનખો નાવેરે વારંવાર. ટેક.
રત્ન પદારથ માનખોરે, પામ્યા નરને નાર;
ફરી ફરીને તમે નાવશોરે, સહેશો જમની માર— માનખો. ૧.
ભૂલાં ભૂલાંરે તમે શ્યાને ભમોરે, ખોટો છે સંસાર;
પરપંચમાંરે તમે મચી રહ્યા છો, કેમ ઉતરશો ભવપાર— મનખો. ૨.

મારૂં મારૂંરે તમે શ્યાને કરોરે, માથે ઉપાડીને ભાર ;
અંતર ગતમાં સમજી લ્યોને, વસ્તુતણો વિચાર— માનખો, ૩.
કાન દઇને તમે સાંભળોરે,નરને દૂજી નાર ;
નરભેરામના સ્વામી એવા, આતમના છે આધાર— મનખો. ૪.

---

## પદ ૫ રાગ એજ.

નામના શ્યાંરે કરૂં વખાણ, જો જો એના સાખીરે વેદપુરાણ. ટેક.
અજામેલ એક મ્હા પાપીયોરે, અપરાધી અજાણ ;
નામ નારાયણનું પોકારતાંરે, પહોંચાડયો વૈકુંઠ ધામ— જો જો. ૧.
સવરી નામે એક ભીલડીરે, લેતી હરિનુંરે નામ ;
પોહોંચાડી મુકિત મારગેરે, વગડાવતીરે નિશાન— જો જો. ૨.
મંઝારીરે વ્હાલે બચલાં ઉગાર્યાં, બળતી અગનનીરે ઝાળ ;
પ્રેહેલાદનીરે વાલોપ્રતિજ્ઞા પાળવા, થંભમાં પ્રગટ્યા મોરાર—જો જો. ૩.
અહલ્યારે નામે એક શિલારે તારી, પડી હતી પાષાણ ;
નરભેરામના સ્વામી એવા, એ પદના છે એંધાણ— જો. જો. ૪.

---

## પદ ૬ રાગ એજ.

શામળો બળભદ્રનો વીર, જેણે પૂર્યાં દ્રુપદીનાં ચીર. ટેક.
ગજ ઉગાર્યો પ્રભુ ગ્રૂડ થકીરે, ટાળવા આવ્યા ભીર ;
નામને પ્રતાપે ઉગારીરે ગુણિકા પઢાવતાં કીર— જેણે ૧.
ઈંદ્ર રાજા જયારે કોપિયોરે, ધરા ન ઝાલે નીર ;
ગોવરધન લઇ તોળિયોરે, સખીનું રાખવા શીલ— જેણે. ૨.
વ્રજની ગોપીને વાલો રાસ રમાડે, તટ યમુનાને તીર ;
નરભેરામના સ્વામી એવા, હરિ છે સુખની શીર— જેણે. ૩.

---

વાલા મઇડાં પિયો તો ચાલો મ્હોલમાંરે;
ગ્વાલ બાલો દૂખે તેમ બીજું બોલમાંરે— માવા. ૩
તમે સ્વામી છો નરભેરામનારે;
વાલા મઇડાં પિયો છો ગોકુલ ગામનારે— માવા. ૪.

---

## પદ ૩ રાસ.

સખી શુંરે કહિયે વ્રજ નારનેરે;
મહીડાં સાટે વેચે છે મુરારનેરે. ટેક.
ગોપી પ્રેમ મંદિરમાંથી નીસરીરે;
રાખો મુરારિને મહીનું નામ વીસરીરે— રાખી. ૧.
ગોપી ત્રણ ભુવન નથી સારતીરે;
શેરિયે શેરિયે હાલે છે પોકારતીરે— સખી. ૨.
એની પૂછા કરાવો પ્રતિ પાળનીરે;
ચોટ લાગી છે નંદના ગોવાળનીરે— સખી ૩.
એને કારણ થયું છે કોઇક વાતમાંરે;
બહુ નામી બિરાજે મહીના માટમાંરે— સખી. ૪.
નરભેરામના સ્વામીના સાથમાંરે;
મારી લજા હરિ તમારા હાથમાંરે— સખી. ૫.

---

## પદ ૪.

**વેહેલા ઘેર આવોરે છેલજંદા—એ રાગ.**

ભજી લેને કેવળ કૃષ્ણ મોરાર, માનખો નાવેરે વારંવાર. ટેક.
રત્ન પદારથ માનખોરે, પામ્યા નરને નાર;
ફરી ફરીને તમે નાવશોરે, સહેશો જમની માર— માનખો. ૧.
ભૂલાં ભૂલાંરે તમે શ્યાને ભમોરે, ખોટો છે સંસાર;
પરપંચમાંરે તમે મચી રહ્યા છો, કેમ ઉતરશો ભવપાર— મનખો. ૨.

## પદ ૯ રાગ એજ.

કે દહાડાના સુખિયારે, સુતાછો પલંગ ઢાળી ;
ઘણા દિવસ ગૌચારીરે, શ્રી વંદ્રાવન ખાલી. ટેક.
આગલા દિન તેતો ગયા વીસરી, ખાવું ખાતા ગોવાળિયાની સંગ ;
કદમના ઝાડ તળે બેઠક તમારી, એવા હતા તમારા ઢંગ,
ઓઢતાતા નિત્ય કેશવરે, કામળી તમે કાળી— કે દહાડાના. ૧.
આજ અમૃત રસ ભોજન કરો છો, પ્રભુ મોંની તે માગી મિઠાઇ,
પંચવટીમાં કંદમૂળજ જમતા, બોરાં ખાધાં રઘુરાઇ ;
ભાજી તો ભૂદર ખાધીરે, ત્રણ ભુવનભાળી— કે દહાડાના. ૨.
ઉઠો છબીલા આળસ દૂર કરી, મને છાપોને યદુવીર,
ક્યારે લગી તમે વારજ કરશો, ઓછી તે જાત આહીર ;
પ્રીતલડીના જાણીરે, અંતરનીજ અજવાળી— કે દહાડાના. ૩.
કહે નરભો છોટાલાલ પ્રતાપે, રથ હાંક્યો અરજુનનો સારથી,
ઝાઝું જીંવ્હા થકી શુંરે કહેવરાવો, લાજો લાજો હો લક્ષ્મીપતિ ;
આજ તમારી મેંરે, વાત જાણી વનમાળી— કે દહાડાના. ૪.

---

## પદ ૧૦ રાગ સારંગનો ચાબખો.

નિશ્ચે કરો રામનું નામ, નથી જોગી થઇને જાવું ;
નથી કરવાં ભગવાં કાંય, નથી ભેગું કરીને ખાવું. ટેક.
જો પુરવે તો ભગવાં કરજો, પુરવે ઉજવળ રાખો ;
રખે દુઃખવો સામા જીવને, સુખ સામાનું તાકો— નિશ્ચે. ૧.
એક ત્રાજવે સઉ સંસારી, બીજે જોગી લાવો ;
કિયા જોગીને રામજી મળિયા, એવો એક બતાવો— નિશ્ચે. ૨.
કંઇ નાઠા રાંડોને રોવે, કઇને ન મળી નારી ;
કોઇ સ્વાદે કોઇ કરજે નાઠો, કેમ રીઝે ગિરધારી— નિશ્ચે. ૩.
મેહેતો મીરાં ને પ્રલ્હાદ, સેનો નાપિક નાંતી ;
ધનો પીપો રોહીદાસ કૂબો, ગોરો કુંભારની જાતિ— નિશ્ચે. ૪.

## પદ ૭ કાફી રાગ ધીરાનાપદનો

સરસ્વતી વસો જીભેરે, વહેવાર વાતે વઢવું છે ;
ખાંતિલે નહાવું ખાળ્યુંરે, તાતની હુડીએ ચડવું છે. ટેક.
ગોમતી નાહ્યાનું નાણું જો આપું, શાની તમારે મારે પ્રીત ;
પિતા થઇ પુત્રપાસે નાણું માગો છો, કહો કયા તે દેશની રીત,
માફ કહી ઉત્તર આપોરે, ત્યાંસુધી અડવું છે— સરસ્વતી. ૧.
કેટલું નાણું આપ્યું દુરવાસાજી, બળ દ્વારથી આવ્યા જદુવીર ;
તેમના પ્રેમ તમે જાણ્યા સુવર્ણના, બીજાના જાણ્યા કથીર,
વિચારી જુવો વહાલારે, પછી પાયે પડવું છે— સરસ્વતી. ૨.
કંચન દ્વારિકા પિતાને દેખાડી, છાપ મોકલી નાથ ;
શું જોઇ મોકલી શું જોઇ ખાળી, તે વહાલા કહો મને વાત,
ગુરુથી કહે છે નરભોરે, એ ઓસડ કડવું છે— સરસ્વતી ૩.

---

## પદ ૮ રાગ એજ

નાણું આપે નરભોરે, વાવરજો છોગાળા,
ગાંઠ બાંધજો તાણીરે, ધોળીધજા વાળા. ટેક.
કપટી કેશવ જાણત તો શાને, આવત પચાસ જોજન,
સાંભળ્યું શ્રવણે સાધુને છાપે છે, મળવા ધર્યું મન ;
દરશન દોનેરે, દૂર કરીં પાળા— નાણું. ૧.
ભેખ દેખીને અજર નથી કરતા, છાપ આપો છો હરિ,
પાઘડી ભાળી છાપ ખાળી છબીલા, પરીક્ષા તો એવી કરી ;
સમશ્યા લેજો સમજીરે, જે કહી કાનડ કાળા— નાણું. ૨.
હારો છો જનથી નથી હરવતા, માટે હરિ હઠ મેલ,
કહે નરભો છોટાલાલ પ્રતાપે, નથી એ તલમાં તેલ ;
લેવાનું મુજ પાસેરે, હરિ હરિ જપમાળા— નાણું. ૩.

---

## પદ ૯ રાગ એજ.

કે દહાડાના સુખિયારે, સુતાછો પલંગ ઢાળી ;
ઘણા દિવસ ગૌચારીરે, શ્રી વંદ્રાવન ખાલી. ટેક.
આગલા દિન તેતો ગયા વીસરી, ખાવું ખાતા ગોવાળિયાની સંગ ;
કદમના ઝાડ તળે બેઠક તમારી, એવા હતા તમારા ઢંગ,
ઓઢતાતા નિત્ય કેશવરે, કામળી તમે કાળી— કે દહાડાના. ૧.
આજ અમૃત રસ ભોજન કરો છો, પ્રભુ મોંની તે માગી મિઠાઇ,
પંચવટીમાં કંદમૂળજ જમતા, બોરાં ખાધાં રઘુરાઇ ;
ભાજી તો ભૂદર ખાધીરે, ત્રણ ભુવનભાળી— કે દહાડાના. ૨.
ઉઠો છબીલા આળસ દૂર કરી, મને છાપોને યદુવીર,
ક્યાંરે લગી તમે વારજ કરશો, ઓછી તે જાત આહીર ;
પ્રીતલડીના જાણીરે, અંતરનીજ અજવાળી— કે દહાડાના. ૩.
કહે નરભો છોટાલાલ પ્રતાપે, રથ હાંકયો અરજુનનો સારથી,
ઝાઝું જીહ્વા થકી શુંરે કહેવરાવો, લાજો લાજો હો લક્ષ્મીપતિ ;
આજ તમારી મેંરે, વાત જાણી વનમાળી— કે દહાડાના. ૪.

---

## પદ ૧૦ રાગ સારંગનો ચાબખો.

નિશ્ચે કરો રામનું નામ, નથી જોગી થઇને જાવું ;
નથી કરવાં ભગવાં કાંય, નથી ભેગું કરીને ખાવું. ટેક.
જો પુરવે તો ભગવાં કરજો, પુરવે ઉજવળ રાખો ;
રખે દુઃખવો સામા જીવને, સુખ સામાનું તાકો— નિશ્ચે. ૧.
એક ત્રાજવે સઉ સંસારી, બીજે જોગી લાવો ;
કિયા જોગીને રામજી મળિયા, એવો એક બતાવો— નિશ્ચે. ૨.
કઇ નાઠા રાંડોને રોપે, કઇને ન મળી નારી ;
કોઇ સ્વાદે કોઇ કરજે નાઠો, કેમ રીઝે ગિરિધારી— નિશ્ચે. ૩.
મેહેતો મીરાં ને પ્રહ્લાદ, સેનો નાપિક નાતી ;
ધનો પીપો રોહીદાસ કૂબો, ગોરો કુંભારની જાતિ— નિશ્ચે. ૪.

ઓડાણો જ્ઞાતિ રજપુતની, ગંગાબાઇ છે નારી ;
દાસ થઇને જો રહ્યાં તો, ઘેર આવ્યા ગિરિધારી— નિશ્ચે. ૫.
રંકાવંકા સજન કસાઇ, ભજ્યા રાતને દાહાડો ;
ક્રિયા જોગીને રામ મળ્યા તે, એવો એક દેખાડો— નિશ્ચે. ૬.
નથી રામ વિભૂતિ ચોળવે, નહિ ઊંધે શિર ઝોલ્યે ;
નથી નારી તજી વન જાતાં, જ્યાંલગી આપ ન ખોલે— નિશ્ચે. ૭.
જંગલમાં મંગળ કરી જાણે, મંગળ જંગલ જેને ;
કડવું મીઠું મીઠું કડવું, રામજી વશ છે તેને— નિશ્ચે. ૮
પયને ઓઠે ધૃત રહ્યું છે, તલ ઓઠે જયમ તેલ ;
કહે નરભો રઘુવર છે સઘળે, એવો એનો ખેલ— નિશ્ચે. ૯.

---

## પદ ૧૧ રાગ એજ.

પ્યારાનેરે બંસીવાલાનેરે, તારી જે ઘડી જાય દિન સારાનેરે ;
મન ભજી લેને મોહન પ્યારાને. ટેક.
નવસેં નવાણું નદી ઉતરીને આવ્યો, કેમ બુડો છો આવી
આરાનેરે—મન. ૧.
માતપિતા સુત કુટુંબ કબિલો, શું મોહી રહ્યો છો ઘરદારાનેરે—મન. ૨.
લોભે લલચાણો કૂડી માયામાં લોભાણો, મચ્છ વીંટાણો જેમ જાળાનેરે—
મન. ૩.
ખાધું ખરચ્યું નહીં ધન ભેળું રે કીધું, જઇને બંધાશો યમ દ્વારાનેરે—
મન. ૪.
નરભેરામના સ્વામીને ભજી લ્યો, તો ઉતરો ભવપારાનેરે— મન. ૫.

---

## પદ ૧૨ રાગ એજ.

લેને લેને લાહાવ જીવને, જોતાં નહીં જડે ;
જોતાં નહીં જડે જીવને ખોળ્યાં નહીં જડે— લેને લેને ૧.

કસ્તુરીને કેવડો લઇ, તેલમાં તળે ;
આવો રૂડો મનખો મેલી, ભૂતમાં ભળે— લેને લેને. ૨.
મોતી સરખો દાણો લઇ, ઘંટીમાં દળે ;
બાવળીઆનું બીજ વાવે, આંબો નહી ફળે— લેને લેને. ૩.
સંત બોલાવે બોલતો નથી, અભિમાનમાં ફરે ;
મારી ધકકે આગળ કરશે, વેઠે ભાર ભરે— લેને લેને. ૪.
માયા તને મીઠી લાગે, ગોળસી ગળે ;
નરભેરામના સાથમાં તો, કૂડ નહીં મળે— લેને લેને. ૫.

---

## પદ ૧૩ રાગ બારમાસી.

### સાખી.

ઉમયાસુત આરાધતાં, મંગળ વરત્યા ચાર ;
વિઘન હરે મંગળ કરે, તેને શેષ ન પામે પાર.

### દેશી.

હું પ્રથમ સમરૂં આજ, ગણપતિ દેવારે ;
છો શુદ્ધ બુદ્ધિના દાતાર, કરિયેં સેવારે,
હું ધૂપ કરૂં નૈવેદ, આરતી ઉતારૂંરે ;
તારા ચરણકમળ મનમાંય, અહુરનિશ ધારૂંરે. ૧.
ગુરુ ગોવંદજીને પાય, શીષ નમાવુંરે ;
હું પ્રીત ધરી મનમાંય, શરણે આવુંરે ;
દ્વાદશ માસની વાત, વર્ણવી કહુંછુંરે ;
હું હરિના દાસનો દાસ, થઇને રહુંછુંરે. ૨.
છે સાધુ સંતનો સંગ, સહુમાં મોટોરે ;
એમ મનમાં ભાસે બીક, સંસાર છે ખોટોરે ;
હુંને કૃપા કરી મ્હાદેવ, જોગી જટાળેરે ;
એનું ભક્તવત્સલ બ્રદ સાચ, પૂરવનું પાળેરે. ૩.

શ્રી ભાગવત કેરી વાત, વ્યાસે વખાણીરે ;
તે કહુંછું શાસ્ત્ર પ્રયોગ, જુગતે જાણીરે ;
હરિ જેમ બોલાવે બોલ, તેમ યોં બોલુંરે ;
એમ કહે છે નરભેરામ, પ્રેમે ડોલુંરે. ૪.

સાખી.

આનંદ વરત્યો હે સખી, દીઠો રથ અમે કોક ;
નંદભૂવન ઊભો રહ્યો, તેણે ઉપનો શોક.

દેશી.

એમ ઉઠી સવારી નાર, જોવા ચાલીરે ;
સહુએ દીઠો રથ અકરૂર, રહી છે ભાળીરે ;
હવે બોલે તો ન બોલાય, થઇ છે ઝાંખીરે ;
એવું ગવન સાંભળી કાન, ન શકે ભાખીરે. ૧.
એવો રથ જોતરવા કાજ, થયા છે ભેળારે ;
માંહે ચડી બેઠા શ્રી કૃષ્ણ, સહુથી પે'લારે ;
સહુ રથને વળગી નાર, ધસ મસ કરતીરે ;
સહુ ગોપિયે બાંધી આડ, લોચન ભરતીરે. ૨.
માનો માનો ને મારા નાથ, સહુની વાતોરે ;
અમે એમ ન જાણ્યું આજ, કરશો ઘાતોરે,
ત્યારે કૃષ્ણ કહે જોજો વાટ, સમ ખાઉં સાચારે ;
તમે પાછી વળો વ્રજનાર, દઉં છું વાચારે. ૩.
મારે તમ સરખું નથી કોય, વ્રજની નારીરે ;
તમે અરપ્યાં છે તન મન ધન, ન રાખી બારીરે ;
એમ કહે છે નરભેરામ, રમશું રાસેરે ;
તમે જોજો વે'લી વાટ, ચૈતર માસેરે. ૪.

સાખી.

ચૈતર આવ્યો હે સખી, નાવ્યા કેમ ભગવંત,
જોશી પંડિત ને પૂછિયે, હવે ઝાલ્યું ન રહે મન.

દેશી.

સખી આવ્યો તે ચૈતર માસ, નાવ્યો વિસામોરે,
ત્યાં જઇને કીધું કામ, માર્યો મામોરે;
કોય મળી મથુરાની નાર, કામણ કીધાંરે,
ભોળવીને રાખ્યા ઘેર, ચિત્ત હરી લીધાંરે. ૧.
ત્યાં જઇને થયા છે કાન, સતીલા સીતારે,
તેણે લજાણા ભગવાન, નાવે બીતારે;
ઘણી ચતુર શિરોમણી નાર, મથુરા કેરીરે;
હાવ ભાવતણા બહુ રંગ, લીધા ઘેરીરે. ૨.
ઘણી સમજણ ને વળી રૂપ, આંખ ઉલાળેરે,
નિરખતાં પામે મોહ, જે કોય ભાળેરે;
વળી ચૌદ વિદ્યા ગુણ જાણ, બોલી જાણુરે,
વળી કોયલ સરખો કંઠ, અભિમાન આણેરે. ૩.
બાઇ આપણી જાત આહેર, જુક્તિ ન જાણેરે,
તેણે ઉપનો ભાવ કુભાવ, નજરમાં નાણેરે;
હવે આવ્યું મથુરાનું રાજ, મોટપ આવીરે,
એમ કહે છે નરભેરામ, લીલા ગાવીરે. ૪.

સાખી.

વૈશાક વન મોરિયાં, મોરી દાડમ દ્રાખ,
કોયલડી ટૌકા કરે, આંબે લાગી સાખ;

દેશી.

સખી વૈશાખે વનરાય, સહુ કોઇ મોરીરે,
જાંબુ લીંબુ દાડમ દ્રાંખ, બહુ બીજોરીરે;
વળી ડમરો મરવો જાય, ચંપ ચંપેલીરે,
વળી ગુલાબ કેવડો સાર, કેતકી ભેળીરે. ૧.
નારંગી અને અનાસ, ફળ રહ્યાં ફૂલીરે,
ગણતીમાં નાવે કોય, જઇયે સહુ ભૂલીરે;
એણી રૂતે નાવ્યો કંથ, જીવડો જાય છેરે,
હવે શું કરિયે ઘરબાર, ખાવા ધાય છેરે. ૨.

એણે કપટિયે કીધું કૂડ, કપટ ન જાણ્યું રે,
એ રમતો સહુને સાથ, મનમાં નાણ્યું રે;
હુંને બેઠે ન જાએ દિન, સાંભળ સજનીરે,
બાઇ નિદ્રા નાવે નેણ, કેમ જાયે રજનીરે. ૩.
હુંનેં લાગી તે વ્રેહની લ્હાય, કેમ ઓલાએરે,
ચિત્ત ભરમ થયો ચિત્તમાંય, સ્થિર નવ થાએરે;
એવી પ્રગટી પીડા અંગ, નથી રહેવાતું રે,
એમ કહે છે નરભેરામ, કીધી ઘાતું રે. ૪.

સાખી.

સખી જેઠ મહિને નાવિયા, વડો થયો જંજાળ,
પરહરશું આ પિંડને, આવી પહોંચ્યો કાળ.

દેશી.

સખી જેઠે જગજીવન, માયા ઉતારીરે,
આપણા અનેક અવગુણ, છે બહુ ભારીરે;
એવો જાણ થઇને અજાણ, મેલી ગયો છેરે,
સહુને કૂડા દીધા કોલ, જૂઠડો થયો છેરે. ૧,
એવા કયાંથી લખ્યાતા લેખ, લખમીવરશું રે,
હવે આવ્યા છે દુઃખના દિન, ધીરજ કેમ ધરશું રે;
એવા કપટી સાથે નેહ, કોય મ કરશોરે,
તમે પ્રીત કરી તતકાળ નિસાસા ભરશોરે. ૨,
અમે જોઇ એની પ્રીત, ઇચ્છે એવોરે,
એવી ઊંઘ વેચી સાટો સાટ, ઉજાગરો લેવોરે;
અમે લોપી તે કુળની લાજ, ઘરોઘર ભીખ્યાંરે,
હવે આજપછી મનમાંય, ઘણું એક શીખ્યાંરે. ૩.
એવા બોલે વળતા બોલ, વ્રજની નારીરે,
સહુ સાસ ઉસાસે પ્રાણ, મેલ્યાં ટાળીરે;
એવાં કરે રૂદન અપાર, પડે છે ભોમેરે,
એમ કહે છે નરભેરામ, ચડયો છે વોમેરે. ૪.

સાખી.

અશાડ આવ્યો ધડુકિયો, ભૂમિનો ભરથાર,
પિયુ વિનાની કામની, એળે જાય અવતાર;

દેશી.

સખી આવ્યો અશાડ માસ, મેઘલા વરસેરે,
જે પિયુ વિનાની નાર, તે કેમ કરશેરે;
જુવો ઘોર ઘટા આકાશ, છાઇ રહ્યો છેરે,
રડવડતી મેલી નાર, મથુરા ગયો છેરે. ૧.
એવો ઠુમ ઠુમ વરસે મેહ, આવ્યું ચોમાસુંરે,
જમ જવાસિયાની પેર, સહુકો સુકાશુંરે;
આવ્યો અવનિનો ભરથાર, સહુકો રાજીરે,
અમે વિણ અગ્નિ વ્રજ નાર, દુઃખમાં દાઝીરે. ૨.
એવી ઘટાઘોર અંધાર, બહુ વિધે ગાજેરે,
થાય બહુ વિધિ શબ્દ આકાશ, ગડગડ ગાજેરે;
બહુ વિધિનાં બાદળમાંય, દામની ચમકેરે,
બપૈયા મોર ચકોર, નાચે ઠમકેરે. ૩.
ઘણી મળી અંધારી રાત, કાંય ન સૂઝેરે,
અબળાના મનની વાત, વાલમ બૂઝેરે;
હૈડું હાલક હોલ, થરથર કંપેરે,
એમ કેછે નરભેરામ, બળખ નવ ઝંપેરે. ૪.

સાખી.

સખી શ્રાવણ વરશે સરવડે, ઝરમર વરશે લા'ય,
સોહાગણને મન સુખ ઘણું, દુહાગણ દુઃખણી થાય.

દેશી.

સખી આવ્યો શ્રાવણ માસ, શી કહું શોભારે,
ગોકુળને કીધું ત્યાગ, મથુરા લોભ્યારે;

બહુ વાહળી માંહોમાંય, જાએ જળ ભરવારે,
ચાલો જમુનાજીને ઘાટ, બૂડી મરવારે. ૧.
બાઇ અવનિનો ભરથાર, પ્રેમે આવ્યારે,
વિધ વિધનાં આભૂષણ સાર, સાથેં લાવ્યારે ;
પેરવાને નીલાં ચીર, કમખો નીલોરે,
ઘણી બિછાવી સિકલાત, ઉપર ઝીલોરે. ૨.
એને રોમે રોમે આનંદ, અંગ ન માયેરે,
બાપીઓ છે રળીઆત, ગુણ રહ્યો ગાયેરે ;
બાઇ આપણનાંરે અભાગ, વલણી મરિયેરે,
જે વાતે મટે સંતાપ, તે વિધિ કરિયેરે.
એને મેર ન આવે લગાર, વડો નમેરીરે, ૩.
વિસવાસથી કીધી ઘાત, પૂરવનો વેરીરે ;
એણે નાંખીલાકશીમાંય, અમને યોં પીડેરે,
એમ કહે છે નરભેરામ, અતિશે ચીડેરે.

સાખી.

ભાદરવો ભલે આવિયો, કેમ નાવ્યા જગનાથ,
નહિતો એળે ઋતુ ગઇ, ઊભા ખંખેરિયે હાથ.

દેશી.

આવ્યો ભાદરવો માસ, મન રહ્યું ડોલેરે,
એના કૂડા પડ્યા છે કોલ, બળતી બોલેરે ;
હાય હાય કરીને પ્રાણ, પરવશ થયા છેરે,
આશાએ વિરૂંધ્યા શ્વાસ, ન્યારાર્યા છેરે. ૧.
મુવા હોય તે પિતૃ આજ, સહુકો આવેરે.
શ્રાધમાહી ઘેરોઘેર, ખીરખાંડ ભાવેરે ;
મુક્તિ થયા જે જીવ, તે પણ શુદ્ધ લેછેરે,
આવીને અંગમાંય, વચન ઘુણી કેંછેરે ૨.
ઇછે ત્રિભોવન નાથ, મનમાં નાવ્યુંરે,
બાઇ આપણનું લઇ પિંડ, તેલમાં તાવ્યુંરે ;
એને દયા ન આવે કાંય, આપણ માથેરે,
એ કૂડિયે કીધું કૂડ, સહુની સાથેરે. ૩.

આપણે સરવ વાતોથી નિરાશ, થઇને બેઠાંરે,
બાઇ દુઃખના સાયરમાંય, આપણે પેઠાંરે;
આજ ધાં સાંભળીને કાન, ધસ મસ ધાઓરે,
તમે નરભેરામના શ્યામ, સમજી જાઓરે, ૪.

સાખી.

આસુએ આશા ઘણી, મળવાની મન માંય,
મથુરાનો નારી મળી, સહુ કરે હાથની છાંય.

દેશી.

સખી આસુએ અમને આશ, પૂરણ લાગીરે,
એવી નોરતાંની નવરાત, અંબે જાગીરે;
બાઇ આવી વિજયા દશમ, દરશ થાશેરે,
આવ્યાનો ભરોસો ઠીક, મનમાં ભાસેરે. ૧.
રીસાણો હોય જે નાર, હમણાં મનાવેરે,
સંદેશા સો સો વાર, કઇક સાથે કાવેરે;
આવ્યો ધનતેરસનો દિન, આભૂષણ ધરૂં છુંરે,
હું મળવા કોટિ ઉપાય, કેંકેં કરૂં છુંરે. ૨.
કાળી ચોદશના ચોક, લીંપી કીધારે,
માંય નીલા પીળા રંગ, વિવિધ વિધ કીધારે;
નાઇ ધોઇને કાઢયું રૂપ, મોહન મળવારે,
લઇ પેર્યા સોળ શણગાર, સુકૂળે કૂળવારે, ૩.
એવી સોમવતી અમાસ, આજ દિવાળીરે,
તમે જોવા આવો દીપમાળ, વેલા વનમાળીરે;
પૂર્યો તમ મળવા અનકોટ, કોડે કીધોરે,
તમે નરભેરામના શ્યામ, દગો અમને દીધોરે, ૪.

સાખી.

કારતક મહિને કામની, કળપી કટકા થાય,
સહુ મળી સાહેલડી, ઝાંપે જોવા જાય.

દેશી.

સખી કારતક મહિને કાન, કેવું કીધુંરે ;
એવું ન કરે બીજો કોય, શત્રુ જેવુંરે ;
નિરદય થયો છે નાથ, દયા ન આવેરે,
હુંને નાંખી તાવડા માંય, નિત રહ્યો તાવેરે
હવ દેવાળી આજ, આવશે ઊઠીરે,
તેમાંયે એક ન ઊભી વાત, પડી સહુ ભોઠીરે ;
એની એળે ગઈ અવધ, વાયદા વાસ્યારે,
શાહુકારને રણમાં વાર, લઈને આવ્યારે
મારૂં ગયું બાળાપણું એળે, જોબન જાયરે,
મુને વેહુતણો ભોરિંગ, નિત રહ્યો ખાયરે ;
હૈડાનાં બાળ્યાં હીર, હિંમત ગઇ છે રે,
ઘણા પાણી વે વે આંખ જાંખી થઇ છેરે.
આપણે ભોઠાં પડયાં સહુ કોય, નાત જાતમાંરે.
ખાઈ બેઠાં ન જાએ દિન, રડિયે રાતમાંરે ;
સંદેશા સો સોવાર, મારા સમજાવજોરે,
તમે નરભેરામના શ્યામ, એવું જાણી આવજોરે.

સાખી.

માગસર આવ્યો માનની, મન થયું નિરાશ,
ભગવાં કરિયે લુગડાં, પેહેરો સહુ સંન્યાસ

દેશી.

સખી માગસર મહિના માંય, જોગી થાવુંરે,
ચોળી અંગ ભભૂત કે, મથુરાં જાવુંરે,
લ્યો કરિયે ભગુવાં વસ્ત્ર, ગેરૂએ રંગિયેરે,
ખાશું અફીણ ધતુરા ભાંગ, કે નેણાં રંગિયેરે.
લઇ પેરશું તે માથે ટોપ, ફૂલમાળા ફરતીરે,
આદેશ આદેશ વચન, મુખ ઓચરતીરે.

મુદરા લટકે કાન, કોટે સેલીરે,
લેશું ઝોલી ઝંડો હાથ, પાવડી ભેળીરે. ૨.
ફાડી તોડી ચુંદડી ચીર, કંથા કરશુંરે,
ઓચરશું સુખે આલેક, ઘર ઘર ફરશુંરે;
એમ કરતાં મોહનલાલ, કયાંએક મળશેરે,
એવો ભાળી અમારો ભેખ, પછે કેમ કરશેરે. ૩.
સહુ સંકલ્પ મનમાંય, અનેક એવા કરેછેરે,
આંસુડાં ભ્હે જળધાર, નેણે રડેછેરે;
એવા મનસુબા મનમાંય, કરે વ્રજ નારીરે,
એમ કહે છે નરભેરામ, રહ્યા અમે હારીરે.

સાખી.

પોષ માસની પ્રેમદા, લાગી પિંડમાં લા'ય,
માખી પડે જેમ તેલમાં, પછી કેવીક સુખણી થાય.

દેશી.

સખી આવ્યો તે મહિનો પોષ, પ્રીતમ નાવ્યારે,
પ્રભુ મથુરા નગરી મોઝાર, ઘણું શું ફાવ્યારે;
હવે મળ્યા વિના ન રહેવાય, હિંમત હારીરે,
બાઇ અમે ન જાણિયે કાંય, જારી વિજારીરે. ૧.
આળિયા ને માળિયા મોત્ર, ઝેર થઇ લાગેરે,
એવા લખ્યા વિધાતાએ લેખ, ખરેખર આગેરે;
જેને ખાવું ને પેરવું અંગ, સરખું દીસેરે,
કોઇ આવીને ઊભે પાસ, લખીયે રીસેરે. ૨.
હવે ધીરજ કેમ ધરાય, બાળ રહ્યું ઉથાપીરે,
કોઇ જઇ સંભળાવો એમ, નથી રહ્યું બાકીરે;
હવે લાખેણી અમે લાજ, બેઠાં ખોઇનેરે,
બાઇ અબળાનું શું જોર, રહ્યાં હવે રોઇનેરે. ૩.
સાચી પડે કેનેક ઓળખાણ, પ્રેમી જનનીરે,
હુંને નથી ખબર ત્રણ કાળ, અમારા મનનીરે;

તમને સમદ્રષ્ટિ કે' સહુ કોય, શ્યાને તાણોરે,
તમે નરભેરામના શ્યામ, કાંઇક જાણોરે. ૪.

સાખી

મહા મહિને મંદિર થકી, નીસરી ઊભી બાર,
વાટડી જોતાં જુગ ગયા, પામ્યા નહીં કોયપાર.

દેશી.

સખી મહા મહિનાના દિન, કેવા લાગેરે,
એવાં ભૂંડાં અમારાં ભાગ, જોરથી ભાગેરે;
હવે કેમ આવે વિશ્વાસ, કીધી ઘાતુંરે,
દુઃખડાના આવ્યા દિન, નથી રહેવાતુંરે. ૧.
મુને કરડી કાળે નાગ, ઝોલા ખાઉંરે,
રોમે રોમે ચડી ગ્યું ઝેર, દુઃખણી થાઉંરે;
બાઇ માળાને મણકા પાઓ, શુદ્ધ ઘોળીરે,
તમે ઉકાળો કવાથ, ચૂરણ ચોળીરે. ૨.
ઝાડેને ઝપટે હુંને, કાર ન થાએરે,
જડીબુટ્ટીએ શું થાય, ઘસી ઘસી પાએરે;
જો મનનો માનેલ કાન, ગારૂડી થઇ આવેરે,
હુંને મરણ ઘાતમાંથી, તેહ બચાવેરે. ૩.
બીજા કોટિ કરો ઉપાય, સરવે ખોટારે,
દીસે નાનકડા નંદલાલ, ગુણ લે મોટારે;
કે છે ભક્તવત્સલ ભગવાન, એકવાર આવોરે,
તમે નરભેરામના શ્યામ, શું કરવા નાવોરે. ૪.

સાખી.

ફાગણ આવ્યો હે સખી, ફરકવા લાગ્યાં અંગ,
જો આવે શ્રીકૃષ્ણજી, તો થાએ સતસંગ.

દેશી.

સખી આવ્યો તે ફાગણ માસ, અંગ રહ્યું ફરકેરે,
જોને કાગ રૂવે સનમુખ, બેઠા બરકેરે;

તારી સોને મઢાવું ચાંચ, માંહે મોતીરે,
તુંને ખવરાવું ખીર ખાંડ, હિંડોળે જોતીરે. ૧.
હુંને લાધું તે સ્વપનું આજ, તે સંભળાવુંરે,
ત્યારે નટવર નંદના લાલ, રહી નચાવુંરે;
એવો મોર મુકુટ બંધન, શીષ બિરાજેરે,
એને પેરણ પીતાંબર સાર, છબીમાં છાજેરે. ૨.
કાલ મુરलीનો કરે નાદ, રસિયો રાગીરે,
હું નિદ્રામાં ઘમઘોર, ઝબકી જાગીરે;
ઊઠીને ઉઘાડી આંખ, કાંય નવ દીસેરે,
હૈડામાં ઊઠી આગ, બળીએ રીસેરે. ૩.
બાઇ આશ ન પૂરી એક, થયાં નિરાશીરે,
વ્રજ વિનિતાની કોટ માંય, નાખો ફાંસીરે;
હવે પડયા તે ચારે હાથ, પૃથ્વી માથેરે,
હવે નરભેરામના શ્યામ, મુને લ્યો સાથેરે. ૪.

સાખી.

અદક મહિનો કે સહુ, પરષોત્તમ માસ,
એમ કરતાં દીધી વધામણી, થયાં સહુ રળિયાત.

દેશી.

સખી એ આવે શ્રીકૃષ્ણ, વધામણી આપુંરે,
હું વેચાણી તમ હાથ, લખિયે છાપુંરે;
આજ વળ્યા અમારા દિન, ઓઘ ન માએરે,
વ્હાલો ભરી ભરીને હાથ, મહા રસ પાએરે. ૧.
લાહોની થૈ લેલુંટ, અમને ફાવ્યુંરે,
મારો ગયો તે વ્રેહ વૈરાગ, મ્હા સુખ આવ્યુંરે;
જેને ઇષ્ટ ઉપાસના એક, કેમ વિસારેરે,
ઘોળ્યા દુર્જનિયાં દુશ્મન, જોઇ જોઇ હારેરે. ૨.
હવે સજીયે સોળ શણગાર, હરષ ધરીનેરે,
મારાં જોબનિયાનું જોર, આવ્યું ફરીનેરે;

તમને સમદ્રષ્ટિ કે' સહુ કોય, શ્યાને તાણોરે,
તમે નરભેરામના શ્યામ, કાંઈક જાણોરે. ૪.

સાખી

મહા મહિને મંદિર થકી, નીસરી ઊભી બાર,
વાટડી જોતાં જુગ ગયા, પામ્યા નહીં કોયપાર.

દેશી.

સખી મહા મહિનાના દિન, કેવા લાગેરે,
એવાં ભૂંડાં અમારાં ભાગ, મોરથી ભાગેરે;
હવે કેમ આવે વિશ્વાસ, કીધી ઘાતુંરે,
દુઃખડાના આવ્યા દિન, નથી રહેવાતુંરે. ૧.
મુને કરડી કાળે નાગ, ઝોલા ખાઉંરે,
રોમે રોમે ચડી ગ્યું ઝેર, દુઃખણી થાઉંરે;
બાઈ માળાને મણકા પાઓ, શુદ્ધ ઘોળીરે,
તમે ઉકાળો કવાથ, ચૂરણ ચોળીરે. ૨.
ઝાડેને ઝપટે હુંને, કાર ન થાએરે,
જડીબુટ્ટીએ શું થાય, ઘસી ઘસી પાએરે;
જો મનનો માનેલ કાન, ગારૂડી થઈ આવેરે,
હુંને મરણ ઘાતમાંથી, તેહ બચાવેરે. ૩.
બીજા કોટિ કરો ઉપાય, સરવે ખોટારે,
દીસે નાનકડા નંદલાલ, ગુણ લે મોટારે;
કે છે ભક્તવત્સલ ભગવાન, એકવાર આવોરે,
તમે નરભેરામના શ્યામ, શું કરવા નાવોરે. ૪.

સાખી.

ફાગણ આવ્યો હે સખી, ફરકવા લાગ્યાં અંગ,
જો આવે શ્રીકૃષ્ણજી, તો થાએ સત્સંગ.

દેશી.

સખી આવ્યો તે ફાગણ માસ, અંગ રહ્યું ફરકેરે,
જોને કાગ રૂષ સનમુખ, બેઠા બરકેરે;

તારી સોને મઢાવું ચાંચ, માંહિ મોતીરે,
તુંને ખવરાવું ખીર ખાંડ, હિંડાળે જોતીરે. ૧.
હુંને લાધું તે સ્વપનું આજ, તે સંભળાવુંરે,
ત્યારે નટવર નંદના લાલ, રહી નચાવુંરે;
એવો મોર મુકુટ બંધન, શીષ બિરાજેરે,
એને પેરણ પીતાંબર સાર, છબીમાં છાજેરે. ૨.
કાલ મુરલીનો કરે નાદ, રસિયો રાગીરે,
હું નિદ્રામાં ધમચોર, ઝબકી જાગીરે;
ઊઠીને ઉઘાડી આંખ, કાંય નવ દીસેરે,
હૈડામાં ઊઠી આગ, બળીએ રીસેરે. ૩.
બાઇ આશ ન પૂરી એક, થયાં નિરાશીરે,
વ્રજ વિનિતાની કોટ માંય, નાખો ફાંસીરે;
હવે પડયા તે ચારે હાથ, પૃથ્વી માથેરે,
હવે નરભેરામના શ્યામ, મુને લ્યો સાથેરે. ૪.

## સાખી.

અઢક મહિનો કે સહુ, પરષોત્તમ માસ,
એમ કરતાં દીધી વધામણી, થયાં સહુ રળિયાત.

## દેશી.

સખી આ આવે શ્રીકૃષ્ણ, વધામણી આપુંરે,
હું વેચાણી તમ હાથ, લખિયે છાપુંરે;
આજ વળ્યા અમારા દિન, ઓઘ ન માએરે,
વ્હાલો ભરી ભરીને હાથ, મહા રસ પાએરે. ૧.
લાહોની થૈ લેલુંટ, અમને ફાવ્યુંરે,
મારો ગયો તે વ્રેહ વૈરાગ, મ્હા સુખ આવ્યુંરે;
જેને ઇષ્ટ ઉપાસના એક, કેમ વિસારેરે,
ઘોળ્યા દુર્જનિયાં દુશ્મન, જોઇ જોઇ હારેરે. ૨.
હવે સજીયે સોળ શણગાર, હરષ ધરીનેરે,
મારાં જોબનિયાનું જોર, આવ્યું ફરીનેરે;

તમને સમદ્રષ્ટિ કે' સહુ કોય, શ્યાને તાણોરે,
તમે નરભેરામના શ્યામ, કાંઈક જાણોરે. ૪.

સાખી

મહા મહિને મંદિર થકી, નીસરી ઊભી બાર,
વાટડી જોતાં જુગ ગયા, પામ્યા નહીં કોયપાર.

દેશી.

સખી મહા મહિનાના દિન, કેવા લાગેરે,
એવાં ભૂંડાં અમારાં ભાગ, જોરથી ભાગેરે;
હવે કેમ આવે વિશ્વાસ, કીધી ઘાતુંરે,
દુઃખડાના આવ્યા દિન, નથી રહેવાતુંરે. ૧.
મુંને કરડી કાળે નાગ, ઝોલા ખાઉંરે,
રોમે રોમે ચડી ગ્યું ઝેર, દુઃખણી થાઉંરે;
બાઈ માળાને મણકા પાઓ, શુદ્ધ ઘોળીરે,
તમે ઉકાળો કવાથ, ચૂરણ ચોળીરે. ૨.
ઝાડેને ઝપટે હુંને, કંઈ ન થાએરે,
જડીબુટ્ટીએ શું થાય, ઘસી ઘસી પાએરે;
જો મનનો માનેલ કાન, ગારૂડી થઇ આવેરે,
હુંને મરણ ઘાતમાંથી, તેહ બચાવેરે. ૩.
બીજા કોટિ કરો ઉપાય, સરવે ખોટારે,
દીસે નાનકડા નંદલાલ, ગુણ લે મોટારે;
કે છે ભક્તવત્સલ ભગવાન, એકવાર આવોરે,
તમે નરભેરામના શ્યામ, શું કરવા નાવોરે. ૪.

સાખી.

ફાગણ આવ્યો હે સખી, ફરકવા લાગ્યાં અંગ,
જો આવે શ્રીકૃષ્ણજી, તો થાએ સત્સંગ.

દેશી.

સખી આવ્યો તે ફાગણ માસ, અંગ રહ્યું ફરકેરે,
જોને કાગ રૂષિ સનમુખ, બેઠા બરકેરે;

તારી સોને મઢાવું ચાંચ, માંહે મોતીરે,
તુંને ખવરાવું ખીર ખાંડ, હિંડોળે જોતીરે. ૧.
હુંને લાધ્યું તે સ્વપનું આજ, તે સંભળાવુંરે,
ત્યારે નટવર નંદના લાલ, રહી નચાવુંરે;
એવો મોર મુકુટ બંધન, શીષ બિરાજેરે,
એને પેરણ પીતાંબર સાર, છબીમાં છાજેરે. ૨.
કાલ મુરલીનો કરે નાદ, રસિયો રાગીરે,
હું નિદ્રામાં ઘમઘોર, ઝબકી જાગીરે;
ઊઠીને ઉઘાડી આંખ, કાંય નવ દીસેરે,
હૈડામાં ઊઠી આગ, બળીએ રીસેરે. ૩.
બાઈ આશ ન પૂરી એક, થયાં નિરાશીરે,
વ્રજ વિનિતાની કોટ માંય, નાખો ફાંસીરે;
હવે પડયા તે ચારે હાથ, પૃથ્વી માથેરે,
હવે નરભેરામના શ્યામ, મુને લ્યો સાથેરે. ૪.

## સાખી.

અદક મહિનો કે સહુ, પરષોત્તમ માસ,
એમ કરતાં દીધી વધામણી, થયાં સહુ રળિયાત.

## દેશી.

સખી એ આવે શ્રીકૃષ્ણ, વધામણી આપુંરે,
હું વેચાણી તમ હાથ, લખિયે છાપુંરે;
આજ વળ્યા અમારા દિન, ઓઘ ન માએરે,
વ્હાલો ભરી ભરીને હાથ, મહા રસ પાએરે. ૧.
લાહોની થૈ લેલુંટ, અમને ફાવ્યુંરે,
મારો ગયો તે વ્રેહ વૈરાગ, મ્હા સુખ આવ્યુંરે;
જેને ઇષ્ટ ઉપાસના એક, કેમ વિસારેરે,
ઘોળ્યા દુર્જનિયાં દુશ્મન, જોઇ જોઇ હારેરે. ૨.
હવે સજીયે સોળ શણગાર, હરષ ધરીનેરે,
મારાં જોબનિયાનું જોર, આવ્યું ફરીનેરે;

મારા[1] મનના મનોરથ આજ, સરવે ફળશેરે,
મારા[2] મોહનજી મ્હારાજ, મ્હેરથી મળશેરે. ૩.
હવે ધણિયાતી થઇ નાર, ગોકુળ ગાજેરે,
અમે જે કરિયે તે આજ, અમને છાજેરે;
મારા મનના માનેલ માવ, મનડું મોહ્યુંરે,
એવા નરભેરામના શ્યામ, સામું જોયુંરે. ૪.

સાખી.

બાર માસ પૂરા થયા, ભલો બન્યો સંજોગ.
કૃષ્ણ ગોપીનો સંવાદ છે, ગાતાં પડશે ભોગ.

દેશી.

સખી બાર માસ જે ગાય, હરષ ધરીનેરે,
તે પાછું નાવે કોય, પુનહ મરીનેરે;
જે સાંભળે શીખે ગાય, ફળ બહુ ભારીરે,
વૈમાને બેસી જાય, નર ને નારીરે. ૧.
સંવત અઢારતેંતાલામાંય, પ્રબંધ કીધોરે,
મહા સુદ પાંચમ ને રવિવાર, લાહો લીધોરે;
એવું કચ્છ દેશ તેમાંય, ભુજ નગર બિરાજેરે,
મંદિરમાં મોટા ચોક, ફરી સમદર ગાજેરે. ૨.
ત્યાં નારાણ સરોવર તીર્થ, સહુમાં મોટુંરે,
એ મંજન કરે સંસાર, ભાસે ખોટુંરે;
મેં ભુજ નગરમાં નિવાસ, કીધો હરખીરે,
સદ્ શાસ્ત્ર ને સતસંગ, લે સહુ હરખીરે. ૩.
કાંય હોય ખોટ ખબાડ, ભૂલ અમારીરે,
મેં મારી બુદ્ધિએ અનુમાન, કહ્યું વિચારીરે;
હૈડાંની પૂરી હામ, સુખ ઉપજાવ્યુંરે;
હવે નરભેરામના શ્યામ, સળંગ સમજાવ્યુંરે. ૪.

---

૧-૨ હાથ ચડેલ અસલ પુસ્તકમાં એ ટુક ન હોતાં રા. ગૌરીશંકર યશંકર વોરાએ નવી બનાવી દાખલ કરી છે.

## છપ્પય.

નથી નીપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં,
નથી નીપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં :
નથી મળતો કાંઇ પ્રેમ, ગાંધી દોશીને હાટે,
નથી મળતો કાંઇ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે ;
નથી મળતો પ્રેમ તપાસતાં, ગુજરી ગામો ગામની,
કહે નરભો પ્રેમ પૂરો મળે, કૃપા હોય શ્રી રામની. ૧.
મળ્યો પ્રેમ વ્રજનાર, મગન થઇ મનમાં ફૂલી,
કહાન કહાન કહી ફરી, ભાન દેહીનું ભૂલી ;
પ્રેમી વિદુરની નાર, નાહાતાં નાગી ધાઇ,
એ લક્ષણ પ્રેમનું. જઇ ભેટી જદુરાઇ ;
તે ગર્ભને કાઢી નાંખતી, છોડાં મુખે ધરાય છે,
કહે નરભો પ્રેમનું પારખું, છબીલો છોડાં ખાય છે. ૨.
જયારે પ્રગટયો પ્રેમ, તુલસીના દળથી રાજી,
જયારે પ્રગટયો પ્રેમ, ખાધી ખિચડીને સાજી ;
જેને પ્રગટયો પ્રેમ, પ્રેમને તે નર જાણે,
જેને પ્રગટયો પ્રેમ, તેહને વેદ વખાણે ;
મનમાં જો પ્રેમ પ્રગટ થયો, એક રતિ ભર જેહને,
કહે નરભેરામ ગુરુથકી, નિત બલિહારી તેહને. ૩.
કરીને યજ્ઞ અનેક, વ્રત વિધિ બહુ પાળે,
વળી આપે ગૌદાન, હોડ હિમાળે ગાળે ;
ગીત વેદનાં ગાય, તીર્થ પણ બહુ ફરી આવે,
દધિ દૂધ ઘૃત ખાંડ, વિપ્ર પોષે મન ભાવે ;
એવાં સુકૃત કીધાં ઘણાં, શું આપું જીભે ગણી,
કહે નરભેરામ એ સર્વથી, જ્ઞાન દાન શિરોમણી ૪.
ખારાં જળનો જીવ, મીઠા જળમાંહીં મરે છે,
મિસરી મીઠી ઘણી, ગદ્ધાના પ્રાણ હરે છે ;
સિંહણ કેરૂં દૂધ, કનકને પાત્રે જામે,
બીજી ધાતુ બહુ, માંહીં વિરામ ન પામે ;

છે એમ હરિ રસ આકરો, પ્રેમીને દિલ જઇ ઠરે,
કહે નરભેરામ ગુરુ થકી, હરિજનને વિસ્મય કરે. ૫.
નથી મૃત્તિકામાં પ્રભુ, નથી પિત્તળમાં પેઠો,
કનકની મૂર્તિ કરે, નથી ઇશ્વર મહીં બેઠો ;
નથી ઘોરોમાં પીર, નથી શ્રાવકને દેરે,
અસલ જુવે નહિ કોય, સહુ નકલોને હેરે ;
છે રામ નામ અક્ષર અસલ, બીજું નકલ કહેવાય છે,
કહે નરભેરામ ગુરૂ થકી, પ્રેમ પ્રગટજ થાય છે. ૬.
શાસ્ત્ર પુરાણો વેદ, કમાવા કારણ શીખે,
આઠ પહોર દિનરાત, જઇને ઝીકણું ઝીકે ;
વાણી મધુરી વદે, મોરના જેવી કહિયે,
સર્પ વીંછીને ખાય, ઝેર એવું છે હૈયે ;
જો રામ રટણ કાંઇ નહિ કર્યું, તે ગવાર છે તૈડિયા,
કહે નરભો ખરને લાભ શો, મિસરી ભરકે બૈડિયા. ૭.
જુવતી જળને કાજે, જુઓ પનઘટપર જાવે,
જેને જેવો અર્થ, તેટલું તે જઇ લાવે ;
ભાણે ભર્યાં પકવાન, ભૂખ સમ ભોગ કરે છે,
હદ આવી જે વાર, હાથ આડાજ ધરે છે ;
ભાગવત પકવાન પણ ભટ કહે, અક્ષર એક જેથી પળે,
કહે નરભેરામ ગુરુથકી, સત્ય વસ્તુ તેને મળે. ૮.
પ્રજાપતીની ઘોડી, રાંડ શીદ હરિજન જાયો,
પેટ ભરે કરી વિષય, એહમાં શું એ કમાયો ;
નિદ્રા મૈથુન અહાર, માહીં તું શું થયો રાજી,
એ પ્રાણી સર્વને, વિચારી જોને પાજી ;
જો રામ રટણ કંઇ નવ કર્યું, અંતે કારજ શાં સર્યાં,
કહે નરભો પેટ સરવે ભરે, ગદ્ધા બિલાડાં કુતરાં. ૯.
મેગળ નિસરી બહાર, ચાલતો મહા સુખ માણે,
નહિ શત્રુ નહિ મિત્ર, વિશ્વને સરખું જાણે ;
પૂઠે ભસે બહુ શ્વાન, કેટલાં બેસી રહે છે,
મેગળને મન નહીં, માન અપમાનજ દેછે ;

એમ હરિજન મેગળરૂપ છે, જેને હરિનું ધ્યાન છે,
કહે નરભેરામ ગુરુથકી, દુરિજન સઘળા શ્વાન છે. ૧૦.
ભઠ્ઠ પડયો અવતાર, જેની પરનારે પ્રીતિ,
ભઠ્ઠ પડયો અવતાર, જેહની ચાલ અનીતિ ;
ભઠ્ઠ પડયો અવતાર. હરિગુણ ગાતાં લાજે,
ભઠ્ઠ પડયો અવતાર, કોઇનાં સુખ જોઇ દાઝે ;
વળી ભઠ્ઠ પડયો અવતાર જે, સોહ્યો મોટમ માનને,
કહે નરભેરામ રહ્યા નહીં, શીદ વણસાડયું ધાનને. ૧૧.
ધાન ખાધું તે ધૂળ, નહીં વહાલા રઘુરાય,
ધાન ખાધું તે ધૂળ, વળી જે વિષયી થાય ;
ધાન ખાધું તે ધૂળ, પાપ કરી પેટ ભરે છે,
ધાન ખાધું તે ધૂળ, ઘાત વિશ્વાસ કરે છે ;
સામાનુ સુખ જોઇ દાઝતો, નરકે જશે નિદાનરે,
કહે નરભો કૂટ ગધેડીના, શીદ વણસાડયું ધાનને. ૧૨.
કરજોડી કહું કૃષ્ણ, સાંભળો અક્ષર મારો,
મનુષ્ય દેહ દઇ ભલો, શીદ બ્રાહ્મણ અવતાર્યો ;
અણ સમજુને એમ, જન્મ બ્રાહ્મણનો મોટો,
મુજને ભાસે એમ, જન્મ બ્રાહ્મણનો ખોટો ;
જે જમે ઉધાર સાથે થયું, તેનાં ધરૂં છું શોકને,
કહે નરભો હાથ ધરી સહુ, સાધન સોંપ્યું લોકને. ૧૩.
કોઇ કહેશે એમ, હાથ તો શીદને ધરિયે,
હાથ ધર્યે જીવાય, નહીં તો પેટ ન ભરિયે ;
ધરિયે નહિ જો હાથ, નવરાં કેમ ફરાય,
હાથ ધર્યાં પરતાપ, ટાઢ તડકો તે જાય ;
જે હાથ ધર્યાવિણ મહેનતે, જીવવું તેતો ઠીક છે,
જન નિરભે તો નિશ્ચય કર્યું, હાથ ધર્યામાં ધિક્ક છે. ૧૪.
વગર મહેનતે ખાય, પારકા માગી મેવા,
વગર મહેનતે ખાય, હરાયા સાંઢા જેવા ;
જીવે પારકું ખાઇ, એહ અવતાર ન સારો,
જોતો નથી વિચારી, લાભ લુંટાયે મારો ;

જે માલ પારકો ખાઇને, મૂર્ણ હૈયે હરખાય છે,
કહે નરભો લાભ બધો ખુવે, નાગો શું લુંટાય છે. ૧૫
ક્ષારતણી ભૂમિમાં, સહુસ્ર મણ બાજરી વાવી,
ખાર બધું ખાઇ ગયો, પાછી પાશેર ન આવી ;
વિવેક સમજ્યો નહીં, પાત્ર કુપાત્ર ન જોયું,
ખાધું તેને ના પચ્યું, ખત્રાવ્યું તેણે ખોયું ;
સઘળો ભૂમિ સરખી નથી, કઇ છાયા કઇ તાપની,
કહે નરભો કુપાત્ર થાય તો, દસુંદ આવે પાપની. ૧૬
જાચક જીવન થકી, વગર મ્હેનત જે જીવે,
જાન જાચકે થાય, જુઓ દેખાડું દીવે ;
માગે સાકર ગોળ, તનુજને ટપલી મારે,
જાચકને નોતરી, જમાડે ઘીની ધારે ;
જાચક તો તે નથી જાણુતો, જાન અતિશે થાય છે,
કહે છે નરભો મોટમપણે, લાખો જર લુંટાય છે. ૧૭.

---

### ઘડપણ વિષે.

સંવત અઢાર ચોવીસ, હતા બેઠા ઘર માંડી,
બતરીસ માંટી મુઆ, રાંક જીહ્વા તે રાંડી ;
નહિ સાંભળું કહે કાન, ચરણ કહે હું નહીં હિંડું,
તેજ નેત્રનું ગયું, વાતનું વળિયું મીંડું,
તાણુંની સાલ વૈશાખ, સુદિ પાંચમ જે જાણું,
રામે પાછું વાળ્યું, હતું આવ્યું જે આણું ;
એક વારજ પાછું વાળિયું, વળી વળીને કેમ વાળશે,
જન નરભા રટ તું રામને, કાળ ચપેટી મારશે.

---

# નરસિંહ મેહેતા.

આદિ—ભકત—કવિ.

જુનાગઢના વડનગરા નાગર.

સંવત ૧૫૧૨માં હતા.

## પદ ૧ પ્રભાતિયું. રાગ ભૈરવી.

પ્રાતઃસમે સુરઉગ્યા પહેલાં, જોરે રસના મુખ રામ કહે;
હાંરે હાંરે કૃષ્ણને તું ભજ નામે, જગમાં તારૂં નામ રહે— પ્રાતઃ.
રામ નામનો મહિમા મ્હોટો, શિવ સનકાદિક ધ્યાન ધરે;
મેરુ થકી મ્હોડું હોય પ્રાયશ્ચિત, નારાયણના નામે તરે— પ્રાતઃ.
કેસરી ધૂરે જ્યમ મૃગજ ત્રાસે, રવિ ઉગે જ્યમ તિમિર ટળે ;
પૂરણ બ્રહ્મ અકળ અવિનાશી, કુબુદ્ધિના તાપ તરત હરે— પ્રાતઃ.
કોટિ કલ્યાણ ફળ ઉદય ભાણે, પાપ બાપડું કયાંરે રહે ;
અધમ નીર ગંગામાં ભલ્યું ત્યારે, ગંગા સરખું થઇને વહે— પ્રાતઃ.
એ રસને શુક દેવજી જાણે, કોઇક વિરલા સંત લહે ;
ભણે નરસૈંયો તમે પ્રભુ ભજી લો, આવાગમનનો ફેરો ટળે— પ્રાતઃ.

---

## પદ ૨ રાગ વિભાસ.

નંદના કુંવર જાગો, મ્હારાજ લાલ જાગો ;
જગાડે યશોદા મૈયા, નંદના કુંવર જાગો— ટેક.
વલોણાની ઝણ વાગી, વાણું વાયું વ્હાલા ,
આવડી શી ઊંઘ ગારા, નંદજીના લાલા— જગાડે. ૧.
ચાર પાંચ વસ્ત્ર પહેરવા, માંય પ્રેમનો ધાગો ;
ગાલ ચુમી લઇ હરિને, તેડીને કીધો આઘો— જગાડે. ૨.
જાગ્યા જગંજીવન પ્રાણ, મુકુટ ધર્યો માથે ;
મનહરણી ચાલ ચાલે, મોરલી લીધી હાથે— જગાડે. ૩.

દીન જાણી દયા કીધી, મુજપર કીધી મ્હેરરે ;
ભલે મળ્યા મેતા નરસીનો સ્વામી, થઇ છે લીલા લેહેર— જગાડે. ૪.

---

## પદ ૩ રાગ એજ.

કાના નાના છાનામાના, આવજો મારે ઘેર :
આવજો મારે ઘેર વારી જાઉં, આવજો મારે ઘેરરે. ટેક.
સાસુ મારી ગામ સિધાવી, નણદી નથી ઘેરરે ;
નાનો દેવર ચાકરી ચાલ્યો, મોહન કરજો મ્હેરરે— કાના. ૧.
મહીની ગોળી રસેં ભરી, તેની તાણવા સેરરે ;
નહીં આવો તો નંદના કુંવર, અદકાં થાશે વેરરે— કાના. ૨.
શામળિયે સાહેર વલોવ્યો, સહી માંડી છે પેરરે ;
ચૌદ રતન માંહેથી કાહાડ્યાં, પછી કહાડ્યું ઝેરરે— કાના. ૩.
માવજી મારા મહી વલોવે, મુજપર કીધી મ્હેરરે ;
નરસૈંયાનો સ્વામી મળ્યો, થઇ છે લીલા લે'રરે— કાના. ૪.

---

## પદ ૪ રાગ વસંત પંચમ

ભોળીરે ભરવાડણ હરિને, વેચવા ચાલી ;
સોળ સહસ્ર ગોપીનો વ્હાલો, મટુકીમાં ઘાલી. ટેક.
અનાથના નાથને વેચે, આહીરની નારી ;
શેરીએ શેરીએ સાદ પાડે, લ્યો કોઇ મોરારિ— ભોળીરે. ૧.
મટુકી ઉતારી માંહી, મોરલી વાગી ;
વ્રજ નારીને સેજે જોતાં, મૂરછા લાગી— ભોળીરે. ૨.
બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા, કૌતક એ પેખે ;
ચૌદ લોકના નાથને કાંઇ, મટુકીમાં દેખે— ભોળીરે. ૩.
ગોવાલણીના ભાગ્યે પ્રગટ્યા, અંતર જામી ;
દાસલડાંને લાડ લડાવે, નરસૈંનો સ્વામી— ભોળીરે. ૪.

---

## પદ ૫ પ્રભાતિયું નાગદમન.

જળકમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે ;
જાગશે તને મારશે, મને બાળ હત્યા લાગશે— જળકમળ. ૧.
કહેરે બાળક તું મારગ ભૂલ્યો, કે તારા વેરીએ વળાવિયો ;
નિશ્ચે તારો કાળજ ખૂટયો, અહિયાં તે શીદ આવિયો— જળ. ૨.
નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરીએ વળાવિયો ;
મથુરા નગરીમાં જુગટું રમતાં, નાગનું શીષ હું હારિયો— જળ. ૩.
રંગે રૂડો રૂપે પૂરો, દીસંતે કોડીલો કોડામણો ;
તારી માતાએ કેટલા જનમ્યા, તેમાં તું અળખામણો— જળ. ૪.
મારી માતાએ બેહુ જનમ્યા, તેમાં હું નટવર નહાનડો ;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કહાનુડો— જળ. ૫.
લાખ સવાનો મારો હાર આપું, આપુંરે તુજને દોરીઓ ;
એટલું મારા નાગ છાનું, આપું તુજને ચોરીએ — જળ. ૬.
શું કરૂં નાગણ હાર તારો, શું કરૂં તારી દોરીઓ ;
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરીઓ— જળ. ૭.
ચરણ ચાંપી મૂછ મરડી, નાગણે નાગ જગાડિયો ;
ઊઠોને બળવંત કોઇ, બારણે બાળક આવિયો— જળ. ૮.
બેઉ બળિયા બાથે વળગિયા, કૃષ્ણે કાળિનાગ નાથિયો ;
સહસ્ત્ર ફેણે ફુંફવે જેમ, ગગન ગાજે હાથિયો— જળ. ૯.
નાગણ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે ;
મથુરા નગરીમાં લઇ જશે, પછી નાગનું શીષ કાપશે— જળ. ૧૦.
બેઉ કર જોડીને વિનવે, સ્વામી મૂકો અમારા કંથને ;
અમે અપરાધી કાંઇ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને—જળ. ૧૧.
થાળ ભરી સગ મોતીએ, શ્રીકૃષ્ણનેરે વધાવિયો ;
નરસૈયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો— જળ. ૧૨.

---

## પદ. ૬ પ્રભાતિયું.

ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મ લોકમાં નાહીંરે ;
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાસી માંહિરે— ભુતળ. ૧.

હરિના જનતો મુક્તિ ન માગે, માગે જન્મો જન્મ અવતારરે;
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદકુમારરે— ભૂતળ. ૨
ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયારે;
ધન ધનરે એનાં માત પિતાને, સફલ કરી એણે કાયારે— ભૂતળ. ૩
ધન વૃંદાવન ધન એ લીલા, ધન એ વ્રજનાં વાસીરે;
અષ્ટ મહાસિદ્ધિ આંગણીયેરે ઉભી, મુકિતછે એમની દાસીરે-ભૂતળ. ૪
એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગીરે;
કાંઈ એક જાણે વ્રજનીરે ગોપી, ભણે નરસૈંયો ભોગીરે— ભૂતળ ૫.

---

## પદ ૭ રાગ રામગ્રી.

આજ મારાં નેણાંરે સફળ થયાં, નાથ જોયા મેં નિરખી;
સુંદર વદન નિહાળતાં, મારા હૃદયામાં હરખી— આજ. ૧.
જે મારા મનમાં હતું, તે મારે વ્હાલેજીએ કીધું;
પ્રેમેથી પિયુજી પધાર્યા, આલિંગન દીધું— આજ. ૨.
જોગીરે જંગમરે સેવટા, તેના સ્વપનામાં ના આવે;
ભાગ ભલાં વ્રજનારનાં, હરિને લાડ લડાવે— આજ. ૩.
ધન ધન ગોકુળ ગામડું, ધન ધન વ્રજનો વાસ;
ધન ધન આ ભૂમિને, જ્યાં વ્હાલો રમિયા છે રાસ— આજ. ૪.
અંતરીક્ષથી સહુ દેવતા, ત્યાં જોવાને આવે;
થાળ ભર્યો સગ મોતિયે, નાગર નરસી વધાવે— આજ. ૫.

---

## પદ ૮ રાગ એજ.

પઢારે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે;
પાસે બંધાવી પાંજરૂં; મુખે રામ જપાવે— પઢારે પોપટ. ૧.
પોપટ તારે કારણે, લીલા વાંસ વઢાવું;
તેનું ઘડાવું પોપટ પાંજરૂં, હીરા રતને જડાવું— પઢારે પોપટ. ૨.

પોપટ તારે કારણે, શી શી રસોઇ બનાવું ;
સાકરનાં કરી ચૂરમાં, ઉપર ઘી પીરસાવું— પધારે પોપટ. ૩.
પાંખ પીળી ને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો ;
નરસૈંના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો— પધારે પોપટ. ૪.

---

## પદ ૯ રાગ એજ.

કોણ એ સમાના કામની, દત્ત ફળિયેલ રામા ;
દ્રૌપદીની લજ્જા રાખવા, હરિ ઊભા છે સામા— કોણ એ. ૧.
વાલોજી ગયાતારે વાડીએ, સરવે સુંદરી સાથે ;
શેરડીનો સાંઠો છોલતાં, પારી બેઠી છે હાથે— કોણ એ. ૨.
માનની મંદિર પધારિયાં, ચીંથરડીરે લેવા ;
દ્રૌપદીએ ચીર વધેરિયું, હરિને પાટો બંધેવા— કોણ એ. ૩.
ત્રિકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે ;
નવસેં નવાણું ચીર પૂરિયાં, સઘળી સભારે દેખે— કોણ એ. ૪.
ગરૂડે ચડીને ગોવિંદ આવિયા, આવ્યા અંતરજામી ;
ભક્ત ઉદ્ધારણ ભૂધરો, મેતા નરસૈંનો સ્વામી— કોણ એ. ૫.

---

## પદ ૧૦ રાગ એજ.

આવો અમારે દેશડે, મીઠા મોહન માવા ;
દહીં દૂધને વળી ઘૃત ઘણું, ખીરમાં ખાંડ ખાવા— આવો. ૧.
રસોઇ કરી ભાત ભાતની, કાન તમારે કાજે ;
પ્રિતમ પ્રીતે પધારીએ, કૃપા કરીને આજે— આવો. ૨.
ગંગાજળ મેંતો ગરમ કર્યું, નાથ તમારે નાવા ;
આપું પીતાંબર પેહેરવા, ચાલો પરસાદ પાવા— આવો. ૩.

અરજ સુણી અલબેલડો, પ્રેમે આવ્યા છે ધાઇ ;
ગોપિયો દેખી ઘેલી થઇ, અતિ મન હરખાઇ— આવો. ૪.
ભાવેથી ભોજન જમાડિયાં, બીડી પાનની દીધી ;
ઘણા દિવસની ગોઠડી, કાન આગળ કીધી - આવો. ૫.
પ્રેમની સાંકળે બાંધિયા, હવે નહીં દેઉં જાવા ;
નરસૈંના સ્વામી શામળા, ચાલો ગોકુલ ગાવા— આવો. ૬.

---

## પદ ૧૧ રાગ એજ

સુખ દુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથેરે ઘડિયાં ;
ટાળ્યાં તે કોઇનાં નહીં ટળે, રઘુનાથનાં જડિયાં— સુખ દુઃખ ૧
નલ રાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી ;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી— સુખ દુઃખ. ૨.
પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી ;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી— સુખ દુઃખ. ૩.
સીતાજી સરખી સતી નહીં, જેના રામજી સ્વામી ;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી— સુખ દુઃખ. ૪.
રાવણ સરખો રાજિયો, જેની મંદોદરી રાણી ;
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લુંટાણી— સુખ દુઃખ ૫
હરિશ્ચંદ્રરાય સત્યવાદિયો, તારાલોચની રાણી ;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી— સુખ દુઃખ ૬.
સગાળશાશેઠ વહેવારિયો, જેની ચંગાવતી રાણી ;
કુંવર કેલૈયો વધેરિયો, નયણે નાણ્યાં પાણી— સુખ દુઃખ ૭.
શિવજી સરખા સતા નહીં, જેની પારવતી રાણી ;
ભોળવાયા તે ભીલડીથકી, તપમાં ખામી ગણાણી— સુખ દુઃખ. ૮.
હનુમાન સરખો સદા જતી, જેને વજ્ર કછોટો ;
જાણ્યુંતું રાજ આપશે, આપ્યો તેલ કટોરો— સુખ દુઃખ. ૯.
દુઃખ પડ્યું સર્વ દેવને, સમર્યા અંતરજામી ;
ભાવટ[1] ભાંગી ભૂધરે, મેહેતા નરસૈંનો સ્વામી— સુખ દુઃખ. ૧૦.

---

[1] ભાવટ—જંજાળ, વિપત્તિ

## પદ ૧૨ પ્રભાતિયું

અલ્યા મેલ પીતાંબરા, અંબર માહેરૂં, સુરજ ઉગ્યો ત્યારે સુઇ ન રહીએ;
સાસુ છે સાવકી, નણદી છે લાડકી, કંથ પૂછે તેને શું રે કહીએ—
મેલ. ૧.

ચાંદાનાં તેજ, ઝાંખાં થયાં વિઠ્ઠલા, સૂર્યના તેજ પ્રકાશ થયા ;
કોકિલા શબ્દ કરે, અતિ સુંદરા, શેરિયે શંખના શબ્દ વાહ્યા—
મેલ. ૨.

ગાય દોહોવી ઘરે વાછડાં ટળવળે, મહીરે વલોવવું આજ મારે ;
કંઠેથી બાંવડી કાહાડ કમળાપતિ, કાલ કોણ આવશે મંદિર તારે—
મેલ. ૩.

તું તારે મંદીરે પ્રેમશું પોઢીઓ, માહરે મંદિરે દૂર જાવું ;
ભણે નરસૈંયો, મીઠું બોલી રીઝવે, પ્રેમે પ્રીતેં તારી ભક્તિ
ગાઉં—મેલ. ૪.

---

## પદ ૧૩ રાગ એજ.

અલ્યા ક્યાંથી પધારિયા, કૃષ્ણ કોડામણા, બાર ઉભા નહિ દ્વાર ખોલું ;
કંઠથી પુષ્પમણિ, હાર કરમાઇ ગ્યો, તાહરી સાથ હવે નાહીં બોલું—
ક્યાંથી. ૧.

આંખ ઉજાગરી, કોણ મળી નાગરી, પાગડી છૂટી ને ખેસ લ્હેકે ;
કંકુને કાજળે લાગુંરે લાડકા, પીડીના ડંખ પડિયારે અંગે-ક્યાંથી. ૨.
આજની રજની હું, નથી રમ્યો રાધિકા, લાખેણી પ્રીતિ તે શાને તોડો ;
કોણ મળીરે તને, ભ્રામણી ભોળવવા, ફોગટ કાંશામો શાને બોલો—
ક્યાંથી. ૩.

સમ ખાઉં સુંદરી, પુષ્પ ઉતારી કરી, માનોની માનુની વાત સાચી ;
કામના રૂપને, ગણતીમાં લઇ કરો, વ્હેમ છોડો તમે બુદ્ધિ કાચી—
ક્યાંથી. ૪.

સમજોરે શામળા, ગયું નથી હજુ સુધી, આજ પછી રખે એવું કરતાં ;
બેઉ કર જોડીને, નરસૈંયો વિનવે, પ્રેમેં પ્રીતેં તારી ભક્તિ
કરતાં—ક્યાંથી. ૫.

---

## પદ ૧૪ રાગ પ્રભાત કડખો

જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનમાં કોણ જાશે ?
ત્રણસંને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળિયો કોણ થાશે ?
જાગને જાદવા. ૧.
દહીં તણાં દહીંથરાં, ઘી તણાં ઘેબરાં, કઢિયલાં દૂધ તે કોણ પીશે ?
હરિ તાર્યો હાથિયો, કાળિનાગ નાથિયો, ભૂમિનો ભાર તે કોણ
લેશે ?—જાગને જાદવા. ૨.
જમુનાને તીરે, ગૌધેનુ ચરાવતાં, મધુરીસી મોરલી કોણ વહાશે ?
ભણે નરસૈંયો તારા ગુણ ગાઇ રીઝિયે, બૂડતાં બાંહેડી કોણ સ્હાશે ;
—જાગને જાદવા. ૩.

---

## પદ ૧૫ રાગ એજ.

સમરને શ્રીહરિ, મેલ મમતા પરી, જોને વિચારીને મૂળ તારૂં ;
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો, વગર સમજે કહે મારૂં
મારૂં—સમરને. ૧.
દેહ તારી નથી, જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે ;
દેહ સંબંધ તજે, નવ નવા બહુ થશે, પુત્ર કલત્ર પરિવાર
વ્હાએ—સમરને. ૨
ધનતણું ધ્યાન તું. અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી ;
પાસે છે પિયુ અલ્યા, તેને નવ પરખિયો, હાથથી બાજી ગઇ
થયોરે ખોટી—સમરને ૩
ભરમ નિદ્રા ભર્યો, ઘેનમાં ઘેરિયો, સંતના શબ્દ સુણી કાં ન જાગે ;
ન જાગતાં નરસૈંયા લાજ છે અતિ ઘણી, જન્મો જન્મ તારી
ખાંત ભાગે—સમરને. ૪.

---

## પદ ૧૬ રાગ એજ.

ધ્યાન ધર હરિતણું, અલ્પમતિ આળસુ, જે થકી જન્મનાં દુઃખ જાયે ;
અવર ધંધો કરે, અરથ કાંઇ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વ્હાયે—
ધ્યાન ધર. ૧,

સકળ કલ્યાણ શ્રીકૃષ્ણના ચરણમાં, શરણ આવે સુખપાર ન્હોયે ;
અવર વેપાર તું, મેહેલ્ય મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ મ્હોયે—
ધ્યાન ધર. ૨.

પટક માયા પરી, અટક ચરણે હરિ, વટક માં વાત સુણતાંજ સાચી ;
આશનું ભુવન આકાશ સુધી રચ્યું, મૂઢ એ મૂળથી ભીંત કાચી—
ધ્યાન ધર. ૩.

અંગજોબન ગયું, પલિતપિંજર થયું, તોય લ્હેતો નથી કૃષ્ણ કહેવું ;
ચેતરે ચેત દિન, ચાર છે લાભના, લીંબુ લ્હેકાવતાં રાજ લેવું—
ધ્યાન ધર. ૪.

સરસ ગુણ હરિ તણા, જે જને અનુસર્યા, તે તણા સુયશતો
જગત બોલે ;
નરસૈંયા રંકને, પ્રીત પ્રભુશું ઘણી, અવર વેપાર નહિ ભજન
તોલે—ધ્યાન ધર. ૫.

---

## પદ ૧૭ રાગ એજ.

હરિતણું હેત તને, કેમ ગયું વીસરી, પશુરે ફેરીને નરરૂપ કીધું ;
હાડને છેડ કરી, સહુ તને હાંકતું, આજ વધારીને માન દીધું—
હરિતણું. ૧

ઘાણીનું ગાલિયું કંઠથી ટાળિયું, નેત્રના પાટા શ્રીનાથે છોડ્યા ;
તે તણાં ચરણને, નવ ભજ્યો કૃતઘ્ની, તેં ન ગુણ પાડના હાથ
જોડ્યા—હરિતણું ૨.

પગ ઠોકી કરી, માગતો મૂઢ મતિ, ઘાસ પાણી કરી શબ્દ ઝીણા :
આજ ગોવિંદ ગુણ ગાઇને નાચતાં, લાજ આવે તને કર્મ હીણા—
હરિતણું. ૩

લાંબીરી ડાકને કાંકોલ ચાવતો, ઉંટ જાણી ઘણો ભાર લાદે ;
આજ અમૃત જમે, હરખે હળવો ભમે, વૈકુંઠ નાથને નવ આરાધે—
હરિતણું. ૪.
પીઠ અંબાડીને અંકુશ માર સહી, રેણુ ઉરાડતો ધરણી હેઠો ;
આજ ચુવા ચંદન, આભ્રણ અંગ ધરી, વેગે જાય છે તું વેહેલે
બેઠો—હરિતણું. ૫.
અન્ન વસ્ત્રને ભૂષણ સર્વ જે, તેહનો તૂજને હતો ઉધારો ;
નરસૈંયાના સ્વામીએ, સર્વ સારૂં કર્યું, તે પ્રભુને તમે કાં વિસારો—
હરિતણું. ૬.

---

## પદ ૧૮ રાગ એજ.

કૃષ્ણ કીર્ત્તન વિના નર સદા સૂતકી, વિમળ કીધે વપુ શુદ્ધ ન થાયે ;
સકળ તીરથ શ્રીકૃષ્ણ કીરતન કથા, હરિતણા દાસ જ્યાં હેતે
ગાયે—કૃષ્ણ. ૧.
પૂર્ણ પુરૂષોત્તમ, નવલ રંગી તજી, અન્ય દેવે જેનું મન મોહે ;
કોટિ ચિંતામણી કામધેનુ તજી, મહીષિના પુત્રનું દૂધ દોહે- કૃષ્ણ. ૨.
ગર્ગજોશી જશ ગાય જેનો સદા, નારદ નામ મુખથી ન મૂકે ;
તે બ્રહ્મદ્વાર આવીને ઊભા રહ્યા, ગોપિકા મુખ જોવાને ઢૂંકે- કૃષ્ણ. ૩.
અજ ભવ સુરપતિ સ્વપ્ને પેખે નહીં, નેતિ નેતિ કહી નિગમ વામે ;
નરસૈંયો રંક, જશ ગાઇને રીઝવે, સહસ્રમુખે શેષ પાર ન પામે—
કૃષ્ણ. ૪.

---

## પદ ૧૯ રાગ એજ.

હરિ હરિ રટણકર, કઠણ કળિકાળમાં, દામ બેસે નહીં કામ સરશે ;
ભક્ત આધીન છે, શામ સુંદર સદા, તે તારાં કારજ સિદ્ધ કરશે—
હરિ હરિ. ૧.

અલ્પસુખ સારૂ શું મૂઢ ફૂલ્યો ફરે, શીષપર કાળ રહ્યો દંત કરડે ;
પામર પલકની, ખબર તુજને નહીં, મૂઢ શું જોઇને મૂછ મરડે—
હરિ હરિ. ૨.

પ્રૌઢ પાપે કરી, બુદ્ધિ પાછી ફરી, પરહરી થડ શું ડાળે વળગ્યો ;
ઇશને ઇરષા છે નહીં જીવપર, આપણે અવગુણે રહ્યોરે અળગો—
હરિ હરિ. ૩

પરપંચ પરહરો, સાર હૃદિયે ધરો, ઉચરો હરિ મુખે અચળ વાણી ;
નરસૈંયા હરિ તણી ભક્તિ ભૂલીશ માં, ભક્તિ વિના બીજું ધૂળ—
ધાણી—હરિ હરિ. ૪.

---

## પદ ૨૦ રાગ એજ

બાપજી પાપ મેં કવણ કીધાં હશે, નામ લેતાં તારૂં નિદ્રા આવે ;
ઉંઘ આલસ્ય, આહાર મેં આદર્યો, લાભ વિના લવ કરવી મંન ભાવે—
બાપજી. ૧.

દિન પુંઠે દિન તો વહી જાય છે, દુરમતિનાં ભર્યાંરે ડાલાં ;
ભક્તિ ભૂતળવિષે, નવ કરી તાહરી, ખાંડ્યાં સંસારનાં થોથાં ઠાલાં—
બાપજી. ૨.

દેહ છે જૂઠડી, કરમ છે જૂઠડાં, ભીડભંજન તારૂં નામ સાચું ;
ફરી ફરી વરણવું, શ્રીહરિ તુજને, પતિતપાવન તારૂં નામ જાચું—
બાપજી. ૩.

તારી કરૂણાવિના કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનું બળ ન ફાવે ;
નરસૈંયા રંકને જંખના તાહરી, હેડ[1] બેડી ભાગો શરણ આવે—
બાપજી. ૪.

---

## પદ ૨૧ રાગ એજ.

તારા દાસના દાસની નિત્ય સંગત વિના, ભ્રષ્ટ થાય ભૂધરા મન મારૂં ;
દુષ્ટની સંગતે, દુષ્ટ મતિ ઉપજે, શ્રવણ કીર્તન નવ થાય તારૂં—
તારા દાસના. ૧.

---

૧ —ગુનેહગારને રાખવા માટે કરેલા લાકડાનો કટકો.

પૂર્ણ વિષપાનથી, દુરિજન દોહેલા, વિષ પીધે તન તેજ મરશે ;
તુજથકી વેગળા, તેહની સંગતે, જન્મ કોટિતણાં સુકૃત હરશે—
તારા દાસના. ૨,
અમૃતની ઉપમા, સાધુને નવ ઘટે, રાહુની દુષ્ટતા ન ટળી તેણે ;
પ્રલ્હાદ નારદે ગર્ભ સંગત કરી, વશ કર્યા વૈકુંઠનાથ જેણે—
તારા દાસના. ૩.
ચતુરધા મુક્તિ છે, જૂજવી જુક્તિની, તાહરા તેહને નવ રાચે ;
બેઉ કર જોડીને, નરસૈંયો વિનવે, જન્મો જન્મ તારી ભક્તિ
જાચે—તારા દાસના. ૪.

---

## પદ ૨૨ રાગ એજ.

તારા દાસના ચરણની, રેણ મસ્તક ધરૂં, જેથકી કોટિ કલ્યાણ પામું ;
નિરખતાં નેહસું, નેત્ર અમૃત ઠરે, ભવતણાં પાપ તે ક્ષણમાં વામું—
તારા દાસના ૧.
ભક્તને ભેટતાં, કિલ્બિષ નવ રહે, જ્ઞાન દીપકથકી તિમિર નાસે ;
ધન્ય ધન્ય ભાગ્ય જે સાધુ સંગત કરે, કૃષ્ણ કીરતનથકી કૃષ્ણ
ભાસે—તારા દાસના. ૨.
એક ક્ષણવાર જે સંત સંગત કરે, ધન્ય ઘડી જંતુની તેજ જાણે ;
ભણે નરસૈંયો, ભવસાગર બૂડતાં, હરિજન નાવ નિશ્ચે પ્રમાણે—
તારા દાસના. ૩.

---

## પદ ૨૩ રાગ એજ.

જે ગમે જગદ્ગુરુ દેવ જગદીશને, તેતણો ખરખરો ફોક કરવો ;
આપણો ચિંતવ્યો અર્થ કંઇ નવ સરે, ઉગરે એક ઉદ્વેગ ધરવો.
હું કરૂં હું કરૂં, એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે ;
સૃષ્ટિમંડાણ છે, સર્વ એણીપેરે, યુકિત જોગેશ્વરા કોઇક જાણે.

નીપજે નરથી તો, કોઇ ન રહે દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાયને રંક કોઇ, દ્રષ્ટે આવે નહીં, ભવનપર ભવન પર છત્ર દાખે.
ઋતુ લતા પત્ર ફળ ફૂલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં, જેહને જે લખ્યું, તેહને તે સમે તેજ પહોંચે.
સુખ સંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કરજોડી કરી, નરસૈંયો એમ કહે, જન્મપ્રતિજન્મ હરિનેજ યાચું;

---

## પદ ૨૪ રાગ એજ.

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે. ૧
પવન તું પાણી તું, ભૂમિ તું ભૂધરા વૃક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે;
વવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એજ આશે ૨.
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડળ વિષે ભેદ નોયે;
ઘાટ ઘડિયા પછી, નામરૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે. ૩.
ગ્રંથ ગડબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન કર્મ વચનથી, આપ માની લહે, સત્ય છે એજ મન એમ સૂજે. ૪.
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈંયો એ, મનતણી શોધના, પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે. ૫.

---

## પદ ૨૫ રાગ એજ.

મેં ગાયો બ્રહ્મ તે પરમ આનંદશું, કરમના જીવ તે મરમ ખોલે;
ધરમધોરંધરા તુજને જાણ્યા વિના, રત્ન ગુંજા કરે એક તોલે—
મેં ગાયો. ૧.
નિગમ આગમ સુગમ હવો ગોપીને, તેહનો પાર કોઇ નવ જાણે;
રાસની રૂચી તેને રૂચે નહીં કામના, ભૂમિના ભૂતને ભરસ આણે—
મેં ગાયો. ૨.

પૂર્ણ વિષપાનથી, દુરિજન દોહેલા, વિષ પીધે તન તેજ મરશે ;
તુજથકી વેગળા, તેહની સંગતે, જન્મ કોટિતણાં સુકૃત હરશે—
તારા દાસના. ૨,
અમૃતની ઉપમા, સાધુને નવ ઘટે, રાહુની દુષ્ટતા ન ટળી તેણે ;
પ્રલ્હાદ નારદે ગર્ભ સંગત કરી, વશ કર્યા વૈકુંઠનાથ જેણે—
તારા દાસના. ૩.
ચતુરધા મુક્તિ છે, જૂજવી જુક્તિની, તાહરા તેહને નવ રાચે ;
બેઉ કર જોડીને, નરસૈંયો વિનવે, જન્મો જન્મ તારી ભક્તિ
જાચે—તારા દાસના. ૪.

---

## પદ ૨૨ રાગ એજ.

તારા દાસના ચરણની, રેણ મસ્તક ધરૂં, જેથકી કોટિ કલ્યાણ પામું ;
નિરખતાં નેહસું, નેત્ર અમૃત ઠરે, ભવતણાં પાપ તે ક્ષણમાં વામું—
તારા દાસના ૧.
ભક્તને ભેટતાં, કિલ્બિષ નવ રહે, જ્ઞાન દીપકથકી તિમિર નાસે ;
ધન્ય ધન્ય ભાગ્ય જે સાધુ સંગત કરે, કૃષ્ણ કીરતનથકી કૃષ્ણ
ભાસે—તારા દાસના. ૨.
એક ક્ષણવાર જે સંત સંગત કરે, ધન્ય ઘડી જંતુની તેજ જાણે ;
ભણે નરસૈંયો, ભવસાગર બૂડતાં, હરિજન નાવ નિશ્ચે પ્રમાણે—
તારા દાસના. ૩.

---

## પદ ૨૩ રાગ એજ.

જે ગમે જગદ્‌ગુરુ દેવ જગદીશને, તેતણો ખરખરો ફોક કરવો ;
આપણો ચિંતવ્યો અર્થ કંઇ નવ સરે, ઉગરે એક ઉદ્વેગ ધરવો.
હું કરૂં હું કરૂં, એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે ;
સૃષ્ટિમંડાણ છે, સર્વ એણીપેરે, યુકિત જોગેશ્વરા કોઇક જાણે.

નીપજે નરથી તો, કોઇ ન રહે દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાયને રંક કોઇ, દ્રષ્ટે આવે નહીં, ભવનપર ભવન પર છત્ર દાખે.
ઋતુ લતા પત્ર ફળ ફૂલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં, જેહને જે લખ્યું, તેહને તે સમે તેજ પહોંચે.
સુખ સંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કરજોડી કરી, નરસૈંયો એમ કહે, જન્મપ્રતિજન્મ હરિનેજ યાચું;

---

## પદ ૨૪ રાગ એજ.

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ, જુજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે. ૧
પવન તું પાણી તું, ભૂમિ તું ભૂધરા વૃક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે;
વવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એજ આશે ૨.
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડળ વિષે ભેદ નોયે;
ઘાટ ઘડિયા પછી, નામરૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે. ૩.
ગ્રંથ ગડબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન કર્મ વચનથી, આપ માની લહે, સત્ય છે એજ મન એમ સૂજે. ૪.
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈંયો એ, મનતણી શોધના, પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે. ૫.

---

## પદ ૨૫ રાગ એજ.

મેં ગાયો બ્રહ્મ તે પરમ આનંદશું, કરમના,જીવ તે મરમ ખોલે;
ધરમધોરિંધરા તુજને જાણ્યા વિના, રત્ન ગુંજા કરે એક તોલે—
મેં ગાયો. ૧.
નિગમ આગમ સુગમ હવો ગોપીને, તેહનો પાર કોઇ નવ જાણે;
રામની રૂચી તેને રૂચે નહીં કામના, ભૂમિના ભૂતને ભરમ આણે—
મેં ગાયો. ૨.

પણ જ્યાં બ્રહ્મ ત્યાં પરમ આનંદ છે, ન આનંદ ત્યાં આનંદ હોયે ;
નરસૈંયો મંદમતિ ગાય છે ગુણ કથી, બ્રહ્મ ભજવા થકી મોક્ષ હોયે—
મેં ગાયો. ૨

---

## પદ ૨૬ રાગ પ્રભાત.

### સુદામાચરિત્ર.

જદુપતિ નાથ તે, મિત્ર છે તમતણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે ;
પ્રીત પૂરવતણી, હેત ધરશે હરિ, મનના મનોરથ સફળ થાશે—
જદુપતિ. ૧.

ઘેર બાળક સહુ, દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રે'છે ઊણા ;
નિરધન સરજિયાં, પુણ્ય કીધા વિના, કર્મના દોષ તે આવી પૂણ્યાં—
જદુપતિ. ૨.

જદુપતિ જાદવો, ભક્ત વશ માધવો, કરશે કરૂણા પ્રભુ દીન જાણી ;
ગોમતી સ્નાનથી, કોટિ અઘ નાશશે, નિરખતાં કૃષ્ણને પ્રેમ આણી—
જદુપતિ. ૩.

કૃષ્ણને હળીમળી, શીઘ્ર આવો વળી, જાણશે દુઃખ અંતરજામી ;
વિનતી મનમાં ધરો, આળસ પરહરો, સહાય થાશે નરસૈંનો સ્વામી—
જદુપતિ. ૪.

---

## પદ ૨૭ રાગ એજ.

સાંભળો ભામિની, કાન ધરી કામિની, કવણ કહાવું હું કૃપણ પાપી ;
ત્રિભુવન નાથ તે, મહીપતિ માધવો, કેમ બોલાય ત્યાં વાત ચાંપી—
સાંભળો. ૧.

દિવસ ઝાઝા થયા, બાળપણને ગયા, નરપતિ નવ પ્રીછે પ્રીત જુની,
દુરબળ રંક હું, ભિક્ષુક બાપડો, નવ લહું ચોકશી ખોટી ચુની—
સાંભળો. ૨.

ઉગ્રસેન અક્રુર, ઓધવજી ત્યહાં, બળભદ્ર ને અનિરૂદ્ધ પસે ;
કોટિ જોદ્ધા જયહાં, ઊભો રહીશ કયાં, કોણ આવી મારો હાથ
રહાશે—સાંભળો ૩.
જડિત રત્નોમણિ, કાન્તિ ભાસે ઘણી, તિમિર નાવે તે ॥ જ્યેત પાસે ;
ત્યાં કેમ બોલી શકું, વેણ વદતો થકો, ધમણ ધમતો રહું શ્વાસો—
શ્વાસે—સાંભળો. ૪.
મૌન બેસી રહો, સુખ દુઃખ સહુ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોટયું ;
દુરિજન લોક તે, છોને લવતાં રહે, નરસૈંના સ્વામીનું બિરદ
મોટું—સાંભળો. ૪.

---

## પદ ૨૮ રાગ એજ.

સ્વામી સાચું કહ્યું, બોલવું નવ રહ્યું, કંથનાં વચન તે વેદવાણી,
ભવતણું નાવ તે, ભક્તિ ભૂધરતણી, તહ હું પ્રિછવું સ્નેહ આણી—
સ્વામી. ૧.
નથી હરિ વેગળા, ભક્તિભાવે મળ્યા, રાય ને રંક તે એક ઘાટે ;
લખપતિ કોટિધ્વજ, મન ન આણે રતી, શક સરિખા ત્યાંહાં નથીરે
સાહે—સ્વામી. ૨.
બ્રહ્મણ્યદેવ, દયાળ શ્રી કૃષ્ણજી, નિજ જન જાણીને સુદ્ધ લેશે ,
પ્રીતની રીત તે, જાય નહીં વીસરી, બાળલીલાતણાં ચરિત્ર કહેશે—
સ્વામી. ૩
" નથી કાંઇ ઓઢવા, ભેટ લેઇ જવા, કેમ કરી જાણશે કૃષ્ણ કામી ;
દત્ત નથી આપણું, વદન લજામણું, નિરખતાં લાજે નરસૈંનો સ્વામી"—
સ્વામી. ૪.

---

## પદ ૨૯ રાગ એજ.

વિનતિ વળી કહું, ભેટ લાવી દઉં, પોતીએ તાંદુલ ગાંઠ બાંધો ;
જાણશે થોડે ઘણું, ભાવ ભોજનતણું, ધન્ય તે કૃષ્ણસું સ્નેહ સાંધો—
વિનતિ ૧.

ભીલડીનાં બોર તે, ભાવે આરોગિયા, જૂઠું અન્ન આહીરનું લીધું ;
ભક્ત વિદુરની, ભાજી ભાવે જમ્યા, ભૂપનું નોતરૂં પાછું કીધું—
વિનતિ ૨.

પેરે પેરે પાંડવ, કષ્ટ નિવારિયાં, ભક્ત કારણ કંઇ દુષ્ટ માર્યા ;
ઊંચને નીચનું, એને છે પારખું, પતિત અધર્મી કંઇ કોટિ તાર્યા—
વિનતિ ૩.

ભક્તિ વશ વિઠ્ઠલો, સંત સાથે મળ્યો, સમો વરતે નવ ચૂકે ટાણે ;
સંત સમરે ત્યાંહાં, આવિ ઊભો રહે, ભક્તના મનતણો ભાવ જાણે—
વિનતિ ૪.

જાઓ વેગે કરી, નિરખો મુક્તિપુરી, ધન્ય ધન્ય તારૂણી સ્નેહ ન્યાળો ;
નરસૈંના નાથને, નિરખો નિશ્ચય કરી, કામનિયે કંથને બાંહ્ય ઝાલ્યો—
વિનતિ ૫.

---

## પદ ૩૭ રાગ એજ.

ચાલિયો વાટમાં, જ્ઞાનીના ઘાટમાં, મિત્ર મોહનતણું નામ લેતો ;
ધન્ય એ નાર, અવતાર સુફળ કર્યો, કૃષ્ણ હે કૃષ્ણ મુખ એમ
કે'તો—ચાલિયો. ૧.

માગવું મૃત્યુ, પ્રમાણ છે પ્રાણીને, લોભ કીધો તહાં પ્રીત તૂટે ;
કહ્યું મેં અબળા, સુખે બેસી રહો, માગતાં તો બધો મર્મ છૂટે—
ચાલિયો. ૨.

માગિયું મેં નથી, શું મુખે કહું કશી, ભોગવું કર્મ જે ભાગ્ય લાગ્યો ;
શ્રીપતિ નાથે મને, રંક સરજાવિયો, એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો—
ચાલિયો. ૩.

આવી ઊભો રહ્યો, કંઠ ગદગદ થયો, કોટિ સૂરજ શશી જ્યોત ભાસે ;
ઉર દયા આણીને, હરિજન જાણીને, પોળીએ જઇ કહ્યું કૃષ્ણપાસે—
ચાલિયો. ૪.

મંદિરે તેડિયા, ચાલીને ભેટિયા, ત્રિવિધિના તાપ તે સર્વ નાઠા ;
હેમ સિંહાસને, લેઇ બેસાડિયા, તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટ્યાં—
ચાલિયો. ૫.

તેલ ફૂલેલ, મર્દન કરાવિયાં, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું ;
કનકની પાવડી, ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શીષ લીધું—
ચાલિયો. ૬.
પુનિત પીતાંબર પેહેરવા આપિયું, કનકને થાળે પકવાન દીધાં ;
ભાવતાં ભોજન, કૃષ્ણ સાથે કર્યાં, લીધું આચમનને કારજ સિધ્યાં—
ચાલિયો. ૭.
કૃષ્ણે પલંગપર, પોતે પધરાવિયા, દધિસુતા વીંઝણે વાયુ ભરતાં ;
સત્યભામાદિક, નારી નિરખી રહી, નરસૈંનો નાથ પદ સેવ કરતાં—
ચાલિયો. ૮.

---

## પદ ૩૧ રાગ એજ.

ભાગ્ય જો જો બાઇ, કૃપણ ભિક્ષુકતણું, રૂક્‌મણી આદ્રિ સૌ નારી બોલે ;
હળધર જોગ્ય તે, ભોગ પોહોંચાડિયા, અજ અમરીષથી અધિક
તોલે—ભાગ્ય.૧.
આ કૃપણ રૂપ તે, પ્રગટિયું ક્યાંથકી, વસ્ત્ર મેલાં દીસે કર્મ કૂટ્યો ;
ત્રિગુણને દુર્લભ, સેજ રમાતણી, વશ કરી નાથને પાપ છૂટ્યો—
ભાગ્ય. ૨.
અંગ અતિ કમકમે, ધમણ મ્હોંડે ધમે, ઉધરસે ને વળી નાક લૂતો ;
જોજો કૌતક હરિ, દેહ દશા ફરી, કૃપણ તે કૃષ્ણને સંગ સૂતો—
ભાગ્ય. ૩.
મ્હોડીને ઉઠિયા, સ્નાને બેસાડિયા, વદન પખાળવા નીર દીધું ;
કનક ઝારી ભરી, શીત જળ આપિયું, કનક કટોરે તે પાણી
પીધું—ભાગ્ય. ૪.
શ્રીમુખે બોલિયા, કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહધર્મ લીધો ;
કુશળ છે બાળગોપાળ સહુ તમતણાં, ભાગ્ય મોટું મને ચિત્ત
લીધો—ભાગ્ય. ૫.
ગૃહસ્થના ધર્મમાં, હુંય વળગી રહ્યો, હું તે મારી વળી ગત્ય ભૂલ્યો ;
મિત્ર સુદામાની, શુદ્ધ લીધી નહિ, કામિની કેફમાં હું જ ડૂલ્યો—
ભાગ્ય. ૬.

સાંદીપનિ ગોરને, ઘેર આપણ ભણ્યા, ધન્ય ધન્ય દિવસ તે સફળ કહાવ્યો;
એક રેણી રહ્યા, વન વિષે આપણે, સર્પણ ભાંગતાં મેઘ આવ્યો—
ભાગ્ય. ૭.
અન્ન લીધા વિના, ભૂખ્યા બેસી રહ્યા, ગોરાણીએ આપણી પીડ જાણી;
વં સરી ગયું છે કે, વીર તને સાંભરે, સાંદીપનિ ગોરની અચળ
વાણી—ભાગ્ય. ૮.
ભાભીએ ભેટ જે, મોકલી મુજ ભણી, ભાવ શું ભાઇ તે લાગે મીઠી;
સંકોચતો ગાંઠડી, વિપ્ર આઘી ધરે, નરસૈંના સ્વામીએ નજરે
દીઠી—ભાગ્ય. ૯.

---

## પદ ૩૨ રાગ એજ.

છપ્પન ભોગ જ્યાં, કવણ તાંદુલ ત્યાં, આપતાં ઉર સંકોચ આવે;
જેરે જોઇયે તે, આવી મળે કૃષ્ણને, તાંદુલ ભેટ તે તુચ્છ કહાવે—
છપ્પન. ૧.
ધાઇ લીધા હરિ, મૂઠી તાંદુલ ભરી, પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી;
ઇંદ્ર કુબેરથી, અધિક વૈભવ કર્યો, રૂકમિણી કર ગ્રહ્યો શીષ નામી—
છપ્પન. ૨.
એક રહ્યાં અમો, બીજા તમો, ભક્તને અઢળક દાન કરતાં;
પ્રેમદાયે પ્રેમના, વચન એવાં કહ્યાં, હાથ સાહ્યો ત્રીજી મૂઠી ભરતાં—
છપ્પ। ૩.
વિનતા વચન તે, વિપ્ર સમજ્યો નહિ, ચાલવા ઘરભણી શીખ માગી;
નરસૈંન નાથે, દુરબળપણું ટાળિયું, ભૂખના દુઃખની ભીડ ભાગી—
છપ્પન. ૪.

---

## પદ ૩૩ રાગ એજ.

વિપ્ર ચાલ્યો વળી, કૃષ્ણ સાથે મળી, મનમાં શોચ વિચાર કરતો;
આપ્યું તો કાંઇ નહિ, ત્રીઠ જાણી નહીં, તેતણો શોચ હૃદયેજ
ધરતો—વિપ્ર. ૧.

અષ્ટ મહા સિદ્ધિતણી, રિદ્ધિ નવ નિધિતણી, સંપત્તમાં રહ્યો ભોગ માણી;
કામની કથને હું; દ્વારિકા આવિયો, અમતણી ત્રીઠ તો નવ જાણી—
વિપ્ર. ૨.

બાળગોપાળ જે, વાટ જોતાં હશે, તેહને જોઇ અમો શુંય કહેશું;
મિત્ર મોહનતણું હેત જયારે પૂછશે, કામનીને ઉત્તર કેમ દેશું—
વિપ્ર ૩.

એમ ચિંતા કરે, નેત્રથી નીર ઝરે, કર્મની વાત મનમાંહી ધારી;
નરસૈંનો નાથ તો, અતિ ઘણો લોભિયો, પીતાંબરી પણ લીધી
ઉતારી—વિપ્ર. ૪.

---

## પદ ૩૪ રાગ એજ.

ધન્ય તું ધન્ય તું, રાય રણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહિ મુજ જોગ તે, ભોગ પહોંચાડિયા, આજ અમરીષથી અધિક
કીધું—ધન્ય. ૧.

કનકને આસને, મુજને બેસાડિયો, રૂક્મિણી કૃષ્ણનો હાથ સહાતાં;
હેત કરી કરી હરિ, ચરણ તળાંસિયાં, ખટરસે ભોજન ખાંતે
ખાતાં—ધન્ય. ૨.

બાળપણાં તણો, સ્નેહ નવ વીસર્યો, મિત્ર મોહનતણી પ્રીત સાચી;
હેતથી હળીમળી, માન દીધું મને, રંક બેસાડિયો કનક માંચી-ધન્ય ૩.
ધન્ય ધન્ય કૃષ્ણજી; સંત સેવા કરી, ધ્યાન ધરતો હું નિજ દ્વાર આવ્યો;
રત્નજડિત મણિ, ભુવન શોભા ઘણી, દેવ શું દ્વારિકા આંહિ લાવ્યો—
ધન્ય. ૪

કનકની ભૂમિને રત્નના થાંભલા, અર્કની જોત ઉદ્યોત દીસે;
ખાનને પાન વિહાર સ્થાનક ઘણાં, કામની નિરખતાં કામ હીસે—
ધન્ય. ૫.

સપ્ત નવ વરસની, દીઠી ત્યાં સુંદરી, નારી નવ જોબના બહુ રૂપાળી;
સોળ શણગાર તે, અંગ સુંદર ધર્યા, દેવ વિમાનથી રહ્યા નિહાળી—
ધન્ય. ૬.

સહસ્ર દાસી મળી, પાસે વીંટી વળી, કામની કંથની પાસ આવી ;
સ્વામીરે સ્વામી હું, દાસી છું તમતણી, ચાલો મંદિરવિષે પ્રેમ
લાવી—ધન્ય. ૭.

ગોમતી સ્નાન કરી, કૃષ્ણજી નિરખિયા, પુણ્ય પ્રગટ થયું પાપ નાઠું ;
તે થકી સમૃદ્ધિ આ, સકળ તે સાંપડી, મટી ગયું આપણું ભાગ્ય
માઠું—ધન્ય ૮.

કૃષ્ણ કહેતાં તે, નિજધામ પધારિયા, નવલ જોબન થયાં નરને નારી ;
વિનતિ ઉચરતાં, રજની વીતી ગઇ, નરસૈંના સ્વામીની પ્રીત ભારી—
ધન્ય. ૯.

## સુદામા ચરિત્ર સમાપ્ત.

---

## પદ ૩૫ રાગએજ.

સારમાં સાર અવતાર અબળા તણો, જે બળે બળિભદ્ર વીર રીઝે ;
પુરૂષ પુરૂષોતન, શું કરૂં હે સખી, જેથી નહીં માહરૂં કાજ સીજે—
સારમાં. ૧.

મુક્તિ પર્યંત તો, પ્રાપ્તિ છે પુરૂષને, સત્ય જો સેવક ભાવ રાખે ;
રસ ભર્યું રૂસણું, નાથ નોહોરા કરે, તે નહીં નાર અવતાર પાખે—
સારમાં ૨.

ઇંદ્ર આદિક અજ ઇશ ને મહામુનિ, ગોપિકા ચરણ રજ તેહ વંદે,
ગોપીથી આપનું, અધમપણું લેખવે, નરપણું નવ રૂચે આપનિંદે—
સારમાં. ૩.

વેદ વેદાંત ઉપનિષદો ખટ મળી, જે મથીને રસ પ્રગટ કીધો,
તે રસ ભાગ્યનિધિ ભામની ભોગવે, અહોનિશિ અનુભવ સંગ
લીધો—સારમાં. ૪.

સ્વપ્નુ સાચું કરે, ગિરિધર શામળો, પ્રણમું હું પ્રાણપતિ પાણ જોડી,
પંથનું જેમ પશુ, પુંઠળ વળગ્યું કરે, નરસૈંના નાથજી નાથ તોડી—
સારમાં. ૫.

---

૧. સીજે—સિદ્ધ થાય

## પદ ૩૬ રાગ એજ.

રાત રહે જ્યાહરે, પાછલી ખટ ઘડી, સાધુ પુરૂષને સુઇ ન રહેવું;
નિદ્રાને પરહરી, સમરવા શ્રીહરિ, એક તું એક તું એમ કહેવું—રાત ૧.
જોગિયા હોય તેણે જોગ સંભાળવા, ભોગિયા હોય તેણે ભોગ તજવા,
વેદિયા હોય તેણે વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા—
રાત. ૨.
સુકવિ હોય તેણે સદગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું,
પતિવ્રત્તા નારિયે કંથને પૂછવું, કંથ કહે તે તો ચિત્ત ધરવું—રાત. ૩.
આપણે આપણા, ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી,
નરસૈંના સ્વામીને, સ્નેહથી સમરતાં, ફરી નવ અવતરે નર ને નારી—
રાત. ૪.

---

## પદ ૩૭ રાગ એજ.

નંદના નંદસું, નેહ જેને નહીં, તેરે માનવ ખર શ્વાન તોલે,
ભૂતળ ભાર કરવાને અવતર્યાં, પ્રેતની પેર સંસાર ડોલે— નંદના. ૧.
દ્રષ્ટિ થકી ટળો, ભોગ તેના બળો, શિલા પડો તેના મુખ માથે,
જીવતા જન તેતો જમ જેવા જાણવા, પ્રીત નહીં જેહને કૃષ્ણ સાથે—
નંદના. ૨.
કીર્તિ શ્રીકૃષ્ણની, જીવથી નવ ભણે, તેને મુખે દેવરાય તાળું;
ભણે નરસૈંયો જેણે હરિને જાણ્યા નહીં, તેહનું કુટુંબ સદાય કાળું—
નંદના. ૩.

---

## પદ ૩૮ રાગ એજ.

પ્રેમરસ પાને તું, મોર પીંછ ધરા, તત્વનું તું પણું તુચ્છ લાગે;
દૂબળા ઢોરનું, કુશકે મન ચળે, ચતુરધા મુક્તિ તો એ ન માગે-પ્રેમ. ૧.

પ્રેમની વાત પરીક્ષત પ્રિછયો નહીં, શુકજીયે સમજીને રસ સંતાડયો ;
જ્ઞાન વૈરાગ્ય કહી, ગ્રંથ પૂરો કર્યો, મુક્તિનો મારગ સીધો દેખાડયો–પ્રે. ૨.
મારીને મુક્તિ આપી ઘણા દૈત્યને, જ્ઞાની વિજ્ઞાની બહુ મુનિરે જોગી ;
પ્રેમને જોગ તો, વ્રજતણી ગોપિકા, અવર વિરલા કોઇ ભક્ત
ભોગી—પ્રેમ. ૩.
પ્રેતને મુક્તિ તો, પરમ વલ્લભસદા, હેતુના જીવતો હેતુ ત્રુઠે ;
જન્મોજનમ લીલા રસ ગાવતાં, લાભનાં વહાણ જેમ દ્વાર છૂટે—
પ્રેમ. ૪.
મેં ગ્રહ્યો હાથ ગોપીનાથ ગરવાતણો, અવર બીજું કોઇયે ન ભાવે ;
નરસૈંયો મ્હામતિ ગાય છે ગુણ કથી, જતિ સતિને તો સ્વપ્ને
ન આવે—પ્રેમ. ૫.

---

## પદ ૩૯ રાગ એજ.

બળિ તણે દ્વાર હરિ, વિપ્ર વામન હુવા, વેદની ધૂન ગઇ ગગન ગાજી ;
ઇંદ્રપ્રસ્થથી બળિ, આવ્યો ઉતાવળો, જેરે જોઇએ તે દ્વિજ લ્યોને
માગી—બળિ. ૧.
એક પર્ણકુટી તણો, ઠામ ભણવા કરું, બોલવું તે મારે સૂગ સાચું ;
વિપ્ર ફરે ઘણા, લોભના વાહેલા, દાનમાટે ઘણો હું ન રાચું—બળિ. ૨.
લ્યોને દ્વિજજી તમે, નવનવાં મંદિરો, ભૂમિ શું માગીરે ત્રણડગમાં ;
લ્યોને ભંડાર બહુ, કુંચિયો સહિત વળી, માગો હસ્તી મારા રાખો
ઘરમાં—બળિ. ૩.
હસ્તી ભંડારને, હું લેઇ શું કરું, લોભિયા।। નથી જાત મારી ;
આગે વિધાતાએ, વામન નિરમિયો, વ્રતે રહેવું મારે બ્રહ્મચારી—
બળિ. ૪.
ચેતજે તું બળી, શુક કહે છળ પડયો, વિષ્ણુ એ વામન વેષધારી ;
અશ્વયજ્ઞને સમે, દાન અવનિતણું, પાત્ર એવું કયાં મળે મુને મુરારિ—
બળિ. ૫
હરિતણાં ચરણ ઉપર નીર નામતાં, નાળમાં ભૃગુ સુત પેઠો ચાલી ;
રીસ રૂદયે ધરી, ઘણું ઘણું રાયજી, નેત્રમાં દર્ભની શેર ઘાલી—બળિ. ૬.

બાપડો બળિરાય પગતળે ચાંપિયો, પ્રભુ પાતાળનો કરીને થાપ્યો ;
ભણે નરસૈંયો હરિભક્ત આધીન છે, ઈંદ્ર અવિચળ અધિકાર
આપ્યો—બળિ. ૭.

---

## પદ ૪૦ રાગ એજ.

જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઊંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્યવિલાસ તદ્રુપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મપાસે— જાગીને. ૧.
પંચમહાભૂત પરિબ્રહ્મવિષે ઉપન્યાં, અણુ અણુ માહીં રહ્યાંરે વળગી ;
ફૂલને ફળ તેતો વૃક્ષનાં જાણવાં, થડથકી ડાળ તે નહીંરે અળગી—
જાગીને. ૨.
વેદતો એમ વદે શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડળવિષે ભેદ નોયે ;
ઘાટ ઘડ્યા પછી નામરૂપ જૂજવાં, અંત તો હેમનું હેમ હોયે—
જાગીને. ૩.
જીવ તે શિવ આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદલોક કીધા ;
ભણે નરસૈંયો એ તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઇ સંત
સિધ્યા—જાગીને. ૪.

---

## પદ ૪૧ રાગ એજ.

શરીર શોધ્યા વિના સાર નહીં સાંપડે, પંડિતો પાર નહીં પામો પોથે ;
તાંદુલા મેલીને તુષને વળગી રહ્યો, ભૂખ નહીં ભાગે એમ ઠાલે
થોથે—શરીર. ૧.
રસના સ્વાદમાં સર્વ રૂંધાઇ રહ્યાં, વિગતિ ગુરૂ જ્ઞાન વિનારે ગુંથે ;
વાણી વિલાસમાં વિવિધ વાણી વદે, પરહરી વસ્તને વળગે ચુંથે—
શરીર. ૨.
શબ્દ શીખે ખરા સકળ વિદ્યા ભણે, અધ્યાત્મ ઉચરે આવી ઓથે ;
પ્રપંચ પિંડમાં રહ્યો દ્વેષ તે નવ ગયો, આથડ્યો એમ અનંત
કોઠે—શરીર. ૩.

શાસ્ત્ર કથા કરે રજનીમાં આથડે, એમ અજ્ઞાનમાં શીષ ગોઠે ;
ભણે નરસૈંયો જે ભેદ જાણી જુવો, મેં તો રચી કહ્યું પદ ચોથે—
શરીર. ૪

---

## પદ ૪૨ રાગ એજ.

ધ્યાન ધર ધ્યાન ધર નંદના કુંવરનું, જે થકી અખિલ આનંદ પામે ;
અષ્ટમહાસિદ્ધિ તે દ્વાર ઊભી રહે, દેહનાં દુષ્કૃત દૂર વામે —ધ્યાન. ૧.
મોરનાં પીંછનો મુકુટ મસ્તક ધરે, કુંડળ મકરાકૃત શ્રવણ લળકે ;
નીલવટ તિલક ને સુભગ કેસરતણું, કંઠ મુક્તાફળ હાર ઢળકે—
ધ્યાન. ૨.
પીતાંબર પલવટ કટિત્રટ ચીર છે, લલિત ત્રિભંગી વા'લો વેણ વાયે ;
કદમના કુમ તળે રાધિકા રસ ભરી, હરજીને સંગ આલાપી ગાયે—
ધ્યાન. ૩.
મોરલીની ધૂન સુણી વનિતા વ્યાકુળ થઇ, ગોપિકા કેરડાં વૃંદ આવે ;
નરસૈંયાને મન આનંદ અતિ ઘણો, પુષ્પ મુકતાફળ લઇ વધાવે—
ધ્યાન. ૪.

---

## પદ ૪૩ રાગ એજ.

શા સુખે સુતો સંભાર શ્રીનાથને, હાથ તે હરિ વિના કોણ સ્હાયે;
માત ને તાત સુત ભ્રાત ટોળે મળ્યાં, દોહલી વેળા સહુ દૂર જાયે-શા.૧.
ઉંધે મસ્તક હતો ઉગ્ર તપ આચરી, ભક્તિ કીધી ભગવાન કેરી ;
અવતરી પાસ બંધાયો માયા તણે, લંપટી લાલચે લીધો ઘેરી—શા ૨.
દિવસે ચોદિશિ ભમ્યો રાત નિદ્રા વિષે, સ્વપ્નમાં સાંભરે મોટી માયા. ;
પલક પરવાર નહીં હરિને ભજવાતણો, જ્યાં લગી જીવ સંજોગ
કાયા—શા. ૩.
ધન ધામે કરી મોહી રહ્યો લોભિયા, વેદના વીસરી ગર્ભ કેરી ;
નાથ ત્રિલોકના હરિ ન સંભારિયા, જ્યારે રાખ્યો તો જઠરામાં
ઘેરી—શા. ૪.

જાગરે જીવડા વાજ આવ્યો ઘણું, કેટલાએક પ્રતિબોધ દીજે ;
નરસૈંના સ્વામીને નિત્ય સંભારતાં, દેહનાં દુકૃત દૂર કીજે— શા. ૫.

---

## પદ ૪૪ રાગ એજ.

સાધુ સાચે ભજો ચરણ ગોવિંદના, માનવી દેહ તે તત્ત્વ કહિયે ;
કૃષ્ણ કહો કૃષ્ણ કહો વળી વળી કૃષ્ણ કહો, કૃષ્ણ કહેતાં સહુ સુખ લહિયે
—સાધુ. ૧.

કૃષ્ણ સેવાતણી અમર ઇચ્છા કરે, મૂઢમતિ માનવી કાંઇ ન જાણે ;
કૃષ્ણનું નામ રખે હૃદયથી વીસરે, ધન્યમાં ધન્ય કૃષ્ણ પ્રમાણે—
સાધુ. ૨.

જેને જોવા મહામુનિજન વન ભમે, વિઠ્ઠલો વનમાં ગાયો ચારે ;
ભણે નરસૈંયો જે ચતુર નર તે ખરો, અહરનિશિ કૃષ્ણ શ્રીકૃષ્ણ
ધારે—સાધુ. ૩.

---

## પદ ૪૫ રાગ એજ.

પારકી હુંશે મહત્તા કરે પ્રાણિયા, પુણ્ય પાખી સર્વ વાત ખોટી ;
કહે તેં તો કર્ષણ કોદરા વાવિયા, ક્યાંથી જમે તું તો દાળ રોટી—
પારકી. ૧.

કહે તેં તો દાન આપ્યું અજાતણું, ક્યાંથી દુહે તું તો ઘેર ઝોટી ;
કહે તેં કથીર સોનારને આપિયું, ક્યાંથી પહેરે તું તો કનક ટોટી—
પારકી. ૨.

પુણ્યથી રિદ્ધિ છે પુણ્યથી સિદ્ધિછે, પુણ્યથી પહેરશો ડગલો ડોટી ;
ભણે નરસૈંયો તું પુણ્ય કર પ્રાણિયા, પુણ્યથી પામશો પદવી મોટી—
પારકી. ૩.

---

## પદ ૪૬ રાગ એજ.

ધન્યરે ધન્ય મહા પુન્ય યશોદાતણું, પુત્રભાવે પરિબ્રહ્મ રાજે ;
નંદનો નંદ આનંદ થઇ અવતર્યા, શેશ બળિભદ્ર સંગે બિરાજે—
ધન્ય. ૧.

અમર આહીર અરધાંગ ગોપાંગના, વૃક્ષવેલી સર્વ રૂષિરાણી ;
ભક્તિ તે રાધિકા મુક્તિ તે યશોમતિ, વ્રજ વૈકુંઠ તે વેદવાણી—
ધન્ય. ૨.

નિગમ વસુદેવજી ગાય ગોપીઋચા,[1] દેવકી બ્રહ્મવિવાદ કહાવે ;
બ્રહ્મા કર લાકડી વેણું મહાદેવજી, પંચવદન કરી ગાન ગાવે- ધન્ય. ૩.
ઇંદ્રિ અરજુન અહંકાર દુર્યોધન, દેવતા સર્વે અવતાર લીધો ;
ધર્મ તે રાય યુધીષ્ઠિર જાણજો, દાસનોદાસ નરસૈંને કીધો— ધન્ય.૪

---

## પદ ૪૭ રાગ એજ.

ઊઠ ઉતાવળો ચાલને વિઠ્ઠલા, ગોવિંદ ગાયતે વછ ધાવે ;
જાગને જાદવા જનની યશોદા વદે, કહાન કાં ઘણી તને નિદ્રા
આવે—ઊઠ. ૧

દંતધાવન કરો આળસ પરહરો, રજની તિમિર ગયું પોહો ફાટયું ;
દુગ્ધને કરમળો શે ન શીરાવતો, દહીંરે દામોદરા થાય ખાટું—ઊઠ. ૨.
બારણાં બા'ર બળિભદ્ર ઊભા રહ્યા, જોરે વ્હાલા તારી વાટ જુવે ;
નરસૈંના સ્વામીનું મુખડું દીઠડે, માતનું મનડું અતિરે મોહે—ઊઠ ૩.

---

## પદ ૪૮ રાગ એજ.

મારા નાથજી મુજને ભક્તિ દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો ;
ભક્તિ આપો ભલા ભાવથી ભૂધરા, અંતે આવી અહોનિશ રેજો—
મારા. ૧.

---

૧. ગાય ને ગોપી તે વેદના મંત્રો.

ભક્તિ કારણ મારો દેહ દુર્બળ હુજો, દેહ કારણ રખે સ્નેહ જાયે ;
આજ મનસાથ જદુનાથ જો વીસરે, વળતી વલે મારી કોણ થાયે—
મારા. ૨.

કર્મ કૂડાં કરી ખાણ ચારે ભરી, નાસવાને નથી રાખી બારી ;
કૃષ્ણ કીરતન વિના જન્મ જાયે વૃથા, જેમ રહે જુગટે રિદ્ધિહારી—
મારા. ૩

હું ગર્ભ નાના ફર્યો નિત્ય ઉજાગરો, નવ ઠર્યો નાથજી શરણ પાખે ;
ભવવિષે બૂડતાં વાર ને બૂમ નહીં, બાંહ્ય ગ્રહી મુજને કોણ રાખે—
મારા. ૪.

અલ્પ આયુષ્યમાં કલ્પના મનુષ્યને, આજ કીધું વળી કાલ કરવું ;
શ્વાસનો શોષ વિશ્વાસ નહીં નિમિષનો, આશ અધુરી અને એમ મરવું-
મારા. ૫

ઉત્તમ મધ્યમ વરણ તું વિઠલા, પ્રગટ થઇને દરશન પમાડો ;
નરસૈંયા રંકને ટંક કરૂણા કરો, દીનબંધુ વળ્યો આંક આડો-મારા. ૬.

---

## પદ ૪૯ રાગ જ.

જ્યાં લગી આત્મા તત્ત્વ ચિન્યો નહીં, ત્યાંલગી સાધના સરવ જૂઠી ;
મનુષ્ય દેહ તાહરો એમ એળે ગયો, માવઠાંની જેમ વૃષ્ટિ વૂઠી—
જ્યાં. ૧.

શું થયું સ્નાન સેવા થકી, શું થયું ઘેર રહી દાન દીધે ;
શું થયું ધરી જટા ભસ્મલેપન કરે, શું થયું લાલ લોચન કીધે—
જ્યાં. ૨.

શું થયું તપ ને તીર્થ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે ;
શું થયું તિલકને તુળસી ધાર્યાથકી, શું થયું ગંગજળપાન કીધે—
જ્યાં. ૩.

શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે ;
શું થયું ખટ દર્શન સેવા થકી, શું થયું વરણના ભેદ આણે—
જ્યાં. ૪.

એછે પરપંચ સહુ પેટ ભરવા તણા, આતમા રામ પરિબ્રહ્મ ન જોયો ;
ભણે નરસૈંયો કે તત્વ દરશન વિના, રત્નચિંતામણી જન્મ ખોયો—
જ્યાં. ૫.

---

## પદ ૫૦ રાગ એજ.

અલ્યા નામ પામ્યો પણ રામને નવ લહ્યા, વૈષ્ણવ પદ કેરૂં
બિરદ ઝાલે ;
પુત્ર વિના જેમ ઘર મધ્યે પારણું, વર વિના જેવી જાન મ્હાલે–અલ્યા. ૧.
વ્યાધિની વેદના વિશ્વની નાં ટળે, ઠાલો ગગનમાં મેઘ ગાજે ;
હરિને જાણ્યાવિના હરિ કેમ જન થયો, વાત પકવાનથી ભૂખ
ન ભાગે—અલ્યા. ૨.
તું એમ જાણે જે હરિજન હું થયો, વિષ્ણુપદ ગાઇ થયો ભક્ત ભવમાં
કરણી તો કાગની હોડ કરે હંસની, હંસને તો હસી ક્હાડે લવમાં—
અલ્યા ૩.
પિંડમાં પ્રભુ પણ પ્રગટ દેખે નહીં, ફોગટ બ્રહ્મને દૂર ભાળે ;
અગણિત બ્રહ્મનું ગણિત લેખું કરે, દુષ્ટ ભાવે કરી માળ ઝાલે—
અલ્યા. ૪.
જો નિરાકારમાં જેહનું મન ગળે, ભિન્ન સંસારની ભ્રાંતિ ભાગે ;
દાસ નરસૈંયો તો તેને ચરણે નમે, જ્ઞાન વિજ્ઞાનની જ્યોત જાગે—
અલ્યા. ૫.

---

## પદ ૫૧ રાગ એજ.

### હારમાળાનાં પ્રભાતિયાં.

તું શાનો ઠાકોર હું શાનો સેવક, કરમના લેખ ભુંસ્યા ન જાયે ;
મંડલિક હારમાટે મને બહુ દમે, છબિલાજી હવે કેમ થાયે–તું શાનો. ૧.
મુને કો કહે લંપટી કો કહે લોભિયો, કહે તાલ કૂટિયોરે ખોટો ;
સાર કર શ્રીહરિ દીન જાણી કરી, હાર આપો તો કહું નાથ મોટો—
તું શાનો. ૨.

વેવાઇયે મુજને અતિશે વગોવિયો, ઉષ્ણોદક મૂકી ઉપહાસ્ય કીધું ;
દ્વાદશ મેઘ ત્યાં મોકલ્યા શ્રીહરિ, આપના દાસને માન દીધું—
તું શાનો. ૩.

જાહરે મુજને મહાદેવે કિરપા કરી, ત્યારે મેં લક્ષમીનાથ ગાયો ;
મામેરાં વેળાએ લાજ જાતી હુતી, ગરૂડ મૂકી તું ચરણે ધાયો—
તું શાનો. ૪.

મારી પાસ સુંદરી બાંહ્ય કંઠે ધરી, કેશવા કીરતન એમ થાયે ;
અબુદ્ધિયાં લોક તે અસત્ય વાણી વદે, પુન્યવંત લોક તે પ્રેમે ગાયે—
તું શાનો. ૫.

હીરની દોરીએ હાર ગુંથો હરિ, વાણું વાશે તો નિજ દાસ મરશે ;
દયા કરીને હરિ હાર આલો મુને, શામળા સાહ્ય તે કૃષ્ણ કરશે—
તું શાનો. ૬.

સોરઠમાં મુને સર્વ સાચો કહે, પુત્રીનું મોસાળું સારૂં કીધું ;
નાગરી નાતમાં ઈંડુ ચડાવિયું, નરસૈંયાને અભેદાન દીધું—તું શાનો. ૭.

---

## પદ પર રાગ એજ.

ભોગલ ભાંગીએ રાય દામોદરા, ઉઠો જદુનાથ દેવાધિદેવા ;
રાય મંડલિક મદ ભર્યો એમ ઓચરે, જાણે નરસૈંયાની જૂઠી સેવા—
ભોગલ. ૧.

ભક્તપાલક તું દયાળદામોદરા, દાસ નરસૈંને શરણ રાખો ;
અતિતજ છે મુજને તાહરી, નાગર સાથે હરિ નેહ દાખો—
ભોગલ. ૨.

નિશિદિન નરહરિ નામ રૂદયે વસ્યું, પતિતપાવન તારૂં બરદ કહાવો ;
ગ્રાહથકી ગજ મૂકાવિયો શ્રીહરિ, તેમ નરસૈંયાને મૂકાવો—
ભોગલ. ૩.

---

## પદ ૫૩ રાગ એજ.

શ્રીકૃષ્ણ કૃપાનિધિ કેશવા શ્રીહરિ, હું અનાથ તું નાથ કહિયે ;
હાર કાજે મને રાયજી પરભવે, છબિલા વિના શરણ કોને જઇયે—
શ્રીકૃષ્ણ. ૧.
સંસાર પરહરી નામ તારૂં જપું, તો પ્રભુ કાં પેરે પીડે ;
અંતર ગત અવલોકીને શામળા, તુજ વિના રૂદિયાસું કોણ
ભીડે—શ્રીકૃષ્ણ. ૨.
માહારા મનમાં હરખ પૂરણ છે, તો મારૂં દુઃખ પ્રભુ શે ન જાણે ;
ભણે નરસૈંયો પૂરણ પ્રતીતજ માહરે, મંડલિક સુજને મારે
વાણે—શ્રીકૃષ્ણ. ૩.

---

## પદ ૫૪ રાગ એજ.

સાર કર શ્રીહરિ દીન જાણી કરી, સનમુખ થઇને જોને આજ ;
અમે નાગરા હઠ કરી બોલશું, નહિ રાખું ત્રિકમા તારી લાજ—
સાર કર. ૧,
ગોકુળ માંહી તું ગાળ ખાતો ફરે, નવનીત આહીરનાં લેતો ચોરી ;
ચંચલ ચોર તું મુખ નથી બોલતો, હવે અમો લાજ ખોઇશુંજ
તોરી—સાર કર. ૨.
બહુપેરે ગોપીને લાડ લડાવિયાં, અન્ન આહીરનાં લેતો ચાખી ;
નટવાની પેર તું નૃત્ય લીલા કરે, નરસૈંયા સંગસું શેખી રાખી—
સાર કર. ૩.

---

## પદ ૫૫ રાગ એજ.

મોગરા માળેશું મોહી રહ્યો મોહના, હાર આપે તો તારી ખ્યાત વાધે ;
નાગર તાહરૂં નામ ગાતો હતો, ત્રિકમ તુંને કોઇ નહીં આરાધે—
મોગરા. ૧.

સરવ જાતિતણા લોકો ટોળે મળ્યા, સહાયે કરશો તેની પાસ થાશે ;
મૃત્યુના ભય થકી નરસૈંયો નવ બીહે, પણ તારો જશ જગદીશ જાશે—
મોગરા ૨.
રજની તો વહી ગઇ લાજ રાખી નહીં, જોત ઝાંખી થઇજાય દીવા;
કેશવા કંઠથી માળ અળગી કરો, પ્રેમે આરોપો નરસૈંની ગ્રીવા—
મોગરા. ૩

---

## પદ ૫૬ રાગ એજ.

હારને કાજે શું હઠ કરો શામળા, જાચવાને તારી પાસ આવ્યો ;
રાધિકા સંગ તું વાત બેઠો કરે, કહેરે વૈકુંઠથી તું શુંરે લાવ્યો—
હારને કાજે.
તારૂં નામ વિશ્વંભર ધર્યું તે વરાંસિયે, નંદનો છોકરો છાશ પીતો ;
ઓઢતો કામળી હાથમાં લાકડી, ગાવડી ચારતો વન રે'તો—
હારને કાજે. ૨.
માત તું તાત તું ભ્રાત તું ભૂધરા, તુજવિના દુઃખ કોને કહિયે ;
ભણે નરસૈંયો તારા ગુણ ગાઇ જીવીએ, એકલા ભૂતળમાં કેમ રહિયે—
હારને કાજે. ૩.

---

## પદ ૫૭ રાગ એજ.

હારને કાજે શું વિલંબ કરવો ઘણો, ન્હોય કૌસ્તુભ વિજ્મમાળા ;
ઉજળાં પુષ્પને સૂત્રનો તાંતણો, તેણે શું મોહી રહ્યો નંદલાલા—હારને. ૧.
ઊંચને મૂકીને નીચને અનુસર્યો, જોઇ નહીં જાદવા જાત દાસી ;
રાજાની દીકરી રૂખમણી પરહરી, કુબજાને મંદિર થયો નિવાસી—
હારને. ૨.
રત્ન ગુંજા વચે ભેદ નહીં ભૂધરા, સાયર છીલરાં સમ વખાણો ;
મંડળિક હારને કાજ મને પરભવે, દોહેલાં દાસનાં શે ન જાણો—
હારને. -

લોક કૌતુક જુએ લાજ તારી ખુએ, સુખે શું સુતો દેવાધિદેવા ;
કેશવા માળ કંઠેથી ઉતારિયે, પ્રેમે શણગાર નરસૈંની ગ્રીવા—
હારને. ૪.

## પદ ૫૮ રાગ એજ

આપને હાર સુત નંદ વસુદેવના, આદઅનાદ્ય તુંને લાજ થોડી ;
કંસના ભયથકી નાસી ગોકુળ ગયો, રહ્યો આહીરસું પ્રીત જોડી—
આપને ૧.
તારી ગરજમાટે માબાપ તેં બે કર્યાં, સુરને અસુર મુનિ સર્વ જોતાં ;
કંસનો વધ કર્યો અર્થ તારો સર્યો, ગોપીજન મૂકીઆં વને રોતાં—
આપને. ૨.
ભક્તિ કરતાં તું અહીરનો નવ થયો, તે મુને હાર તું કેમ આપે ;
ભણે નરસૈંયો રજનીરે થોડી રહી, અલ્યા તસ્કર મુને શું સંતાપે—
આપને. ૩.

## પદ ૫૯ રાગ એજ

ઊઠને શામળા મૂકી મન આમળા, બોલે નહીં શુંજ અભિમાન માટે ;
આલ્યને હાર કાં પ્રગટ હમણા કરૂં, જે કામ કીધું બંશીવટ ઘાટે—
ઊઠને. ૧.
અણવરી નાર તેં ભોગવી ભૂધરા, પરણતાં ગરથ શું બેસે તારે ;
હારને વાર થઇ ભાર ભાગી ગયો, શું કહું નાથજી વારેવારે—
ઊઠને. ૨.
કળિજુગ માંહે કલંક જો લાગશે, વૈષ્ણવની ગત તે કોણ થાશે ;
ભણે નરસૈંયો હું આજ હળવો પડયો, તાહરા ગુણ હવે કોણ
ગાશે—ઊઠને. ૩.

## પદ ૬૦ રાગ એજ.

તને રોઠી રહી રાધિકા રંગ જામ્યો ઘણો, રસિયા રજની રહીરે થોડી ;
નંદના નંદ તું શાને આળસ કરે, નાગરા સાથ તેં પ્રીત તોડી—
તને. ૧.
ભાળ કપાળિયો કામ પરજાળિયો, ઇશપદ પામિયો ઉમિયાસ્વામી ;
શામળા તુજને લોક લંપટ કહે, થયો વ્યભિચારી કાનુડો કામી—
તને. ૨.
હઠ કરૂં તેમ શું હઠ કરે શામળા, ત્રૂટશે નેહ ત્રિકમ તાણે ;
ભણે નરસૈંયો જો જામની વહી ગઇ, મંડલિક મારશે મુજને
વ્હાણે—તને. ૩.

---

## પદ ૬૧ રાગ એજ.

ઊઠરે અટપટા નથી બોલતો લટપટા, લંપટા લાજ તારી આજ જાશે ;
વ્રજપતિ રંગમાં કેવલ ઘટા કરે, તુજવિના વા'રે તે કોણ ધાશે—
ઊઠરે. ૧.
ઊઠ તું ચરવડી શું બેઠો હરણડી, ગાંઠ ઘાઢી પડી મુજ સાથે ;
ભક્તવત્સલ કહાવે તે ફોકટ ગયું, લાજ સેવકની તુજ હાથે—
ઊઠરે. ૨.
જીવ મારો જગમગે અંગ મારૂં ડગમગે, ડગમગે નેત્ર જોવાને રૂપ ;
નરસૈંયો રંગમગે લોક સહુ ચગમગે, કોપિયો મંડળિક દુષ્ટ ભૂપ—
ઊઠરે. ૩.

---

## પદ ૬૨ રાગ એજ.

બોલ્યને શામળા આવડા શા આમળા, કામલામાં મન કેમ રાખે ;
કોટિ બ્રહ્માંડપતિ ઝાઝું શું કહું કથી, વાલા વીસારી મને કેમ
નાંખે—બોલ્યને. ૧.

ગજને ઉગારીઓ ધ્રુવને પહોંચાડીઓ, મારીઓ રાવણો લંક ભૂપ ;
હમણાં શું હારીઓ કોણે તુંને વારીઓ, નારીઓ મોહી રહી
નિજ રૂપ—બોલ્યને. ૨.
અલ્યા મૂકયરે મરકડા ફોગટ ફરકડા, હરકડા મૂકય વારૂરે વાલા ;
નરસૈંયા વિના તને આપ કોણ પ્રિછવે, નગણા ન થઇએ મારા
નંદલાલા—બોલ્યને. ૩.

---

## પદ ૬૩ રાગ એજ.

ખરેખર કાનુડા તારું મન ચોદશ ભમે, જાણે નાગર કંઇ દાન આપે ;
અલ્યા નામ લક્ષ્મીવરા કરો લાલચ ખરા, રંકને લોભીઆ શું
સંતાપે—ખરેખર. ૧.
તાંદુલ લઇ રિદ્ધ વિપ્રને મોકલી, ભુવન કીધું વૈકુન્ઠ સરખું ;
માહરે તો દાન તું જ્ઞાન તું ભૂધરા, નિત્ય પ્રત્યે તારાં ચર્ણ નિરખું—
ખરેખર. ૨
મન મોટું કરો હાર કંઠે ધરો, હરખીને વ્હેલા મંડપ આવો ;
ભણે નરસૈંયો રજની સહુ વહી ગઈ, દુષ્ટને હાથથી મને મૂકાવો—
ખરેખર. ૩.

---

## પદ ૬૪ રાગ એજ.

સદા તું દયાળ હું દીન દામોદરા, હે દીનાનાથ જોને વિચારી ;
ચરણને શરણ આવ્યો કૃપાનાથ હું, કરો સંભાળ ગોપાળ મ્હારી—
સદા. ૧.
દેવના દેવ સુણ દેવકી બાળકા, વિશ્વપાળક એવું બિરદ તારે ;
એવું જાણી ઘટે તેમ કરો ત્રિકમા, અવરકો અધિપતિ નહીંરે મારે—
સદા. ૨.
જોઇ મારા કરમને ભૂલીશ તું ભૂધરા, પતિત પાવન તારૂં નામ જાશે ;
છાંડતાં તો નથી છૂટવું શામળા, છાંડતાં તારૂં ઉપહાસ્ય થાશે—સદા. ૨.

દુષ્ટ ભાવે થકી તેં હણી પૂતના, જમદૂતના પંથથી તેં નિવારી :
મામકી નાર કીરતન કરી ઓધરી, તું વિના કોણ તારે
મુરારિ—સદા. ૪
દ્રૌપદીને તેં પટકૂળ પૂરિયાં, થાપીઓ ધ્રુવ અવિચળ આગે,
તેમ તારા નામનો નરસૈંયો જપ કરે, રાખ શરણે તુંને લાજ લાગે—
સદા. ૫.

---

## પદ ૬૫ રાગ એજ.

દેવા ભક્તનો ઇશ તું વિષ્ણુ કહાવે સદા, કાંગવાનું દાન તુંને કેમ ભાવે;
વિપ્ર સુદામાને નવનિધ આપી તેં, માહારી આગળે કેમ નાવે—
દેવા. ૧.
કૃષ્ણ કૃપાળ કૃપણ થયા શ્રીહરિ, સદા સેવક જન પ્રતિરે પાળ ;
નાસી કરીને ગિરિ મધ્યે જઇ રહ્યા, કાલ યવનનો આણ્યો કાળ—
દેવા. ૨
શિશુપાળ, જરાસંધ, કંસ, નરકાસુર, તેહતણા રે અહંકાર મોડયા;
પૂતના, અઘાસુર, કેશી, બકાસુર, વેરભાવે તેના બંધ છોડયા—
દેવા. ૩.
ભાવે કભાવે જેણે આરાધિયો, ગર્ભ નિવાસ નહિ આવે વલતો;
ભણે નરસૈંયો હું ભાવથી વરણવું, રખે ત્રિકમ મુને રાખો ટાળતો--
દેવા. ૪.

---

## પદ ૬૬ રાગ એજ.

કેટલાએક મળી વાત એવી કરે, દુષ્ટ બોલે મુખ એવી વાણી ;
કામણ મોહન મોહનીછે એમાં, મંત્ર બળે એણે આણ્યું પાણી—
કેટલા, ૧.
મંત્રને જંત્રની વાત જાણું નહીં, કેવળ કૃષ્ણ મારે હૃદયે ભાસ્યો
પ્રહેલાદ કારણે સ્થંભમાં પ્રગટિયા, બાળક ધ્રુવને અવિચલ રાખ્યો—
કેટલા. ૨.

ચાર પદારથ સુદામાને આપિયા, તિમર ફ્રોડી ત્રિલોચન કીધો ;
અમરીખ રાય ઉગારિયો શ્રાપથી, ચક્ર ધરીને હરિ શરણ લીધો—
કેટલા. ૩.

વ્હેવાઇયે મન વિચાર એવો કરી, મામેરાની ટીપ આપી માંડી ;
ત્રણ સહસ્ર સાડલા ત્રણ સહસ્ર કાપડાં, ત્રણ સહસ્ર ચુંદડી ચીર
સાડી—કેટલા. ૪.

ત્રણ સહસ્ર ચોળી કસબ કિનખાબની, રંગ જુદા ને શોભિત તાજા ;
સાળુ ચણિયા બેઉ ખટસહસ્રો મળી નહિ નુકસાન કંઇ સર્વ
સાજા—કેટલા. ૫.

તેણે સમયે વ્હેવાઇયે એવું કહ્યું, તમ પુત્રીએ સહુ ટીપ માંડી ;
સહસ્ર બે સહસ્ર લો ઉછીના અમ કને, નહિતો રાત રહી જાવો દોડી—
કેટલા. ૬.

દીકરીનું લે તેતો કુમ્ભીપાકે પડે, હોંસે હળાહળ કોણ ખાય ;
લક્ષ્મીનો નાથ તે લજ્યા મારી રાખશે, મામેરૂં કર્યા વિના નહીંરે
જાય—કેટલા. ૭.

તેવેળા નાથજી લક્ષ્મીજી લેઇને, પ્રીતે પ્રભુજી મારી લાજ રાખી ;
નરસૈંયો વિનવે હાર આપો હરિ, દાસનાં દુઃખ કેમ રહો છો
સાંખી—કેટલા. ૮.

---

## પદ ૬૭ રાગ એજ.

કોણ આગલ જઇ વિનવું વિઠ્ઠલા, શ્રીપતિ લાજ રાખોને મારી ;
દ્રૌપદી લાજને કાજ આવ્યા હરિ, દુઃખ પામી નહીં દાસી તારી—
કોણ. ૧.

પ્રગટ થાઓ પ્રભુ ભૂતળે ભૂધરા, નરસૈંના નાથ એવું બિરદ કહાવો ;
સેવકનું સંકટ ટાળિયે ત્રિકમા, તો તમે કાનજી ભલારે ભાવો—
કોણ. ૨.

લોક દેખે સહુ થાએ કૌતક બહુ, મંડલિક મદ ભર્યો મૂઢ પાપી ;
નરસૈંયાના સ્વામી જેમ તેમ કરો, લાજ રાખી નાંખો બંધ કાપી—
કોણ. ૩.

---

## પદ ૬૮ રાગ એજ.

શ્રવણે સૂનો થયો શામળા શ્રીહરિ, લક્ષ્મી નાથ શું નિદ્રા આવી ;
બિરદ મોટું ધર્યું પતિત પાવન તણું, શરણ આવે તેની બાંહ્ય સાં'વી—
શ્રવણે. ૧.
દુષ્ટના દુઃખથી રાખ્ય રમાપતિ, તમ વિના માહરો નહી કોણ સ્વામી ;
હરિજન લોકને મન આનંદ બહુ, અવર કોને કહું શીષ નામી—
શ્રવણે ૨.
પુષ્પની માળસું મન અટકી રહ્યું, વીસર્યો નાથ હું મન તારે ;
નરસૈંયાના સ્વામી વિલંબ ન કીજિયે, હાર આરોપીએ કંઠ મ્હારે—
શ્રવણે. ૩.

---

## પદ ૬૯ રાગ એજ.

દયા આણ દયાળજી શીઘ્ર સેવકતણી, તું રે મારો ધણી વિશ્વ જાણે;
પ્રગટ થયું નામ તે તું થકી શામળા, વિઠ્ઠલા વિનતિ મન
ના'ણે—દયા. ૧.
મારે મંત્રનું જંત્રનું ધ્યાન ધરણીધરા, મિત્ર મોહનવિના નહીંરે બીજો ;
હાર આપ્યાવિના લાજકો' ક્યમ રહે, દીન દેખી પ્રભુ શે ન રીઝો—
દયા. ૨.
સાહે કીધા વિના નેટ નહિ છૂટકો, જો તારા ચરણની આશ આપી ;
નરસૈંયાના સ્વામી, માન મૂકી કહું, દેહ દામોદર તુજને સોંપી—
દયા. ૩.

---

## પદ ૭૦ રાગ એજ.

પરણીને પારકે હાથ શું ભાળવ્યાં, લાજ નાવેરે કેમ કંથ તુજને ;
કોટિ અબજ અપરાધ ક્ષમા કરી, મ્હેર કરી માફ રાખો મુજને—
પરણીને. ૧.

દાસને દાસીનાં દુઃખડાં કાપવા, ધાઈને જાઓછો એક શ્વાસે ;
આજ અલબેલડા અરજ સુણતા નથી, છૂટકો નથી છબીલાજી નાસે—
પરણીને. ૨.

જેવીતેવી દાસીની લાજતો નાથને, પ્રીતમજી કેમ પ્રીત તોડી ;
પ્રાણ જાશે તોય અવરને નહીં ભજું, હઠીલાને કહું હાથ જોડી—
પરણીને. ૩.

સોળ સહસ્ત્ર એકસો આઠ સ્ત્રી તાહરે, તેમાં એક અધિક હું દાસી તારી ;
નરસૈંયાના સ્વામી શું કહું તુજને, હાર આપી સાર કરને માહરી—
પરણીને. ૪.

---

## પદ ૭૧ રાગ એજ.

વિશ્વપાળક વિશ્વંભર કરૂં વિનતિ, તુજવિના દુઃખબીજું કોણ જાણે ;
વિલપતાં વિલપતાં વહી ગઇ જામની, ત્રિકમા નિદ્રા શું તજશો
વહાણે—વિશ્વપાળક. ૧.

રોકયો શું રાધિકા કહ્યું જેનું કરો, મુજપર દયા શે ન આણે ;
આવડી હઠ પ્રભુ નવ ઘટે તુજને, ત્રુટશે સ્નેહ ત્રિકમ તાણે—
વિશ્વપાળક. ૨.

આ અવસર નહી સાચવો શામળા, તો તારી કીરતિ કોણ વખાણે ;
હાર નહીં આપો તો નરસૈંને મારશે, રાંડ લીધી મંડલિક રાણે—
વિશ્વપાળક. ૩.

---

## પદ ૭૨ રાગ એજ.

નંદનાનંદન વાર લાગે ઘણી, હરિજન લોકને શું હસાવે ;
અપકીર્તિ થશે મારીને તાહરી, લક્ષ્મીવર તુંને લાજ નાવે—
નંદના નંદન. ૧

પેરે પેરે પરણસું માન માગી કરી, કઠણ કાં થઇ રહ્યો કૃષ્ણકામી ;
કપટ ભાવે ભજ્યો તોય તુજને હરિ, સાર સંભાળ કર જગત
સ્વામી—નંદના નંદન. ૨.

કોણ વેળા થઇ હાર આપે નહીં, સાંભળો શામળા વાત મારી ;
નરસૈંયાના સ્વામી માહુરે દુઃખ નથી, મારતાં લાજ જાશેજ તારી—
નંદના નંદન. ૩.

---

## પદ રાગ ૭૩ એજ.

પ્રથમ પ્રીત માંડી હવે સુઇ રહ્યો શામળા, ન્યુન તારે હરિ શું છે આજે ;
કંઠમાં કુસુમની માલ તું ગ્રહી રહ્યો, તે કહો કૃષ્ણજી શાને કાજે—
પ્રથમ પ્રીત. ૧.
સાચી ભક્તિ કરૂં લોક જૂઠો કહે, તેમ તજી કાનજી નાશી જાઓ ;
નઠોર કાં થઇ રહ્યો મંડળિક મદે ચડયો, વ્હારે વિશ્વંભર વ્હેલા ધાઓ.
—પ્રથમ પ્રીત. ૨.
મેલ માયા હવે પુષ્પના હારની, વાર લાગે ઘણી વિશ્વનાથ ;
નરસૈંયાના સ્વામી આશ તારી ઘણી, મૂકશો નહીં હરિ ગ્રહ્યોરે
હાથ—પ્રથમ પ્રીત. ૩.

---

## પદ ૭૪ રાગ એજ.

હાર મધુસુદના આજ વ્હાલો થયો, રાખી રૂદયામાંહી થયોરે સાંસો ;
હાર માંહે હીરા હશેરે સુણ્ય શામળા, લોભી લક્ષ્મીવરા તો વિમાસો—
હાર મ. ૧.
મંડળિક ઉપર કૃપા કીધી ઘણી, દાસપરથી દયા તેં ઉતારી ;
સંકટનો સાથી નહીં તુજવિના શામળા, હે દીનાનાથ મૂક ના વિસારી—
હાર મ. ૨.
ભક્તવત્સલ એવું બિરદ છે તાહરૂં, હુંરે વળગી રહ્યો તેની આશે ;
પતિત પાવન હરિ નામ છે તાહરૂં, વિપત્ત પડે હવે શું વિમાસે—
હાર મ. ૩.

વાંક નહીં વિઠ્ઠલા તમતણો તો રતી, પીડ પામું હરિ મુજ પાપે;
ભણે નરસૈંયો મુને મંડળિક મારશે, જીવતો રહું જો હરિ હાર આપે–
હાર મ. ૪.

---

## પદ ૭૫ રાગ એજ.

હાર હેયા વચ્ચે શું રે રાખી રહ્યો, કૃપણ થયોરે તું કૃષ્ણ કાળા;
થોડીક વારનો પરૂણો પ્રભુ તાહરો, રૂડું ગમે તે કરો નંદ લાલા–
હાર. ૧.

તાહુગ બળતણી હિમ્મત માહરે, તુંરે આપીશ ને મારે લેવો;
તાહરા ઉરમાં વાત કેવી હશે, દાસનો દાસ છું જેવો તેવો– હાર. ૨.

મરણથી માવજી હું તો ડરતો નથી, નેટ નિવારણ આ દેહ પડશે;
હાર આપ્યાવિના મંડળિક મારશે, તે અપજશ તારે શીર ચડશે–
હાર. ૩

કેટલી વેળા થઇ કરગરૂં કૃષ્ણજી, શું કહું શામળા વારે વારે;
નરસૈંયાના સ્વામી આવો ઉતાવળા, તુજવિના ભક્તને કુણ ઉગારે–
હાર. ૪.

---

## પદ ૭૬ રાગ એજ.

હુંરે જાચક તું દાતાર દામોદરા, માહરે મન એ બિરદ સાચું :
આપે ન આપે તોય તું ધણી ત્રિકમા, તુજવિના બીજા કોને જાચું–
હુંરે. ૧.

ભક્ત સુદામાની સાર કરી શામળા, નવ નિધિ આપી ત્રુઠયા મુરારિ;
ચત્રભુજ રાય તેં ચંદ્રહાસ ઉગારિયો, તેમ કૃપા કરો હાવાં મારી–
હુંરે. જાચક. ૨.

ગુરૂ બાળક યમસદનથી લાવિયા, અર્જુનની પ્રતિજ્ઞા તેં રે પાળી;
બ્રાહ્મણના દસ પુત્ર હર્યાં હતા, વૈકુંઠનાથ તું લાવ્યો વાળી– હુંરે. ૩.

એવાં ઘણાં બિરદ છે તારાં, મારૂં દુઃખ હવાં કહુંરે તુજને ;
હાર નહિ આપોતો મંડળિક મારશે ; નરસૈંયો કહે હરિ રાખ મુજને—
હું રે. ૪.

---

## પદ ૭૭.

રાગ મેઘ મલ્હાર અથવા રામગ્રી રાગના પ્રભાતમાં પણ ગવાય છે.

વિવિધ વિચારી પ્રીતડી, જોને શ્રીરંગ રાતો ;
હાર નહિ આપો તો મારશે, મંડળિક મદમાતો— વિવિધ. ૧.
કામી થયો તું કેશવા, મુને પરભવે પાપી ;
લોભી થયો લક્ષ્મીવરા, પૂતના તેં સંતાપી— વિવિધ. ૨.
મારી વારે ચડોને વિઠ્ઠલા, નહિ તો આ દેહ જાશે ;
નરસૈંયાને મંડળિક મારશે, તારા ગુણ કુણ ગાશે— વિવિધ. ૩.

---

## પદ ૭૮ રાગ રામગ્રી.

મહા હઠીલો મુખથી નહીં બોલે, જોતાં જૂઠો જદુનાથરે ;
ધૂતારો ધરણીધર જાણ્યો, હઠીલો ન મૂકે વાતરે— મહા. ૧.
ગોકુળમાં ગોવાળીઓ થઇને, ચાર્યાં વનમા ઢેરરે ;
જાણ્યું બળ જીવણજી તારૂં, નવનાત કેરો ચોરરે— મહા. ૨.
ચંચળ લંપટ ચાડીઓ, સઘળે તે કરતો સોરરે ;
ગોકુળ માંહે હેરણા હેરતો, એણે અજીઠાં ચાખ્યાં બોરરે— મહા ૩.
પરાધીન થઇને પેટજ ભરતો, જેમ કોઇ નઠોર નાદાનરે;
નરસૈંયા સાથે હારને કાજે, આવડું શું અભિમાનરે— મહા. ૪.

---

## પદ ૭૯ રાગ મારૂ.

તું તો ગોકુળ માંહે રેહેતો, તવ નવનીત ચોરી લેતો ;
તું તો ગુજરને ઘેર જતો, તેનો ઢાઢો ઠુંમરો ખાતો— ૧.

જસોદાજી બાંધતાં તાણી, હું મૂકાવતો સારંગ પાણી ;
તમે તે દહાડા સંભારો, એવું જાણીને ઉગારો— ૨.
માંહો માંહે મોટાઇ ન આણો, મને પોતાનો કરી જાણો ;
મારે રૂડે તમારે રૂડું, માહરે ભૂંડે તમારે ભૂંડું— ૩.
મારી પત જાતાં તારી જાશે, ત્યારે ગોકુળ કેમ રહેવાશે ;
લોક વરૂવાં બોલેછે મારાં, ઢાંક મારાં ઉઘાડીશ તારાં— ૪.
નાગર બટકરલડાં બોલા કહીએ, તું તો કાંઇ ન આણે હઇએ ;
એવું જાણીને ઓરા આવો, હાર આપીને મુજને મનાવો— ૫.
તને બ્રખુ ભાન સુતા રહી રાખી, તેણે આનંદથી જોતો ઝાંખી ;
તારો નરસૈંયો રીસે ભરાય, મુજ બિના જશ કોણ ગાય— ૬.

---

## પદ ૮૦ રાગ દેશી ફેર પ્રભાત.

**" નરસિંહ મેહેતો પોતાની પુત્રી કુંવરબાઇને કહેછે. "**

સાસરે પધારોરે મ્હારી કુંવરીગે, વિપ્રિત વેદનારે વિસાર ;
પિયર તમારૂંરે પુત્રી ઢૂકડુંરે, છે શ્રીગોકુળમાં પરિવાર— સાસરે ૧.
હરિગુણ ગાતાંરે ઘડપણ ગાળજોરે, સતસંગે કરજો વળી સુવિચાર ;
રૂદન ન કરશોરે રૂદિયા ફાટતેરે, નથી કોઇ આંસુનું લોનાર—
સાસરે. ૨.
મારે તો નિરધનનેરે પેટે તું પડીરે, કાંઇ ન પામી તું તો સુખ ;
નઠોરને નાત્યરે નટ નાગરતણીરે, ઠામ ઠામ દીધાં છે બહુ દુઃખ—
સાસરે. ૩.
એમ ન કીજે મારાં તાતજીરે, રાખો શ્રીનાથજીસું નેહ ;
સાર ઘણી કીધીરે એણે શામળેરે, તે કેમ દેશે છબીલોજી છેહ—
સાસરે. ૪.
જેણેને મામેરૂંરેહરિયે પેહેલાં કર્યુંરે, રાખી ન્યાત માંહે વળી લાજ ;
હુંડીને સીકારીરે હરિયે હેતસુંરે, તે હાર આપશે શ્રીમાહારાજ—
સાસરે. ૫.

સાસરીએ જઇનેરે હવે હું શું કરૂંરે, જયારે રૂઠ્યા સારંગપાણ ;
તમને જ્યારેરે મંડળિક મારશેરે, ત્યારે અમે તજશું અમારા
પ્રાણ—સાસરે. ૬.

---

## પદ ૮૧ રાગ એજ.

### માનબાઇ કહે છે.

આધારને હુતોરે હરિ મુને તાહરોરે, અમો અબળા દુરબળ નાર ;
પ્રીતલડીતે હુતીરે, પેલા ભવતણીરે, તે ત્રિકમજી મેલી કેમરે વિસાર—
આધારને. ૧.

પટકુળ પ્રેમદાનાંરે પ્રીતે પુરીઆંરે, રાખી દુષ્ટ સભામાં વળી લાજ ;
દીન જાણીનેરે અમને કૃપા કરોરે, મેહેતાજીને મૂકાવોને માહારાજ—
આધારને. ૨.

જયમ ગ્રાહથીરે ગજ મૂકાવિયોરે, વારે તમે ધાયા અશરણ શર્ણ ;
દાસનાં દોહ્યલાંરે તમે સહી નવ શકોરે, શું સૂતા છો શામળવર્ણ—
આધારને. ૩.

સોરઠ સહુનેરે હરજી હસાવિયુંરે, હારને ઘણી લાગી વાર :
હળવાંને પાળ્યાંરે સહુ હરખે ભર્યાંરે, વારૂ નહીં કીધું નંદકુમાર—
આધારને. ૪.

ગુણલા સાંભળીનેરે પ્રભુ સહી નવ શકોરે, એકલા શો કરશોરે વિલાસ ;
દીન જાણીરે અમને દયા કરોરે, પૂરો અમ અબળા કેરી આશ—
આધારને. ૫.

વિનતિ અમારીરે સ્વામી તમે સાંભળોરે, છોજી તમે ભક્તવત્સલ ભગવાન ;
કર જોડીનેરે કરેછે વિનતિરે, માનબાઇ માગે છેરે માન—આધારને. ૬.

---

## પદ ૮૨ રાગ એજ.

### રતનબાઇ કહે છે.

દામોદર દીનને દરશન દીજિયેરે, વાલા તારો મહેતાજીરે દુભાય ;
જનમો જનમનોરે દાસ તમારડોરે, શામળિયાજી કીધી છે બહુ
સ્હાય—દામોદર.

નરસૈંયાને મંડળિક મારશેરે, તમો પોહોચ્યા રાધાજીને ઘેર ;
ગોપીઓની સાથેરે પ્રભુજી રંગે રમોરે, સ્વામી તમ સેવકની શી
પેર—દામોદર. ૨.

પ્રીતલડીના બાંધ્યારે પ્રભુજી પધારજોરે, આવોજી રમીએ રાસ વિલાસ ;
મોગરાની માળારે લેતા આવજોરે, પૂરો અમ અબળા કેરી આશ—
દામોદર. ૩.

બ્રહ્માંડ તો ભટકીરે અમો ભૂલાં પડ્યાંરે, પામ્યાં શ્રી ગોકુલમાં તો ઠામ ;
નરસૈંયા સાથેરે લઇ રહ્યા રૂસણુંરે, તેમાં નહીં સરે સામળિયા કામ—
દામોદર. ૪.

વૃંદાને વનમાંરે લાડ લડાવિયાંરે, તેવી પ્રભુ પૂરો અમારીરે આશ ;
વિઠ્ઠલજી વિનતિરે શેં નહીં સાંભળોરે, અમો હરિ છૈએ તમારાંરે
દાસ—દામોદર. ૫

દીન જાણીનેરે અમને દયા કરોરે, મહેતો ધરેછે તમારૂંરે ધ્યાન ;
એછે વિનતિરે રતનબાઇનીરે, શામળિયાને કરેછેરે સાન—
દામોદર ૬.

---

## પદ ૮૩ રાગ એજ.

### કહાનબાઇ કહે છે.

શામળિયા સ્નેહીરે અમ ઘેર આવજોરે, કહું મારા મનડાંકેરીરે વાત ;
મોગરાની માળરે લટકતી લાવજોરે, રસિયા જુવો વિતી ગઇ
બધી રાત—શામળિયા ૨.

કોડ તો કૃષ્ણજીરે કામનીના પૂરવારે, આવોજી સભા મધ્ય માહારાજ ;
મેહેતાજીનેરે મંડળિક મારશેરે, લક્ષ્મીવર જાશે તમારીરે લાજ—
શામળિયા. ૨.

હાર ન આપ્યોરે અતિ હળવાં પડયાંરે, તે તમને કેમ ગમે છે નાથ ;
વિનતિ કરીનેરે કાન તમને કહ્યુંરે, બૂડતાંનો આવી ઝાલો હાથ—
શામળિયા. ૩.

પ્રીતલડી બંધાણીરે પ્રભુ તમથી ઘણીરે, અમો બીજાં કોની કરિયે આશ;
વેળા તો વીતી છેરે જાગી જુવો જાદવારે, આશ નથી ઉઠો શ્રી અવિનાશ
—શામળિયા. ૪.

વિલંબ કર્યાથીરે વાત વણસી જશેરે, પ્રીતમજી પધારોને આવાર;
કહાનબાઇ કહેછેરે મોહનજી માનિયેરે, હરિ મારા નોધારાં આધાર-
શામળિયા. ૫.

---

## પદ ૮૪ રાગ એજ.

### પાનબાઇ કહે છે.

મારા જીવનજીરે જદુપતિ જાદવારે, વિનતિ સુણોને વિશ્વાધાર;
શરણ તમારેરે છું હું શામળારે, તોયે વાલા કેમ કરો નહીં વા'ર—
મારા. ૧

સભા સહુ દેખતાંરે હાર હરિ આપિયેરે, બરદ પાળોને પોતાનું શામ;
સહાય સેવકનારે કોડે કીજીએરે, મહેતાજીના મનની પૂરો હામ—
મારા. ૨.

ગોકળમાં ગિરધારીરે, રક્ષા કરી ગાયનીરે, ગોપીઓને ઘણાં લડાવ્યાં
લાડ;
તેમ મેહેતાજીનીરે આશ પૂરીએરે, અલબેલા માનું તમારોરે પાડ—
મારા. ૩.

જગમાં જનમીને અમો ભૂલાં ફર્યાંરે, નિજ ભક્તિ કરીને પામ્યાં ઠામ;
બાંહ્ય ગ્રહ્યાનીરે લાજ બધી નાથનેરે, પ્રીત કરી તમસું સુંદર શામ—
મારા. ૪.

તમારે જગતમાંરે ભકતો અનેક છેરે, અમારે તો એક તમે ભગવાન;
પાનબાઇ કહેછેરે પ્રભુજી પધારિયેરે, વાહાલા હાર આપીને રાખો માન
—મારા. ૫.

---

## પદ ૮૫ રાગ કાફી.

### સુરસેના સખો કહે છે.

શ્રીજી મારી વિનતિરે, તમે સાંભળો સારંગ પાણરે;
સંકટ તમને શું કહું વાલા, તમોછો ચતુર સુજાણ—શ્રીજી મારી. ૧

દાસને દુઃખછે દોહલાં, તે કેમ સહોછો મહારાજરે ;
વિલંબ ન કીજે વિઠ્ઠલા, હવે ગઇ સેવકની લાજ— શ્રીજી મારી ૨.
અમો હળવાં પડ્યાં દામોદરા તો, તારા ગુણ કોણ ગાયરે ;
બિરદ ન પાળો ભૂધરા, તો અમે કેમ જીવાયરે— શ્રીજી મારી. ૩.
સજ શે ન થાઓ શામળા, તમે ભોગળ ભાંગો આજરે ;
હાર આપો હરિ દાસને, જેમ જાય મંડળીકની લાજરે–શ્રીજી મારી. ૪.
અમ વિના તમે એકલા, પ્રભુ શો કરશો વિલાસરે ;
પુરૂષરૂપ છો કાનજી, અમને તમારી આશરે— શ્રીજી મારી. ૫.
જળહળતા છો શામ સુંદરવર, અમો છું તમારી નારરે ;
નેહ વિના નારી કેમ રહે, કાંઇ કરો મન વિચારરે— શ્રીજી મારી ૬.
સ્વામી શેં નથી જાણતા, મન ઉતારોને રીસરે ;
અપરાધ અમારો ક્ષમા કરો, નામે સુરસેના શીષરે— શ્રીજી મારી. ૭.
અમો અબળા તમને નમું, અમને કરોને સાંયરે ;
નરસૈંયાને ઉગારી લીજે, ત્યારે હસિયા વૈકુંઠ રાયરે— શ્રીજી મારી. ૮.
સુરસેનાની વિનતિ, સાંભળી દામોદર રાયરે ;
આસનથી હરિ ઊઠિયા, દાસને કરવા પસાયરે— શ્રીજી મારી. ૯.

---

## પદ ૮૬ રાગ મારુ.

સુરસેનાની વિનતિ જાણીરે, આસનથી ઉઠ્યા સારંગ પાણિરે ;
જળહળતા બ્રહ્મ તે આવેરે, સખી હરખ ધરીને વધાવેરે—
સુરસેનાની ૧.
સઘળી બાઇને બીડી આપીરે, રીસે તે બળ્યા સઘળા પાપીરે ;
નવ જાણે નરસૈંયો વિચારરે, આવ્યા મંડપમાં દેવ મુરારરે—
સુરસેનાની. ૨.
મુખે બોલ્યાતે શ્રીજગદીશરે, નામી સર્વે સખીને શીષરે ;
તમારી સ્તુતિ સહી નવ જાયરે, એમ બોલ્યા તે જાદવ રાયરે—
સુરસેનાની. ૩.
સર્વે સખીને દીધું આલિંગનરે, દીનવચન બોલ્યા જગજીવનરે ;

સર્વે સખીને સમરપ્યા હારરે, નૈણે વહેછે જળની ધારરે—
સુરસેનાની. ૪.
તમે શાને કરો વિલાપરે, હાર આપું આપો આપરે;
તમો વેચો તો વેચાઉંરે, કાચે તાંતણે બાંધ્યો આવુંરે—
સુરસેનાની. ૫.
બ્રહ્માદિકને વશ નહીં થાઉંરે, વેદવિદ્યા હોયે ત્યાં નવ જાઉંરે;
એવું બોલ્યા શ્રી જુગદીશરે, નાગી સર્વે સખીને શીષરે—
સુરસેનાની ૬.
જેને મન ઘણું અભિમાનરે, ત્યાંથી દૂર સદા ભગવાનરે;
હું સત્ય વચનજ ભાખુંરે, હુંતો લજ્જા સેવકની રાખુંરે—
સુરસેનાની. ૭.
તમે જેરે માગો તે આપુંરે, તમ વચન કદી ન ઉથાપુંરે;
તમને કહું વિસ્તારી વાતરે, મેહેતાજીની વધારૂં ખ્યાતરે—
સુરસેનાની. ૮.
માટે કહોને કેદારો ગાયરે, તે વિના નહીં હાર અપાયરે;
હુંતો જઇ બેસું આમંનરે, સત્ય માનજો મુજ વચનરે—સુરસેનાની. ૯.
તમો પ્રાણ થકી છો પ્યારાંરે, ક્ષણ એક ન મૂકું ન્યારાંરે;
એમ બોલ્યા દામોદર રાયરે, સહુ સખિયોને હરખ ન માયરે—
સુરસેનાની. ૧૦.

---

## પદ ૮૭ રાગ આશાવરી.

સખિયોરે જ્યારે હરખજ પામી, ત્યારે રીઝયા સારંગ પાણિરે;
હસી હસી વચન શ્રીમુખ બોલ્યા, ધન્ય ધન્ય વૈષ્ણવ વાણીજી—
સખિયોરે. ૧.
કુંવરબાઇ કહે કર જોડી, સાંભળો માહારા તાતજી;
દામોદર રાયને ઘણો વહાલો છે, કેદારો સાક્ષાતજી— સખિયોરે. ૨.
ગિરિવર ધારીને કુંજવિહારી, તે સાથે છે હોડજી;
દામોદર સું પ્રીત બંધાણી, તે રાગ કેદારાની જોડજી— સખિયોરે. ૩.

મેહેતાજી મન સ્થિર કરી રાખો, નહિ મૂકે નાથ તમારોજી;
દામોદરાયને ઘણો વહાલો છે, તે ગાઓને રાગ કેદારોજી —સખિ. ૪.
મેહેતાજી કહે પુત્રી માહરી, દેવાળિયા કહેવાઇયેજી;
સાઠ રૂપીએ ઘરાણે મૂકયો છે, માટે કો'ને કેદારો કેમ ગાઇયેજી—
સખિયોરે. ૫.
ધરણીધર મેહેતાજીને મંદિર, ખત લખીને આપ્યુંજી;
તે રૂપૈયા આપ્યાવિના, જો ગાઉં તો જીભ કાપુંજી— સખિયોરે. ૬.
અટક સાંભળો મેહેતાજીની, સમરથ સારંગ પાણિજી;
કેદારો મૂકાવા ચાલ્યા, પ્રીત પૂરવની જાણીજી— સખિયોરે. ૭.

---

## પદ ૮૮ રાગ કેદારો.

કેદારો મૂકાવાને ચાલ્યા, તે ભક્તવત્સલ ભગવંત સ્વરૂપ;
ધરણીધર મેહેતાને મંદિર, આવ્યા નરહરિ નરસૈંનું ધરીરૂપ—કેદારો. ૧.
ધન આપી ખત માગીરે લીધું, વ્યાજ સુદ્ધાં પહોંચાડયું સહુ;
ધરણીધર નાગરને ઘેરે, એક પાંગળી હુતીરે વહુ— કેદારો. ૨.
તેને ઘેલી કહીને સહુ કો બોલાવે, તેને મંદિર પધાર્યા ભગવાન;
મસ્તક હાથ મૂકીને ઊઠાડી, રૂપ કીધું તેનું લક્ષ્મી સમાન—
કેદારો. ૩.
એક પંથ બે કારજ કરીને, હરિ આવ્યા જુનાગઢ મોઝાર;
મેહેતાજીને ખોળે ખત નાંખ્યું, અંત્રીક્ષ રહીને દેવમોરાર—કેદારો. ૪.
તેરે શ્રીપાતે સરવે દીઠું, મંડળિક પાસે માગે માન;
નરસૈંયો ઈશ્વરનો સેવક, કહ્યું કરો હઠીલા રાજાન— કેદારો. ૫.
અન્યો અન્ય સહુ વાત કરે છે, ખત આપ્યું દામોદરરાય;
નરસૈંયાને મંદિર મોકલો, નહીંતો આપણો મહિમા જાય—કેદારો. ૬.
તળાંજેથી તતક્ષણ આવ્યો, કહે ધરણીધર સાંભળો રાય;
હરિના જન હરિ સરખા જાણો, મેહેતાજીને લાગો પાય— કેદારો ૭.

---

## પદ ૮૯ રાગ સારંગ.

દ્વારિકા પોતા કમળા પતિ, રામાનંદ પ્રત્યે કહે વિનતિ ;
તમે જુનાગઢ લગી વેગે જાઓ, નરસૈંયા નાગરને કરો પસાયો—
દ્વારિકા. ૧.
આવ્યા રામાનંદ સભા મોઝાર, એવે ધરણીધર કરે છે વિચાર ;
મેહેતાને રૂપે આવ્યા ભગવાન, અપાંગ વહુ કીધી લક્ષ્મી સમાન—
દ્વારિકા. ૨.
ગરથ આપી ખત લીધું હરિ, ધરણીધરે વાણી ઓચરી ;
શ્રીપાત સાંભળીને દિલગીર થયા, મંડળિકરાય વિચારી રહ્યા—
દ્વારિકા. ૩.
અન્યો અન્ય વાતો ઓચરે, વૈષ્ણવ સાથે દ્વેષ કોણ કરે ;
દક્ષાણાવત ગંગોદક ભર્યો, નરસૈંયો નાગર વૈષ્ણવ ખરો— દ્વારિકા. ૪.
ગાયે રત્ન ગળાણું રાય, રત્ન જડે ને જીવે ગાય ;
એવી પ્રીત દામોદર ક્યાંથી કરે, ભાંગી ભોગળ હાર કંઠે ધરે—
દ્વારિકા. ૫
તે માટે મેતાને મોકલો ઘેર, બ્રાહ્મણસું નવ કીજે વેર ;
વેર કીધે નવ થાએ ભલું, તે માટે કહીએ એટલું— દ્વારિકા. ૬.
એમ સભાજન સરવે કહે, તેતો મંડળિક સરવે લહે ;
પ્રલંબ પ્રધાન વિચારે પેર, નરસૈંયાને મોકલો ઘેર— દ્વારિકા. ૭.

---

## પદ ૯૦ રાગ એજ.

રામાનંદ સંન્યાસી એણીપેર કહે, એ કથા અધવચ રહે ;
કોઈ કોઇની કૂડી પક્ષ કરે, તે સંન્યાસી નરકે સંચરે— રામાનંદ. ૧.
વૈષ્ણવ જનને નિંદે જેહ. કુંભીપાક પડે નર તેહ ;
પાંડુપુર નગર છે એક, તેમાં નામો ભક્ત વિશેક— રામાનંદ. ૨.
નામદેવને હરિસું પ્રીત, રામાનંદ કહે શુભ રીત ,
બ્રાહ્મણે આણી મરતક ગાય, લઇ બાંધી સુલતાન સભાય-રામાનંદ ૩.

નામ દેવે સજીવન કરી, તુલસી માળા કંઠે ધરી ;
નામદેવ નર હરિગુણ ગાય, આવ્યા સમરથ વૈકુંઠરાય- રામાનંદ. ૪
જૂઠા લોક સહુ જોઇ રહ્યા, વૈષ્ણવજન તે સાચા થયા ;
ભગત જગતને આદ્યથી વેર, પ્રભુ સેવકની જાણે પેર— રામાનંદ ૫.
પ્રહ્‌લાદજી પર કોપ્યો તાત, વિભીષણને વીરે દીધી લાત ;
અમરીષને દુરવાસા કોપિયો, ધ્રુવ બાળક તે વનમાં ગયો—રામાનંદ. ૬.
ત્યાં મળિયા ઋષિ નારદ રાય, આપી મંત્ર કર્યો વિદાય ;
તેણે ધાર્યું હરિનું ધ્યાન, પ્રસન્ન થયા પોતે ભગવાન- રામાનંદ. ૭.
ભક્ત જાણીને શુદ્ધ લીધ, ધ્રુવજીને તો અવિચળ કીધ ;
સુધનવા ઉગાર્યો હરિ, તેલ કડાની ટાઢી કરી— રામાનંદ ૮.
પંચાળીનાં પૂર્યાં ચીર, તેતો પોતે હળધર વીર ;
માટે મેહેતા તમને કહું, સંસાર ચરિત્ર હું સઘળું લહું—
રામાનંદ. ૯.
હાર લીધા વિના જાઓ ઘેર, તો વૈષ્ણવની લાજ રહે શી પેર ;
ભાગી ભોગળને આપો હાર, ત્રિભુવન વર્તે જય જયકાર—
રામાનંદ. ૧૦.
નિજ ધરમનો બેલી મહારાજ, ઠામ ઠામ જનની રાખો લાજ ;
રહો વિશ્વાસે આણે ઠામ, હવે ડગમગ શું આવે કામ- રામાનંદ. ૧૧.
મેહેતા તમારી ભક્તિ ખરી, હાર આપશે હેતે હરિ ;
રામાનંદ એણીપેરે ઉચ્ચરે, મેહેતાજી મનમાં હરખજ ધરે—
રામાનંદ. ૧૨
કેદારો આલપીને ગાય, સર્વ સખીને આનંદ થાય ;
જય દામોદર જય રણછોડ, નિજ ભક્તના પૂરો કોડ— રામાનંદ. ૧૩.

———

## પદ ૯૧ રાગ કેદારો.

મારો વાલોજી રાગ મૂકાવીને આવ્યા, મેહેતો ખત વાંચીને ખુંખારે ;
નાચે ખુંદે ને તાલ વજાડે, મારો વાલોજી નવ વીસારેરે—
મારો વાલોજી. ૧.

મધુરે સ્વરે કેદારો ગાયો, મારો ગોરી ગમાઓણે આવ્યોરે ,
ઠમકે ઘુઘરી નેપુર વાજે, મારો રાગ કેદારો મૂકાવ્યોરે—
મારો વાલોજી. ૨.

પ્રગટ થાઓ પાતળિયા સભામાં, મુજને આપો હારરે ;
આવો છબીલા સાઇડું દીજે, શાને લગાડો વારરે— મારો વાલોજી. ૩.
મલપતા મંદિરમાં આવો, મે જાણ્યા દીન દયાળરે ;
સભા સર્વ દેખતાં કાનુડા, મારી કંઠે આરોપો માળરે—
મારો વાલોજી. ૪.

એમ કહી ખત મસ્તક મૂક્યું, સખિયો થાઓ સાવધાનરે ;
જયકાર બોલે નરસૈંયો, સર્વ સખિયો કરે ગાનરે—
મારો વાલોજી. ૫.

---

## પદ ૯૨ રાગ પ્રભાત.

દામોદર દિલમાંહે વિચારે, મેહેતો ભગત છે મહારોરે ;
ક્ષણુએ મુજને નવ વિસારે, ગણે પ્રાણથી પ્યારોરે— દામોદર. ૧.
એમ વિચારી ગયા અલબેલો, ધરણીધરને ઘેરરે ;
કેદારો મૂકાવી લાવ્યા, જુગતે જાણી પેરરે— દામોદર. ૨.
ખત લાવીને ખોળે નાંખ્યું, તેતો સરવે જોયુંરે ;
મેહેતો મનમાં રાજી થયા બહુ, જોતાં મનડું મોહ્યુંરે— દામોદર. ૩
કોડેથી કેદારો ગાયો, તેતો મુજને ભાવ્યોરે ;
ઉપમા આપી મુજને બળદની, ગોરીઓ ગમાણે આવ્યોરે— દામોદર. ૪.
માટે આસન જઇને બેસું, છોને લાગે વારરે ;
કેવો ગણીઓ મુજને મેહેતે, કેમ આપું હવે હારરે— દામોદર. ૫.
રીસ ચડાવી આસન બેઠા, શ્રી દામોદર રાયરે ;
તેતો મેહેતાજીએ જોયું, હવે શી પેર થાયરે— દામોદર. ૬.
મેહેતોજી કહે સુણો મોહનજી, રીસાઇને ક્યાં જાઓરે ;
જીવ જતાં લગી નવ છોડું, સહાય શામળીઆ થાઓરે— દામોદર. ૭.

---

## પદ ૯૩ રાગ એજ.

ભાંગ્ય ભોગળ શામળિયા સાથી, ઘેલડા મૂકાવોને ગોવાળારે ;
આહીરને આવડો શો અટકો, આપો મોગરાની માળારે— ભાંગ્ય ૧.
હવે ગાળ નહીં દઉં ગોવિંદજી, ક્ષમા કરો અપરાધરે ;
શિવ વિરંચી તારો પાર ન જાણે, તેસું કર્યો મેં વાદરે— ભાંગ્ય. ૨.
શુક સનકાદિક ધ્યાન ધરેછે, તે તું નંદકુમારરે ;
લક્ષ્મીવર મેં કહ્યો તુજને, લંપટ વારંવારરે— ભાંગ્ય. ૩.
સેવકજનના બોલ્યા સામું, જોઇએ નહીં જદુનાથરે ;
અવગુણ ભરિયો પણ છું તારો, હેતે ઝાલો હાથરે— ભાંગ્ય. ૪.
શુદ્ધ બુદ્ધ લજ્જા પ્રેમી જનમાં, નવ રહે લગારરે ;
પ્રેમ વચનમાં જે બોલાયું, વિઠ્ઠલ વારમવારરે— ભાંગ્ય. ૫.
ગુણસાગર છો શ્રી ગિરિધારી, બાનાની પત રાખોરે ;
મેહેર કરી માહારાજા મુજપર, દાસને દરસન દાખોરે— ભાંગ્ય. ૬.
આવો આલિંગન દીજે મારા વાલા, સુંદર મુખડું નિહાળુંરે ;
ભણે નરસૈંયો રજની વીતી, થયું ત્રૈલોકમાં અજવાળુંરે— ભાંગ્ય. ૭

---

## પદ ૯૪ રાગ એજ.

જાગ્ય જાગ્યરે જદુપતિ રજની વિહાણી ;
મંડળિક મુજને બહુ બીવડાવે, જીવન લ્યો જાણી— જાગ્ય. ૧.
અરૂણ ઉદયની વેળા થઇ છે, હરણી તો આથમી ;
દીપક જોત્યો ઝાંખી થઇ છે, કહું મસ્તક નામી— જાગ્ય ૨.
વલોણાં વાજે ને ઘંટી ગાજે, પ્રેમદા ભરે પાણી ;
કેશવજી તમે કેમ ન આવ્યા, કોણે બાંધ્યા તાણી— જાગ્ય ૩.
મુચકુંદને કુંભકરણ જીત્યા, તેની ઊંઘ તને આવી ;
આળસુ કેમ બન્યા અલબેલા, શું બેઠા રીસાવી— જાગ્ય. ૪.
દીનબંધુ છો દામોદરજી, હાર હરિ આપો ;
ભણે નરસૈંયો નાથજી માહરાં, કષ્ટ તમે કાપો— જાગ્ય. ૫.

---

## પદ ૯૫ રાગ એજ.

ખત વાંચતાં હું ખોંખાર્યો, તેની તમને ચડી છે રીસરે ;
સેવકના અપરાધજ સામું, શું જુવો જગદીશરે— ખત વાંચતાં. ૧.
શ્રીપતિ સહાય કરો સેવકની, વેળા થઇ છે ઝાઝીરે ;
મોગરાની માળા લઇને પધારો, મેહેતાજી થાયે રાજીરે—ખત વાંચતાં.૨.
ઊઠો ઊઠો હરિ થયું અજવાળું, ખોટી ન થાઓ પળ એકરે ;
પ્રીતમજી પ્રેમેથી ભેટું, મૂકીદો હરિ ટેકરે— ખત વાંચતાં ૩.
એવું સુણી ઉઠ્યા અલબેલો, થયો ત્યાં બહુ કડાકોરે ;
જાણે મેઘ ગાજ્યો આષાડો, એવો થયો ભડાકોરે— ખત વાંચતાં ૪.
મોહનજી કહે સુણો મેહેતાજી, અંતર નથી તમ સાથેરે ;
પ્રીત કરી તુજને પેરાવું, હાર હું માહારે હાથેરે— ખત વાંચતાં ૫.
તુજ વિના મહારે નવ ચાલે, હું પૂરૂં તારી આશરે ;
એમ કહીને બન્ને ભેટ્યા, નરસૈંને અવિનાશરે— ખત વાંચતાં. ૬.

---

## પદ ૯૬ રાગ વસંત.

કમાડ કડકડિયાં ને ગગન ગડગડિયાં, મંડળિકનાં મંદિર ;
ભોગળ ભાંગીને તાળાંરે ટૂટ્યાં, પધાર્યા શામ શરીર-કમાડ કડકડિયાં. ૧.
ખળભળિયાં ઘઢકોશીસાંરે, પડે પોળ પોકાર ;
નાઠા ભૂર સભાથી સર્વ કો, થઇ રહ્યો હાહાકાર— કમાડ કડકડિયાં. ૨.
આસનથી ઉઠ્યા અવિનાશી, આવ્યા સભા મોઝાર ;
સભા સરવે દેખતાંરે આપ્યો, મેહેતાજીને કંઠે હાર—કમાડ કડકડિયાં. ૩.

---

## પદ રાગ ૯૭ પ્રભાત.

આકૂણીએ જો દ્વાર ઉઘાડી, હાર ગોપાળરાયે દીધોરે ;
રાજા મંડળિક થર થર કાંપ્યો, મેં મોટો અપરાધ કીધોરે—
આકૂણીએ જો. ૧.

સંન્યાસી સૌ વિસ્મય પામ્યા, વરત્યો હાહાકારરે ;
જેને જેવો તેને તેવો, દીઠા દેવ મોરારરે— આફ્રુણીએ જો. ૨.
નરસિંહાશ્રમે નૃસિંહરૂપ દીઠા, મુકુંદાશ્રમે મુકુંદ રૂપરે ;
અચ્યુતાશ્રમે અચ્યુત રૂપ દીઠા, માધવાશ્રમે માધવ રૂપરે—
આફ્રુણીએ જો. ૩.
અદ્ભૂતાશ્રમે અદ્ભૂત રૂપ દીઠા, વિશ્વંભરે વિશ્વરૂપરે ;
વિશ્વેશ્વર આશ્રમે વિશ્વરૂપ દીઠા, કેશવાશ્રમે કેશવરૂપરે—
આફ્રુણીએ જો. ૪.
રઘુનાથાશ્રમે રઘુનાથરૂપ દીઠા, ભીમે દીઠા રામરે ;
રાજાની માએ ચતુરભુજ દીઠા, રાણીયે દીઠા સુંદર શ્યામરે—
આફ્રુણીએ જો. ૫.
શ્રીપાત પંડિતે સુંદરરૂપ દીઠા, શ્રીધરે દીઠા બ્રહ્મચારરે ;
બ્રહ્મભારથીએ બ્રહ્મરૂપ દીઠા, પ્રસાદ પુરીએ ત્રિપુરારરે—
આફ્રુણીએ જો ૬.
પ્રલંબ પ્રધાને પ્રૌઢરૂપ દીઠા, મંડળીકે દીઠા કાળરે ,
સભાએ દીઠા સુંદર શિરોમણ, સજ્જને દીઠા બાળરે–આફ્રુણીએ જો. ૭
જોગી ધ્યાનીએ જ્યોતિરૂપ દીઠ', કુંવરબાઇએ દીઠા પિતાયરે ;
મેહેતાજીએ લટકાળા છોગાળા દીઠા, શ્રીગોકુળના રાયરે-આફ્રુણીએ જો ૮
અણવપા તેને જેવો તેને તેવો, વ્યાપી રહ્યો કરૂણાળરે ;
મેહેતાજીની કંઠે આરોપી, લઇ મોગરાની માળરે—આફ્રુણીએ જો ૮.
રાગરાગનું તાન મિલાવે, મોરલી મદન ગોપાળરે ;
જય જયકાર કહે સરવકો, હરિ ભક્તવત્સલ પ્રતિપાળરે—
આફ્રુણીએ જો ૧૦.
લોક સહુ રાજાને કહેછે, તમે મોટો અપરાધ કીધોરે ;
રામાનંદને રીસ ચડી બહુ, શ્રાપ રાજાને દીધોરે—આફ્રુણીએ જો. ૧૧.
પ્રભુના જનને તેં બહુ પીડયો, કાંઇ ન વિચાર્યું આપરે ;
ત્રણ જન્મ તું મ્લેછ થઇને, ભોગવજે તુજ પાપરે–આફ્રુણીએ જો ૧૨.
ત્યારે સુરસેનાએ હાથજ સાહ્યો, રાજાને શ્રાપ ન દીજેરે ;
જેણે આપણું ભૂંડુ કીધું હોય, તેનું રૂડું કીજેરે— આફ્રુણીએ જો. ૧૩.
ત્યારે રાજા પસ્તાયો પોતે, આવી દંડવત કીધોરે ;

કુમતિયે મેં કાંઇ ન માન્યું, મ્હારો એકે અરથ ન સિધોરે—
આકૂણીએ જો. ૧૪.
આગળ સુવર્ણ બ્રહ્મ પોળો આપી, તે કશું ન આવ્યું કામરે;
કળિજુગમાંહીં હરિભક્ત મોટા, વળી નારાયણ નામરે—
આકૂણીએ જો. ૧૫.
એ વાતતે કોને કહિયે, મળ્યા પ્રધાનને સતર સંન્યાસીરે;
નારાયણનો જન મેં દુભ્યો, હૈયે ન જોયું વિમાસીરે—
આકૂણીએ જો. ૧૬.
ત્યારે મેહેતાજી એણીપેરે બોલ્યા, સાહી રાજાનો હાથરે;
વાંક સઘળો છે તારી માતનો, તેને પૂછ તું વાતરે- આકૂણીએજો. ૧૭.
રાજા જઇ માતાને કહેછે, હવે શી પેરે થાશેરે;
માતા કહે તેં કહ્યું ન માન્યું, જુનોગઢ તુજ જાશેરે- આકૂણીએજો. ૧૮.
વળતો રાજા એણીપેર બોલ્યો, મા સઘળો તારો વાંકરે;
સાચું કહે જે નિપજયું હોય તે, હું થઇશ તારો રાંકરે—આકૂણીએજો. ૧૯
વળતી માતા એણીપેરે બોલી, કહું છું સાચું હું યરે;
મ્લેછ સેવકનું મુખ મેં જોયું, પેટે રહ્યો જવ તુંયરે—આકૂણીએજો. ૨૦.
દુષ્ટતણું મુખ જોતાં આવો, નિર્દય નિપજ્યો તનરે;
કહ્યું ન માન્યું પ્રથમ કોઇનું, પીડ્યા હરિના જનરે- આકૂણીએજો. ૨૧.
એવું સુણીને મંડળીક મનમાં, પસ્તાયો બહુ આપરે;
નરસૈંયાને પીડા પમાડી, તેથી પામ્યો શ્રાપરે— આકૂણીએજો. ૨૨.

———

## પદ ૯૮ રાગ એજ.

શ્રી દામોદર દયા કરીને, નરસૈંયા નાગરનો રાખ્યો રંગ:
સર્વ સેવકના સુખને કારણ, રાય મંડળિક કીધો માન ભંગ—
શ્રી દામોદર. ૧.
કો કહે કામી ને કો કહે કપટી, પણ સેવકને તમારી આશ;
રાખી લાજ સભામાં સાચી, દુરજન સઘળા કીધા નિરાશ—
શ્રી દામોદર. ૨.

કળિયુગમાંહી પ્રત્યક્ષ દીઠું, નરસૈંયો જીતાડયો હોડ ;
કાને કુંડળ ઘાલ્યાં મેહેતાને, પીતાંબર આપ્યું કટિ છોડ—
શ્રી દામોદર. ૩.
એણે જારજાતે કાંઇ ન જાણ્યું, વૈષ્ણવ સાથે કીધો વાદ ;
પ્રજા જનો સહુ એણીપેરે કહે છે, ઉતાર્યો હરિ એનો નાદ—
શ્રી દામોદર. ૪.
જય જયકાર હવો સોરઠમાં, મેહેતાને આપ્યો હારજ હરિ ;
મંડળિક રાયનો મમત હરીને, નરસૈંયા નાગરની રક્ષા કરી—
શ્રી દામોદર ૫.

---

## પદ ૯૯ રાગ એજ.

મારા ઠાકોર દામોદરરે, મારી સાર કરી સંભારીરે ;
વૈકુંઠથી વેગે આવીને, આપ્યો હાર ઉતારીરે— મારા ઠાકોર. ૧.
ભક્તજનને વાલે લાડ લડાવ્યાં, સહાય છે સુખકારીરે ;
અનેક ભક્ત આગે ઓદ્ધાર્યા, કૃપા કરી મુરારિરે— મારા ઠાકોર. ૨.
નૃપતિ નિત્ય દાન દેતો સુવર્ણનું, નહાતો ગંગા નીરરે ;
પણ વૈષ્ણવથી દ્વેષજ કરતો, તેથી પામ્યો કલંક શરીરરે—
મારા ઠાકોર. ૩.
શુક સનકાદિક મુનિવર નારદ, નિગમ ચતુર મુખ ગાયરે ;
હનુમાન સરખા તાલ ધરે તોય, હરિગુણ કોણે ન ગણાયરે—
મારા ઠાકોર. ૪
જેની સેવા સુરીનર ઇચ્છે, સહસ્ર અઠયાસી ધાયરે ;
અમર ઇન્દ્રાદિક ગાંધર્વ અપ્સરા, ગુણ શ્રીહરિના ગાયરે—
મારા ઠાકોર. ૫.
મામેરૂં મોહને કીધું, આપ્યા વસ્ત્ર શણગારરે ;
મંડળિક દેખતાં માહારાજે મુને, હેતે દીધો હારરે— મારા ઠાકોર. ૬.
સોરઠ જન જોવાને આવ્યા, પોહોંચ્યા મનના કોડરે ;
સકળ સભામાં લજ્જા રાખી, નરસૈંયો જીતાડયો હોડરે—મારા ઠાકોર. ૭.

કળિજુગમાંહીં કઠણ માનવી, પામર કેને ન પતીજેરે ;
ભણે નરસૈંયો સુણો નારાયણ, ચરણ શરણ રાખી લીજેરે—
મારા ઠાકોર. ૮.

---

## પદ ૧૦૦ રાગ વિભાસ.

શ્રી દામોદરે કીધી દયાજે, મુગટ સહિત મુને આપ્યો હાર ;
બાજુબંધને બેરખા આપ્યા, ત્રિભુવન વરત્યો જય જયકાર—
શ્રી દામોદરે. ૧.
રાજા તું ઘેલો થયો જે, ખડગ લઇને આવ્યો સંગ ;
રસિયાજી સું રંગે રમતાં, રમાપતિએ રાખ્યો રંગ— શ્રી દામોદરે. ૨.
શાશા ગુણ ગાઉં ગોવિંદના, ઠામ ઠામ રાખી મુજ લાજ ;
અકળ ન થાએ એ અલબેલો, સારે સેવક જનનાં કાજ—
શ્રી દામોદરે. ૩.
જે જન સેવે સાચા મનથી, તે ત્રિકમજી જાણેરે ;
ભીડ પડે જયારે સેવકને, સહાય કરે તે ટાણેરે— શ્રી દામોદરે. ૪.
સજ્જન સરવે સાચું માનો, એ હરિ દીનદયાળરે ;
નિજ સેવકની લજ્યા રાખી, કંઠે આરોપી માળરે— શ્રી દામોદરે. ૫.

---

## પદ ૧૦૧ રાગ આશાવરી.

શ્રી દામોદરના ગુણ ગાતાં, નર કોએ દુખિયો ન હોયરે ;
સદા શામળિયો શરણે રાખે, સન્મુખ આવી જોયરે—શ્રીદામોદરના. ૧.
મૂરખ મૂઢ હીંડે રડવડતો, નવ જાણે હરિનો મર્મરે ;
સ્મરણ કરતાં તરતજ આવે, પરિ પૂરણ પરબ્રહ્મરે— શ્રીદામોદરના. ૨.
છેલ છબીલો ને છોગાળો, નિત્ય નિત્ય તેને ભજિયેરે ;
મંડળિકનું માન ઉતાર્યું જેણે, કહો કેમ તેને તજિયેરે—શ્રીદામોદરના. ૩.
સુખ દાતાની પૂર્ણ કૃપાથી, અવિચળ પદ હું પામ્યોરે ;
નરસૈંયાના સ્વામીને જોતાં, ભવભય સઘળો વામ્યોરે—શ્રીદામોદરના. ૪.

---

## પદ ૧૦૨ રાગ લલિત.

વહાલાના ગુણ શા શા કહું રે, અવસરે આવીને રાખે લાજ ;
પતિતપાવન હરિ નામ તમારૂં, પ્રગટ થાઓછો ભક્તને કાજ—
વહાલાના. ૧.
કૃપા કરી મુને હારજ આપ્યો, મંડળિકરાય થયો મન ભંગ ;
સભા સઘળી આશ્ચર્ય પામી, કૃપા તમારી પરમાનંદ- વહાલાના. ૨.
સાચી પ્રીત કરે જે હરિ સું, તેના મનના પૂરે કોડ ;
કૃપા કરી તમે નરસૈંયાને, ભકતવત્સલ પ્રભુ શ્રી રણછોડ-વહાલાના. ૩.

---

## પદ ૧૦૩ રાગ દેશાખ.

કર જોડીને દાસ વિનવે, હું સંત કૃપાએ સુખ પામ્યોરે ;
ભક્તના ચર્ણ રેણુએ નરસૈંયો, સકળ વેદના વામ્યોરે—કરજોડીને. ૧.
અલ્પબુદ્ધિ અજ્ઞાની હતો હું, દેખાદેખી ચાલ્યોરે ;
સાધુ સમાગમ નિશદિન કરતાં, હરજીયે હાથજ ઝાલ્યોરે—
કર જોડીને. ૨.
પ્રજાજન સહુ ચરણે નમિયા, નગરતણા જે વાસીરે ;
ભણે નરસૈંયા, શ્રીહરિ સેવો, ટળશે ભવ દુઃખ ફાંસીરે—
કર જોડીને. ૩.

---

## પદ ૧૦૪ રાગ આશાવરી.

ઓળંભો અફળ નહીં જાય મહારો વા'લો, ઓળંભો શ્રીગોકુળરાયરે ;
કૃપા સાગરે કૃપા કરીને, કીધી મહારી સહાયરે— ઓળંભો. ૧.
ઓળંભો ધ્રુ પ્રલ્હાદ વિભીષણ, અમરીખને હનુમાનરે ;
અક્રુર ઓધવ વિપ્ર સુદામો, વિદુર ભક્ત વરદાનરે— ઓળભો ૨.
ઓળંભો વેગે દ્રુપદ તનયા, ચરણે અહલ્યા તારીરે ;
કુબજાનું ચંદન માગી લીધું, ગોકુળ રાખ્યું મોરારિરે— ઓળંભો. ૩.

ઓળંભો વેગે વ્રજ વિનતા, તારણ તરણ ગિરિધારીરે ;
ઓળંભો પ્રીત કરી જે ભકતે, લીલા કુંજ વિહારીરે— ઓળંભો. ૪.
સાંદીપ ને સુત આણી આપ્યો, વેદ વદે એમ સાચુંરે ;
મારો ઠાકોર એજ દામોદર, અહોનિશ એને જાચુંરે— ઓળંભો. ૫.
ભક્તવત્સલ સદા હરિ દાતા, દીનોનાથ કહાવેરે ;
નરસૈંયાના સ્વામીને સમરતાં, પુનરપિ જનમ ન આવેરે-ઓળંભો. ૬.

---

## પદ ૧૦૫ રાગ દેશાખ.

નિરખી લોક નગરના હરખ્યા, ધન્ય ધન્ય મેહેતાનો અવતારરે ;
મહીપતિ આવી ચરણે લાગ્યો, કરે હરખ આચ્છય નર નારરે—
નિરખી. ૧.
અમે અબુદ્ધ મુરખ અજ્ઞાની, ખોટી કહી વૈષ્ણવની વાતરે ;
સ્વામી સેવકમાં ભિન્ન ન હોયે, શ્રુતિ સ્મૃતિ બોલે ખ્યાતરે-નિરખી. ૨.
છબીલાજીના વાહ્લા જે જન, તે સાથે ન કરવો દ્વેષરે ;
સાચું પાસું શામળિયાનું, નિશ્ચે લખ્યો મટે નહીં લેખરે-નિરખી. ૩.
દુરિજન સઘળા દુઃખજ પામ્યા, જેણે કીધાં કૂડાં કર્મરે ;
નરસૈંયો તમે સુકૃત કરો સૌ, શ્રીધરણીધર રાખે ધર્મરે—નિરખી. ૪.

---

## પદ ૧૦૬ રાગ પ્રભાત.

ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રીહરિ, નરસૈંયા તું મારો ભક્ત સાચો ;
મેલી પુરૂષપણું સખી રૂપે થઇ રહ્યો, તાહારા પ્રેમથી હુંરે રાચ્યો—
ધન્ય. ૧.
તુજમાંને મુજમાં ભેદ નહિ નાગરા, માન્ય તું માહેરી વેદ વાણી ;
હજીરે જોને તને પ્રતિત ન ઉપજે, માગતાં મોકલ્યું ટાહાડું પાણી—
ધન્ય. ૨.
મામેરૂં કીધું તે કેમ ગયો વીસરી, હાર આપ્યો તે પ્રત્યક્ષ ભૂપ ;
ચૌદ ભુવનમાં તુજ સમો કો નહીં, માહરૂં તાહરૂં એક રૂપ—ધન્ય. ૩

તાહરો અક્ષર ગાયને સાંભળે, તે કુળ સહિત પવિત્ર થાએ ;
ભણે નરસૈંયો સીહું બોલીશું રીઝવો, કરજોડી કૃષ્ણજી સમ ખાએ—
ધન્ય. ૪.

---

## પદ ૧૦૭ રાગ એજ.

ધન્ય રે ધન્યરે એમ કહે શ્રી હરિ, ત્રિગુણ રહિત મન થયુંરે તારૂં ;
કોટિ બ્રહ્માન્ડનો પતિ કરે વિનતિ, નરસૈંયા માન તું વચન મારૂં—
ધન્ય. ૧.
બ્રહ્મ શંકર શુક સનક આદિ જતી, શેષ નારદ ધરે ધ્યાન મારૂં ;
મન કર્મ વચને તે મુક્તિને અનુસરે, કોટિ મુક્તિ તારે ચરણ વારૂં—
ધન્ય. ૨.
જેવી વ્રજસુંદરી તેવો તું નરસૈંયો, નિરમળ મને મારો જશ ગાયો ;
રાસક્રીડા કરી તુજને મેં દાખવી, હાર આપવાને હું હેંસે ધાયો—
ધન્ય. ૩.
વ્રજ લીલા મધ્ય કેલીમાં કાનજી, પુરૂષ નામે કોઇ પાસ નાવે,
આદ્ય એ શ્રી હરિ વ્રજ વિનતા ખરી, નરસૈંયા વિના લાડ કુણ
લડાવે—ધન્ય.

---

## પદ ૧૦૮. રાગ પ્રભાતિયું.

પ્રાણ થકી મને વૈષ્ણવ વાહાલા, હરનિશ એને ગાઉંરે ;
તપતીરથ વૈકુંઠપદ મૂકી, મારા ભકત બોલાવે ત્યાં જાઉંરે— પ્રા ૧.
અંબરીષ રાજા મને અતિઘણો વહાલો, દુવાર્સાએ મન ભંગ કીધુંરે ;
મેં મારૂં અભિમાન તજીને, ચક્ર દર્શન વાળી લીધુંરે— પ્રા. ૨.
ગજને કારણ પાળોરે ધાયો, સંતોની કરવા સારરે.
ઊંચ નીચ હું તો કાંઇ નવ જાણું, મને ભજે તે મારારે— પ્રા. ૩
લક્ષ્મીજી અર્ધાંગના મારી, પણ મારા સંતની દાસીરે ;
અડસઠ તીરથ મારા સંતને ચરણે, કોટિ ગંગા કોટિ કાશીરે—પ્રા. ૪.

સંત ચાલે ત્યાં હું આગળ ચાલું, ને સંત સૂએ તો હું જાગુંરે ;
મારા સંતની નિંદા કરે તેની, જીહ્વા સઘજ કાપુંરે-- પ્રા. ૫.
મારારે બાંધ્યા વૈષ્ણવ છોડે, વૈષ્ણવે બાંધ્યા મે નવ છૂટેરે,
એકવાર વૈષ્ણવ મને બાંધે તો, તે બંધન મેં નવ તૂટેરે— પ્રા. ૬.
બેસી ગાય ત્યાં હું ઊભો સાંભળું, ઊભા ગાય ત્યાં હું નાચુંરે
હું તો વૈષ્ણવથી ક્ષણ નહીં અળગો, ભણે નરસૈંયો સાચુંરે- પ્રા. ૭.

---

## પદ ૧૦૯ રાગ આશાવરી.

હરિની ભક્તિ વિના જે જીવે, તેનો અફળ ગયો અવતારરે ;
તુલસીની માળાને તિલકજ પાખે, બીજા જૂઠડા શણગારરે—
હરિની. ૧.
દશ માસ ઉદર દુઃખ પામ્યો, કીધું કારજ તેં ખર ભારરે ;
દેહ ધરી હરિ દાસ ન કા'વ્યો, તેની જનુનીને ધિક્કારરે— હરિની. ૩.
વૈષ્ણવ જન વાહાલા નહીં જેને, મિથ્યા ગયો તેનો અવતારરે ;
નરસૈંયાના સ્વામી વિના બીજા, અનેક મિથ્યા ધર્મ વિચારરે-હરિની. ૩.

---

## પદ ૧૧૦ રાગ રામકલી.

ધન્ય ધન્યરે જીવતર વૈષ્ણવનું, જ્યાં જોઈએ ત્યાં હરિ ગુણ ગાયરે ;
ચૌદ લોકમાં પેહેલી પૂજા, નરનારી તે વૈકુંઠ જાયરે— ધન્ય ધન્યરે. ૧.
વૈષ્ણવ કેરાં કહું ગુણ લક્ષણ, તિલક છાપને તુલસી માળરે ;
વૈષ્ણવ કેરો વેશ દેખીને, જમકિંકર નાસે તતકાળરે— ધન્ય ધન્યરે. ૨.
જન્મ મરણના ફેરા છૂટે, જમ જોખમથી રાખે અંગરે ;
સંસારમાંહે તે નર જીત્યા, જેને વૈષ્ણવ નિશદિન સંગરે-ધન્ય ધન્યરે. ૩.
માત પિતાકેરૂં કુળ તારે, પાડોશી પાવન પરિવારરે ;
ભણે નરસૈંયો હરિ ગુણ ગાતાં, પુનરપિ તેને નહીં અવતાર—
ધન્યધન્યરે. ૪.

---

## પદ ૧૧૧ રાગ આશાવરી.

નરસૈંયાને કીધી દયા, વૈકુંઠનાથ તે સન્મુખ થયા ;
આપી માળા પરમ ઉમંગ, રમાપતિએ રાખ્યો રંગ— નરસૈંયાને. ૧.
પંચ શબ્દ વાજે નિશાન, રાય કર જોડી માગે માન ;
રાખો મેહેતાજી જાણ્યો મહિમાય, નીચો નમીને લાગ્યો પાય—
નરસૈંયાને ૨.
દ્રષ્ટ થકી દુષ્ટ અળગો જા, થોડે દહાડે મ્લેછજ થા ;
વૈષ્ણવ જનની નિંદા કરે, નિશ્ચે તે નરકે સંચરે— નરસૈંયાને. ૩.
નિશદિન લેશે હરિનું નામ, તેનાં સરશે સઘળાં કામ ;
ભણે નરસૈંયો જે સેવા કરે, પુનરપિ તે જન નવ અવતરે—
નરસૈંયાને. ૪.

---

## પદ ૧૧૨ રાગ પ્રભાત.

તમારી કૃપા હવી મારા વાલા, મુને જે આપો તે થોડું રે ;
દીનાનાથ દામોદરનો હું, દાસ થઇ કર જોડું રે— તમારી. ૧.
જયદેવને જે કૃપા કરી તે, સઘળે લોકે જાણીરે ;
તેમજ મુજને હાર આપ્યો તે, તમારી કૃપા ગણાણીરે— તમારી. ૨.
ધન્ય સોરઠ ને ધન્ય એ માળા, ધન્ય આશાવરી રાગરે ;
ભણે નરસૈંયો ભલે અવતરીઓ, કૃષ્ણ ભજયાનો લાગરે— તમારી. ૩.

---

## પદ ૧૧૩ રાગ આશાવરી.

મંડળિક આવી લાગ્યો પાય, ક્ષમા કરો હું મંદમતિ રાય ;
પ્રલંબ પ્રધાન વિનય બહુ કરે, સ્રીઓ નયણે નીરજ ઝરે—
મંડળિક. ૧.
શ્રીપાંત સરવે મેહેતાજીને નમ્યા, અમો અતિશય તમને દમ્યા ;
અમે અજ્ઞાન થયા માહારાજ, રાખી દામોદરે તમ લાજ—મંડળિક. ૨.

ભીમ મેહેતાજીને પ્રણામજ કરે, સંન્યાસી વિનય વચન ઉચ્ચરે;
દ્વેષી નાગર ઘેરજ ગયા, વૈષ્ણવ સર્વ રળીઆતજ થયા— મંડળિક. ૩.
એ હરિ જનનો મહિમા રહ્યો, રાય મંડળિકે પોતે લહ્યો;
સભા સર્વ જન બોલે પેર, મેહેતાજી પધારે ઘેર— મંડળિક. ૪.
સખિયો સહિત ઉઠ્યા તેણીવાર, સર્વ બોલે ત્યાં જય જયકાર;
મેહેતાજી આવ્યા મંદિરમાંહે, વૈષ્ણવજને વધાવ્યા ત્યાંય;
નરસૈંયો કહે જપો હરિ નામ, દામોદરને કરો પ્રણામ— મંડળિક. ૫.

---

## પદ ૧૧૪ રાગ એજ.

સંવત પંદર બારોતરામાં, ચૈત્ર સુદ સપ્તમિ રવિવારરે;
અતિ આનંદે માળા ગાઇ, નરસૈંયો ઉતર્યો પારરે— સંવત. ૧.
વૈધૃત વ્યતિપાત એકાદશી દિન, વૈષ્ણવ સુખ સંભળાયરે;
અગમ અગોચર પાતક તેનાં, તે સઘળાં બળી જાયરે— સંવત. ૨.
જે જન સાંભળે ભાવ ધરીને, તે જન નારકી ન થાયરે;
ભણે નરસૈંયો તે વૈકુંઠમાં, ગરૂડે ચડીને જાયરે— સંવત. ૩.

## ઇતિ હારમાળા.

---

## પદ ૧૧૫ રાગ આશાવરી.

"આણુથકી મુને વૈષ્ણવ વહાલા" એ રાગ.

હાથેવાળો હરિનો સાચો, હરિવર વરિયે રૂડોરે. ટેક.
શીષ થકી ચાંલ્લો ન ટળે, ને ભવે ન ભાંગે ચૂડોરે— હાથેવાળો. ૧.
હરિવર વરિયે તો મહા સુખ કરિયે, અવરમાં નવ અનુસરિયેરે—
હાથેવાળો. ૨.
અનેક દેવ જો સેવો બીજા, તેણે થકી નવ તરિયેરે— હાથેવાળો. ૩.

મનરેતણો મેં માંડવો ઘાલ્યો, નેણુ બાજોઠીડો ઢાળીરે—હાથેવાળો. ૪.
માએરીએ ગિરધારી સું બેઠી, પ્રીતિની ચોરી બાંધી સારીરે—
હાથેવાળો. ૫.
ધ્રુવ અંબરીખ રાજા રૂકમાંગદ, વરિયા વિભીષણુને પ્રેહલાદરે—
હાથેવાળો. ૬.
નરસૈંયો પણ એ વરવરિયો, લે નિતના નોતમ સુહાગરે—હાથેવાળો. ૭.

---

## પદ ૧૧૬ રાગ એજ.

તમે મારા ઠાકોર હું તમારો ચાકર, તમે છો કાંઇ મુજને વાહાલારે. ટેક.
સરવે તજીને તમને ભજિયે, નાથ બાંવડલી ઝાલોરે— તમે ૧.
મહિના મુસારા વિણુ કમાઉં, મારા નાથ ન માગું નાણુંરે ;
કાયાનો ગઢ જ્યારે કિંકર ઘેરે, ત્યારે નાથ સાચવજો ટાણુંરે— તમે. ૨.
ચાકરી ન મેલું ચત્રભુજ તારી, મારૂં ચરણુ કમલ ચિત્ત બાંધ્યુંરે ;
નિશ્ચે કરીને નીંગઠવાળી, મુને રાંકને રતન લાધુંરે— તમે. ૩.
અનાથોના નાથ તમે કહેવાઓ, ભક્ત હરિજનને આધારોરે ;
ભણે નરસૈંયો બેઉ કરજોડી, અમને ભવસાગર તારોરે— તમે. ૪.

---

## પદ ૧૧૭ રાગ એજ.

વૈષ્ણવ જનતો તેનેરે કહીએ, જે પીડ પરાઇ જાણેરે ;
પર દુઃખે ઉપકાર કરે તે, મન અભિમાન ન આણેરે— વૈષ્ણવ ૧.
સકળ લોકમાં સૌને વંદે, નિંદા તે ન કરે કેનીરે ;
વાચ કાછ મન નિશ્ચય રાખે તો, ધન્ય ધન્ય જનની તેનીરે—વૈષ્ણવ ૨
સમદ્રષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માતરે ,
જિહ્વા થકી અસત્ય ન બોલે, પર ધન નવ ઝાલે હાથરે— વૈષ્ણવ. ૩
મોહ માયા વ્યાપે નહિ તેને, દ્રઢ વૈરાગ્ય જેના મનમાંરે ;
રામ નામસું તાળીરે લાગી તો, સકલ તીરથ તેના તનમાંરે—વૈષ્ણવ. ૪.

વણ લોભીને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યાંરે ;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ એકોતેર તાર્યાંરે— વૈષ્ણવ ૫.

---

## પદ ૧૧૮ રાગ પ્રભાત.

સંસારનો ભય નિકટ ન આવે, શ્રીકૃષ્ણ ગોપાલને ભજતાંરે ;
ત્રિવિધ તાપ ટળે સહુ તનના, મોહ માયાને તજતાંરે— સંસારનો ૧.
ધ્રુવની દ્રઢ ભક્તિને જાણી, અવિચળ પદવી આપીરે ;
ભક્ત પ્રહ્‌લાદ ઉગારી લીધો, જનમ જડા જડ કાપીરે—સંસારનો. ૨.
જે જન સાચો ભાવજ રાખી, જપે શ્રી જગદીશરે ;
શરણાગત રાખે શામળિયો, કાપે સૌ કિલ્બિષરે— સંસારનો. ૩
શ્રીદામોદર જેવો દાતા, જગમાં ન મળે કોયરે ;
નરસૈંયો કે' નિશિદિન જપીએ, સકળ કારજ સિદ્ધ હોયરે—
સંસારનો. ૪.

---

## પદ. ૧૧૯.

જાય છે જુવાની, તારી જાય છે જુવાની ;
હરિના ભજન વિના, જાય છે જુવાની— ટેક.
કાયા તારી કંચન જેવી, મોતી જેવાં પાણી ;
મુવા કેડે બાળી મૂકશે, ઉડી જાશે વાની— જાય છે.
જાતી રે'શે જુવાનીને, પછી થાશે હાની ;
છાના માના જમડા આવશે, લેઇ જાશે તાણી— જાય છે.
માટે તમે માયા તજી, થાઓ ને જ્ઞાની ;
નરસૈંયાનો સ્વામી સાચો, દુનિયા દીવાની— જાય છે.

---

## પદ. ૧૨૦

જેને ઘેર હરિજન હરિ જશ ગાય, તે તો નિત્ય ગંગામાં નાહ્ય. ટેક.

મનરેતણો મેં માંડવો ઘાલ્યો, નેણુ બાજોઠીડો ઢાળીરે—હાથેવાળો. ૪.
સાએરીએ ગિરધારી સું બેઠી, પ્રીતિની ચોરી બાંધી સારીરે—
હાથેવાળો. ૫.
ધ્રુવ અંબરીખ રાજા રૂકમાંગદ, વરિયા વિભીષણને પ્રેહ્લાદરે—
હાથેવાળો. ૬.
નરસૈંયો પણ એ વરવરિયો, લે નિતના નોતમ સુહાગરે—હાથેવાળો. ૭.

---

## પદ ૧૧૬ રાગ એજ.

તમે મારા ઠાકોર હું તમારો ચાકર, તમે છો કાંઇ મુજને વાહાલારે. ટેક.
સરવે તજીને તમને ભજિયે, નાથ બાંવડલી ઝાલોરે— તમે ૧.
મહિના સુસારા વિણ કમાઉં, મારા નાથ ન માગું નાણુંરે ;
કાયાનો ગઢ જ્યારે કિંકર ઘેરે, ત્યારે નાથ સાચવજો ટાણુંરે— તમે. ૨.
ચાકરી ન મેલું ચત્રભુજ તારી, મારૂં ચરણ કમલ ચિત્ત બાંધ્યુંરે ;
નિશ્ચે કરીને નીંગઠવાળી, મુને રાંકને રતન લાધુંરે— તમે. ૩.
અનાથોના નાથ તમે કહેવાઓ, ભક્ત હરિજનને આધારોરે ;
ભણે નરસૈંયો બેઉ કરજોડી, અમને ભવસાગર તારોરે— તમે. ૪.

---

## પદ ૧૧૭ રાગ એજ.

વૈષ્ણવ જનતો તેનેરે કહીએ, જે પીડ પરાઇ જાણેરે ;
પર દુઃખે ઉપકાર કરે તે, મન અભિમાન ન આણેરે— વૈષ્ણવ ૧.
સકળ લોકમાં સૌને વંદે, નિંદા તે ન કરે કેનીરે ;
વાચ કાછ મન નિશ્ચય રાખે તો, ધન્ય ધન્ય જનની તેનીરે—વૈષ્ણવ ૨
સમદ્રષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માતરે ,
જિહ્વા થકી અસત્ય ન બોલે, પર ધન નવ ઝાલે હાથરે— વૈષ્ણવ. ૩
મોહ માયા વ્યાપે નહિ તેને, દ્રઢ વૈરાગ્ય જેના મનમાંરે ;
રામ નામસું તાળીરે લાગી તો, સકલ તીરથ તેના તનમાંરે—વૈષ્ણવ. ૪.

વણ લોભીને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યારે ;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ એકોતેર તાર્યારે— વૈષ્ણવ ૫.

---

## પદ ૧૧૮ રાગ પ્રભાત.

સંસારનો ભય નિકટ ન આવે, શ્રીકૃષ્ણ ગોપાલને ભજતાંરે ;
ત્રિવિધ તાપ ટળે સહુ તનના, મોહ માયાને તજતાંરે— સંસારનો ૧.
ધ્રુવની દ્રઢ ભક્તિને જાણી, અવિચળ પદવી આપીરે ;
ભક્ત પ્રહ્‌લાદ ઉગારી લીધો, જનમ જડા જડ કાપીરે—સંસારનો. ૨.
જે જન સાચો ભાવજ રાખી, જપે શ્રી જગદીશરે ;
શરણાગત રાખે શામળિયો, કાપે સૌ કિલ્વિષરે— સંસારનો. ૩
શ્રીદામોદર જેવો દાતા, જગમાં ન મળે કોયરે ;
નરસૈંયો કે' નિશિદિન જપીએ, સકળ કારજ સિદ્ધ હોયરે—
સંસારનો. ૪.

---

## પદ. ૧૧૯.

જાય છે જુવાની, તારી જાય છે જુવાની ;
હરિના ભજન વિના, જાય છે જુવાની— ટેક.
કાયા તારી કંચન જેવી, મોતી જેવાં પાણી ;
મુવા કેડે બાળી મૂકશે, ઉડી જાશે વાની— જાય છે.
જાતી રે'શે જુવાનીને, પછી થાશે હાની ;
છાના માના જમડા આવશે, લેઇ જાશે તાણી— જાય છે.
માટે તમે માયા તજી, થાઓ ને જ્ઞાની ;
નરસૈંયાનો સ્વામી સાચો, દુનિયા દીવાની— જાય છે.

---

## પદ. ૧૨૦

જેને ઘેર હરિજન હરિ જશ ગાય, તે તો નિત્ય ગંગામાં નાહ્યા. ટેક.

અડસઠ તીરથ ગુરૂને આંગણે, દૂર ગયે શું થાય— જેને. ૧.
ધ્રુવ નાહ્યા પ્રલ્હાદ નાહ્યા, હેતે નાહ્યા હનુમાન ;
પ્રીત કરી પરીક્ષિત નાહ્યા, જોગી શુકદેવ ગાય— જેને. ૨.
સહુ સંત મળી ધારણ બાંધ્યું, જ્ઞાન ગંગા તોળાય ;
જપ તપ તીરથ જોડે મળ્યા, તેમાં સર્વ સાધન મળી જાય—જેને. ૩
જ્ઞાન ગંગાનો મહિમા મોટો, મુખે કહ્યો નવ જાય ;
ભલે મળ્યા મેતા નરસૈંનો સ્વામી, હેતે હરિના ગુણ ગાય— જેને. ૪.

---

## પદ ૧૨૧ રાગ એજ.

મારે ઘેર આવે તો મુને ન બોલાવીશ, મારી સાસુ છે ધૂતારીરે ;
જણ જણ આગળ જૂઠડું બોલે, વાત કહે છે વધારીરે— મારે ૧.
જેઠ જેઠાણીએ જીવવું બાળ્યું, સાસરિયાનું સુખ ટાળ્યુંરે ;
દેયરીઓ હુંને અણઘટ બોલે, મારૂં એવાતણ એમ રોળ્યુંરે—
મારે. ૨.
તિચકારી નણદી પલ પલ પૂછે, પેલા કાનનું શું કાજરે ;
વણ તેડયો કાહાન મારે ઘેર આવે, નિરલજ ને નહીં લાજરે—
મારે. ૩.
ઉણામાંરે મારે પાડોશણ પૂણે, બળતામાં નાખે છે બાળીરે ;
ઈરે ઝાઝા ને હુંરે એકલડી, ન શકું વેણલાં વાળીરે— મારે. ૪.
સાસરીએ ન જઈયે અને મૈયરીએ રહીએ તો, નિર્લજ નાર કહેવાઈયેરે ;
આણે આવે નરસૈંયાનો સ્વામી તો, સ્વર્ગ મલપતાં જઈએરે—
મારે. ૫.

---

## પદ ૧૨૨ રાગ એજ.

મારા વાલાજી તું તારા બિદે સામું જોજે શામળા ;
અને મ જોઈશ કરણી અમારીરે. ટેક.

અજામેળ અપરાધી ઓધાર્યો, ગજગિનકાને તારીરે ;
ત્રાગડે ત્રાગડે ચીરજ પૂર્યાં, તો પત રાખી પાંડવા નારીરે-તું તારા. ૧.
ઇંદ્રતણે અપરાધેરે અહલ્યા, તે શ્રાપે શલ્યા થઇ ભારીરે ;
ચરણ છબ્યાં રઘુનંદન કેરાં, તો ભરરે જોબન ભઇ નારીરે-તું તારા. ૨.
પ્રલ્હાદ કારણ થંભ ધગાવ્યો, માંય પ્રગટયા છે દેવ મુરારિરે ;
હરિયે હિરણાકંસ નખે વધાર્યો, પ્રલ્હાદ પોતાનો જાણીરે—
તું તારા. ૩.
અનેક ભકત તમે આગે ઓધાર્યાં, ને ઓધાર્યાં અધિકારીરે ;
ભણે નરસૈંયો બેઉ કરજોડી, તો અમને છે આશ તમારીરે—
તું તારા. ૪.

---

## પદ. ૧૨૩ રાગ ધોળ.

આજ સખી હું તો આનંદ પામી ; (૨)
પ્રગટયાછે અંતર જામીરે, ચાલો જોવાને જઇએ.
ચીરના ચંદરવાને હીરની છે દોરી ; (૨)
એ સુખ માણે રાધા ગોરી રે, ચાલો જોવા જઇએ
સોનાનું પારણુંને રેશમની દોરી (૨)
ઝુલાવે જસોદા ગોરીરે, ચાલો જોવાને જઇએ.
ફૂલનીછે જાળીને ફૂલનીછે વાડી ; (૨)
ફૂલી ફૂરે વ્રજનારીરે, ચાલો જોવાને જઇએ.
કેડે કંદોરો ને દુગ દુગીદોરો ; (૨)
કડાં શોભે હરિને હાથેરે, ચાલો જોવાને જઇએ.
અબીલ ગુલાલ ઉડાડેછે ગોપી ; (૨)
કંઠમાં ફૂલમાળા રોપીરે, ચાલો જોવાને જઇએ.
મોર મુકુટ શિરછત્ર બિરાજે ; (૨)
હરિમુખે મોરલી બજાવેરે, ચાલો જોવા જઇએ.
નરસિંહ મેહેતાનો રે સ્વામી શામળીઓ ; (૨
ગોકુળમાં છેલ છબીલો રે, ચાલો જોવાને જઇએ.

---

## પદ ૧૨૪ રાગ ગરબો.

જીરે આજની ઘડી તે રળિયામણીરે ;
મારો વા'લોજી આવ્યાની વધામણીરે. ટેક.
જીરે તરિયા તોરણ તે બંધાવિયાંરે ;
મારા વાલાજીને મોતીડે વધાવિયારે— જીરે આજની. ૧.
જીરે કંકુ કેસરની ગાર કરાવી મેંરે ;
ઝીણી કસ્તુરીની ચોકડી પડાવિયેરે— જીરે આજની. ૨.
જીરે લીલા પીળા તે વાંસ વઢાવિયેરે ;
મારા વાલાજીનો મંડપ રચાવિયેરે— જીરે આજની. ૩.
જીરે પૂર્યો પૂર્યો સુહાગણ સાથિયોરે ;
વાલો આવે મલપતો હાથિયેરે— જીરે આજની. ૪.
જીરે ગંગા જમુનાનાં નીર મંગાવિયેરે ;
મારા વાલાજીનાં ચરણ પખાળિયેરે— જીરે આજની. ૫.
જીરે સોનાં રૂપાંની થાળી મંગાવિયેરે ;
માંહે ચમકતો દીવડો મેલાવિયેરે— જીરે આજની. ૬
જીરે તન મન ધન ઓવારિયેરે ;
મારા વાલાજીની આરતી ઉતારિયેરે— જીરે આજની. ૭
જીરે રસ વાધ્યો છે અતિ મીઠડોરે ;
મે'તા નરસૈંયાનો સ્વામી દીઠડોરે— જીરે આજની. ૮.

---

## પદ ૧૨૫ રાગ ગરબી.

મોહી મોહી ગિરિધર લાલ તારા લટકાને ;
બલિહારીરે સુંદર શ્યામ, તારા લટકાને. ટેક.
લટકે ગોકુળ ગાયો ચરાવી, લટકે પલવટ વાલીરે ;
લટકે જળ જમુના જંપાળ્યું, લટકે નાથ્યો કાળીરે— તારા લટકાને. ૧.
લટકે ગિરિ ગોવર્ધન તોળ્યો, તોડયો કૈરવવંશરે ;
લટકે જઇ દાવાનળ પીધો, લટકે માર્યો કંસરે— તારા ૨.
લટકે નરસિંહ રૂપ ધરીને, થંભમાં વસિયા આપરે ;

લટકે હિરણાકંસજ માર્યો, ઉગાર્યો પ્રહલાદરે— તારા. ૩.
લટકે વામનરૂપ ધરીને, આવ્યા બળીને દ્વારરે;
ત્રણ ડગલાં અવનિ માગીને, બળી ચાંપ્યો પાતાળરે— તારા. ૪.
લટકે રાસ ગોપિયોમાં રમિયા, પ્રેમે લીધી તાળીરે;
લટકે માસી પૂતના મારી, કૃષ્ણજી કુંજ બિહારીરે— તારા. ૫.
લટકે રઘુપતિ રૂપ ધરીને, તાતની આજ્ઞા પાળીરે;
લટકે રાવણ રણમાં રોળ્યો, લટકે સીતા વાળીરે— તારા. ૬.
એવા લટકા અનેક કીધા, લટકા લાખ કરોડરે;
નરસૈંનો સ્વામી સદા લટકાળો, નિતનિત આકમઝોળરે—તારા ૭.

---

## પદ ૧૨૬ રાગ ધોળ.

જમોતો જમાડુંરે, જીવન મારા ટેક
વાલાજી મારા, સુવર્ણ થાળ ભરી લાવું;
કાંઇ મોતીડે વધાવુંરે, જીવન મારા— જમો.
વાલાજી મારા, ખાજાં જલેબીને મેવા;
કાંઇ ધીરે ધીરે લેવારે, જીવન મારા— જમો.
વાલાજી મારા, શીરો પુરીને કંસાર;
કાંઇ ઉપર ઘીની ધારરે, જીવન મારા— જમો.
વાલાજી મારા, જમના જળ ભરી લાવું;
કાંઇ આચમન લેવરાવુંરે, જીવન મારા— જમો.
વાલાજી મારા, પાનની બીડીઓ આપું;
માંહી લવિંગ સોપારી નાખુંરે, જીવન મારા— જમો.
વાલાજી મારા આવો તો આસન આપું;
વીંજણીએ ઢાળું વાયુરે, જીવન મારા— જમો.
વાલાજી મારા, સુંદર સેજ સમારું;
કાંઇ રંગ ભેર રમાડુંરે, જીવન મારા— જમો.
વાલાજી મારા, નરસૈંયાચા સ્વામી સંગ રંગ કીધો;
કાંઇ ભોગ ધરીને લીધારે, જીવન મારા— જમો.

---

## પદ ૧૨૭ રાગ સોરઠ.

ઊભા રેજો ગોવાળિયારે, તારી મોરલી મીઠી વાયે ;
મોરલી મીઠી વાયે વાલો મારો, ગીત મધુરાં ગાયે. ટેક.
વ્હાલાનું મુખ દીઠે સુખ ઉપજે, મારાં નેણાં તૃપ્ત થાય ;
નાચી દેખાડો નાથજીરે, મારા તનના તાપ બુઝાય— ઊભા રેજો ૧.
વ્હાલારે મારે જાવું મહી વેચવા, તારે જાવું ગોકુળ ગામ ;
વંદરાવનના મારગે તમે, શેનું માગો છો દાણ— ઊભા રેજો. ૨.
મારા સમ છે મારા નાથજીરે, તમે અમપર રાખો મ્હેર ;
સાંજ સવારે જોઇને તમે, આવજો મારે ઘેર— ઊભા રેજો ૩.
કામણ કુમણ તારાં દિલમાંરે વળી, આંખડી કામણ જંત્ર ;
વશ કીધી વ્રજની વિનતારે, તમે ક્યાંથી શીખ્યા મંત્ર—ઊભા રેજો. ૪.
વ્હાલાની ચાલ ચતુરાં ચોરનીરે, મારૂં હૈડું રહ્યું છે મોહી ;
નરસૈંનો સ્વામી શામળોરે, હું બીજો ન દેખું કોઇ— ઊભા રેજો ૫.

---

## પદ ૧૨૮ રાગ લાવણી.

ઝલો ઝલો હિંડોળે ઝૂલો પુરૂષોત્તમ પ્યારા ;
મારા જગના જીવન ખાન, પાનસેં ન્યારા— ૧.
ઝલે ઝૂલે પોપટને મોર, રેશમની દોરી ;
વાયે ઢોળે રાધિકા નાર, પિયા ને ગોરી.
તમે શીદ ગયા છો લાલ, મોરા પ્રભુ સાંઇ ;
કરી આનંદ મુખડે બોલ્યાં, જસોદા માઇ— ૩.
ભાત ભાતનાં રમકડાં આલું, કહાનને રમવાને ;
મારા વ્હાલાને સાકર દૂધ, આલું જમવાને— ૪.
મને કવરાવી છે કાન, હવે હું હારી ;
મળ્યો નરસૈંયાનો શ્યામ કૃષ્ણ મોરારિ— ૫.

---

## પદ ૧૨૯ રાગ ભૈરવી.

જોગીંદ્રપણું શિવજી તમારૂં મેં જાણ્યુંરે ;
જટામાં ઘાલી જે શિવજી આ ક્યાંથી આણ્યુંરે. ટેક.
ભોળા ભોળા શંભુ તમને વિશ્વ વખાણેરે ;
મૂળની વાતો તમારી કોય નવ જાણેરે— જોગીંદ્રપણું. ૧.
પીળી પીળી પટોળીને ગાત્રે છે ગોરીરે ;
શીદને છૂપાવો શિવજી છતી થઇ છે ચોરીરે— જોગીંદ્રપણું. ૨.
કાને છે મુદ્રા શિવજી કંઠે કાળા નાગરે ;
કૈલાસની ઝુંપડીમાં ગંગા માગે ભાગરે— જોગીંદ્રપણું. ૩.
અંગે વિભૂતિ શિવજી ગળે રૂંઢ માળારે ;
ચડવા પોઠીડો શિવજી શીદ આસો પાળારે— જોગીંદ્રપણું. ૪.
કોઇ લાવે ખભે તેડી કોઇ લાવે બાંહ્ય ઝાલી ;
તમેરે લાવ્યા નારી જટામાં ઘાલી— જોગીંદ્રપણું. ૫.
હોડ બકો તો શિવજી જટાઓ છોડાવુંરે ;
જો નીકળે નારી તો ફરી ન બોલાવુંરે— જોગીંદ્રપણું. ૬.
ભસ્મી લગાવી શિવજી વાળ્યો આડો આંકરે ;
એવે એવે લક્ષણે પાણી ન પાઉં ટાંકરે— જોગીંદ્રપણું. ૭.
આક ધતૂરો શિવજી વિજ્યાના ભોગીરે ;
નરસૈંયાના સ્વામી શંભુ સદાશિવ જોગીરે— જોગીંદ્રપણું. ૮.

---

## પદ ૧૩૦ રાગ ભૈરવી.

સાચે સાચી વાત મારી, અહો પ્રાણ પ્યારીરે ;
જટામાં ઘાલી હું તો, લાવ્યો ગંગા નારીરે. ટેક.
બાંયે નવ બેસારી મેં તો, હાથે નવ ઝાલીરે ;
ગંગા નારીને લાવ્યો, જટામાંહી ઘાલીરે— સાચે. ૧.
ભગવાં વસ્ત્ર હું તો, પેરૂં મારી ગોરીરે ;
શીદને છુપાવું કાંઇ, કરી નથી ચોરીરે— સાચે. ૨.

ભસ્મી લગાવું અંગે, જૂઠું નવ બોલું રે ;
બોલાવો તો બોલું, નૈકાં ધ્યાને બેઠો ડોલું રે— સાચે. ૩.
હું તો ભોળો શંભુ, મુને જગત વખાણેરે ;
કપટ શા સારૂં કરૂં, લોકો મુને જાણેરે— સાચે. ૪.
ગાંજો અને ભાંગ સદા, મુને વ્હાલાંરે ;
જટા શું છોડાવો પ્યારી, નાહક ઠાલાંરે— સાચે. ૫.
તમે હઠ છોડો મારી, ઉમયાજી પ્યારીરે ;
ગંગા સાથે લાગી મુજને, અનહદ યારીરે— સાચે. ૬.
આક ને ધતૂરો બીજો, વિજિયાનો ભોગીરે ;
નરસૈંનો સ્વામી હું તો, નિરંજન જોગીરે— સાચે. ૭

---

## પદ ૧૩૧ ચાબખા.

રાધેકૃષ્ણ સંવાદ.

ગોકુળથી મથુરામાં ગોપી, મહી વેચવા જાય ,
આડા કૃષ્ણ ફરી વળ્યા, અને માર્ગમાં ઝગડો થાય ;
મૈયારી રાધે દાણ તું દેને, કાનુડા કાળા જાવા તું દેને. ટેક

ગોપી.

કોણ છે તારી જાતડી કાના, કોણ છે તારૂં ગામ ;
કોણ છે તારાં માત પિતા, છોટા લઈ દેને તારૂં નામ—
કાનુડા કાળા જાવા તું દેને. ૧.

કૃષ્ણ.

નંદજી મારો તાત મૈયારી, ગોકુળ મારૂં ગામ ;
યશોદા મારી માવડી, છોટા કૃષ્ણજી મારૂં નામ—
મૈયારી રાધે દાણ તું દેને. ૨

ગોપી.

ઝાઝી રાખતો ગાવડી કાના, આછી પીતો છાશ ;
મેં તો તુંને ઓળખ્યો કાના, આખર આહીર જાત ;
કાનુડા કાળા જાવા તું દેને ૩.

કૃષ્ણ.

બાંડી રાખતી બકરી અને, ગંદી પીતી છાશ ;
જાત ભરવાડની રાધે તારી, મ કર મારી હાંસ—
મૈયારી રાધે દાણ તું દેને. ૪.

ગોપી.

ચીર ફાડ્યાં સવાલાખનાં, ને તોડયો નવસરો હાર ;
મુખ સંભાળી બોલને, નહિતો ખાઇશ મુખની ગાળ—
કાનુડા કાળા જાવા તું દેને. ૫.

કૃષ્ણ.

ગોકુળ મથુરાં મારગે, ગોપી મ કરીશ મારી આળ ;
મુખ સંભાળી બોલજે, નહિતો મોરલીની દેશ માર —
મૈયારી રાધે દાણ તું દેને. ૬.

ગોપી.

નાના કુંવર નંદતણા, હું કહું તમારે કાજ ;
દાણ નહિ આપું દોકડો, રાજા કંસને કેશું આજ—
કાનુડા કાળા જાવા તું દેને. ૭.

કૃષ્ણ.

કંસ તો તારો કયાંય રહ્યો, આહીં યમુનાનો ઘાટ ;
દાણ આપીશ તો છોડીશ નહિ કાં, ફોડીશ તારૂં માટ—
મૈયારી રાધે દાણ તું દેને. ૮.

ગોપી.

માટ ફોડ્યાનું મુખડું જોને, જાણું તારી જાત ;
કંસની બીકથી કાના નાઠો, મોહન લઇ મધરાત—
કાનુડા કાળા જાવા તું દેને. ૯.

કૃષ્ણ.

રાધે પરવાળાં વીણતી વળી, વીણતી ગુલાબી ફૂલ ;
હું તો તુને પૂછું રાધિકા, કરને મહીનું મૂલ—
મૈયારી રાધે દાણ તું દેને. ૧૦.

ગોપી.

એક મટુકી આહીં ધરૂં વળી, બીજી મોહનજીની પાસ;
પીવું હોય તો પીઓને કાના, જાય સૈયરનો સાથ—
કાનુડા કાળા જાવા તું દેને. ૧૧.

કૃષ્ણ.

તું રંગીલી રૂપે રૂડી, હું છબીલો કહાન;
દાણ લીધાવિના છોડું તો મુને, નંદબાવાની આણ—
મૈયારી રાધે દાણ તું દેને. ૧૨.

ગોપી,

ચાખને ચણુંબ ચીભડી કાના, ચાખને ચણિયાં બોર;
તું તું જેવડા છોકરા મારા, દાદાનાં ચારે ઢોર—
કાનુડા કાળા જાવા તું દેને, ૧૩.

કૃષ્ણ,

ઢોર હું મૂકું ખાડે ખબુચે, વનમાં રમાડું રાસ;
તું તું જેવડી છોકરી મારી, માતાની ફેરે છાશ;
મૈયારી રાધે દાણ તું દેને. ૧૪.

ગોપી.

રાધે કૃષ્ણ એક થયાં જઈ, યમુના ફેરે પાસ;
દોય કરજોડી વિનવે ગુણ, ગાય નરસૈંયો દાસ—
કાનુડા કાળા જાવા તું દેને. ૧૫.

---

## પદ ૧૩૨ ગરબી.

હાંરે દાણ માગેરે દાણ માગે;
હાંરે તારી મોરલીના બોલ બાણ વાગેરે— દાણ માગે. ૧,
હાંરે કાના કયા મુલકનો સુબો, હાંરે મારા મારગ વચ્ચે ઊભોરે—
દાણ માગે હાંરે, ૨.

હાંરે કાના ક્યા મુલકનો રસિયો, હાંરે મારા મારગ વચે વસિયોરે—
દાણ માગે હાંરે. ૩.
હાંરે કાના કિયા મુલકનો દાણી, હાંરે મારી નવરંગ ચુંદડી તાણીરે—
દાણ માગે હાંરે. ૪.
હાંરે કાન કિયા મુલકનો મેહેતો, હાંરે મારા મારગ વચમાં રહેતોરે—
દાણ માગે હાંરે. ૫.
હાંરે કાન જળ જમુનાને આરે, હાંરે એમાં કોણ જીતે કોણ હારેરે—
દાણ માગે હાંરે ૬.
હાંરે કાન નથી સાકર નથી મેવા, હાંરે ખાટી છાશમાં શું આવ્યો લેવારે-
દાણ માગે હાંરે. ૭.
હાંરે મેતા નરસેંના સ્વામી મુરારિ, હાંરે તમે લુંટોમાં દાડી દાડીરે—
દાણ માગે હાંરે. ૮.

---

## પદ ૧૩૩ રાગ જંગલો.

નારાયણનું નામજ લેતાં, વારે તેને તજિયેરે;
મનસા વાચા કર્મણા કરીને, લક્ષ્મીવરને ભજિયેરે— નારાયણનું. ૧.
કુળને તજિયે કુટુંબને તજિયે, તજિયે મા ને બાપરે;
ભગની સુત દારાને તજિયે, જેમ તજે કંચુકી સાપરે- નારાયણનું. ૨.
પ્રથમ પિતા પ્રહલાદે તજિયો; નવ તજિયું હરિનું નામરે;
ભરત શત્રુઘ્ને તજી જનેતા, નવ તજિયા શ્રી રામરે— નારાયણનું. ૩.
રૂષિ પત્ની શ્રી હરિને કાજે; તજિયા નિજ ભરથારરે;
તેમાં તેનું કાંઇએ ન ગયું, પામી પદારથ ચારરે— નારાયણનું ૪.
વ્રજવિનતા વિઠ્ઠલને કાજે, સર્વ તજી વન ચાલીરે;
ભણે નરસૈંયો વૃંદાવનમાં, મોહનવરસું મા'લીરે— નારાયણનું. ૫.

---

## પદ ૧૩૪ રાગ એજ.

દુરમતિયા ડાહ્યા થઇ આવે, શાણા થઇ સમજાવેરે;
પ્રેમ ભક્તિમાં ભંગ પડાવે, અજ્ઞાન આગળ લાવેરે— દુરમતિયાં. ૧.

આપણા કુળમાં કોણે ન કીધું, તે આપણે કેમ કરિયેરે ;
વૈરાગી થઇ નાટક નાચીએ, તુલસી તિલક કેમ ધરિયેરે—દુરમતિયાં. ૨.
જેવા તેવા હોય તે હરિ ગુણ ગાય, તે આપણે કેમ ગાઇયેરે ;
કૃષ્ણ રામની કથા થાય જ્યાં, ત્યાં આપણે નવ જાઇએરે—
દુરમતિયાં. ૩.
આપ કલેશના ક્રોધના ભરિયા, સઘળાને સમજાવેરે ;
જમકિંકરના મારજ પડશે, ત્યારે આડો કોઇ નહીં આવેરે—
દુરમતિયાં. ૪.
કુળને તજશે તે હરિને ભજશે, સહેશે સંસારનું મેહેણુંરે ;
ભણે નરસૈંયો હરિ તેને મળશે, બીજી વાતે વાહાશે વેણુંરે—દુરમતિયાં.૫.

---

## પદ ૧૩૫ રાગ પરજ.

ઘડપણ કેણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સૌ કાળ. ટેક.
ઉમરા તો ડુંગરા થયારે, પાદર થયાં પરદેશ ;
ગોળી તો ગંગા થઇરે, અંગે ઉજળા થયાછે કેશ— ઘડપણ. ૧.
નહોતું જોઇતું ને શીદ આવિયુંરે, નહોતી જોઇ તારી વાટ ;
ઘરમાંથી હળવા થયારે, એની ખૂણે ઢળાવોને ખાટ— ઘડપણ. ૨.
નાનપણે ભાવે લાડવારે, ઘડપણે ભાવે શેવ ;
રોજને રોજ જોઇએ રાબડીરે, એવી બળીરે ઘડપણની ટેવ—
ઘડપણ. ૩.
આંખે તો સૂઝે નહિરે, થર થર ધ્રુજે છે કાય ;
ખાધું તો અન્ન પચે નહિરે, વળી બેઠાં તો નવ રહેવાય—
ઘડપણ. ૪.
પ્રાતઃકાળે પ્રાણ માહરારે, અન્ન વિના અકળાય ;
ઘરનાં કહેછે મરતો નથીરે, તને બેસી રહેતાં શું થાય— ઘડપણ. ૫.
દીકરા તો જૂજવા થયારે, વહુઓ દેછે ગાળ ;
દિકરીઓને જમાઇ લઇ ગયારે, હવે ઘડપણના શા રે હાલ—
ઘડપણ. ૬.

નવ નાડયો જૂજવી પડીરે, આવી પહોંચ્યો કાળ ;
બૈરાં છોકરાં કટ કટ કરેરે, નાનાં મોટાં મળી દેછે ગાળ—
ઘડપણ. ૭.

આવી વળા અંતકાળની ત્યારે દીકરા પધાર્યા દ્વાર ;
પાંસળીએથી છોડી વાંસળીરે, તેણે લઇ લીધી તેણીવાર—
ઘડપણ. ૮.

એવું જાણી સહુ હરિ ભજોરે, સાંભળજો સહુ સાથ ;
પર ઉપકાર કરી પામશોરે, જે કાંઇ દીધું હશે જમણે હાથ—
ઘડપણ. ૯.

એવું નકટ છે વૃદ્ધપણુંરે, મૂકી દો અહંકાર ;
ધર્મના સત્ય વચન થકીરે, મેહેતા નરસેં ઉતરો ભવપાર–ઘડપણ. ૧૦.

---

## પદ ૧૩૬ રાગ એજ

બાલારે વરની પાલખી, જોતાં વનિતાને થાય ઉલ્લાસ—બાલા. ટેક.
નાહી ધોઇને પોઢિયારે, તિલક કીધાં ભાલ ;
વરના જાનૈયા શોભી રહ્યારે, માથે નાંખ્યાં છે અબીલ ગુલાલ–બાલા. ૧.
લીલા તે વાંસની પાલખીરે, તેના ઉંચકનારા ચાર ;
માથે તે બાંધ્યાં ભીનાં પોતિયાંરે, મોઢેરામ રામ નામ પોકાર-બાલા. ૨.
ચોરી તે બાંધી ચોકમાંરે, છાણાં તે લાવ્યા બે ચાર ;
ગોલ પાપડી દેખે કુતરાંરે, તે તો મનમાં ઘણું મલકાય— બાલા. ૩.
બાલારે (વરને) આગળ ચાલે લાકડાંરે, પાછળ ચાલે લાય ;
જમાઇ તો ચાલ્યા સાસરેરે, એની સાસુને હરખ ના માય—બાલા. ૪.
તોરણે તનખા ઉડિયારે, માંડવે લાગી લાર ;
ઉઠરે સાસુ શંખણીરે, તારો જમાઇ આવ્યો બાર— બાલા. ૫.
પંદરસે પેરામણીરે, મસાણા ગામનું નામ ;
લાકબાઇની દીકરીરે, ચિતા કુંવરી એનું નામ— બાલા. ૬.
જમાઇતો રહ્યા સાસરેરે, જાનઇઆ આવ્યા ઘેર ;
ટકો પૈસો સર્વે ખાઇ ગયારે, વિવાહ કીધો છે રૂડી પેર— બાલા. ૭.

બાર ઘડા બાર કોઠિયાંરે, ઉપર પૈસો મેલો રોક ;
જઇને કહો એના બાપનેરે, હવે તાણીરે મેલો પોક— બાલા. ૮.
જીવને જમડા લઇ ગયારે, દેહીનો કીધો એ હવાલ ;
નરસૈંયાનો સ્વામી મલ્યોરે, તે તો ઉતરીઆ ભવપાર— બાલા. ૯.

---

## પદ ૧૩૭ રાગ સામેરી.

ગુમાનીના ઘેલારે, આવરદા તો વહી ગઇરે, હવે તારે ચેતવું હોય તો ચેત ;
પ્રથમ પાપીઆરે, પ્રભુ ઓળખ્યા નહીંરે, હવે કયમ આવે હરિસું હેત —ગુમાની.
કાળાને ફીટીરે, ધોળા કેસ થયારે, શરીર થયું શિતળ પગે ન ચલાય ;
આંખે નવ સૂઝેરે, શ્રવણે સુણે નહિરે, તોય લઇરે તૃષ્ણા ના મૂકાય— ગુમાની.
સગાં સ્નેહીને વા'લાંરે, તેં તો બહુ કર્યાંરે, તેને કાજે કીધાં કૂડાં કામ ;
વરતીને વ'વાયોરે, વચન વિનતા તણેરે, મુખથી ભજ્યા ન કેશવરામ —ગુમાની.
વિખનો વીંટયોરે, કરમ બહુ કર્યાંરે, તોયે તારો ન આવ્યો પાર ;
એમને કરતાંરે, કાળ આવી પહોંચશેરે, પછે તારા મુખમાં પડશે માર —ગુમાની.
ભણ્યા તે ભૂલ્યારે, ભવમાં આથડેરે, ભણી ભૂલ્યા પંડિતે ન પાડયો ઉજાસ ;
શીખામણ માનશોરે, મહા સુખ પામશોરે, એમ કહેછે નરસૈંયો દાસ —ગુમાની.

---

## પદ ૧૩૮ રાગ મેવાડો.

જુવાનીને દહાડેરે, હરિને જાણ્યા નહીંરે ;
મોહ્યું પરદારા સાથે મન ;

કાંઇક તે મોહ્યોરે, કામનીના કેફમાંરે,
કાંઇ એક જોડવા ધાયો ધન— જુવાનીને. ૧.
પચીસ ને પચાસરે, પરપંચમાં ગયાંરે,
દોહિલા આવ્યા સાઠ વર્ષના દન ;
સિત્તેરને સુધીરે. કાંઇ સમજ્યો નહીંરે,
પછી ચાલ્યો સાધન કરવા વન— જુવાનીને. ૨.
આંખડિયે નહીં સૂજેરે, ગળે બહુ નાસિકારે,
બોલે તેતો સંભળાય નહીં કરણ ;
માયા તો ન મૂકેરે, તુટે નહીં તૃષ્ણારે,
ઓળખાયા નહીં અશરણાશરણ— જુવાનીને. ૩
હાથમાં લાકડીરે, ચરણ ચાલે નહીંરે,
તુટીને શિથિલ થયું છે તન ;
મુખમાંહીં દંતરે એકે દીસે નહીંરે,
તોએ પાપી ઉદર માગે અન્ન— જુવાનીને. ૪.
ભાગ્ય જેનું ભલુંરે આ અવસરને ઓળખ્યોરે ;
તેતો પ્રાણી કહેવાએ હરિના જન ;
નરસૈંયાના સ્વામીરે સુખમાં સંભારજોરે ;
જો હોય પેલા ભવનું પુન્ય— જુવાનીને. ૫.

---

## પદ ૧૩૯ રાગ એજ.

### દ્રોપદી પ્રાથના કરે છે.

દ્વારિકાના વાસીરે, અવસરે વેલા આવજોરે,
રાણી રૂક્ષમણી કેરા કંથ ;
દુષ્ટ દુર્યોધનરે લાગ્યો મને પીડવારે,
પ્રભુ મારા ચોદિશ ન્યાળું તારો પંથ - દ્વારિકાના. ૧.
સોડ તાણીનેરે શું સુતો શામળારે,
આળસ મોડીને ઉઠો આજ ;
લક્ષ્મીજી તળાંસેરે પાવન તારાં પાવલાંરે,
અમપર મેહેર કરો માહારાજ— દ્વારિકાના ૨.

ગ્રાહને થકીરે ગજ મૂકાવિયોરે,
કીધી તમે સુધનવાની સહાય ;
નરસિંહ રૂપેરે હિરણકશ્યપુ હણ્યોરે ;
પ્રહલાદ ઉગાર્યો લાગ્યો પાય— દ્વારિકાના. ૩.
છપન કરોડરે જાદવ તાહરારે,
સાથે બળીભદ્ર સરીખા ભ્રાત ;
કાળીનાગ નાથ્યોરે જરાસંધ જીતિયોરે,
તે બળ ક્યાં ગયું મારા નાથ— દ્વારિકાના ૪
વસમી વેળા મારેરે વારે ચડો વિઠ્ઠલારે,
ધાજો તમે છત્રપતિ નિરધાર ;
અસવારી કરજોરે ગરૂડની ઉપરેરે,
નરસૈંયો વિનવે વારમવાર— દ્વારિકાના. ૫.

---

## પદ ૧૪૦ રાગ બિહાગ.

બાનાની પત રાખ, પ્રભુ તારા બાનાની પત રાખ ,
બાનારે માટે જો દુઃખ દેશો તો, કોણ પૂરે તારી સાખ. ટેક.
રોહિદાસનીરે તમે રાબડી લીધીને, નવ જોઇ જાત ને ભાત ;
શાનેમાટે સનમુખ રહીને તમે, નાઇ કહેવાયા હો નાથ— પ્રભુ તારા. ૧.
પ્રહલાદનીરે પ્રતિપાલણા પાળીને, સ્થંભમાં પૂર્યો વાસ ;
તાતી કઢા તમે શીતળ કીધી, સુધનવાને પાસ— પ્રભુ તારા. ૨.
પંચાળીનાં પટકુળ પૂર્યાં ને, રાખી સભામાં લાજ ;
સાયરમાંથી બૂડતો રાખ્યો, રામ કહેતાં ગજરાજ— પ્રભુ તારા. ૩.
ઝેર હતાં તેનાં અમૃત કીધાંને. આપ્યાં મીરાંને હાથ ;
મેહેતાને મંડળિક મારવા આવ્યો ત્યારે, કેદારો લાવ્યા મધ્ય રાત— પ્રભુ તારા. ૪.
ભકતોનાં તમે સંકટ ભાંગ્યાં ત્યારે, દ્રઢ આવ્યો વિશ્વાસ ;
નરસિંહના સ્વામીને કહું કરજોડી જે, પૂરો અંતરની આશ— પ્રભુ તારા. ૫.

---

## પદ ૧૪૧ રાગ સોરઠ મલાર.

વળોને વાલમ ઘરે આપણે, રૂતુ પ્રાવૃષ આવી ;
બગલો સ્થાનકે બેસિયો, રાધા મેલે છે કહાવી— વળોને. ૧
જેની ઋતે બગ પાવસ ઢળે, પંખી ઘાલે છે માળા ;
વીસાર્યા કેમ વીસરે, મીઠી મોરલી વાળા— વળોને ૨.
ગડેડે ગડેડે ને ગડહડે, અંબરમાંહીથી પાણી ;
ઉભાં મંદિરમાં એકલાં, જળ જુવે છે રાણી— વળોને. ૩.
ઝીંણી ઝીંણી બુંદે ઝણ પડે, અંબર વેણ શું વાગે ;
ભીંજે કસુંબલ ચુંદડી, તેમ શોભા લાગે— વળોને. ૪.
પ્રેમાતુર રસ પ્રેમદા, ગોકળના ગામી ;
ભક્ત ઓધારણ ભૂધરો મેતા નરસૈંનો સ્વામી— વળોને. ૫.

---

## પદ ૧૪૨ રાગ મલાર.

સાર કરો હરિ શામળા, ગૌ સુત દુઃખિયાં જાણી ;
મે'ના કરો મનામણાં, પરજા માગે છે પાણી. ટેક.
ઇંદ્ર મહારાજ મે'ને મોકલો, વાટ જોઉં છું વ્હેલી ;
ગાજી વીજી ગેંદે ચડો, પૃથ્વી થઇ છે ઘેલી— સાર. ૧,
ચોપગને ચારો નહીં, ગૌ સુત દુખિયાં થાશે ;
ભક્ત ઓધારણ ભૂધરો, બ્રદ તમારૂં જાશે— સાર. ૨.
જતી સતી વાટ જોઇ રહ્યા, રામ રમવાને આવો ;
મ્હેર કરો મ્હોટા ધણી, સહુને મન ભાવો— સાર. ૩.
નરસૈંયો કે ફળ બહુ ફળ્યાં, વર્ષ તેત્રીસા માંય ;
ભલે ભાદરવો ગાજિયો, કીધી પૃથ્વીની સ્હાય— સાર. ૪.

---

## પદ ૧૪૩ રાગ એજ.

સામું જુવો હરિ શામળા, આવો મેલી મ જાઓ ;
ઘણા દિવસની પ્રીતડી, તોડી અળગા મ થાઓ— સામું. ૧.

ગગન અષાડી ગાજિયો, વરસે મેઘની ધારા ;
તેણે સમે હરિ સાંભર્યા, મીઠી મોરલી વાળા— સામું. ૨.
શ્રાવણ માસે સુંદરી, ભજી લ્યો ભગવાના ;
શ્રાવણ વરસે સરવડે, ઘરે આવોને કાના— સામું. ૩.
ભાદરવો ભલો મદ મચ્યો, મેવુલી મદ માતી ;
ગોરીએ ગોરસ રેડિયાં, પીવા આવો સંગાતી— સામું. ૪.
આસો માસે આશા ઘણી, પૂરે અંતરજામી ;
રિદ્ધિ સિદ્ધ નવ નિદ્ધિ લઇ કરી, મળ્યો નરસૈંનો સ્વામી—સામું. ૫.

---

## પદ ૧૪૪ રાગ એજ.

કોઇ શુદ્ધ લાવે દીનાનાથની, તેને નવનિદ્ધિ આલું ;
મોતીડે વધાવું મારા નાથને, મારા રૂદિયામાં ઘાલું— કોઇ. ૧.
ઉત્તર દિશાથી ઉમંડિયો, વરશે ઘોરમ ઘોર ;
ચોદિશે ચમકે વીજળી, મીઠા બોલે છે મોર— કોઇ. ૨.
જેની રૂતે બગ પાવસ ઢળે, પંખી ઘાલે છે માળા ;
તેણે સમે હરિ સાંભર્યા, મારા રૂદયના પ્યારા— કોઇ. ૩.
ગોકુળ મથુરા બે ગામડાં, લખ આવે ને જાવે ;
કઠણ હૈયાના કહાનજી, સમાચાર ન કહાવે— કોઇ. ૪.
પ્રેમાતુર રસ પ્રેમદા, ગોકુળના ગામી ;
રિદ્ધ સિદ્ધિ નવનિદ્ધિ લઇ કરી, મળ્યો નરસૈંનો સ્વામી— કોઇ. ૫

---

## પદ ૧૪૫ રાગ વસંત.

ચાલો સખી જેવાને જઇએ, શ્રી ગોકુળ આંબો મોર્યો ;
નોતમરૂપ ધર્યું એણે આંબે, ત્રિભુવન છાઇ રહ્યો મારો વાલો. ટેક.
યદુકુળ વાસુદેવે વાવ્યો, દેવકીને ઉદરે અવતર્યો ;
થાણું દઇ બાવાનંદ ઘેર આવ્યો, જસોદાએ પાવસ સેવ્યો મારો
વાલો— ચાલો સખી. ૧.

સહસ્ર શાખ લાગી એણે આંબે, મુલ પૈઆરે પરવર્યાં ;
શેષ નાગની વેણે સાંચર્યાં, ઇન્દ્ર લગી આંબો વિસ્તાર્યો મારો વાલો—
ચાલો સખી. ૨.
ધ્રુવ અંબરીષ રાજા રૂકમાંગદ, પ્રહેલાદે ઘણો સેવ્યો ;
ભણે નરસૈંયો પૂજ્યાના ઇફળ, વૈષ્ણવ જનને હૃદે વસ્યો મારો
વાલો— ચાલો સખી. ૩.

---

# નરસિંહ શર્મા.

## પદ ૧ રાગ પ્રભાત.

આતમજ્ઞાન ન આપથી આવે, ગુરુગમ લઇ ઘર ખોલોરે. ટેક.
શરણાગત થઇ સંત પુરૂષને, વિનય વચન જઇ બોલોરે—
આતમજ્ઞાન. ૧.
કોણ અમો ગુરૂ ક્યાં થકી આવ્યા, ક્યાં જઇશું લઇ ચોલોરે—
આતમજ્ઞાન. ૨.
બોલે ચાલે કોણ સુણે છે, કોણ ઉઠાડે ઇ ચોલોરે.— આતમજ્ઞાન. ૩.
સદ્ગુરુ દેવ દયા કરી બોલે, ત્યમ નિજ અંતર ખોલોરે—
આતમજ્ઞાન. ૪.
સાધનથી વાધન મેળવશો, બાધ નહીં ફિર ડોલોરે— આતમજ્ઞાન. ૫
તરણા પાછળ પહાડ ન સૂઝે, ભેદ ખરો અન મોલોરે—
આતમજ્ઞાન. ૬.
નાથ કૃપા નરસિંહ બતાવે, થઇ નિજ મનથી ગોલોરે—
આતમજ્ઞાન. ૭

---

## પદ ૨.

" કબ સમરેગે રામ " એ રાગમાં ગવાય છે.

સમજી તજ પાંચ બિષયકા સંગ. ટેક.

હોઇ નાદવશ વ્યાધ હાથસે, આપહીં મરત કુરંગ— સમજી. ૧.
કરત સ્પર્શ મુદિત મન હોકે, ફસત મરતહીં મતંગ— સમજી. ૨.
મોહી રૂપમેં પરત દીપમેં, જારત દેહી પતંગ— સમજી. ૩
બસ રસના રસ હોકર મછરી, છિદ્દ પાવત નિજ અંગ— સમજી. ૪.
ગંધ લોભસેં જાઇ જલજમેં, બંધહીં હોવત ભ્રંગ— સમજી. ૫.
એક બિષય બશ યા ગતિ પાવત, કયા ગતિ પાંચ પ્રસંગ— સમજી. ૬.
હે નરસિંહ બિષય વિષ છોરી, નાથ ચરન મન રંગ— સમજી. ૭.

---

## પદ ૩ ગજલ.

સહુ થ્યાં સ્વાર્થથી ભેળાં, નથી કો કોઇનું પ્યારા,
ટળેથી સ્વાર્થ પોતાનો, ધરે રસ્તો બીજો પ્યારા— સહુ. ૧.
સમજ તું વિશ્વને જૂઠું, તજી દિલ શોકને પ્યારા,
નહીં વશ મોહને થાવું, મુંઝાવું નાં જરી પ્યારા— સહુ. ૨.
ધરી હિંમત સદા રહેવું, સહેવું થાય જે પ્યારા,
કસોટી કારમી જગમાં, તું ડગ માં કોઇથી પ્યારા— સહુ. ૩.
રહે મતલબ સુધી રાજી, દગા બાજીજ કરનારા,
સમયપર શીષને આપે, મળે વિરલાજ કો પ્યારા— સહુ ૪.
હશે થાનાર જે થાવું, નથી મટનાર કો કાળે,
ભરૂસે ઇશને રહેવું, સદા એક તાર થઇ પ્યારા— સહુ. ૫.
નહિ પુરૂષાર્થને તજવો, ધરી મન ધીરતા પ્યારા,
લડો બાજી જગત સાથે, ધરી શૂરવીરતા પ્યારા— સહુ. ૬
અનીતિને તજી દઇને, ભરો પગલાં નીતિ રસ્તે,
ફતે છે સાચની સહુમાં, બહુમાં માન છે પ્યારા— સહુ. ૭.
નહિ કિસ્મત કદી રોવું, જગત જોવું તપાસીને,
અનુભવ થાયછે એથી, જણાવે તત્ત્વને પ્યારા— સહુ ૮.
જગત જંજાળની ફાંસી, વસે આનંદને હાંસી,
વળી મોહ શોકના ભારા, કટે નહિ તત્ત્વવિણ પ્યારા— સહુ. ૯.

વિચારી તત્ત્વને શોધો, ન દેશો દોષ કોઇને,
સદા નરસિંહ સમ થઇને, વિચરજો વિશ્વમાં પ્યારા— સુહુ. ૧૦.

---

## પદ ૪ "જનુની જીવોરે ગોપીચંદની"એ રાગ

એવોરે દિવસ ક્યારે આવશે, થઇશું જગથી ઉદાસ,
સગાં ને કુટુંબ કાંઇ નહીં ગમે, ગમશે તરૂ તળ વાસ. ટેક.
મહેલ મંદિરમાં મોહોશું નહીં, જોશું નહીં ઘરબાર,
પર્ણકુટીરે પ્યારી લાગશે, ઘન શીત ઘામ આધાર— એવોરે ૧.
સ્નેહ સંબંધી છૂટશે, તુટી જાશે વ્યવહાર,
ધામ ધરા ધન માનમાં, લોભાશું નહિ લગાર— એવોરે. ૨.
વિવિધ ભોજન નહિ ભાવશે, ખાશું વનફળ ફૂલ,
અંબર અંગ ન ઓઢશું, નિર્મિત ક્ષોમ કે તૂલ— એવોરે. ૩.
વિષયોથી વૃત્તિ વિરામશે, જાણી મહા દુઃખ મૂળ,
મલય લેપન નહિ રૂચશે, રૂચશે ધુણીની ધૂળ— એવોરે. ૪.
અહિ સમ જોઇ જન જોગને, રહેશું તેનાથી દૂર,
શબ સમ સ્ત્રી તન લેખશું, તજશું કામના ક્રૂર— એવોરે. ૫.
મૈક્તિક મણિના આભૂષણો, તજશું શાલ દુશાલ,
વ્યાઘ્રાંબર ધરશું અંગમાં, પાથરશું મૃગછાલ— એવોરે. ૬.
મમતા અહંતા ને વાસના, છોડીશું ચિત્ત ચાહ,
અંતર અરિને સંહારશું, હરશું તન મનની દાહ— એવોરે. ૭.
સ્વર્ગ તણા સુખ ભોગને, છોડી જોગને ન્હાશું,
શીત ઝરણ કાં શિલાતળે, ગિરિ ગુફામાં કાં જાશું— એવોરે ૮.
વિચરીશું વનમાંહીં એકલા, રાખી બેપરવાઇ,
રાજા રંક અમીરથી, રહેશે સ્વાર્થ ન કાંઇ— એવોરે. ૯.
અંતર કરણો વિરામશે, તજશે વ્યવહારના ચાળા,
તન મન થિર (જોઇ) શિર કેશમાં, પંખી ઘાલશે માળા —એવોરે. ૧૦.
સઘળાંથી સમદ્રષ્ટિ રાખશું, રાખી નિજરૂપ ભાવ,
મુક્ત થાશું જીવતાં થકા, લેશું આનંદ લ્હાવ— એવોરે. ૧૧.

હોઇ નાદવશ વ્યાધ હાથસેં, આપહીં મરત કુરંગ— સમજી. ૧.
કરત સ્પર્શ મુદિત મન હોકે, ફસત મરતહીં મતંગ— સમજી. ૨.
મોહી રૂપમેં પરત દીપમેં, જારત દેહી પતંગ— સમજી. ૩
બસ રસના રસ હોકર મછરી, છિદ્ર પાવત નિજ અંગ— સમજી. ૪.
ગંધ લોભસેં જાઇ જલજમેં, બંધહીં હોવત ભ્રંગ— સમજી. ૫.
એક બિષય બશ યા ગતિ પાવત, ક્યા ગતિ પાંચ પ્રસંગ— સમજી. ૬.
હે નરસિંહ બિષય વિષ છોરી, નાથ ચરન મન રંગ— સમજી. ૭.

---

## પદ ૩ ગજલ.

સહુ થયાં સ્વાર્થથી ભેળાં, નથી કો કોઇનું પ્યારા,
ટળેથી સ્વાર્થ પોતાનો, ધરે રસ્તો બીજો પ્યારા— સહુ. ૧.
સમજ તું વિશ્વને જૂઠું, તજી દિલ શોકને પ્યારા,
નહીં વશ મોહને થાવું, મુંઝાવું નાં જરી પ્યારા— સહુ. ૨.
ધરી હિંમત સદા રહેવું, સહેવું થાય જે પ્યારા,
કસોટી કારમી જગમાં, તું ડગ માં કોઇથી પ્યારા— સહુ. ૩.
રહે મતલબ સુધી રાજી, દગા બાજીજ કરનારા,
સમયપર શીષને આપે, મળે વિરલાજ કો પ્યારા— સહુ ૪.
હશે થાનાર જે થાવું, નથી મટનાર કો કાળે,
ભરૂસે ઇશને રહેવું, સદા એક તાર થઇ પ્યારા— સહુ. ૫.
નહિ પુરૂષાર્થને તજવો, ધરી મન ધીરતા પ્યારા,
લડો બાજી જગત સાથે, ધરી શૂરવીરતા પ્યારા— સહુ. ૬
અનીતિને તજી દઇને, ભરો પગલાં નીતિ રસ્તે,
ફતે છે સાચની સહુમાં, બહુમાં માન છે પ્યારા— સહુ. ૭.
નહિ કિસ્મત કદી રોવું, જગત જોવું તપાસીને,
અનુભવ થાયછે એથી, જણાવે તત્ત્વને પ્યારા— સહુ ૮.
જગત જંજાળની ફાંસી, વસે આનંદને હાંસી,
વળી મોહ શોકના ભારા, કટે નહિ તત્ત્વવિણ પ્યારા— સહુ. ૯.

વિચારી તત્ત્વને શોધો, ન દેશો દોષ કોઇને,
સદા નરસિંહ સમ થઈને, વિચરજો વિશ્વમાં પ્યારા— સહુ. ૧૦.

---

## પદ ૪ "જનુની જીવોરે ગોપીચંદની" એ રાગ

એવોરે દિવસ ક્યારે આવશે, થઇશું જગથી ઉદાસ,
સગાં ને કુટુંબ કાંઇ નહીં ગમે, ગમશે તરૂ તળ વાસ. ટેક.
મહેલ મંદિરમાં મોહાશું નહીં, જોશું નહીં ઘરબાર,
પર્ણકુટીરે પ્યારી લાગશે, ઘન શીત ઘામ આધાર— એવોરે ૧.
સ્નેહ સંબંધી છૂટશે, તુટી જાશે વ્યવહાર,
ધામ ધરા ધન માનમાં, લોભાશું નહિ લગાર— એવોરે. ૨.
વિવિધ ભોજન નહિ ભાવશે, ખાશું વનફળ ફૂલ,
અંબર અંગ ન ઓઢશું, નિર્મિત ક્ષોમ કે તૂલ— એવોરે. ૩.
વિષયોથી વૃત્તિ વિરામશે, જાણી મહા દુઃખ મૂળ,
મલય લેપન નહિ રૂચશે, રૂચશે ધુણીની ધૂળ— એવોરે. ૪.
અહિ સમ જોઇ જન જોગને, રહેશું તેનાથી દૂર,
શબ સમ સ્ત્રી તન લેખશું, તજશું કામના ક્રૂર— એવોરે. ૫.
મૌક્તિક મણિના આભૂષણો, તજશું શાલ દુશાલ,
વ્યાઘ્રાંબર ધરશું અંગમાં, પાથરશું મૃગછાલ— એવોરે. ૬.
મમતા અહંતા ને વાસના, છોડીશું ચિત્ત ચાહ,
અંતર અગ્નિને સંહારશું, હરશું તન મનની દાહ— એવોરે. ૭.
સ્વર્ગ તણા સુખ ભોગને, છોડી જોગને ચ્હાશું,
શીત ઝરણું કાં શિલાતળે, ગિરિ ગુફામાં કાં જાશું— એવોરે ૮.
વિચરીશું વનમાંહીં એકલા, રાખી બેપરવાઇ,
રાજા રંક અમીરથી, રહેશે સ્વાર્થ ન કાંઇ— એવોરે. ૯.
અંતર કરણો વિરામશે, તજશે વ્યવહારના ચાળા,
તન મન થિર (જોઇ) શિર કેશમાં, પંખી ઘાલશે માળા —એવોરે. ૧૦.
સઘળાંથી સમદ્રષ્ટિ રાખશું, રાખી નિજરૂપ ભાવ,
મુક્ત થાશું જીવતાં થકા, લેશું આનંદ લ્હાવ— એવોરે. ૧૧.

સંગત સંતોથી રાખશું, કરશું તત્ત્વ વિચાર.
ગુરુગમ લેઇનેરે ખોલશું, અનહદ ભેદ અપાર— એવોરે. ૧૨.
અનહદ નાદમાં પામશે, લય સૌ આરે સંસાર,
જોત અખંડિત જાગશે, હૃદયાકાશ મોઝાર— એવોરે. ૧૩.
ખોજીશું હૃદયા આકાશમાં, બહાર બખેડાને ટાળી,
નાથ ગુરૂના પ્રતાપથી, ટીંગી ટાળશું કાળી— એવોરે. ૧૪.
નરસિંહ સમ થઇ ચાલશું, જગથી ડરશું ન કાંય,
ત્યારે ખચીત સહુકો પામશું, કલ્પ વૃક્ષની છાંય— એવોરે ૧૫.

---

## પદ ૫. લાવણી.

ગુરુ ગ્રહી અબ બાંહી હમારી, યે ભવસાગર પાર કરો ;
ડૂબત ડૂબત આયો શરને, અર્જ હમારી કર્ણ ધરો. ટેક.
યહ સંસાર અપાર ભરાજલ, તૃષ્ણાકા જિનમેં ખારા ;
ચિત્તકી લહેરી ઉઠત ગહેરી, ગિનત જીસ નાવે પારા ;
ક્રોધરૂપ દાવાનલ જામેં, મહા મદરૂપ વસે મઘર— ગુરુ. ૧.
લોભ ક્ષોભકી ઘુમરી આવત, વમલ પરત જિનકે ભારી ;
સુખ દુઃખ ભરતી ઓટ હોત હૈ, ઘોર કરત વૃત્તિ ગુણકારી ;
પુરૂષરૂપ જહાં મચ્છ કચ્છ હૈ, ખટરસ રસસેં નેહ ખરો— ગુરુ. ૨.
યુવક કામ સુંદર મછિયારા, મોહ જાલ લેઇ હાથ ખડા ;
પુરૂષરૂપ મછિયાં પકરનકા, બિચાર દિલમેં લાય બડા ;
વહી જાલમેં માલ માંસકો, પિંડ ત્રિયાકો બાધ ખરો— ગુરુ. ૩.
રસના શિષ્ના હાથ નહીં અરૂ, હાથ નહિ ઇન્દ્રિય જિનકે ;
દોએ જાલકા માલ દેખકર, બહુત રસિક ઇનકો ગિનકે ;
જોશ ધરી બેહોશ હોઇ કે, રસવશ હોકર ફસહી પરો— ગુરુ. ૪.
જયોં જયોં નિકરન જોર કરત હૈ, ત્યોં ત્યોં ફસતા જાલ બહુ ;
સબહીં ઓરસેં જાલ બંધમે, સિકરત જાવત ગાત સહુ ;
અંગ હિલાય હિલાય થકયો અરૂ, શ્વાસ ઉસાસહી જાત ભરો— ગુરુ. ૫.
શરન અનન્ય હોઇ ગુરુ જનકે, બલ અપના સબ છોડ દિયા ;

ગુરુ ગુરુ કહ કર ધ્યાન લગાકર, તન મન ઉનમેં જોડદિયા ;
ત્રિવિધિ તાપ અરૂ ટારી મરન ભય, હારી કૃપા ભવ બંધ હરો—
ગુરુ. ૬.
લેઇ ભક્તિ ગુરુયોગ શક્તિ દેઇ, અનહદ ભેદ બતાય દિયા ;
અણિમાદિક સિદ્ધિ બલ કરકે, જાલ બંધકો દૂર કિયા ;
ઔર અનંત કૃપા ગુરૂ કરકે, જ્ઞાન નાવપર લાય ધરો— ગુરુ. ૭.
જ્ઞાન નાવપર રૂઢ હોઇ કે, મોક્ષ કિનારે આય લગે ;
સદ્ચિદ્ આનંદ બ્રહ્મરૂપકી, જ્યોતિ અખંડિત જગહીંસગે ;
પેખો આતમરૂપ અનુપમ, ભ્રાંતિભાવ સબ ઉડહીં પરો— ગુરુ. ૮.
જ્યોં આંખિન દેખત સબ જગકોં, આંખ ન દેખી જાય કહું ;
ત્યોં જગ થિતલય કરતાં મંગલ, બ્રહ્મ ન જાનત પાય સહુ ;
જબ ગુરુ દર્પન જ્ઞાનરૂપ દિયા, પ્રતિબિંબકસેં ભાસ પરો— ગુરુ. ૯.
આપ આપકો રૂપ જાનકર, ભેદ ભાવ સબ દૂર કરી ;
બચન કર્મ મન પહુંચ શકે નહીં, વહાં વાસ કરી ધ્યાન ધરી ;
ગુરુ કૃપા અમૃતમય પ્યાલા, નિશિદિન ભરભર પાન કરો— ગુરુ. ૧૦.
તન ધન જોબન માત તાત અરૂ, ભ્રાત જાતકો કામ નહીં ;
ત્રિયામિત્ર અરૂ રાજપાટ, સુખપાલ પશુ આરામ નહીં ;
તદાકાર કારક સબ સાધન, દેઇ અનંત ગુરુ કષ્ટ હરો— ગુરુ. ૧૧.
નરસિંહ નિશિદિન વિનવત સદગુરુ, નથુરામ મહાશય શરમા ;
મોહ જાલ બંધન મમ કાટો, જ્ઞાન કટારી ગ્રહી કરમાં ;
અન્ય નહીં ચાહત મુજ હૃદયેં, કહત ભાવ યહિ ખૂબ ખરો—
ગુરુ. ૧૨.

---

# નરોત્તમ.

## પદ ૧ ભુજંગી છંદ.

### બોધવચન.

અરે માનવી અંતરે જો વિચારો, નથી સાર સંસારમાં છે નકારો ;
ઘટીમાં ઘટી જાય આયુષ્ય ટુંકી, ભજો રામને કામને દૂર મૂકી ૧.

પ્રભુજી વિના કો નથી તારનારો, નથી તે વિના કો કૃપાનાથ મારો ;
કૃજેતી થશે ચાર જો જઇશ ચૂકી— ભજો રામને. ૨.
થયા જન્મ તારા નકારા હજારો, મળ્યો ના તથાપિ કૃપાનો કિનારો ;
વૃથા ભાર માથે વહ્યો રાખ ભૂકી— ભજો રામને. ૩.
ઘણા રંક પ્રાણીની પીડા ન જાણી, અભિમાનથી વ્યર્થ કીધી કમાણી ;
કદી સાથ આવે ન બદામ સૂકી— ભજો રામને. ૪.
પુરો પ્યાર વારાંગના સાથ જોડી, રમ્યો રંગમાં શ્વાનની પેર દોડી ;
જશે વિત્ત જોશે નહીં સામુ થુંકી— ભજો રામને. ૫.
ઘણાના હણ્યા પ્રાણને પેટ માટે, છુપાવી ફર્યો ફંદમાં આડી વાટે ;
તપાસો તમે નીકળે પાપ ભૂકી— ભજો રામને. ૬.
તજી નીતિ રીતિ ભમે જેમ પાડો, પડે ધર્મના કામમાં નિત્ય આડો ;
તપાસી રહ્યો કાળ વિકાળ ટુંકી— ભજો રામને ૭.
થશે સર્વથા મર્ણ આ અંગ જાશે, તમાશો તમારો સ્મશાને જણાશે ;
નક્કી મૂકશે લાકડાં સાથ ફુંકી— ભજો રામને. ૮.
નરોત્તમતણી શીખ કર્ણે ધરીને, ગ્રહી બોધ સારો સ્મરો શ્રીહરિને ;
કરી નાંખશે સર્વ નિકાલ ચૂકી— ભજો રામને. ૯.

---

## પદ ૨ ભુજંગી છંદ ૨.

કરાવી ઘણા નીચની તેં ગુલામી, ઘણીવાર વાતો કરાવી નકામી ;
વદાવી ઘણીવાર તેં દીન ભાષા, હવે તો મને છાંડ હે રાંડ આશા. ૧.
ઘણા દેશપ્રત્યે ભમ્યો નિત્ય દોડી, જડી તોય ના રોકડી એક કોડી ;
કરી વેઠ વેઠ્યાં ક્ષુધા ને પિપાસા— હવે તો મને. ૨
કર્યાં ઠાઠ પાખંડના પેટ માટે, ઘણાં સંકટો વેઠિયાં વાટ ઘાટે ;
થઇ તોય નાં તૃસ નાંખી નિશાસા— હવે તો મને. ૩.
ઘણાએ ઘણીવાર નાંખ્યો વખોડી, કરી જાચના તોય બે હાથ જોડી ;
જડયો ના સડયો સાથવો એક માસા— હવે તો મને. ૪.
અનુપ્રાસમાં ઉપમાઓ મિલાવી; રૂપાળી રસીલી કવિતા બનાવી ;
તમો જાણશો આશમાં છે તમાસા— હવે તો મને. ૫.

નકામા નહી રાંકને કામ કીધાં, વઢીને વૃથા લોકથી વેર લીધાં;
પડ્યા કષ્ટ કોટિ થયા ખોટી ખાસા— હવે તો મને. ૬.
ઘણા સ્વાર્થ નિત્યે વસી નીચ સાથે, તજી સત્ય શાન્તિ લીધાં પાપ માથે;
કહું કેમ તારા ગણી દોષ શાશા, હવે તો મને છાંડ હે રાંડ આશા ૭.

---

## પદ ૩ ભુજંગી છંદ ૩ જો

અરે આવડો તું થયો ક્યાંથી ઘેલો, મતિ ક્યાં ગુમાવી બન્યો કેમ મેલો;
જરા તો જુઓ આંખની જાખ લોઇ, થયા તે જવાના રહેશે ન કોઇ. ૧.
વૃથા ગર્વ શા કારણે યાર આણો, વૃથા પક્ષ પોતા તણો શીદ તાણો;
જશે સર્વ જાશો તમે પ્રાણ ખોઇ— થયા તે જવાના. ૨.
વૃથા મારૂં મારૂં કરે શીદ ભાઇ, નથી તારૂં એમાં દીસે મૂરખાઇ;
નહીં સાથ આવે જશો હાથ ધોઇ— થયા તે જવાના. ૩.
ગણી સારી નારી ઘણી પુત્રી જાણી, ફરે વ્યર્થ હર્ખાય છે શીદ પ્રાણી;
જશે પ્રાણ જાશે સગાં સર્વ રોઇ— થયા તે જવાના. ૪.
ગમેતેટલી જો કરો જોગવાઇ, ગમે તો ગુફામધ્ય બેસો ભરાઇ;
લઇ કાંઇ જાશે જશો નીચુ જોઇ— થયા તે જવાના. ૫.
મહી માન રામા અને દામ માટે, કરો વ્યર્થ કંકાશ શા કામ માટે;
જશે સર્વ રાંધી રહેશે રસોઇ— થયા તે જવાના. ૬.
ગમે તો જમો સુખડી નિત્ય તાજી, ગમે તો રંકો ખાઇને શાક ભાજી;
કદીહોય ભૂપાળ કે હોય ભોઇ— થયા તે જવાના. ૭.
વૃથા યાર ફાંફાં તમે શીદ મારો, હરિને જપી પાર આ નાવ તારો:
નથી તે વિના વિશ્વમાં એક સોઇ, થયા તે જવાના રહેશે ન કોઇ. ૮.

---

# નરોહર

## પદ ૧.

સંતોરે એ લેહેરમાં રહિયેરે, લે આવે તન મન ગળે;
જેમ છે તેમ થઇએરે. ટેક.

આતમ લે તો ઉપજે, જયારે સદ્‌ગુરુ મળેરે;
આતમ તત્ત્વ જાણ્યાવિના, સંશય નવ ટળેરે— સંતો. ૧.
લેહે પદ લે કોઇ અનુભવી, જે ગગનના વાસીરે;
શૂન્ય ધૂન્યને અનુસરે, પરમ જોત પ્રકાશીરે— સંતો ૨
ૐ અક્ષર થકી અક્ષરથી, પણ અળગોરે;
અણ અક્ષર પરમાત્મા, નથી કેને વળગોરે— સંતો. ૩.
મુવે જીવ જાએ જાહાં, જીવતાં ત્યાં જાઇએરે;
ગુરુગમે નરોહર કહે, જીવન મુક્તા થાઇએરે— સંતો. ૪.

---

## નવલસખી

" તમે આહીંરહો રામ રસિઆ "એ રાગમાં ગવાયછે.

### પદ ૧.

સુનો સખી મોહન બેનું બજાવે. ટેક.
સાંઝ સમય ગોધન કે પીછે, આછે બનીઠની આવે—સુનો સખી. ૧.
કહું પુષ્પ કહું કુસુમ ઝરી, કહું તુલસી દલ લાવે ;
ગુંજ માલ વનમાલ લાલ ઉર, અંગ અંગ છબિ છાવે—
સુનો સખી. ૨.
ઇંદુ બદન અરૂ બિંદુ નયન શિર, મુકુટ મધુર સુર જાવે ;
કુંજ ભુવન મારગ ઉપવનમેં, મોર ચકોર નચાવે— સુનો સખી. ૩.
શ્રુતિ કુંડલ ઝલકત અલકનપર, હલકત નયન સિરાવે ;
પીત દુકુલ ક્ષોલ કેસરકી, નવલ સખી મન ભાવે— સુનો સખી. ૪

---

## નાનક.

સંવત ૧૫૨૫ માં જનમ્યો હતો.

### પદ ૧ રાગ પ્રેમકલાની લાવણી.

ખબર નહીં આ જુગમેં પલકી, ખબર નહીં આ જુગમેં પલકી ;
સુકૃત કર લે રામ સમર લે, કોન જાને કલકી— ટેક.

તારામંડલ રવિ ચંદ્રમા, ઓર ચરાચરકી ;
ચાર દિનોંકે ચમત્કારમેં, બીજલી આ ચમકી— ખબર નાહીં. ૧.
કોડી કોડી માયા જોડી, કર બાતાં છલકી ;
પાપકી પોટ ધરી શિર ઉપર, હોવત નહીં હલકી— ખબર નહીં. ૨.
ભાઈબંધ ઓર કુટંબ કબિલે, મોહોબત મતલબકી ;
કાયા માયા જૂઠી બાજી, યહ તેરી કબકી— ખબર નહીં ૩.
જબલગ હંસા હે કાયામેં, તબલગ મંગલકી ;
છોડચલે હંસા દેહીકું, માટી જંગલકી— ખબર નાહીં. ૪.
દયા ધર્મયુત સાહેબ સમરો, બાત યેહી નાનકકી ;
રાગ દ્વેષ અભિમાન ન રાખો, બિનતિ નાનકકી— ખબર નહીં. ૫.

---

## પદ ૨ રાગ ધનાશ્રી

જીવિતકો વ્યવહાર, જગતમેં જીવિતકો વ્યવહાર— ટેક.
માત પિતા ભગિની સુત બાંધવ, અરૂ નિજ ઘરકી નાર—જગતમેં. ૧.
તનસેં પ્રાણ હોત જબ ન્યારે, તુરત પ્રેત પોકાર— જગતમેં. ૨.
અરધ ઘડી કોઉ નહિ રાખે, ઘરતેં દેત નિકાર— જગતમેં. ૩.
મૃગતૃષ્ણા જ્યું રહે જગરચના, દેખો હૃદય બિચાર— જગતમેં. ૪.
જન નાનક એ મત સંતકો, દાખ્યો તોહે પુકાર— જગતમેં. ૫.

---

## પદ ૩ રાગ એજ

જૂઠી દેખી પ્રીત જગતમેં, જૂઠી દેખી પ્રીત. ટેક.
મેરો મેરો સબહીં કરત હય, હેતસેં બાંધત ચિત્ત— જગતમેં. ૧.
અપને સુખકો સબ જગ રોવે, કયા દારા કયા મિત— જગતમેં. ૨.
અંતકાલ કોઈ સંગ ન ચાલે, હે અચરજ યહ રીત— જગતમેં. ૩.
મન મૂરખ જી અજહુ ન સમજત, દુઃખ દેહારે નીત —જગતમેં. ૪.
નાનક ભવજલ પાર પડો જબ, ગાઓ હરિકે ગીત— જગતમેં. ૫.

---

## પદ ૪ રાગ ગોડી.

અબ તો રામ ભજન કર ભાઇ ટેક.
ઘડી ઘડી ઘડિયાલ બાજે, પહુર પહુર શરનાઇ ;
રામ ભજન બિન વૃથા જાત હૈ, કાલ નિશાન બજાઇ— અબ તો. ૧.
જે યહુ અબસર ચૂકે પામર, ફિરકે નાહીં ભલાઇ ;
લખ ચોરાસી યોનિકે માંહી, ભટકતહીં મરજાઇ— અબ તો. ૨.
જાકી આશ કરતહો આગે, મનુષ દેહ નર પાઇ ;
કરણી તા કછુ બની ન આવે, અબ કર ભજન સવાઇ— અબ તો. ૩.
બિન હરિભજન ભજન ભલા નહીં તેરા, સત્ય કહે રામ દુહાઇ ;
રામહી રામ રટો નિશિવાસર, અતિશય પ્રીત લગાઇ— અબ તો. ૪.
નાનકદાસ રામ ભજુ ભાઇ, હિત ચિત્તસેં લૌલાઇ ;
ઐસે સંત પુકાર કહત, દોઉ ભુજા ઉઠાઇ— અબ તો. ૫.

---

## નાભો.

રસ હોરી ખેલે શ્રી જાનરાય ; રાવ કુબરી ઝરોંખે ઝાંકે આઇ. ટેક.
મહાદેવ સાજે મૃદંગ, રૂષિ નારદ નાચે લિયે ઉપંગ ;
તાલ લિયે ગાવે જે દેવ, જહાંપિયા નામદેવ— રસ હોરી. ૧
રોહીદાસ બજાવે વરગાવે, આશાટોડી વસંત રાગ ;
સનકાદિક ખેલૈ મઝાર, જાહાં નિગમ ઉચ્ચાર જૈજૈકાર—રસ હોરી. ૨.
કુંકુમ કેસર ભરે હૈં માટ, જહાં સેન ભક્ત દે બાંટ બાંટ ;
પિચકારી બલભદ્ર હાથ, પ્રહલાદ બિભીષણ વિદુર સાથ–રસ હોરી. ૩.
ઉડત ગુલાલ અરૂણ આકાશ જહાં અનંતાનંદ ધ્રુવ કૃષ્ણદાસ ;
અગ્રકીર ચરંચૈ અબીર જહાં, અંબરીખ સુખ દેવ ધીર–રસ હોરી. ૪.
રંકા બંકા કાલુ કેવલદાસ, જહાં દાસ દેવકરં બહુ પ્રકાશ ;
ખોજી નરસિંહ આસપાસ, જહાં પ્રેમ સહિત ગાવે મીરાંદાસ—
રસ હોરી. ૫.

જહાં રામાનંદ કથૈ બ્રહ્મજ્ઞાન, જહાં કબીર ચલાવૈ શબ્દ બાન ;
નીમાનંદ અરૂ વિષ્ણુ શ્યામ, જહાં માધ્વાચાર્ય કરે બહુ બખાન—
રસ હોરી ૬.
હોરી ખેલત મન બઢ્યો રંગ, જહાં અનંત કોટિલિયે સાધુસંગ.
અબકી બેર મેરો રાખો માન, જન નાભાકો દીજે ભક્તિ દાન—
રસહોરી ૭.

---

# નારાયણ.

## પદ ૧. રાગ બિહાગ કાફી.

દેખો સંતો બ્રહ્મ સાગરકી લહેરી, જામે કોન પુરૂષ કોન મેરી. ટેક.
કોટિ બ્રહ્માંડ સો ઉપજત છિનમેં, સામર્થ એસો હેરી ;
કોટિ સ્થિતિ કોઉ કાલ રહત હૈ, કોટિક હોત પ્રલયરી— દેખો. ૧.
રજ ઉપજાવે સત્ય પ્રતિ પાલે, તામસ નાશ કરોરી ;
ઉત્પત્તિ સ્થિતિ લય હોત ગુનનતેં, નિર્ગુનકી ગત ગેરી— દેખો. ૨.
દેવ દનુજ મનુજ ગણ ઉપજત, પંછી પન્નગ કહ્યોરી ;
અગ જગ પૂરન હૈ પરમાત્મ, આપહી આપ ભયોરી— દેખો. ૩.
આતમ ઉદધિ સદા પરિપૂરન, ઘટત બઢત ન લહ્યોરી ;
કહે જન નારાયણ સુખસાગર, જ્યુંકો ત્યુંહી રહ્યોરી— દેખો. ૪.

---

## પદ ૨ રાગ ધીરાના પદનો.

પંડિત પુરાણીરે, કુરાની તમે ક્યાંરે જુવો ;
ભણીને શું ભાળ્યુંરે, અજ્ઞાને કાં પડી મુવો. ટેક.
પોથી વાંચીને પરને દેખાડે, કરે ઉદરનો ઉપાય ;
કેહેણી કહેને રેહેણી ન રાખે, તેણે અરથ ન થાય :
સામા શું દોડો છોરે, પૂઠે તમે ધારી જુવો— પંડિત. ૧

ગુરુ થઈને જ્ઞાન બતાવે, ફોગટ ફુંકાવે કાન
શિષ્ય પાસે સેવા કરાવે, તોય ન આવી સાન ;
પ્રેમ પુરૂષ જાણીરે, કાયર જેમ લાજે જુવો-- પંડિત. ૨.
ટોપી પેહેરે ને તિલક ચીરે, ભેરખા રાખે બબે જોડ ;
ધોતી ધુવેને પોથી પ્રસારે, ખોટો થઈ કહે ખોડ ;
માયાને અંધારેરે, અલ્યા તું તો આથડી મુવો— પંડિત. ૩.
માળા તિલક પાખંડ કરે છે, આતમ ચિન્યા વિણ ફોક ;
મોતી પ્રતાપે નારણ કે છે, પાખંડ કરે સહુ લોક ;
બ્રહ્મ નવ જાણેરે, જ્ઞાની આપ શોધી જુવો— પંડિત. ૪.

---

# નિમાનંદ.

## શ્રીકૃષ્ણની સ્તુતિ, ચરચરી છંદ.

નંદનંદન જગત વંદન, ચરણ રજ કુબજા તરી ;
ચાર જુગ પરિબ્રહ્મ કહિયે, કૃષ્ણ રાજત મધુપુરી. ૧.
બંસિવટ તટ નિકટ યમુના, શામળે મોરલી ધરી ;
મોરલી ધુનિ સુણી ત્રિલોક મોહે, કૃષ્ણ રાજત મધુપુરી. ૨.
વૃંદાવનમાં મદન મોહન, અષ્ટ સિદ્ધિ નવ નિદ્ધિ ખરી ;
કાળિ અહિ ઘનશ્યામ નાથ્યો, કૃષ્ણ રાજત મધુપુરી. ૩.
ગોપ ગોપી સંગ લેઇને, કુંજ કુંજ રમ્યા હરિ ;
રાસ રચ્યો જદુનાથ નંદન, કૃષ્ણ રાજત મધુપુરી. ૪.
ઈંદ્ર ચંદ્ર કુબેર બ્રહ્મા, લખે વિગત પ્રભુ ફરી ફરી ;
અનંત મુનિજન કરત જય જય, કૃષ્ણ રાજત મધુપુરી. ૫.
કંસ વંશ નિકંદ કીધો, દનુજ સર્વ ગયા ડરી ;
સંત કારણ દેહ ધારણ, કૃષ્ણ રાજત મધુપુરી. ૬.
મુકુટ લટપટ પેચસરપટ, તિલક ચંદનનું કરી ;
વનમાળી લાલ ગોપાલ કહિયે, કૃષ્ણ રાજત મધુપુરી. ૭

કૃષ્ણાષ્ટક જે પઠત નિશિદિન, સ્વર્ગ જાય તે સંચરી ;
નિમાનંદ અવતાર અદ્‌ભુત, કૃષ્ણ રાજત મધુપુરી. ૮.

---

# નિર્મળદાસ.

## પદ ૧ લાવણી.

" મનોવર સમજાવે" એ રાગ.

મોજ ઉઠ ચલી પવનકે સંગ, જબ મિલ ગયે પાંચો રંગ. ટેક.
જબલગ આશા તબલગ બાસા, ખેલતહે ચોરંગ ;
ટૂટી દોરી હાથ ન આવે, જ્યું ઉડ ચલા પતંગ— મોજ ઉઠ. ૧.
મેરી તેરી કર ધામ મિલાયા, મહલ બન્યા ચોરંગ ;
ભાઇબંધ ઓર કુટુંબ કબિલા, કોઇ ન આવે સંગ— મોજ ઉઠ. ૨.
અબહુ ચેત હેતકર હરિસેં, ગુરુ શબ્દમેં રંગ ;
રામ નામકી નાવ બનાલે, ચલ ઉતર સતસંગ— મોજ ઉઠ. ૩.
સતલોક સદ્‌ગુરુકા વાસા, મિલ ગયે એકહી રંગ ;
નિર્મળદાસ રામરંગ માતા, ચડે ન દુજા અંગ— મોજ ઉઠ. ૪.

---

## પદ ૨ લાવણી રાગ એજ.

એક ઘર જાનાં દોનો દિન, કોઇ સંત રહે લવલીન. ટેક.
નહીં કોઇ પંડિત નહીં કોઇ કાજી, પાંચ તત્વ ગુણ કીન ;
કોઇ સુનત કોઇ કાન છેદાવત, દુગ્ધા આપે કીન— એકઘર. ૧.
કોઇ ગાડે કોઇ ફુંકી આવે, દેખો જગતકી રીત ;
કોઇ ભૂત કોઇ પ્રેત બનો હૈ, કોઇ ઓંદ કોઇ પીર— એકઘર. ૨.
કોઇ સંધ્યા કોઇ નિમાજ પડતે, કોઇ ધ્યાનમેં લીન ;
રામ રહીમ બડેકર જાને, કોઇ સંત પ્રવીન— એકઘર. ૩.

ચાર બેદસેં નહીં કોઇ ન્યારા, ભેદ સંતકું દીન ;
નિર્મળદાસ જગતસેં ન્યારા, રામ રહીમમેં લીન— એકઘર. ૪.

---

## પદ ૩ રાગ કાફી.

જ્ઞાની તો તેને કહિયેરે, ગુરુકે સંગ મિલા રહે ;
નિત ઊઠી જેની સુરતારે, કે શ્રી ગુરુ ચરણે રહે. ટેક.
જણસેં શબ્દ કિયો ગુરુ સ્મરણ, મિટ ગયે સકલ વિકાર ;
અઠપહોરકી ચોસઠ ઘડિયાં, છૂટ નહીં લગાર,
સતત્ તો જેની વૃત્તિરે, કે નિશિદિન લાગી રહે— જ્ઞાની તો. ૧.
જો તન લાગી સોહી તન જાણે, ગુરુ શબ્દકી બાત ;
રોમ રોમ રંગ હોઇ રહ્યો હે, રરંકારકી સાથ,
શબ્દમેં સુરતિરે, કે જ્યું મણિ નામ મિલે— જ્ઞાની તો. ૨.
પોથી પઢ પઢ પંડિત હારે, ભૂલ દેખા નહીં સાર ;
ચાર બેદ ઢુંઢે નહીં પાવે, ખટ દરશનકે પાર,
અપાર દેશ ન્યારારે, કોઇ કોઇ સંત વિરલા ગ્રહે— જ્ઞાની તો. ૩.
અદ્ય અનાદિ નામ ગુરૂકા, નિરખી લ્યો નિરધાર.
નિંરાલંબ સબહીંમેં ન્યારા, ગુરુપદ હૈ નિરાધાર,
નિર્મળદાસ ન્યારારે, કે ઘટમાંહીં રહે— જ્ઞાની તો. ૪.

---

## પદ ૪ ધીરાના પદનો રાગ.

સંત મતવાલારે, રામરસ પીવત હે,
સુખ દુઃખ નહીં વ્યાપેરે, આનંદ ઘટ સદા રહે. ટેક.
ગુરુ મુખ હોઇ રામ રસ પીવે, સદા રહે રંગલાલ,
શ્વાસો શ્વાસ સદા સ્મરણમેં, ટૂટત નહિ તાલ;
સમુદ્ર બિચ લહુરીરે, નિશિદિન ઉઠત રહે— સંત. ૧.
ઓર અમલ લેનેકું જાવે, તામેં બેઠે દામ,
રામ અમલ ભંડાર ભરા હે, ખૂટત નહીં બદામ ;
ખુમારી નવ ઉતરેરે, હરદમ રટત રહે— સંત. ૨.

ભયા મતવાલા ખબર નહીં તનકી, કિયા ગગનમેં વાસ,
ઉલટ સરિતા ચલી ગગનમેં, ત્યાં નામ ભયો પરકાશ ;
કોટિ ભાણ જેવી શોભારે, કેમ કવિ વર્ણન કરે— સંત. ૩.
જેસેં મસ્ત ભયે મતવાલા, સમજ સમજ મુસ્કાય,
અપના હાલ કહે કોનસેં, જ્યું ગુંગા ગુડ ખાય ;
નિર્મળદાસ કહેછેરે, સદ્ગુરુ ચરણું ગ્રહે— સંત. ૪

પદ ૫ રાગ એજ.

રામ નામ પ્યાલારે, પિલાવે કોઇ ગુરુ સહી,
સચરાચર વ્યાપીરે, દેખાતો ખાલી નહીં.
પિયા પિયાલા ભયા મતવાલા, રોમ રોમ પ્રકાશ,
ઓહું સોહું દોઉ ધ્યાન ધરત હે, સંત પુરૂષકી પાસ;
આનંદ ભયો મનમાંરે, દુર્મતિ દૂર ગઇ— રામ. ૧
જો કોઇ મિલે શબ્દકે ભેદુ, સો જાણે નિરધાર,
નિરાકાર નિર્ગુણ અવિનાશી, ઝલકત જ્યોત અપાર ;
અપાર દેશ ન્યારોરે, નામ બિન કછુ નહીં— રામ. ૨.
ચાર વેદ ખટ શાસ્ત્ર પઢ ગયે, પઢ ગયે સકલ પુરાણ,
વાદવિવાદ કરે સંતનસેં, જ્યાં મરઘા વનમાંય ;
વસ્તુ તો તેની પાસેરે, જંગલ બિચ ઢુંઢત ફિરહી— રામ. ૩.
ચાર વેદ બ્રહ્માસેં નિપજ્યા, તિનહું ન પાયા પાર,
ઉનસેં જ્યાદા કોન પઢેલા, નિકલ પડે જગ બહાર ;
અકળ ગતિ તેનીરે, નિર્મળદાસેં કહી— રામ. ૪.

## નિરાંતદાસ.

### પદ ૧ રાગ પ્રભાત.

અધર કલામેં આસન કરને, રામ નામ લે લાઇરે ;
અન્ય દશા તું અલગી કરને, ભૂલ ગયા તેં ભાઇરે. ટેક.

ભણ્યો ઘણું પણ ભેદ ન જાણ્યો, કરણી ઘણી કમાયોરે;
બીજ વૃક્ષની પેઠે સર્વ તું, તે પૂરણ નવ પાયોરે— અધર. ૧.
હંસ બન્યો પણ ન મળે પાસે, ખીરનીર નવ વેડોરે;
ગુણ વિના તે ઘેલો કહીએ, ડાહાપણ દૂર ખસેડોરે— અધર. ૨.
સ્થૂલ સૂક્ષ્મ ને કારણ કહીએ, મહા કારણને નિરખોરે;
મહા કારણથી અળગું કહીએ, તે પદ પૂરણ પરખોરે— અધર. ૩.
જાગૃત અવસ્થા સ્વપ્નાંતર ને, સુષુપ્તિ ને તુરિયારે;
તુરિયાથી અળગું કહીએ, તે વિરલાજન વરિયારે— અધર. ૪
ભણ્યા ગણ્યામાં એ નવ આવે, અનામ વસ્તુ આધીરે;
નિરાંત નામ ગુરુ તરણતારણ, લેહ નિરંતર લાગીરે— અધર. ૫.

---

## પદ ૨ રાગ પ્રભાત.

નામ ધણીકો સબસેં નીકો, અનુભવી જન અધિકારી હે;
સબ દેવનકો સદ્‌ગુરુ દાતા, મંગતા ભેખ ભિખારી હે, ટેક.
મહા મર્મીજન મર્મ ન જાને, નામ લખી ગત ન્યારી હે;
સદ્‌ગુરુ સાહેબ દયા કરે તો, પલમેં પાર ઉતારી હે— નામ. ૧.
થાકયો પંડિત થાહ ના પાવે, બૂડી બુદ્ધિ બિચારી હે;
જોગી જોગ જુગત બિના હારે, ખુશીપેં સબ ખુવારી હે— નામ. ૨.
બાવન અક્ષર બૂઝત નાહીં, બેદ પુરાન બિચારી હે;
ખટદરશન મત ખેલ તપાસ્યા, કહા બડે આચારી હે— નામ. ૩.
મુલ્લાં કાજી મરમ ના પાવે, હક બિના મત હારી હે;
દોઉ દીનપર સચ્ચા સાહેબ, નામ ધની પરવારી હે— નામ. ૪.
નામ ના ચીંને સો નર નુગરા, કહા સાધુ સંસારી હે;
નિરાંત નામ અભે અવિનાશી, પાયા પ્રેમ પસારી હે— નામ ૫.

---

## પદ ૩ રાગ પ્રભાત.

બડે ગુરુ વાકી જાઉં બલિહારી, કહા સેવકકું સિખલાયા;
પાસ અંધેકી અંધા આયા, અંધા રાહ ચલાયા. ટેક.

બંદા કહાવે છુરી ચલાવે, એહી ફૂલકું કુરમાયા ;
કિયા કરાયા દોઉ દોઝખ જાએગે, હક નામકું ના પાયા— બડે. ૧.
ભગવા કહાવે મુંડ મુંડાવે, દિલ અંદર નહિ દરશાયા :
ઓહું સબ સમે બહે જાત હે, અલખ નામકું ના પાયા— બડે. ૨.
સંન્યાસી સો સબ કર નાસી, ના ગાયા પદ પરસાયા ;
ગઉમંત્રીમેં જન્મ ગુમાવે, મૂલ મંત્રકા ના પાયા— બડે. ૩.
જોગી કહાવે જોગ દ્રઢાવે, ગગનમંડળમેં મઠ છાયા ;
જોત જાંખકેં જન્મ ગુમાવે, આપ અલખકું ના પાયા— બડે ૪.
જંગમ કહાવે કાન ફરાવે, દેવી દેવકું મિલ ચાયા ;
આશ અધુરી બહે જાત હે, દેવી નામકું ના પાયા— બડે. ૫.
બ્રહ્મ કહાવે જનોઉ સુહાવે, ખટ્કરમ નિત નિરમાયા ;
એહી કરમ કર બહે જાત હે, નેહ કરમકું ના પાયા— બડે. ૬.
જતી કહાવે સુવાંગ સુહાવે; શીલ ભાવ દાન તપ ભાયા ;
ધરમ બખાની બહે જાત હે, નેહ ધરમકું ના પાયા— બડે. ૭
ભેખ કુલકા બડા બનાયા, કુલ ત્રુટકોં ના કાંયા ;
કુલ ત્રૂટ તો સદ્‌ગુરુ કાંવે, સબ દેખો ઉનકી માયા— બડે. ૮.
સબ ગુરુ વાકે શિર સદ્‌ગુરુ હે, ઘટ મઠ પટ પરખાયા ;
નિરાંત નામ ઇનુંકા કહિયે, બિમલ બિમલ એહું ગાયા— બડે. ૯.

---

## પદ ૪ રાગ એજ.

રામ નામ તું રાખ હૃદયમાં, કાઢ કલ્પના કાચીરે ;
આદ્ય અંતને મધ્યે બોલે, તે વસ્તુ છે સાચીરે. ટેક.
વિના મૂળનો એછે વેલો, મન વાણીપર વાધ્યોરે ;
અનુભવિયાના અંતરમાંહીં, નેહ નિરંતર બાંધ્યોરે— રામ ૧.
વિના પંખનો એછે પંખી, વિણ ઇન્દ્રિનો ભોગીરે ;
વિના પિંડનો એછે પ્રાણી, વિના જોગ સંજોગીરે— રામ. ૨.
વાણીમાં આવે તે વણસે, નિરવાણી તે સાચુંરે :
નામરૂપ ને ગુણથી ન્યારૂં, તે આહેરપદ યાચુંરે— રામ. ૩.

ઉતપત પ્રલ્લે એને નહીં, આદ્ય અનાદિ એવોરે ;
નિરાંત નામ ગુરુ તરત તારન, સદા ઉદ્યોતને સેવોરે— રામ. ૪.

---

## પદ ૫ રાગ એજ.

સમજી લે મન સુધી કળા, સદ્‌ગુરુ નિજ નામ લખાવે. ટેક.
જોગ જગન વ્રત દાન આચરે, અડસટ તીરથ ફરી આવે ;
વનમાં જઈને તપ આરાધે, તોહી ભૂલમેં ભરમાવે— સમજી. ૧.
કષ્ટ કરી કાયાને પીડે, ભૈરવ જપ ઝંપલાવે ;
ચાર ખાણ ચોરસી ભટકે, નિરભેપદ નરપાવે— સમજી. ૨.
નારદ શારદ વ્યાસ વિરંચી, અહિપતિ નિશદિન ધ્યાવે ;
ચારવેદ સરસ્વતી સનકાદિક, અગમ અગાધ બતાવે— સમજી ૩.
ઇંગલા પિંગલા સાથે સુષુમણા, ભરમ ગુફામાં ભાવે ;
તેજ તત્ત્વનો કરે નિવેડો, તોયે અલખતણી લખ નાવે— સમજી ૪.
સહુમાં વ્યાપી સહુથી ન્યારો, એવું અગમ જ્ઞાન દર્શાવે ;
નિરાંતદાસ સો સદ્‌ગુરુ પૂરા, જો જન્મભર ન બિસરાવે— સમજી. ૫.

---

## પદ. ૬. સાતવાર.

### આદિતવાર.

આદિતે અદ્વૈત બ્રહ્મનો, કોઇ ના પામે પાર,
શેષ સહસ્ર રસના રટે, નિશદિન નામ ૐકાર ;
ગતિ ગોવિંદની અકળિત છે, નિરગમ અધો સંસાર,
સાચી સદ્‌ગુરુની સાધના, બીજું આળપંપાળ ;
મૂકી મર્જન મનનું કરો, આતમ દ્રષ્ટે નિહાળ— સાચી. ૧.

### સોમવાર.

સો મતિ તે સમરૂપ છે, જેવી હીરાની ખાણ ;
છોટા મોટા મૂલ જૂજવું, જે જે મત તે હરિ જાણ ;

અનુભવે નિરંતર ઓળખો, રાખો સત મતનો પંથ,
ધારણ નામ સહુ રૂપની, નિર્વાણરૂપ આદ્ય અંત— સાચી. ૨.

મંગળવાર.

મંગળ વરતો વરવિવેકે શું, વદતાં રાધાવર એક,
સખી સહુ વામી ત્યાં વેદના, ટળી હુતી તનનારે ટેક;
પાવક કાષ્ટનું પારખું, પ્રગટી પોતાને ખાય,
એવી કાયાની રીત છે, જાગ્યે જનમ ન થાય. સાચી. ૩.

બુધવાર.

બુધ બાવન અક્ષરની, તારો નિરાધાર.
સમી સમજણને ઘેર છે, ભુતળ બ્રહ્મ અહંકાર;
સાધન સેવા શરીરમાં, અંતર અગમનું ઠાળ,
પંચ તત્ત્વનું પૂતળું, રમતાં રામ નિહાળ— સાચી. ૪.

ગુરુવાર.

ગુરુગમ વિના ગુરુ નહીં મળે, પઢીએ વેદ પુરાણ;
જપ તપ તીરથ વ્રત કરો, ( પણ ) નહિ પાવે પદ નિરવાણ;
મુક્તિમારગ તો બ્રહ્મ છે, સાચા સદ્ગુરુની પાસ;
બીજાં સાધન કોટિક છે, તેણે નહિ ટળે ગર્ભવાસ. સાચી ૫.

શુક્રવાર.

સુકરત ઉગે સંસારમાં, જુગતે જપીએ હરિ નામ;
પુણ્ય પરમારથમાં લાભ છે, બીજો તદ્વત્ નહિ ઠામ;
નાવ સ્વરૂપી હરિ નામ છે, શૂરાપૂરાનો દેવ:
વિકાર વાણીથી વેગળો, સમજી કરિયે પદ સેવ— સાચી. ૬.

શનિવાર.

શૂન્ય શિખરમાં સ્વામી રહ્યા, પૂરણ પોતે પર બ્રહ્મ;
અકળ લીલા સંસારમાં, કર્ત્તવ્ય એમાં સહુ કર્મ;
અનુભવિયા જનને વિચારવું, લેવો મનુષ્યનો લાવ;
અવસર આવો અમૂલ્ય છે, જો જીત્યો હારતાં દાવ;

સાત વારની કેણી કથી, સંતો રેણીમાં રામ ;
રેણી કેણી કબૂલ છે, નિરાંત નિરંતર નામ— સાચી ૭.

———

## બાર માસ.

### આષાઢ.

સખી આવ્યોરે માસ આષાઢ, ગગનમાં ગાજેરે ;
સખી ચહુ દિશ ચમકે વીજ, અંતર દાજેરે. ૧.
સહુ વેલા વેલીનેરે વન, લીલમ લળિયાંરે ;
મારા વા'લા તુણો વિજોગ, વ્રેહમાં બળિયાંરે. ૨.
જે હોયે સોહાગણ નાર, કંથ વિજોગીરે,
તેનું તન તપે દિનરાત, વ્રેહમાં રોગીરે— ૩.
એતો વ્રેહે અબળાનીરે વાત, માનો સ્વામીરે ;
નિરાંત કહે મહારાજ, પૂરણ કામીરે. ૪.

### શ્રાવણ માસ.

સખી શ્રાવણની સુખવેલ, સૂકી દીઠીરે ;
ધરતી છે લીલ વિલાસ, બહુ રત મીઠીરે. ૧.
સખી પિયુ વસે પરદેશ, પંથ નિહાળુંરે ;
મારે એક પલક જુગ થાય, દિ કેમ ગાળુંરે. ૨.
મુજ સરખી સમાણીરે નાર, પિયુ સુખ માણેરે ;
હું એકલડી ઘરમાંહી, અવસર આણેરે. ૩.
જેનો ઘેર નહીં ભરથાર, કહું છું તેનીરે ;
નિરાંત કહે મહારાજ, બહુ દુઃખ સેહેનીરે. ૪.

### ભાદ્રપદ માસ.

સખી ભાદરવે ભરપૂર, મે'વલો વરસેરે ;
બપૈયા સરવે સાદ, પિયુસુખ પરસેરે. ૧.
બોલે કોયલ મોર ઘનઘોર, આનંદ હેલીરે ;
ખીલી વનસ્પતિ ભાર અઢાર, આનંદ હેલીરે. ૨.

એવાં સુખમાં દુઃખિયુંરે કોણ, કેને કહિયેરે ;
જે નાવ વિજોગી નાર, તેને લહિયેરે. ૩.
એક સ્વામી વિના સહુ સુખ, સ્વાદ ન લાગેરે ;
નિરાંત કહે મહારાજ, મળવું માગેરે. ૪.

આશ્વિન માસ.

સખી આવ્યોરે આસો માસ, આશ તમારીરે ;
છે પતિવ્રતાનો ધર્મ, નિર્બળ નારીરે. ૧.
પ્રભુ દશરાનો દિન જોઇ, આવો ટાણુંરે ;
હરિ કઠણ ન કરશો મન, નહિ એસે નાણુંરે. ૨.
તમે જાણ ઘણા જગદીશ, નારી નરમાંરે ;
મારી સેજ્જા ભરી નિઃસંગ[1], ઘાયલ ઘરમાંરે. ૩.
સહુ આનંદ મંગળ ગાય, માઝમ રેણીરે ;
નિરાંત કહે મહારાજ, કઠણ બહુ સેંણીરે. ૪.

કાર્તિક માસ.

સખી કારતકે કૃષ્ણ વિજોગ, કહો કેમ સહિયેરે ;
શોકલડીપર મોહ્યાં હાડ, દુઃખિયાં થઇયેરે. ૧.
પ્રભુ કમલ જવાળનો તાપ, કહો કેમ સહેશેરે ;
તમો ચૌદવિદ્યા ગુણજાણ, અવરશું કહેશેરે. ૨.
અમો નારી અબળા અવતાર, તમો બહુ બળિયારે ;
એક બંધેરે બાંધો જુગ, જાઓ નહિ કળિયારે. ૩
પ્રભુ લે'ર મે'રની આજ, અમપર આણોરે ;
નિરાંત કહે મહારાજ, મનની જાણોરે. ૪.

માર્ગશીર્ષ માસ.

સખી માગસર માસે મા'વ, રહ્યું મન મોહીરે ;
હુંતો વિસરી ઘરનું કામ, જીવન જોઇરે. ૧.

૧ એકાંત.

મેંતો કુળ કુટુંબ પરિવાર, સહુ ઉવેખ્યુંરે;
હું સાર મધ્યે સાર, તમોને પેખુંરે. ૨.
મેંતો વાર્યો સહુ વે'વાર, નિર્લજ થઇનેરે;
હુંતો નિર્ગમું દિન ને રાત, હરિગુણ ગાઇનેરે. ૩.
એમ કરી સર્વેને ત્યાગ, તમને વંદુરે;
નિરાંત કહે મહારાજ, સુખના સિંધુરે. ૪.

પોષ માસ.

સખી પોષે પરણે નાર, પિયુને પિયારીરે;
તેને દૂર કરનારો દોષ, જુઓ વિચારીરે. ૧.
મેંતો આજ લગી અવતાર, એળે ખોયોરે;
હું તો ભૂલીરે ભીત નિશાન, બ્રહ્મ વગોયોરે. ૨.
મેંતો બાંધી અવરની આશ, રહેતી રંગેરે;
તે પ્રીતે પ્રગટ્યા નાથ, સાચા સંગેરે. ૩.
છે સંગી સરવ આધાર, હું મતિ હારીરે;
નિરાંત કહે મહારાજ, મંગળકારીરે. ૪.

માઘ માસ,

સખી મહામહિનાનો મર્મ, કોઇ ના જાણેરે;
મારૂં વ્રેહે બળે છે તન, મોહ રસ આણેરે. ૧.
હુંતો વ્રેહે ભરી વિજોગે, સેજે સૂતીરે;
નિરાશી થઇને નાથ, ગયો મને ધૂતીરે. ૨.
હુંતો વ્હાલા વિના ભવમાંહી, અવર ના દેખુંરે;
એનાં વર્ણવ કર્યાં નવ જાય, લાલની લેખુંરે. ૩.
અણ લેખ્યાના આસોર, દુરમતિ ચાલીરે;
નિરાંત કહે મહારાજ, રહે ના ઝાલીરે. ૪.

ફાલ્ગુન માસ.

સખી ફાગણ ફૂલ્યો સાર, જુગમાં જોયોરે;
બહુ શોભા તણો નહિ પાર, બ્રહ્મ અતિ સોહ્યોરે. ૧.

સહુ ખેલે નરને નાર, અહંકૃત હોળીરે ;
પહેરીને આભ્રણ અંગ, સબળી ચોળીરે. ૨.
તેને શરીરે રજ અપાર, ડાઘા પડિયારે ;
મેં તો હસ્તે જોયા દોષ, જન બહુ નડિયારે. ૩.
મને રમવાનો નહિ ભાવ, એવું જાણીરે ;
નિરાંત કહે મહારાજ, રડવું રાણીરે. ૪.

ચૈત્ર માસ.

સખી ચૈતર તૃષ્ણા તોલ, ભવમાં ભારીરે ;
એને કોઇરે શકે નાં મેટ, અપરમ પારીરે. ૧.
શિવ વિરંચીને શેષ, સરખા સોસંતારે ;
ધાતા સરવે જ્યાં પરિપૂર્ણ, આપ વસંતારે. ૨.
સંતો શીરે સમજણ સાર, હરિવર નિહાળોરે ;
પધારો મારે ઘેર, તૃષ્ણા ટાળોરે. ૩.
હાવે ફોગટ કરવા ફંદ, ગાવું હાવુંરે ;
નિરાંત કહે મહારાજ, પૂરણ કાંવુંરે. ૪.

વૈશાખ માસ.

સખી વૈશાખે જોતાં વાટ, પેહેલી પ્રીતેરે ;
હાવે ભલો બન્યો છે ઠાઠ, ઘરની રીતેરે. ૧.
ઘણું જપ તપ ને સંન્યાસ, પવિત્રાઇ પાળેરે ;
સહુ સાધન જોગ સુખ હેત, ઘરને ગારેરે. ૨.
ઘણું ઘરગારાનું સુખ, સહુ સાધનમાંરે ;
ચાર વર્ણ આશ્રમથી દૂર, તત્ત્વ તનમાંરે ૩.
જેને કાજે દમે અતિ દેહ, તે ફળ પામીરે ;
નિરાંત કહે મહારાજ, અંતરજામીરે. ૪.

જ્યેષ્ઠ માસ.

સખી જેઠે ઠેઠે ઠામ, કરિયે ઠાવોરે ;
છે ઠરજો ઠીક નિદાન, ઉલટ સમાવોરે. ૧.

કરી ચંદ્ર સૂરજ ને એક, વિવેક વિચારોરે ;
સહુ સંતોતણો વિશ્રામ, દશમો દુવારોરે. ૨.
ત્યાં જઇને વસિયે વાસ, હરિને શરણેરે ;
દુર્મતિ છાંડી છેક, નિર્મળ નયણેરે. ૩
એતો સદ્ગુરુની સાન, સહુથી ન્યારીરે ;
નિરાંત કહે મહારાજ, ગુરુ ઉપકારીરે.
સાખી વરસ એકના માસ, બાર વિચારોરે ;
છે ગુરુ ગમનો વિસ્તાર, સમજુ ધારોરે. ૫.
દેહ મનુષ્યતણો અવતાર, જેને આવ્યોરે ;
બલિહારી વારંવાર, અલખ લખાવ્યોરે. ૬
જે શીખે સાંભળે સાર, સમજી ગાશેરે ;
તેનું કુળ કુટંબ પરિવાર, પાવન થાશેરે. ૭.
હરિ ગુરુ સંતોનો ઉપકાર, અમૃત ધારોરે ;
નિરાંત કહે મહારાજ, પિયુ જાન પિયારોરે. ૮.

---

## પદ ૬ રાગ સામેરી.

હરિ યશ ગાતાંરે, નિંદે તેતો નર નહીંરે ;
જાણિયે શ્વાન સમોવડ તેહ ;
નિંદક જે નારીરે, જાણો જેવી કુતરીરે ;
ભસવું તો જબલગી કુશળ છે દેહ— હરિ યશ. ૧.
કાગ શું જાણેરે, કપૂરના સ્વાદનેરે ;
જાણે જે ભૂંડી જણસનો ભોગ ;
મૂરખ શું જાણેરે મહિમા હરિતણોરે ;
મુખમાં તો લાવે વાણીનો રોગ— હરિ યશ. ૨.
સૂરજતે ઉગ્યોરે, ઘૂડને નવ ગમેરે ;
અંધારૂં તો ભાવે આઠે પોહોર ;
અજ્ઞાનીને એમરે, ગાવું કાંઇ નવ ગમેરે ;
ઉદય ઘણો અવિદ્યાનો ઢોર— હરિ યશ. ૩.

શિવ ને વિરંચીરે, જેના યશ વરણવેરે ;
તત્ત્વ ત્રણ ભુવનમાં વિચાર ;
નિરાંતના સ્વામીરે, સમર્થ શ્રી હરિરે ;
પળમાં તે ઉતારે ભવપાર-- હરિ યશ. ૪.

---

## પદ ૭ રાગ એજ.

સંતોની સંગતરે, મરણે ના મૂકીએરે ;
ચૂકીએ ના ચાર દિવસનો લાહાવ ;
માટે મન રાખોરે, સંતોમાં મળ્યુંરે ;
વિલંબ ના કરશો આવ્યો દાવ— સંતોની. ૧.
દીનતા ગ્રહીનેરે, સેવા દાખીએરે ;
રાખીએ નિત્ય નવલો સ્નેહ ;
સદ્ગુરુ સાચારે સંતોની સાનમાંરે ;
નોતમ સમજી લેજો તેહ— સંતોની. ૨.
મન કરી ઠોરરે, તવ તારૂં થશેરે ;
ટળશે દુરમતિના ડાઘ ;
ખરા ને ખોટાનુંરે, થશે તુંને પારખુંરે ;
ભળશે માંહીં સંતોનો ભાગ— સંતોની. ૩.
જન્મોજન્મનારે, જાશે તારા મોરચારે ;
ઉજ્વળ ને થાશે તારૂં રૂપ ;
કાટને કાંઇરે, ફરી લાગે નહીંરે ;
શિકલી સાચા સંત સ્વરૂપ— સંતોની. ૪.
સંત સ્વરૂપીરે, ભવમાં નાવછેરે ;
વિરલા કોઇએક બેસીને જાય ;
જે જન બેઠારે, તે જન ભવ તર્યારે ;
નિરાંત બીજા ગોથાં ખાય— સંતોની. ૫.

---

## પદ ૮ રાગ એજ.

શામળીઓ સોહાગીરે, સખી સદ્દગુરુ મળ્યારે ;
મળતામાં મુજપર કીધી મ્હેર ;
વચન પ્રકાશ્યું રે, કહ્યું કરૂણા કરીરે ;
કહ્યા પછી પ્રિછવી સર્વે પેર— શામળીઓ ૧.
પ્રેમરસ પાયોરે, તૃષ્ણા ટળી ગઇરે ;
આશા અન્ય દેવની ના થાય ;
આપ ઓળખાયું રે ભૂલ ભાગી ગઇરે ;
સુખ ઉપજાવ્યું સમજણમાંય— શામળીઓ ૨.
તેણેને સમેરે, મન મારૂં સ્થિર થયું રે ;
આવરણ ઉડી ગયું રે આકાશ ;
નિરાળું નિરખાવ્યું રે, નામ નારાયણનું રે ;
પળમાં કીધો છે પોતાનો દાસ— શામળીઓ. ૩.
આશીરવાદ દીધોરે, દીનને દયા કરીરે ;
મૂક્યો કાંઇ મસ્તક ઉપર હાથ ;
નલિકા નિરખ્યાનોરે, આવ્યો આનંદનોરે ;
દર્શ્યા માંય વિશ્વાવિશ્વનો નાથ— શામળીઓ ૪.
મનવાંછિતરે, ફળ મુને મળ્યું રે ;
કરવો કાંઇ નવ રહ્યોરે ઉપાય ;
પારસનો પાયોરે, પ્રભુજીના નામનોરે ;
નિરાંત નામે નિર્ભે થાય— શામળીઓ. ૫.

---

## પદ ૯ રાગ ધનાશ્રી

રામ સમર મન મેરા, અબ તું રામ સમર મન મેરા ;
એક દિન અંતે ઊઠ ચલેગો, કોઇ નહીં સાથી તેરારે. ટેક.
અવસર આવો બહુ નહીં આવે, સમજી સમજીને સવેરા ;
પંડ પલકમાં પલટ જાયગો, જંગલ હોયગા ડેરારે— અબ તું. ૧.

વેદ પુરાણ સાખ સર્વ બોલે, હરિને ભજે તે ભલેરા ;
બીજું કંઇએ કામ ના આવે, સબ સાહેબી ગા બિછેરારે- અબ તું ૨.
કોણ સુકૃત મનુષ્ય દેહ પાયો, બહોત ફર્યો તું ફેરારે ;
હજુ ચેત ભૂલ મત ભાઇ, માથે મરણકા હેરારે— અબ તું ૩.
જનમ મરણ કર્મ જાળ કટેગી, મિટેગા કાળકા વેરારે ;
નિરાંત નામ ગ્રહે સદગુરુકા, નામે હોયગા નિવેરારે— અબ તું ૪.

---

## પદ ૧૦ રાગ કલ્યાણ.

રામ નામ ભજ ભાવ કરીને, મૂકી માન બડાઇ ;
વણસી જાતાં વાર ન લાગે, ચેતો ચાંપમાં ભાઇ ટેક.
કામ ક્રોધ લોભ મોહ મમતા, એહ સબે દુઃખદાઇ ;
રામ નામકા રંગ ન લાગે, જૂઠો જન્મ ગુમાઇ— રામ. ૧.
ધન માલ કુળ કુટુંબ કબિલો, જાણો જૂઠી સગાઇ ;
અંતકાળ કોઇ રાખી શકે નહિ, સબ દેખત ચલજાઇ— રામ. ૨.
માન કહ્યા તું મન મત ભૂલે, સાચી કહું સમુઝાઇ ;
નિરાંત નામ સદા સુખદાયક, મુઆ ન માને જાઇ— રામ. ૩.

---

## પદ ૧૧ રાગ એજ.

બાજીગરકા બડા તમાસા, સબ દેખનકું આઇ ;
બાજીગરકું કોયના દેખે, ચિત્ત બાજીસેં આઇ— બાજી. ૧.
ખેલ ખેલનકા ખૂબ બન્યા હે, અચરત બરની ન જાઇ ;
નર નારી કોઉ નજર ચૂકે, ખુશીપેં માન પાતી આઇ— બાજી. ૨.
સાચી તે સાચી જૂઠી હે, એસી જુગત બનાઇ ;
તીન લોકમાં એહી તમાસા, રાંક રાવ રીઝાઇ— બાજી. ૩.
ખેલ ખૂબમાં દુનિયા ખુશી, એસી ખેલ ખિલાઇ ;
તેતો સબહી જૂઠા જાનો, જાનત જગ ભરમાઇ— બાજી, ૪.

તીન દેવ આદે સહુ દુનિયા, એ સબ બાજી બનાઇ ;
બાજીસેં સબકા મન માના, બાજીગર નાં પાઇ—　　　　બાજી. ૫.
જડ ચૈતનકા એસા ખેલા, અટ્ટ ચાલ ચલાઇ ;
નિરાંત નામ બાજીગર ન્યારા, બાહેર ભીતર પાઇ—　　　　બાજી. ૬.

---

## પદ ૧૨ રાગ કેદારો.

વળી વળી વંદુ ગુરુ ગોવિંદને, લળી લળી પાય લાગુંરે ;
મે'ર કરી મારે મંદિર પધાર્યા, મનવાંચ્છિત ફળ માગુંરે—　વળી ૧.
મનગમતા છો મુજને સ્વામી, સંભવતું સુખ થાયેરે ;
સદાકાળ રહું શરણ તમારે, ભવનું દુઃખ પળાયેરે—　　　વળી. ૩.
મનનારે મોટા તેમાં મે'ર ઘણી છે, સુખના સાગર નિરખ્યારે ;
નામ પ્રતાપ તો વર્ણ્યો ન જાયે, સમર્થ છો વેદ સરખારે—　વળી. ૩.
ગુરુરે મળ્યા તેને ગોવિંદ મળિયા, અરસ પરસ એક જાણુંરે ;
વિઘ વિદારણ નામ ગુરુનું, પૂરણ પદ પરમાણુંરે—　　　વળી. ૪.
આઠે પહોર દિવસ ને રજની, વિસરશો નહિ વા'લારે ;
નિરાંત નામ ગુરુનું નિરખે, તેના ન રહે મનોરથ ઠાલારે—　　વળી ૫.

---

## પદ ૧૩ રાગ એજ.

ગુણ ગાવા તો ગુરુરે ગોવિંદના, બીજું સહુ પરહરવુંરે ;
દરશન કરવું તો ગુરુરે દેવનું, ગુરુથી સહુને તરવુંરે—　　　ગુણ. ૧.
ભજન કરવું તો ગુરુને ભજવા, ગુરુનો મહિમા મોટોરે ;
વેદ પુરાણ ભાગવત વદે, નુગરાને કહે ખોટોરે—　　　　ગુણ. ૨.
સેવા કરોતો સદગુરુની, જનમ મરણ દુઃખ ટળશેરે ;
જમનું જોર જરા નહીં ચાલે, મનવાંચ્છિત ફળ મળશેરે—　　ગુણ. ૩.
પૂજન કરવું તો ગુરુને પૂજવા, ગુરુની આણ સહુ માનેરે ;
ગુરુથી મોટો કોઇ મળે નહીં, સમજો ગુરુની સાનેરે—　　　ગુણ. ૪.

તત્વ છે તે તમને કહું છું, સાંભળજો નર નારીરે ;
નિરાંત નામ ગુરુનું લેતો, અંતે લેશે ઉગારીરે— ગુણ. ૫.

---

## પદ ૧૪ રાગ આશાવરી.

રામ રસ પીવે સો જન પૂરા, શતમેં કોઇ એક શૂરા. ટેક.
રામરસ ને પ્રેમ પિયાલા, પાકા પાત્ર ન ફૂટે ;
આપ પીએ ઓરનકું પિલાવે, તલભર તામે નવ ખૂટે— રામ રસ. ૧.
રસ મતવાલારૂપ બખાણું, મગન રહે મનમાંહીં ;
ત્યાગી તનકી શુદ્ધ બિસારી, છાક ચઢી ભય નાહીં— રામ રસ. ૨.
ગગન ગુફામેં ચોગાન ગ્યાનકા, આપ રહે એકીલા ;
અન્યદેવ વાકે દિલ નાહીં, નહિ ગુરુ નહિ ચેલા— રામ રસ. ૩.
અનંત કલા વા તનકે માંહીં, ઉલટ સમે સંસારા ;
નિરાંતદાસ દેખ્યાતામાંહીં, તીન લોકસેં ન્યારા— રામ રસ ૪.

---

## પદ ૧૫ રાગ કાફી.

અનુભવ એવોરે, અંતર જેને ઉદય થયો ;
કૃત્ય ટાળ્યાં તેનાંરે, તેણે તેનો આત્મા લહ્યો. ટેક.
આત્મદર્શી જેને કહિયે, આવરણ નહીં લગાર ;
સર્વાતીત ને સર્વનો સાક્ષી, ખટ વીશમો નિરાધાર ;
તેથી પર પોતેરે, એકા એકી આપ રહ્યો— અનુભવ. ૧.
એ વાત કોઇ વિરલા જાણે, કોટિકમાં કોઇ એક,
નામ વિનાની વસ્તુ નિરખે, એ અનુભવનો વિવેક ;
મુક્ત પદ માણેરે, દ્વૈત ભાવ તેનો ગયો— અનુભવ. ૨.
અદ્વૈત પદને ઇચ્છા નહીં, અણ ઇચ્છાએ થાય,
યથારથ પદ જેને કહિયે, જ્યમ ઉપજે ત્યમ જાય ;
પ્રૌઢ પ્રવાહ વહેતોરે, સંસાર જાયે વહ્યો— અનુભવ. ૩.

જાગૃત સ્વપ્ન સુષુપ્તિ તુરિયા, તુરિયાતીત પદ તેહ,
સ્થૂળ સૂક્ષ્મ ને કારણ કહિયે, મહા કારણથી પર જેહ;
પરા પાર પરખોરે, જેને નેતિ નેતિ વેદે કહ્યો— અનુભવ. ૪.
હંસ હિતારથ જે જન કહિયે, જે જન સત્ય સ્વરૂપ;
તેજ જનની હું જાઉં બલિહારી, જે સદ્ગુરુનું રૂપ;
નિરાંત નામ નિત્યેરે, નામી નામી ભયો— અનુભવ. ૫.

---

## પદ ૧૬ રાગ કાફી

મળે ગુરુ સાચારે, સત્ય સોઇ ઓળખાવે,
સત્ય એક કહીએરે, અસત્ય બીજું ના ભાવે. ટેક.
ઉત્પન્ન થાય ને પ્રલય થાયે, એટલું અસત્ય કહેવાય,
સત્ય સદોદિત જયમનું ત્યમ છે, નાં આવે નાં જાય;
પદ અવિનાશીરે, અલખ લખમાં આવે— મળે. ૧.
નામ રૂપને ગુણ નહીં તેને, સત્ય સર્વમાં સાર,
એકાએકી અનેક એનો, સર્વે છે વિસ્તાર;
નિત્ય પદ ન્યારૂંરે, સરવેમાં દરશાવે— મળે. ૨.
અવિનાશી છે સબઘટ વાસી, અણુ મેરૂ સમ તુલ્ય,
કીટ પતંગ ને બ્રહ્મા આદે, વસ્તુ એક અમૂલ્ય;
અભે પદ એવુંરે, પોતાનું પોત પરખાવે— મળે. ૩.
ખીર નીર બે મળ્યાં એકઠાં, નોખું કરે તે હંસ;
જીવ શિવની પર જે પદ છે, નવ નિરખો બગવંશ;
હંસની સરભરરે, બગ કહો કેમ આવે— મળે. ૪.
ભેખ પખે તો જાણું બરાબર, ચાર પખે બગ હંસ,
નામ પખે કોઇ વિરલા જાણું, વિશ્વ નામનો વંશ;
સત્ય નામ સાચુંરે, નિરાંત નામ નિત્ય કહાવે— મળે. ૫.

---

## પદ ૧૭ રાગ એજ.

કોણ લખાવેરે; અલખની એધાણી,
એક કહેવાયેરે, કહી ના શકે વાણી. ટેક.

નામ નહીં તેને શું કહીએ, રૂપ રેખ નહીં ભાસ ;
ગુણ નહિ ને શે ગુણ દાખવીએ, અળગો આપ નિવાસ,
ભાવ ભરોસેરે, આરત અજાણી— કોણ. ૧.
મન પવન સુરતા નવ ચાલે, ધ્યાને નવ ધરાય,
સાધન શ્વાસઉછ્વાસના પોહોંચે, જોગ સમાધિના સો'વાય ;
વેદ આદિ વિચારે, ભણી મન ભૂલાણી— કોણ. ૨.
શિવ બ્રહ્માને નારદ આદિ, શિવ અભ્યાસી દેવ ;
અંધા કાષ્ઠ અંધારે વદતા, આપે રહ્યો અભેવ ;
વિત્ત વિશ્વનું વિષ્ણુરે, નિત્ય પદ નિરવાણી— કોણ. ૩.
ખટ દર્શન ખોળે નવ લાધે, વર્ણાશ્રમથી દૂર,
સ્થાવર જંગમ સભર ભરાભર, કયમ ભાસે ભરપૂર ;
કૃત્ય પડ્યાં કાચાંરે, બુદ્ધિના બુઝાણી— કોણ. ૪.
યથારથ પદ જ્યમનું ત્યમ છે, અકળ કળ્યું નવ જાય,
સદ્ગુરુ સ્વામી કરે કૃપા તો, આપો આપ ઓળખાય ;
નિરાંત નામ નિરખોરે સાક્ષીવત્ જાણી— કોણ ૫

---

## પદ ૧૮ રાગગોડી.

કોન કરાવે જગ હાંસી, વેશ ધરી કોન કરાવે જગ હાંસી. ટેક
પંડિત વેશ પુરાનીરે કહાવે, ઓળખ નહિ અવિનાશી,
શબ્દ જાલમેં સંશે પર્યો હે, આશમાં પડ્યો ને નિરાશી— વેશ ૧.
મુંડ મુંડાવે ભગવાં કહાવે, સાચા વેશ સંન્યાસી ;
આપ અડોલકી ઓલખ નાહીં, ડોલત મનહીં ડોલાસી— વેશ ૨.
જટા વધારે ને ખાખસું ધારે, નાગા વેશ નિકાસી ;
આપ અલખકી ઓલખ નાહિ ભઇ, ભયે ન સ્વરૂપેં ભાસી— વેશ. ૩.
તપસી કહાવે તન તપાવે, તન ના દેખે તપાસી ;
હઠ જોગ સો હઠિયારે કહાવે, આપે આપ ગુમાસી— વેશ. ૪.
સહેજ બાતમેં સબ સુખ પાવે, ત્યાગી કહા ઘર બાસી :
સદ્ગુરુ સાહેબ સન્મુખ હોવે તો, ઘર ગંગા ઘર કાશી— વેશ. ૫.

આપ લખાવે ને સંશે મિટાવે, પાવે શબ્દ વિલાસી ;
નિરાંત નામ નિરખ તન તારન, તારન સોહી તરાસી— વેશ. ૬.

---

## પદ ૧૯ રાગ ગોડી.

મનકી આદ લખાવે, ગુરુ સોઇ મનકી આદ લખાવે,
ધન્ય ગુરુ નામ ધરાવે, ગુરુ સોઇ મનકી આદ લખાવે. ટેક.
મનકા સાંસા મનકું પડિયા, તન છૂટે કહાં જાવે ;
આદ અંત મન મનકી જાને, તબ મન મુક્ત કહાવે— ગુરુ. ૧
મન આદે સૃષ્ટિ સબ મનકી, મન તનરૂપ બનાવે ;
પિંડ બ્રહ્મંડ સબ મનકા કીના, મનમાંહી બાસ બસાવે— ગુરુ ૨.
મન માયાને સબહી બનાયા, આદ અંત મધ્ય માયા ;
મૂલ ડાલ સબ મનહીંકું જાનો, બીજ વત બ્રહ્મ સોહાવે ગુરુ. ૩
જપ તપ ક્રિયા પઢવો ગણવો, જોગ ધ્યાન નિરમાવે ;
મન અંધા સબ કરતવ્ય ધંધા, ભૂલે મરમ ન પાવે – ગુરુ. ૪.
મનકી આદ અનાદિ કેસા, કિસ બિધ ઠેર ઠરાવે ;
નિરાંત નામે મન વિલંભે, નિરભે પદ સોહી પાવે— ગુરુ. ૫.

---

## પદ ૨૦ રાગ એજ.

અપના આપ બિચારો, તેરો તબ અપના આપ બિચારો,
આપ બિના કછુ ઓર ન દુજા, સાહેબ આપ તુંહારો. ટેક.
જનમ મરન જમ સંશે મેટે, ઉતરો ભવજળ પારો ;
એહી ચીન પરેહો સોહી તરહી, ઓર દૂબે જગ સારો— તેરો. ૧.
દુર્મતિમેં સબહી દૂબે, બેદ પુરાન પુકારે ;
જોગ જગન જપ તપ સબ કરહીં, મિલ મિલ જગત ભુલારો—તેરો. ૨.
શિવ બ્રહ્માદિક નારદ આદે, ધ્યાન સમાધિ ધારો ;
જો કછુ કરહીં સો વાકું ન પહોંચે, પુણ્ય પાપતેં ન્યારો— તેરો. ૩.

સદ્ગુરુ પાવે અલખ લખાવે, તનમન તાપરવારે ;
નિરાંત નામ સ્નેહી તરહી, નામે કરે નિસ્તારો— નેરો. ૪.

---

## પદ ૨૧ રાગ એજ.

આપ ચીન્યા બિન અંધા, જગત સબ આપ ચીન્યા બિન અંધા ;
પઢવે ગણવે આદ લેઉં, સબહીં ઉદરકા ધંધા. ટેક.
મંત્ર જંત્ર ભેરવ ભવાની, બીર જોગણી જંદા ;
ઉન સંગત કરી આપ ભૂલાયો, પરેહે કાલકે ફંદા— જગત. ૧.
ખટ દરશન મળી ખેલ ગયો, ઠરાવે સાહેબકા બંદા.
ઉન સબે આપ લખે નહીં આયો, ભેખ ધરહીં ભીખંદા— જગત. ૨.
પ્રપંચમેં સબ પચ પચ હારે, સંશે પરો સમરંદા :
સાર અસારકી સૂઝના પાઇ, ચઢે હે ખોટકી ખંધા— જગત ૩
સદ્ગુરુ પાવે અલખ લખાવે, છુટે સકળ કુલબંધા ;
નિરાંત નામ આપકો પાયો, એહી સાર કરી સંધા— જગત. ૪.

---

## પદ ૨૨ રાગ એજ.

આજકાલમાં દુનિયા દેખો, પાનીકી શી સારી ;
નરનારીકો ઓર નરેશી, જાહાન લગી હે ઝાહારી. ટેક.
મોત બડા સબકે શિર ઉપર, કોન રંક કોન રાજા ;
પ્રાણ સબકા પકડ રહ્યા હૈ, સબકી લેગા માઝા— આજ. ૧.
કોઇ કહે અબ કિસ બિધિ કરીએ, સબ દોરમેં આયા ;
દશ દરવાજા બંધ લિયા હે, કાલ રહ્યા ગઢ છાયા— આજ. ૨.
તીન લોકમેં ઓહી તમાશા, સબકે શિર પગ દાયા ;
એક જગો એસી સદ્ગુરુકી, વહાંસે કાળ ભગાયા— આજ. ૩.
ઉસ જગોપર જાને જીવડા, ઓહે અમર નિશાની ;
નિરાંત નામ નભે સદ્ગુરુકો, પૂરણપદ નિરબાની— આજ. ૪.

---

# નિષ્કુળાનંદ.

શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુ—
સંવત ૧૮૭૭ માં હૈયાત હતા.

વૈરાગ્ય વિષે.

## પદ ૧ રાગ જકડી પરજ

જનુની જીવોરે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગજી,
ઉપદેશ આપ્યો એણીપેરે, લાગ્યો સંસારીડો આગજી— જનુની. ૧.
ધન્ય ધન્ય માતારે ધ્રુવ તણી, કહ્યાં કઠણ વચનજી,
રાજ સાજ સુખ પરહરી, વેગે ચાલિયા વનજી— જનુની ૨.
ઊઠી ન શકેરે ઊંટિયો, બહુ બોલાવ્યો બાજંદજી,
તેનેરે દેખી ત્રાસ ઉપન્યો, લીધી ફકીરી છોડયો ફંદજી— જનુની. ૩.
ભલોરે ત્યાગ ભરથરીતણો, તજી સોળસેં નારજી,
મંદિર ઝરૂખા મેલી કરી, આસન કીધલાં બ્હારજી— જનુની ૪.
એ વૈરાગવંતને જાઊં વારણે, બીજા ગયારે અનેકજી,
ભલારે ભૂંડા અવની ઉપરેં, ગણતાં નાવે છેકજી— જનુની. ૫.
કયાં ગયું કુળ રાવણતણું, સગર સુત સાઠહજારજી,
ન રહ્યું નાણું તે રાજા નંદનું, સર્વ સુપન વેવારજી— જનુની. ૬.
છત્રપતિ ચાલી ગયા, રાજ મૂકી રાજનજી,
દેવ દાનવ મુનિ માનવી, સરવે જાણો સુપનજી— જનુની. ૭.
સમજી મૂકો તો સારૂં ઘણું, જરૂર મૂકાવશે જમજી,
નિષ્કુળાનંદ કહે નહીં મટે, સાચું કહું ખાઇ સમજી— જનુની. ૮.

---

## પદ ૨.

જંગલ વસાવ્યુંરે જોગીએ, તજી તનડાંની આશજી;
વાત ન ગમે આ વિશ્વની, આઠે પોહોર ઉદાસજી— જંગલ. ૧.

સેજ પલંગેરે પોઢતા, મંદિર ઝરૂખા માંયજી;
તેને નહીં તૃણ સાથરો, રહેતા તરૂતળ છાંયજી— જંગલ. ૨.
શાલ દુશાલા ઓઢતા, ઝીણા જરકસી જામાજી;
તેણેરે રાખી કંથા ગોદડી, સહે શિર શીત ઘામજી— જંગલ. ૩.
ભાવતાં ભોજન જમતા, અનેક વિધિનાં અન્નજી;
તેરે માગણ લાગ્યા ટુકડા, ભિક્ષા ભવન ભવનજી— જંગલ. ૪.
હાંજી કહેતાં હજારો ઊઠતા, ચાલતાં લશ્કર લાવજી;
તે નર ચાલ્યારે એકલા, નહીં પેજાર પાવજી— જંગલ ૫.
રહોતો રાજા રસોઇ કરૂં, જમતા જાઓ જોગીરાજજી;
ખીર નીપાવું ક્ષણું એકમાં, તેતો ભિક્ષાને કાજજી— જંગલ. ૬.
આહાર કારણ ઊભો રહે, એકની કરી આશજી;
તે જોગી નહિ ભોગી જાણવો, અંતે થાય છે વિનાશજી— જંગલ. ૭.
રાજ સાજ સુખ પરહરી, જે જન લેશેરે જોગજી;
તે ધન દારામાં નહીં ધશે, રોગ સમ જાણે ભોગજી— જંગલ. ૮.
ધન્ય તે ત્યાગ વૈરાગને, તજી તનડાંની આશજી;
કુળરે તજીને નિષ્કુળ થયા, તેનું કુળ અવિનાશજી— જંગલ. ૯.

---

## પદ ૩.

હું બલિહારી એ વૈરાગને, ઉપન્યો જેને અંગજી;
ચૌદ લોકને ચતુરધા, ન ગમે સુખનો સંગજી— હું બલિ. ૧.
સુખ ન ઇચ્છે સંસારનાં, સમજે સ્વપ્ન સમાનજી;
વાત ગમે એક વૈરાગની, તન સુખ ત્યાગવા તાનજી— હું. ૨.
દુઃખીરે દેખે આ દેહને, રહે રાજી તે મનજી;
અનરથનું આગાર છે, જાણી ન કરે જતનજી— હું. ૩.
રાત દિવસ રૂદિયા વિષે, વરતે એમ વિચારજી;
આ હુંરે કોણ ને જઇશ કયાં, કરૂં તેનો નિરધારજી— હું. ૪.
કરૂં ઉપાય હવે એહનો, ડોળી દેશ વિદેશજી;

કોયરે ઉગારે મને કાળથી, સોંપું તેને લૈ શીષજી— હું. ૫.
રહે આતુરતા અંતરે, દેખી દેહ અનિત્યજી;
સુખ ન માને આ સંસારમાં, ન કરે કોઇશું પ્રીતજી— હું. ૬.
એવી દશા આવ્યા વિના, ન હોય તન સુખ ત્યાગજી;
ઉપરનો લાગેરે લજામણો, વગોણા સરખો વૈરાગજી— હું. ૭.
હરિગુરુ દેવ દયા કરે, આપે એહ વિચારજી;
નિષ્કુળાનંદ નિશંક થઇ, સેજે તરિયા સંસારજી— હું. ૮.

---

## પદ ૪.

ત્યાગ ન ટકેરે વૈરાગવિના, કરિયે કોટિ ઉપાયજી;
અંતર ઉંડી ઇચ્છા રહે, તે કયમ કરીને તજાયજી— ત્યાગ. ૧.
વેશ લીધો વૈરાગનો, દેશ રહી ગયો દૂરજી;
ઉપર નો આછો બન્યો, માંહી મોહ ભરપૂરજી— ત્યાગ. ૨.
કામ ક્રોધ લોભ મોહનું, જ્યાં લગી મૂળ ન તજાયજી;
સંગ પ્રસંગે પાંગરે, જોગ ભોગનો થાયજી— ત્યાગ. ૩.
ઉષ્ણ રૂતે અવનિવિષે, બીજ નવ દીસે બહારજી;
ઘન વરસે વન પાંગરે, ઇંદ્રી વિષય આકારજી— ત્યાગ. ૪.
ચમક દેખીને લોહ ચળે, ઇંદ્રી વિષય સંજોગજી;
અણભેટેરે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી— ત્યાગ. ૫.
ઉપર તજે ને અંતર ભજે, એમ ન સરે અરથજી;
વણસ્યોરે વરણાશ્રમથકી, અંતે કરશે અનરથજી— ત્યાગ. ૬.
ભ્રષ્ટ થયો જોગ ભોગથી, જેમ બગડ્યું દૂધજી;
ગયું ઘૃત મહી માખણથકી, આપે થયુંરે અશુદ્ધજી— ત્યાગ. ૭.
પળમાં જોગીરે ભોગી પળમાં, પળમાં ગૃહીને ત્યાગજી;
નિષ્કુળાનંદ એ નરનો, ઘણુ સમજ્યો વૈરાગજી— ત્યાગ ૮.

---

## પદ ૫ રાગ એજ.

વૈરાગનેરે વિઘ્ન ઘણાં, તાકી રહ્યાં તૈયારજી :
માન મોટાઇ ઇચ્છે મારવા, છોડાવા ધન નારજી— વૈરાગ ૧.
ઉપરના રે અભાવથી, ટકે નહિ કદી ટેકજી ;
પાંચ વૈરી પ્રચંડછે, અધિક એકથી એકજી— વૈરાગ. ૨.
ખાતાં પીતાં સુતાં જાગતાં, વસવું વેરીને વાસજી ;
જોતાં સુણતાં ખોળતાં, તેનો કરવો તપાસજી— વૈરાગ. ૩.
તપાસ્યા વિના જે ત્યાગિયું. હોડે કરી હૈયા જોરજી ;
તે કોઇ દા'ડે કચવાઇને, કયાંઇ ભાગશે ભૂરજી— વૈરાગ ૪.
અંતર ઉંડા અભાવથી, કરિયે તન મન ત્યાગજી ;
પછે ભરીએ પગલાં, તો ન વણસે વૈરાગજી— વૈરાગ. ૫.
સાચે કારજ સરવે સરે, કાચે રાચે નહીં રામજી ;
નિષ્કુળાનંદ કે' ન કીજિયે; વણ સમજે એ કામજી— વૈરાગ. ૬.

---

## પદ ૬ રાગ એજ.

વૈરાગ વિણુ એ વાણી વદે, લોકો સમજે નહિ લેશજી ;
મોટા સંતની સેવા કયાં મળે, એમ આપે ઉપદેશજી— વૈરાગ. ૧.
તન ધન વસન વતે, સેવા સાધુની કીજેજી ;
વિધ વિધના વ્યંજનસું, રૂડી રસોઇયું દીજેજી— વૈરાગ. ૨.
આગે સાધુને આપિયું, સુત વિત્ત ઘરને બારજી ;
એવા ભક્ત લખાણા ભક્તમાળમાં, દેખ્યા દલના ઉદારજી— વૈરાગ. ૩.
આજ સાધુને આપતાં, કાંરે મુંઝાય મનજી ;
સુત કલતર કારણે ક્રોડો ખરચોછો ધનજી— વૈરાગ ૪.
અમેરે ત્યાગી સરવે ત્યાગિયું, ત્યાગ્યાં રાજને પાટજી ;
તમારા કલ્યાણને કારણે, સંત બતાવે વાટજી— વૈરાગ. ૫.
એમ વણસ્યા વૈરાગની વાતડી, સુણો સૌ નરનારજી ;
નિષ્કુળાનંદ એ નરનું, કેમ પડશે પારજી— વૈરાગ. ૬.

---

## પદ ૭ રાગ એજ.

જેનુંરે મન વન વંછતું, અતિ રે'તા ઉદાસજી ;
તે તાકયા વસ્તીએ વસવા, બાંધી સૌ સાથે આશજી— જેનુંરે. ૧.
જેનેરે ગમતી જીરણ કંથા, જેવું તેવું જળઠામજી ;
તેણેરે રંગ્યાં રૂડાં તુંબડાં, ગમતાં અન્ન માગે ગામો ગામજી-જેનુંરે. ૨.
રસ રહિત અન્ન ઇચ્છતા, દેવા દેહને દંડજી ;
તેનેરે જોઇએ તીખાં તમતમાં, ખાવા ખીરને ખાંડજી— જેનુંરે. ૩.
જેનેરે જાગ્ય આગલાગતી, ગમતું નહિ સજ્યા ઘરજી ;
તેનેરે આસનથી ઊઠાડતાં, જાણે જગાડયો મણિધરજી —જેનુંરે. ૪.
પોતાનો પરિવાર પરહરી, ચાલ્યો એકીલો આપજી ;
તેણેરે કર્યો સ્નેહ શિષ્યસું, લીધો પરનો સંતાપજી— જેનુંરે. ૫.
ઓછી સમજણે જે આદરે, કાયા થકીજે કાંયજી ;
નિષ્કુળાનંદ એ નરનું, અંતે એમજ થાયજી— જેનુંરે. ૬.

---

## પદ ૮ રાગ એજ.

અમેરે જડ ભરત જોગિયા, ઇચ્છું નહિ વૈભોગજી ;
જગત પદારથ જીવને, રૂચે નહિ જેમ રોગજી— અમેરે. ૧.
જુનાં પુનાં પટ પે'રશું, નહી ઇચ્છું નવીનજી ;
શીત ઉષ્ણ શિર સહી રે'શું, રાખી કંથા કોપીનજી— અમેરે. ૨.
ખટરસ ખાવા નહિ ખોળિયે, જમશું જે મળશે અન્નજી ;
નિરમાન દિન નિર્ગમશું, રે'શું મનમાં મગનજી— અમેરે. ૩.
પ્રીત સૌસું પરહરી, કરશું કૃષ્ણ ભજનજી ;
મોરે અમારા મનમાં, મૃગે કર્યું તું વિઘનજી— અમેરે. ૪.
હર્ષ શોક હાણ વૃદ્ધિને, સ્હેશું સુખ દુઃખ તનજી ;
નિષ્કુળાનંદ કહે નહિ દઇયે, નિજ કુલને લાંછનજી— અમેરે. ૫.

---

## પદ ૯ રાગ કાફી

જાવું જરૂર મરી મેલીને સરવે જાવું જરૂર મરી :
રાત દિવસ રચ્યો ધન કાજે, સમર્યા નહિ ઘડીએ હરિ— મેલીને. ૧.
મેડી મંદિર માલ ખજીના, સંપત રહેશે ધરી— મેલીને. ૨.
સગાં સંબંધી સૌ જોઇ રહેશે, કેનું ન ચાલે જરી— મેલીને. ૩.
નિષ્કુળાનંદ કહે જોને વિચારી, રહે નહીં દેહ ધરી— મેલીને. ૪.

---

## પદ ૧૦ રાગ એજ.

મનમાં વિચારી જરી, જોયું નહીં મનમાં વિચારી જરી :
સાધુ જનની વાત ન માની, પાપોની સોબત કરી— જોયું. ૧.
નારાયણનું નામ ન લીધું, મનુષ્ય દેહ ધરી— જોયું. ૨.
જુવાનીમાં જોરે ભરીઓ, ચોરી અવેરી કરી— જોયું. ૩
નિષ્કુળાનંદ કહે માગીને લીધી માથે ચોરાસી ફરી— જોયું. ૪.

---

નિષ્કામવિષે

## પદ ૧૧ ચોપાઇ ત્રણતાલની.

તમે સાંભળો સંતની રીત, કહું અતિશય પરમ પુનીત ;
જેને મળિયા છે પ્રગટ પ્રમાણ, પુરૂષોત્તમ પરમ સુજાણ. ૧.
સુખ સાગર સુંદર શ્યામ, જેને સુખે સુખી સહુ ધામ ;
પુરૂષોત્તમ તે જેના પતિ, તેને ન રહે રંકપણું રતિ. ૨.
ચૌદ લોકમાં ન લોભે ચિત્ત, કીટ બ્રહ્માને દેખે અનિત્ય ;
અંતરમાંહી અત્યંત વૈરાગ્ય, તન મન સુખ કીધાં ત્યાગ. ૩.
પંચવિષેથી ઉતારી પ્રીત, અસત્ય સુખમાં ન આપે ચિત્ત ;
કામ ક્રોધ નહિ લોભ મોહ, એવા સંતતણો જે સમૂહ. ૪.

## પદ ૭ રાગ એજ.

જેનુંરે મન વન વંછતું, અતિ રે'તા ઉદાસજી;
તે તાકયા વસ્તીએ વસવા, બાંધી સૌ સાથે આશજી— જેનુંરે. ૧.
જેનેરે ગમતી જીરણ કંથા, જેવું તેવું જળઠામજી;
તેણેરે રંગ્યાં રૂડાં તુંબડાં, ગમતાં અન્ન માગે ગામો ગામજી-જેનુંરે. ૨.
રસ રહિત અન્ન ઇચ્છતા, દેવા દેહને દંડજી;
તેનેરે જોઇએ તીખાં તમતમાં, ખાવા ખીરને ખાંડજી— જેનુંરે. ૩.
જેનેરે જાગ્ય આગલાગતી, ગમતું નહિ સજ્યા ઘરજી;
તેનેરે આસનથી ઊઠાડતાં, જાણે જગાડયો મણિધરજી —જેનુંરે. ૪.
પોતાનો પરિવાર પરહરી, ચાલ્યો એકીલો આપજી;
તેણેરે કર્યો સ્નેહ શિષ્યસું, લીધો પરનો સંતાપજી— જેનુંરે. ૫.
ઓછી સમજણે જે આદરે, કાયા થકીજે કાંયજી;
નિષ્કુળાનંદ એ નરનું, અંતે એમજ થાયજી— જેનુંરે. ૬.

---

## પદ ૮ રાગ એજ.

અમેરે જડ ભરત જોગિયા, ઇચ્છું નહિ વૈભોગજી;
જગત પદારથ જીવને, રૂચે નહિ જેમ રોગજી— અમેરે. ૧.
જુનાં પુનાં પટ પે'રશું, નહી ઇચ્છું નવીનજી;
શીત ઉષ્ણ શિર સહી રે'શું, રાખી કંથા કોપીનજી— અમેરે. ૨.
ખટરસ ખાવા નહિ ખોળિયે, જમશું જે મળશે અન્નજી;
નિરમાન દિન નિર્ગમશું, રે'શું મનમાં મગનજી— અમેરે. ૩.
પ્રીત સૌસું પરહરી, કરશું કૃષ્ણ ભજનજી;
મોરે અમારા મનમાં, મૃગે કર્યું તું વિઘનજી— અમેરે. ૪.
હર્ષ શોક હાણ વૃદ્ધિને, સ્હેશું સુખ દુઃખ તનજી;
નિષ્કુળાનંદ કહે નહિ દૈયે, નિજ કુલને લાંછનજી— અમેરે. ૫.

---

## પદ ૯ રાગ કાફી

જાવું જરૂર મરી મેલીને સરવે જાવું જરૂર મરી ;
રાત દિવસ રળ્યો ધન કાજે, સમર્યા નહિ ઘડીએ હરિ— મેલીને. ૧.
મેડી મંદિર માલ ખજીના, સંપત રહેશે ધરી— મેલીને. ૨.
સગાં સંબંધી સૌ જોઇ રહેશે, કેનું ન ચાલે જરી— મેલીને. ૩.
નિષ્કુળાનંદ કહે જોને વિચારી, રહે નહીં દેહ ધરી— મેલીને. ૪.

---

## પદ ૧૦ રાગ એજ.

મનમાં વિચારી જરી, જોયું નહીં મનમાં વિચારી જરી ;
સાધુ જનની વાત ન માની, પાપોની સોબત કરી— જોયું. ૧.
નારાયણનું નામ ન લીધું, મનુષ્ય દેહ ધરી— જોયું. ૨.
જુવાનીમાં જોરે ભરીઓ, ચોરી અવેરી કરી— જોયું. ૩
નિષ્કુળાનંદ કહે માગીને લીધી માથે ચોરાસી ફરી— જોયું. ૪.

---

નિષ્કામવિષે

## પદ ૧૧ ચોપાઇ ત્રણતાલની.

તમે સાંભળો સંતની રીત, કહું અતિશય પરમ પુનીત ;
જેને મળિયા છે પ્રગટ પ્રમાણ, પુરૂષોત્તમ પરમ સુજાણ. ૧.
સુખ સાગર સુંદર શ્યામ, જેને સુખે સુખી સહુ ધામ ;
પુરૂષોત્તમ તે જેના પતિ, તેને ન રહે રંકપાણું રતિ. ૨.
ચૌદ લોકમાં ન લોભે ચિત્ત, કીટ બ્રહ્માને દેખે અનિત્ય ;
અંતરમાંહી અત્યંત વૈરાગ્ય, તન મન સુખ કીધાં ત્યાગ. ૩.
પંચવિષેથી ઉતારી પ્રીત, અસત્ય સુખમાં ન આપે ચિત્ત ;
કામ ક્રોધ નહિ લોભ મોહ, એવા સંતતણો જે સમૂહ. ૪.

તેહ કહે પરસ્પર મળી, જો જો જીવ ભ્રમણા છે વળી ;
મહા દુઃખ તણી જેહ ખાણી, તેમાં જઇને પડ્યા સુખ જાણી.
એક આશ્ચર્ય વાત છે એહ, દુઃખમાં સુખ મનાણું જેહ ;
મહા નારી છે નર્કનો કૂપ, કેમ સમજાય છે સુખરૂપ.
જે જે જન જઇ નરકમાંપડે, તે તો સર્વે નારીસંગ વડે ;
જમપુરીએ જાય છે જીવ, તે તો નારીથકી તતખેવ
જન્મ મરણ સહે દુઃખ અંગે, તે તો નારી તણેજ પ્રસંગે ;
લખ ચોરાશી તન લહેછે, જેને નારીમાં પ્રીત રહે છે.
સુણો વાત કહું એક વળી, બહુ દુઃખ પામ્યા એને મળી ;
મોટા મોટા થયા માન ભંગ, તે તો નારી તણે પરસંગ.
દેવ દાનવ માનવ માત્ર, નારી સ્નેહે કરે જમ જાત્ર ;
પારકીને પોતાની જે નાર, કાપે છે તન જ્યમ તરવાર.
વિષ વહ્નિ વ્યાળમાં એ ગુણ, તેને પોતાનું પારકું કોણ ;
મહા ડાકિણી શાકિણી સરખી, સર્વે સુર લીધા ભરખી.
જેવી વ્રહવંતી હોય વાઘણી, ખાય ખીજવી જેમ નાગણી ;
એહ સાથે છે જેને સ્નેહ, તેતો હાર્યા છે મનુષ્યા દેહ.
જોઇ ઝેર કનક કટોરે, જો જો પીવા ચઢયા નર હોરે ;
સારી જોઇ સજી તરવાર, પેટ નાખવા કરે વિચાર.
તેમ રૂપવંતી નારી જોઇ, નર મરે છે મૂરખ મોહી ;
જેમ મૃગલાંને ઘંટર વાળ, જેમ પતંગને પાવક ઝાળ.
જેમ કરિને કાગળ કરિણી, તેમ નરને છે પ્રાણ હરીણી ;
જેમ અમળ સમળ તોય, બોલે લાછ અલછ નારી હોય.
એહ સાથે થઇ જેને પ્રીત, તેને સુખ નહિ કોઇ રીત ;
છે તો નિર્લજ કાઢે છે લાજ, એતો પુરૂષને બોલાવા કાજ.
કાવે અબળાને બળ છે બહુ, જેણે વશ્ય કર્યા નર સહુ ;
ઝાઝી લાજમાં બોલે છે ઝીણું, તેતો પુરૂષનું કરવા હીણું.
ધીરે ધીરે જે પગલાં ભરે છે, તેતો નરના પ્રાણ હરે છે ;
હાવ ભાવ દેખાડે છે અંગ, તેતો નર તન કરવા ભંગ.
જેમ મૂષી ફુંકી ફુંકી ખાય, તેની પીડા તેને ન જણાય ;
તેમ નારી મીઠું મીઠું બોલી, ખાય નરનાં કલેજાં ફોલી.

એવો દગો જે દેખતા નથી, કહો સંતો તેને સુખ ક્યાંથી ;
નારી ઓછાયે અહિ અંધ થાય, નારી ઓછાયે ઘા ન રૂઝાય, ૨૦.
કોય કે'શો એવી કેમ કરી, તેની વાત સુણી લીઓ ખરી ;
જેમ સિકંદર કેરી પુતળી, કરી વેગળી રાખવા વળી— ૨૧.
તેને પાસે જોરે કોઇ જાય, ભાગે પોત મોત તેનું થાય ;
માટે દૂર રહે દુઃખ નથી, જોઇએ તજવી તન મનથી— ૨૨.
તેનો કરવા ઇચ્છેછે જે સંગ, તેતો મહા દુઃખ પામશે અંગ ;
એને નખ શિખા નિંદવા જેવી, કહી કહી કવિ કહે કેવી ૨૩.
જેના ઘટમાં કામસિંહ ગર્જે, બીહે નહિ તે કરતાં વિપર્જે ;
ચઢયા નારી નયણની ચોટ, તેને મારી કર્યા લોટ પોટ. ૨૪.
એવી ખોટ ખાય છે અભાગી, તોય તેને ન શકે ત્યાગી ;
આવી જે થકી અજપર આળ, બેઠી ગિરજાપતિને ગાળ. ૨૫.
એથી થયો ઇંદ્ર અંગે ભંગ, ગયું તપ સૌભરીનું એ સંગ ;
લીધો એકલશૃંગી લટપટ, ઝાલે છે નારી નરને ઝટ. ૨૬.
તેમાં લોભી રહ્યા જેહ જન, તેતો શું સમજ્યા હશે મન ;
નારી ઉપર અંગ ઉજળે, માંહિ ભરી છે મૂત્ર ને મળે. ૨૭.
મજ્જા મેદને માંસને પિંડો, થુંક લાળ કફ્પીયા શેડો ;
રગ રગમાં ભર્યું છે રૂધિર, અસ્થિ ત્વચાએ મઢિયું શરીર. ૨૮.
પરૂ પાચ ઉદરમાં ઓકાર, મુખમાંહીં હાડકાંની હાર ;
નખ કેશને શ્લેષ્મ સોય, એમાં કામની વસ્તુ છે કોય. ૨૯.
જે જે વસ્તુનાં લીધાં છે નામ, તેનું ભરી લીયે એક ઠામ ;
તેને કરે ખાવા કોય ખાંત, તે કેમ કેવાય મનુષ્ય જાત. ૩૦.
એમ જાણી કાં ન કરે અભાવ, ભૂલી કેમ કરે છે ભાવ ;
તજે નકાં અષ્ટ પ્રકારે, મૂર્ખ શા સારૂ એને સંભારે. ૩૧.
શ્રવણ મનન કરે ગુહ્ય વાત, બોલે દર્શે પર્શે નારી ગાત ;
મળી એકાંતે નારીસું વસે, સંતો એવા પાપી કોણ હશે. ૩૨
નારી કરે જ્યાં ક્રિયા તનની, તે સ્થળ જાવા ઇચ્છે વૃત્તિ મનની,
મળી નર તે નારી સંગ વસે, સંતો એવા પાપી કોણ હશે. ૩૩.
નારી નાતી હોય જ્યાં નીરે, પેરી અલ્પ વસ્ત્ર શરીરે ;
તેને જોવા ઇચ્છે ખોટે મસે, સંતો એવા પાપી કોણ હશે. ૩૪.

બેઠા હોય જનો જ્યાં મળી, આવે વારતા નારી ત્યાં વળી ;
પછી ઊઠી ત્યાંથી ન નિકસે, સંતો એવા પાપી કોણ હશે. ૩૫.
પેરી અંગે આભૂષણ નારી, સજી સુંદર વસ્ત્રે તે સારી
એનાં વસન ભૂષણને પરસે, સંતો એવા પાપી કોણ હશે. ૩૬.
નારી ઉપર વાસે નીકળી, દિયે દેહની દુર્ગંધ વળી ;
તે ગંધે ન અંતર અકળાશે, સંતો એવા પાપી કોણ હશે. ૩૭.
વાટે ઘાટે એ હોય એકેલી, તેને સંગે ચાલે લાજ મેલી ;
પાંપે કરી જે નારી પેખશે, સંતો એવા પાપી કોણ હશે. ૩૮
અતિ હોય જાહાં અવકાશ, તોય નીસરે નારીને પાસ ;
પંચ હાથથી ઢુકડા ઘશે, સંતો એવા પાપી કોણ હશે ૩૯.
કરે ચેષ્ટા કાંઇક જે નારી, ભૂલે દેખે ન મેલે વિસારી ;
વળી ભીતર અંતરે વસે, સંતો એવા પાપી કોણ હશે. ૧૦.
નારી વેષે જે વ્યંડળ વરતે, નારી વેષેજ નરતક નરતે ;
જાય જોવાસારૂં એહ હશે, સંતો એવા પાપી કોણ હશે ૪૧.
ધાતુ મૃતિકા કાષ્ટ પાષાણ, લખી ચિત્રની ચીતારે જાણ ;
તેને પગે કરીને જે પરસે, સંતો એવા પાપી કોણ હશે ૪૨.
એહ આદિ જે નારી પ્રસંગ, કોઇ રીતનો રાખશે અંગ ;
તેતો વારમવારે મરશે, સંતો એવા પાપી કોણ હશે. ૪૩.
જેમ કૂપ તરણે ઢાંકેલ, વળી કહિયે એ વિષની વેલ ;
તેને ઓછાયે જાણી ઉતરશે, સંતો એવા પાપી કોણ હશે. ૪૪
નથી નથી નારી હેતુ નરની, એતો ભરી છે પરપંચ ભરની ;
સ્ત્રીનાં ચરિત્ર હોય અપાર, માંહી હગો ન દેખાડે બ્હાર. ૪૫.
એજ દોરડો દેખીને ડરે, એજ સર્પ ઉપર પગ ધરે ;
એજ ઉંદરથી ડરી ચાલે, એજ કેસરીના કાન ઝાલે. ૪૬
એજ ડરે દેખીને અંધારૂં, એજ ફરે કાળી રાતે બારૂં ;
એજ પાણીમાં પગ દેતી ડરે, એજ સમુદ્ર સેજે ઉતરે. ૪૭.
કરે ચરિત્ર બોલતાં જોતાં, ઘણું આવડે હસતાં રોતાં ;
રીઝી નારી નર સંગે બળે, ખીજી છેદે શીષ તેનું છળે ૪૮
સ્હેજ સ્વભાવે હોય અવળી, શીખ વાત ન લિયે સવળી ;
શુભ ગુણ ગ્રહવાની ચારણી, કલ્પના માત્રની કારણી. ૪૯

મને મેલીને અંગે અશુદ્ધ, તેનો સંગ કરે કેમ બુદ્ધ ;
મળે નાગણી વાઘણી વળી, કૂપ પતન જો પડે વીજળી. ૫૦.
વિષ વેરી આગ્ય બલા ખારી, એ મળજો ન મળજો નારી ;
નથી નથી બીજો નરક કૂપ, નરક નરને નારીનું રૂપ. ૫૧.
મેલી પુરૂષોત્તમની મૂર્તિ, કરે છે નારી જોવા સુરતી ;
તેને ચિંતવે વારંવાર, એવા મૂરખને ધિક્કાર ૫૨.
મેલી સુંદર શ્યામ સ્વરૂપ, જઇ જુવે છે નારીનું રૂપ ;
તેમાં થાય નર તદાકાર, એવા મૂરખને ધિક્કાર. ૬૬
મેલી મહાપ્રભુજીનું મુખ, દેખે નારીને નર વિમુખ ;
તેના સ્પર્શનો રાખે છે પ્યાર, એવા મૂરખને ધિક્કાર. ૫૪
મેલી મોહન મુખની વાત, નારી શબ્દ સુણે રળિયાત :
નાવે અવગુણ એનો લગાર, એવા મૂરખને ધિક્કાર. ૫૫.
મેલી મુખે હરિગુણ ગાન, કહે નારી ચરિત્ર નિદાન ;
તેણે ફૂલે અંગમાં અપાર, એવા મૂરખને ધિક્કાર. ૫૬.
મેલી કેશવ કમળ નેણ, સંભારે છે નારી દુઃખ દેણ ;
નથી સમજતો સાર અસાર, એવા મૂરખને ધિક્કાર. ૫૭.
કૃષ્ણ કથામાં ન દિયે કાન, સુણે નારીતણા ગુણ ગાન ;
તેમાં વૃત્તિ રાખે એકતાર, એવા મૂરખને ધિક્કાર. ૫૮.
નથી લોભતો લાલને લટકે, મન માન્યું માનનીને મટકે ;
ખાધી ખોટ ને થયો ખુવાર, એવા મૂરખને ધિક્કાર. ૫૯.
મેલી હરિ હરીજનનો સંગ, રાખે નારી સંગીનો પ્રસંગ ;
તેની લાજ ન આવે લગાર, એવા મૂરખને ધિક્કાર. ૬૦.
એમ સમજ્યા જે સાર અસાર, તેતો ઉતરિયા ભવપાર ;
તેને કેમ પીડે વળી કામ, જેણે એ દિશ કરી હરામ. ૬૧.
એમ થયા નર નિષ્કામી, જેના અંતરથી વ્યથા વામી ;
ઉપર તજતાં અંત ન આવે. જ્યાંલગી અંતરમાં ભાવે ૬૨.
અંતરમાંથી ઉલટી થાય, ત્યારે તે પાછું નવ ખવાય ;
એ સુખ ઓકી નાખ્યું સંતે આપે, સ્વામી સહેજાનંદ પ્રતાપે. ૬૩.

પૂર્વ છાયો.

એમ સંત જન સર્વ તે, નર રહિયા નિષ્કામ ;
જેને મળિયા પ્રગટ પ્રભુ, સહજાનંદ સુખ ધામ

જેવો અભાવ નારીનો, તેવો ધનનો ત્યાગ ;
દેખે નહીં સુખ દામમાં, જેના અંતરમાં વૈરાગ. ૬૫.

---

## નંદદાસ.

### પદ ૧. ધ્રુપદ.

યાકો ભેદ રટત બ્રહ્મા રટત, શેષ રટત શંભુ રટત ;
નારદ શુક વ્યાસ રટત, પારહુનાં પાયો— યાકોભેદ. ૧.
ધ્રુવ જન પ્રહલાદ રટત, કુંતા કે કુંવર રટત ;
દ્રૌપદી સુતા રટત, અનાથકે નાથ— યાકોભેદ. ૨.
ગજ ગુનિકા ગીધ રટત, ગૌતમકી નાર રટત ;
રાજ રમની રટત, દેદે કર તાલ— યાકોભેદ. ૩.
નંદ દાસ સોઇ ગોપાલ, ગિરિવરધર રૂપ રસાલ ;
યસોદાકો કુંવર પ્યારી, રાધિકા આધારા— યાકોભેદ. ૪,

---

### પદ ૨ રાગ બિલાવર.

શ્રી રામકૃષ્ણ રામકૃષ્ણ, ગાઇયે ઊઠી ભોર. ટેક.
અવધ કે ઇશ હરિ બ્રજહુંકે જીવન,
વો ધનુષ ધરન યહી માખન ચોર— શ્રી રામકૃષ્ણ ૧.
ઉત અયોધ્યા નિરમલ સરયુ,
ઇત યમુના કરત કિલોર— શ્રી રામકૃષ્ણ. ૨.
ઉતમેં દશરથ કુંવર કહાયે,
ઇતમેં કહાવે નંદ કિશોર— શ્રી રામકૃષ્ણ. ૩
કૌશલ્યા મૈયા ગોંદ ખેલાવે,
ઇત યશોદાજી ઝુલાવે હિંદોર— શ્રી રામકૃષ્ણ. ૪.

ઉતમે ત્રિકુટ મુકુટ શિર રાજે,
ભરત શત્રુઘ્ન લછમન જોર— શ્રી રામકૃષ્ણ. ૫.
ઇતમેં લકુટ મુકુટ બનમાલા,
ગૌધન કે સંગ નંદ કિશોર— શ્રી રામકૃષ્ણ. ૬.
ઉતમેં ધનુષ બાણ કર રાજે,
ઇત મુરલી ધરી મુખકી ઓર— શ્રી રામકૃષ્ણ ૭.
ઉત જાનકીજી બાંય બિરાજે,
ઇત રાધે વર સંગ સંજોર— શ્રી રામકૃષ્ણ. ૮.
ઉનમેં ચરન અહલ્યા તારી
ઇત કુબજાસંગ કિયો હે કિસોર— શ્રી રામકૃષ્ણ. ૯.
ઉત સાગરમેં શિલા તરાયે,
ઇત ગિરિવર ધરે નખકી ઓર— શ્રી રામકૃષ્ણ. ૧૦.
ઉત લંકાપતિ રાવન માર્યો,
ઇત કંસ કિયો ઝકઝોર— શ્રી રામકૃષ્ણ. ૧૧.
ઉત રાજ બિભીષણ દીનો,
ઇત ઉગ્રસેન કિયો અપની ઓર— શ્રી રામકૃષ્ણ. ૧૨.
ઉત સહકુલ તાડિકા સંહારી,
ઇત ચાણૂર મુષ્ટિક કિયે ઠોર— શ્રી રામકૃષ્ણ. ૧૩.
નંદદાસ ધિક્ ધિક્ હે વા જીવનકું,
જે રામકૃષ્ણ તજી ધ્યાવત ઓર— શ્રી રામકૃષ્ણ. ૧૪.

---

## પદ ૩ રાગ કલ્યાણ.

### શ્રી રાધાજીના વિવાહનાં પદો.

હે સાહેલિયો, કહો મુજ માતને,
જઇ વિવાહની વાત કરો, મુજ તાતને ;
રાધાજીને વરવો છે, કંઇ નંદતણો કુમાર ;
ઉતાવળાં સાહિત કરોને, શીદ લગાડો વાર ;
દિલ માહેરૂં, તલખે આજ તો,
નંદલાલને દીઠો, હિંડોળે હિંચતો. ૧.

માડી મારૂં મન હેરાણું, કરવી એવી પેર,
મોરલીધર મોહન રૂપાળો, લાવો આપણે ઘેર;
શું ઘેલી થઇ, તારી બુદ્ધિ કયાં ગઇ,
નંદનો કુમાર અહીં, આવશે નહીં. ૨.
સુણી રાધિકા કરે કલપના, તજવાં મારે પ્રાણ,
અન્ન પાણી જો આરોગું તો, નંદ બાવાની આણ;
માત તાત ભ્રાત કહે, કારણ ખરૂં,
નંદને નઠોરે લાલે, કામણ કર્યું. ૩.
જઇ જસોદાજીને કહેછે, બ્રખુભાનની નાર,
રાધા સાથે પરણાવવાને, કરો કહાનને તૈયાર;
કૃષ્ણ કહે છે સુણો, માતા શું તેં આદર્યું,
સોળ વરસની સુંદરીને, કેમ હું વરૂં. ૪.
હું છું બાળક સાત વરસનો, સમજો મોરી માત,
કજોડલું કરશો નહિ જગમાં, થાશે મારી વાત;
નંદરાયની રાણી બોલિયાં,
કોઇ વરે નહીં એ કન્યા મોટાં થયાં. ૫.
નંદદાસ કહે સુણીને શામા, થઇ મનમાં ઉદાસ,
ગિરિવરધર ગોપીના વલ્લભ, પૂરો મારી આશ.

---

## પદ ૪ રાગ એજ.

ગઇ પ્રભુ કને, શું કહું તને,
ફજેત મેળવી, સારી જગતમાં મને,
બોલ સાચું શું બોલ્યો તું, મધુપુરની વાટ,
સમ ખાઇને તેં સગપણ કીધું, જમનાજીને ઘાટ:
વિચારી જો મતિ, હું બોલી ના હતી,
વેચવા દધિ હું મારે, મારગે જતી. ૧.
હું વરી છું નંદકુંવરને, સુણો યશોદા વાત,
અવર પુરૂષને હું કેમ ઇચ્છું, છું જગતની માત;
જેદી નાનો હતો, હિંડોળે હિંચતો,
તેડી જતી રમાડવા, બહુ મોટો થતો. ૨.

જોબન ધરતો મુજ મન હરતો, જાણે વર્ષ થયાં વીશ,
તે દાડાની હું જાણું છું, સાચા એ જગદીશ ;
કરમ ગતિ થઇ, મારી બુદ્ધિ ક્યાં ગઇ,
નંદના નહોરા સાથે, બાવરી થઇ. ૩.
શું તકસીરે તજી મુજને, કોને સાચી વાણ,
સમ ખાઇને સાચું ન કોતો, નંદ બાવાની આણ ;
કરગરી કહું, અરજ સાંભળો,
અબળા જાત ને ઉદાસી આમ કાં કરો. ૪.
નંદદાસ કે વિઠ્ઠલવરને, વિનવું વારમવાર,
ગિરિવરધર ગોપિના વલ્લભ, મારા પ્રાણાધાર. ૫.

---

## પદ ૫ રાગ એજ.

મન નક્કી કર્યું, હું નહિ તુને વરૂં,
તુજ વિષે અમારે કાંઇ, કામ ના સર્યું ;
મામા કંસને મારવાને, લીધો છે અવતાર,
કુબજાને પટરાણી કરવી, એવો છે વિચાર ;— મન. ૧.
તુચ્છ બુદ્ધિ નારી તારી, આહેર પુત્રી અજાણ ;
થોડામાં તેં મુજને દીધી, નંદ બાવાની આણ— મન. ૨.
તોપણ મનમાં નક્કી કર્યું છે, સાંભળ રાધા વાત ;
મારે મન તો હોંશ ઘણી પણ, વઢે યશોદા માત— મન. ૩.
માત તાતની રજા નહીં ને, કેમ કરૂં હું આજ ;
કરૂં કામ હું શુભ અતિં પણ, કહેશે કર્યું અકાજ— મન. ૪.
નંદદાસ કહે વિઠ્ઠલવરને, વર વરવાની હામ ;
ગિરવરધર ગોપીના વલ્લભ, પૂરો મારાં કામ— મન. ૫.

---

## પદ ૬ રાગ એજ.

અહુહુ નાથ આમ, હાંસી કાં કરો ;
હોંશ હોય દિલમાં તો, મુજને વરો.

માત તાત તો કાંય ન જાણે, વૃથા દિયો છો દોષ ;
અપરાધ મારો ક્ષમા કરીને, તજો સર્વથા રોષ.
કરગરી કહું મારી, અરજ સાંભળો ;
અબળા જાત ઉપરે, ન રાખો આમળો. ૧.
અવર પુરૂષ તે પિતા પુત્રને, ભ્રાત છે મારા જાણુ ;
અલબેલા અળગી કરશો તો, કાઢીશ મારા પ્રાણ.
કહે છે રાધિકા, હું રહી છું હારીને ;
કુબજાને વરોને શ્યામ, મુજને મારીને. ૨.
ખરી ટેક શ્યામાની સમજી, બોલ્યા શ્રી ઘનશ્યામ ;
આજ વર્યો હું રાધા તમને, તમે રમા હું રામ.
ગોપિયો કહે, આનંદે ભર્યાં ;
શ્રી રાધિકાજી, નંદ કુમારને વર્યાં. ૩.
નંદદાસ કહે વિનતિ મારી, સુણજો શ્રી ઘનશ્યામ ;
ગિરિવરધર ગોપીના વલ્લભ, પૂરો મારાં કામ. ૪.

---

## પદ ૭ રાગ પરજ.

કટકો કાગળીઆનોરે, ઓધવ વાંચીને વિગત સુણાવો ;
સંદેશો માંહે શ્યો લખ્યો છેરે, અમને સાચું કહી સમજાવો. ટેક.
ફોરેમોરે વ્રજનારી બેઠી, વચમાં ઓધવ વાંચેરે ;
હુંકારો દેતાં મારૂં હૈડું ભરાણું, નયણે નીર ન ખાંચેરે— કટકો. ૧.
પહેલો તો પરમોદ લખ્યો છે, ઇ પરમોદે પળજોરે ;
હેત વચન હરિજીએ કહ્યાં છે, ધોખો કોય મ ધરજોરે— કટકો. ૨.
ચોથી તો આશિષ લખી છે, સાંભળજો વ્રજનારીરે ;
વાંચ્યા પછી વિલંબ મ કરજો, રહેજો ધીરજ ધારીરે— કટકો. ૩.
શ્યો સંદેશો છેરે સેવકનો, શુંરે ઓધવજી લાવ્યારે ;
નંદ કહે ગોકુળમાં ઘરોઘર, ભાવ ઘણેરા ભાવ્યારે— કટકો. ૪.

---

# પરમાનંદ.

**સંવત ૧૯૦૫ માં હયાત હતો.**

## પદ ૧ પ્રભાતિયું રાગ મલાર.

જબ દીનોનાથ કૃપા કરે, તબ સબ બની આવે ;
સુખ સંપત આનંદ ઘણોરે, ઘેર બેઠેહીં પાવે— જબ. ૧.
વણજ ન છોડે વાણિયા, બ્રાહ્મણ વ્રત ધારી ;
પતિવ્રતા બેઠી રહીરે, ગજ ગુણિકા તારી— જબ. ૨.
બિન સેવા બિન દાન પુન, જપ તપ નહીં કીનો ;
પાંડવ કુળ હેત જાણ કેરે, અપનો કરલીનો— જબ. ૩.
કુબજા કાહા ઉદ્યમ કીનો, મથુરા કે માલી :
લે ચંદન લે પુષ્પનેરે, તેહી ચરચે વનમાલી— જબ. ૪.
એસી પ્રીત ગોપાલકી, વાકો સુરીનર સાખી ;
પરમાનંદ પ્રભુ સભા મધ્યેરે, દ્રોપદી પત રાખી— જબ. ૫.

---

## પદ ૨ "જેજે નારાયણ" એ રાગ.

દેખોરી યહ કૈસા બાલક, રાની યશોમતી જાયા હૈં. ટેક.
સુન્દર બદન કમલ દલ લોચન, દેખત ચંદ્ર લજાયા હૈ ;
પૂરણ બ્રહ્મ અલખ અવિનાશી, પ્રગટ નંદઘર આયા હૈ— દેખો. ૧.
મોર મુકુટ પીતાંબર સોહે, કેસરી તિલક લગાયાહૈ ;
કાનન કુંડલ ગલે બિચ માલા, કોટિ ભાનુ છબિ છાયાહૈ— દેખો. ૨.
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, ચતુર્ભુજરૂપ બનાયાહૈ ;
પરમેશ્વર પુરૂષોત્તમ સ્વામી, યસુમતી સુત કહલાયાહૈ— દેખો. ૩.
મચ્છ કચ્છ બારાહ ઓર બાહામન, રામરૂપ દરશાયાહૈ ;
ખંભ ફારી પ્રગટે નરહરિબપુ, જન પ્રહલાદ છુડાયાહૈ— દેખો. ૪.

પરશુરામ બુદ્ધ નિકલંક હોય, ભુવકો ભાર મિટાયાહે ;
કાલી મરદન કંસ નિકંદન, ગોપીનાથ કહાયાહે— દેખો. ૫.
મધુસુદન માધવ મુકુંદ પ્રભુ, ભક્તવત્સલ પદ પાયાહે ;
દામોદર ગિરિધર ગોપાલ હરિ, ત્રિભુવન પતિ મન ભાયાહે— દેખો. ૬
શિવ સનકાદિક અરૂ બ્રહ્માદિક, શિવ સહસ્ર મુખ ગાયાહે ;
સુરનર મુનિકે ધ્યાન આવત, અદ્‌ભુત જાકી માયાહે— દેખો. ૭.
સો પર બ્રહ્મ પ્રકટ હો બ્રજમે લુંટ લુંટ દધિ ખાયાહે :
પરમાનંદ કૃષ્ણ મન મોહન, ચરણ કમલ ચિત્ત લાયાહે— દેખો. ૮.

---

## પદ ૩ ગોડી.

માઇ મેરો રૂઠે બાલ ગોવિંદા. ટેક.
કરી કરી અંગુલી ગગન દિખાવત, ખેલ ન માંગે ચંદા— માઇ. ૧.
બાસનમેં જલ લેકે જસોદા, પ્રભુજીકોં ચંદા દેખાવે ;
રૂદન કરત ઢુઢત જલ ભીતર, ચંદા ધરન નહિ આવે— માઇ. ૨
દૂધ દહીં માખન ઘૃત રોટી, ખાવે મેરો છૌના ;
માગી બોહરીક ઔર નટ રહીં, યેહી બિધિ ખેલે લલના— માઇ. ૩.
ભક્ત ઉધારણ અસુર સંહારણ, મેરે પ્રભુ કંસ નિકંદા ;
યે છબિકી બલહારી જસોદા, વારી પરમાનંદા— માઇ. ૪.

---

# પિંગળ.

## પદ ૧. ભજન.

ગોકળિયું ન્હાનું ગામડિયું, શા માટે આવો શ્યામ ;
શા માટે આવો શ્યામ, શા માટે આવો શ્યામ— ટેક.
પ્રથમ વિસારી, ધેનુ હતી પ્યારી ;
હવે તો ભૂલ્યાછો, બાવા નંદજીનું ધામ— ગોકળિયું.
મથુરાની અંદર, મણિમય મંદિર ;
આ માટીથી બનેલાં, તમને ક્યાંથી ગમે ગામ— ગોકળિયું.

કુબજા નારી, કંસ તણી દાસી ;
તેમાં જઇ લોભાણા, ભૂલી ગયાછો તમામ— ગોકળિયું.
કહે કવિ પિંગળ, મૂર્ત્તિ છે મંગળ ;
પ્રભુ હૃદયે વસો તો, મારે શું છે બીજું કામ— ગોકળિયું.

---

## પદ. ૨

અવતારી છો ગિરધારી, તમપર વારી, હો સુખકારી સુંદર શ્યામ ;
વ્રજ નારી સરવે વિસારી, લે છે કુંજ બિહારી નિત્ય તમારૂં નામ— ટેક.
મધુવનમાં ગોવનમાં મુનિજનમાં, અંગનમાં દીસો છો આપ ;
દરશનમાં પરસનમાં મધુરી મુખ લાવણમાં, તન મનના ટાળો છો તાપ—અવતારી.
પાવાથી ગાવાથી સાને સમજાવાથી, ન્હાવાથી જમનાનાં નીર ;
ઝટપટ બોલાવાથી વશ કીધાં જાવાથી, ખાવાથી ચોરીને ખીર- અવતારી
જળમાંથી થળમાંથી બળમાંથી પડમાંથી, હાથી રાખ્યો હુશિયાર ;
છળમાંથી કળમાંથી કોરવના દળમાંથી, પાંડવનો કીધો ઉદ્ધાર—અવતારી.
દુઃખ હરવા સુખ કરવા ફરી નહિ અવતરવા, રંકની સુણજે રાવ ;
ચિત્ત ઠરવા કૃત સરવા જમડાથી નહિ ડરવા, ભવ તરવા પિંગલનો ભાવ—અવતારી.

---

## પદ ૩

મને ઘડી નથી વિસરતા રામ, હરિવર સંકટ હર્તા— ટેક.
વહાલાજી મારા, ગિરિવર કર પર ધાર્યો ;
વહાલે વ્રજનો દેશ ઉગાર્યો રામ— હરિવર.
વહાલાજી મારા, કાળિનાગે તે ફંદ કીધો ;
લટકાળે નાથી લીધો રામ— હરિવર.
વહાલાજી મારા, કંસ હતો બહુ અહંકારી ;
મોહનજીએ નાખ્યો મારી રામ— હરિવર

વહાલાજી મારા, મુષ્ટિ તાંદુલ સુદામાના લીધા ;
એના મહેલ કનકના કીધા રામ— હરિવર.
વહાલાજી મારા, કુબજાનું ચંદન લીધું ;
એને રૂપ અનુપમ દીધું રામ— હરિવર
વહાલાજી મારા, પાંચાળી સભામાં પોકારે ;
ચીર પૂર્યાં પૂર્ણ મુરારિ રામ— હરિવર.
વહાલાજી મારા ભવરે સાગરના છો ત્રાતા ;
પિંગળના પ્રાણજ પ્યારા રામ— હરિવર.

---

# પીતાંબરદાસ પુરૂષોત્તમ પંડિત.

"કચ્છ સીસાગઢવાળા" સંવત્ ૧૯૫૯. વિદ્યમાન.

## પદ ૧ રાગ સોરઠ સામેરી.

શ્રી કૃષ્ણ સરખારે યોગી અતિ દુર્લભરે,
જેણે કીધો ભોગમાં યોગ નિદાન;
મહા યોગી વતરે સર્વ રૂપે રમી રહ્યોરે,
ષટ્ ભગ સંપન્ન એ ભગવાન. ટેક.
પૂતના તૃણાવર્ત બગ અગ આદિ હણ્યારે,
માટી ખાઇ મુખમાં દેખાડયા ચૌદ લોક ;
દોરડે ન બંધાણારે દાવાનળ પી ગયારે,
કાલીનાગ નાથીને હર્યા સર્વ શોક— શ્રી કૃષ્ણ. ૧.
ગોપાલ બાલને બ્રહ્મ, જ્યારે હરી ગયોરે,
ત્યારે તતકાલ બન્યા સરવ સાથ ;
ઇંદ્ર મદ તોડીરે, ગોવર્ધન કર ધર્યોરે,
ભૂભાર ઉતાર્યો એમ યદુનાથ— શ્રી કૃષ્ણ. ૨
રાધા સંગે રમવારે અંગ વધારિયુંરે,
ઉપર પટ લેવા પધાર્યા બ્રખુભાન ;
કામના ન કરવી એવી કેવી રાધિકારે,
પણ આપી બાળ રૂપ બનિયા કાન— શ્રી કૃષ્ણ. ૩.

હરિ સંગે રમવારે વ્રજ વનિતા વર વરીરે,
પેહેનો તે પૂરણ કીધો ભાવ ;
રાસક્રીડા રમતાંરે બિંદુ જેનો નવ ખસ્યોરે,
સંભવે તેને વિધિ ને નિષેધનો અભાવ— શ્રી કૃષ્ણ ૪.
જારવત ભાવેરે વન ગઇ વ્રજ સખીરે,
ત્યાં જાતાં શિથિલ થયો તેઓનો કામ ;
અંગમાં અવળાંરે આભ્રણ પેહેર્યાંરે,
અવળાં ઓઢયાં અંગમાં ચીર તેહ વામ— શ્રી કૃષ્ણ. ૫.
શુદ્ધિ નવ રહીરે તેઓને શરીરનીરે,
કહો તેનો ક્યાં ગયો કામ વિકાર ;
મંત્રવેત્તા પાસે જેમ સર્વ વિષ નવ રહેરે,
તેમ કૃષ્ણ પાસે શિયો કામનો ભાર— શ્રી કૃષ્ણ. ૬.
મનોહર નારી કોય પેરે નર વેષનેરે,
તેને જોઇ રતિ કરે અબળા અનંત ;
પાસે જાઇ સમજીને નિષ્કામ થઇ રહેરે,
એમ ગોપી બ્રહ્મભાવ સમજી થઇ સંત— શ્રી કૃષ્ણ. ૭.
બાલક કોઇ પરનારી સાથે પ્રીતિ કરેરે,
પાલવ પકડે રમે આઠેજામ ;
તેને કોઇ લોકમાં કલંક લાગે નહીંરે,
તેમ બાલકૃષ્ણ નિષ્કલંક નિષ્કામ— શ્રી કૃષ્ણ, ૮.
એકાદશ વર્ષરે વ્હાલો મારો વ્રજ વસ્યારે,
પછી મધુપુરીમાં પધાર્યા બહુ માન ;
મામો કંસ મારીરે રાજરૂપ થઇ રહ્યારે,
ગુરુ ગ્રહ વસી આપ્યું મૃત સત્ય દાન— શ્રી કૃષ્ણ. ૯.
વચનને પાળવા કુબરીને ગૃહ ગયારે,
કીધું તેના મને પ્રસન્નજ સ્વલ્પ ;
માયાવીની પેઠેરે યોગમાયા અનુસરીરે,
બિંદુ નવ ખસ્યોરે અમોઘ તેનો અલ્પ—શ્રી કૃષ્ણ ૧૦.
જરાસંધ યોગેરે દ્વારમતિ વાસ કરીરે,
ષોડશ સહસ્ર શત અષ્ટ વિહાર ;

મોહ્યા નવ ક્રોધથીરે સહુમાં દશ શિશુ સજ્યારે,
એમ મત બિંદુનો કીધો વશીકાર— શ્રી કૃષ્ણ. ૧૧.
શિશુપાળ દંતવક્ત્ર આદિ અતિ વૈરીનેરે,
ભક્ત તુલ્ય સુગતિ દીધી ઉદાર ;
ગર્વિષ્ટ સ્વકુલનો પણઅંતજ આણિયોરે,
એને નહીં પોતાનો પરાયો લગાર— શ્રી કૃષ્ણ. ૧૨.
એમ કોઇ વર્તે તે નર જ્ઞાની નહીંરે,
મૂર્ખ અતિ પામર નારકી નર સોય ;
પીતાંબર રવિ વન્હિ સુરસરી સદાશિવરે
એની પેઠે ઇશને કલંક ન કોય— શ્રી કૃષ્ણ. ૧૩.

---

## પદ ૨ પરજ.

વિઠ્ઠલજી સુણી વચન અમારૂં, પ્રાણ વલ્લભ જોઇ વિનય મારૂં ;
ભક્તવત્સલ કરો સ્હાયજી. ટેક.
કૃપાવંત કરજોડી કહું છું, મયા કરો મનમાંયજી ;
કૃષ્ણ કૃપાળુ કૃપા કરી અમપર, દર્શન દ્યો યદુરાયજી— વિઠ્ઠલજી. ૧.
ઇંદ્રલોક બ્રહ્મલોક ન માગું, સર્વ ભૂમિની ન ચાહ્યજી ;
પાતલનું પતિપણું ન માગું, યોગ સિદ્ધિ સમુદાયજી— વિઠ્ઠલજી. ૨.
તમવિના હું મુક્તિ ન માગું, ચારિ ભાતિ કહેવાયજી ;
તૃણ સમાન ત્રૈલોક્ય ગણું છું, પ્રિયતમ ત્રિવિક્રમ રાયજી—
વિઠ્ઠલજી. ૩.
દર્શન પરસન ભાષણ દ્યોને, દીનબંધુ ઉરૂ ગાયજી ;
કરો કૃતાર્થજ વાંચ્છિત આપી, હું લરી લરી લાગું પાયજી—
વિઠ્ઠલજી. ૪.
દર્શન પ્યાસી હું દાસી તમારી, ચરણ નિવાસી સુરનાયજી ;
જન્મ મરણ ભવ ત્રાસી શરણ હું, આસિ તજી ફલદાયજી—
વિઠ્ઠલજી. ૫.

વિવિધ વેષ બહુ ધારીને નટવત્, તવ દર્શન મમ થાયજી;
વીજલી ગતિ તજી સ્થિર થાઓતો, સ્પષ્ટ તે રૂપ દેખાયજી—
વિઠ્ઠલજી ૬.
ભૂત દીપક વત્ શીદ ભાગો છો, માહાન ઠગ મ્હારાયજી;
નિર્ભય થઇને શ્યાને ડરો છો, નિષ્કપટી નિરમાયજી— વિઠ્ઠલજી. ૭.
સકલ વિશ્વમય સકલહિ વ્યાપક, વિશ્વરૂપ મહા કાયજી;
સુર નર સિદ્ધ નમે છે તમને, વેદશાસ્ત્ર બહુ ગાયજી— વિઠ્ઠલજી ૮.
દર્શન સ્પરશન સંભાષણ ને, દ્યોને નિજ જન ત્રાયજી;
સાક્ષાતકાર સમર્યો અમને, ઓરા આવો વેગ ધાયજી— વિઠ્ઠલજી. ૯.
દર્શન આશથી પ્રાણ ધર્યાં છે, નહિતર દેશું વ્હાહેજી:
પ્રાણપતિ તે પાતક તમને, લાગશે સદ્ય જરાયજી— વિઠ્ઠલજી. ૧૦.
અમ કરણીમાં કુમતિ હશે તો, ક્ષમાજ કરશો સદાયજી;
પીતાંબર પ્રેમે કરી પ્રણમે, અધમોદ્ધર મુદ દાયજી— વિઠ્ઠલજી. ૧૧.

---

## પદ ૩ (સમયાનુસાર રાગ)

યહુ અનુભવ મોહી આયો સંતો, યહુ અનુભવ મોહી આયોરી;
એેસાં હરિહી હરિ સોમેંહી, તા બિચ ભેદ ગમાયોરી. ટેક.
જેસેં બાદલ સાગર જલભર, પૃથ્વીપર બરસાયોરી;
ગુમી ગુમી ભઇ સરિતા તાકી, પુનઃસાગરપેં સમાયોરી— યહુ ૧.
તેસેં બ્રહ્મ સ્વરૂપ અનાદિ, નિજ અજ્ઞાન ભૂલાયોરી;
જીવપનો ગ્રહી ભટકત ભવમેં, શ્રીગુરૂ ફેરે જનાયોરી યહુ. ૨.
સાગર લહરી બિન નહિ નિરખત, યહોમેં હરિ અમાયોરી;
મોહ નીંદ ગઇ ભઇ જુ જાગ્રત, જ્યોંકો ત્યો ઠહીરાયોરી— યહુ. ૩.
કાન્તા કંકણવત નિત્ય પ્રાપ્ત, આતમ ફેર પમાયોરી;
સોહં પૂરણ બ્રહ્મ સરવગત, સોતું હે શ્રુતિ ગાયોરી— યહુ ૪.
પામર પશુ નહીં જાનત યાકો, યાકો સંત સરાયોરી;
પીતાંબર બાપુ ગુરુ ભેટત, સોવત મોહી જગાયોરી— યહુ. ૫.

---

### પદ ૪ રાગ જંગલો.

અબતો મનવા મેરા છોડ દે અભિમાન, ટેક.
બ્રાહ્મન ક્ષત્રી વૈશ તું નાંહીં, નાંહીં શૂદ્ર સુજાન ;
જાતિકો અભિમાન ન કરના, તું હો પદ નિર્વાન— અબ. ૧.
આદેહકો ગર્વ ન કીજે, દેહ હય ધૂરિ સમાન ;
દેહ કાલકો ગ્રાસ બન્યો હૈ, મત કરનાં અભિમાન— અબ. ૨.
માત તાત સબ જૂઠે જાનો, કયોં કરિ હોત હેરાન ;
નારી પ્યારી નહીં હય તેરી, સમજો ચતુર સુજાન— અબ. ૩.
સંત સમાગમ કરલે બંદે, તજદે તેરી તાન ;
દાસ પિતાંબર ભાવ નારાયન, ધર સદગુરુકો ધ્યાન— અબ ૪.

---

## પ્યારાદાસ.

### પદ ૧.

પ્રભુ જગપાલન ગિરિવરધારી. ટેક.
નાભિકમળસેં બ્રહ્મા ઉપજે, રચના સૃષ્ટિ વિચારી,
દ્વાદશ વર્ષ કમળતેં વીતે, હરિ માયા બડ ભારી ;
ભરમત ફિરે ભેદ નહીં પાયે, બાણી શક્તિ પુકારી,
નીલ કમલકે ઉપર રાજે, માયા અનંત તુમ્હારી— પ્રભુ. ૧.
પ્રથમમેં રૂપ કુર્મકે ઉપર, શેષ સહસ્ર ફણ ધારી,
દિગજ અષ્ટ લગે તા નીચેં, સુભગ સિંધુ શિર ભારી ;
તા ઉપર વારાહ ઠાઢ ભૈ, રચના સૃષ્ટિ વિચારી,
વસુધા ધરણી તાહિકે ઉપર, માયા પ્રબળ તુમ્હારી— પ્રભુ. ૨.
તલ ઔતલ સુતલકે નીચે, બિતલ તલાતલ ભારી,
તાકે નીચે બની રસાતલ, હે પાતાલ અગારી ;
ગ્રીતમકે પાતાલ બરણકે, વેદ ન યુક્તિ વિચારી,
તાકે નીચે આપ બિરાજે, જલસ્વરૂપ બન વારી— પ્રભુ. ૩.

ભુવર ભુવર વિષ્ણુ સબ ઉપર, બ્રહ્મલોક શુભકારી,
તપ્ તબ લોક ચંદ્ર રવિ ઉપર, ગઉલોક બડ ભારી;
ધ્રુવમંડલકે ઉપર રાજે, સપ્ત ઋષિ મુનિ ધારી,
તાકે ઉપર તેજ પુંજ હૈ, અલક પુરૂષ વિસ્તારી— પ્રભુ. ૪.
રામખંડ ઔ હિરણ ખંડ હૈ, કૂર્મખંડ મન ધારી,
હરિખંડ ઔ કેતખંડ હૈ, ભારતખંડ બિચારી;
કેતમાલ ઔ ભરતખંડ હૈ, ઇલાવર્ત શુભકારી,
પૃથ્વી બાંટ ખંડ નવ કિન્હેં, રાજ કરત રજવારી— પ્રભુ. ૫.
જંબુ દ્વીપ, ઔ ઇલસ્ત દ્વીપ હૈ, સિંહલ દ્વીપ વિચારી,
દશ યોજન ઔ સેત શીલી મિલિ, કુચ કુલંગિ બિસ્તારી;
કોટિન જીવ રચે વાહીમેં, કો બરણે વ્યોપારી,
સપ્ત દ્વીપ નૌ ખંડ બિરાજે, દીનનકે હિતકારી— પ્રભુ ૬.
ક્ષીર સમુદ્ર સુરાનિધિ સાતો, ભરે અગમ જલ ભારી,
દ્રોણાચલ અસ્તાચલ પરબત, મિલિયાગિરિ બહુ ભારી;
અટલ પ્હાડ હિમાચલ જાનો, અચલ ભાર ધર ધારી,
તાકે બીચ સુમેરૂ ઉદિત હૈં, તીન લોક બિસ્તારી— પ્રભુ. ૭.
યમપુરી બની બરૂન પુરનાપુર, અમર લોક અતિ ન્યારી,
ઉદયાચલ રત્નાચલ પર્વત, વિંધ્યાચલેં બિચારી;
તાકે ઉપર ચિર શિખર હૈ, ચાર પુરી મન ધારી,
કહે પ્યારે વાહી નર ગાવે, જિનકોં ભક્તિ હૈ પ્યારી— પ્રભુ ૮.

---

## પ્યારેરામ.

### પદ ૧ ગરબી. (ભૈરવી તાલ દીપચંદી)

(રઘુપતિરામ રૂદેમાં રેજોરે એ રાગ.)

ઓધા નંદલાલ નમેરા થયા છેરે, વ્રજ ત્યાગી મથુરા ગયાછેરે ટેક.
સોમે શામળિયે ન સંભાર્યાંરે, પ્રીતમ બોલ પોતાના ન પાળ્યારે;
વાલે વેર પૂરવનાં વાળ્યાં— ઓધા. ૧.

ભોમે ભુધરવર ગયા મેલીરે, મારા બાળપણાના બેલીરે ;
હું તો ફરૂંરે ગોકુળિયામાં ઘેલી— ઓધા. ૨.
બુધેં બહુનામી શિરતાજરે, થયા કુબજાને વશ વ્રજરાજરે ;
મારાં દિલડાંમાં ઊઠે છે દાઝ— ઓધા. ૩
ગુરૂવારે વારેવારે શું કહિયેંરે, વ્રેહ તાપ તે તનડાંમાં સહીયેંરે ;
વ્રજરાજ વિના કેમ રહિયેં— ઓધા. ૪.
શુક્રવારે તે સુખડાં સંભારીરે, નેણે ચાલે ચોધારાં વારીરે ;
વ્હાલે મારી વિજોગ કટારી— ઓધા. ૫.
શનિવારે સનેહુને પાસેરે, ત્યારે પરવશ કીધાં નિરાશેરે ;
પ્રાણ રહ્યાં છે મળવાતણી આશે— ઓધા. ૬
રવિવારે આવ્યા અંતરજામીરે, ભેટી વ્રજ વિનતા બહુનામીરે ;
ત્યારે રામ રહ્યો છે જામી— ઓધા. ૭

---

# પ્રભાશંકર.

## પરનારી તથા પરપુરૂષવિષે.

### પદ ૧. છપ્પો.

નહિ પરનારી નેહ, દેહ તેની નહીં દુઃખે,
નહિ પરનારી નેહ, સદા તે રહે છે સુખે ;
નહિ પરનારી નેહ, પ્રભુ છે તેની પાસે,
નહિ પરનારી નેહ, ભાવ તેનો સત ભાસે ;
નહિ પરનારીના નેહથી, કલંક કંઇ લાગે નહીં,
કહે પ્રભાશંકર પ્રેમસું, તે સ્વર્ગમાં જાએ સહી. ૧.
નાવે નિદ્રા નામ, કામ એકે નવ સૂઝે,
નાવે નિદ્રા નામ, ભજન ભાવે નહિ બૂઝે ;
નાવે નિદ્રા નામ, ચિત્તમાં ચિંતા ચાલે,
નાવે નિદ્રા નામ, મગન મનમાં નહિ માલે ;
વળી નાવે નિદ્રા નામને, અસુખમાં આઠે ઘડી,
કહે પ્રભાશંકર પ્રેમસું, પરનારી નેહે નડી. ૨.

નેહ ઘટાડો નિત્ય, પ્રીત પરનારી કેરી,
નેહ ઘટાડો નિત્ય, રૂદિયામાંહી વેરી ;
નેહ ઘટાડો નિત્ય, સુજન મનમાં જશ જાણી,
નેહ ઘટાડો નિત્ય, તજો વ્યભિચારની વાણી :
નેહ ઘટાડો નિત્યથી, દિન દિન દુઃખ જાશે સહી;
કહે પ્રભાશંકર પ્રેમસું, સુખ સંપત થાશે તહીં. ૩.

પાળી છે પરનાર, કાળજું કુમળું કાપે,
પાળી છે પરનાર, રોગ રૂદયામાં વ્યાપે ;
પાળી છે પરનાર, કાતરે અંતર ઉંડે,
પાળી છે પરનાર, પીઠ પીડામાં બૂડે :
આ પાળી છે પરનાર તે, ઝેર વેરનું ઝાંખરૂં,
કહે પ્રભાશંકર પ્રેમસું, અવગુણમાં છે આકરૂં. ૪.

પરનારીનું મુખ, દુઃખદાયક છે વાણી,
પરનારીનું મુખ, સુખને લેછે તાણી ;
પરનારીનું મુખ, સ્વપ્નમાં સળકે ધાતુ,
પરનારીનું મુખ, ચળકતું જાણો કાતું ;
પણ પરનારીના મુખને, જોતાં જોખમ થાય છે,
કહે પ્રભાશંકર પ્રેમસું, નારી નરને ખાય છે ૫.

પરનારીનો સંગ, રંગમાં ભંગ પડાવે,
પરનારીનો સંગ, અંગને આળ ચડાવે ;
પરનારીનો સંગ, ઢંગ ઢાંકયો નવ રાખે,
પરનારીનો સંગ, ભંગ મુખમાંથી ભાખે ;
વળી પરનારીના સંગનો, રંગ રાવણને જાગિયો,
કહે પ્રભાશંકર પ્રેમસું, લંકાગઢનો લાગિયો. ૬.

સદેવંતને દુઃખ, સુખ સ્વપનામાં નાખ્યું,
નંદરાયનું શીષ, રીસ પરધાન કટાવ્યું ;
ઇંદ્ર ચંદ્રની સાથ, ગયો ગૌતમને દ્વારે,
ફટયો પાપનો કુંભ, શ્રાપને પામ્યો ત્યારે ;
વળી વિક્રમ કેરા તાતની, વાત વિશ્વમાં વિખરી,
તે ગર્ધવયોનિ પામિયા, ભોગવવી તેણે પડી. ૭.

અફીણ ને પરનાર, ગળેથી ગાંઠ ન છૂટે,
અફીણ ને પરનાર, બંધ વજર નવ તૂટે ;
અફીણ ને પરનાર, લે'ર લાલચની લાગી,
અફીણ ને પરનાર, સગાની શર્મજ ભાગી ;
જો અફીણ ને પરનારથી, કામ કાંઇ સૂઝે નહીં,
કહે પ્રભાશંકર પ્રેમસું, ચાતુર નર ચેતો સહી. ૮.

પરપુરૂષનું નેણ, વેણ લાગે છે વ્રહનું,
પરપુરૂષનું નેણ, બાણ લાગે નવ ગ્રહનું ;
પરપુરૂષનું નેણ, હોય અણિયાળી આંખે,
પરપુરૂષનું નેણ, નારિયો જોતું ઝાંખે ;
વળી પરપુરૂષનું નેણ તે, વેગે વિનતા એ પરૂં ;
કવિ પ્રભાશંકર કહે, કામણ તેમાં છે ખરૂં ; ૯.

પરપુરૂષની પ્રીત, રીત તેની નહિ રૂડી,
પરપુરૂષની પ્રીત. નેત્ય નેહે તે કૂડી ;
પરપુરૂષની પ્રીત, ચિત્ત ત્યાં ચોંટયું રેછે,
પરપુરૂષની પ્રીત, કથન કડવું સહુ કે'છે ;
વળી પરપુરૂષની પ્રીતથી, લોક લાજ વાધે નહીં,
કહે પ્રભાશંકર પ્રેમસું, ચતુરા સહુ ચેતો સહી. ૧૦.

પરપુરૂષની પ્રીત, દુઃખ દરિયાનું માથે,
પરપુરૂષની પ્રીત, વેર વનિતાઓ સાથે ;
પરપુરૂષની પ્રીત, પતિને પૂરણ પીડા,
પરપુરૂષની પ્રીત, બંધ જંજીરના ભીડ્યા ;
થઇ પરપુરૂષની પ્રીત તો, મૂકે નહીં મરતાં લગી,
કહે પ્રભાશંકર પ્રેમસું, ડગે નહીં કોઇથી ડગી. ૧૧.

પુરૂષને તજી પ્રેમ, ઝેર દેછે જુવંતી,
પુરૂષને તજી પ્રેમ, ગાળ દે અવગુણવંતી ;
પુરૂષને તજી પ્રેમ, જારને ઝાઝું માને,
પુરૂષને તજી પ્રેમ, ભોગવે ભોળે ભાને ;
પણ પુરૂષની તજી પ્રીતતો, અન્ય નાથ અબળા કરે,
કવિ પ્રભાશંકર કે'છે ખરૂં, તે નારી તો નવ ઠરે. ૧૨.

વ્યસન અને વ્યભિચાર, હીરની ગાંઠો પડિયો,
વ્યસન અને વ્યભિચાર, નારીને નર તો નડિયો ;
વ્યસન અને વ્યભિચાર, છાપ પટકુળે છાપી,
વ્યસન અને વ્યભિચાર, કાળજું નાંખે કાપી ;
વળી વ્યસન અને વ્યભિચારમાં, વળગ્યું મન તે ત્યાં રહે,
કહે પ્રભાશંકર પ્રેમસું, જ્ઞાન કોઇ ગરવું ગ્રહે. ૧૩.
વનિતાઓનો વાંક, પુરૂષસું પ્રેમ જણાવે,
વનિતાઓનો વાંક, વાત વ્યભિચાર ભણાવે ;
વનિતાઓનો વાંક, ભોળવે ભીતર ભાવે,
વનિતાઓનો વાંક, દરદમાં લાવે દાવે ;
વળી વનિતાઓના પ્રેમમાં, પુરુષ પતંગી થઇ પડે,
કહે પ્રભાશંકર પ્રેમસું, પ્રીતે નર નારીને નડે. ૧૪.

---

## પદ ૨ કાફી (ધીરાના પદનો રાગ.)

દેહરૂપી ડેરાંમાંરે, અંતર દીઠું અજવાળું ;
હરિ હુંકારો દેછેરે, કોનો જઇ કર ઝાલું. ટેક.
મોટા તેતો મત ના તાણે, ગુરુતણી કરે સેવ,
અખંડાનંદનું ધ્યાન ધરીને, જુવે પ્રત્યક્ષ દેવ ;
મમતા ન મુકેરે, ત્રિભુવન ત્યાંહાં ભાળું— દેહરૂપી. ૧.
આભરૂપી એતો અનુભવી જાણે, કાંઇક જાણે શુકદેવ,
કાંઇક જાણે સતી પારવતી, કહેનારા માહાદેવ ;
વસ્તુ જેણે જાણીરે, તેણે તો ભાળ્યું અજવાળું— દેહરૂપી. ૨.
આ વિશ્વ બાંધી વસ્તુ થકી, તેને જાણે વિરલો જન,
ગુરુથકી ગોવિંદને જાણે, વળી જુવે પોતાનું તન ;
સાનમાં સમજાવેરે, ગગન મંડળ ચાલ્યું— દેહરૂપી. ૩.
અચેતનને ઉપદેશ ન લાગે, જેમ મહા મણિને મેલ,
કુબુદ્ધિ કલંક છે જેને હૃદયે, તેને શાનું સ્હેલ ;
દાસ પ્રભો કહે છેરે, હું તો એક નામ ભાળું— દેહરૂપી. ૪.

---

## પદ ૩ રાગ કાફી.

કાયા નગરમાંરે, રચના તો અતિ ઘણી,
ગુરુગમથી જાણેરે, વસે તેમાં નિરંજન ધણી. ટેક.
અદ્‌ભુત ખેલનો બંગલો રચ્યો છે, પાંચ તત્વનો પ્રકાશ,
આ ઘરનો કોઇ પાર ન પામે, છઠો વસે છે અવિનાશ ;
પાત્ર નંદાતાંરે, જુદો રહે અલખ ધણી— કાયા. ૧.
ચંચલ ચપલ મન વસ્યું છે, સરવ તણો સરદાર,
ધણી પોતે કાયા નગરનો, બીજા એના ચોપદાર ;
તેને જીતવાનીરે, સહુને તો આશા ઘણી— કાયા. ૨.
મન અજીતને મોટા જન જીતે, બુદ્ધિ નિર્મળ હોય,
સતચિદ આનંદમાં લીન થાય છે, ગુરુતણી ગમ હોય ;
અહરનિશિ સમરેરે, સુરતિ નિજ નામ ભણી— કાયા. ૩.
નિજ નામ જેને નિશ્ચય થયું છે, સંશયની વૃત્તિ થાય,
અર્ક બ્રહ્મનો ઉગ્યો છે તેને, તેથી અંધારૂં જાય ;
દાસપ્રભો કહે છેરે, પ્રેમતણી પ્રીત ઘણી— કાયા. ૪.

---

## પદ ૪ રાગ કાફી.

પૃથ્વી પાતાળેરે, નામ વિના કાંઇ નહીં,
આકાશે બ્રહ્માંડેરે, છતાં વસ્તુ છેરે સહી. ટેક.
પાષાણમાં જેમ અગ્નિ રહે છે, એમ દેહમાં રહે છે અવિનાશ,
બીજમાં જયમ વૃક્ષ રહે છે, એમ પોતે પોતાની પાસ ;
અજ્ઞાને અંજાએરે, વસ્તુતો એમ છૂપી રહી— પૃથ્વી. ૧.
પંચ તત્વનું પૂતળું બાંધીને, માંહીં છઠું મુક્યું છે શેષ,
બ્રહ્મા વિષ્ણુ પાર ન પામે, નવ જાણે રૂષિકેશ ;
અકળિત એવુંરે, પાર તો કોઇ પામે નહીં— પૃથ્વી. ૨.
ફૂલમાં જેમ બાસ રહે છે, ઘૃતમાં રહે છે સ્વાદ,
નેત્રમાં જેમ તેજ રહે છે, એમ મુખમાં રહે છે નાદ ;
તરણાં ઓથે મેરૂરે, મેરૂને કોઇ દેખે નહીં— પૃથ્વી. ૩.

શૂરા થઇને સત્ય આદરો, પ્રેમતણી કરો પ્રીત,
નિરગુણ નામનો રાખો આશરો, દરશન કરો તેનું નિત ;
દાસ પ્રભો કહે છેરે, અવિનાશી રહ્યા અહીં— પૃથ્વી. ૪.

---

# પ્રાણજીવન.

## પદ ૧ રાગ પ્રભાત.

પ્રગટે નરસિંહરૂપ પ્રહ્લાદ દુઃખ જાનકેં ;
હરિભક્ત દુઃખ જાનકેં ગડહુડે થંભ ઘરા ગગન ગાજે. ટેક.
અસુર સબ થરહરે દેવ જોવા મળે ;
હુંક ગજરાજ મૃગરાજ ત્રાસે— પ્રગટે. ૧.
લળકતી જીભ મુખ વિકટ દંત કડકડે ;
અરૂણ લોચન અતિ કોપ કારી— પ્રગટે. ૨.
હલકે હરણાકંસ પકડિયો પાઉંમેં ;
ઉદર ફાડી માળા અંત્ર ધારી— પ્રગટે. ૩.
અજ ઇંદ્ર થરહરે દેખી ગનપતિ ડરે ;
કોન વિનતિ કરે કમળાજ ભૂલી— પ્રગટે. ૪.
દ્રોડ પ્રહલાદને પકડિયે બાહુસેં ;
હરખે ચારે રૂદે ભક્તિ ફૂલી— પ્રગટે. ૫.
જય જય સુર ઓચરે પુષ્પ વરષા કરે ;
કાળસેં બાળને રાખી લીનો— પ્રગટે. ૬.
ધર્મ થાપન કરી રાજભક્તને દઇ ;
કહે પ્રાણજીવન પ્રભુ પ્રેમ ભીનો— પ્રગટે. ૭.

---

## પદ ૨ રાગ પ્રભાતિયું.

ચાલ ચિત્ત દ્વારિકા માન મારૂં કહ્યું, વસ્યું વૈકુંઠ તે જોને આહીં. ટેક.
કનકની ધરતરી બાર જોજન ભરી, વિશ્વકર્માયે રચી વિષ્ણુવાસી ;
શ્રી કૃષ્ણજી ચિત્ત ધરે સકળ કારજ સરે, અષ્ટમાસિદ્ધિ ત્યાંહિ
રહે દાસી—ચાલ. ૧

નીર નિરમળ ઘણાં વૃક્ષ વિધિવિધિતણાં, પત્ર ફૂલફૂલ નવ જાય છાંડી ;
મોર ચકોર ત્યાં હંસ સારસ લવે, મદન મહીપાલની શાલ માંડી—
-ચાલ. ૨.

કનક વજ્રમણિ શોભા સ્ફાટિકતણી, તેતણી કિરણ ત્રૈલોક પ્રસરી ;
વૈભવ વૈમાન ત્યાં સ્વર્ગસુખ નવ રૂચે, નિમ નારદ તાહાં જાય વિસરી-
ચાલ. ૩.

ગોંઠ ગઢ જળહળે, તિમિર ત્યાં નવ મળે, મણિના મ્હોલ મંડિત જાણી;
કળશ ધ્વજ ફરહરે ચક્ર ચોરી ફરે, સંગ સોહે મેહે રંગ બારી—
ચાલ. ૪

પુરૂષ શ્રી કૃષ્ણજી કળા કોટિ કામ જેસી, કલ્પતરૂ અમૃત કૂપ રાજે ;
ઇંદ્ર સુખ સંપદા ઘરોઘર અનુભવે, વિષ્ણુ ગુણ ગાય શણગાર સાજે—
ચાલ. ૫.

શ્રીકૃષ્ણ કમળા વાસુદેવ દેવકીજી, સદા ઉગ્રસેન યદુરાજ રાજા ;
છત્ર શિર જળહળે ચમર સનમુખ ઢળે, સુઘડ સુરપૂર નોબત વાજે—
ચાલ ૬

ગંગા ને ગોમતી આદિ તીરથ જાહુાં, માનવી રહ્યા જહાં મદ્ધ વાસે ;
જમ જરા રોગ ત્યાં કાળ વ્યાપે નહીં, સાયેરને શબ્દ અઘ ઓઘ
નાસે—ચાલ. ૭

સનક સેવા કરે ધ્યાન સહુકો ધરે, ગાંધ્રવ ઓર વદે વેદ વાણી ;
ત્રિકમ કલ્યાણ માધવ પુરૂષોત્તમ, રાય રણછોડ રૂક્મણી રાણી—
ચાલ. ૮

અજ આરતી કરે તાલ તંબુર ઘરે, ગાંધ્રવ ગાયે નારદ નાચે;
શારદા શેષમાંયે સ્વર સુંદર ભરે, કૃષ્ણજીના ચરણની રેણું જાચે—
ચાલ. ૯.

પ્રહલાદ નારદ નામદેવ જયદેવજી, સનક વસિષ્ટ અંબરીષ રાજા ;
રૂકમાંગદ અરજુન ભીમ ભીષ્મ વિભીષણ, ભોજન સમે બીજા
ઝાઝા—ચાલ. ૧૦.

પુત્ર પરિવાર બહુ નાર શોભા ઘણી, અષ્ટ પટરાણી ત્યાં કરે ક્રીડા ;
સોળ સહસ્ત્ર સખીતણી સેજ સુની નહીં, પ્રાણજીવન પ્રભુની રોજ
લીલા—ચાલ. ૧૧.

---

# પ્રિયાદાસ

## પદ ૧ ગોડી.

અબ મન કાહેકાં ફ્રરત ભૂલાના, કાહેકો દેખી લુભાના. ટેક.
ભાઇ બંધુ કુટુંબ નર નારી, સો તું આપના જાના ;
ઇનકી પ્રીતિ તબલગ તુમપર, જબલગ લાય ખજાના— અબ મન. ૧.
ધૂતિ ધૂતિ ધન ઇનહું ખવાવત, અપના ઔર બિરાના ;
તાકો જવાબ કહા તું દેહે, જાકે આગેં જાનાં— અબ મન. ૨
વૃદ્ધાપનકી ખબર નહિ તોહિ, જવાનીમેં બના દિવાના ;
કાલ બલી સંગહીં સંગ ડોલે, ઉસ્સે કઠિન જીવ જાના— અબ મન. ૩
કહું કછુ ધર્મ રંગ રસિકનકો, તો તું બડા સયાના ;
પ્રિયાદાસ તું યુગલ ચરન ગ્રહો, છોડ દે અપના વિરાના—અંબ મન. ૪.

---

# પ્રીતમદાસ.

સંધેસરનો ભાટ. સંવત ૧૮૩૮ માં હયાત હતો.

## પદ ૧ રાગ કડખો (પ્રભાત).

હરિ હરિ રટણકર કઠણ કળી કાળમાં, પઠણપરબ્રહ્મ તું રાખ પ્રાણી ;
પરપંચ પરહરો સત્ય રૂદયે ધરો, આચરો અમૃતવિમળ વાણી. ૧.
માયાના પૂરમાં વિશ્વ સહુ વહી ગયું, નિરખવા નવ રહ્યા રંક રાજા ;
બ્રહ્માના દિવસમાં કીટ ગણતી કશી, ઉપજે ને ખપે જીવ ઝાઝા. ૨.
અલ્પ સુખ સારૂ શું જીવ ભૂલ્યો ભમે, શિરપર કાળ રહ્યો દંત કરડી ;
પામરા પલકની ખબર તુજને નથી, મૂઢ શું જોઇને મૂછ મરડી. ૩.
કાળનું આવણું કીટથી બ્રહ્મા લગે, મોટા મહંત તો પાર નારે પ્રિછે ;
પ્રીતમ પ્રભુજીનું ભજન ભૂલેશમાં, આતમાનું જોને કલ્યાણ ઇચ્છે. ૪.

---

## પદ ૨ રાસ.

કોઇ રામરસ પિયોરે, મનખા જનમ તો જાય છેરે,
કોઇ રામરસ પિયોરે, ઘટમાં બેઠો કાળ ખાય છેરે ;
કોઇ રામરસ પિયોરે, ભક્તિ કરતાં નવ લાજીયેંરે,
કોઇ રામરસ પિયોરે, ફ્રતો આવી આ રંગમાંરે ;
કોઇ રામરસ પિયોરે, ખોળજો સંતોના સંગમાંરે,
કોઇ રામરસ પિયોરે, લેતાં તે વાર ન લાગશેરે ;
કોઇ રામરસ પિયોરે, સુખ છે સ્વપનાં જેટલુંરે,
કોઇ રામરસ પિયોરે, દુઃખ છે દરિયા જેવડુંરે ;
કોઇ રામરસ પિયોરે, આજ કાળ કાળિયો આવશેરે,
કોઇ રામરસ પિયોરે, મારશે તે કોણ મેલાવશેરે ;
કોઇ રામરસ પિયોરે, મારશે તો સંત મેલાવશેરે,
કોઇ રામરસ પિયોરે, ભવસાગરમાં તારશેરે ;
કોઇ રામરસ પિયોરે, પ્રીતમ પ્રભુને સંભારિયેંરે,
કોઇ રામરસ પિયોરે, જીતી બાજી નવ હારીયેંરે

---

## પદ ૩ ગરબો (રાગ મહાકોપ થયો તે)

ઓધાજી શામળાનો સ્નેહ મને સાંભરેરે ;
મારે નયણે અષાડીનો મે ઝરેરે. ટેક.
અમે જાતાં હતાં તે જમુના ઘાટમાંરે ;
વ્હાલે મઇડાં લુટ્યાં તે મારાં વાટમાંરે— ઓધાજી. ૧,
અમે જમતાં હતાં તે એક થાળિયેંરે ;
રાસ રમીને રમાડી લીધાં, તાળિયેંરે— ઓધાજી. ૨
વ્હાલો ગોકુળ હતા તે મથુરા ગયારે ;
મારા નાથજી તો નમેરા થયારે— ઓધાજી ૩.
ઓધાજી ગોકુળ જઇને સંદેશો લાવજોરે ;
પ્રીતમના સ્વામીને તેડી લાવજોરે— ઓધાજી ૪.

---

## પદ ૪ ગરબી.

શું કર્યું ગીતા ગાઇનેરે, તેં શું કર્યું ગીતા ગાઇને. ટેક.
ભણ્યો ગણ્યો પણ ભેદ ન જાણ્યોરે ;
કુટુંબ પોષ્યું કમાઇનેરે— તેં શું કર્યું. ૧
પોથી વાંચી પરમારથ ન કીધુંરે ;
ધિક્ક પડ્યો પંડિતાઇનેરે— તેં શું કર્યું. ૨.
ભાગવત ભાંખ્યું હેત રૂદે ન રાખ્યુંરે ;
રહ્યો આપ સવારથ સાઇનેરે— તેં શું કર્યું. ૩.
શેષને માથે મણિ છે તોપણરે ;
તે જીવે છે જીવ ખાઇનેરે— તેં શું કર્યું. ૪.
મન મેલું તેને માંજી ન શક્યોરે ;
ટાળ્યાં નહીં કરમ કસાઇનાંરે— તેં શું કર્યું. ૫.
કહે પ્રીતમ પોતાના ડાંપણથીરે ;
ગયો ચોરાસીમાં વહેવાઇનેરે— તેં શું કર્યું. ૬.

---

## પદ ૫ ગરબી.

"હરિભજન થકી છોટા હોય તે" એ રાગ.

ગંગાજી કેછે, સતસંગને અરથેરે આવી હું સંસારમાં :
લોક શું જાણે, લક્ષ્મીવરની ભક્તિ ભાવ વિચારમાં. ટેક.
ગંગા ઇચ્છે છે કાંઇ એ રજને, એતો દુર્લભ છે શંકર અજને ;
પ્રાણી તત્પર થઇ તે એને ભજને— ગંગાજી. ૧.
જે જીવનમુક્તા છે જગમાં, સરવે તીરથ તેના પગમાં ;
તેતો નિત્ય ઝીલે છે આનંદ ઢગમાં— ગંગાજી. ૨.
ગંગા હરિ જનને સંગે રે'છે, એનો મહિમા વિરલા કોઇ લેછે ;
કહે પ્રીતમ શ્રીમુખ એમ કહે છે— ગંગાજી. ૩.

---

## પદ ૬ થાળ

ભોજન મન ભાવતાં લ્યોને માવા. ટેક.
ત્રિકમજીને તેડી લાવો, પીળાં પીતાંબર પહેરાવો ;
કંચનનાં બાજોઠ ઢળાવો— ભોજન. ૧.
ઘેવર જલેબી ઘેવર ઘીનાં, કંચન થાળ ભર્યાં બરફીના ;
તમને ભોજન ભાવે મિસરીનાં— ભોજન. ૨.
પય પકવાન મેવા મિઠાઇ, વણઝ કરીને રસોઇ બનાઇ ;
નાવું નહીં પડે જદુરાઇ— ભોજન. ૩
સૂરણ તુળી રતાળુ એવાં, શાક છત્રીસેં વ્યંજન જેવાં ;
ગિરિધર ગોઠેં ગોઠેં માગી લેવાં— ભોજન. ૪.
લક્ષ્મીજી ઘરે પાક બનાવે, વાસણમાં સામગ્રી લાવે ;
ભાવ હોય તો ભૂધર મન ભાવે— ભોજન. ૫.
જળ જમુનાની આલું ઝારી, આચમન કરો તમે દેવ મુરારિ ;
તમને આપું હું પાન સોપારી— ભોજન. ૬.
હીરા મોતી હેમ ઘરેણાં, પ્રેમે પહેર્યાં પટકુલ ઝીણાં ;
રસ ભરિયાં ભૂધરજીનાં નેણાં— ભોજન. ૭.
જો ઇચ્છા હોય રાજ તમારી, સુંદર સેજ બિછાવું સારી ;
હું તો તન મન જાઉં બલિહારી— ભોજન. ૮.
પ્રીતમના સ્વામી શામળિયા, હેતેં પ્રીતેં અઢળક ઢળિયા ;
મારાં તનડાના તાપ સર્વે ટળિયા— ભોજન. ૯.

---

## પદ ૭ ગરબી.

"ઓ રઘુવરજી રાત દિવસ મને રેજો રટણ તમારૂં" એ રાગ.

હે યશોદાજી, આવડો લાડકવાયોરે લાલ ન કીજિયે ;
ચાલો ત્યાં સુધી, સુતનાં પ્રેમચરિત્ર દેખાડી દીજિયે. ટેક.
વા'લે કૌતુક કીધું મંદિરમાં, માખણનો પિંડો લઇ કરમાં ;
બહુ માંકડલાં ઘાલ્યાં ઘરમાં— હે યશોદાજી. ૧.
વાહલો સુતાં બાળકનાં અંગ મોડે, બાંધ્યાં વાછરડાં જઇ છોડે ;
દધિભાંડ તે દૂર રહી ફોડે— હે યશોદાજી. ૨.

વાહાલો સંતાડ્યું શોધી કાઢે, ઊંચેથી હેઠું ઉતારે;
ખાય ખવરાવે ને બીજું બિગાડે— હે યશોદાજી. ૩.
વા'લો કોઇનું કીધું નવ માને, મારાં મહી ખાધાં છાનેમાને;
પરનારીનો પાલવડો તાણે— હે યશોદાજી ૪.
પ્રીતમનો સ્વામી છે રસિયો, મહી માખણ ખાવાને ધસિયો;
ધન્ય ભાગ્ય અમારાં વ્રજ વસિયો— હે યશોદાજી. ૫.

---

## પદ ૮ રાગ એજ.

હે યશોદાજી હાકલમાં રાખીને સુતને વારો;
હે નંદસતી, આળ અમારી લે છે કાન તમારો,
હું જાતી હુતી યમુના પાણી, મારી લોબડલી કાને તાણી;
હું સાંખું છું નંદકુંવર જાણી— હે યશોદાજી. ૧
મારી શેરડીએ આવે છાનો, અણઘટતી આળ કરે કાનો;
હું સાંખું છું જે છે નહાનો— હે યશોદાજી. ૨.
આવડો શું આવ્યો છે છળમાં, એ મોટપણું રાખો ઘરમાં;
નહીં લાડપણું શોભે પરમાં— હે યશોદાજી. ૩.
એ વાત હજી હું મનમાં રાખું, જન સંભળાવા હું સહી દાખું;
એ લાડ હવે હું નહીં સાંખું— હે યશોદાજી. ૪.
ઘાતીલામાં છે ઘાત ઘણી, પ્રેમે મુજથી નવ જાય કળી;
શી વાત કહું ગોવિંદ તણી— હે યશોદાજી. ૫.

---

## પદ ૯ રાગ એજ.

કહે નંદરાણી, આહીરડી અણઘટતી વાત ન કીજિયે;
કહું છું તાણી, અણસમજુ આવડાને દોષ ન દીજિયે. ટેક.
પેહેલો તમને લાગ્યો વહાલો, સૌએ ઘેરીને ઘરમાં ઘાલ્યો;
હવે કેમ લાગો કપટી કાલો— કહે નંદરાણી.

એ રીત શું જાણે રંગતણી, અજાણેથી આવ્યો તમભણી ;
તેમાં શું આવડી વાત ગણી— કહે નંદરાણી. ૨.
વ્રજનારી તમને વર્ષ થયાં, અણલેખે સઘળાં તેજ ગયાં ;
તે કાનડને કૂડાં વચન કહ્યાં— કહે નંદરાણી. ૩
મેં વહાલાને જોયો વારી, સમજાવી કહું છું વ્રજનારી ;
નંદનંદનથી હું રહી હારી— કહે નંદરાણી. ૪.

---

## પદ ૧૦ રાગ એજ.

કહે વ્રજનારી, આવડું કાં અલખું રે એમ લગાડો ;
રાખો વારી, કાનડનો નહિ સાંખું એવડો તાડો. ટેક.
મારે નહીં કંઇ સગપણ કે સાંધો, નિત્ય આવે શું છેડે બાંધ્યો
અણસમજુ શેણે છે માધો— કહે વ્રજનારી. ૧.
શા માટે આળ કરે મારી, સૌ દેખે લોક દુરાચારી ;
એ વાત કરે અવળું ધારી— કહે વ્રજનારી ૨.
હરિ એ ઘણું વાલા છે અમને, એ વાત અમો શું કહું તમને ;
હાર હૈયાનો જાણું પ્રભુને— કહે વ્રજનારી. ૩.
આવડાં શાં લાડ કરે લાલો, હોય બાળક ત્યાં લાગે વા'લો ;
ગોવિંદ હવે શું છે કાલો— કહે વ્રજનારી. ૪.

---

## પદ ૧૧ રાગ એજ.

હે વ્રજનારી, નિત્ય ઉઠી શામાટે ઝગડો લાવે,
હવે રહે વારી, કાનડને કાં કૂડાં કલંક ચઢાવે. ટેક.
આ અણઘટતું ન ઘટે તુજને, તેં વચન અનેક કહ્યાં મુજને ;
તેથી અવળું લાગે છે અમને— હે વ્રજનારી. ૧.
અલબેલાથી હિંડે આડી, ચોવટે જઇ નિત્ય કરે ચાડી ;
તેથી દિલ દાઝે મારૂં દા'ડી— હે વ્રજનારી. ૨.

મારી મોટપ તો મનમાં નાણી, મુને તેં તો દીન કરી જાણી ;
તું શું છે કંઇ ગોકુળની રાણી— હે વ્રજનારી. ૩
મર દામ અમોને નવ દેજે, કહેવું હોય તે અમને કહેજે ;
યદુનંદન રાજ સહી રહેજે— હે વ્રજનારી. ૪.

---

## પદ ૧૨ રાગ એજ.

હે વાંસલડી, વેરણ થઇ લાગીરે વ્રજની નારને,
શું શોર કરે, જાતડલી તારીરે મન વિચારને. ટેક.
તેં અવડાં કામણ શાં કીધાં, શામળિયે મુખ ચુંબન લીધાં ;
મન વ્રજ વાસીનાં હરી લીધાં— હે વાંસલડી. ૧.
તુને કોડ કરી કૃષ્ણે ઝાલી, ગૈનાદ સુણી આવી ચાલી ;
તું વિશ્વંભરને બહુ વહાલી— હે વાંસલડી. ૨.
પરંતુ તું કાંઇ નથી લાવી, ઉઘાડે છોગે છે આવી ;
ભગવાન તણે મન બહુ ભાવી— હે વાંસલડી. ૩.
તેં વ્રત વ્રતાદિક શું કીધાં, રાધાથકી માન અધિક લીધાં ;
તને આલિંગન પ્રભુએ દીધાં— હે વાંસલડી. ૪.

---

## પદ ૧૩ રાગ એજ.

રાધા પ્યારી, પ્રેમીજનને દોષ ઘણો નવ દઇએ,
કપટી ન થવું, જપ તપ કરીએ તો ભવસાગર તરીએ. ટેક.
મારો મેઘ પિતા પૃથ્વી માતા, મારા લેખ લખી ગઇ વિધાતા,
સુંદર શ્યામ મળે થઇ છે શાતા— રાધા પ્યારી. ૧.
છે બંસીવટ જનમ મારો, તેથી મુજપર મોહ્યો કંથ તારો ;
છે કોયલનાથી કંઠ સારો— રાધા પ્યારી. ૨.
મુને મોહન મુખપર માન ઘણું, વૃંદાવનમાં હરિ સંગ ફરૂં ;
હું ત્રિકમ તનમન માંહે ધરૂં— રાધા પ્યારી. ૩.

મારે પુણ્યનાં સૂત્ર બહુ પ્રગટ્યાં, મેં નટવર નાગર સુખથી રટ્યા ;
ભવસાગર જીવન ફંદ મટ્યા— રાધા પ્યારી. ૫.

---

## પદ ૧૪ રાગ એજ.

મનમોહનલાલ, મારગડો મૂકો તો મથુરા જઇયે,
સુણ ચતુર સુજાણ, પરનારી પાલવડો નવ ગ્રહિયે. ટેક.
તમે નંદકુંવર છો નાનડિયા, તમે આવો છો હેડે ચડિયા ;
તમે મારી પુંઠે કયમ પડિયા— મનમોહનલાલ ૧.
મારી પ્રાતઃકાળની વેળ મટે, મારાં મહીનાં વા'લા મૂલ ઘટે ;
મારાં મોંઘાં મહી તે શિર સટે— મનમોહનલાલ. ૨.
મારી સરખી સમાણી વહીરે ગઇ, હું તો એકલડી વનમાંરે રહી ;
મારૂં શિર તપે માથેજ મહી— મનમોહનલાલ. ૩.
પ્રીતમના સ્વામી રહો રીતે, મારો ઘાટ રોકો છો વણરીતે ;
તમને ગોરસ પાઇયે પ્રીતે— મનમોહનલાલ. ૪.

---

## પદ ૧૫ રાગ એજ.

મારા સમ દઇ, કુબજાને કેજોરે ઓધવ એટલું ;
કાંઇ ઓછું મ જાણ, સગપણ છે સરખુંરે સહુને તેટલું. ટેક.
હરિને વે'લા જમ્યાના છે હેવા, મેલજો વિધવિધના મેવા ;
એની સારીપઠે કરજો સેવા— મારા સમ દઇ. ૧,
હરિને ટાઢાં ગંગાજળ લૈ પાજો, એને ફૂલને વીંઝણે વા વાજો ;
એને રાગ વલ્લભ હોય તે ગાજો— મારા સમ દઇ. ૨.
રસિયો છે રાગતણો પ્યારો, પૂછતો સૌને થૈ થૈ કાલો ;
હઇંડે મારી ગયો સહુને ભાલો— મારા સમ દઇ. ૩.
એક પગે આગળ ઊભી રેજો, બાઇ કઠણ વચન કાંઇ મ કેજો ;
જે જોઇએ તે લાવી દેજો— મારા સમ દઇ. ૪.

દુબળા મ કરજો હો એની, તમે રાખજો ટેવ ઘણી એની ;
બીક મ ધરજો મનમાં કેની— મારા સમ દઈ. ૫.
અમે થાપણ રાખી તમ પાસે, મંગાવી લેશું મહિને માસે ;
જીવીએ છીએ એની આશે— મારા સમ દઈ. ૬.
હવે નથી રેઇ મનમાં ખામી, હૈડાંની પૂરી છે હામી ;
વશ થયા છે પ્રીતમનો સ્વામી— મારા સમ દઈ. ૭.

---

## પદ ૧૬ રાગ એજ.

સુણ વાંસલડી, વેરણ થઇ લાગીરે વ્રજની નારને,
શ્યો શોર કરે, જાતલડી તારીરે મન વિચારને. ટેક.
તું જંગલ કાષ્ટ તણો કટકો, તુંને રસિયે લીધો રંગ ચટકો ;
તે માટે આવડો શ્યો મટકો— સુણ. ૧.
તુને કહાન કુંવર કરમાં રાખે, તું અધર તણા રસ નિત્ય ચાખે ;
મુજ ઉપર દુઃખડાં શ્યાં દાખે— સુણ. ૨.
તું મોહનને સંગે મહાલે, તુજ વિના નાથને નવ ચાલે ;
તું સોકલડી થઇને સાલે— સુણ. ૩.
જો પે'લાં આવડું હું જાણતી, તારાં ડાળ મૂલ લેઇ તાણતી ;
તેની મનમાં મેહેર નવ આણતી— સુણ. ૪.
તું પ્રીતમના સ્વામીને પ્યારી, તુને ક્ષણું એક નવ મેલે ન્યારી ;
તુંમાં ભેદ ઘણો છેરે ભારી— સુણ. ૫.

---

## પદ ૧૭ રાગ એજ.

સુણ વ્રજ નારી, શ્યામાટે તું અમને દોષ ચડાવે,
પુન પૂર્વ તણાં, પાતળિયોજી પ્રેમે લાડ લડાવે. ટેક.
મેં પૂરણ તપ સાધ્યાં વનમાં, બહુ ટાઢ તડકા સહ્યા તનમાં ;
ત્યારે મોહને મેહેર કરી મનમાં— સુણ. ૧.

હું ચોમાસે ચાચર રહેતી, બહુ મેઘ ઝડી તનપર સ્હેતી;
મારાં શરીરતણી શુદ્ધ નવ રહેતી— સુણ. ૨.
મેં મારૂં અંગ વેરાવીઊં, લે સંઘાડે ચડાવીઊં;
મારાં તનપર છેદ પડાવીઊં— સુણ. ૩.
મને હરિયે હાથ ગ્રહી લીધી, પ્રીતે પોતાની તો કીધી;
લઇ અધર અમૃત પદવી દીધી— સુણ. ૪.
પ્રીતમના સ્વામીને સંગે, નિત્ય ખેલ કરૂં નવલે રંગે;
બહુ ઉલટ પ્રેમ વાધ્યો અંગે— સુણ. ૫.

---

## પદ ૧૮ રાગ એજ.

મન મોહનજી, મારગડો મેલો તો મથુરાં જાઇએ;
છો ચતુર સુજાણ, પરનારીને પડછાયે ઉભા નવ રહિયે. ટેક.
મારે પ્રાતઃકાળની વેળા વટે, તેણે ગોરસ કેરાં મૂલ ઘટે;
મારાં મેં મોંઘાં છે પ્રાણુરટે— મન મોહનજી. ૧.
સુત નંદ તણા છો નાનડિયા, શું આવો છો અડિયા અડિયા;
તમે મારી પુંઠે શા કાજે પડિયા— મન મોહનજી. ૨.
પ્રીતમના સ્વામી એ રીતે, ગોરસડાં પાઇશ હું પ્રીતે;
તમો નિત્ય રોકો છો વણરીતે— મન મોહનજી. ૩.

---

## પદ ૧૯ રાગ એજ.

હરિ ભજન થકી, છોટા હોય તે સહુથી મોટા થાયે,
તન તાપ ટળે, જનમ મરણનાં સંકટ સરવે જાયે. ટેક.
જુઓ વાલ્મીકજીની જાત વળી, જેણે દર્ભશાળામાં દેહ ધરી;
તેણે શતકોટ રામાયણ કરી— હરિ ભજનથકી. ૧.
જુઓ એકલશિંગી હરણીના, વળી વેદ વ્યાસ વિણ પરણીના;
એવા સુત પુરાણી કુણ કરણીના— હરિ ભજનથકી. ૨.

જુઓ દાસી સુતનું ઝીણપણું, જેનું પુન્ય પવિત્ર ચારિત્ર ઘણું ;
થયા નારદ મન ગોવિંદ તણું— હરિ ભજનથકી. ૩.
જુઓ શુકદેવનું તમે મૂળ શોધી, પશુઘાતી હતો સુડીઓ લોધી ;
થયા ઇશ્વર આપે અક્રોધી— હરિ ભજનથકી. ૪.
જુઓ માંડવની મેંડકી માતા, થયા વસિષ્ઠ વેશ્યા વિખ્યાતા ;
એવા ચતુરાનન પંકજ જાતા— હરિ ભજનથકી. ૫.
જુઓ અગસ્તની માતા ગાગર, જેણે એક અંજલિયે પીધાસાગર ;
વૃજ વનિતાએ વશ કીધા નાગર— હરિ ભજનથકી. ૬.
જુઓ અશુચિ જળ ગંગામાં ભળિયું, તેતો ગંગાજળ થૈ પરવરિયું ;
જેમ પારસ સ્પરશે લોહ ટળ્યું— હરિ ભજનથકી. ૭.
ઇતો જાતભાત સહુની જાણી, હરિને ભજે તે હરિના પ્રાણી ;
કહે પ્રીતમ ઓળખો એધાણી— હરિ ભજનથકી. ૮.

---

એકાદશી વ્રતવિષે,

## પદ ૨૦ રાગ એજ.

આવી એકાદશી, વૈષ્ણવ જનને વ્હાલપની કરનારી,
જેને હરિ વહાલા, ઉર અંતરમાં સદાય તેને પ્યારી ટેક.
ભાઇ જે કોઇ કરશે એકાદશી, તેને હરિની ભક્તિ રૂદે વસી ;
તે જનને મણા નવ રહી કશી— આવી. ૧.
જે હરિ દિવસને ચહાય છે, તેનાં દુઃખ દારિદ્ર સહુ જાય છે ;
તેના પિત્રાઇ સુખિયા થાય છે— આવી. ૨.
જે હરિ મંદિર દરશન જાય, મહાસુખિયાથી સુખિયો થાય ;
તે અક્ષર ધામ વૈકુંઠ જાય— આવી. ૩.
જેનાં કુળમાં એકાદશી ચાહ્ય છે, તે વ્રત કરી હરિગુણ ગાય છે ;
વળી હરિ રસ પિયે ને પાય છે— આવી. ૪.
એક રાજ કુંવરિયે રસ પીધો, તેણે તે દિવસ તો સહી કીધો ;
પછી સ્વામીને મરવા દીધો— આવી. ૫

તેને ચતુર્ભુજે કીધો સીધો, તેને આરતિયો કરીને લીધો ;
જેણે એકાદશીમાં કાળ કીધો. આવી. ૬.
જેમ યાગ યજ્ઞ તીરથ જાશે, જે કાશીમાં જઇને નહાશે ;
તે વ્રત એકાદશી કરતાં થાશે— આવી. ૭.
જે લક્ષ ગાયોનું પુન્ય કરશે, તે જન મુકિતમાં ભળશે ;
એ એકાદશી કરતાં વળશે— આવી. ૮.
જે કોઇ હેત ધરી જાગ્રણ કરશે, આઠે પોહોર હરિનું ધ્યાન ધરશે ;
તેના કરમ તણું પાનું ફરશે— આવી. ૯.
જે બાર મહિનાની ચોવીસ કરશે, તેને છેલછબીલો વર વરશે ;
કહે પ્રીતમ પ્રેમ ભાવે તરશે— આવી. ૧૦.

---

## પદ ૨૧. રાગ એજ.

તજ દેહ અભિમાન, મિથ્યા સુખ સારૂં શું ફોગટ ફૂલે ;
સત વચન વિચાર, બેર બેર સંસાર વિષે શું ભૂલે. ટેક.
તારી કાયાનો કાચો પાયો, તે દેખીને શું લોભાયો ;
રવિ નંદન દિલમાં છે ડાહ્યો— તજ. ૧.
તારી જમ કિંકર હણશે છાતી, ત્યારે કયાં જાશે તારી કુળ જ્ઞાતિ ;
જઇ અવતરશો પશુ જાતિ— તજ. ૨.
દુઃખ અસિપત્રના દીઠાં રે નથી, તેતો પંચમ સ્કંધમાં કહ્યાં કથી ;
તે ભોગવશો તમે રતી રતી— તજ. ૩.
કહે પ્રીતમ કંઇક સાધન કરજે, ભાઇ હરિ નામ હૃદયે ધરજે ;
નામ નાવ ચઢી ભવસિંધુ તરજે— તજ. ૪.

---

## પદ ૨૨ રાગ એજ, ગરબી.

રસ અગમ અપાર સુરીનર પાર ન પામેરે, મન વાણી કરી,
મારો વ્હાલોજી પ્રેમીને રસ પાવા, પ્રગટ્યા શ્રીહરિ. ટેક.

રસ દેવકીને ઉદર ઉદય થયો, રસ રેડયો તે ગોકુળ ગયો ;
બ્રજ જનને જય જયકાર ભયો— રસ. ૧.
રસ ચાખ્યો નંદ તણી રાણી, રસ ચાખ્યો ગોતમની ઘરૂણી ;
રસ બળિ પીધો બંધન આણી— રસ. ૨.
રસ મીરાં મુક્તા થઇ માણી, રસ ચાખ્યો છે કુંતા રાણી ;
રસ પૂરણાનંદ કુબજા જાણી— રસ. ૩.
રસ પ્રહલાદે પ્રગટ લીધો, રસ પીતાં ધ્રુવ અવિચળ કીધો ;
રસ જનક વિદેહે પાયો ને પીધો— રસ. ૪.
રસ જયદેવે જુગતે જાણ્યો, રસ પદ્માવતિયે પરમાણ્યો ;
રસ દ્રુપદ સુતાએ સભામાં આણ્યો— રસ. ૫.
રસ વ્યાસ સુત શુકદેવે ચાખ્યો, રસ ઉત્રા કુંવરિયે પરીક્ષત દાખ્યો ;
રસ ભૃષુભાન સુતાએ ઉરપર રાખ્યો. રસ. ૬.
રસ શિવ શકિતને બહુ ભાવે, રસ સનકાદિક નારદ ગાવે ;
રસ શેષ શારદા મુખે આવે— રસ. ૭,
રસ અજર્યો ઝરે નહીં એવો છે, રસ માનવિયોને મેવો છે ;
રસ સંતોને માણ્યા જેવો છે— રસ. ૮.
રસ પીજીરે પીધાને ટાંણે, રસ ન જડે ખરચે નાંણે ;
બોલ્યા દુર્ભાગિયા દૂર જાણે— રસ઼ ૯.
રસ જામ્યો છે પ્રેમીને ધામે, રસ ઠેરાશે નીચે ખામે ;
એવા જગત ભમે છે દુજે ભામે— રસ. ૧૦.
રસ રીઝ પ્રીતથી છે ન્યારો, રસ પીશે રસનો પીનારો ;
રસ પિયે તેને બહુ પ્યારો— રસ. ૧૧.
રસ પીજીરે પ્રીતિ ધારી, રસ પીશે રસના અધિકારી ;
પ્રીતમના સ્વામીને જાઊં બલિહારી— રસ. ૧૨.

---

## પદર ૨૩ રાગ એજ.

મન માને નહીં, સો કેરા સમજાવું તોય શું થાયે,
ખલ કઠણ કઠોર, ચંચળ ચોર ચપળ ચિત્ત ચોદશ જાયે. ટેક.

મન ભૂત તણી પેઠે ભમતું, મન માયામાં રહે છે રમતું ;
તને હરિ ભજવાનું નથી ગમતું— મન. ૧.
જમ કિંકરનો ભય જાણે, તો મિથ્યા સુખને શિદ માણે ;
ગયો અવસર ફરમાં નવ આણે— મન. ૨.
મળ્યો મનુષ્ય દેહ તેમાં નહીં મણા, તું તો ગાને ગુણ ગોવિંદ તણા ;
અઘ ઓઘ તણા અંબાર ભર્યા— મન. ૩.
મુગદળનો માથે માર પડે, તોયે ફરી ફરી તે દ્વાર અડે ;
ફળ દેખી મરકટ ઝાડ ચડે— મન. ૪.
કહે પ્રીતમ ચેતી લે પ્રાણી, શું સુતો સોડ ઘણી તાણી ;
તારે માથે મણનો ભય જાણી— મન. ૫

---

## પદ ૨૪ રાગ એજ.

ધન્ય આજ ઘડી, સંત પધાર્યા પ્રેમે પાવન કીધાં,
અતિ આનંદ અપાર, દયા કરીને અમને દરશન દીધાં. ટેક.
સંત સનમુખ જાતાં સુકૃત ઘણું, ડગલે ડગલે ફળ જગનતણું ;
સંત સેવાનાં સુખ મુખે શ્યાં ભણું રે— ધન્ય. ૧.
સંત વૈકુંઠ પતિને અતિ પ્યારા, ક્ષણું ઘડી એક ન મુકે ન્યારા ;
રસ ભક્તિ મુક્તિને જાનન હારા— ધન્ય. ૨.
જે તીરથ ગંગા ગોકુળ ચર્ણ વિષે, એમ શ્રુતિ સ્મૃતિને વેદ ભાંખે ;
મહારાજ ભણે છે શ્રીમુખે— ધન્ય. ૩.
હરિજન હરિ સરખા હેલી, તેને મળિયે મરજાદા મેલી ;
થાય અરસ પરસ આનંદ એલી— ધન્ય. ૪.
એને ભેટતાં તે ભવદુઃખ પાપ ટળે, લખ ચોરાશીના તાપ ટળે ;
કહે પ્રીતમ એનાં શ્યાં ભાગ્ય ભળે— ધન્ય. ૫

---

### ઉપદેશવિષે.

## પદ ૨૫ રાગ એજ.

દેહ મનુષ્ય ધરી, હરિને ન જાણ્યા તેણે સરવસ ખોયું,
મારા વાલાજી, મહામણિ મૂકીને પત્થર ચિત્ત પ્રોયું. ટેક.

તેં અમૃત ઢોળી વિષ પીધું, તેં હાથે કામ ફૂડું કીધું ;
તેં મિથ્યા માતને દુઃખ દીધું— દેહ મનુષ્ય ધરી. ૧.
તને જાળવિયો જઠરા માંહી, તારૂં રક્ષણ કર્યું પ્રભુએ ત્યાંહી ;
તેને સંભાર્યો સુપને નાહીં— દેહ મનુષ્ય ધરી ૨.
તેં જગપતિને નવ જોયો, કલ્પવૃક્ષ તજી બાવળ બોયો ;
તેં ઉત્તમ જન્મ એળે ખોયો— દેહ મનુષ્ય ધરી. ૩.
એની દેહ અશુદ્ધ અશુદ્ધ વાણી, જેણે પ્રીત પ્રભુ સું નવ આણી ;
એ અધમ જાત પામર પ્રાણી— દેહ મનુષ્ય ધરી. ૪.
એને કૃતઘ્નો સરખા કહિયે, તેના સંગે તે સરખા થૈયે ;
કહે પ્રીતમ એથિ અળગા રહિયે— દેહ મનુષ્ય ધરી. ૫.

---

## પદ ૨૬ રાગ એજ.

હરિભજનવિના, દુઃખ દરિયા સંસારનો પાર ન આવે,
જડબુદ્ધિ જીવ, સંતવિના શુદ્ધ મારગ કોણ બતાવે. ટેક.
તેં અનેકવાર અવતાર ધર્યો, કેં કર્મ તણા કોઠાર ભર્યો ;
અઘ ઓઘ તણા અંબાર કર્યા— હરિભજનવિના. ૧
ફર્યો ચાર ખાણ લખ ચોરાસી, થયો જળચર સ્થળચર ગર્ભવાસી ;
માયાબંધન થકી ન શકયો નાસી— હરિભજન વિના. ૨
પામ્યો મનુષ્યા દેહમાં નહિરે મણા, ધન ધામ પુત્ર પરિવાર ઘણા ;
હવે ગાઇ લે ગુણ ગોવિંદ તણા— હરિભજન વિના. ૪.
તું ઝાડ પહાડનું રૂપ થયો, તેં શીત વૃપા શિર તાપ સહ્યો ;
તારાં કષ્ટનો પાર નવ જાય કહ્યો— હરિભજનવિના. ૪.
દુઃખ જન્મ મરણ એવું જાણી, શું બેઠો છે આળસ આણી ;
કહે પ્રીતમ ચેતી લે પ્રાણી— હરિભજનવિના. ૫,

---

## પદ ૨૭ રાગ એજ.

હરિભજન કરો, ભય ભાગે જમદૂતનો ભક્તિ ભાવે ;
અંતકાળ સમે, હરિનું બાનું હોય ત્યાં જમ શીદ આવે. ટેક,

જેને તિલક છાપ તુળસીની માળા, જેને મુખડે ગોવિંદ ગોપાળા ;
તેને શું રે કરશે જમડા કાળા— હરિભજન કરો. ૧.
એવો ભજન તણોજ પ્રતાપ છે, જેને ભક્ત નામની છાપ છે ;
તેની લખ ચોરાસી માફ છે— હરિભજન કરો. ૨.
એવું નિર્ભે નારાયણનું ખાનું, જેનું ત્રિલોકમાંહી નથી છાનું ;
તેનું ખોળે નરવિનંદન પાનું— હરિભજન કરો. ૩.
પ્રાણી મારૂં મારૂં ન મિથ્યા કરવું, એક ધ્યાન હરિનું નિત્યે ધરવું ;
કહે પ્રીતમ ભવસાગર તરવું— હરિભજન કરો. ૪.

---

## પદ ૨૮. ગુરૂ મહિમા.

### સાખી.

પ્રથમ નમું ગુરુદેવને, જેણે આપ્યું નિજ જ્ઞાન ;
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, ટળ્યું દેહ અભિમાન. ૧.
તત્ત્વસાર ત્રૈલોકમાં, ગુરુ ગોવિંદ એકરૂપ ;
આદિ અંત મધ્ય એજ છે, હરિ ગુરુ સંત સ્વરૂપ. ૨.
હરિગુરુ સંતે કરી દયા, હર્યો સકળ સંદેહ ;
પૂરણ પુરૂષ પરમાતમા, જેથી પ્રગટે પૂરણ નેહ. ૩.

---

### મોતીદામ છંદની ચાલ.

હરિ ગુરુ સંત સદા સેવું, જેનું નિત નામ નિરંતર લેવું ;
ગુરુ ગોવિંદ એક રૂપ જાણ, રખે ભિન્નભાવ રૂદેમાં આણ. ૧.
ગુરુ ગોવિંદથકી છે અધિક, જેની પરમારથ કારણ શીખ ;
ગોવિંદના સરજ્યા પડ્યા જીવ જાળ, ગુરુ તેની મુક્તિ કરે તતકાળ. ૨.

એવા ગુરુ પૂરણ પ્રેમ દયાળ, પોતાનો જાણીને કરે પ્રતિપાળ ;
ગુરુતણું જ્ઞાન ગ્રહ્યું શુકદેવ, સંસાર સમુદ્ર તર્યા તતખેવ. ૩.
મળ્યા ગુરુ નારદને ગુણરાશિ, તો ટળી તતક્ષણ માયા ચોરાશી ;
ગુરુ વિના કોઇ ન પામે પાર, જેના જશ ગાય ઉમા ત્રિપુરાર. ૪.
વિરંચી વ્યાસ દવે ગુરુ ઇષ્ટ, ન જાણે મહિમા પ્રાણી પાપિષ્ટ ;
તેને ગુરુદ્રોહી કૃતઘ્ની કહિયે, જેણે ગુરુ જ્ઞાન ધર્યું નહીં હઇયે. ૫.
ગુરુને આપ બરાબર જાણે, તેને જમદુત વૈતરણીમાં તાણે ;
ગુરુને ગાળ કાઢે તે કપૂત, તેનું મુખ શૂળે ભરે જમદૂત. ૬.
ગુરુની સેવામાં ચૂક પડાવે, તેને હરિ ચક્રની ધારે ચઢાવે ;
ગુરુની નિંદા સુણે નિરધાર, સીસું ગાળી રેડે શ્રવણમોઝાર. ૭.
ગુરુને ચરણે નમાવે નહીં શીષ, તેને શત્રુરૂપે ગણે જગદીશ ;
ગુરુની સજ્જાએ જે પગ ધારે, તેને ત્રિલોકમાં કોણ ઉગારે. ૮.
ગુરુ મરજાદ ન રાખે કોય, તે તો નર રણમાં રાક્ષસ હોય ;
ગુરુ વિના ચાટક જેવો સાપ, જેનું મુખ દીઠે ચડે બહુ પાપ. ૯.
ગુરુ વિના નગુરો ફરે જન જેહ, મુવા પછી ઢોર અવતરે તેહ ;
એવું ગુરુ ગીતામાં કહે કેશવરાય, જેને વેદ શાસ્ત્ર નિરંતર ગાય. ૧૦.
ગુરુ બ્રહ્મા કેવળ જ્ઞાન સ્વરૂપ, જેને રૂદે આતમ તત્ત્વ અનૂપ ;
છે તત્ત્વમસિમાં અખંડ આનંદ, ત્રિગુણાતીત ટળે ભવ ફંદ. ૧૧.
એવા ગુરુ પ્રેમે કરી જે પૂજે, તેના ઘટમાંહી ત્રિભુવન સૂજે ;
ગુરુનું પ્રેમે ચરણોદક પીધું, તેણે ત્રિલોકનું તીરથ કીધું. ૧૨.
પામે પરસાદ ગુરુનો પ્રીતે, જાણે તેણે યજ્ઞ કર્યા લક્ષ નિત્યે ;
ગુરુને પ્રેમે સંતોષ પમાડ્યા, જાણે તેણે ચૌદે લોક જમાડ્યા ; ૧૩.
ગુરુને પરિક્રમા કરી લાગે પાય, તેને સહુ સાધન સેહેજે થાય ;
એવા ગુરુ જાણીને આવ્યો શરણ, નિવારો નાથ જન્મ ને મરણ. ૧૪.
ધરી ધરી દેહ પામ્યો મહા દુઃખ, હવે હરિ આપો અવિચળ સુખ ;
પીડાયો પાર વિના માહારાજ, હવે હરિ બાંહ્ય ગ્રહ્યાની લાજ. ૧૫.
જોશો અપરાધ અમારા ઇશ, ત્યારે કોઇ કાળે હું કેમ તરીશ ;
જ્યારે નિજ માત બાળકને મારે, ત્યારે તેને બીજું તે કોણ ઉગારે. ૧૬.
અભયપદ બિર્દ તમારૂં હોય, આવે શરણે તેને હણે ન કોય ;
તમો ગુણ ગાએ જો કર્મ ન નાસે, ત્યારે કોણ ચર્ણ તમારાં ઉપાસે. ૧૭.

રવિને ઉગે રહે અંધકાર, ત્યારે તેને શીદ ઇચ્છે સંસાર ;
અમૃતને પીધે જો રોગ ન જાય, ત્યારે શો અમૃતનો મહિમાય. ૧૮.
સુરતરૂ સેવે ન ભાગે ભૂખ, ત્યારે તેને કોણ કહે સુરવૃક્ષ ;
તીરથને નાચે ન જાયે પાપ, ત્યારે શો તીરથનો પરતાપ. ૧૯.
પારસને પરસે ન હોયે હેમ, ત્યારે તેને પારસ કહિયે કેમ ,
સિંહને શરણે જો જંબુક ખાય, ત્યારે સિંહ શરણે ગયે શું થાય, ૨૦.
રામ નામ લીધે દમે અજ્ઞાન, ત્યારે કોણ કેશે ભલા ભગવાન ;
કામ, ક્રોધ, લોભ, લૂટે જ્યારે ચોર, ત્યારે શું નાથ તમારૂં જોર. ૨૧.
ધણીમાં જ્યારે મળે નહીં ઢંગ, તેની ત્રિયા કરે ઉઘાડે અંગ;
પતિવ્રતા નાગી પતિને લાજ, જુઓ મનમાંહીં તમે માહારાજ. ૨૨.
પીડા પામે દાસ પ્રભુને ખોટ, અમોપર કાળ ચલાવે ચોટ ;
પ્રભુનું ભજન કરે તે પીડાય, તે તો તમને બટો છે જદુરાય. ૨૩.
આપો નિજ ભક્તિ સંગ ઉમરાવ, રૂદે ખેડું ઉજડ ફેર વસાવ ;
બેસારોને બેરખ નામ તમારૂં, તેણેકરી કારજ થાય અમારૂં. ૨૪.
ત્યારે ફરી નગર ન લૂટે કોય, જ્યારે રખવાળું હરિનું હોય ;
આવી પ્રભુ કરો રૂદેમાં વાસ, ત્યારે સહુ થાય અવિદ્યા નાશ. ૨૫
વરતાવોને એક તમારી આણ, ઉઘાડોને રામ રતનની ખાણ ;
દીનપણું દૂર કરો જદુનાથ, હવે હરિહેત કરી ઝાલો હાથ. ૨૬.
બોલાવી પાસ બેસાડી બાપ, પમાડો શીદ હવે પરિતાપ ;
ભમાવો શીદ હવે ભગવાન, દયા કરી દીજે અભય પદ દાન. ૨૭.
નાઠે નહીં છૂટો ત્રિભુવન નાથ, ન મૂકું શ્યામ તમારો સાથ ;
વેરી મેઘ બિંદુ બરાબર હોય, તમારો સંગ ન મૂકું તોય. ૨૮.
માયાને વારો તમો રામરાય, નથી મુને જંપવા દેતી જરાય ;
કરે છે સાંધા વાંધા બહુ જોર, એવું એનું કારમું કામ કઠોર. ૨૯.
હરિગુરુ સંતમાં અંતર પાડે, જીવને લાલચ લોભ દેખાડે ;
એને કોઇ જીતે માહા શૂરવીર, ડગે નહીં ધર્મ ધુરંધર ધીર. ૩૦.
સાગર સાતતે અંજલિ નીર, ગોપદ ભૂમિ ગગન સમીર ;
શૂન્યમાં પૂરણ દેખે સોય, મૃત્યુ તેને અમૃતનું ફળ હોય. ૩૧.
જાણો કોઇ માગશે મારી પાસ, એવું રખે રાખતા શ્રી અવિનાશ ;
રિદ્ધિસિદ્ધિ મારે ન જોઇએ મુક્તિ, ન માગું જોગ સિદ્ધિની જુક્તિ. ૩૨.

ન માગું એક છત્ર સમરાજ, ઇંદ્ર તણા આસનનું નહિ કાજ ;
ઇચ્છું નહીં અજ પદ ને કૈલાસ, ન માગું ગૌલોક વૈકુંઠ વાસ. ૩૩.
પદ રજ એક ચઢાવું શીષ, તમારી મેહેર માયાને અધીશ ;
ઇચ્છું નહીં અન્ય પદારથ કાંઇ, રાખે નિજ ચરણ કમળની છાંઇ. ૩૪.
માગું પ્રેમ ભક્તિ સત સંગ સાર, માગું જશ ગાવા લીલા અવતાર ;
નડે નહીં કોય મને સંસાર, રહું નિજ નામ તણે આધાર ૩૫.
પ્રીતમ પતિત ઉદ્ધારણ નામ, તાર્યાં કઇ કોટિ પામ્યા નિજધામ. ૩૬.

સાખી.

સત્ય નામ પ્રભુ તમતણું, સત્ય સત પુરૂષ વિચાર,
કહે પ્રીતમ શુદ્ધ ભાવસું, દીજે નિત દિદાર ;
ગાય શીખે ને સાંભળે, ધરે નિરંતર ધ્યાન,
કહે પીતમ નર નારમાં, નહીંકો તેહ સમાન ;
છુટવાનો ઉપાયે કરે, તેમ તેમ જીવ બંધાએ,
આપ બસે છુટે નહીં, છોડે ત્રિલોવનરાયે.

---

## પદ ૨૯ મોતીદાસ છંદ

### ગુરૂમહિમા ૨ જો.

ભજો ગુરુ બ્રહ્મ નિરંતર નામ, વિરાજહિ વિશ્વ ચરાચર રામ ;
વિધિતન આદિયે કીટ પર્યંત, વદે બહુ રૂપ ધરી ભગવંત. ૧.
નિરંજન અંજનમાં રહી આપ, જપે નિજનો નિજ નિત્યજ જાપ ;
થયાનિજ સ્વામી થયાનિજ શિષ્ય, થયા નિજ રંક થયા નિજ ઇશ. ૨.
થયા નિજ મેઘ થયા નિજ મોર, થયા નિજ શાહુ થયા નિજ ચોર ;
થયા નિજ કાયર ને નિજ શૂર, થયા નિજ ચંચળનેજ ચતુર. ૩.
કરે નિત દાન થતા વળી દીન, થયા ગુણવાન વળી ગુણહીન ;
પ્રકાશક આપનું આપજ રૂપ, દીઠું સચરાચર બ્રહ્મ સરૂપ. ૪.
ધરી જગમાં બહુ મોહની જાળ, રમે રહી ઓથ શ્રીકૃષ્ણ મોરાર ;
કરે બહુ ખેલ મદારિય જેમ, વિભો ત્રણલોક રચે નક્કી તેમ. ૫.

માયાથકી પૂર્ણ રચ્યું બ્રહ્માંડ, કર્યા સપ્ત દ્વીપ અને નવ ખંડ ;
દશે દિશમાં વસતાં બહુ ગામ, વળી સહુ ગામ મહીં બહુ ધામ. ૬
રહે નરનાર ઘરો ઘર સાર, ધરી બહુ નામ અનેક પ્રકાર ;
વિભો વડબીજ કરી વિસતાર, કૃપા કરી છાઇ રહ્યોજ સંસાર. ૭.

## પદ ૩૦ છંદ ચોપાયા.

શા માટે તું સુઇ રહ્યો છે, અચેત પામર પ્રાણી ;
માથા ઉપર મરણ ભમે છે, તેની ખબર ન જાણી. .
મહા મોટા જોદ્ધા જોરાવર, કૂટી નાંખ્યા કાળે :
ક્ષણું માત્રમાં કૂદી જાતા, સમુદ્રને એક ફાળે. ૨.
જેની ચાલે ધરતી ધ્રુજે, આભ ઉંડણ ભરતા ;
જેની ફુંકે પરવત ફાટે, તે નર દીઠા મરતા. ૩.
મધુ કૈટભ ને મારી નાંખ્યા, દીતી સુત સંહાર્યા ;
અતિ બળિયા અહંકારી આગે, તેના ગર્વ ઉતાર્યા. ૪.
રાવણ કુંભકર્ણ દુર્યોધન, કાળ યવન ને કંસ ;
ખપી ગયા તે ખોળ્યા ન જડ્યા, જેવા અર્કના અંશ. ૫.
મધુસૂદન છે નામ હરિનું, કોઇનો મદ ન રાખે ;
કાંકરડાની પેરે તેને, કડાક કાઢી નાંખે. ૬.
અરે બાપડા જીવ અભાગી, શીદ ફરે છે ફૂલ્યો :
મિથ્યા સુખમાં મોહી રહ્યોને, ભજન હરિનું ભૂલ્યો. ૭
હરિ હીરો હારીને બેઠો, કૂડું કામજ કીધું ;
અમૃત રસને ઢોળી દઇને, ઝેર હળાહળ પીધું ૮.
સુર તરૂ સીતાવર મૂકીને, સંસાર સીમળો સેવ્યો ;
પથ્થર માટે પારસ ખોયો, મૂઢ નહિ તુજ જેવો. ૯.
સો ગાડાં શીખામણ દીજે, મુરખ રતિ ન રાખે ;
સાર વસ્તુ તો સમજે નહીંને, અસાર ઉરમાં નાંખે. ૧૦.
જાણે નહિ જે હાણ વૃદ્ધિને, તેને શું સમજાવે ;
કહે પ્રીતમ ચેતીલે ચિત્તમાં, ફરિ અવસર નહિ આવે. ૧૧.

## પદ ૩૧ છંદ ૨ રાગ એજ.

હીરા મોતી નામ હરિનું પથ્થર બીજી વાતો ;
કહે પ્રીતમ મૃગજળ દેખીને, રખે પીવા તું ધાતો. ૧.
ધાયા તેતો ધૂળ કમાયા, ડાહ્યા થઇ દંડાયા ;
કહે પ્રીતમ માયાને મુસળ, ખુબ નરે ખંડાયા. ૨.
ખંડાયા તે ખોળ્યા ન જડ્યા, આટો થઇને ઉડ્યા ;
કહે પ્રીતમ સંસાર સિંધુમાં, બહુવાર તે બૂડ્યા. ૩.
બૂડ્યા તેને કોણ બચાવે, આપે અવળા ચાલે ;
કહે પ્રીતમ પોતાને હાથે, ફાંસી ગળામાં ઘાલે. ૪.
મહા માયાના મોટા ફાંસા, તે તોડયા નવ તૂટે ;
કહે પ્રીતમ હરિ દયા કરે તો, જગત જાળથી છૂટે. ૫.
કાળે કૂટ્યા જમડે લૂટયા, ચોરાસીમાં પડિયા ;
કહે પ્રીતમ અજ્ઞાની એવા, આપે તે આથડિયા. ૬.
આથડતાને કોણ ઉગારે, કર્મ તણો કૂટારો ;
કહે પ્રીતમ સેવો સદ્ગુરુને, એ તરવાનો આરો, ૭.
જ્ઞાન વિનાનો ઘેલો થૈને, નહિ કરવાનું કીધું ;
કહે પ્રીતમ અમૃત ઢોળીને, ઝેર હળાહળ પીધું. ૮.
અમૃત તે ઉપદેશ ગુરુનો, ઝેર અવિદ્યા જાણો ;
કહે પ્રીતમ પરમારથ મૂકી, સ્વારથને શીદ તાણો. ૯.

---

## પદ ૩૨ કક્કો ૧ છપાયા છંદ.

કક્કા કર સદ્ગુરુંનો સંગ, રૂદે કમળમાં લાગે રંગ,
અંતરમાં અજવાળું થાય, માયા મનથી દૂર પળાય ;
લિંગ વાસના હોગે ભંગ, કકકા કર સદ્ગુરુનો સંગ. ૧.
ખખ્ખા ખરેખરી છે વાત, તે શ્રીમુખે કહી સાક્ષાત,
જ્ઞાની મુનિ જોગી જતી, ગુરુ કૃપાવિણ સિદ્ધિ નથી ;
જન્મ મરણની મટશે ઘાત, ખખ્ખા ખરેખરી છે વાત.

ગગ્ગા ગુરુની સેવા કરો, પર નિંદા પર ધન પરહરો,
પ્રપંચ તે પડવાનો ઠામ, સાચે રાચે સીતારામ ;
એ શીખામણ ચિત્તમાં ધરો, ગગ્ગા ગુરુની સેવા કરો. ૩.
ઘઘ્ઘા ઘણું કહે શું થાય, ભવ તરવાનો એ ઉપાય,
સમજીને સંશય ટાળવા, બાહ્યાંભ્યંતર હરિ ભાળવા ;
જોતાં જીવ દશા તો જાય, ઘઘા ઘણું કહે શું થાય. ૪.
નન્ના નિર્મળ તેની દશા, જેને હરિ હૃદયામાં વશ્યા,
પોતાના અવગુણને હણે, પરનાતો હૃદયે નવ ગણે ;
કોના દોષ ન દેખે કશા, નન્ના નિર્મળ તેની દશા. ૫.
ચચ્ચા ચિત્તમાં ચેતીલે, માથે મરણ તણો છે લે,
કાયા ઉપર તાકે કાળ, મોહ પારધીએ માંડી જાળ ;
તેમાં હરિ રાખે તો રહે, ચચ્ચા ચિત્તમાં ચેતી લે. ૬.
છછ્છા છે માયા ગુણમયી, બળવંતી પણ દીસે નહીં,
દાનવ માનવ ને દેવતા, આધીન થઇ સૌએ સેવતા ;
હરિજન આગે હારી રહી, છછ્છા છે માયા ગુણ મહી. ૭.
જજ્જા વિરલા જાણે ભેદ, માયા પ્રપંચ વિધિ નિષેધ,
તે માયાનું તજવું માન, માયાપતિ ભજવા ભગવાન ;
અંતરમાં ઉપજે નિર્વેદ, જજ્જા વિરલા જાણે ભેદ. ૮.
ઝઝા ઝાંખી જોને જેહ, વિણ વાદળ જ્યાં વરસે મેહ,
વિના સરોવર અંબુજ સાર, વિના ભમર ઊઠે ગુંજાર ;
વિના અર્ક અજવાળું જેહ, ઝઝા ઝાંખી જોને તેહ. ૯.
નન્ના નામ નાવ છે સાર, જે બેસે તે ઉતરે પાર,
કાળ કર્મ નહીં લાગે લેશ, છે આનંદી હરિનો દેશ ;
તે પદને પામે નિરધાર, નન્ના નામ નાવ છે સાર. ૧૦.
ટટ્ટા ટેક જનમની ટળે, અંતરજામી ઘટમાં મળે,
નાના મોટા હરિના ઘાટ, કાંઇ સુક્ષ્મ ને કાંઇ વૈરાટ ;
હરિને ભજતાં હુંપદ ગળે, ટટ્ટા ટેક જનમની ટળે. ૧૧.
ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક, જ્યાં ન મળે બીજાની બીક,
નિર્ભય નારાયણનો વાસ, પ્રેમ ધરીને રાખે પાસ ;
સમજી માની લેને શીખ, ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક. ૧૨.

ડડ્ડા ડાપણ મૂકી દે, સદ્દગુરૂને શરણે જે રહે,
વચન તણો રાખી વિશ્વાસ, કુ કલ્પનાનો કરજે નાશ ;
ઉપાધિથી અળગો રહે, ડડ્ડા ડાપણુ મૂકી દે. ૧૩.
ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું, રૂડા પુરૂષને હૃદયે રહ્યું,
સમજ્યા તેણે લીધો સાર, ગાફલ નર તો ખાશે માર ;
જોતામાં જોબન તો ગયું, ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું. ૧૪.
રેણા રણ ચોરાસી તણું, તેનું વ્યાજ વધે છે ઘણું.
હાણીગણુમાં ડૂબી ગયો, દેવાળું કાઢી ને રહ્યો ;
જમકિંકર કરશે તાપણું, રેણા રણ ચોરાસી તણું. ૧૫.
તત્તા તારૂં આપ તપાસ, કયાંથી આવ્યો કયાં તુ જાશ,
ખેપ કરીને ખોળી કાઢ, હરીફ હોય તો લાગે હાડ ;
મૂરખના મનમાં નહીં ત્રાસ, તત્તા તારૂં આપ તપાસ. ૧૬.
થથ્થા થિરતો રહેવું નથી, કોણ રંક કોણ પૃથ્વીપતિ.
આજ કાલમાં જાવું જહી, કોટિ ઉપાયે રહેવું નહીં ;
ભાવ ધરી ભજ કમળાપતિ, થથ્થા થિરતો રહેવું નથી. ૧૭.
દદ્દા દેહ દેવળમાં દેવ, સેવક થઇને કરને સેવ
પ્રેમ પુષ્પ ને ચંદન હાર, જ્ઞાનદીપક ઘટમાં અજવાળ ;
અંતરનો ટાળે અહંમેવ , દદ્દા દેહ દેવળમાં દેવ. ૧૮.
ધદ્ધા ધરજે ધારણ ધીર, વાચ કાછ વશ રાખે વીર,
શબ્દતણી ગ્રહજે સમશેર, શત્રુ દળમાં પાડે ભેદ ;
સદગુરુ બખ્તર પે'ર શરીર, ધદ્ધા ધારણ ધરજે ધીર. ૧૯.
નન્ના નિશાન ગુરુનું છેય, ધીર વીર પગ રોપી રેય,
કાયર નરનું નહીં ત્યાં કામ, શૂરવીરનો સાચો સંગ્રામ ;
જીત્યા નિર્ગુણ જગમાં જેય, નન્ના નિશાણ ગુરુનું છેય. ૨૦.
પપ્પા પુરાની છે પ્રીત, મેરૂ ચળે પણ ન ચળે ચિત્ત,
ધ્રુવની પેરે અવિચળ રહે, સ્તુતિ નિંદાને સુખ દુઃખ સહે ;
નારાયણને નિરખે નિત, પપ્પા પુરાની છે પ્રીત. ૨૧.
ફફ્ફા ફોગટ તે કોણ ફરે, સચેત થઇ હરિસમરણ કરે,
જન્મ મરણમાં આવે નહીં, જેનુ મન વસિયું હરિ મહીં ;
જઠરા વાસ ન નિશ્ચે કરે, ફફ્ફા ફોગટ તે કોણ ફરે. ૨૨.

ગગ્ગા ગુરુની સેવા કરો, પર નિંદા પર ધન પરહરો,
પ્રપંચ તે પડવાનો ઠામ, સાચે રાચે સીતારામ ;
એ શીખામણ ચિત્તમાં ધરો, ગગ્ગા ગુરુની સેવા કરો. ૩.
ઘઘ્ઘા ઘણું કહે શું થાય, ભવ તરવાનો એ ઉપાય,
સમજીને સંશય ટાળવા, બાહ્યાંભ્યંતર હરિ ભાળવા ;
જોતાં જીવ દશા તો જાય, ઘઘા ઘણું કહે શું થાય. ૪.
નન્ના નિર્મળ તેની દશા, જેને હરિ હૃદયામાં વશ્યા,
પોતાના અવગુણને હણે, પરનાતો હૃદયે નવ ગણે ;
કોના દોષ ન દેખે કશા, નન્ના નિર્મળ તેની દશા. ૫.
ચચ્ચા ચિત્તમાં ચેતીલે, માથે મરણ તણો છે ભે,
કાયા ઉપર તાકે કાળ, મોહ પારધીએ માંડી જાળ ;
તેમાં હરિ રાખે તો રહે, ચચ્ચા ચિત્તમાં ચેતી લે. ૬.
છછ્છા છે માયા ગુણમયી, બળવંતી પણ દીસે નહીં,
દાનવ માનવ ને દેવતા, આધીન થઇ સૌએ સેવતા ;
હરિજન આગે હારી રહી, છછા છે માયા ગુણ મહી. ૭.
જજ્જા વિરલા જાણે ભેદ, માયા પ્રપંચ વિધિ નિષેધ,
તે માયાનું તજવું માન, માયાપતિ ભજવા ભગવાન ;
અંતરમાં ઉપજે નિર્વેદ, જજ્જા વિરલા જાણે ભેદ. ૮.
ઝઝા ઝાંખી જોને જેહ, વિણ વાદળ જ્યાં વરસે મેહ,
વિના સરોવર અંબુજ સાર, વિના ભમર ઊઠે ગુંજાર ;
વિના અર્ક અજવાળું જેહ, ઝઝા ઝાંખી જોને તેહ. ૯.
નન્ના નામ નાવ છે સાર, જે બેસે તે ઉતરે પાર,
કાળ કર્મ નહીં લાગે લેશ, છે આનંદી હરિનો દેશ ;
તે પદને પામે નિરધાર, નન્ના નામ નાવ છે સાર. ૧૦.
ટટ્ટા ટેક જનમની ટળે, અંતરજામી ઘટમાં મળે,
નાના મોટા હરિના ઘાટ, કાંઇ સુક્ષ્મ ને કાંઇ વૈરાટ ;
હરિને ભજતાં હુંપદ ગળે, ટટ્ટા ટેક જનમની ટળે. ૧૧.
ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક, જ્યાં ન મળે બીજાની બીક,
નિર્ભય નારાયણનો વાસ, પ્રેમ ધરીને રાખે પાસ ;
સમજી માની લેને શીખ, ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક. ૧૨.

ડડ્ડા ડાપણ મૂકી દે, સદ્ગુરૂને શરણે જે રહે,
વચન તણો રાખી વિશ્વાસ, કુ કલ્પનાનો કરજે નાશ ;
ઉપાધિથી અળગો રહે, ડડ્ડા ડાપણ મૂકી દે. ૧૩.
ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું, રૂડા પુરૂષને હૃદયે રહ્યું,
સમજ્યા તેણે લીધો સાર, ગાફલ નર તો ખાશે માર ;
જોતામાં જોબન તો ગયું, ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું. ૧૪.
રેણા રણ ચોરાસી તણું, તેનું વ્યાજ વધે છે ઘણું,
હાણીગણમાં ડૂબી ગયો, દેવાળું કાઢી ને રહ્યો ;
જમકિંકર કરશે તાપણું, રેણા રણ ચોરાસી તણું. ૧૫.
તત્તા તારૂં આપ તપાસ, કયાંથી આવ્યો કયાં તુ જાશ,
ખેપ કરીને ખોળી કાઢ, હરીફ હોય તો લાગે હાડ ;
મૂરખના મનમાં નહીં ત્રાસ, તત્તા તારૂં આપ તપાસ. ૧૬.
થથ્થા થિરતો રહેવું નથી, કોણ રંક કોણ પૃથ્વીપતિ.
આજ કાલમાં જાવું જહી, કોટિ ઉપાયે રહેવું નહીં ;
ભાવ ધરી ભજ કમળા પતિ, થથ્થા થિરતો રહેવું નથી. ૧૭.
દદ્દા દેહ દેવળમાં દેવ, સેવક થઇને કરને સેવ
પ્રેમ પુષ્પ ને ચંદન હાર, જ્ઞાનદીપક ઘટમાં અજવાળ :
અંતરનો ટાળે અહંમેવ , દદ્દા દેહ દેવળમાં દેવ. ૧૮.
ધધ્ધા ધરજે ધારણ ધીર, વાચ કાછ વશ રાખે વીર,
શબ્દતણી ગ્રહજે સમશેર, શત્રુ દળમાં પાડે ભેદ ;
સદ્ગુરુ બક્તર પે'ર શરીર, ધધ્ધા ધારણ ધરજે ધીર. ૧૯.
નન્ના નિશાન ગુરુનું છેય, ધીર વીર પગ રોપી રેય,
કાયર નરનું નહીં ત્યાં કામ, શૂરવીરનો સાચો સંગ્રામ ;
જીત્યા નિર્ગુણ જગમાં જેય, નન્ના નિશાણ ગુરુનું છેય. ૨૦.
પપ્પા પુરાની છે પ્રીત, મેરૂ ચળે પણ ન ચળે ચિત્ત,
ધ્રુવની પેરે અવિચળ રહે, સ્તુતિ નિંદાને સુખ દુ:ખ સહે ;
નારાયણને નિરખે નિત, પપ્પા પુરાની છે પ્રીત. ૨૧.
ફફ્ફા ફોગટ તે કોણ ફરે, સચેત થઇ હરિસમરણ કરે,
જન્મ મરણમાં આવે નહીં, જેનુ મન વસિયું હરિ મહીં ;
જઠરા વાસ ન નિશ્ચે કરે, ફફ્ફા ફોગટ તે કોણ ફરે. ૨૨.

બબ્બા બોલે તેને જાણ, મૂકી દેને મનની તાણ,
હું મારૂં હૃદયેથી ટાળ, પરમારથમાં પિંડજ ગાળ ;
દયા દીનતા મનમાં આણ, બબ્બા બોલે તેને જાણ. ૨૩.
ભભ્ભા ભજન થકી ભવ ભય ટળે, નિશ્ચય કાળ કરાળ ન ગળે,
ભેખ ધરે જો સિદ્ધિ થાય, ભાંડ ભવૈયા વૈકુંઠ જાય ;
જેવો ભાવ તેવા હરિ ફળે, ભભ્ભા ભજન થકી ભય ટળે. ૨૪.
મમ્મા માયા મનની જાણ, મારૂં તારૂં ખેંચા તાણ,
સઘળે સરખો આતમરામ, સાંધા વાંધા મનનું કામ ;
માટે મન હરિ ચરણે આણ, મમ્મા માયા મનની જાણ. ૨૫.
જજ્જા જીવપણું જેહને, સંશય શોક સદા તેહને,
આતમ બુદ્ધિ ન ઉપજે કદા, આશા તૃષ્ણા બહુ આપદા ;
દેહ દરશી દેખે દેહને, જજ્જા જીવપણું જેહને. ૨૬.
રેરા રામ ભજનમાં રહે, બીજું બકવું મૂકી દે,
વળતો શીદ વદે છે વાત, નીર વલોવે નાવે સ્વાદ ;
હરિનું હારદ હેતે ગ્રહે, રેરા રામ ભજનમાં રહે. ૨૭.
લલ્લા લેતું આતમ લાવ, ફરી ફરી નહીં આવે દાવ,
જીતી બાજી હારીશ નહીં, સમજુને શીખામણ કહી ;
હવે ન મૂકીશ આવો દાવ, લલ્લા લેતું આતમ લાવ. ૨૮.
વવ્વા વેદ વચન નિરધાર, જે પ્રિછે તે સામે પાર,
ઊંચ નીચનો અંતર નથી, સમજ્યા તે પામ્યા સદગતિ ;
સંશય સૌ તજવો અંહકાર, વવ્વા વેદ વચન નિરધાર. ૨૯.
શશ્શા સાધન સર્વે થયું, જેનું ચિત્ત હરિ ચરણે રહ્યું,
હરતાં ફરતાં હરિનું ધ્યાન, તપ તીરથ તેને બહુ દાન ;
કોટિ વિઘન ભય દુષ્કૃત ગયું, શશ્શા સાધન સર્વે થયું. ૩૦.
ખખ્ખા ખાંડનાં બીબાં ભરે, કોયલ કાગડો કુંજર કરે,
મીન મગર બહુ જળચર જાત, જેવું બીબું તેવી ભાત ;
મિસરી જોતાં તો મન ઠરે, ખખ્ખા ખાંડનાં બીબાં ભરે. ૩૧.
સસ્સા સઘળે સુંદર શ્યામ, હરિવિના નહીં ઠાલો ઠામ,
અનેક રૂપે એનાં નામ, આદે અંતે એકજ રામ ;
જો સમજે તો પૂરણ કામ, સસ્સા સઘળે સુંદર શ્યામ. ૩૨.

હહાહરિ ભાળો ભરપૂર, દોષ કરમનો રહેશે દૂર.
રવિને રજની નહીં કો કાળ, તેમ આતમા પૂરણ ભાળ ;
નિર્મળ નયણે નિરખો નૂર, હહા હરિ ભાળો ભરપૂર. ૩૩.
સો અક્ષર સંપૂરણ થયા, હરિ ગુરુ સંતે કીધી દયા,
અક્ષર અક્ષર આતમ બોધ, જો સમજે તો ટળે વિરોધ ;
સંવત અઢાર ળત્રીની સાલ, ચૈત્ર શુદ્દિ સાતમ સોમવાર. ૩૪.
સંધેસર સાધુનું ધામ, ઠાકોર કુંજ બિહારી નામ,
પ્રીતમ પ્રેમે અક્ષર કહ્યા, હરિ ગુરુ સંતે કીધી દયા. ૩૫.

---

## પદ ૩૩ કક્કો ૨ જો.

ધોળ ૧.

કરિયે કૃષ્ણ ઉપાસના, ધરિયે હૃદયમાં ધ્યાન ;
ફરિયે નહિ ગર્ભવાસમાં, ઠરિયે ઠીક નિદાન. કરિયે. ૧.
ખોટો ખેલ સંસારનો, આતશ બાજીનો રંગ ;
કતીં વર્ષ વીત્યાં ઘણાં, ક્ષણમાં થાશે તે ભંગ— કરિયે. ૨.
ગુરુગમ ગાઇયે ગોવિંદને, જીવનું જોખમ જાય ;
દયા દાન ને દીનતા, તે તરવાનો ઉપાય— કરિયે. ૩.
ઘટ ઘટ પ્રત્યે રચના ઘણી, ભરિયા રત્ન ભંડાર ;
હીરા મોતીની હાટડી, સદગુરુ ખોલણહાર— કરિયે. ૪.
નિર્મળ નામ નારાયણનું, જુક્તે જપશે જે કોય ;
અવિચળ પદ્ધી તે પામશે, આવાગમન ન હોય— કરિયે. ૫.
ચિંતવન કરિયે ચિદ્ રૂપનું, ઇશ્વર બોલે છે આપ ;
એને સમર્યે સુખ ઉપજે, ટળશે ત્રિવિધિના તાપ— કરિયે. ૬.
છે છતી વસ્તુ દેખે નહીં, જીવ તું જોને અજ્ઞાન ;
માયા પડદા મધ્યે પડયો, ભૂલવણીનું એ ભાન— કરિયે. ૭.
જન્મ મરણતણી આપદા, નથી કંઇ સંકટ સેલ ;
ધંધો કરતાં ઢળી પડયો, જેમ કોઇ ઘાણીનો બેલ— કરિયે. ૮.
ઝાઝે લોભે લાગી રહ્યો, માયાની મચલાળ ;
તેમ તેમ તૃષ્ણા વધે ઘણી, કૂટાયો કંઇક કાળ— કરિયે. ૯.

નોતમ દેહ દુર્લભ દેવને, પ્રાણી પામ્યો છું તેહ ;
હીરો નિશાણે નાંખિયો, એમાં ન રહ્યો સંદેહ— કરિયે. ૧૦.
ટેક ધરિયે નિજ નામની, સેવા સ્મરણ ધ્યાન ;
હેતે હરિરસ પીજીયે, મૂકી માન ગુમાન— કરિયે. ૧૧.
ઠીક કરીનેરે બેસિયે, રાખીનેરે વિશ્વાસ ;
જઠરામાં જેણે જાળવ્યો, પરહર પારકી આશ— કરિયે. ૧૨.
ડગમગ ઠાકી શાને કરે, તારૂં ધાર્યું નહીં થાય ;
ગમતું થાશે ગોવિંદનું, કોઈનું જાણ્યું નહીં જાય— કરિયે. ૧૩.
ઢાંકયો પાવક ધૂમરે, ઢાંકયો વાદળે સૂર ;
માયાએ ઢાંકયો આતમા, સમજણ રહી ગઇ છે દૂર— કરિયે ૧૪.
ઋણ સંબંધે આવી મળ્યાં, સુતવિત દારાને દેહ ;
લેવા દેવા જયારે મટે, મારગ લાગશે તેહ— કરિયે. ૧૫.
તોળ્યું તત્ત્વ ત્રિલોકમાં, નહીં હરિ સમાનનામ ;
બીજું સરવે એ બાદલું, અંતે આવે નહીં એ કામ – કરિયે. ૧૬.
થિરતા કરીને તું ન્યાળ જે, રૂદે કમળમાં રૂપ ;
ગુરુના શબ્દ વિચારતાં, નહીં પડો ભવકૂપ— કરિયે. ૧૭.
દેહતણું ફળ એહ છે, ભાવે ભજિયે ભગવાન ;
બીજાં સાધન સંસારનાં, નહીં હરિ નામ સમાન— કરિયે. ૧૮.
ધ્યાન ધરજે પરિબ્રહ્મનું, જેમ કંઇ લોભીને ધન ;
કામીને જેમ કામની, એવું કરિયે ચિંતવન— કરિયે. ૧૯
નિશ્ચે જાણો રહેવું નથી, જૂઠો જગત વિલાસ ;
એથી રહેજે તું અળગો, આઠે પહોર ઉદાસ— કરિયે. ૨૦.
પ્રીત નિરંતર કીજિયે ; સદગુરુ સંતની સાથ ;
રબે ઢોળી તું નાંખતો, અતત આવ્યું છે હાથ— કરિયે. ૨૧.
ફોગટ ફંદ સંસારનો, સ્વારથનો છે સ્નેહ ;
અંતે કોઇ કોઈનું નથી, તુંતો તેનોરે તેહ— કરિયે. ૨૨.
બાવન ઉપનિષદ વેદના, તેનું તત્ત્વ વિચાર ;
તતપદ ત્વંપદ ત્યાગીને, અસિ પદમાં ચિત્ત ધાર— કરિયે. ૨૩.
ભારે ભેદ ગુરુ દેવનો, કોઇ ન પામેરે પાર ;
શિવ વિરંચીને શારદા, સેવે પદરજ સાર— કરિયે. ૨૪.

માયા મૂળ વિષની વરખડી, મોરી ત્રિભુવન માંય ;
નિત્ય નૌતમ ફૂલે ફળે, તાતી શીતળ છાંય— કરિયે. ૨૫.
જીવ અનેક નિપજાવતી, સેવે સુર નરવૃંદ ;
અણુંની આદ્યે અજા ઇશ, સહુને સરખો આનંદ— કરિયે. ૨૬.
રહિયે ઇશ્વરને આશરે, ધારણ ધરીને ધીર ;
સુખદુઃખ એણીપેરે આવશે, જેમ કંઇ નાળિયેરમાં નીર– કરિયે. ૨૭.
લીલા કોઇએ લેતું નથી, એની ભૂલવણી સોય ;
નટ જેમ નજરબંધી કરે, કળી શકે નહીં કોય— કરિયે. ૨૮.
વિશ્વ રહ્યું સહુ મોહીને, જૂઠી બાજીને જોય ;
તેનો કરતા કોરે રહ્યો, જાણે તે જન કોય— કરિયે. ૨૯.
શશા શોધ સ્વરૂપને, તેને સમજે સુખ થાય ;
નિદ્રામાંહિ દુઃખ ભોગવે, તેતો જાગ્યેથી જાય— કરિયે. ૩૦.
ખોળે ખોટું સરવે પડે, ન જડે નામ ને રૂપ ;
બાંધી રૂંધી ઊભું કર્યું, જેવું કાષ્ટ સ્વરૂપ— કરિયે. ૩૧.
સંશય તેને શાનો રહ્યો, જેને બ્રહ્મ વિચાર ;
અગ્નિને ઉધઇ અડે નહીં, રવિને નહીં અંધકાર— કરિયે. ૩૨.
હરિનો મહિમા અપાર છે, નિગમ નિરંતર ગાય ;
અજ ઉમાપતિ અહિ પતિ, નિશિદિન ધ્યાનમાં ધાય— કરિયે. ૩૩.
પ્રેમ પયોધરે ઝીલિયે, સદગુરુ સંતોને સંગ ;
પ્રીતમ તનમને તે થકી, પ્રગટે પૂરણ રંગ— કરિયે. ૩૪.

---

## પદ ૩૪ રાગ બારમાસી.

**પ્રીતમના મહીના. રાગ ગરબાની ચાલ.**

કારતકે કરમ નિવાર કહું તે માટેરે,
આવ્યો લક્ષ ચોરાસીવાર આણી વાટેરે ;
તું જન્મ મરણ અવતાર બહુ અવતરિયોરે,
તોય નાવ્યો પંથનો પાર ફેરા બહુ ફરિયોરે ;

તારો જન્મ અવર્થા જાય જીવ અભાગીરે,
તારૂં આયુષ ઓછું થાય જોને જાગીરે;
તેં ભક્તિ ઉપર ભાવ કેદિ ન કીધોરે,
તેં સંત સમાગમ લાવ કાંઇ ન લીધોરે;
તુંને રામ નામનો રંગ અંગ ન આવ્યોરે,
તેં સ્વપ્નામાં સતસંગ દાસ ન કાવ્યોરે;
તેં અવનિમાં અવતાર એળે ખોયોરે,
કહે પ્રીતમ ચેત ગમાર જન્મ વગોવ્યોરે. ૧.
માગસરે મુરખ ચેત હિંમત રાખીરે,
તારો અવસર જાય અચેત જોને ઝાંખીરે;
તારા પિંડમાં કર્યો પ્રવેશ જરા દુઃખ લાવીરે,
તારા કાળા તજીને કેશ સફેતી આવીરે;
તારા ગળે નાસિકાને નેણ લાઠી કરમાંરે,
તારૂં બોલ્યું ન માને વેણ ગણે નહીં ઘરમાંરે;
તારે ઘર થકી નવલો નેહ ઉત્તમ નારીરે,
તુંને તજવા બેઠી તેહ સ્નેહ વીસારીરે;
તારો બોલતાં ફગે છે બોલ સુણે નહીં કાનેરે,
તારો ભાંગી પડયો સહુ તોલ કોઇ ન માનેરે;
તું હવે કરી લે હેત હરિની સાથેરે,
કહે પ્રીતમ ચિત્તમાં ચેત આવે ધ્યાનેરે. ૨.
પોષે ઓસડ એક અંગ ન લાગેરે,
જો ઉપાય કરે અનેક પીડ ન ભાંગેરે;
સારા વિષે થયું વિપરીત ભીતર ભેદ્યુંરે,
તોય પીવા વધારી પ્રીત મૂળ ન છેદ્યુંરે;
તુંને જે આવે તે જોઇ ઓસડ આપેરે,
એવો વૈદ્ય મળ્યો નહીં કોય રોગને કાપેરે;
કોઇ સાચા મળે સુખ થાય ભવદુઃખ ભાંગેરે,
તારો રોગ જનમનો જાય વાર ન લાગેરે;
તારૂં શૂળ સમૂળું જાય વેદના વળતીરે,
જેમ પિયે તેમ રસ પાય સુખની શરતેરે;

તારી હોય ભ્રમણા ભંગ કર્મ ન કોપેરે,
કહે પ્રીતમ સાધુ સંગ સદા સુખ ઓપેરે. ૩.
માહા વાયકનું જ્ઞાન જેને જડિયુંરે,
તેને જીવ ઇશ્વરનું ભાન પાછું પડિયુંરે ;
તેને ભાંગી ભિન્નાભિન્ન વસ્તુ વિચારીરે,
સ્વરૂપ હરિમાં લીન દીસે દેહ ધારીરે ;
ચિત્રામણ તરૂવર છાંય જેવી દીસેરે,
એક અડી લખ્યો તેમાંય યે કેમ પીસેરે ;
એ જડ નહીં ચૈતન્ય સેજ સ્વરૂપીરે,
એમ તત્ત્વદર્શીનું તન અમલ અરૂપીરે ;
એને કરે કલ્પના કોણ પ્રગટ પોતેરે,
જેમ ગલું ઉદકમાં લૂણ જડે નહીં જોતેરે ;
તેને નહીં સંશે લવ લેશ આપા પરનોરે,
કહે પ્રીતમ એ ઉપદેશ ગુરુના ઘરનોરે. ૪.
ફાગણ ફૂલ્યો ફૂલ કેવલ કેરોરે,
રમે લેહેકે રંગીલો લાલ રંગ ઘણેરોરે ;
આ જ્યાં જોઉં ત્યાં તેમ થઇને દિલ સોરે,
તેને કળી શકે કો કોણ આપે ઉલ્લસોરે ;
પશુ પક્ષી નર નારય છે બહુ નામીરે,
એવો આદ્ય પુરૂષ અપાર અંતરજામીરે ;
તેને જાણે કો વિરલા જન ત્રિગુણ ત્યાગીરે,
એનું દીસેરૂપ અખંડ સમાધિ લાગીરે ;
અરસ પરસ થયો એક સાગર લેહેરીરે,
એના દીસે ઘાટ અનંત ન પડે ન્યારીરે ;
પટ તંતુ નહીં હોય દુગ્ધાએ ટાળોરે,
કહે પ્રીતમ અપર નહીં કોય વસ્તુ ન્યાળોરે. ૫
અંતરે ચિત્ર વિચિત્ર વાલો બિરાજેરે,
ભરિયો બાહ્યાંભીતર બ્રહ્મ વા ગાજેરે ;
કોઇ ધરે એકાંતે ધ્યાન આસન વાળેરે,
તેમાં ચઢે યોગણાં માન ગરવ ન ગાલેરે ;

કોઇ કુમ્ભ કરે છે વાસ પવન ચડાવેરે,
કોઇ અમૃત પીવાની આશ જીભ વઢાવેરે ;
કોઇ ધોતી ધ્યાન સાધન સાધેરે,
તોય ટળે નહીં અભિમાન વાસના વાધેરે ;
કોઇ દમે રાતને દિન કસૌટી કરવીરે,
જો બાળે વાસના બીજ ટળે દેહ ધરવીરે ;
રહે ભજનમાં સોઇ સેજ સમાધિરે
કહે પ્રીતમ કરે નહીં કોઇ એમ ઉપાધિરે.
વૈશાખે વિચાર આદ્ય અનાદેરે,
કઇ પતિત પામ્યા પાર સંત પ્રસાદેરે ;
તું સંત ચરણ રજ લેય જીવન જાણીરે,
તું તન મન અરપી દેય ઉલટ આણીરે ;
તું એક મેગ ગુલતાન મતામાં રહેનેરે,
એવી સેજ દશાની સાન સમજી લેનેરે ;
તારા તનના તાપ ટળે ન પીડે હૃદામાંરે,
તારા તનમાં એમ મળે માહા પદમાંરે ;
એક બ્રહ્મ ભર્યો ભરપૂર સચરાચરમાંરે,
તેનું નિરખી જોજે નૂર નારી નરમાંરે ;
તેને રૂપ રંગ નહીં કાંઇ નિરાલંબ ભરિયોરે,
કહે પ્રીતમ એ અનુમાન અખંડ બ્રહ્મ દરિયોરે.
જેષ્ટ પદાર્થ જોઇ રંગ લાગ્યોરે,
મારી બળ બુદ્ધિ સો ખોઇ સંશે ભાગ્યોરે ;
આદ્ય સનાતન એક સઘળે સરખોરે,
તું નિશંક થઇને શેષ નિજ પદ નિરખોરે ;
એને જનક સનક સુખદેવ તેતો જાણેરે,
તેના અંતર ટળ્યા અહંમેવ માહા સુખ માણેરે ;
જેણે પ્રીછ્યું પરાને પાર તેનું વપુ કેવુંરે,
જેવું શ્રીફળ સાકર સાર સમજી લેવુંરે ;
તેની ગોટલી સોટલી સૈત સરવે મીઠુંરે,
એક દેહાતીત વિદેહ દ્વૈત ન દીઠુંરે ;

એવો અલખ પુરૂષ અવિનાશ બલવંત બળિયોરે,
કહે પ્રીતમ પ્રગટ્યો પાસ અંતર ટળિયોરે. ૮.
આવ્યો માસ અશાડ અમૃત વરસેરે,
તું અનુભવી આંખ ઉઘાડ આતમા દરશેરે ;
એક સનમુખ સભર ભર્યો સાગર મોટોરે,
તે મળે જીવ કર્યો જુગ પરપોટોરે ;
તેની ઉઠે લેહેર અનંત અનંત ઠેકાણેરે,
તે સુખમાં ઝીલે સંત જગત ન જાણેરે ;
તે જીવન મુક્તા જેહુ જગતથી ન્યારારે ;
તેને તપે નહીં ત્રિવિધિ તાપ શીતલ અંગ સારારે ;
આ બ્રહ્માનંદ ભરપૂર સુખનો ભરિયોરે,
જેમ રવિને તેજે જરૂર તપે નહીં દરિયોરે ;
એવો માહા દશાનો મર્મ અનુભવ આવ્યોરે,
કહે પ્રીતમ તે પરિબ્રહ્મ બંધનમાં નાવ્યોરે. ૯.
શ્રાવણ સુરતનો ખેલ તુરતમાં આણોરે,
હવે થઇ રહી રસની રેલ જથારથ જાણોરે ;
ઠરી રયો નિજ ઠોર ઘટમાં ગાજેરે ;
એ ઉન મુનિ આઠે પોર અલખ બિરાજેરે ;
નિરાલંબ નિરાધાર કર્મ ન લાગેરે,
આ સૌ ઓઇ રયો સંસાર સોહંગ બ્રહ્મદાગેરે ;
જેણે જાણી પોતાની જાત પાંચ પચીસેરે,
જેમ દગ્ધ પટોળે ભાત એવી દીસેરે ;
તે વરતાય ને પેરાય જોયા જેવીરે,
તે દૂરથકી વરતાય મોહ્યા જેવીરે ;
તેના દેહના દોષ વિકાર દહ્યા બ્રહ્મ અગનેરે,
કહે પ્રીતમ મળે એક તાર ગાજે ગગનેરે. ૧૦.
ભાદ્રપદ બ્રહ્મ સ્વરૂપ જેને ભાસેરે,
તેને કોણ પડે ભવકૂપ તત્ત્વ તપાસેરે ;
ઇચ્છા થકી અવતાર કેવલ કીધોરે,
એવો મન કલપિત સંસાર માની લીધોરે ;

જેમ અમાસે આકાશ ચંદ્ર કે'વાનોરે,
એમ નિશ્ચે જગતનો નાશ નથી રહેવાનોરે ;
આ મૃગજળ લેહેરી થાય દિનકર દાઝેરે,
તેમાં પશુ પછાડે પાય પીવા કાજેરે ;
તું રામ જગતને જાણ, મિથ્યા માનેરે,
જેમ નીર અડે હોય હાણ કાગળ પાનેરે ;
આ બન્યો બાજીગરનો ખેલ ખુબ સ્વરૂપેરે,
જન પ્રીતમ મમતા મેલ રહો નિજ રૂપેરે ૧૧.
આસો હું બ્રહ્મ હમેશ કળ ઘટ સ્વામીરે,
પોત પોતાને મન અંતરજામીરે ;
જ્ઞાન ઉજાગર જેહ અનભે જોગીરે,
તે વસ્તુરૂપી દેહ બ્રહ્મરસ ભોગીરે ;
એવા સુખના સાગર સંત આનંદ કારીરે,
એવી જ્ઞાતા ને વેદાંત પરઉપકારીરે ;
ત્યાં વાગે અનહદ નાદ આઠો પોહોરેરે,
તે શ્રુતિ તણું સિદ્ધાંત ચાલે જોરેરે ;
કોઇ શીખે સુણે ને ગાય ગુરુગમ આણીરે,
તે નર તદરૂપે થાય એ એંધાણીરે ;
આ સદગુરુ સંત પ્રસાદ સમરે સ્વામીરે,
જન પ્રીતમ અણછતો ગાય ચરણ ચિત્ત નામીરે.

---

## પદ ૩૫. બારમાસી.

### સાખિયો.

સદગુરુને ચરણે નમું, માગું પ્રેમ પ્રસાદ ;
દયા કરીને દીજિયે, હરિરસ અમૃત સ્વાદ.
વાણી શકે ના વરણવી, સદગુરુતણું સ્વરૂપ ;
બુદ્ધિ બળ પહોંચે નહીં, ઉપમા રહિત અનુપ.

પ્રથમ પૂરણ પ્રેમસું, વંદું સદ્દગુરુ ચર્ણ ;
તાપ ટળે સંસારના, મટે જન્મ ને મર્ણ ૩.

---

## " રત્નાના મહિનાનો " રાગ.

સાંભળ શુદ્ધ ચિત્તે કરી, હરિના ગુણ ગાન ;
પ્રીત સહીત નિત નાથનું, હૃદયે ધર ધ્યાન— સાંભળ. ૧.
ગુરુપદ પંકજ પૂજતાં, ચૌદલોક પૂજાય ;
શિવ વિરંચીને શારદા, ગુરુના જશ ગાય— સાંભળ. ૨.
અંતઃકરણ હોય ઉજળાં, જડ તિમર ટળી જાય ;
સરવે લાગે સૂજવા, પદરજ મહિમાય— સાંભળ. ૩.
જપ તપ તીરથ જોગનું, ફળ જે કહેવાય :
પ્રીતમ સદ ગુરુ સેવતાં, તેતો સરવે થાય— સાંભળ. ૪.

સાખી.

સદ્દગુરુની કરૂણાથકી, ઉપજે નિર્મળ જ્ઞાન ;
શુદ્ધ ચૈતન તુરિયા પદે, રહે નિરંતર ધ્યાન.

કારતકે ચિત્ત ચેત્યો નહીં, ઘડી લાખેણી જાય ;
વળતી વિચારીશ જીવડા, પછેથી પસ્તાય. સાંભળ. ૧,
જો જાણે તો બાંધજે, પાણી પહેલી પાળ :
નીર ગયે નહિ નીપજે, શિર તાકે છે કાળ— સાંભળ. ૨.
કાયા કુસુમ છે કારમું, વેગે વણસીરે જાય ;
અમર થાય જેમ આતમા, એવો કરજે ઉપાય— સાંભળ. ૩.
કહે પ્રીતમ તું પ્રીછજે, ઇચ્છજે કલ્યાણ ;
સંત સમાગમ કીજિયે, મૂકી મનની રે તાણ— સાંભળ. ૪.

સાખી.

મનના પ્રપંચ મૂકજે, કરજે તત્ત્વ વિચાર :
રત્ન પદારથ જન્મ છે, નાવે વારંવાર. ૨.

માગસર માથા ઉપરે, મોટું મરણનું સાલ ;
મારગ વહે છે ઉતાવળો, કોઇ આજ ને કાલ— સાંભળ. ૧.
અંતે કોઇ કોઇનું નહીં, રામનું લેને નામ ;
એક ઘડી ન વિસારિયેં, સુખ સાગર શ્યામ— સાંભળ. ૨
જૂઠી બાજી જોઇને, મનમાં આવી ભૂલ ;
રૂડાં રંગે રળિયામણાં, સિમળાનાં ફૂલ— સાંભળ. ૩
સુત વિત્ત મંદિર સુંદરી, સુખ સુપન વિચાર ;
કહે પ્રીતમ સહુ કારમું, દીસે છે દિન ચાર— સાંભળ. ૪.

સાખી.

મોતિ સૌ ઉદક તણાં, તેના હાર ન થાય ;
મિથ્યા મન મોદક કરે, તેણે ભૂખ ન જાય. ૩

પોષે તે પ્રાણી પ્રીછજે, જેને ગુરુ ગમ હોય ;
પરમારથ પાકું રત્ન છે, જત્ન કરશે જે કોય—
અણછતું આપું માનીને, દુઃખ પામે અપાર ;
શ્વાન સમાન આ જીવ છે, વહે શકટનો ભાર— સાંભળ. ૨.
સામગ્રી સરવે હરિતણી, ભોગવે સંસાર ;
મારૂં મારૂં તે કરી રહ્યા, તેણે ખાય છે માર— સાંભળ. ૩.
તન મન જેણે સોંપિયું, શ્રીહરિને હાથ ;
કહે પ્રીતમ તે પામિયા, વૈકુંઠનો સાથ— સાંભળ. ૪.

સાખી.

તજશે આપે આપદા, ભજશે પૂરણ બ્રહ્મ ;
પલક માહીં પ્રલયજ થશે, કોટિ જનમનાં કર્મ. ૪.

માહા મહિને માયા તણો, મર્મ જાણે જેહ ;
ભૂલવણીમાં ભૂલે નહિ, તરે ભવજળ તેહ— સાંભળ. ૧,
બાજીગરનો બાળકો, ગ્રહે હાથ ભુજંગ ;
ઔષધ બુદ્ધિને ઓળખે, વિષ વ્યાપે ન અંગ— સાંભળ. ૨.
નામ અમૃત જન જે પિયેં, તેતો અમર થાય ;

જનમ મરણની આપદા, તેની તતક્ષણ જાય— સાંભળ ૩.
અજ ઉમયાપતિ અહિપતિ, જપે નિશદિન જેહ ;
અનંત કોટિ ગ્રહી ઓધર્યા, પ્રીછે પ્રીતમ તેહ— સાંભળ. ૪.

સાખી.

સદ્ગુરુ સંત કૃપા કરે, પ્રગટે નિર્મળ જ્ઞાન ;
રવિ ઉદયે રજની ટળે, રહે નિરંતર ધ્યાન ૫.

ફાગણ ફૂલ્યો સોહામણો, ફૂલી જુજવી જાત ;
જોયાની રચના ઘણી, રંગ જુજવી જાત— સાંભળ. ૧.
વિધ વિધ પેરની વાસના, ઉઠે અનંત અપાર ;
મન ભમરો ભોગી થયો રહ્યો વન મોઝાર— સાંભળ ૨.
ઠારે ઠારે દ્રુમ ઢાંકિયાં, આશા અમરવેલ ;
નવ પલ્લવ નૌતમ સદા, કોકિલા કરે કેળ— સાંભળ. ૩
લીલા લલિત સોહામણી, શોભાનો નહીં પાર ;
જન પ્રીતમ એવું જોઇને, રીઝયા હૃદય મોઝાર— સાંભળ. ૪.

સાખી.

નિરમળ નયણે નિરખતાં, દરશે નિજ દિદાર ;
સાગરમાં સૌ ઉપજે, લહરી લોઢ અપાર ૬.

ચૈતરે ચિત્ત ચિદરૂપમાં, થઇ રહ્યું તદલીન ;
નિમિષ માત્ર ન્યારૂં નહીં, જેવું જળનું રે મીન— સાંભળ. ૧.
ચૈતન સિંધુ ઝીલતાં, થયું શુદ્ધ શરીર ;
સહુ ઇશ્વર સહુનેવિષે, જેમ મણિકામાં હીર— સાંભળ ૨.
એને આધારે સૌ રહ્યું, પિંડને બ્રહ્મંડ ;
સચરાચર શોભી રહ્યો, અવિનાશી અખંડ— સાંભળ. ૩.
બ્રહ્મ જથારથ ભાળતાં, ભાગે મનની ભ્રાંત ;
પ્રીતમ પ્રીછે પાધરૂં, થાય સમજે તે શાંત— સાંભળ ૪.

સાખી.

સદ્‌ચિદ્‌ આનંદ સરવમાં, ભરી રહ્યો ભરપૂર ;
દિન રજની રહે રંગમાં, નિરમળ વર્ષે નૂર. ૭.

વૈશાખે જોતાં વેદમાં, મહા વાયક જ્ઞાન ;
તત્ત્વમસિ તે તુંજ છું, અળગો નહીં આન— સાંભળ. ૧.
વાયુને ખોળે વંટોળિયો એમ ઇશ્વર જીવ ;
વસ્તુ વિચારતાં એક છે, શ્યામ સુત્ર સદીવ— સાંભળ ૨.
અરસ પરસ છે એકમાં, જેમ તરણીમાં તેજ ;
ભિન્ન નહીં એમ બ્રહ્મથી, ઓળખે પદ એજ— સાંભળ ૩.
સરિતા સાગરમાં રહે, સાકર માંહે મીઠાઇ ;
પ્રીતમ પુષ્પમાં વાસના, એવી ગુરુગમ પાઇ— સાંભળ ૪.

સાખી.

પટ તંતુ ન્યારો નહીં, જયમ હાટકને હાર ;
જડ ચૈતન્ય જગદીશમાં, તેજ પુંજ એક તાર. ૮.

જેઠે જનમ સફળ થયો, જો જાણ્યા જગદીશ ;
અખિલ ભુવનનો આતમા ગુણ માયાનો ઇશ— સાંભળ. ૧.
વિશ્વ વિચિત્ર છે જેવડે, કરે રંગ કલોળ ;
થંભવિના થંભાવિયું, બ્રહ્માંડનું ગોળ— સાંભળ. ૨.
રમવાને બાજી રચી, ધરી નવ નવાં રૂપ ;
સંશય શોક સ્વભાવથી, થયો જીવ સ્વરૂપ— સાંભળ. ૩.
વિષય વૃત્તિને આંતરે, અવરાયો અવનીત ;
પ્રીતમ પોતાને વીસર્યો, કરે પરસું પ્રીત— સાંભળ. ૪.

સાખી.

અંતરજામી આતમા, માનો મિથ્યા ગર્વ ;
માયાને પડદે રહી, મોહ પમાડયું સર્વ. ૯.

અષાડે અમરિત તણા, વરસ્યા વરસાદ ;
હરિ હરિ સઘળે થઇ રહ્યું, થાવર જંગમ જાત— સાંભળ. ૧.
ચિત્ત ચાતક રંગે રટે, બોલે મન મોર
જ્યાં ત્યાં ચૈતન્ય બ્રહ્મનાં, ઉગતાં અંકુર— સાંભળ ૨.
સુખ સાગર સેજે ઉછળ્યો, સલિતા શુભ સાર ;
બ્રહ્મ નિરંતર જળ ભર્યો, કોઇ પામે ન પાર— સાંભળ. ૩.

માણે મત્સ મગન થઇ, મરજીવા સંત ;
પ્રીતમ પલક ન્યારા નહીં, રસિયા રસવંત— સાંભળ. ૪.

સાખી.

મહા મુગટ જાણે જગત, જે આપે અદ્ભુત ;
અણુલિંગ આકાશ વત, સ્વયંપદ શબ્દાતીત. ૧૦.

શ્રાવણ સાધન શું કરૂં, સ્મરણને ધ્યાન ;
અહં કર્તા ઊઠી ગયો, થયું સરવ સમાન— સાંભળ. ૧.
પંચ કોશપદ હું નહીં, નહીં અંતઃકરણ ;
ઇંદ્રિ અવસ્થા ઊર્મી નહીં, નહીં વેષ ને વર્ણ— સાંભળ. ૨.
જીવ નહીં ઇશ્વર નહિ, નહિ માયા ને માન ;
ત્રિધા વૃત્તિ ત્રિગુણ નહીં, નહિ જ્ઞાતા ને જ્ઞાન— સાંભળ. ૩.
સહુ પ્રકાશિત સરવનો, સાક્ષી શુદ્ધ સ્વરૂપ ;
પ્રીતમ તે પરમાતમા, એતો અકળ અનુપ— સાંભળ. ૪.

સાખી.

ચેન ચરિત્ર જેને નહીં, સહુમાં વ્યાપક સોય ;
પ્રીતમ તેને પ્રીછતાં, આવાગમન ન હોય. ૧૧.

ભાદરવે એક રસ ભર્યો, સચરાચર માંય ;
પ્રલય સમય પાણીવિના, દીસે નહિ કાંય— સાંભળ. ૧.
કોર કિનારો પાળી નહીં, નહિ આવરણ ને આડ ;
એક ચિદાનંદ જોઇને, છળવિદ્યા છાંડ— સાંભળ. ૨.
સ્વતંતર અંતર નહીં, બાહ્યાભ્યંતર બ્રહ્મ ;
એમ જાણે તે ઉપાસના, એ વિના મોટો ભ્રમ— સાંભળ. ૩.
બ્રહ્મનિષ્ઠા પળ નવ ચળે, અનન્યતા એહ ;
પ્રીતમ પૂરણ બ્રહ્મશું, જેને સાચો સ્નેહ— સાંભળ. ૪.

સાખી.

૬૪ પદારથ જેટલું, તેનો થયો અભાવ ;
તનમય તન તુરિયાતણો, તેશું બન્યો બનાવ ૧૨.

આસો લીલા અખંડ છે, નિરખ નિરધાર ;
ઓઘ વળ્યા આનંદના, સુખ સિંધુ અપાર— સાંભળ. ૧.
ઇચ્છા ટળી ઇંદ્ર લોકની. અજપદ કૈલાસ ;
નહિ વૈકુંઠની વાસના, ભાળ્યો બ્રહ્મવિલાસ— સાંભળ. ૨.
અધિકારીને આવશે, સમજણ ને સાન ;
મુક્ત થઇ તે માંણશે, મૂકી દેહાભિમાન— સાંભળ. ૩.
સદ્ગુરુની કિરપાથકી, ઉપનો આનંદ ;
પ્રીતમ તે પદ પામીઆ, નહીં સૂર ને ચંદ— સાંભળ ૪

સાખી.

જાણવું'' તું તે જાણિયું, નથી જાણવું કાંય ;
પોતે પોતામાં ભળ્યો, જયમ પ્યાલો પાણીમાંય. ૧૩.

ઉત્તરખંડે આદર કર્યો, રચ્યા દ્વાદશ માસ ;
ખૂટજે પ્રેમે પૂરા કર્યા, આણી અંગે ઉલ્લાસ— સાંભળ. ૧
સોરઠ રાગ સોહામણો, સુંદર શુભ સાર ;
અક્ષરે અક્ષરે અતિઘણો, અનુભવ ભંડાર— સાંભળ ૨.
સંવત અઢાર આડત્રીસે, કીધો એ વિચાર ;
ચૈત્રવદિ તિથિ સપ્તમી, ઉત્તમ ગુરુવાર— સાંભળ. ૩.
ગાશે સાંભળશે શીખશે, કરશે રૂદયે વિચાર ;
કહે પ્રીતમ પદ પામશે, નહીં સંશય લગાર— સાંભળ ૪.

---

## પદ ૩૬ ચેતવણી.

ચેત મન ચેત મન, ચાલવાની ચાલ છે ;
કેડાઓરે સૌકો ચાલે, કોણ બુઢા કોણ બાળ છે ;
દિવસમાં ત્રણવાર તાકે, શિર સિંચાણો કાળ છે ;
તેને ત્રાસે સૌકો કંપે, ભલા ભલાને ફાળ છે. ૧.
કાયાનો છે કાચો પાયો, ઘરથી વસમો ઢાળ છે ;
ઘરધંધામાં સૌ ગુંચવાણું, માયાની મધલાળ છે ;

આજ માયા મીઠી લાગે, અંતે તો જંજાળ છે;
દાતરડાં ગળતાં તો સેલાં, વળતાં તો વિકરાળ છે. ૨.
બાપા કહીને સૌ બોલાવે, જમવા શાળ દાળ છે;
સ્નેહ વધારે સુંદરીને, રહેવા મેડી માળ છે;
દુઃખ વેળાએ દૂર રહેશે, જેવો તુટો વાળ છે;
પ્રીતમના સ્વામીને સમરો, બીજું આળ પંપાળ છે. ૩.

---

## પદ ૩૭ રાગ ચાબખાનો.

ભજન કેમ કરતો નથી પાજીરે, સીતા રામ કેમ થાશે રાજી— ટેક.
મહા દુઃખ ભોગવીને માયા મેળવી, તેને ઉંધો બેઠો દાટી;
ખાધું નહિ ખવડાવ્યું નહિ, પછે જાતાં ફૂટે છાતી— ભજન.
વિષય ભોગવતાં વંશ વાધ્યો, ને માને ત્રુઠયાં માજી;
મમતાની ઘાણીએ ફેરા ફરે પછે, તૃષ્ણા થઈ તાજી— ભજન.
સોનું પહેરીને શોભા દેખાડને, માળામાં મન લાજી;
ભક્તિ વિના ભુંડા હાલ તમારા, એમ કહી ગયા પંડિત કાજી—ભજન.
માયાની ટીપણે લાય લાગી, તેને શું રે બેઠો ચાટી;
કહે પ્રીતમ ભાઈ હરિ ભજ્યા વિના, અંતે સહુ ધૂળ માટી— ભજન.

---

## પદ ૩૮ પ્લવંગમ છંદ.

હરિ ભજીએ તો આવે સુખની લ્હેરજો;
આ દુર્લભ મનુષ્યા દેહનો લાવો લીજિયે. ટેક.
કયાં થકી આવ્યો ને જીવ તારે કયાં જવું,
બોલ વિચારી જો ઠરવાને ઠામ જો;
આ જૂઠા જગત સાથે ઝઘડો નવ કીજિયે
અંતે સાચો બેલી સીતા રામ જો— આ દુર્લભ.

આ મનુષ્યા દેહ પામ્યારે મોંઘાં મૂલની,
કોટી જનમનાં પુણ્ય તણો નહિ પારજો ;
આ શીશને સાટે રે માગી નહિ મળે,
એક ઘડીતો લાખેણી વહી જાયજો— આ દુર્લભ.
આ વ્રજ વાસી ગોપીએ લહાવો લુંટીઓ,
મૂકી દીધી કાંઇ માત પિતા કુળ લાજજો ;
સાચું રે સગપણ તે શામળિયા તણું,
સરિયાં સરિયાં એ વનિતાનાં કાજજો— આ દુર્લભ.
આ તન, મન, ધન, જોબન રંગ પતંગનો,
આજો ને જોતાંગાં વણસી જાય જો,
અંતરમાં ઓળખી લે આતમ રામને ;
કહે પ્રીતમ તારૂં આવાગમન મટી જાયજો— આ દુર્લભ.

---

## પદ ૩૯ ધોળ ૧ લું.

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને ;
પ્રથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને,
સુત વિત્ત દારા શીષ સમરપે, તે પામે રસ પીવા જોને ;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડ્યા મરજીવા જોને,
મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને ;
તીરે ઉભો જુવે તમાશો, તે કોડી નવ પામે જોને,
પ્રેમ પંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને ;
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને,
માથાં સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહી સ્હેલ જોને ;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને,
રામ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને ;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દિન રાખે જોને.

---

## પદ ૪૦ ધોળ ૨ જું.

સંત સમાગમ જે જન કરશે, તેને પ્રગટે પ્રેમ જોને;
જે ધાતુને પારસ પરશે, તેતો હોયે હેમ જોને,
કથીર કાંસુ હેમ ન હોયે, કોટી પારસ પરશે જોને;
શૂન્ય છીપ તે ઉપર નાવે, સોમણ સ્વાતિ વરશે જોને,
અચેતને ઉપદેશ ન લાગે, શિવ બ્રહ્મા સમજાવે જોને;
જેનાં અવળાં અંતઃકરણો, તેને સમજણ નાવે જોને,
કુબુદ્ધિ કાળપ જેને હૃદયે, તેને ન લાગે રંગ જોને;
અડદ ઉજળા કયમે ન થાયે, જઇ ઝબોળે ગંગ જોને,
ફુસકા કૂટેથી શું થાય, કણ ન જડે તેમાંથી જોને;
મંદ અભાગી મૂરખ નરને, સમજણ આવે ક્યાંથી જોને,
પાપીને પરબોધ ન કરિયે, મુન્ય ગ્રહીને રહિયે જોને;
કહે પ્રીતમ તુલસી દળ તોડી, પ્રેત ન પૂજવા જઇયે જોને,

---

## પદ ૪૧ ધોળ ૩ જું.

હરિ મહિમા મોટા જન જાણે, સનકાદિક શુકદેવ જોને;
અજતનયા ઉમયાપતિ વંદે, કરે કમળા પદ સેવ જોને,
વેદ વિરંચી વ્યાસ વખાણે, અપાર લીલા એની જોને;
નાથ વિના બીજો નહિ બળિયો, જોયું ચિત્તમાં ચેતી જોને,
માટે મારૂં મનડું મોહ્યું, રસિક વરને રંગે જોને;
સદા સર્વદા સુખમાં ઝીલું, સુંદર વરને સંગે જોને,
અમૃત કેરા સાગરમાંહે, મગન થયું મન મીન જોને;
એક નિમિષ ન્યારૂં નવ થાયે, રહ્યું તે રસમાં લીન જોને,
અગર ચંદનના વનમાં જઇને, ભોગી ભમરો બેઠો જોને;
ઉડીને અળગો નવ થાયે, સ્વાદ સુખમાં પેઠો જોને,
કમળ નેનની સુંદર શોભા નિરખું નિત્યે નિત્ય જોને;
પ્રીતમના સ્વામીની સાથે, બાંધી પૂરણ પ્રીત જોને,

---

## પદ ૪૨ ધોળ ૪ થું.

સંત કૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જોને ;
શ્વાસોશ્વાસે સ્મરણ કરતાં, પાંચે પાતક જાય જોને,
કેસરી કેરે નાદે નાસે, કોટિ કુંજર જુથ જોને ;
હિંમત હોય તો પોતે પામે, સઘળી વાતે સૂથ જોને,
અગ્નિને ઉધઇ નવ લાગે, મહા મણિને મેલ જોને ;
અપાર સિંધુ મહાજળ ઉંડાં, મરમીને મન સ્હેલ જોને,
બાજીગરની બાજી તેતો, જંબુરો સહુ જાણે જોને ;
હરિની માયા બહુ બળવંતી, સંત નજરમાં નાણે જોને,
સંત સેવતાં સુકૃત વાધે, સહજે સીજે કાજ જોને ;
પ્રીતમના સ્વામીને ભજતાં, આપે અખંડ રાજ જોને,

---

## પદ ૪૩ ધોળ ૫ મું.

"ચુંદડીવિના શું આવ્યોરે જગતરના છૈયા" એ રાગ.

ભજન કરીલે ભાવેરે, ભવ ભટકણ ભાગે ;
સંસાર સાગર તરતાંરે, ક્ષણું વાર ન લાગે. ૧.
માયા મોહ નિદ્રામાંરે, ગાફલ શું ઘોરે ;
પાંચ ચોર વસે પાસેરે, આતમ ધન ચોરે: ૨.
અચેત શું ઊંઘે છેરે, જોને આંખ ઉઘાડી ;
વેગે વણશી જાશેરે, કાંયાની વાડી. ૩.
ચેત ચિદાનંદ મળશેરે, ટળશે અંધારૂં ;
આ અવસર છે રૂડોરે, હોય કારજ તારૂં. ૪.
મહા પુરૂષનો મારગરે, તે પગલું સહાજે ;
પ્રીતમ પ્રેમ ધરીનેરે, હરિના ગુણ ગાજે. ૫.

---

## પદ ૪૪ ધોળ ૬ ઠું.

જા સદ્‌ગુરુને શરણેરે, સૌ સંશય હરશે ;
જીવ દશાને ટાળીરે, હરિ સરખો કરશે. ૧.
ઉગ્રદશા અનુભવનીરે, છે સમજણ મોટી ;
મન કંચનને કસવારે, ગુરુ જ્ઞાન કસોટી. ૨.
હોય હેમ લોહ કેરૂંરે, જેને પારસ પરશે ;
થાય મહા મુક્તાફળરે, જળ સ્વાતી વરશે. ૩.
છીપ રહે સાગરમાંરે, માંય મોતી નીપજે ;
જ્ઞાન મીનકા પરશેરે, તેને રૂતુ ઉપજે, ૪.
સતસંગે નર સમજેરે, સૌ દુગ્ધા જાશે ;
પ્રીતમ તે પ્રાણીનુંરે, સૌ કારજ થાશે. ૫.

---

## પદ ૪૫ ધોળ ૭ મું.

કર હરિ સ્મરણ સાચુંરે, કાચું તન તારૂં ;
મનથી મૂકી દેજેરે, માયાનું લારૂં. ૧.
માયા છે મહા ઠગણીરે, ઠગ વિદ્યા કરશે ;
જ્ઞાન ધ્યાન ધન ધીરજરે, હેલામાં હરશે. ૨.
માયાબંધન બહુ છેરે, તેને તું તજને ;
મોહ ઉપજાવે સૌનેરે, સુરનર મુનિ અજને. ૩.
અતિ અપાર બળ માયારે, ડાહ્યા જન જાણે ;
જેણે ગોવિંદ ગુણ ગાયારે, તે ભય નવ આણે. ૪.
ભજન પ્રતાપે ભવજળરે, ગઉપદની પેરે ;
અખંડ અભય પદ માણેરે, આનંદની લેહેરે. ૫.
સદા સર્વદા સુખમાંરે, દુઃખમાં નવ દેખે ;
પ્રીતમ સરવે પ્રભુનુંરે, પરમારથ લેખે. ૬.

---

## પદ ૪૬ ધોળ ૮ મું.

જે પરમારથ પ્રીછેરે, તેને પાપ ન પર્શે;
રૂપ અનુપમ હરિનુંરે, સચરાચર દર્શે. ૧.
સૌ સામગ્રી હરિનીરે હરિનો થઇ રહેજે :
હરિને અરપણ કરીનેરે, ઉગરે તે લેજે. ૨.
સાચે રાચે રસિયોરે, પરપંચ પરહરજે ;
હેતારથ હરિજનસુંરે, દૂરજનથી ડરજે. ૩.
હું મારૂં હૃદયેથીરે, ટાળીને રમજે ;
વિશ્વ આતમા વિષ્ણુરે, નિરખીને નમજે. ૪.
અસત્ય આલાપ ન કીજેરે, સતવચન ઉચ્ચરજે ;
પ્રીતમ પ્રેમ નિરંતરરે, પ્રભુજી સું કરજે. ૫

---

## પદ ૪૭ ધોળ ૯ મું.

"મામેરૂં મોંઘાં મૂલનું" એ રાગ.

સખી આજ આનંદ રંગ અંગમાં ;
નેહ નિરખ્યા શ્રીનંદ કિશોર— આનંદ રંગ અંગમાં.
હરિને મસ્તક મુકુટ સોહામણો ;
તેપર ચમકે છે ચંદ્રિકા મોર— આનંદ રંગ અંગમાં. ૧.
હરિને લિલવટ તિલક કેસરતણું ;
બેઉ કુંડળ ઝળકે છે કાન— આનંદ રંગ અંગમાં.
નાકે નિરમળ મોતી મકરાતણું ;
સુંદર લોચન કમળ સમાન— આનંદ રંગ અંગમાં ૨.
ઓપે અધર અરૂણ પરવાળાં શાં ;
મુખ સુંદર રૂપ રસાળ— આનંદ રંગ અંગમાં.
કંઠે હીરા મોતીનારે હારડા ;
કળી કુસુમ ગુંજા મણિમાળ— આનંદ રંગ અંગમાં. ૩.

ભુજ ભૂષણ રતન જડાવનાં ;
પોંચી મુદ્રિકા વેઢ વિશાળ— આનંદ રંગ અંગમાં.
નાભી અગમ ઉદર રેખાત્રિવલ્લી ;
કેડે કંદોરો મણિકૃત માળ— આનંદ રંગ અંગમાં. ૪.
પગ પલ્લવ પંકજ પાંખડી ;
નખ ચંદ્ર છટા છબી જોર— આનંદ રંગ અંગમાં.
ઝમકે ઝાંઝર ઘમકેરે ઘુઘરી ;
શબ્દ સંગીત નાદનારે ઠોર— આનંદ રંગ અંગમાં. ૫.
પેર્યું પીતામ્બર દ્યૂતી દામનીં ;
તન નવઘન તરૂણ તમાલ— આનંદ રંગ અંગમાં.
સ્વામી પ્રીતમનાની શોભા ઘણી ;
સદા સેવકનો પ્રતિપાળ— આનંદ રંગ અંગમાં. ૬.

---

## પદ ૪૮ ધોળ ૧૦.

પ્રથમે ગુરૂને ગોવિંદ કરી જાણો, ભિન્નભાવ કશો મનમાં નાણો ;
પાખંડ પૂજીને શું પ્રમાણો, બોલે તે બીજો નહીંરે. ૧.
બોલતાં પુરૂષની બૂજવી વાણી, સમશ્યામાં સંત બતાવે એંધાણી ;
પલક એકમાં ભેટાડે પુરૂષ પુરાણી, તો તનમન ધન તેને આપિયેરે ૧.
જીવતાણું ગુરૂ જોખમ ટાળે, ખટચક્ર વેધી ચડાવે માળે ;
ત્રિવિધિ તાપ ગુરૂ તરત ટાળે, ભેટાડે સાતમી ભૂમિકારે. ૩.
રવિ શશીવિના મારે વાહ્યુંછે વાણું, નિર્ભયનાણાનું ઉગાડું છે સાણું ;
ધનવંતા ધૂનીનું સ્વરૂપ વખાણું, જ્યાંરે જોઉ ત્યાં વાલાને વડેરે. ૪.
ઠામ નથી દીસતો એક ઠાલો, સ્થાવર જંગમ સૂક્ષમ વાહાલો ;
પાંચ પચીશ પ્રકૃતિને ટાળો, તો વહાલો નથી કંઈ વેગળોરે. ૫.
ઘર જડયું ને ઘરમેડી જડી, સંતોને શબ્દે ગુરૂગમ પડી ;
લાલચ મેલી વહાલા સાથે લડી, ત્રવેણીનાં તીરથમાંરે. ૬.
ગગન ગુફાની વહાલો ગોખમાં બેઠા, ઓહં સોહં શબ્દ લાગેછે સીઠા ;
દશમે દ્વારે દામોદર દીઠા, જાત જડી જીવ શિવનીરે. ૭

અનુભવ ઉગો મારે ટળ્યુંરે અંધારૂં, અગમઅગોચર ઘર લાધુંછે મારૂં ;
દાસ પ્રીતમ કહે સાંભળો સંભારૂં, અનછતો લાધ્યો આતમારે. ૮.

---

## પદ ૪૯ ધોળ ૧૧.

સમરણ કરને સીતારામનું, મૂકી મનતણો અહંકારજો,
આ સઉ જૂઠી બાજી જાણજો, જેવો સ્વપ્નતણો વ્યવહારજો. ટેક.
જેવા ધુમાડાના બાચકા, જેવાં ઝાંઝવાનાં નીરજો ;
શિશુના સરખો સરવે ખેલ છે, ક્ષણમાં વણસી જાએ શરીરજો—
સમરણ. ૧.
સે'ર ગુજરીની પેઠે સહુ મળ્યું, તેને વિસરતે શું હોયજો ;
માટે સમજીને સોદો કરે, તેમાં અંતે હાણ ન હોયજો— સમરણ ૨
હેતે પ્રીતે હરિને સંભારજો, એ છે તરવાનો ઉપાયજો ;
પ્રીતમ પ્રભુનું ભજન ન ભૂલિયે, તારો જન્મ અકારજ જાયજો—
સમરણ. ૩.

---

## પદ ૫૦ ધોળ ૧૨.

સુરતા લાગી છે જેની ભ્રમણા ભાગી છે ;
ઓળખ્યા છે આતમરામ, સુહાગણ જેની સુરતા લાગી છે. ટેક.
સંત સમાગમ દુર્લભ ભાઇ, જાણે કોય સંત સુજાણ— સુહાગણ. ૧.
નટડિયે ખેલ રચ્યો છે ચોગાને, દોરીવિના બીજું નજરે નાવે—
સુહાગણ ૨.
નાદનાં મોહ્યાં જેમ મૃગ મરે છે, શબ્દોના બાંધ્યા કોય સંત
રહે છે—સુહાગણ. ૩,
મીનને જળની સાથે પ્રીત બંધાણી, પ્રાણ છૂટે પણ એની પ્રીત
ન તુટે— સુહાગણ. ૪.
પતંગને દીપકની સાથે સ્નેહ બંધાણો, તન મન અર્પણ કરી
તજે છે દેહ-- સુહાગણ. ૫.

શૂરાનાં લક્ષણ એવાંરે કહિયે ; શીષ પડે પણ પાછી પીઠ ન દિયે—
સુહાગણ ૬.
અગમનિગમ કોય સંત પિછાને, અનુભવ્યા મહારસ માણે—
સુહાગણ. ૭.
ચાતક સ્વાતિના બુંદ પુકારે, ઇ જળ અવર ન ઇચ્છે— સુહાગણ ૮.
ચકોરને ચંદા સાથે સ્નેહ બંધાણો, તેને ચંદાવિના બીજું નજરે
નાવે— સુહાગણ ૯.
મરજીવા સંત જેણે મન વશ કીધાં, પેસી સમુદ્રમધ્યે મોતીડાં
લીધાં— સુહાગણ. ૧૦
ભક્તિનાં લક્ષણ એવાંરે કહિયે, પ્રીતમના સ્વામી મારા હૃદયામાં
રહિયે— સુહાગણ. ૧૧.

---

## પદ ૫૧ ધોળ ૧૩.

તું તો રામ રટણ કર રંગમાં, તારા અંગમાં ઉપજે આનંદ ;
ગોવિંદ ભજ ભાવસું. ૧.
પરમારથ અરથ વિચારીએ, તજ સ્વારથ માયાનો ફંદ ;
ગોવિંદ ભજ ભાવસું. ૨.
કાયા માયા તે તારી કારમી, તેને વણસતાં નહિ લાગે વાર ;
ગોવિંદ ભજ ભાવસું ૩.
ઓસ ઉદક બીડી બરાસની, તેને ઉડયાતણો અધિકાર ;
ગોવિંદ ભજ ભાવસું. ૪.
મૃગ તૃષ્ણા જળ જાસક ભર્યો, એવો જાણો સકલ સંસાર ;
ગોવિંદ ભજ ભાવસું. ૫.
ગુંજા વહ્નિ તે મરકટે માનિયો, તેણે ટાઢ ટળે નહિ લગાર ;
ગોવિંદ ભજ ભાવસું. ૬.
સુપનામાં સમૃદ્ધિરે પામિયો, જાગી જોતાં મળે નહિ જરાય ;
ગોવિંદ ભજ ભાવસું. ૭.

ઘુમરના તે ઢગ સોહામણા, તુજ મૂઠીમાં ન ભરાય ;
ગોવિંદ ભજ ભાવસું. ૮.
સાચી સંગત સદ્દગુરુ સંતની, જેણે જીવપણું ટળી જાય ;
ગોવિંદ ભજ ભાવસું. ૯.
કહે પ્રીતમ પ્રભુને સંભારતાં, માહા પાપી પાવન થાય ;
ગોવિંદ ભજ ભાવસું. ૧૦.

---

## પદ પર ધોળ ૧૪.

સંત પારસ ચંદન બાવના, કામધેનુ કલ્પ દ્રુમ સાર ;
સમાગમ સંતનો.
સંત સંતમાં છે અંતર ઘણો, તરૂ પારસ ત્રણ્ય પ્રકાર ;
સમાગમ સંતનો.
એક પારસથી પારસ બને, એક પારસથી હોય હેમ ;
સમાગમ સંતનો.
એક પારસ લોહ કુંદન કરે, સો વસા રહે એમનું એમ ;
સમાગમ સંતનો.
એક ચંદનથી વિષ ઉતરે, એક ચંદને અગ્નિ ઓલાય ;
સમાગમ સંતનો.
એક તલભર તેલમાં જો પડે, ફરી તાતું ક્યારે નવ થાય ;
સમાગમ સંતનો.
સર્વે ગજ શિર મોતી ન નીપજે, સહુ નારી સતી નવ હોય ;
સમાગમ સંતનો.
સર્વે સૈન્ય શૂરા નવ જાણિયે, સર્વે નાગ મણિ નવ હોય ;
સમાગમ સંતનો
સર્વે વન વન ચંદન ન નીપજે, સર્વે જળ જળ કમળ ન હોય ;
સમાગમ સંતનો.
જ્ઞાન હીણા ગુરૂ નવ કીજિયે, વંધ્યા ગાય સેવ્યે શું થાય ;
સમાગમ સંતનો.

કહે પ્રીતમ બ્રહ્મવેત્તા ભેટતાં, ભવ રોગ સમૂલો જાય ;
સમાગમ સંતનો.

---

## પદ ૫૩ ધોળ ૧૫,

સંત લક્ષણ ત્રીસ સોહામણાં, જેહેની ચિત્ત થઇ વૃત્તિ શાંત ;
એવા જન હરિતણા.
બ્રહ્માનંદ બ્રહ્મરસ ભોગિયા, જીવ ઇશ્વર ભાંગી ભ્રાંત ;
એવા જન હરિતણા.
દયા દાન દાસા તન અતિઘણા, જ્ઞાન ભક્તિ વિવેક વૈરાગ ;
એવા જન હરિતણા.
ક્ષમાવંત તપે નહીં તાપમાં, આશા રહિત અમલ અનુરાગ ;
એવા જન હરિતણા.
અક્રોધ ઇંદ્રીજીત અનુભવી, કવિ કોમળ શીળ સંતોષ ;
એવા જન હરિતણા.
આશા રહિત અમૃતવાણી વદે, સેહેજાનંદ આનંદ કોશ ;
એવા જન હરિતણા.
શુદ્ધ સ્નેહી સવારથ નવ મળે, પરમારથ ઉપર પ્રીત,
એવા જન હરિતણા.
શશિ સૂરજવત સાક્ષી રહે, ઉદાર અરણવની રીત ;
એવા જન હરિતણા.
હરખ શોક વિષે ડોલે નહીં, અર્ધ નિમિષ તજે નહીં નામ ;
એવા જન હરિતણા.
સુરતરૂ સુરધેનુ ચિંતામણી, મળતાં પોહોંચે મન કામ ;
એવા જન હરિતણા.
પરિપૂરણ લક્ષણ સંતનાં, બતરીસમાં ઓછાં બે ;
એવા જન હરિતણા.
કહે પ્રીતમ સદગુરુ સંતને, સહુ સોંપીને શરણે રહે ;
એવા જન હરિતણા.

---

## પદ ૫૪ ધોળ ૧૭.

સદ્દગુરુના તે શબ્દ વિચારતાં, મટે માયા મોહ વિકાર ;
હરિરસ પીજીયે,
બાળી ભસ્મ કરે બીજી વાસના, ઉર પ્રગટે પ્રેમ અપાર ;
હરિરસ પીજીયે.
એવો અજર અમર રસ જે પિયે, તેહનાં વણ નેણ પલટાય ;
હરિરસ પીજીયે.
ચડી બ્રહ્મખુમારી ન ઉતરે, સુખ મુખે કહ્યું નવ જાય ;
હરિરસ પીજીયે.
તેને સંભવ નથીરે શરીરનો, થયો આતમ દ્રષ્ટે ઉઘાડ ;
હરિરસ પીજીયે.
મરજીવો થઇ હરિને મળે, ગાળે જ્ઞાન હિમાળે હાડ ;
હરિરસ પીજીયે.
બ્રહ્મ ધ્યાને ગગનવત થૈ રહે, જયમ કુમ્ભ મહાજળમાંય
હરિરસ પીજીયે.
કૃષ્ણ પોતામાં પોતે કૃષ્ણમાં, કૃષ્ણ વિના નહિ દીસે કાંય ;
હરિરસ પીજીયે.
જેમ સરિતા સાગરમાં ભળે, તેનું નામ નદી ટળી જાય ;
હરિરસ પીજીયે.
કહે પ્રીતમ સદ્દગુરુ સેવતાં, ટળે અંતર એક રસ થાય ,
હરિરસ પીજીયે.

---

## પદ ૫૫ ધોળ ૧૮.

**"સખી આજ આનંદ રંગ અંગમાં"—એ રાગ**

તું તો રામ રટણ કર રંગમાં, હવે રાખ હરિ સાથે હેત ;
અવસર આવો નહીં મળે. ટેક.

વિષય ભૂતેં તે તુજને ભમાવિયો, ક્ષણું બેઠો નહીં ઠરી ઠામ—
અવસર. ૧.

ખોટાખેલમાં શુંરે ખૂંચી રહ્યો, ઊઠ આળસ મેલ અચેત--
અવસર. ૨.

પ્રાણી પરપંચમાં શું પચી રહ્યો, માની સ્વપ્નતણાં સુખ સાર—
અવસર. ૩.

કાળ ખાશે જે કે'શે કહ્યું નહીં, નથી માનતો ગાફલ ગમાર—
અવસર. ૪.

અંતે રંગ પતંગ જાશે ઉતરી, કાચી કાયા નહીં આવશે કામ—
અવસર. ૫,

તું તો સ્મરણ કરજે શુદ્ધ ભાવસું, ટાળી તન મન કેરા વિકાર—
અસવર. ૬.

ભજો પ્રીતમ બ્રહ્મ સ્વરૂપને, જેનો મહિમા છે અગમ અપાર—
અવસર. ૭.

---

## પદ ૫૬ રાગ ગોડી.

પ્રથમ પ્રભુજી સાથે પ્રીત ન કીધી, એને મુવાટાણે સંત બનાવોરે;
તુલસી મંગાવો એને તિલક કઢાવો, મુખે રામ નામ લેવરાવોરે. ટેક.
દવ લાગા પછી કૂપ ખોદાવો, ઇ કેઈપેરે અગનિ ઓલાશેરે;
ધન હતું તે ચોરજ લેઇ ગ્યા, પછી દીવો કરે શું થાશેરે;
પ્રથમ પ્રભુજી સાથે ૧.
માત પિતા સુત ભાઇને ભગની, ઇ સબ ઠગનકી ટોળીરે;
પ્રીત લગાડી તારૂં સરવ હરી લેશે, પછી રે'શો આંખ્યો ચોળીરે;
પ્રથમ પ્રભુજી સાથે. ૨.
બાલપણું રમતામાં ખોયું, જુવાનીમાં વાહાલી જુવતીરે;
બુઢ્ઢાપણે છોકરાં વાહાલાં, પછી મુવે તે માગી મુક્તિરે—
પ્રથમ પ્રભુજી સાથે. ૩.

ખાધું નહીં એણે ખરચ્યું નહીં, અને દાન માન નવ દીધુંરે;
હરિગુરુ સંતની સેવા ન કીધી, રામ નામ નવ લીધુંરે—
　　　　　　　　　　　　　　　　પ્રથમ પ્રભુજી સાથે. ૪.
તલાવ ફાટા પછી પાલ બંધાવો, ઇ કેઇપેરે નીર ઠેરાશેરે;
કહે પ્રીતમ પ્રીતે હરિ ભજન વિના, અવસર એળે જાશેરે—
　　　　　　　　　　　　　　　　પ્રથમ પ્રભુજી સાથે ૫.

---

# પ્રેમદાસ.

## પદ ૧ પ્રભાતિયું.

માયાતણું મરગલું સતી સમજ્યાં નહીં, જગમગે આંખડું જોત ભારી.
　　　　　　　　　　　　　　　　　　　　　　ટેક
મૃગે માયા ધરી કનક કાયા કરી, સતી સીતાતણું મન મોહ્યું;
પેહેરશું કંચવો જાશું અવધે પુરી, કૌશલ્યા માતને પાય પડશું—
　　　　　　　　　　　　　　　　　　માયાતણું. ૧.
મૃગને મારવા રામ તત્પર થયા, મારિયું બાણને દૂર નાઠું;
પડતાં પોકારિયો લછમન આવજો, વનવિષે એકલો એમ ભાખ્યું—
　　　　　　　　　　　　　　　　　　માયાતણું. ૨.
ઉઠિયા લછમન બાણ કમરકસી, ગયા સીતાતણી આણ બાંધી;
હાથમાં પાવડી જોગીને વેષે થઇ, રાવણે આવીને ભીખ માગી—
　　　　　　　　　　　　　　　　　　માયાતણું. ૩.
જાણી જોગેશ્વર જનકસુતા ઉઠિયાં, કનકના થાળમાં દાન દેવા;
હરણ કરી રાવણો કપટી નાશી ગયો, કહે પ્રેમદાસ એને રામ
　　　　　　　　　　　　　　　રૂઠા— માયાતણું. ૪.

---

## પદ ૨ રાગ એજ.

ફણુ ધારી લછમના બોલને બળવંતા, સીતાની શોધને કોણ જાશે.
ટેક.

રામ રૂદન કરે લછમન ટળવળે, કહોને બંધવ હવે કેમ કરવું ;
તાતનાં વચનથી વનવિષે આવિયા, કૌશલ્યા માતને શુંજ કેશું—
ફણ. ૧.

લવણુ સાહેર ભરી કનક લંકાપુરી, રાક્ષસી રમતને કોણુ જીતે ;
દશમુખો દૈત ને લંકામાં હું કશે, વનચરાં વાંદરાં કેમ કરશે— ફણુ ૨
ઠેકીને ઠમકતો હનુમતો ઊઠિયો, મેઘની ગર્જના ગુલાંટ મારી ;
કનકના કોટને પાડી પરલે કરૂં, દશમુખા દૈતનો દાટવાળું— ફણુ. ૩.
રામનો દૂત તે લંકાભણી ઉછળ્યો, માતા સીતાતણી વાર કીધી ;
જુદ્ધના જોરથી રાક્ષસ મારિયા, કનકની લંકને આગ દીધી— ફણુ. ૪.
આવી શ્રીરામને શીષ ચરણે ધર્યું, સતી સીતાતણી શોધ દીધી ;
કહે પ્રેમદાસ ચૌદલોકના નાથસું, સાચા સમર્થ સાથે પ્રીત કીધી—
ફણુ ૫.

---

## પદ ૩ રાગ એજ.

શ્રીરામ લંકા લડી સેન વાનરકપિ રાજ ભાલુ. ટેક
રામ લંકા લડે ભરથ તપસા કરે, રીંછ વાનરતણી સેન છૂટી ;
ઝાડ પાષાણુ ને ડુંગરા ઉછળે, સાવ સોનાકેરી લંક લૂટી—
શ્રી રામ. ૧.
રાવણો રીસથી જોદ્ધ ઝઘડે ચડયો, બાંધિયાં બાણુ ને સેન સાથે ;
ઢોલ નિશાન તે રણુવિષે વાજીયાં, દેખીને દેવતા ત્રાસ પામે—
શ્રી રામ. ૨.
સ્વર્ગ પાતાળમાં આણુ રાવણુતણી, શિવ વરદાન તે કેમ મરશે ;
આવિયા રામ હનુમાન લછમન જતી, વાંદરા રીંછ તે કેમ કરશે—
શ્રી રામ. ૩.

શ્રીરામને રાવણ લડે, ત્યારે પૃથ્વી ક્રમકમે, દશદિગપાળ બ્રહ્મંડ ડોલે ;
રામનાં બાણથી રાક્ષસ નાસિયા, મારવો રાવણો સૈન્ય બોલે—
શ્રી રામ. ૪.
રાવણ શીષ દશ વીશ ભુજ છેદિયાં, સતી સીતાતણી વાર કીધી ;
કહે પ્રેમદાસ ચૌદલોકના નાથ તે, લંકા વિભીષણને ભેટ દીધી—
શ્રી રામ, ૫.

---

## પદ ૪ રાગ એજ.

અવધ પુરી સ્વર્ગ સમતુલ્ય શોભા ગણી, સરયુ નદી ગંગજળ
રંગ જામ્યો. ટેક.
આવિયા રામ વનવાસ વેગેં કરી, ભેટિયા ભરથને પ્રેમ આણી ;
કૌશલ્યા માતુને શીષ નમાવિયું, રૂષિજન બોલિયા વેદવાણી—
અવધ. ૧.
કનક સિંહાસને શ્રીરામ પધારિયા, યાચક જનને દાન દેવા ;
ઢોલ નિશાન વાજીંત્ર ત્યાં વાજીયાં, છપ્પનભોગ પય પાન કીધાં—
અવધ. ૨.
ઘરોઘર આનંદ ઓચ્છવ અતિ ઘણા, સ્વર્ગમાં દેવતા સુખ પામ્યા ;
શ્રીરામનાં રૂપને નિરખીને મનવિષે, મોટ મોટા મુનિજન માન
પામ્યા— અવધ. ૩.
શ્રીરામનાં રાજમાં સુખ સંપત્તિ ઘણી, તેથી ગયાં પાખંડ પાપી ;
જોર જુલમથી જમ ફરકે નહીં. હજુરી હનુમાનની હાંક ભારી—
અવધ. ૪.
શ્રીરામનાં નામને ગાય શીખે સાંભળે, નરનારી તે વૈકુંઠ પામે ;
કહે પ્રેમદાસ આલોક પરલોકમાં, જનમ મરણનો રોગ વામે—
અવધ. ૫.

---

## પદ ૫ ભજન.

પાંચ તંતકા બન્યા તંબુરા, ખૂંટા હે ગુણ તિનકા ;
ગુરુકી ગમસેં ગાજે ગગનાં, શબ્દ સુનાયા શૂનકા,
મેં ગભરૂ સતગુરુકા, જેણે લિયા ગગનગઢ વંકા હોજી. ટેક.
ઉન મુનિ આકાસેં ચઢિયા, દોર લગાયા દમકા ;
પવન મનકા ફેર મણીકા, તાપ બુઝા લે તનકા— મેં ગભરૂ. ૧.
નાદ ખંજરી નોબત વાજે, ઘોર રહા ઘણુંકા ;
ઘેરી ઘેરી મોરલી બાજે ગગનમેં, વીજ કરે ચમૂકા— મેં ગભરૂ. ૨.
તેજ તખ્તપર કરલે કિલ્લા, જોર નહીં જ્યાં જમકા ;
શ્વાસોશ્વાસ વા ઘેર નાંહીં, એમ પ્રેમ કહે જીવણકા— મેં ગભરૂ. ૩.

---

# પ્રેમાનંદ

વડોદરાનો ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ.

## દાણ લીલા પદ ૧.

સુંદર શામળારે, ઓ પ્રીતમ પાતળારે. ટેક.
પ્રાણજીવન પ્રભુ છો મારા, નાગર નંદકિશોર ;
અમે મથારી પારકી નારી, ન કીજે આવડું જોર— સુંદર.
નંદરાયની આણ માનું છું, શ્યામ સાંભળ કાન ;
મહી માટે ઉખળસું બાંધ્યો, તોય ન આવી સાન— સુંદર.
કઠણ રાજ છે કંસનુંરે, આવડો ન કરિયે વાદ ;
કોઇ મળશે મથ્થાની નારી, ઉતારશે તારો નાદ— સુંદર.
ભલા ગોપની વહુ બેટીનાં, નિત્ય ભંગાવો માટ ;
દાણ નાપે તેને ભીખ મંગાવો, લોકમાં કહે છે લાંઠ— સુંદર.
દાણ કહો કે ભીખ કહો કે, કૃષ્ણ કોહો અજાણ ;
પ્રેમાનંદ પ્રભુ કહે ગોપી, આપો હમારૂં દાણ— સુંદર.

---

## પદ ૨.

કાનુડો દાણ માગેરે, ધુતારો દાણ માગેરે. ટેક.
સવાયાનું ગોરસ તારે, પૈસો જોઇયેરે ;
વેપાર દીઠો વ્રજનો શું ? ગાંઠનું ખોઇયેરે— કાનુડો.
મટુકીમાં મિરાત છે મોટી, છે છાશનું પાણીરે ;
તે છત ઉપર ન્હોતું જાણ્યું, કોઇ બેસશે દાણીરે— કાનુડો.
દાણની દોલત જોડતામાં, મૂળગું ખોશોરે ;
મહિમા જાશે નંદજીનો તે, લાલજી જોશોરે— કાનુડો.
ભાંગી કોડી ભૂધરારે, નહીં આપિયે ન્હાણીરે ;
હમો ફરીને ગોકુળ જાશું, રાખો છાશની દોણીરે— કાનુડો.
પ્રેમાનંદ પ્રભુ કહે ગોપી, આકળાં શાને થાઓરે ;
છાસની દોણી શું કરૂં, દાણ આપીને જાઓરે— કાનુડો.

---

## પદ ૩ ચબોલા.

કૃષ્ણ— ઉભીરે ઘુમટા વાળીરે, આંજ્યાવિણ આંખડી કાળીરે ;
જાયે કહાં આપ્યા પાખીરે, રાધાને રોકી રાખીરે— ઉભીરે.
ઊંચીને અલબેડી રાધે, પાતલડી પરિધાન,
જોબનિયાનું જોર જણાવે, હું ઉતારૂં અભિમાન— ઉભીરે.
રાધા— નાનડી વયમાં નામ કહાડયું, લોક કરે વખાણ ;
મોં ખાયેને આંખ લાજે, મહી માંહે શાનું દાણ ;
ચાલ્યો જા પાધરીવાટે સાંખુ નંદરાયને માટે. ટેક.
કૃષ્ણ— આ ગોકુળમાં ઘણી વસે છે, જૂઠી જાત આહીર ;
વ્હેવારની વાતે લજ્જા શાની, બોલ્યા શ્યામ શરીર— ઉભીરે.
રાધાજી—પાધરી વાટે તે લડેરે, જેને હોય બે બાપ ;
દાણની શું તેં મ્હોર કરાવી, કંસરાયની છાપ— ચાલ્યો જા.
કૃષ્ણ— છાપ તો તારો બાપ કરાવે, રાંકડો બ્રિખુભાન ;
અમો કુંવર નંદલાલના, કોની નવ માનું આણ— ઉભીરે.

રાધાજી-સમજીને બોલ શામળા, એ લોક સાથે શાં લાડ ;
ભીખ માગીને પેટ ભરે તે, પરમેશ્વરનો પાડ— ચાલ્યો જા.
કૃષ્ણ- ગોપી ગાળ દિયો અદકેરી, છે જોરાવરનો જોરો ;
ભીખ માગ્યાની પેર કહું, તું કાન ધરની હોરો— ઉભીરે.
રાધાજી-કાન ધર્યાનું કામ શું છે, વેગળો રહી કર વાત ;
હમો બેટી બ્રિખુભાનની, મુને કોણ અરાડે હાથ— ચાલ્યો જા.
કૃષ્ણ- જો આવે રાણી ઇંદ્રાણી તો જાયે મ્હેલી માન ;
સર્વસ્વ તારૂં લેઉં ગોપી તો, નામ મ્હારૂં કહાન — ઉભીરે.
રાધાજી-છ વરસનો છોકરડો ને, ચોરી પીતો છાશ ;
સ્નેહમાં તો સર્વસ આપું, જો આવે હમારી પાસ—ચાલ્યો જા.
કૃષ્ણ— તું મહિયારી મદની માતી, હું તો નાનેરૂં બાળ ;
બાળપણું તુજને દેખાડું, થાવા દે સંધ્યાકાળ— ઉભીરે,
કવિ- સંવાદ કરતાં દિવસ વીત્યો, અબળા આકળી થાય ;
પ્રેમાનંદ પ્રભુ જાવાદો, ગોપી લાગી પાય - ચાલ્યો જા.

---

## પદ ૪.

સુંદર શામળારે, હમો હાર્યાં ને જીત્યો તું. ટેક.
તમે હમને કહ્યું તે કીધું, હમે કર્યું તું હાસ્ય ;
આજપછી હમે તમારાં, વણ મૂલે લીધાં દાસ— સુંદર,
જે જોઇયે તે લોરે મોહનજી, અસુર હમને થાય ;
ઘર ધંધાની બેડી મોટી, ઘેર દોવી છે ગાય— સુંદર.
સાસુડી સાપણ નણંદી નાગણ, જેઠ જેવો જમ :
સુરભીસુત સરીખો સ્વામી, તેને ઉત્તર આપું કયમ— સુંદર.
લોકતણી તો લાજ મોટીછે, દુરાચારી સંસાર ;
પ્રેમાનંદ પ્રભુ કહે ગોપી, જેમ કહો તેમ ત્યાર— સુંદર.

---

## પદ ૫ છંદ ભુજંગીની ચાલ.

મહારાજ લંકાતણો એમ ભાખે, નથી મર્ણ થાતું લખ્યા લેખ પાખે;
તારે મન હું સુંદરી નાથ ઘેલો, કીધો જ્ઞાન વિચાર મેં સર્વ વ્હેલો ૧.
પરિબ્રહ્મ એ રામ આનંદકારી, મને મારવા માનવી દેહ ધારી;
જાણી જોઈને જાનકી હર્ણ કીધું. ઘેલી નાર મેં મર્ણ માગીજ લીધું ૨.
એને પામવા અષ્ઠ જે જોગ સાધે, ખટે દર્શનોમાંહીં ખોળ્યો ન લાધે;
તપે તીર્થ સ્નાને જપે યજ્ઞ દાને, નાવે રામ સ્વપ્નામાં વૈરાગ્ય ધ્યાને. ૩.
ન પામે એનો પાર દાનવ દેવે, જેને પામવા શિવ શ્મશાન સેવે;
ધર્યું માનવી રૂપ તે મુજ માટે, આવી ઉતર્યો રામ સમુદ્ર ઘાટે. ૪.
ધન્ય તાત મારો ધન્ય માત મારી, મારે કારણે અવતર્યો શ્રીમુરારિ;
ઘણું ખાધું પીધું ઘણા ભોગ કીધા, ઘણા રાય રાણા જીતી દંડ લીધા ૫.
તને નાર મંદોદરી વાત પૂછું, મારે ભોગવિલાસમાં શું છે ઓછું;
હવે માયાના સુખથી મન ભાગ્યું, રઘુનાથને હાથ હું મર્ણ માગું. ૬.
સુણી કંથના મુખની ગુહ્ય વાણી, ઘણું રીઝ પામી નમી પાયરાણી;
કવચ પેર્યું રાયે શિરે ટોપ ધરિયા, બાંધ્યાં ખડ્ગ ખાંડા બહુ બાણ ભરિયાં. ૭.
ધર્યાં ચાપ ભાથાને ત્રિશૂળ ભારે, છત્રીસેં આયુધો માહારાજ ધારે;
ઝગે કુંડળો લોલ કપોળ ઇંદુ, પૂજે કુમકુમે નાર તિલક બિંદુ. ૮.
કરે ભૂપને ધૂપ અગર દાઝે, કપૂરે કરે આરતી ઘંટ વાજે;
ચરચે ચંદન કેસર પુષ્પમાળા, ઘણાં ગીત ત્યાં ગાય સૌભાગ્ય બાળા. ૯.
સાતે લક્ષ પુત્રી પિતા પાસ આવી, કરી વારણાં જાય મોતી વધાવી;
આશિષો વદેછે વધૂ પુત્ર મહિલા, જીતી રાયજી આવજો ઘેર વ્હેલા. ૧૦.
અજામહિષ મારી ઘણા ભોગ લીધા, લલાટે લોહી ચાંદલા લાલ કીધા;
ત્યાં મંદોદરી માતને પાય લાગી, ચઢયો ઇંદ્રજીત રથે વેણ માગી ૧૧.
અતિ કાય કુમારની જોઇ માતા, વખાણે ભલી માતરે તું વિધાતા;
કેવી જુક્તિથી આપ્યો તહેં તેજ ઘડિયો, મુજ રંક માતા તણે પેટ પડિયો ૧૨.
જઇ રામ સામોજ સંગ્રામ લેવો, ન જાણું સમાચાર પામીશ કેવો;
કહે પુત્રને માવડી શીખ છાની, રખે બાપ મારા કરો પાછીપાની. ૧૩.

રઘુનાથ સાથે રૂડું જુદ્ધ કરવું, ધરી દેહ તેને એકવાર મરવું ;
પ્રસૂતા તણી શીખ માથે ચઢાવી, અતિકાય બેઠો પછી રથ આવી. ૧૪.
વાયુ વેગી તોખાર ત્યાં ચાર જોડ્યા, કરે ઉડવા મંન આકાશ ઘોડા ;
દેખી છાંય પોતાતણી ચાલ ચમકે, ગળે હેમની માળ ઘુઘર ઘમકે ૧૫.
જુદ્ધે જાય અતિકાય તે મન માલ્યો, જેવો અભ્ર આકાશમાં ચંદ્ર ચાલ્યો ;
કીધો હોમ તે કુંભનાં પાણી સેવી, થયાં તુષ્ટ પૂજા થકી માત દેવી. ૧૬.
રથ આપિયો એક અખિલ માતે. અગ્નિકુંડથી નીસર્યો અશ્વસાથે ;
હથિયાર બાંધી તેણે રથ ચઢિયો, ઇંદ્રજીત ચાલ્યો દેવી પાય પડિયો. ૧૭.
ઉદમાદ મેઘનાદને મન વ્યાપ્યો, પામ્યો રથ અણભંગ અંબાએ આપ્યો ;
નહીં નીર બોળે નહીં હિમ ગાળે, નહીં શસ્ત્રભેદે નહીં અગ્નિ બાળે. ૧૮.
પેસે સપ્ત પાતાળ આકાશ ઉડે, ઇંદ્રજીત બેઠો એવે રથ રૂડે ;
રાજા રાવણે પાટવી પુત્ર નિરખ્યો, દિસે શૂર સોહામણો સૂર્ય સરખો. ૧૯.
એતો મેં વખાણ્યું ઇંદ્રજીતરૂપ, હવે હું વખાણું કુંભકર્ણ ભૂપ ;
જોજન દોઢનો રથ છે લાંબો પ્હોળો, અર્ધ કોશ ઊંચો એક કોશ ચોડો. ૨૦.
મુખ આગળે કેસરી સોળ જોડ્યા, તેણે ત્રેલિયા ત્રણસેં શ્રેષ્ટ ઘોડા ;
ખર જાતના સાતસેં બેહુ પાસે, હાંકે જુજવા સારથી હેમ રાશે. ૨૧.
ખુંખારે હોકારે બહુ નાદ ઉઠે, રથ ઠેલવા હાથી પચાસ પૂંઠે ;
અડી વાંસલાં વીંઝણા નિજ હાથે, શત એક સુથાર છે રથ સાથે. ૨૨.
ગદા ત્રણસેં પરિઘ પંચાસ ધરિયાં, ભાથા પાંચસેમાંહી બહુ બાણ ભરિયાં ;
ઘણા ચાપખાંડા તણાં નાદ થાયે, છત્રીસે આયુધો ભર્યાં રથમાંહે. ૨૩.
બહુ અન્ન પકવાન્ન ભર્યાં માંસ સાથે, લાગે રાયને ભૂખ સંગ્રામ થાતે ;
કવચ લોહ પેર્યું ધર્યો ટોપ માથે, ઇંદ્રચાપ જેવું ધર્યું ચાપ હાથે. ૨૪.
નમ્યો ભાઇને ભૂપ તે કાળભાથી, રથે તે ચઢ્યો છે કુંભકર્ણ હાથી ;

કીધી ગર્જના ક્રોધસું મીટ માંડી, નાઠાં વાંદરાં લંકની પોળ છાંડી ૨૫.
રૂડું રૂપ તેનું કવિ શું વખાણે, ચાલ્યો કુંભકર્ણ મેરૂશૃંગ જાણે ;
લંકામાંહીથી મસ્તકે ટોપ જોઇ, નાઠાં વાંદરાં લોચને ચાલ્યાં
લોહી ૨૬.
વિભીષણ પ્રત્યે રઘુનાથ પૂછે, મારૂં સેન નાસે તે કારણ શું છે ;
વિભીષણ કહે એ કુંભકર્ણનામે, એછે વીર મારો ચઢયો છે
સંગ્રામે. ૨૭.
એતો મેં વખાણ્યું કુંભકર્ણરૂપ, વખાણું હવે રાય લંકેશ ભૂપ ;
અણુભંગ નવરંગ છે રથસાર, જોડ્યા મનવેગી વડા અશ્વ ચાર. ૨૮.
જયે મંગળ હંસલોરૂપ ધામ, જય વિજય ચાર ઘોડાનાં નામ ;
બીજા રથ કોટિ ઘોડા ઊંટ હાથી, અસ્વારી કીધી લંક ભૂનાથભાથી. ૨૯.
શુકન શબ્દ બોલ્યા વાજીંત્રે અનૂપ, રથેં રાવણોરાય બેઠોજ ભૂપ ;
જેજે શબ્દ લંકેશને બંદિ બોલે, વાજે ચંગ મૃદંગ ઉપંગ ઢોલે. ૩૦.
ભેરી ભેર રણતુરને રણ શૃંગી, પટે ઢોલ વાજે છે ત્યાં ઢીંગી ઢીંગી ;
વેણા વાંસળી ઘુઘરી બહુ તુરંગી, કાંસી ઝાલરો ઝાંઝરી શંખ
શિંગી ૩૧.
કવિતા કરિને કવિ કીર્તિ બોલે, ન ફેરી શરણાઇએ ચિત્ત ખોલે ;
વાગે તાન તાળી ગાયે ગીત સારાં, ગજ ઘંટ બોલે નોબતો
નગારાં. ૩૨.
સાથે લખ છત્રીસ વાજીંત્ર બોલ્યાં, ચઢ્યો ચંદ્રને ઇંદ્ર આસન ડોલ્યાં ;
ધરાધ્રુજી ડોલ્યા છે પાતાળ સાતે, અસ્વારી કીધી જ્યાં લંકેશ
નાથે. ૩૩.
નેજા ફરફરે થરહરે સંગ ભાલા, કરી કડકડાટી કોટિ જોદ્ધ ચાલ્યા ;
ચતુરંગનું સેન સંગ્રામ જાયે, થઇ ભીડ ભારે લંકામાં ન માયે. ૩૪.
રૂપે સુંદરી રાક્ષસી ગોખ આવે, દશગ્રીવને પુષ્પ મોતી વધાવે ;
ભાઇ પુત્ર દોહિત્ર ભત્રિજ સાથે, લીધા સાથ સંગ્રામ તે લંક
નાથે. ૩૫.
આવ્યા ભેટ લેવા સહુ દેવ આપે, રણે રામ હારે પછે એ સંતાપે ;
વાયુ વાટ બુહારે છે બીક ધરતો, વળી આગળે મેઘ છંટકાવ
કરતો. ૩૬.

આવ્યા સપ્ત ઋષિ મહા મોટ મોટા, આશીર્વાદ દેછે પણ શબ્દ ખોટા ;
નાચે અપ્સરા ગીત ગાંધર્વ ગાય, અર્પે શારદા નારદ વેણુ વાય. ૩૭.
મહારાજ આવ્યો રઘુવીર સામો, નાઠો વાંદરા સાથ બહુ ત્રાસ પામ્યો.

દોહરો.

ત્રાસ પામ્યાં જોઇ વાંદરાં, શંકાણા રઘુરાય ;
ભટ પ્રેમાનંદ કહે કથા, યુદ્ધ કેઇ પેર થાય,

---

## પદ ૬ છંદ ભુજંગીની ચાલ.

વસી સ્વર્ગ સુરવર્ગ આશ્ચર્ય પામે, પરિબ્રહ્મ આ શું કરે નંદ ધામે ;
અખંડાવિનાશી વપુ વેષ ધારી, બાંધે ઉખળે બ્રહ્મને નંદનારી. ૧.
પ્રભુ અચ્યુતાનંદ અવ્યક્ત કહિયે, નહીં ભારતી વેદથી ભેદ લહિયે ;
નિરાકાર સાકાર આનંદકારી, બાંધે ઉખળે બ્રહ્મને નંદનારી. ૨.
ગુણાતીત ગોવિંદ ગારૂડગામી, વાયુ તુલ્ય સર્વત્ર અંતરજામી ;
પરાત્પર પ્રાણેશ્વર ઇચ્છાચારી, બાંધે ઉખળે બ્રહ્મને નંદનારી. ૩.
સહસ્ત્રશીર્ષા બ્રહ્મ શ્રીશેષશાયી, જેમાં સર્વ સામર્થ્ય છે સુખદાયી ;
અસુરાંત અઘનાશ એછે મુરારિ, બાંધે ઉખળે બ્રહ્મ ને નંદનારી. ૪.
ચતુર્ભુજ ચિદ્રૂપ અક્ષયવાણી, ગદા શંખ સારંગધર ચક્રપાણિ ;
મુક્તાનંદ મહારાજ સંસાર તારી, બાંધે ઉખળે બ્રહ્મને નંદનારી. ૫.
શર્દેન્દુ મુખ શર્મથી ગ્લાનિ પામ્યું, સંપુટ હાથથી માતને શીષ નામ્યું ;
ભક્તાધીન થૈ દીન ભરે નેનવારી, બાંધે ઉખળે બ્રહ્મ ને નંદનારી. ૬.
દક્ષિણ પાણિ નવનીત દૃઢ મુષ્ટિવાળી, કરે ભક્ષ ને ત્યાં રૂવે વનમાળી ;
કરે વ્રજ વધુ માતને મનુહારી, બાંધે ઉખળે બ્રહ્મ ને નંદનારી. ૭.
જસોદા તણા સુકૃતો કોણ જાણે, ન આવે ગણ્યે પાર વેદો વખાણે ;
પ્રેમાનંદ કહેછે મતિ કોણ મારી, બાંધે ઉખળે બ્રહ્મને નંદનારી. ૮.

---

# પ્રેમાનંદ સ્વામી.

## પદ. ૧. થાળ ગરબી ૧.

અવિનાશી આવોરે, જમવા કૃષ્ણ હરિ;
શ્રી ભક્તિ ધર્મ સુતરે, જમાડું પ્રીત કરી. ૧.
શેરડિયો વાળીરે, ફૂલડાં વેર્યાં છે;
મલિયાગરે મંદિરરે, લીંપ્યાં લેર્યાં છે ૨.
ચાંખડિયો પે'રીરે, પધારો ચટકંતા;
મંદિરિયે મારેરે, પ્રભુજી લટકંતા, ૩.
બાજોઠે બેસાડીરે ચરણકમળ ધોઊં;
પામરિયે પ્રભુજીરે, પાવલિયા લોઊં ૪.
ફુલેલ સુગંધીરે, ચોળું હું શરીરે;
હેતે નવરાવુંરે, હરિ ઊને નીરે. ૫.
પે'રાવું પ્રીતેરે, પીતાંબર ધોતી;
ઉપરણી ઓઢાડુંરે, અતિ ઝીણીપોતી. ૬.
કેસર ચંદનનુંરે, ભાલે તિલક કરૂં;
વંદન કરી વિષ્ણુરે, ચરણે શીષ ધરૂં. ૭.
ઉર હાર ગુલાબીરે, ગજરા બાંધીને;
નિરખું નારાયણરે, દ્રષ્ટિ સાંધીને. ૮.
શીતળ સુગંધીરે, કળશ ભર્યા જળના;
ઉલેચ બાંધ્યા છેરે, ઉપર મખમલના. ૯.
કંચન બાજોઠેરે, બિરાજો બહુ નામી;
પકવાનને પીરસીરે, થાળ લાવું સ્વામી. ૧૦.
મોતૈયા લાડુરે, સેવૈયા સારા;
તમકાજ કર્યા છેરે, લાકણ સાઇ પ્યારા. ૧૧.
મગદળ ને સેવદળરે, લાડુ દળના છે;
ખાજાં ને ખુરમાંરે, ચુરમાં ગોળનાં છે ૧૨.
જલેબી ઘેવરરે, બરફી બહુ સારો;
પેંડા પતાસાંરે, સાટા સુખકારી. ૧૩.

મરકી ને મેસુરરે, જમો જગવંદનજી ;
સૂતરફેણી છેરે, ભક્તિ નંદનજી. ૧૪.
ગગન ને ગાંઠિયારે, ગુંદવડાં વાલા ;
ગુલાબપાક જમજોરે, ધર્મતણા લાલા. ૧૫.
એલાઇચી દાણારે, ચણા છે સાકરિયા ;
ગુંદરપાક સુંદરરે, જમજો ઠાકરિયા ૧૬.
ટોપરાપાક ટાઢારે, સકરપારા સારા ;
સેવો ઘી સાકરરે, તમે છો જમનારા ૧૭.
કેસરિયો બિરંજરે, ગળ્યો ને મોળો છે ;
સાકરનો શીરોરે, હરિશો ધોળો છે. ૧૮.
લાપસી કંસારમાંરે, ઘી બહુ રસબસ છે ;
ખીર ખાંડ ઘી રોટલીરે, જમો બહુ સરસ છે. ૧૯.
બદામ ચારોળીરે, દ્રાખ તો નાખીને ;
દુધપાક કર્યો છેરે, જુઓ હરિ ચાખીને. ૨૦.
પુરી ફરચોળીરે, પૂરણપોળી છે ;
રોટલિયો ઝીણીરે, ઘીમાં બોળી છે. ૨૧.
પાપડ ને પુડલારે, મીઠા માલપૂડા ;
માખણને મિસરીરે માવો દહીંચુડા. ૨૨.
ઘઉંની છે બાટીરે, બાજરાની પોળી ;
ઝાઝીવાર ઘીમાંરે, હરિ મેં ઝબકોળી. ૨૩
તલસાંકળી સુંદરરે. બીજી ગળપાપડી ;
ગાંઠીઆ કળીરે, ત્રીજી ફૂલવડી. ૨૪
ભજિયાં ને વડાંરે, સુંદર દહીંથરિયાં ;
વઘાર્યાં ચણારે, માંઇ મીઠું મરિયાં. ૨૫.
ગુંજાં ને મઠિયાંરે, ફાફડા ફરસા છે ;
અળવી આદાનાંરે, ભજિયાં સરસાં છે. ૨૬.
કંચન કટોરેરે, પાણી પીજોજી ;
જે જે કાંઇ જોઇયેરે, માગી લેજોજી. ૨૭.
રોટલી રસ સાકરરે, જમજો અલબેલા ;
રાયણાંને રોટલીરે, ખાંડ કેળાં છેલા. ૨૮.

મુરબ્બા કર્યો છેરે, કેરી દ્રાખતણા ;
સુંદરવર જમજોરે, રાખશોમાં મણા. ૨૯.
કટોરા પૂર્યારે સુંદર શાકોના ;
કેટલાક ગણાવુંરે, છે ઝાઝાં વાનાં. ૩૦.
સૂરણ તળ્યાં છેરે. સુંદર ઘી ઝાઝે ;
અળવી ને રતાળુરે, તળ્યાં છે તમ કાજે. ૩૧.
મેં પ્રીત કરીનેરે, પરવળ તળિયાં છે ;
વંત્યાક ને વાલોળરે, ભેળાં ભળિયાં છે. ૩૨.
કંકોડાં કોળાંરે, કેળાં કારેલાં ;
ગલકાં ને તુરિયાંરે, રૂડાં વઘારેલાં. ૩૩.
ચોળા વાલોળરે, પ્રીત કરી તળિયો ;
દુધિયા ને ડોડાંરે, ગુવારની ફળિયો. ૩૪,
લિલવા વઘાર્યારે, થયા છે બહુ સારા ;
ભીંડાની ફળિયોરે, તળિયો હરિ મારા. ૩૫.
ટાંકો તાંદળજોરે, મેથીની ભાજી ;
મૂળા મોઘરિયોરે, સુવાની તાજી. ૩૬.
ચણેચી દોડીરે, ભાજી સારી છે ;
કઢી ને વડીરે, સુંદર વઘારી છે. ૩૭.
નૈયાનાં રાઇતાંરે, અતિ અનોપમ છે ;
મીઠું ને રાઇરે, માંઇ એ સમ છે. ૩૮
કેટલાંક ગણાવુંરે, પારતો નહિ આવે,
સારૂં સારૂં જમજોરે, જે તમને ભાવે. ૩૯.
ખારૂં ને મોળુંરે, હરિવર કહેજોજી ;
મીઠું મરી ચટણીરે, માગી લેજોજી. ૪૦.
અથાણાં જમજોરે, સુંદર સ્વાદુ છે ;
લીંબુ ને મરચાંરે, આંબળાં આદુ છે. ૪૧.
રાઇતી ચીરીરે, કેરી બોળ કરી ;
ખારેક ને દ્રાખમાંરે, નાંખ્યાં લવંગ મરી. ૪૨.
કેરાં ને કર્મદાંરે, તળી છે કાચરિયો ;
ગીલાં બહુ સારાંરે, વાંસ ને ગરમરિયો. ૪૩.

પંખાળીના ભાતમાંરે, સુંદર સુગંધ ઘણો ;
એલાયચીનો પિરસ્યોરે, આંબા મ્હોરતણો ૪૪.
મેં કઠણ કરી છેરે, દાળ હરિ તુરની ;
પાતળી પીરસી છેરે, દાળ મસુરની ૪૫.
મગને અડદનીરે, કરી છે ધોઇને ;
ચોળા ને ચણાનીરે, ઘીમાં કરમોઇને. ૪૬.
દાળ ને ભાત જમજોરે, તમને ભાવે છે ;
ચતુરાઇ એ જમતાંરે, પ્રીતિ ઉપજાવે છે. ૪૭.
દહીંને ભાત જમજોરે, સાકર નાંખી છે ;
દૂધને ભાત સારૂંરે, સાકર રાખી છે. ૪૮.
દૂધની તર સાકરરે, ભાત જમો પેહેલા ;
સાકર નાંખીનેરે, દૂધ પિયો છેલા. ૪૯.
જે જે કાંઇ જોઇએરે, તે કેહેજો અમને ;
કાંઇ કસર કરોનોરે, મારા સમ તમને. ૫૦.
જીવન જમીનેરે, ચળુ કરો નાથ ;
ચંદન ગારેસુંરે, ધોવરાવું હાથ. ૫૧.
તજ, એળચી જાયફળરે, જાવંત્રી સારી :
કાથો ને ચૂનોરે, સારી સોપારી. ૫૨.
નાગરવેલીનાંરે, પાન લાવી પાકાં ;
ધોઇને મૂક્યાં છેરે, અનોપમ છે આખાં. ૫૩.
માંઇ ચૂરણ મેલીરે, બીડી વાળી છે ;
લલિત લવિંગનીરે, ખીલી રસાળી છે. ૫૪.
મુખમાં હું મેલુંરે, બીડી પ્રીત કરી ;
આરતી ઉતારૂંરે, પ્રભુજી ભાવ ભરી. ૫૫.
ફૂલ સેજ બિછાવુંરે, પોઢો પ્રાણપતિ ;
પાવલિયા ચાંપુંરે, હેડે હરખ અતિ. ૫૬.
થાળ ગાયો પ્રીતેરે, ધર્મકુળમુગટમણિ :
આપો પ્રેમાનંદનેરે, પ્રસાદી થાળ તણી. ૫૭.

---

## ફુલીબાઇ.

( કચ્છ ભુજની રહીશ )

### પદ ૧. પ્રભાતિયું

" ગણેશ ગાઇયે માતા શારદા ત્રુઠી " એ રાગ.

આજરે સ્વપનામાં હું તો, વાણમાંહી બેઠી, દ્વારિકાં મેં દીઠી
ધરમતણી ધ્વજા દીઠી, મંદિરમાં પેઠી. ટેક.
બેટનાં તો તીરથ કીધાં, ગોમતીમાં નાહી ;
ત્રિકમજીનાં ચરણામૃત, પીધાં તો વધાવી — આજરે. ૧.
આવી રૂડી પ્રભુ ભક્તિ, આગે નવ જાણી ;
માયાના જંજાળમાંહી, વેવલા થૈ ગ્યા પ્રાણી— આજરે. ૨.
કરજોડીને ફૂલીબાઇ, કહે તારી દાસી ;
ત્રિકમ તારા તેજમાંહી, રહી છું વિમાસી— આજરે ૩.

---

## બાપુ.

નિરાંતદાસ તથા ધીરમદાસનો શિષ્ય સં ૧૮૯૯ માં હતો.

### પદ ૧ રાગ કાફી.

પાણીનો ખેલ બનાવ્યોરે, એની તો કહિયે અક્કલ ઘણી ;
સહુથી રમનારારે શોભા તો એના નામતણી ટેક.
ખરૂં એ પાણીને ખોટું એ પાણી, પાણી અફીણ ને ખાંડ ;

---

૧. આ સાધ્વી સતી કચ્છ ભૂજના વડનગરા નાગર ગૃહસ્થ વોરા રાઘવજી વાઘજી ની પુત્રી અને મેહેતા હરિશંકર લક્ષ્મીધરની પત્ની થાય. તે માહા ભકત અને વચન સિદ્ધ હતી.

એ પાણીથી થયાં નરનારીને, એ પાણીથી બ્રહ્માંડ,
પાણીનું બન્યું મોતીરે, પાણીની બની હીરાકણી— પાણી. ૧.
પાણીની અમૂલ્ય કાયા બનાવી, હાડ ચામ લોહી માંસ;
પાણીનાંરે પશુપક્ષી બનાવ્યાં, પાહાડ પત્થર ને ઘાસ,
પાણીના હાથી ઘોડારે, પાણીની શાલ પામરી બની— પાણી. ૨.
સર્વે ધાત તો પાણીની બની છે, પાણીતણા પંચરંગ;
સહુથી ન્યારો મારો સાંઇ બિરાજે તેને, દેખીને, થયો છું દંગ,
સંગ કીધો તેનોરે, સત્તા તો આત્માની ગણી— પાણી. ૩.
અક્ષરાતીતે અક્ષરબ્રહ્મ નિપજાવ્યાં, ને અક્ષરથી નરનાર;
ૐકારથી ત્રણ ગુણ નિપાવ્યાં, એ અઠ્ઠાવીસ નિરધાર,
ઓગણત્રીસમા મહાવિષ્ણુરે, ત્રીસમા બાપુ ગાય ભણી—પાણી. ૪.

---

## પદ ૨ રાગ એજ

નામ જેણે જાણ્યુંરે, તેતો વેદ ચારે ભણ્યો;
ભેદ જેણે જાણ્યોરે, તેતો ખરો તરત બણ્યો, ટેક.
બતરીસ આભ્રણ અંગે ધરે નારી, નાકવિના શો શણગાર,
કવિયે જો આપનું આપ ન જાણ્યું, તે કેમ કરી ઉતરે પાર;
સાર ક્યાંથી મળશેરે, ભણ્યો ખરો પણ નવ ગણ્યો— નામ. ૧.
વાંઝણી નારીને સ્વપનું આવ્યું છે, પુત્ર નથીરે એની પાસ;
એમ ભજન દેખાદેખી કરે છે તેની, કેમ પૂરી થશે આશ;
કોને બાપ કહેશેરે, વેશ્યાએ પુત્ર જણ્યો— નામ. ૨.
નામ ગુણ ને રૂપનો નાશ વળી, ચોથું પદ અવિનાશ;
એ ચોથા પદનો જે ભેદ જાણે તેને, કહિયે હરિતણો દાસ,
નાશ કરી કર્મનોરે, સંશય એક પળમાં હણ્યો— નામ. ૩.
ગરીબી રાખી તમે ગુરુજી ને સાહો, કરો શબ્દનો તોલ;
આપણ થકી જો અદકો મળે તો તેનો, ધારણ કરજો બોલ;
ગુરુને સંગે બાપુરે, અનામી નામ પોતે બણ્યો— નામ. ૪.

---

# ફુલીબાઇ.

( કચ્છ ભુજની રહીશ. )

## પદ ૧. પ્રભાતિયું

" ગણેશ ગાઇયે માતા શારદા ત્રુઠી " એ રાગ.

આજરે સ્વપનામાં હું તો, વાણમાંહી બેઠી, દ્વારિકાં મેં દીઠી
ધરમતણી ધ્વજા દીઠી, મંદિરમાં પેઠી. ટેક.
બેટનાં તો તીરથ કીધાં, ગોમતીમાં નાહી;
ત્રિકમજીનાં ચરણામૃત, પીધાં તો વધાવી આજરે. ૧.
આવી રૂડી પ્રભુ ભક્તિ, આગે નવ જાણી;
માયાના જંજાળમાંહી, વેવલા થૈ ગ્યા પ્રાણી— આજરે. ૨.
કરજોડીને ફૂલીબાઇ, કહે તારી દાસી;
ત્રિકમ તારા તેજમાંહી, રહી છું વિમાસી— આજરે ૩.

---

# બાપુ.

નિરાંતદાસ તથા ધીરમદાસનો શિષ્ય સં ૧૮૯૯ માં હતો.

## પદ ૧ રાગ કાફી.

પાણીનો ખેલ બનાવ્યોરે, એની તો કહિયે અક્કલ ઘણી;
સહુથી રમનારારે શોભા તો એના નામતણી ટેક.
ખરૂં એ પાણીને ખોટું એ પાણી, પાણી અફીણ ને ખાંડ;

---

૧. આ સાધ્વી સતી કચ્છ ભૂજના વડનગરા નાગર ગૃહસ્થ વોરા રાઘવજી વાઘજી ની પુત્રી અને મેહેતા હરિશંકર લક્ષ્મીધરની પત્ની થાય. તે મહા ભક્ત અને વચન સિદ્ધ હતી.

એ પાણીથી થયાં નરનારીને, એ પાણીથી બ્રહ્માંડ,
પાણીનું બન્યું મોતીરે, પાણીની બની હીરાકણી— પાણી. ૧.
પાણીની અમૂલ્ય કાયા બનાવી, હાડ ચામ લોહી માંસ ;
પાણીનાંરે પશુપક્ષી બનાવ્યાં, પાહાડ પત્થર ને ઘાસ,
પાણીના હાથી ઘોડારે, પાણીની શાલ પામરી બની— પાણી. ૨.
સર્વે ધાત તો પાણીની બની છે, પાણીતણા પંચરંગ ;
સહુથી ન્યારો મારો સાંઇ બિરાજે તેને, દેખીને, થયો છું દંગ,
સંગ કીધો તેનોરે, સત્તા તો આત્માની ગણી— પાણી. ૩.
અક્ષરાતીતે અક્ષરબ્રહ્મ નિપજાવ્યાં, ને અક્ષરથી નરનાર ;
ૐકારથી ત્રણ ગુણ નિપાવ્યાં, એ અઠ્ઠાવીસ નિરધાર,
ઓગણત્રીસમા મહાવિષ્ણુરે, ત્રીસમા બાપુ ગાય ભણી—પાણી. ૪.

---

## પદ ૨ રાગ એજ

નામ જેણે જાણ્યુંરે, તેતો વેદ ચારે ભણ્યો ;
ભેદ જેણે જાણ્યોરે, તેતો ખરો તરત બણ્યો, ટેક.
બતરીસ આભ્રણ અંગે ધરે નારી, નાકવિના શો શણગાર,
કવિયે જો આપનું આપ ન જાણ્યું, તે કેમ કરી ઉતરે પાર ;
સાર કયાંથી માળશેરે, ભણ્યો ખરો પણ નવ ગણ્યો— નામ. ૧.
વાંઝણી નારીને સ્વપનું આવ્યું છે, પુત્ર નથીરે એની પાસ ;
એમ ભજન દેખાદેખી કરે છે તેની, કેમ પૂરી થશે આશ;
કોને બાપ કહેશેરે, વેશ્યાએ પુત્ર જણ્યો— નામ. ૨.
નામ ગુણ ને રૂપનો નાશ વળી, ચોથું પદ અવિનાશ ;
એ ચોથા પદનો જે ભેદ જાણે તેને, કહિયે હરિતણો દાસ,
નાશ કરી કર્મનોરે, સંશય એક પળમાં હણ્યો— નામ. ૩
ગરીબી રાખી તમે ગુરુજી ને સાહો, કરો શબ્દનો તોલ ;
આપણ થકી જો અદકો મળે તો તેનો, ધારણ કરજો બોલ ;
ગુરુને સંગે બાપુરે, અનામી નામ પોતે બણ્યો— નામ. ૪

---

## પદ ૩ રાગ એજ.

પુનમિયા તેને કહિયેરે, પુરણ નીમ જેણે રાખ્યો;
હરિ સાથે પ્રીતિરે, અદ્વૈત પ્યાલો તેણે ચાખ્યો,
રણ મુકાવે તેને રણછોડજી કહિયે, સદગુરુ તેનું નામ,
મરણ જનમનો સંશય મટાડે તો, વીસ વસાએ થયું કામ;
આત્મારામ જાણેરે, દ્વૈતભાવ કાઢી નાંખ્યો— પુનમિયા. ૧.
ગુરુમતિ જળમાં સ્નાન કીધું સાકર માખણ પ્રેમ,
સુરતા તુળસીવાલાને ચઢાવી, એમ રાખ્યો છે નેમ;
ધન મળ્યું જુનુંરે, ગુણ ગાગર દ્રવ્ય દાખ્યો— પુનમિયા. ૨,
દેહ દ્વારિકામાં દીનોનાથ બિરાજે, હરિ નામની છે છાપ,
સદગુરુ દેવે કૃપા કીધી ત્યારે, ટાળ્યા ત્રિવિધિના તાપ;
પાપ ગયું નાસીરે, ગુરુ એ આપી જ્ઞાન આંખ્યો— પુનમિયા. ૩.
સચરાચરમાં હરિ દેખાડ્યા, જેમ જળમાં સૂર,
વાલા વિના કોઇ ઠામ ન ઠાલો, જ્યાં જોઉં ત્યાં ભરપૂર;
બાપુ નામ સાચુંરે, ગુરુ કૃપાથી હરિ ઝાંખ્યો— પુનમિયા, ૪.

---

## પદ ૪ રાગ એજ.

કૈવલ્ય પદ સાચુંરે, પંડિત તમે ઉરમાં આણો,
જેનાવડે બોલેરે, તેને તો તમે નવ જાણો. ટેક.
ખત વાંચે તો પાર ન આવે ને, વસુલ કરે વસુલ થાય,
કુરાન પુરાણ સૌ વાંચીને થાકયા પણ, આતમા સમજે તો દુઃખ જાય;
સુખ થાય ઝાઝુંરે, મત તમે શીદ તાણો— કૈવલ્ય. ૧.
પિયુ પરદેશે ગયાને મૂકી ગયા, પોતાના ઘટનો રંગ,
મન મનોરથ ત્યારેરે થાય જ્યારે, સ્વામી મળે અભંગ;
આપ નવ શોધ્યુંરે, તો જ્ઞાન દીવો કીધો રાણો— કૈવલ્ય. ૨.
લાજ મૂકીને માથે છેડારે નાંખ્યો, તેને સ્વામીનો નહિ પાર,

પતિવ્રતા સ્વામીની વાતો કરે છે ત્યાં, પુંશ્ચલીને આવે ખાર ;
એક આંખ વાળોરે, દૂખીઓ થાય કહેતાં કાણો— કૈવલ્ય. ૩.
તાંબાનો રૂપીઓ કહિયે નવ ચાલે, ગમે તેવી પાડો છાપ,
જડને જાચે કરજોડીને તોય, ન મટે ત્રિવિધિ તાપ ;
બાપુ નામ સાચુંરે, સંત તમે સત્ય માણો— કૈવલ્ય. ૪.

---

## પદ ૫. રાગ એજ.

સમઝ્યા વિના સાધનરે, તેની નવ થાય ગતિ,
હરિ નામ વિનારે, જે નર રહ્યા મૂઢમતિ. ટેક.
હરિ નામ વિના જેજે કરવું તે, ભાત ભાતનાં કર્મ,
સદ્‌ગુરુ મળે તો સંશય ટાળે, ભાંગી જાય સહુ ભર્મ ;
કર્મ ગયાં સહુ નાસીરે, પાયે પડે ગતિ મુક્તિ— સમ. ૧.
જાગ જગન કરૂં તો, દોષ ઘણો બેસે, લક્ષ લક્ષ જીવ મરી જાય,
એક કુળ ગુરુ તો આતમા દુઃખે, ત્યાંસુધી કર્મ કહેવાય ;
નામ ઘણું મ્હોટુંરે, આવરણ નાવે રતી— સમ. ૨.
દમ નાં ઘુંટું ને મુખ નાં રટું, સુરત નામ એકરૂપ,
નામી અનામી પોતે બન્યો છે, કોટિ બ્રહ્માંડનો ભૂપ ;
જાપ કર્યાં જપીએરે, પોતે તો બન્યો જગપતિ— સમ. ૩.
સદ્‌ગુરુ મહિમાનો પાર ન આવે, અંતરકેરૂં છે મ્હા શૂળ,
ભૂલ હતી તે સદ્‌ગુરુએ ભાંગી, વસ્તુ આપી છે અમૂલ ;
ગુરુ નિરાંત બાપુ કહે છેરે, પ્રગટ કરી ગુપ્ત હતી— સમ. ૪.

---

## પદ ૬.

શાન્તિ પમાડે તેને સંત કહિયે, એના દાસના તે દાસ થઇને
રહિયેરે. ટેક

## પદ ૩ રાગ એજ.

પુનમિયા તેને કહિયેરે, પૂરણ નીમ જેણે રાખ્યો;
હરિ સાથે પ્રીતિરે, અદ્ભુત પ્યાલો તેણે ચાખ્યો,
રણ મુકાવે તેને રણછોડજી કહિયે, સદગુરુ તેનું નામ,
મરણ જનમનો સંશય મટાડે તો, વીસ વસાએ થયું કામ;
આત્મારામ જાણેરે, દ્વૈતભાવ કાઢી નાંખ્યો— પુનમિયા. ૧.
ગુરુમતિ જળમાં સ્નાન કીધું સાકર માખણ પ્રેમ,
સુરતા તુળસીવાલાને ચઢાવી, એમ રાખ્યો છે નેમ;
ધન મળ્યું જુનુંરે, ગુણ ગાગર દ્રવ્ય દાખ્યો— પુનમિયા. ૨,
દેહ દ્વારિકામાં દીનોનાથ બિરાજે, હરિ નામની છે છાપ,
સદગુરુ દેવે કૃપા કીધી ત્યારે, ટાળ્યા ત્રિવિધિના તાપ;
પાપ ગયું નાસીરે, ગુરુ એ આપી જ્ઞાન આંખ્યો— પુનમિયા. ૩.
સચરાચરમાં હરિ દેખાડ્યા, જેમ જળમાં સૂર,
વાલા વિના કોઇ ઠામ ન ઠાલો, જ્યાં જોઉં ત્યાં ભરપૂર;
બાપુ નામ સાચુંરે, ગુરુ કૃપાથી હરિ ઝાંખ્યો— પુનમિયા, ૪.

---

## પદ ૪ રાગ એજ.

કૈવલ્ય પદ સાચુંરે, પંડિત તમે ફિરમાં આણો,
જેનાવડે બોલેરે, તેને તો તમે નવ જાણો. ટેક.
ખત વાંચે તો પાર ન આવે ને, વસુલ કરે વસુલ થાય,
કુરાન પુરાણ સૌ વાંચીને થાકયા પણ, આત્મા સમજે તો દુઃખ જાય;
સુખ થાય ઝાઝુંરે, મત તમે શીદ તાણો— કૈવલ્ય. ૧.
પિયું પરદેશે ગયાને મૂકી ગયા, પોતાના ઘટનો રંગ,
મન મનોરથ ત્યારેરે થાય જ્યારે, સ્વામી મળે અભંગ;
આપ નવ શોધ્યુંરે, તો જ્ઞાન દીવો કીધો રાણો— કૈવલ્ય. ૨.
લાજ મૂકીને માથે છેડોરે નાંખ્યો, તેને સ્વામીનો નહિ પાર,

પતિવ્રતા સ્વામીની વાતો કરે છે ત્યાં, પુંશ્ચલીને આવે ખાર ;
એક આંખ વાળોરે, દુખીઓ થાય કહેતાં કાણો— કૈવલ્ય. ૩.
તાંબાનો રૂપીઓ કહિયે નવ ચાલે, ગમે તેવી પાડો છાપ,
જડને જાચે કરજોડીને તોય, ન મટે ત્રિવિધિ તાપ ;
બાપુ નામ સાચુંરે, સંત તમે સત્ય માણો— કૈવલ્ય. ૪.

---

## પદ ૫. રાગ એજ.

સમજ્યા વિના સાધનરે, તેની નવ થાય ગતિ,
હરિ નામ વિનારે, જે નર રહ્યા મૂઢમતિ. ટેક.
હરિ નામ વિના જેજે કરવું તે, ભાત ભાતનાં કર્મ,
સદ્ગુરુ મળે તો સંશય ટાળે, ભાંગી જાય સહુ ભર્મ ;
કર્મ ગયાં સહુ નાસીરે, પાયે પડે ગતિ મુક્તિ— સમ. ૧.
જાગ જગન કરૂં તો, દોષ ઘણો એસે, લક્ષ લક્ષ જીવ મરી જાય,
એક કુળ ગુરુ તો આતમા દુઃખે, ત્યાંસુધી કર્મ કહેવાય ;
નામ ઘણું મ્હોટુંરે, આવરણ નાવે રતી— સમ. ૨.
દમ નાં ઘુંટું ને મુખ નાં રટું, સુરત નામ એકરૂપ,
નામી અનામી પોતે બન્યો છે, કોટિ બ્રહ્મંડનો ભૂપ ;
જાપ કર્યાં જપીએરે, પોતે તો બન્યો જગપતિ— સમ. ૩.
સદ્ગુરુ મહિમાનો પાર ન આવે, અંતરકેરૂં છે મ્હા શૂળ,
ભૂલ હતી તે સદ્ગુરુએ ભાંગી, વસ્તુ આપી છે અમૂલ ;
ગુરુ નિરાંત બાપુ કહે છેરે, પ્રગટ કરી ગુપ્ત હતી— સમ. ૪.

---

## પદ ૬.

શાન્તિ પમાડે તેને સંત કહિયે, એના દાસના તે દાસ થઇને
રહિયેરે. ટેક.

કલ્પવૃક્ષ સેવે દારિદ્ર રહ્યું ઉભું, ત્યારે તેના તે ગુણ શીદ ગાઇયેરે—
ભાઇરે શાન્તિ. ૧.
રાજાની ચાકરી નિત્ય રહી ઉભી, ત્યારે પારકી તો વેઠ શીદ
વહિયેરે—ભાઇરે શાન્તિ. ૨.
વિદ્યાનું મૂળ જ્યારે પુરૂં ના ભણાવે, ત્યારે પંડયાનો માર શીદ
ખાઇયેરે—ભાઇરે શાન્તિ. ૩.
લીધો વોળાવોને લુંટવાને લાગ્યો, ત્યારે તેની સંઘાતે શીદ
જઇયેરે—ભાઇરે શાન્તિ. ૪.
વૈદનો સંગ કરે રોગ રહ્યો ઉભો, ત્યારે વૈદની તે ગોળી શીદ
ખાઇયેરે—ભાઇરે શાન્તિ. ૫.
કીધી બાંધણી ને માથું વઢાવે, ત્યારે તેને તે ઘેર શીદ જઇયેરે—
ભાઇરે શાન્તિ. ૬.
નામ અનામ સદ્‌ગુરુ બતાવ્યું, તે નામ ચોંટયું છે મારે હૈયેરે—
ભાઇરે શાન્તિ. ૭.
બાપુ તેની કાયા તો નરવો સ્નેહ છે, અમે એવા સ્વામીને લઇને
રહિયેરે—ભાઇરે શાન્તિ. ૮.

---

## બાલઅલી.

### પદ ૧. ગોડી

આવત ચારો ભૈયા શ્રી બનહુસે
દોઊ શ્યામલ દોઊ ગૌર મનોહર, રાજા દસરથજીકે છૈયા—
શ્રી બનહુસે આવત. ૧.
બનહુસે આવત તુરંગ નચાવત, કર ગહેં કમલ ફિરૈયા ;
અવધ પુરી નર નારી નિહારે, દોઉ કર લેત બલૈયા—
શ્રી બનહુસે આવત. ૨
વિવિધિ ભાંતિ આભૂષણ પહીરે, મંદ મંદ મુસકૈયા ;

રામ લાલજીકારૂપ વિલોકિકે, કોટિ કામ છબિ છૈયા—
શ્રી બનહુસે આવત. ૩.

રઘુવર લક્ષ્મણ ભરત શત્રુહન, શોભા વરણી ન જૈયા;
બાલઅલી પ્રભુકી છબિ નિરખે, કરત આરતી મૈયા—
શ્રી બનહુસે આવત. ૪.

---

## પદ ૨. રાગ એજ.

શ્રી બનહુતે આવત ચારો ભાઇ.
મણિમય જડિત વિભૂષણ સુંદર, અંગ અંગ સો લલિત સોહાઇ;
ગજરથ તુરંગ બાહુની બાહન, સાજત સંગ સુહાઇ—
શ્રી બનહુતે. ૧.

ખેલત ફિરત સકલ સરજ્યુ તટ, સંગ સખા સમુદાઇ;
જો મૃગબાન રામકે લાગત, પાવત ગતિ સમુદાઇ— શ્રી બનહુતે. ૨.
શિવ સનકાદિક આદિ બ્રહ્માદિક, છબિ બરણી નહિ જાઇ;
ચઢિ બિમાન સુર કૌતક દેખત, દેવ સુમન ઝરી લાઇ—
શ્રી બનહુતે. ૩.

કટિ તુણીર બાણકર લીન્હે, અમિત કામ છબિછાઇ;
નારદાદિ છબિ દેખિ મગન ભયે, દેહ દશા બિસરાઇ—શ્રી બનહુતે. ૪.
જ્ઞાન વૈરાગ જોગ જપતપ કરિ, નહિ પાવત મુનિરાઇ;
બાલઅલીકે મન મંદિરમેં, બિહરત શ્રી રઘુરાઇ—શ્રી બનહુતે. ૫.

---

# બાલકદાસ.

## પદ ૧ ભજન.

ભજન કરીલે સાચા સાહેબનું;
ભજન કરીલે બાબા ગુરુજીનું. ટેક.

લાખા ગ્રહુમાં જ્યારે પાંડવોને પુર્યા,
વિશ્વાસઘાતની ખબર નહોતીરે;
ભોળા થઈને જ્યારે ભોળવી લીધાં,
કહોને કૌરવ એની શી ગતિરે— ભજન કરીલે. ૧.
ધ્રુ અંબરીષની સાચી સામરતા,
ગુણકા હતી એક મહા સતી;
મીરાં તોરલદે ને રાણી રૂપાંદે,
તારાદેની શુભ વૃત્તિ હતીરે— ભજન કરીલે. ૨.
ઉંડાંરે જળમાં જ્યારે ગજનેરે ગ્રાહ્યો;
ઝુડનેરે માટે એને ખબર નહોતી,
ગોવિંદ નામે પુકારે નારાયણ;
ઝુડનેરે મારીને વાલે સાર તો લીધીરે. ભજન કરીલે. ૩.
ભાણ સુત ગુરુએ અમને ભેદ બતાવ્યોરે,
આગુંતણી ઓળખાણ હતીરે;
ત્રિકમ શરણે બોલ્યા બાળકદાસ,
નામવિનાની ઘેલા મુક્તિ નોતીરે— ભજન કરીલે. ૪.

---

## બાલકૃષ્ણ.

### પદ ૧.

ઘડપણમાં ગોવિંદ ગાશું,
ગુરુરાજ મારા ઘડપણમાં ગોવિંદ ગાશું. ટેક.
હ્વાલ કામમાં નથી નવરાશું— ગુરુરાજ. ૧.
હિન્ડણીલ અમે સાંભળ્યું તમારૂં, મુક્તપુરીનું બતાવોછો બારૂં,
પણ કર્મે ચોંટ્યું છે કારભારૂં— ગુરુરાજ. ૨.
મોટો છોકરો જુગારી થયો છે, ન્હાનો દીકરો વિલાને વસ્યો છે,
એવો ધમરોળ ચાલી રહ્યો છે— ગુરુરાજ. ૩.
અમે મોટા કહેવાઈએ વેપારી, રાત દિવસ રે' છે મગજમારી,
ક્યારે કથા સાંભળીએ તમારી— ગુરુરાજ. ૪.

ઘરમાં કર્મે મળી છે કજીઆળી, નિત્ય કાળજાં બાળે છે ભમરાળી,
તોય ઘરને શું મૂકીએ બાળી— ગુરુરાજ. ૫.
સાઠ લાખની પુંજીમાં શું કરીએ? સાઠ અબજ તે જુરીમાં ભરીએ,
પછી કાંઇક શાંતિ દિલ ધરીએ— ગુરુરાજ. ૬.
હજી થાશું હજાર મીલવાળા, પછી બાંધશું બારસેં માળા,
એમાં ક્યાંથી ફેરવીએ માળા— ગુરુરાજ. ૭.
મારા છોકરાનાં છોકરાં વરશે, તેનાં છોકરાં ખોળે ધૂળ ભરશે,
તેઓ ચિત્તની ચિંતાઓ હરશે— ગુરુરાજ. ૮.
સાઠ વર્ષની ઉમર થઇ છે મારી, તે શું આંખ્યુંમાં આવી તમારી,
હજી પરણવો છે નવલી નારી— ગુરુરાજ. ૯
નાત જાતનાં કામાં કરવાં, દંડ ફંડનાં દામ વાપરવાં,
કહો મારે કોનીછે પરવા— ગુરુરાજ, ૧૦.
યુરોપ આફ્રિકા સુધી વિચરશું, આસ્ટ્રેલિયાનું સોનું સંઘરશું,
અમેરિકાની લક્ષ્મીને ભરશું— ગુરુરાજ. ૧૧.
હજી આવરદા છે મારી લાંબી, હજી કેડની નથી નમી કાંબી,
એથી વૃદ્ધાવસ્થા નથી આંબી - ગુરુરાજ. ૧૨.
વખત સેવા પૂજામાં શું ગાળું, ઠાકર મૂર્તિ શું ભાવેથી ભાળું
નવ નવા રંગોને નિહાળું— ગુરુરાજ, ૧૩.
અમને સોનાની કિમિયા બતાવો, જેથી પૈસાનો ખુબ લઇએ લાવો,
તો તો અમને તમે ખુબ ભાવો— ગુરુરાજ. ૧૪.
એમ બોલી રહ્યા શેઠ જ્યારે, ગુરુએ મર્મ કર્યો તે વારે,
શેખ-સલ્લી સુધરશો ક્યારે— ગુરુરાજ. ૧૫.
એમ કરતાં મરકી આવી, તેમાં કારી ન કોઇની ફાવી,
એમાં શેઠજીનું થઇ ગયું ભાવિ— ગુરુરાજ. ૧૬.
આવા બુટ્ટા ઉઠાવો ન ખોટા, ડોળ ઘાલી બનો નહિ મોટા,
શીદ વાળો છો અમથા ગોટા— ગુરુરાજ. ૧૭.
બાળકૃષ્ણે ગાયું છે ગાણું, શાને ખુઓ સમય રૂપ નાણું?
આવું મળશે નહિ ફરી ટાણું— ગુરુરાજ. ૧૮.

# બ્રહ્માનંદ.

સંવત ૧૮૮૮ માં અક્ષરવાસી થયા.

## પદ ૧ પ્રભાતિયું રાગ ભૈરવી.

પ્રાતઃ થયો મનમોહન પ્યારા, પ્રીતમ રહ્યા શું પોઢીને ;
વારંવાર કરૂં છું વિનતી, જગજીવન કરજોડીને— પ્રાત. ૧.
ઘરઘરથી ગોવાલા આવ્યા, દરશન કારણ દોડીને ;
આંગણિયે ઉભી વ્રજ અબળા, મહી વલોવાં છોડીને— પ્રાત. ૨.
બહુરૂપી દરવાજે બેઠા, શંકર નેજા ખોડીને ;
મુખડું જોવા આતુર મનમાં, જોરે રાખ્યા ઓડીને— પ્રાત. ૩.
ભૈરવ રાગ ગુણીજન ગાવે, તાન મનોહર તોડીને ;
બ્રહ્માનંદના નાથ વિહારી, ઉઠ્યા આલસ મોડીને— પ્રાત. ૪.

---

## પદ ૨ રાગ એજ.

રસિયોજી રાય આંગણ બેઠા, કોમળ દાતણ કરવાને ;
મખમલની ગાદી બહુમૂલી, પાટ ઉપર પાથરવાને— રસિયોજી. ૧.
આછું જળ જમનાનું આણ્યું, કંચન ઝારી ભરવાને ;
સોનાકેરૂં પ્યાલું લાવ્યા, સુંદર આગેં ધરવાને— રસિયોજી. ૨.
દાસ મળ્યા સહુ દરશન કારણ, જગને પાર ઉતરવાને ;
દાતણ કરતા જેણે હરિને દીઠા, તે નાવે ભવ ફરવાને— રસિયોજી. ૩.
મુખ મંજન કીધું મનમોહન, હરિજનનું મન હરવાને ;
બ્રહ્માનંદના નાથ પધાર્યા ; સ્નાનવિધિ અનુસરવાને— રસિયોજી. ૪.

---

## પદ ૩ રાગ એજ

બાજોઠ કનકતણે આવી બેઠા, નીર ગરમ હરિ નાવાને ;
શ્વેત વસ્ત્ર પહેર્યું એક સુંદર, ભૂધરજી ભિંજાવાને— બાજોઠ. ૧.
અત્તર તેલ ફુલેલ અનોપમ, મરદન કરવા ભાવાને ;
અંગ ચોળ્યું જળ ઢોળ્યું ઉપર, રસિયાને રીઝાવાને— બાજોઠ. ૨.
સ્નાન કરી ઉઠ્યા શામળિયો, પ્રેમીજન લલચાવાને ;
લલિત નવીન ત્યાર કરી લાવ્યા, પીતાંબર પહેરાવાને— બાજોઠ. ૩.
રતનજડિત્ર શુભ પાટ મનોહર, ગાદી નવલ બિછાવાને ;
બ્રહ્માનંદના નાથને આવ્યા, ભોજનકાજ બોલાવાને— બાજોઠ. ૪.

---

## પદ ૪ રાગ એજ.

જમો જમોરે મારા જીવન જુગતેં, ભોજનિયાં રસ ભરિયાંરે ;
પાક શાક તમસારૂ પ્રીતમ, કોડેં કોડેં કરિયાંરે— જમો. ૧.
તળિયાં ગળિયાં તાજાં તાતાં, કનક થાળમાં ધરિયાંરે ;
આરોગો મારા નાથ અલૌકિક, ઘૃત ઝાઝાં ઘેવરિયાંરે— જમો. ૨.
કડી વડી કારેલાં કાજુ, રાયતડાં દહીંથરિયાંરે ;
જોઇયેં તો ઉપરથી લેજ્યો, મીઠું જીરૂં મરિયાંરે— જમો. ૩.
બ્રહ્માનંદના નાથ શિરાવ્યા, દૂધ ભાત સાકરિયાંરે ;
ચળુ કર્યું હરિ તૃપ્ત થઇને, નિરખી લોચન ઠરિયાંરે— જમો. ૪.

---

## પદ ૫ ધોળ ૧.

કે લાગ્યો મારે નટવરથી નેડો, કે હવે મેં તો શિર નાંખ્યો છેડોરે,
કે સઉ મળીને મુજને વારી, કે અટકી મન વૃત્તિ મારી ;
કે ધણી મેં તો ધાર્યા ગિરધારીરે— લાગ્યો.

કે શી મતલબ મારે કોઇ સાથે, કે મેણું મારે મોહનનું માથે ;
કે હરિવરે મુને ઝાલી હાથેરે— લાગ્યો. ૨.
કે મોડું વેહેલું સહુ જાવાનું, કે તે દેખીને શું થાવાનું;
કે મેણું મારે અવિચળ માવાનુંરે— લાગ્યો. ૩.
કે કોઇ કહી મુજને શું કરશે, કે ગજ ચડી શંકા કોણ ધરશે ;
કે શ્વાન ભસી ભસીને મરશેરે— લાગ્યો. ૪.
કે સમજીને મેં તો પગ ભરિયા, કે સર્વ વિષય રસ વિસરિયા ;
કે બ્રહ્માનંદનો વાલો વરિયારે— લાગ્યો. ૫.

---

## પદ ૬ ધોળ ૨.

કે લાગી મારે નટવરથી લગની, કે મરજાદા મેલી જગનીરે ;
કે એકજ ટેક અંતર ધારી, કે સગાં કુટંબ સહુ વિસારી,
કે મન કર્મે વરિયા મોરારિરે— લાગી. ૧.
કે કર્યું મેં તો તન ધન કુરબાણી, કે હરિવિના ન વદું અન્યવાણી ;
કે કાન કુંવરથી અટકાણીરે— લાગી. ૨.
કે સુખ મેં તો સંસારી છોડયું, કે સઉ સાથે સગપણ તોડયું ;
કે જગના જીવન સાથે જોડયુંરે— લાગી. ૩.
કે મેણાં જગકેરાં સહીને, કે થિર મન મતવાલી થઇને ;
કે ચાલી હું તો શિર કરમાં લઇનેરે— લાગી. ૪.
કે બેઠી હું તો ભય જગનો ખોઇને, કે મન નિશદિન રહ્યું છે મોહીને ;
કે બ્રહ્માનંદનો વાલો જોઇનેરે— લાગી. ૫.

---

## પદ ૭ ધોળ ૩.

કે મોહી હું તો નટવરને વાને, કે કીધી વશ ડોલરિયે કાનેરે,
કે ચિત્તડામાં લાગી ચટકી, કે લોક તણી લજયા પટકી ;
કે નંદના નંદન સાથે અટકીરે— મોહી. ૧.

કે જીવી જીવને શું પરણું, કે જેના શિર ઉપર મરણું;
કે સમરથનું લીધું શરણુંરે— મોહી. ૨.
કે થઇ પુરૂષોત્તમથી પ્રીતિ, કે નથી હું તો લોક થકી બ્હીતી;
કે જગપતિ વરી હું તો જગ જીતીરે— મોહી ૩.
કે અચળ વાત મુને ઓળખાણી, કે થઇ મારે સર્વે દુઃખની હાણી;
કે પ્રીતમ મુખ રાખ્યું પાણીરે— મોહી. ૪.
કે થિર થઇ અંતરમાં ઠરિયું, કે કાને મારૂં મન ગમતું કરિયું;
કે બ્રહ્માનંદનું કારજ સરિયુંરે— મોહી. ૫.

---

## પદ ૮ ધોળ ૪.

કે વર્યા મેં તો રંગભર વાલાને, કે લટકાળા નંદલાલાનેરે,
કે કીધું મેં તો નિશ્ચે વિચારીને, કે હરિજન થાકયાં મુને વારીને;
કે ધાર્યા એક વર ગિરધારીનેરે— વર્યા. ૧.
કે જેમ રણશૂરાની લગની, કે ઉઠે તોપ બાણની અગની;
કે પાની ન પાછી ધરે પગનીરે— વર્યા. ૨.
કે સતી જેમ પાછું નવ ભાળે, કે તન કેરાં સુખને ટાળે;
કે અગનીમાં અંગ પરજાળેરે— વર્યા. ૩.
કે શૂરો જો કાયર થાય ડરી, કે સતી ઘેર આવે પાછી ફરી;
કે માત પિતામાં તેને ખોટ ખરીરે— વાર્યા. ૪.
કે બ્રહ્માનંદ એમ જોવું પેહેલું, કે દેખીને નવ થાવું ઘેલું;
કે કામ કઠણ છે નથી સહેલુંરે— વર્યા. ૫.

---

## પદ ૯ ગરબી ૧.

ચાલો ચાલો સૈયરનો સાથ, વૃંદાવન જાઇએરે;
સખી છેલ છબીલાને સંગ, હળીમળી ગાઇએરે.
વ્હાલો જુવે છે આપણી વાટ, ઉભા છે વનમાંરે;

સખી આપણું સાથ એકાંત, મળ્યાનું છે મનમાંરે.
વ્હાલે મોરલી લીધી છે હાથ, વજાડે છે ઘેરીરે;
આવી ઉભા છે જમુનાને તીર, પીતાંબર પેરીરે.
વ્હાલે પેર્યા છે ફુલડાંના હાર, બાંધ્યા છે બાજુરે;
એને લળકે છે કાનો માંહી, કુંડલિયાં કાજુરે.
વ્હાલે મૃગલાં પમાડ્યાં મોહ, બંસીને નાદેરે;
હરિ ગાવે છે સુંદર ગીત, મધુરે સાદેરે.
હરિને હેતે કરીને હાથ, ઝાલ્યાના હેવારે;
સખી બ્રહ્માનંદનો નાથ, છે રમવા જેવારે.

---

## પદ ૧૦ ગરબી ૨.

જોને જોને સખી એનું રૂપ, મનોહર રાજેરે;
મુખ લાવણ્યતા જોઇ કામ, કે કોટિક લાજેરે.
જોને ફુલડાનો તોરો શીષ, સુંદર શોભેરે;
જોઇ લાલ સુરંગી પાઘ, મનડું લોભેરે.
વ્હાલો નેણે જણાવે છે નેહ, કે હેતે હેરેરે;
મુને ન્યાલ કરી નંદલાલ, આજુને ફેરેરે.
પેરી શોભિતા શણગાર, રૂડા લાગે રમતારે;
વ્હાલો વ્રજનારીને ચિત્ત, ગિરધર ગમતારે.
મારાં લોચનિયાં લોભાય, નટવર નિરખીરે;
હુંતો મગન થઇ મનમાંય, દિવાની સરખીરે.
ઉભા ગીત મધુરાં ગાય, ગોપીજન સંગેરે;
વ્હાલો બ્રહ્માનંદનો નાથ, રમે રસ સંગેરે.

---

## પદ ૧૧ ગરબી ૩.

આવો આવોને નંદજીના લાલ, કે આપણ રમીએરે;
રૂડાં ભોજનીઆં બહુ ભાત, જમાડું ને જમીએરે.

વારી શામળિયા તમ સાથ, કે લાગી પ્રીતિરે;
હવે શું કરશે સંસાર, કોઇથી નથી બીતીરે.
મારા હેતુ છો હૈડાના હાર, કે તમ પર વારીરે;
તમ કાજ કોડીલા કાન, મેં સેજ સમારીરે.
મારે તમથી જગમાં કોય, બીજું નથી વ્હાલુંરે;
જે જે જોઇયે તે જાદવરાય, આણી આણી આલુંરે.
લઇ સરવસ સુંદર શામ, કે તું જપર વારૂંરે;
તારાં છોગલિયાંમાં શામ, મોહ્યું મન મારૂંરે.
બ્રહ્માનંદના વ્હાલા ગુણવાન, પધારોને પ્યારારે;
તમને એક ઘડો અલબેલ, નહિં મેલું ન્યારારે.

---

## પદ ૧૨ ગરબી ૪.

તારી આંખલડી અલબેલ, અતિ અણિયાળીરે;
હું તો ગરક થઇ ગુલતાન, કે ભૂધર ભાળીરે.
માથે લાલ કસુંબી પાઘ, કે તોરો લટકેરે;
છબી જોઇને સુંદર શામ, કે મન મારૂં અટકેરે.
રૂડી કેસર કેરી આડ, કે ભાલ બિરાજેરે;
જોઇ મુખની શોભા માવ, પૂરણ શશી લાજેરે.
શોભે ઘુઘરડીનો ઘેર, કેડે કંદોરે;
ગળે મોતીડાંની માળ, કે ચિત્તડું ચોરેરે.
શોભે સુથણલી સોરંગ, રૂપાળો રેંટોરે;
વ્હાલા પેરીને પ્રાણ આધાર, ભાવેસું ભેટોરે.
વ્હાલા બ્રહ્માનંદના નાથ, આવી સુખ આપોરે;
મને મ્હેર કરી મોરાર, પોતાની થાપોરે.

---

## પદ ૧૩ ગરબી ૫.

સખી નંદતણે દરબાર, માહા રંગ રેલેરે;
વ્હાલો ગોવાળાની સાથ, ખાંતીલો ખેલેરે.

મુને કાનુડાના કોડ, ગઇતી જોવારે;
વ્હાલે કીધો અલૌકિક ખ્યાલ, મારૂં મન મ્હોવારે.
કાને ગોપી ગોવાળા ને ઘેર, ગોપ જમાડ્યારે;
રૂડાં લટકાં કરી નંદલાલ, કે ખુબ રમાડ્યારે.
હસી હેત કરી હરિરાય, ઝાલી મુને હાથેરે;
વ્હાલે દૂધતણી લે હેલ, ઢોળી મારે માથેરે.
મુને કીધી રસબસ કાન, ભીંજી મારી સાડીરે;
મુને ચસકો લાગ્યો એ સાથ, જઇશ હુંતો દહાડીરે.
વ્હાલો ડોલે ગોવાળીડા સંગ, બોલે સારૂં સારૂંરે;
હેલી બ્રહ્માનંદને નાથ, મોહ્યું મન મારૂંરે.

---

## પદ ૧૪ ગરબી ૬.

ઓરા આવોને સુંદર શામ, એકાંતે મળિયેરે;
વ્હાલા દીન જાણીને દયાળ, અઢળક ઢળિયેરે.
વારી મૂરતિ તમારી માવ, વસી દિલ મોરેરે;
હુંતો જોઇને થઇ ગુલતાન, ફુલાં કેરે તોરેરે.
વ્હાલા તમને મળ્યાના છે કોડ, કરિયે વાતુંરે;
વ્હાલા તમ વિના પલ એક, નથી રેવાતુંરે.
તમે દિલડાના દરીઆવ, કે છેલછોગાળારે;
મારા મન માન્યા મોરાર, છો મરમાળારે.
આવી તમસાથે અલબેલ, પ્રીત બંધાણીરે;
મુખ લાવણ્યતા જોઇ માવ, હું લોભાણીરે.
તમે મોટા થઇ માહારાજ, શું લલચાવોરે;
વ્હાલા બ્રહ્માનંદના નાથ, હસી બોલાવોરે.

---

## પદ ૧૫ ગરબી ૭

નારાયણ નામ લેને તું આણીરે, બદ્રીનાથ પ્રગટ જુગ જાણી. ટેક.

નરદેહ દીધી તુંને નાથેરે, ધન હોય તો વાવર તારે હાથેરે ;
પડ્યું રહેશે નાવે કોડી સાથે— નારાયણ નામ. ૧.
ગર્ભ વાસે રક્ષા કીધી તારીરે, લીધો જઠરાગ્નિથી ઉગારીરે ;
એઠા તેને તું કેમ વિસારી— નારાયણ નામ. ૨.
વિના સમજ કરે મારૂં મારૂંરે, ધન કાજે ભમે મન બારૂંરે ;
તારે હાથ નથી તન તારૂં— નારાયણ નામ. ૩.
મિથ્યા સુખમાં તે શું ભરમાણોરે, બાંધ્યો લોક લજ્જા ગળે પાણોરે ;
જાય છે તૃષ્ણાના પુરમાં તણાણો— નારાયણ નામ. ૪.
કાયા માયા છે જો તારી કાચીરે, તેને રંગે મ રેજે તું રાચીરે ;
બ્રહ્માનંદ કહે વાત સાચી— નારાયણ નામ. ૫.

---

## પદ ૧૬ દાણલીલા—રાગ ગરબી.

ગોરસ લેને ગોપિકા, ચાલી વેચવા કાજે,
આડો બાંધ્યો આવીને, વચમાં વ્રજ રાજે. ૧.
મટુકી લીધી માથડે, ચાલી મહીવાળી ;
ઓચિંતાના આવિયા, વનમાં વનમાળી. ૨.
મારગ રોકયો માવજી, આગે ઊભા છે આવી ;
આવ ઓરી મૈયારડી, એમ કહીને બોલાવી. ૩.
મહીડું તારૂં અમે લુંટશું, ઉભીરે મહિયારી ;
સાચું જાણો સુંદરી, લેશું રીત અમારી. ૪.
જાવા દોને જાદવા, વાટે રોકો માં વેહેતાં ;
અમે મુલાજો રાખીએ, તમ સાસુંરે કહેતાં. ૫.
સમજ્યા વિના નવ ઝાલીએ, પરનારીનો છેડો ;
બ્રહ્માનંદ કહે રહો વેગળા, મેલી દ્યોનેરે કેડો. ૬.

---

## પદ ૧૭ રાગ એજ.

કેડો અમે કેમ મેલીએ, રીત લાગે તે લેશું ;
દાણ લીધાવિના સુંદરી, જાવા કેમ કરી દેશું. ૧.

જોબન ધનના જોરથી, થઇછો મસ્તાની ;
દહાડી ચોરી મારૂં દાણ તું, જાતીતીરે છાની. ૨.
આજ મળી છો એકલી, મહીડું નહીં મેહેલું ;
દાણ અમારૂં ચોરતાં, શું ધાર્યું'તું પેહેલું. ૩.
કોરે રહોને કાહાનજી, જોયાજેવું'રે થાશે ;
રહીએ રાજાના રાજ્યમાં, લુંટી નહીં લેવાશે. ૪.
મુખડું સંભાળીને બોલીએ, મ કરો જોરાજોરી ;
દીઠાવિના નવ નાંખીએ, કોઇ ઉપર ચોરી. ૫
હરિજન લોકો દેખશે, થાશે નામચું ઠાલું ;
બ્રહ્માનંદ કહે વાલમજી, મહી ટાંક ન આલું. ૬

---

## પદ ૧૮ રાગ એજ.

ટાંક લેવું નથી માહરે, મટુકી લેવી બાધી ;
ઉભી રહે અલબેલડી, આજ ખોળતાં લાધી. ૧.
તું તો કેને નથી લેખતી, મરમાળી મનમાં ;
ઉપર પ્રગટ દેખાય છે, હલકાઇ તારા તનમાં. ૨.
બીક દેખાડેછે કંસની, તું ભરાણી છો બળમાં ;
કુડારે બોલી કામની, બોલેછેરે છળમાં. ૩.
રહો રહો હું તમને ઓળખું, હમણા થયા છો દાણી ;
એવું બોલો છો આકરૂં, કાના શું જાણી. ૪.
અમને તે હલકાં દીઠડાં, તમે લક્ષણના ભારી ;
રસિયાજી નવ રોકિયે, વનમાં પરનારી. ૫.
કુડા બોલી હું કામની, તમે સાચનું ગાડું ;
બ્રહ્માનંદ કહે વઢવા જેવું, શીદ બોલો છો આડું. ૬.

---

## પદ ૧૯ રાગ એજ.

આડું તો કાંઇ નથી બોલતો, દાણ દેને તું મારૂં ;
નહિં તો વિખાશે વાટમાં, મહી માટલું તારૂં. ૧.

ગરવ ભરી તું ગુજરી, જોબનની માતી;
દહાડી દહાડી સહુ દેખતાં, દાણ ચોરીને જાતી. ૨.
કેજે જઇ તું કંસને, દાણ લાગે તે દઇને;
મોવડ આવે માનુની, વેલી દળ લઇને. ૩.
કરિયે નહીં ઝાઝી કાહાનજી, પરનારીની હાંસી;
બળ તો તમારૂં જાણીએ, આવ્યા છો નાસી. ૪.
દાહાડી અમે મહી લાવિયે, દાણ કેદિ નાં દીધું;
ખોશો માં ઠાલી આબરૂ, કહિયે છિયે સીધું. ૫.
લાડકવાયા લાલજી, એલફેલ ન બોલો;
બ્રહ્માનંદ કહે જોરાવરી, શીદ બાઝતા ડોલો. ૬.

## પદ ૨૦ રાગ એજ.

મુજને અચંબો થાય છે, તું દીઠામાં છોટી;
સાચું બોલ કોણે શીખવી, આવી વાતું મોહોટી. ૧.
મહીની મટુકી ઉતારીને, અહીં આવને ઓરી;
ન્હાનીજ વયમાં નાર તું, શીખી દાણની ચોરી. ૨.
આવુંરે રૂડું આજથી, તુંમાં લક્ષણ ભારી;
માન ઉતારીશ માનની, ફીરી રહેને ધૂતારી. ૩.
નાર રૂપાળી જોઇને, ઘેલા થાઓમાં હું ઘોળી;
ગાંઘી છેરે માવજી, મહીડાંની ગોળી. ૪.
ધૂતી કહી ને મુજને, તમે મેણલું દીધું;
કહોને તમારૂં કહાનજી, અમે ધૂતી શું લીધું. ૫.
લાજ ખોશો તમે લાલજી, માણસમાં મારી;
બ્રહ્માનંદ કહે અમે જાણતાં, તમને બ્રહ્મચારી. ૬.

## પદ ૨૧ સું.

મન મસ્તાની માનુની, ડહાપણમાં ડોલે;
મુજને મોહ પમાડવા, મીઠું મીઠુંરે બોલે

ડહાપણનું શું કામ છે, દાણ દેને તું મારૂં;
નહીં તો આ ઘડીએ ફૂટશે, મહી માટલું તારૂં. ૨.
એકલી વનમાં આથડે, છો કેનીરે છોડી;
રૂપ ઘણું તારા અંગમાં, લજ્જા તો થોડી. ૩.
કોણ છો છોરા ફૂડિયા, એવું બોલછ આવી;
આવીરે વાતો તુજને, ક્યારે કોણે શીખાવી. ૪
રહું છું રાજાના રાજમાં, મુજને કોણજ લુંટે;
સમજીને રેંજે વેગળો, મટુકી નહીં ફૂટે. ૫.
તુંતે દાણી આ વાટનો, અમે સાંભળ્યું નહોતું;
બ્રહ્માનંદ કહે ઘર નંદનું, જાશે ઓસરી સોતું. ૬.

---

## પદ ૨૨ મું.

બહુ એકલી થામાં બોલકી, હું તો તુજને કહું છું;
માનુની તારાં મેણલાં, કહી વાંરનો સહું છું. ૧.
ડોડ ઘણો દરણારનો, મનમાં મહિયારી:
ઠગવિદ્યા [illegible]ણા, તારી આંખ ઠગારી. ૨.
બા[illegible]ની બાળકી, ચોરીમાં બહુ શૂરી;
કાચું નથી કોઇ વાતનું, લક્ષણની પૂરી. ૩.
નાનારે સરખા નંદના, છેટે રેજેરે છોરા;
છેલ થયો તુંને જાણિયો, ઘાલી કુલના તોરા. ૪.
કૂડારે બોલા કહાનુડા, હુંથી વેગળો રેજે;
તુજ સરખી હોએ નિર્લજ, તેને જઈનેરે કહેજે. ૫.
ઉભો રહે અલબેલડા, તુંને કરશું રાજી;
બ્રહ્માનંદ કહે મહી નહીં જડે, જડશે ગાળો ઝાઝી. ૬.

---

## પદ ૨૩ મું.

છેલછબીલે સાંભળી, વ્રજ વનિતાની વાણી;
રીસ ચડી વ્રજરાજને, મસ્તાની જાણી. ૧.

જોર કરીને જાદવે, મહી મટુકી ઉતારી;
મોહનજીએ મહી લુંટીઉં, જોઇ રહી મહિયારી. ૨.
કોડીલે વર કહાનજી, મન ગમતુંરે કીધું;
મહીની મટુકી માંયથી, પોતે પૂરણ પીધું. ૩.
પાયું પછી સર્વે સાથને, મનવાર કરીને;
ભેળા થઇ ગોવાળિયે, પીધું પેટ ભરીને. ૪
બીજું તે ઢોળી નાંખિયું, મહી મટુકીરે ફોડી;
ફાડી તે નવરંગ ચુંદડી, વળી બાંવડી મરોડી. ૫.
મનમાં રીસાણી માનુની, કાંઇ દાવ ન લાગે;
બ્રહ્માનંદ કહે રાવે ગઇ, જસોદાની આગે. ૬.

---

## પદ ૨૪ ધોળ ૧.

દાટયો રહેને ચોર દેવના, શું મુખ લેઇને બોલેજી;
સ્વારથ કારણ શ્વાનનીપેરે, ઘર ઘર ફરતો ડોલેજી. ૧.
આતમ સાધન કાંઇ ન કીધું, માયામાં ભરમાણોજી;
લોક કુટુંબની લાજે લાગ્યો, સઘળેથી લુંટાણોજી. ૨.
પેટને અરથે પાપ કરંતાં, પાછું ફરી નવ જોયુંજી;
કોડી બદલે ગાફલ કુબુદ્ધિ, રામ રતન ધન ખોયુંજી. ૩
વિષય વિકાર હૈયામાં ધાર્યા, વિસાર્યા મોરારિજી:
મૂરખ તેં આમે દશ મહિના, જનુની ભારે મારીજી. ૪.
સંત પુરૂષની સોબત ન ગમે, ભાંડ ભવાઇમાં રાજીજી;
બ્રહ્માનંદ કહે નર તન પામી, હાર્યો જીતી બાજીજી. ૫.

---

## પદ ૨૫ ધોળ ૨.

પ્રભુ ભજ્યાવિના ગાફલ પ્રાણી, આમે ઉમ્મર ખોઇજી;
મેડી મંદિર માલ ખજાના, કામ ન આવે કોઇજી. ૧.

માયા માયા કરતો મૂરખ, તૃષ્ણામાંહી તણાણોજી ;
લોકતણી લજ્જાનો લઇને, કોટે બાંધ્યો પાણોજી. ૨.
ઉંચે કુળ અવતાર લઇને, કહે શું સારૂં કીધુંજી ;
લખ ચોરાસી કેરૂં લગડું, તાણી માથે લીધુંજી. ૩,
જીવતણું કંઇ જતન ન કીધું, મન માયામાં મોયુંજી ;
રાતદિવસ તત્પર થઇ રળિયો, ઠાલું નીર વલોયુંજી. ૪.
લોક કુટુંબમાં મોટો થાવા, કામ બગાડયું તારૂંજી ;
બ્રહ્માનંદ કહેરે પ્રાણી, હજી સમજ તો સારૂંજી. ૫.

---

## પદ ૨૬ ધોળ ૩.

આ તન રંગ પતંગ સરીખો; જાતાં વાર ન લાગેજી ;
અસંખ્ય ગયા ધન સંપત્તિ મેલી, તારી નજરૂં આગેજી. ૧.
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી ;
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી. ૨.
જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઇ ડોલેજી ;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી. ૩.
મનમાં જાણે મુજ સરીખો, રસિયો નહિ કોઇ રાગીજી ;
બાહેર તાકી રહી બિલાડી, લેતાં વાર ન લાગેજી. ૪.
આજકાલમાં હુંતું કરતાં, જમડા પકડી જાશેજી ;
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી. ૫.

---

## પદ ૨૭ ધોળ ૪.

મનુષ્ય દેહ ધરીને મુરખ, કહે શી કરી કમાણીજી ;
શ્વાનતણી પેર ફરતો ડોલ્યો, બોલ્યો મિથ્યા વાણીજી. ૧.
પેટ ભર્યાનો ઉદ્યમ કીધો, રાતદિવસ ધન રળિયોજી ;
નર તનનું મહાતમ નવ જાણ્યું, પશુ જાતિમાં ભળિયોજી. ૨.

માતપિતા સુત બંધવ મેરી, અંતે નહિ કોય તારાંજી ;
આવરદા હરવાને કાજે, સર્વ મળ્યાં ધૂતારાંજી. ૩.
સગાં કુટુંબી સર્વ મળીને, લૂંસી ચૂશી લીધોજી ;
છેલીવારે સ્વારથ સાધી, જમને આગે દીધોજી. ૪.
કાગળ ઘડી ઘડીના કાઢી, લેખાં જમડા લેશેજી ;
બ્રહ્માનંદ કહે સો વાંસેથી, કાંઇ ન માણ્યો કહેશેજી. ૫.

---

## પદ ૨૮ ધોળ ૫.

દશ મહિના માના ઉદરમાં, ઉંધે માથે ઝૂલ્યોજી ;
જઠરાગ્નિની જવાળે દાઝયો, તે દાહાડા કયમ ભૂલ્યોજી. ૧.
આળા ચરમતણા પેટમાંહી, આઠ પહોર અકળાતોજી ;
રાતદિવસ મળ ભીતર રહેવું, મળનો રસ તું ખાતોજી. ૨.
ખાટું ખારૂં માતા ખાતી, તેની થાતી પીડાજી ;
કોમળ જાણી બહુ કરડતા, કૃમિયા ને વળી કીડાજી. ૩.
ગર્ભતણા દુઃખમાં ઘેરાણો, ત્રાહિ ત્રાહિ તું કરતોજી ;
કોલ દઇને બહાર આવ્યો, ત્રાસ હૈયે નથી ધરતોજી. ૪.
છેલ થઇ મરડાતો ચાલે, જેમ કીધું તેમ કાપ્યુંજી ;
બ્રહ્માનંદ કહે હરિ ભજયાવિના, એ દુઃખ આડું આવ્યુંજી. ૫.

---

## પદ ૨૯ ધોળ ૬.

જે તન દેખી છકયોં ડોલે, તે તું દેખ વિચારીજી ;
નખ શિખ સુધી નિંદ્યા જેવું, શું માંહિ વસ્તુ સારીજી. ૧.
માંસ રૂધિર તેમાંહિ ભરીને, ઉપર મઢિયું આળુંજી ;
મોહતણો વશ થઇને મૂરખ, દેખે છે રૂપાળુંજી. ૨.
હાડતણા પગ હાથ બનાવ્યા, કટકા કટકા સાંધીજી ;
તેમાંહી દૃઢ મમતા તુજને, એ શી આવી આંધીજી.

ઉદર માંહિ આંતરડાં ભરિયાં, આવે ગંધ નઠારીજી;
રગ રગમાં રોગે વીંટાણું, મળ મૂતરની કયારીજી. ૪.
ટળતાં એને વાર ન લાગે, આદ્ય અંતનું ખોટુંજી;
બ્રહ્માનંદ કહે એરે સારૂ તેં, કામ બગાડયું મોટુંજી. ૫.

---

## પદ ૩૦ ધોળ ૭

બાળપણું તેં જીવ અજ્ઞાની, ખબર વિનાનું ખોયુંજી;
સારૂં ભૂંડું કાંઇ ન સૂજયું, રમતમાંહિ મન મોહ્યુંજી. ૧.
જુવાનપણું યુવતીમાં ખોયું, ધનને અરથે ધાયોજી;
મનમાં સમજે મુજ સરીખો, નથી જગતમાં ડાહ્યોજી. ૨.
વૃદ્ધપણામાં ચિંતા વાધી, હાથ પાય નવ ચાલેજી;
ઘરનાં માણસ કહ્યું ન માને, તે દુઃખ અંતર સાલેજી. ૩.
ભાળે નહિ રોગે ભેલાંણો, પડિયો લાંબો થઇનેજી;
જમના કિંકર ગરદન ઝાલી, ચાલ્યા જોરે લઇનેજી. ૪.
ઠાલો આવ્યો ભૂલ્યો વુઠો, કાંય ન લૈ ગયો સાથેજી;
બ્રહ્માનંદ કહે યમપુરી કેરૂં, મહાદુઃખ લીધું માથેજી. ૫.

---

## પદ ૩૧ ધોળ ૮.

પશુતણી પંકિત મેલાવી, દેહ મનુષ્યની દીધીજી;
અનંતકાળ રખડતો જોઇને, કરૂણા અતિશે કીધોજી. ૧.
જળ્યો નહિ જઠરાગ્નિમાં, રાખ્યો તાપ નિવારીજી;
તે હરિને તું ભૂલ્યો પામર, ધિક્ક ધિક્ક સમજણ તારીજી. ૨.
જીવાડયો તેનો તું જીવે, અન્ન જળ તેણે દીધુંજી;
જ્યાં ત્યાં તારી રક્ષા કીધી, તેનું ભજન ન કીધુંજી. ૩.
કૂડ કપટ અતિ તૃષ્ણા કરી કરી, માયા કષ્ટે મેળિજી;
પામર હૈયે વિચારી જોને, કોડી નાવે ભેળીજી. ૪.
સમજુને અરથે શીખામણ, કહી છે હેત કરીનેજી;
બ્રહ્માનંદ કહે નિશદિન સમરો, શ્વાસોશ્વાસ હરિનેજી. ૫.

---

# બ્રહ્માનંદ ૨ જો

## પદ ૧ ધ્રુપદ—યમન—કલ્યાણ.

શીષ મુકુટ તિલક ભાલ, કાનન કુંડલ વિશાલ;
કંઠમેં બેજંતી માલ, શોભિત અતિ ભારી— શીષ મુકુટ. ૧.
વિલસત તન પીત વસન, વદન મંદ મંદ હસન;
તીન લોક તાપ ગ્રસન, ચતુરભુજા ધારી— શીષ મુકુટ. ૨.
શંખ ચક્ર ગદા સંગ, રમા વસત વામ અંગ;
નીરદ સમ નીલ રંગ, ગરૂડકે સવારી— શીષ મુકુટ. ૩.
કુટિલ કુટિલ અલક રાજે, પગમેં નૂપુર બિરાજે;
બ્રહ્માનંદ મદન લાજે, રૂપકોં નિહારી— શીષ મુકુટ. ૪.

———

## પદ ૨ રાગ એજ.

જય મહેશ જટા જૂટ, કંઠ સોહે કાલકૂટ;
જન્મ મરણ જાય છૂટ, નામ લેત જાંકે— જય મહેશ. ૧.
તીન નયન ચંદ્ર ભાલ, ગલેમેં મુંડનકી માલ;
શોભિત તન મિરગછાલ, કટિમેં નાગ બાંકે— જય મહેશ. ૨.
ગૌરી વસત સદા સંગ, ભસ્મ લસત અંગ અંગ;
શીષ ગંગકે તરંગ, બાહન વૃષભાકે— જય મહેશ. ૩.
કર ત્રિશૂલ અરૂ કુઠાર, બ્રહ્માનંદ નિર્વિકાર;
જાંકી મહિમા અપાર, કહત બેદ થાકે— જય મહેશ. ૪.

———

## પદ ૩ રાગ ધનાશ્રી ધ્રુપદ.

તેરોહી રૂપ જાન, દેહ ગેહ નાશવાન;
દેખ સ્વપ્નકે સમાન, વિશ્વકો વિચારકે— તેરોહિ. ૧.

વિષયોંકી જોઇ આશ, બંધનકી સોઇ પાસ;
કરત જીવકો વિનાશ, ભવસિંધુ ડારકે— તેરોહિ. ૨.
માત તાત આદિ જેતે, સ્વારથકે બંધુ તેતે;
આવત ઔ જાત કેતે, નહિં કોઇ કારકે— તેરોહિ. ૩.
ગુરુકી શરણ જાવે, આપનો સ્વરૂપ પાવે;
બ્રહ્માનંદમેં સમાવે, મોહજાલ ફારકે— તેરોહિ. ૪.

---

## પદ ૪ રાગ ધનાશ્રી.

નિર્મળ ગુણ તમે ધારો, સખીરે નિર્મળ ગુણ તમે ધારો. ટેક.
કામ ક્રોધ મદ મૃગજલ તૃષ્ણા, દુર્મતિ દૂર નિવારો— સખીરે. ૧.
કારન કરન સકલ કે નાયક, તુમ કયો તાહીં વિસારો— સખીરે. ૨.
જીવનમુક્ત ભજે જાકો, નિશદિન હોત ચિતારો— સખીરે. ૩.
બ્રહ્માનંદ કહે સુન સજની, હરિ ભજી જન્મ સુધારો— સખીરે. ૪.

---

## પદ ૫ રાગ એજ.

અનુભવ વિના જગઅંધા, નર બાવરે. ટેક.
ગ્યાન વિરાગ નેન નહીં જાકો, કરત કૂડકા ધંધા— નર બાવરે. ૧.
નિર્મળ ગ્યાન ઉદય નહિ જાકો, તબલગ દેહ હે ગંધા—
નર બાવરે. ૨.
માન મોહાદ પરસત નાંહીં, ઉગત અનુભવ ચંદા— નર બાવરે. ૩.
બ્રહ્માનંદ ગ્યાન જબ પ્રગટત, ઉપજત પરમ આનંદા—
નર બાવરે. ૪.

---

## પદ ૬ રાગ જંગલો.

કહત મંદોદરી સુનો પિયા રાવણ, માનો બચન હમારારે. ટેક.
જો કૃપાલુ જગપાલક ઇશ્વર, સો રઘુકુલ અવતારારે;

તિન સંગ બૈર કિયે કિત સુખ હો, મનમેં દેખ બિચારારે—
કહત. ૧.
મધુકૈટભસે દૈત્ય પછાડે, હરણાકંસ તન ફારારે ;
બલિરાજા પાતાલ પઠાયે, તિનકો જીતનહારારે— કહત. ૨.
એક કપિ જીનકો ચલ આયો, તિન સબ લંક ઉજાડારે ;
આવે સેન સબી જબ તિનકી, તબ ક્યા હોય સુખારારે— કહત. ૩.
જો યોગીજન ધ્યાવત મનમેં, બ્રહ્માનંદ અપારારે ;
સો યહ રામ પ્રગટ ભૂતલમેં, લેમિલ જનક દુલારારે— કહત. ૪.

---

## પદ ૭ રાગ એજ.

યહ જગ સ્વપ્ના હય રજનીકા, ક્યા કહે મેરા મેરારે. ટેક.
માત તાત સુતદાર મનોહર, ભાઇ બંધુ અરૂ ચેરારે ;
આપો અપને સ્વારથકે સબ, કોઇ નહીં હે તેરારે— યહ. ૧.
જીનકે હેત કરત ધન સંચય, કર કર પાપ ઘનેરારે ;
જબ યમરાજ પકડ લેજાવે, કોઇ ન સંગ ચલેરારે— યહ. ૨.
ઊંચે ઊંચે મહલ બનાયે, દેશ દિગંતર ઘેરારે ;
સબહી ઠાઠ પડા રહ જાવત, હોત જંગલમેં ડેરારે— યહ. ૩.
અત્તર ફુલેલ મલે જિસ તનકો, અંત ભસ્મકી ઢેરારે ;
બ્રહ્માનંદ રૂપ બિન જાને, ફિરત ચોરાસી ફેરારે— યહ. ૪.

---

## પદ ૮ ( લલિત ) તાલ દાદરો.

આજ સખી શામસુંદર બંશિયા બજાવે. ટેક.
મોરમુકુટ શિર ચડાય, પગમેં નૂપુર સુહાય ;
બંશી મુખમેં લગાય, મધુર મધુર ગાવે— આજ સખી. ૧.
યમુનાકો રૂકત વાર, બિટપનકી ઝુલત ડાર ;
ધેનુ મુખ ઘાસ ડાર, ધ્વનિમેં મન લાવે— આજ સખી. ૨.

બ્રહ્મા સુરરાજ શેષ, શંકરગૌરી ગણેશ ;
ધાર ધાર મનુજ વેષ, વૃંદાવન આવે— આજ સખી. ૩.
બંશી ધુન સુન અપાર, બ્રજકી સબ ચકિત નાર ;
કાજ સદનકે બિસાર, બ્રહ્માનંદ પાવે— આજ સખી ૪.

---

## પદ ૯ રાગ એજ.

ભજરે નર રામ ચરણ, નિશિદિન સુખદાઇ. ટેક.
નર તન યહ બાર બાર, જગમેં નહિ મિલનહાર ;
કોઇ દિનકી બહાર, પીછે પછતાઇ— ભજરે. ૧.
નારી સુત માત તાત, ચાર દિવસકી જમાત ;
કોઇ નહિ સંગ જાત, નરકમેં સહાઇ— ભજરે. ૨.
ધનકા કયા કરત માન, પંકજ જલ લવ સમાન ;
કરલે કુછ કરસેં દાન, બહત નદી જાઇ— ભજરે. ૩.
વાર વાર રામ નામ, જપલે તજ સકલ કામ ;
બ્રહ્માનંદ પરમધામ, અંતકાલ પાઇ— ભજરે. ૪.

---

## પદ ૧૦ ઝિંઝોટી ત્રિતાલ.

સુહાવે સખી મોહનકી મોહે બૈન. ટેક.
રહું ઘર બૈઠ લાજકી મારી, મનમે બસે સાંવરો ગિરિધારી ;
કલ ન પરત દિન રૈન— સુહાવે સખી. ૧.
કિસકોં દિલકા ભેદ સુનાઉં, કિસકે હાથ સંદેશ પઠાઉં ;
કૈસે પરે મોહે ચૈન— સુહાવે સખી. ૨.
જબકી બંશિયાં શામ બજાઇ, મેરે તનકી શુદ્ધ બિસરાઇ ;
થકિત ભયે દોઉ નૈન— સુહાવે સખી. ૩.
યમુના તટ હરિ ધેનુ ચરાવે, મધુર મધુર સ્વર બૈન બજાવે ;
બ્રહ્માનંદ સુખ દૈન— સુહાવે સખી. ૪.

---

## પદ ૧૧ રાગ એજ.

કરોરે નર હરિ ચરણુનસેં હેત. ટેક.
બાલપણો સબ ખેલ ગુમાયો, યોવન તરૂણી તન લપટાયો ;
બાલ ભયે અબ શ્વેત— કરોરે. ૧.
જીને કારણ પાપ કમાવે, સંગ તેરે કોઇ નહીં આવે ;
મર કર હોવત પ્રેત— કરોરે. ૨.
શ્રવણ સુને નહિ નૈન નિહારે, માતપિતા પરલોક સિધારે ;
અજહુતો મુરખ ચેત— કરોરે. ૩.
જો જન હરિસેં હેત લગાવે, સો બ્રહ્માનંદ નિશ્ચય પાવે ;
જન્મ સફલ કર લેત— કરોરે. ૪.

---

## પદ ૧૨ ઝિંઝોટી તાલ દાદરો.

બિના હરિકે ભજન સુકૃત જન્મ ગુમાયા ;
દુનિયાંકી મોજમેં ફિરે સદાહી ભૂલાયા. ટેક.
યહ બાર બાર દેહ મનુષકા ન મિલેગા ;
દિન ચાર પાંચકેલિયે કયા ઢંગ જમાયા— બિના. ૧.
જિનકો તું માનતા હેં મેરે હેં યહ પિયારે ;
વહ છોડકર તુઝે જંગલમેં ઘરકો સિધારે,
પરલોકમેં ન તેરે કોઇ હોત સહાયા— બિના. ૨.
મોહકી મદિરાકોં પીકે મરણ ભૂલિયા ;
ચૂસ ચૂસ બિષય રસકોં ફિરત ફૂલિયા,
જબતક ન ચૂહેકોં બિલીને મુખસેં ઉઠાયા— બિના. ૩.
કેહત હે બ્રહ્માનંદ બ્રહ્માનંદ લીજિયે ;
સદા હરિકા ભજન દિલોજાંસેં કીજિયે,
કરનેસેં જીસકે ફિર ન કોઇ લોટકે આયા— બિના. ૪.

---

## પદ ૧૩ રાગ તાલ એજ.

માન માન માન કહ્યા માન લે મેરા ;
જાન જાન જાન રૂપ જાન લે તેરા. ટેક.
જાને બિના સ્વરૂપકે મિટે ન ગમ કબી ;
કહતે હૈં બેદ બાર બાર બાત યહ સબી,
હુશિયાર હો નિહાર યાર ડાર મૈં મેરા-- માન. ૧.
જાતા હે દેખને જિસે કાશી દુવારકા ;
મુકામ હે બદનમેં તેરે ઉસહીયારકા,
લેકિન બિના બિચારકે કિસુને ન હેરા— માન. ૨.
જો નૈનકાભી નૈન બૈનકાભી બેન હૈ ;
જિસકે બિના શરીરમેં ન પલક ચૈન હૈ,
પિછાન લે બખૂબ સો સ્વરૂપ હે તેરા— માન ૩.
કહતે હે બ્રહ્માનંદ બ્રહ્માનંદ તું સહી ;
બાત યહ પુરાણ વેદ ગ્રંથમેં કહી,
બિચ દેખ મિટે જન્મ મરણકા ફેરા— માન. ૪.

---

## પદ ૧૪ રાગ તાલ એજ.

ગાફિલ તું જાગ દેખ કયા તેરા સ્વરૂપ હે ;
કિસ વાસતે પડા જન્મમરણ કે કૂપહે. ટેક.
યહ દેહ ગેહ નાશવાન હે નહિ તેરા ;
વૃથાભિમાન જાલમેં ફિરે કહાં ઘેરા,
તું તો સદા વિનાશસે પરે અનૂપ હે— ગાફિલ. ૧,
ભેદ દૃષ્ટિ કીન જબી દીન હો ગયા ;
સ્વભાવ આપનેસે આપ હીન હો ગયા,
વિચાર દેખ એક તું ભૂપનકા ભૂપ હે— ગાફિલ. ૨.
તેરે પ્રકાશસે શરીર ચિત્ત ચેતતા ;
તું દેહ તીન દૃષ્યકો સદા હે દેખતા,
દૃષ્ટા નહિ હોતા હે કબી દૃશ્યરૂપ હે— ગાફિલ. ૩.

કહુત હૈ બ્રહ્માનંદ બ્રહ્માનંદ પાઇયે;
ઇસ બાતકો બિચાર સદા દિલમેં લાઇયે,
તું દેખ જુદા કરકે જૈસે છાય ધૂપ હૈ— ગાફિલ. ૪.

---

## પદ ૧૫ રાગ ખમાચ ત્રિતાલ.

ભજરે નર શારંગપાણિ, માનષ તન પુન પુન નહિ આવે;
દિન દિન ઘડી ઘડી પલ પલ લવ લવ સ્રવત જાત જૈસે
અંજલિકો પાની. ટેક.
નર મૂઢ પાપસેં ડરરે, હરિ પાદકમલ ચિત્ત ધરરે;
સજ્જન સમ સંગતિ કરરે, તજ ધન યૌવનકા મદ મનસે શરણ
ગહો સતગુરુ જ્ઞાની—ભજરે નર. ૧.
વિષયા રસ ફિરત ભુલાના, નિજ સુખ સ્વરૂપ નહિ જાના;
શઠ મરકર મન પછતાના, ભટકત પુન પુન લખ ચૌરાસી
સુખ ન લહત ક્ષણ અભિમાની— ભજરે નર. ૨.
સુત દારાદિક પરિવારા, ક્ષણભંગુર દેખ બિચારા;
જિમ વિજલીકા ચમકારા, કર કર પાપ કરત ધન સંચય;
નરક પરત પામર પ્રાણી— ભજરે નર. ૩.
જો નામ હરિકા ગાવે, ભવસાગરકો તરજાવે;
ફિર ગર્ભવાસ નહિ આવે, બ્રહ્માનંદ પરમ પદ પાવત,
ધાવત નહિ મૃગતૃષ્ણા પાની— ભજરે નર. ૪.

---

## પદ ૧૬ લાવણી ખ્યાલ.

કરો હરિકા ભજન જન્મ યહ, વાર વાર ફિર નહિ આતા;
દિન દિન પલ પલ ક્ષણ ક્ષણ નલિની, દલ જલ લવ ચંચલ જાતા. ટેક.
બાલપણે કેલિરસ રસયો, યાૈવન તરુણી મદમાતા;
વૃદ્ધ ભયો તબ ચિંતા જલયો, પલયો ઢલયો સબ ગાતા;

માલા લેકર ચલે ભજનકોં, જલે ભવન જલ ખોદાતા ;
મણિકા ફેરે મન ચહું ફેરે, હેરે મર્કટકે ભ્રાતા— કરો હરિકા. ૧.
કોટિ પાપ કર કર ધન સંચય, ડર મરણેકા બિસરાતા ;
જીનકે કારણ કરત દુરિત નર, સંગ તેરે નહિ કોઇ આતા ;
યહ સબ પાંથ સમાગમ જાનો, ભ્રાત તાત કાન્તા માતા ;
જગમેં જીવન જાન સુજાન, સમાન પાણી જલચલ જાતા—
કરો હરિકા. ૨.
પુનરપિ મરણું પુનરપિ જનનં, પુનરપિ જનની જઠરાતા ;
બિના હરિકે ભજન કુજન, નરકાનલ જલબિન જલ જાતા ;
ગેર રતન બહુ કામ તમામ, નિકામ કાચપર લલચાતા ;
ગયા દાંવ નહિ આવ પુનર નર, મરકર મૂરખ પછતાતા—
કરો હરિકા. ૩.
ગર્ભવાસકા કાલ સંભાલ, હુવાલ બાલ કયું બિસરાતા ;
ભોગ ચોગકી આસપાસ, માયાકે મૂરખ ફસ જાતા ;
બ્રહ્માનંદકે વાક મનાક,[1] ચલાક જબી દિલમેં લાતા ;
પાશ માયાકી તોર મરોર, સજોર ગગનતલ ચલ જાતા–કરો હરિકા. ૪.

---

## પદ ૧૭ લાવણી રાગ એજ.

નામ હરિકા દિલસેં પ્યારે, કબી ભુલાના ના ચહિયે ;
પા કર નરકા બદન રતનકો, ખાક મિલાના ના ચહિયે. ટેક.
સુંદર નારી દેખ પિયારી, મનકો ભુલાના ના ચહિયે ;
જલતિ અગનમેં જાન પતંગ, સમાન સમાના ના ચહિયે ;
બિન જાને પરિણામ કામકો, હાથ લગાના ના ચહિયે ;
કોઇ દિનકોં ખ્યાલ કપટકા, જાલ બિછાના ના ચહિયે— નામ. ૧.
યહ માયા બિજલીકા, ચમકા, મનકો જમાના ના ચહિયે ;
બિછડેગા સંયોગ ભોગકા, રોગ લગાના ના ચહિયે ;
લગે હમેશાં રંગ સંગ, દુર્જનકે જાના ના ચહિયે ;
નદી નાવકી રીત કિસીસેં, પ્રીત લગાના ના ચહિયે— નામ. ૨.

---

૧. લેશમાત્ર.

બાંધવ જનકે હેત પાપકા, ખેત જમાના ના ચહિયે ;
અપણે પાદપર અપણે કરકર, ચોટ લગાના ના ચહિયે ;
અપણા કરણા ભરણા દોષ, કિસીપર લાના ના ચહિયે ;
અપણી આંખ હે મંદ ચંદકો, દો બતલાના ના ચહિયે— નામ. ૩.
કરણા જો શુભ કાજ આજ કર, દેર લગાના ના ચહિયે ;
કલ જાને ક્યા હાલ કાલકો, ફૂર પિછાના ના ચહિયે ;
દુર્લભ તનકો પાય જાય, વિષયોમેં ગમાના ના ચહિયે ;
ભવસાગરમેં નાવ પાવા, ચક્કરમેં ડુબાના ના ચહિયે— નામ ૪.
દારાદિક સબ ગેરફેર, તિનમેં અટકાના ના ચહિયે ;
કરી વમનકે ઉપર ફિરકર, દિલ લલચાના ના ચહિયે ;
જાન આપણો રૂપ કૂપ, ગ્રહમેં લટકાના ના ચહિયે ;
પૂરે ગુરુકો ખોજ મઝબકા, બોજ ઉઠાના ના ચહિયે— નામ. ૫.
બચા ચાહે પાપનસેં મનસેં, માન ભૂલાના ના ચહિયે ;
જો હું સુખકી લાગ તો કર સબ, ત્યાગ ફિરાના ના ચહિયે ;
જો ચાહે તું જ્ઞાન બિષયકે, બાણુ વિંધાના ના ચહિયે ;
જો હે મોક્ષકી આશ સંગકી, પાશ ફસાના ના ચહિયે—નામ. ૬.
પરમેશ્વર હે તનમેં બનમેં, ખોજન જાના ના ચહિયે ;
કસ્તૂરી હે પાસ મિરગકો, ઘાસ સુંઘાના ના ચહિયે ;
કર સતસંગ બિચાર નિહાર, કબ બિસરાના ના ચહિયે ;
બિન સતજનસેં કોટિ જતનસેં, પર પદ પાના ના ચહિયે—
નામ. ૭.
પાઇ જીસને ખાંડ છાંડ, તિસકો ખલ ખાના ના ચહિયે ;
યહ જગ સ્વપ્ના જાન ધ્યાનસેં, મનકો ડુલાના ના ચહિયે ;
બ્રહ્માનંદકો હેર ફેર, ભવમેં ભરમાના ના ચહિયે— નામ. ૮.

---

## પદ ૧૮ રાગ કાફી તાલ દીપચંદીની હોરી ૧.

કૃષ્ણ કૈસી હોરી મચાઇ અચરજ લખિયો ન જાઇ ;
અસત સત કર દિખલાઇ. ટેક.

એક સમય શ્રીકૃષ્ણ દેવકે, હોરી ખેલન મન આઇ ;
એકસેં હોરી મચે નહિ કબહું, યાતેં કરૂં બહુતાઇ;
યહિ પ્રભુને ઠહરાઇ— રે કૃષ્ણ કૈસી. ૧.
પાંચ ભૂતકી ધાતુ મિલાકર, અંડ પિચકારી બનાઇ ;
ચૌદભૂવન રંગ ભીતર ભરકર, નાના રૂપ ધરાઇ,
પ્રગટ ભયે કૃષ્ણ કન્હાઇ— રે કૃષ્ણ કૈસી ૨.
પાંચ વિષયકી ગુલાલ બનાકર, બીચ બ્રહ્માંડ ઉડાઇ ;
જિસ જિસ નૈન ગુલાલ પડી વહ, શુદ્ધ બુદ્ધ સબ બિસરાઇ ;
નહિ સૂઝત અપનાઇ— રે કૃષ્ણ કૈસી. ૩.
વેદ અંત અંજનકી સિલાકા, જિસને નૈનમેં પાઇ ;
બ્રહ્માનંદ તિસકો તમ નાસ્યો, સૂઝ પડી અપનાઇ,
હોરી કછુ બની ન બનાઇ— રે કૃષ્ણ કૈસી. ૪.

---

## પદ ૧૯ હોરી ૨ રાગ તાલ એજ.

શામ કૈસી ખેલત હોરી અચરજ ખૂબ બનોરી ;
કોઇ જન ભેદ લહોરી. ટેક.
તન રંગ ભૂમિ બની અતિ સુંદર, બાલ નબાગ લગોરી ;
નાડી અનેક ગલી જહાં શોભિત, ખેલે તહાં સાંવરોરી [1],
સંગ વૃષભાન[2] કિશોરી— શામ કૈસી ૧.
પાંચ[3] સખી મિલ પાંચ રંગ[4] ભર, દેત બહોર બહોરી ;
રાધિકા લેકર ડારે શામ પર, સબ તન દીન ભિગોરી,
શામ મન મોદ ભયોરી— શામ કૈસી. ૨.
હોરીમેં મોદ માનકર શામને, રાધિકા વેષ ધરોરી ;
મિલ સખિયન સંગ ફાગ મચાયો, ખેલત મગન ભયોરી ;
આપ શુદ્ધ ભૂલ ગયોરી— શામ કૈસી. ૩.
ખેલત ખેલત જાનન પાયો, દીર્ઘ કાલ ગયોરી ;
બન[5] બન ફિરત મિલે જબ સતગુરૂ, સખિયન સંગ બિછોરી ;
શામ બ્રહ્માનંદ મિલોરી— શામ કૈસી. ૪.

---

૧ આત્મા. ૨ બુદ્ધિ. ૩ પાંચ ઇંદ્રી ૪ પાંચ વિષય ૫ યોગી પુરૂષોમાં.

# ભગવાન.

## પદ ૧ આત્મજ્ઞાન ઝુલણા છંદ.

જ્ઞાન સ્વરૂપ છે આતમા સર્વદા, ભૂલ પોતાની અજ્ઞાન ભાસે ;
દેહ હું પ્રાણ હું એમ માની રહ્યો, ચિત્તથી બુદ્ધિપર સર્વ પાસે. ૧.
હુંને મારૂં કરે જીવ થઇને ફરે, દીન થઇ માંડી પાષાણ પૂજે ;
પોતે અવળો પડી રોઇને રડવડે, મુક્તિ માગે ને આપું ન સૂજે ૨.
છે પ્રભુ એક તે શાસ્ત્રમાં સાંભળી, સેવવા લાગ્ય વિશ્વાસ આણી ;
કર્મ કરી કરી ફળો અર્પતો એહને, પાપ મારૂં બળે એમ જાણી. ૩.
એમ કૈકાળ કરતાં ગયા તે પછે, હું તે છું કોણ હું કાં બંધાણો ;
ખોળી સદગુરુતણે ચરણ આવી નમ્યો, ક્હોને સદગુરુ તમો સર્વ જાણો. ૪.
શું છે અજ્ઞાન આ મુજવિષે ઘણું, હુંતે છું કોણ હુંતો ન જાણું ;
દેહ હું માનું તેતો જાયે જળી, ટાળોને મન મારૂં ભ્રમાણું. ૫.
કરી કૃપા સદગુરુ ઓચર્યા તે પ્રતિ, તારૂં સ્વરૂપ તું કાં ન જાણે ;
ભ્રાંતિથી દેહ છે ઇંદ્રિને પ્રાણ પણ, મન ને બુદ્ધિનું આ પ્રમાણે. ૬.
જ્ઞાન સ્વરૂપી જે સાક્ષી છે તે સદા, તેજતું એમ મહાવાક્ય બોલે ;
એમ જો જાણ અજ્ઞાન શી વસ્તુ છે, કોઇ આવે નહીં તારે તોલે ૭.
રૂપ નહિ તારૂં આ ભાસે છે તુજવડે, તુંતો આકાશવત પૂર્ણ પોતે ;
તેજ હું તેજતું કોઇ બીજો નથી, સર્વ છે બ્રહ્મ વિચારી જો તે. ૮.
પામી ઉપદેશ એ રીત સદગુરૂ થકી, રૂપ સાક્ષાત પોતાનું પામ્યો ;
નાથ ભગવાન એ જ્ઞાન આપ્યું ગુરુ, જન્મને મરણનો ત્રાસ વામ્યો. ૯.

---

## પદ ૨ ચાલ કેરબાની ટુંકી.

ભજો ભાવથકી જગદેવ હરિ, જગદેવ હરિ ગુરુદેવ હરિ. ટેક.
ભવદુ:ખમાંથી મુક્ત થવાને, મોંઘી માનવ દેહ ધરી—ભજો ભાવ. ૧.

ચતુર થઇને જો નહીં ચેતો, આ અવસર આવે ન ફરી–ભજો ભાવ. ૨.
મુક્તિતણું સુખ મનુજ જનમમાં, પામી ખોશો ઠામ કરી—
ભજો ભાવ. ૩.
દુઃખ સમે સુખ ક્ષણિક જણાયે, તોપણ ઇચ્છો ભાવ ધરી—
ભજો ભાવ. ૪.
દીપ લઇ કર કૂવે પડો કાં, આંખ છતી પણ અંધ ખરી—
ભજો ભાવ. ૫.
સ્ત્રી પુત્રાદિક વિષય સુખોમાં, માનો સુખ પણ છે ન જરી—
ભજો ભાવ. ૬.
પરિણામે સુખ જેમાં રહ્યું છે, તે વસ્તુ રહી જાય પરી—
ભજો ભાવ. ૭.
હું પદ મમતા મનથી ત્યાગી, દેખો અંતર વૃત્તિ કરી—
ભજો ભાવ. ૮.
અવિનાશી સુખ આત્મ વિચારે, જેથી ભવભય જાઓ તરી—
ભજો ભાવ. ૯.
અધિકારી નર એ સુખ માણે, ગુરુ ભગવાન કૃપા જબરી—
ભજો ભાવ. ૧૦.

---

## પદ ૩ ભૈરવી.

સમજ મન અગમનિગમકી બાની. ટેક.
આંખિ મિંચકે દેખો જગકો, લગ રહી ખેંચા તાની ;
અપને અપને સ્વારથ કે હિત, પ્રીતિ કરે પરમાની— સમજ. ૧.
કહાંતેં આયા કહાં બિલમિયા, કૌન પુરૂષ પહિચાની ;
ઘર હૈ ખડા મુસાફરીખાના, છાંડ ચલેગો પ્રાની— સમજ. ૨.
માતપિતા ભામિની મિત્ર યે, ધન બિન ખેંચે કાની ;
તેરે ગયે સોચ ના કરિયે, સમજ સોચ સૈલાની— સમજ. ૩.
હે મન ગાવ રામસીતાકો, અયોધ્યા ધામ રજધાની ;
ભગવાનદાસ મનકો સમઝાવો, જ્ઞાન ધ્યાન મનઆની— સમજ. ૪.

---

## પદ ૪. રાગ એજ

હે મન રામ નામ ગુન ગાવો. ટેક.
બાલાપન ખેલન બીચ ખોવે, જવાનીમેં ગર્વાવો ;
દેખી બુઢ્ઢાપો કાલ રાવજી, અપની ફોજ પઠાવો— હે મન. ૧.
જો તું કહે કુટુંબ હે મેરા, ચલત નજર નહીં આવો ;
આયા અકેલા જાય અકેલા, મિટ્ટીમેં મિલ જાવો— હે મન. ૨.
તેરી કંચનકી નગરીમેં, ભારી લુંટ મચાવો ;
કફ ખાંસી આવત મત બ્રહ્મા, આપન હુકમ જમાવો— હે મન. ૩.
ધન ઔરત પુત્ર અરૂ નોકર, કોઇ કામ ન આવો ;
ભગવાનદાસ રામકે ભજન બિન, પીછેસે પછતાવો— હે મન. ૪.

---

કર્તવ્ય બોધ

## પદ ૫. સરકાર રજા દીજિયે એ રાગ.

જો વિચારી જીવ તારી શી ગતિ થશે ;
બ્રહ્મનિષ્ઠ સદગુરુ વિણ કોણ તારશે— જો વિ. ૧.
ફિકર છોડી રાતદિવસ ફેલમાં ફર્યો ;
સદગુરુ ઉપદેશ લેશ કાન ના ધર્યો— જો વિ. ૨.
યુવતી સંગ અતિ ઉમંગથી રમી રહ્યો ;
ગુરુ વેદાંત વાકયનો સુબોધ ના ગ્રહ્યો— જો વિ. ૩.
દંભ ડોળ રાખી ઠાઠમાઠથી ફર્યો ;
દિલવિષે ન લેશમાત્ર, દોષથી ડર્યો— જો વિ. ૪.
બાળપણું જોને તારૂં ખેલમાં ખપ્યું ;
હરિગુરુનું નામ તેં ન જીભથી જપ્યું— જો વિ. ૫.
હાસ્ય ને વિનોદમાં યુવાની તો ગઇ ;
નિજ સ્વરુપ જાણવાની હોંશ નાં થઇ— જો વિ ૬.
વૃદ્ધપણે ઇંદ્રિયો અશક્ત થઇ જશે ;
શ્રવણ મનન નિદિધ્યાસ કયમ કરો થશે ?— જો વિ, ૭.

ચેત ચેતરે અભાગી જીવ જાગને ;
નમ્ર ભાવે ગુરુ ભજીને મોક્ષ માગને— જો વિ. ૮.
જીવરૂપ ત્યાગી શિવરૂપ તું થશે ;
ગુરુ કૃપાથી ત્યારે કાર્ય તાહરૂં થશે— જો વિ. ૯.
જે ગુરુ અખંડ બોધ બ્રહ્મનો કરે ;
શિષ્ય વર્ગના ત્રિતાપ દૃષ્ટિથી હરે— જો વિ. ૧૦.
તે ગુરુ ભગવાન જ્ઞાનવાન મોક્ષદા ;
શરણ તે તણું ગ્રહો અભય રહો સદા— જો વિ. ૧૧.

---

## સાધનનું સાફલ્ય પદ ૬ ઠુમરી.

" નારાયણ નરહિં નરોત્તમ " એ ઢાળ

સાધન સાધી શુદ્ધ થયો નહિ, તો સાધન શું કામ કરેરે. ટેક.
જપ તપ વ્રત સેવાને પૂજા, કેવળ તેથી શું અર્થ સરેરે ;
ઓળખાણ નથી અંતરમાંતો, નિશિદિન કોનું ધ્યાન ધરેરે—
સાધન. ૧.
તીર્થ કર્યાં પણ તાપ શમ્યો નહીં, ચિત્તવૃત્તિ નવ સ્થિર ઠરેરે ;
મમતા તેં મૂકી નહિ અળગી, ભૂમિમાં ભટકી શું મરેરે—
સાધન. ૨.
એ સહુ સાધન સત્ય કહ્યાં છે, અસત્ય નહીં લવલેશ ખરેરે ;
પણ બહિરંગ તજીને અંતર, સાધનથી સુખમાં વિચરેરે—
સાધન. ૩.
સાધન સાધ્યાં પણ ગુરુગમવિણ, ભવભયથી નહિ ઉગરેરે ;
શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુને, શરણ જવાથી સદ્ય તરેરે— સાધન. ૪.
ગુરુદ્વારા એ સાધનનું સુખ, વર્ણવતાં મતિ શું ઉચરેરે ;
ગુરુ ભગવાન ચરણરજ સેવક, નિજપદમાંહિ વિરામ કરેરે—
સાધન. ૫.

---

# ભવાન.

## પદ ૧ રાગ ભૈરવી.

શાને માટે ભજતો નથી, સેંજે સીતારામરે. ટેક.
આ કાયા તુંને કામ ન આવે, હાડકાં ને ચામ;
તેમાં શું મોહી રહ્યો, વિષ્ટાનું ઠામ— શાને. ૧.
ધૂતી ધન ભેળું કીધું, દાટ્યું રહેશે દામ;
દાદા બાબા છોડી ચાલ્યા, કેને નાવ્યું કામ— શાને. ૨.
આહીં તારા હુકમ હાલે, ઉંઆંનો ગુલામ;
તલ તલનાં લેખાં લેશે, નહીં પચે હરામ— શાને. ૩.
દાસ ભવાન ભાવે ભજો, સેવો સુંદર શ્યામ;
રામ ચરણ નેડો રાખો, પામો વિશ્રામ. શાને. ૪.

---

## પદ ૨ રાગ કાફી (રાગ ધીરાનાં પદનો)

પંચરંગી બંગલોરે, શોભા તેની સરસ બણી;
તેમાં તો બિરાજેરે, આપે એક અલખ ધણી. ટેક.
એ બંગલાને દશ દરવાજા, દશે દરવાજે નિશાન;
બ્રહ્મા માહેશ્વર; એની ઓળંગ કરે છે, ગુરુથી શિષ્યને મળ્યું જ્ઞાન.
ભગત કહેવાણોરે, મોટા મોટા ગ્રંથ ભણી— પંચરંગી. ૧.
માળા તિલક પાખંડ કરે તે, આતમ ચેત્યા વિના ફોક;
તેને ત્રિવિધિ તાપ શમ્યા નહીં, ભુલમાં ભમે ભોળા લોક;
ભૂલ જ્યારે ભાંગેરે, સિદ્ધિ થાય આપતણી— પંચરંગી, ૨.
સામારે દેવ દેવળમાં દિસે, જો મળે સંત સુજાણ;
જીવ મટીને શિવ થૈ પામે, નિર્ભય પદ નિરવાણ;
જુવોને તમાશોરે, ઘટમાં તો રચના ઘણી— પંચરંગી. ૩

તન મુંડાવ્યું પણ મન ન મુંડાવ્યું, તો શાને ધર્યો તેં ભેખ;
ભક્ત ભવાને નજરે દીઠા, અલખનિરંજન એક;
કોણ કરે પાખંડરે, મને મળી અમૂલ્ય મણિ— પંચરંગી. ૪.

---

## પદ ૩ રાગ ગરબી.

### રાવણ મંદોદરી સંવાદ.

ઓ રાણાજી રામજી, સંઘાતે રાડ નવ કીજિયે;
કહે મંદોદરી રઘુવર કેરાં, ચરણ ધોઇ ધોઇ પીજિએ ટેક.
જેનાં ચરણવડે અહલ્યા તારી, તે અહલ્યા વૈકુંઠ સિધારી;
એવા રામજી ઉપર જાઊં વારી— ઓ રાણાજી. ૧.
એ બળિયાથી બળિયા એવા, એના ચરણ ચાંપે છે તમ જેવા;
સીતારામજીની કીજે સેવા— ઓ રાણાજી. ૨.
એને શિવ બ્રહ્માદિક ચ્હાય છે, એનાં ચરણ જોગેશ્વર ધ્યાય છે;
જેથી પાપી પાવન થાય છે— ઓ રાણાજી. ૩.
મને પાછલી રાતે સ્વપનું થયું, જેણે રાવણકેરૂં રાજ્ય ગયું;
લંકાનું રાજ વિભીષણને રહ્યું— ઓ રાણાજી, ૪.
સ્વામી સીતા આપી લાગો પાય, ત્યારે આપણાં કારજ સિદ્ધ થાય;
પછી લંકાનું રાજ્ય તો નવ જાય— ઓ રાણાજી. ૫.
કેનું કહ્યું ન માનો તમે પાપી, સતી સીતાને પાછી શે ના આપી;
રામ દશ મસ્તક નાંખશે કાપી— ઓ રાણાજી ૬.
છે છેલ્લી શિખામણ નારતણી, કહી થોડી પણ માનજો જ ઘણી;
કહે ભવાન જગતનો રામ ધણી— ઓ રાણાજી. ૭.

---

## પદ ૪ રાગ એજ.

ઓ મનોહરી, રામને નમવાનો મારે નેમછે;
શું શોર કરે, આદે ને અંતેરે મારે એમ છે. ટેક.

હું જાઊં ત્યાં તો એ આવે, એ અનેક રૂપ ધરે બુદ્ધિભાવે ;
એ આજ આવ્યો છે મારે દાવે— એ મનોહરી. ૧.
મને દેખીને દેવતા થરથરે, મારાં શિવ બ્રહ્માદિક કામ કરે ;
મારાં મસ્તક પર ઇંદ્ર છત્ર ધરે— એ મનોહરી. ૨
મારે રસોડે અગ્નિ રસોઇ કરે, મારે મેઘ આવીને જળ ભરે ;
મારે ચંદ્ર સૂરજ બે મશાલ ધરે— એ મનોહરી. ૩.
મારે કુંભકરણ જેવો ભાઇ છે, મારે બોતેરલાખ જમાઇ છે ;
મારે સમુદ્ર સરખી ખાઇ છે— એ મનોહરી. ૪.
મારે સો દીકરાનો વિસ્તાર, એમાં ઇંદ્રજીત સૌથી સાર ;
મારાં બળતણો ન લાધે પાર— એ મનોહરી. ૫.
આવી ફોજ વાનરની વન ચારી, હું એથી નહીં જાઊં હારી ;
હું રાક્ષસ ને એછે મોરારિ— એ મનોહરી. ૬.
એ વાંદરનો હું રિપુ કાવ્યો, મને સનકાદિકનો શ્રાપ આવ્યો ;
તે જાણીને સીતાને લાવ્યો— એ મનોહરી. ૭.
અમો જન્મ જન્મના અરિ છૈયે, સીતાને આપવા કેમ જૈયે ;
એ રઘુવર ચરણે કયમ રહિયે— એ મનોહરી. ૮.
વિધાતાની ગતિતો મેં જાણી, તે માટે લાવ્યો રાઘવ રાણી ;
પાછી આપે થાય ફજેતીની વાણી— એ મનોહરી. ૯.
માટે રામ સંઘાતે જુદ્ધ કરિયે, તો વૈકુંઠ મધ્યે પરવરિયે ;
હવે દિલથકી તો કયમ ડરિયે— એ મનોહરી. ૧૦.
મારે અરાવણ આકાશ રહે, મારે મહેરાવણ પાતાળ ચહે ;
મને તે રાક્ષસ આવી ખબર કહે— એ મનોહરી. ૧૧.
એટલે હલકારા ખબર લાવ્યા પાજ બાંધી રામ લક્ષમણ આવ્યા ;
વાંદર કને ડંકા વગડાવ્યા— એ મનોહરી. ૧૨.
એવું સુણી રાવણ હોકાર કરે, ચતુરંગી સેન તૈયાર કરે ;
કહે ભવાન જુદ્ધ તે વાર કરે— એ મનોહરી. ૧૩.

---

# ભાંખર.

## પદ ૧ રાગ વિભાસ પ્રભાત.

રાજને ભરોસે હું તો રેન સારી જાગી. ટેક
મંદરથી મુરારિ ચાલ્યા, અરધી રેન ભાગી;
વાટો જોતાં વેણાં વાયાં, બોલ્યા કુકડ કાગી— રાજને. ૧
શેરડીઓમાં સામા મલ્યા, શામળો સુહાગી;
મંદિરિયામાં શું ભમો છો, વાત કરો છો નાગી— રાજને. ૨
માથાની પાંખરલી મારી, મોહન ગ્યા છો માગી;
કેશું ત્યારે કડવાં થાશું, ભૂધર ગ્યા છો ભાગી— રાજને ૩
મલ્યો છે ભાંખરનો સ્વામી, ભવની ભ્રાંત ભાંગી;
ભટક્યાનો ભામો લાગો, વિઠ્ઠલા વરણાગી— રાજને. ૪.

---

# ભીમ.

## પદ ૧ ભજન.

મેં પણ દાસી તેરી દાસી, પિયા તેરા ચરનકી;
રંગ જાઉં તુમારે રાચી, દીનબંધુ વર દેવા આવો ખમાં,
ગોકુળ ગામના વાસી; મેં પણ તેરી દાસી. ટેક.
કયા કહું કલજુગકી, સંત ઓધારણ શ્યામ,
વિષના કટોરા રાણે મોકલ્યા, તે કેશવ તમારાં કામ;
રઢ રાખી રાણાતણી, બાઈ હતાં પ્રેમી નામનાં પ્યાસી,
એ પ્યાલે મીરાં મૂઈ હોતતો, થાત જગતમાં હાંસી- મેં પણ. ૧.
મિણા તોરલને રૂપાદે રાણી, જેની પ્રેમભક્તિ પૂછાણી,
સાચી ભક્તિ તારાદે તણી, જાઈ નીચ ઘેર વાડે વેચાણી;

નરસિંહ મેતો બેઠો પોતાનું મન તજી, થયા દીનબંધુ દાસી,
એ માયલું રે મને કાંઇ ઉકલે, મારો શ્યામ કરે વાત સાચી—
મેં પણ ૨.

શીરી બાઇના બોલ સાંભળી, સુરતા રાખી શ્યામ,
બળતાંમાંથી બાળ ઉગાર્યાં, એવી રાખી પ્રતિજ્ઞા રામ ;
પ્રહ્‌લાદ કારણ પ્રભુ પંડે પધાર્યા, પાની ન કરી પાછી,
થંભ ધગાવીને તરત તોડયો, એમાં નહીં કંઇ વાત કાચી—
મેં પણ. ૩.

ગજેં ક્રિયો ગિરિધારી અંતરજામી, સુણો મારી આરદાસ,
મહાજળમાંથી મેળવિયા વ્હાલે, પ્રભુજી હતા એની પાસ ;
ઝુડ વાઢીને કર્યા જૂજવા, કટકમાં ટાળી ગજની ફાંસી,
એ વેળાના તમે આવજોરે ખમાં, વૃન્દારે વનના વાસી—
મેં પણ. ૪.

શિવ સનકાદિક આદિક બ્રહ્મા, સુખદેવ બ્રહ્મ સરીખા ચાર,
ગરૂડ લખમણ હનમોજડા હઠાયા, કયા કહું કલજુગ કિરતાર ;
માંધાતા જેવા સતવાદી, જેણે તન દીધાં પોતાનાં તાસી,
જોર કર્યું તે કણુ ન જીત્યા, આધીન પ્રેમના પ્યાસી— મેં પણ. ૫.
અધમોધારણ અંતરજામી, તમે લીઓ સેવકની સાર,
અમારા ગુન્હા માફ કરો, દાસી જાણી દિયો દિદાર ;
સદાય સંતોને સંગે શામળા, શાસ્રવેદ વાંચી વાત કહું સાચી,
દાસ ભીમસંતો જીવણ ચરણે, તે રંગ તમારે હું રાચી— મેં પણ. ૬.

---

# ભીમજી.

## મનપ્રત્યે ઉપદેશ પદ ૧ રાગ જંગલો.

અબતો મનવા મેરા, મોહ નિદ્રાસેં જાગ જાગ ટેક.
બિષય સંગતેં બહુત ફિર્યો હૈ, જૈસે ભટકત કાગ ;
દુઃખરૂપ યહ જાની બિષયકું, સમજી ઝટકર ત્યાગ ત્યાગ— અબ. ૧.

બ્રહ્મ સત્ય ઔર જૂઠ જગત ઇમ, ગાવત હૈ શ્રુતિ રાગ ;
નિશ્ચય દૃઢ અનુભવ તું પાવે, જો સદ્દગુરુ પદ લાગ લાગ— અબ. ૨.
દેવનકું દુર્લભ તન પાયો, ખેલો સતસંગ ફાગ ;
જનમ મરન બહુ દુઃખ મિટ જાવે, રહે ન માયા દાગ દાગ—
અબ ૩.
પરમાતમકા રૂપ પિછાનો, ધરી નિર્મલ વૈરાગ ;
સો સદ્દગુરુસેં પાવો મનવા, ચરનકમલ અનુરાગ રાગ— અબ. ૪.
સત્‌ચિદ્‌ આનંદ બ્રહ્મસો નિજપદ, એહી અપૂના બાગ ;
સદ્દગુરુ દેવકૃષ્ણ કરૂણાસેં, ભીમજી કે બડભાગ ભાગ— અબ. ૫.

---

# ભૂખણ.

### ભૂખણનાં અષ્ટક.

## છંદ ભુજંગીની ચાલ અષ્ટક ૧.

કશી વાતનો ખરખરો મન નાણો,
સુખ દુઃખ તે દેહના ધર્મ જાણો ;
કરોને તમે કોટિ લક્ષ પ્રકાર,
લખી વાત મિથ્યા ન થાએ લગાર. ૧.
હરિશ્ચંદ્ર રાજા મહા પુન્યવાન,
નહીં કોય સંસારમાં એ સમાન ;
તેણે નીચ ઘેર વહ્યા નીર ભાર,
લખી વાત મિથ્યા ન થાએ લગાર. ૨.
સતી મુખ્ય કહાવે અહલ્યાજી જેહ,
જેનાં નામથી થાય નિષ્પાપ દેહ ;
તેણે ઇંદ્ર સાથે કર્યો વ્યભિચાર,
લખી વાત મિથ્યા ન થાએ લગાર. ૩.

જુઓ જાનકીજી પડ્યાં દુષ્ટ હાથ,
જેના સ્વામી છે કોટિ બ્રહ્માંડ નાથ;
આપો આપ લક્ષ્મીતણો અવતાર,
લખી વાત મિથ્યા ન થાએ લગાર. ૪
વળી પાંડવોની કહું એક વાત,
જેના સારથિ નિત્ય વૈકુંઠનાથ;
હાર્યા રાજ રિદ્ધિ તથા નિજ નાર,
લખી વાત મિથ્યા ન થાએ લગાર. ૫.
મહા પુણ્યકારી જેને સિદ્ધ નાથ,
ચાલી નીસર્યા નારી લૈ વન સાથ;
બહુ કષ્ટ વેઠ્યું તેણે વર્ષ બાર,
લખી વાત મિથ્યા ન થાએ લગાર. ૬.
શામાટે તમે ભાર માથે ધરો છો,
વળી હું કરૂં હું કરૂં એ કહો છો;
કરોને તમે ચિત્તસાથે કરાર,
લખી વાત મિથ્યા ન થાએ લગાર. ૭.
કરી વિનતિ સર્વને કહું વાત,
રચ્યા ભૂષણે તે સુણો શ્લોક સાત;
ઘણું સાંભળ્યા જોગ સાધુ વિચાર,
લખી વાત મિથ્યા ન થાએ લગાર. ૮.

---

## અષ્ટક ૨.

પિતા માત સંતાન ને મિત્ર ભ્રાત,
એતો સર્વ છે આળપંપાળ વાત;
એમાં અંતકાળે નાવે કોય કામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૧.

ઘડીમાં ઘટી જાય આયુષ્ય અલ્પ,
ભમંતાં ભમંતાં થયાં કોટિ કલ્પ;
માથે મર્ણ કેરી મહા એક ભામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૨.
ઘણીવાર સંસારમાંહી ફર્યા છો,
પશુ પક્ષી યોની વિષે અવતર્યા છો;
હવે આ સમો છે તર્યાનોજ ઠામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૩.
કરો છો બીજી અલ્પ વસ્તુનું જતન,
તજો છો હરિ નામ જેવુંજ રત્ન;
નથી બેસતું મૂલ્ય એકે બદામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૪.
જરાએ ઘણો દેહતો જીર્ણ થાશે,
શરીરે થકી સર્વ સામર્થ્ય જાશે;
થશે રોગ પીડા જશે સર્વ હામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૫.
જેને સેવતાં કોટિ કલ્યાણ થાય,
બહુ જન્મનું પાપ તો સદ્ય જાય;
વળી પામીએ જેથકી સદ્ય ધામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૬.
જવું એકલાં ત્યાં નહીં કોય સાહ્ય,
વળી જીવને દુઃખ અત્યંત થાય;
તેણીવાર રક્ષા કરે મેઘ શ્યામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૭.
જે કો જાનકી નાથના હોય દાસ,
ન પામે કદી તે ફરી ગર્ભવાસ;
કરે લોક આ સર્વ તેને પ્રણામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૮.
રચ્યા ભુખણે તે સુણો શ્લોક આઠ,
હેતે સાંભળે ને કરે નિત્ય પાઠ;

થશે તે થકી દુઃખ કેરો વિરામ,
તે માટે ભજો સર્વથા રામ નામ. ૯

---

## અષ્ટક ૩.

ઘણાં પુણ્યના ભાવથી દેહ પામ્યાં,
હસંતાં રમંતાં સુખે દિન વામ્યાં;
ગયા નાથનું નામ તો સદ્ય ચૂકી,
ભજો રામને કામને દૂર મૂકી, ૧.
ભણ્યાં શાસ્ત્ર સિદ્ધાંતની સર્વ વાત,
નથી ઓળખ્યા શ્રી તમે પ્રાણનાથ;
વિવેકી થઇ કાં કરો બુદ્ધિ ટુંકી,
ભજો રામને કામને દૂર મૂકી. ૨.
પરસ્ત્રી પરદ્રવ્યનો ત્યાગ આણી,
રૂદેમાં ધરોને તમે ચક્રપાણિ;
એતો દુષ્ટ માયાતણી સર્વ ભુકી,
ભજો રામને કામને દૂર મૂકી ૩.
મદે અંધ દ્રષ્ટિ થયાથી ન દીઠું,
કુસંસારનું સુખ લાગેજ મીઠું;
જરા આવશે આ થશે દેહ સુકી,
ભજો રામને કામને દૂર મૂકી. ૪.
ઘણા યત્નથી દેહને સુખ દીધું,
ઘણા ભેદથી સર્વનું દ્રવ્ય લીધું;
જવું એકલાં સર્વ સંપત્તિ મૂકી,
ભજો રામને કામને દૂર મૂકી. ૫.
ઘણા રમ્ય વૈભવથી દેહ પોખ્યો,
કરી તીર્થ યાત્રા કદાપિ ન સોખ્યો;
મળી મિત્ર ટોળે દેશે સર્વ ફુંકી,
ભજો રામને કામને દૂર મૂકી. ૬.

યદા આવીને જીવને મૃત્યુ ઘેરશે,
તદા સર્વ સંબંધી જોઇ રહેશે;
ન રક્ષા કરે વૈદ્ય કે કવાથ ભૂકી,
ભજો રામને કામને દૂર મૂકી. ૭.

કફે વ્યાધિયે કંઠનો રોધ થાશે,
રૂદેમાં થકી જ્ઞાન તો સર્વ જાશે;
તદા જીવ જિહ્વા થશે સદ્ય ટુંકી,
ભજો રામને કામને દૂર મૂકી. ૮.

નથી જાણતા ધર્મની રીત ઠીક,
નથી રાખતા મર્ણની મન બીક;
ગુમાને ભર્યા ચાલ ચાલો છો ચૂકી,
ભજો રામને કામને દૂર મૂકી. ૯.

જમાંકિંકરા મારશે દુષ્ટ મારે,
તદા નાથ પાખે નહીં કોય વારે;
જુઓ મૃત્યુ માથે રહે નિત્ય ઢુંકી,
ભજો રામને કામને દૂર મૂકી. ૧૦.

સદા રૈકવ જ્ઞાતિ મહા રંક કહાવે,
કથા રામની તો જેને મન ભાવે;
રચી ભૂખણે તે સુણો જ્ઞાન કુંચી,
ભજો રામને કામને દૂર મૂકી. ૧૧.

---

## અષ્ટક ૪.

તમે અવતર્યા લક્ષચોરાસી વાર,
નથી પામિયા તોય સંસાર પાર;
માટે આ સમે જાપ માળા ધરીને,
ભજો ભક્તિભાવે સદા શ્રી હરિને. ૧.

ઉદરમાં અધો મસ્તકે જ્યાં રહ્યાતા,
ઘણા વ્યાકુળા તો તમે ત્યાં થયાતા;

હવે તે સમો કાં ગયો વીસરીને,
ભજો ભક્તિ ભાવે સદા શ્રી હરિને. ૨.
સંચ્યું દ્રવ્ય તો દ્રવ્યને ઠામ રેહેશે,
સગાં મિત્ર સંસારની રીત કહેશે;
જોતામાં જશે પ્રાણ તો નીસરીને,
ભજો ભક્તિભાવે સદા શ્રી હરિને ૩.
એતો દેહ સંબંધી જાણો અનિત્ય,
પ્રભુ નાથનું નામ તો એક સત્ય;
નાવે જેથકી ગર્ભવાસે ફરીને,
ભજો ભક્તિભાવે સદા શ્રી હરિને. ૪.
અભિમાન આડે નથી કાંઇ જોતા,
કદાપિ નથી કૃષ્ણનું નામ લેતા;
અરે મૂઢ લોકો જવું છે મરીને,
ભજો ભક્તિભાવે સદા શ્રી હરિને. ૫.
કહ્યું માનજો સર્વથા એક મારૂં,
નથી કોઇ સંસારમાંહી તમારૂં;
માટે સંગ માયા તણો પરહરીને,
ભજો ભક્તિભાવે સદા શ્રી હરિને. ૬.
કળિકાળમાં જન્મ મિથ્યા વગોયો,
મહા રત્નને કાચને મૂલ ખોયો;
ધરો ધ્યાન ગોવિંદનું આદરીને,
ભજો ભક્તિભાવે સદા શ્રી હરિને. ૭.
જેણે ગોપિકાનાથનું નામ લીધું,
તેણે જન્મ પામ્યાતણું સાર્થ કીધું;
ગયા તેતો સંસાર સેજે તરીને,
ભજો ભક્તિભાવે સદા શ્રી હરિને. ૮.
એ તો વિષ્ણુ ભક્તિ તણો છે પ્રબોધ,
સુણીને રખે કાં ધરો મન ક્રોધ;
કહ્યા ભૂખણે શ્લોક આઠે કરીને,
ભજો ભક્તિભાવે સદા શ્રી હરિને. ૯.

---

## અષ્ટક ૫.

રમ્યા રંગ તે ગોપિકા સંગ રાસ,
ઘણે પ્રીતિભાવે કરીને વિલાસ;
કહાવે તથાપિ સદા બ્રહ્મચારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારિ. ૧.
આવી ગોકુળે કામ અત્યંત કીધું,
પિતા માતને સુખ સંપૂર્ણ દીધું:
એ તો નંદનો નંદ આનંદકારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારિ ૨.
ઘણા દુષ્ટ મારી હણ્યો ભૂમિ ભાર,
કૃપાએ કરી ભક્ત તાર્યા અપાર;
જેણે નંદની ધેનુ નવલક્ષ ચારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારિ. ૩.
સુદામાતણી સાર અત્યંત કીધી,
મૂઠી તાન્દુલામાં નવે નિધ દીધી;
કૃપાનાથ સાધુતણા હિતકારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારિ. ૪.
જમકિંકરે દુઃખ અત્યંત દીધું,
ત્યારે નારાયણ પુત્રનું નામ લીધું;
એવામાં અજામેલ લીધો ઉગારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારિ. ૫.
સ્તુતિ સાંભળી ભક્તની ભીડ જાણી,
આવ્યા સદ્ય વૈકુંઠથી ચક્રપાણિ;
મુકાવ્યો ગજ ગ્રાહ નાંખ્યો વિદારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારિ. ૬.
અરે બુદ્ધિહીણા ન જાણો હરિને,
તેણે આવશે ગર્ભવાસો ફરીને;
જુઓને તમે જ્ઞાનદ્રષ્ટે વિચારી,

ભજો દુઃખહારી સદા શ્રી મુરારિ. ૭.
વિષય વિષરૂપી તેને શું વખાણો,
આ સંસાર તે સ્વપ્નને તુલ્ય જાણો;
વિવેકે કરી મોહ માયા નિવારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારિ. ૮.
હરિ ભક્તિ પાખે વૃથા જન્મ જાશે,
પછી અંતકાળે ઘણું કષ્ટ થાશે;
તે માટે તમે વાત બીજી વિસારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારિ. ૯.
ચતુર્ભુજ શ્રીનાથ છે સત્ય શર્ણ
મહાલક્ષ્મી સેવે જેનાં નિત્ય ચર્ણ;
એ તો શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારિ. ૧૦.
તેણે શું થયું જે ઘણું એક ડાહ્યા,
તેણે શું થયું દ્રવ્ય ઝાઝું કમાયા;
તેણે શું થયું જે રમ્યા રંગ નારી,
ભજો દુઃખંહારી સદા શ્રી મુરારિ. ૧૧.
પ્રભુ નાથ પોતે દિસે છે દયાળ,
કરે નિત્ય ભકતો તણી પ્રતિપાળ;
તેને જો ભજો તો ગતિ થાય સારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારિ. ૧૨.
સદા ગામ વેલાળ મધ્ય નિવાસ,
પ્રભુજીતણો નિત્ય દાસાનુદાસ;
રચી ભૂખણે તે સુણો મોક્ષબારી,
ભજો દુઃખહારી સદા શ્રી મુરારિ. ૧૩.

———

## ભૂધર.

### પદ ૧ રાગ કલ્યાણ.

રામ ગતિ ભગવાન ગતિ કોઉ કેસેં જાને. ટેક.
એકસમે શ્રી રામચંદ્ર વન ગયે, ભૂલકેં સ્વરૂપ ધર્યો પાર્વતી —
કોઉ કેસેં જાને ૧.
દૂરસેં પિછાંને શ્રી કૃપા નિધિ, કહાં છોડે શિવનાથ જતી—
કોઉ કેસેં જાને ૨.
મન હરખાની દિલ પછતાની, ફિરકેં ગયે જહાં શંભુ જતી—
કોઉ કેસેં જાને ૩.
બાંય છેડીદિ બાજુ બિઠાયે, એ તનસેં નહિ ભેટ સતી—
કોઉ કેસેં જાને ૪.
રાજા દક્ષકો યજ્ઞ વિદવંશ કરિ, કહત ભૂધર જીવ જાન હતી—
કોઉ કેસેં જાને ૫,

---

## ભોજોભગત.

કાઠિયાવાડ અમરેલીનો ભાટ સં. ૧૯૦૦ માં હતો.

### પદ ૧ પ્રભાતિયું.

ભક્તિને મોરચે ભડ કોઇક આગમે, રણસંગ્રામે પદ કોક રોપે ;
સતનું પારખું જુવે જ્યારે શામળો, સુખ દુઃખ નાવે મરની
દૈવ કોપે. ટેક.

પ્રથમ સતજુગમાં પ્રહલાદને પીડિયો, ભીડિયો થંભ તે લોહ તાતો ;
ધીર નવ ધડકિયો થંભ બહુ કડકિયો, થડકિયો શેષ ત્રૈલોક જાતો—
ભક્તિને. ૨.

શહેર છોડી ચાલીયાં મેલિ મંદિર માળિયાં, રાણી રોહિદાસને
હરિશ્ચંદ્ર રાજા ;
ભક્તિને કારણે સ્વપચને બારણે, નરપતિ નીર ભર્યું ન મેલ્યી માઝા—
ભક્તિને. ૩.

મોરધ્વજને વેરતાં મ્હેર નાવી માવને, ઝેર આણ્યું તે બધું જગતજાણે ;
શીષઉપર કરવત મેલાવિયાં, એકીકારે દીકરો ને વહુ બેઉ તાણે—
ભક્તિને. ૪.

બળિસાથે છળ કર્યો વામન થઇ પરવર્યો, દીન થઇ કરગર્યો ભોમ
માગી ;
શુક્રાચારે વારિયો હૈયેથી નવ હારિયો, રાખીયો ધર્મને તન ત્યાગી—
ભક્તિને. ૫.

કરણને જાચવા કૃષ્ણજી આવિયા, વિઠ્ઠલે વિપ્રનું રૂપ લીધું ;
બાણની શય્યા કરી તેણે સમે આવ્યા હરિ, રકત ધોઇ રેખુનાં
દાન દીધાં—ભક્તિને. ૬

પાંડવ પણ ગ્રહી રહ્યા અસામર્થ થઇ રહ્યા, હતા સામર્થ પણ
વચને ચાલ્યા ;
સતીતણાં ચીર હર્યાં પાંચે વન પરવર્યા, દુષ્ટ દુર્યોધને મોલ
માણ્યા—ભક્તિને. ૭.

શેઠ સગાળને બાળ વેધાવિયું, ધણી પધાર્યા જ્યારે ધર્મ જોવા ;
નરને નારી મળી ખાંડવા બેઠાં વળી, કહો સત્યવાદી
બેસે કેમ રોવા—ભક્તિને. ૮.

સુધન્વા કારણે તેલ તપાવિયાં, પિતા આવ્યા જ્યારે પણ જોવા ;
શ્રીફળ નાંખિયા તે સમે ફાટિયાં, સત્ય રાખ્યું શ્રી કૃષ્ણ દેવા—
ભક્તિને. ૯.

સમનને સેજન બે સંતના ઓલગુ, મોટી દિશામાં જેણે મન ગાળ્યાં ;
અસત્ય વાણી ઘણી તે સમે આવી બણી, શીષ અરપણ કરી
સત્ય પાળ્યાં—ભક્તિને. ૧૦.

ચોરાશી મતમાં સત્ય એમ પાળવું, લોક પરલોકમાં એજ ઓપે ;
ભોજલ ભક્તિનું રૂપ બહુ ભાતનું, ચારે જુગમાં એને કોણ લોપે—
ભક્તિને. ૧૫.

---

## પદ ૨ પ્રભાતિયું.

વૈરાગ્યના પદને વિઘ્ન આડાં ઘણાં, કઠણ બંધ કામના કોક છૂટે ;
કનકને કામની ચોકી આડી શામની, રામની રમતમાં એજ લુંટે—
વૈરાગ્યના. ૧.
પ્રકૃતિ વશ થઇ રહ્યો ભક્તિ ભૂલી ગયો, નારિયે નેણને બાણે માર્યો ;
જોગ ધરી ભોગની પાછી ઇચ્છા કરી, હાથ આવી બાજી તેણે
હાર્યો—વૈરાગ્યના. ૨.
કામનું મૂળ તે જાણવી કલ્પના, ક્રોધથી કર્મની ગાંઠ બાંધે ;
શીલ સંતોષના ચોખા દીધા વિના, જન્મ ને મર્ણનો રોગ વાધે—
વૈરાગ્યના. ૩.
મૂળ વૈરાગ્યમાં મન જેનું મરે, વિષયના સ્વાદમાં નવ ડોલે ;
ભક્ત ભોજો કહે સંત ચેલ્યા ખરા, વેદ વચન તો એમ બોલે—
વૈરાગ્યના. ૪.

---

## પદ ૩ પ્રભાતિયું.

સંત શૂરવીર તે સદ્ગુરુજીના બાળકા, હરિનામ લેતાં કહો કેમ હારે ;
પ્રથમ કંટારિયું પે'રીને ચાલિયા, મરી મટ્યા તેહને કોણ મારે—
સંત. ૧.
તન મન ધન તજી ઝાહેર થઇ ઝુઝિયા, રણ ચડ્યા તેહને કોણ
વારે ;
કીટ પર્યંત તે બ્રહ્મના લોક લગી, મિથ્યા પ્રપંચ તે મન ધારે—
સંત. ૨.

જીવને શિવનો જેને સંશય છુટિયો, સિંહને બકરી તેને એક હારે ;
આપોપું અર્પીને એહને ઓળખો, તો ત્રિવિધિના તાપને તર્ત ઠારે.
સંત. ૩.
ભકત ને ભગવંતનો એક કરી જાણવા, ચર્ણ આવે તેનું કાજ સારે ;
ભોજલ ભવતણું નાવ નિજ નામ છે, કૃષ્ણ સમરે તેનું કુળ તારે—
સંત. ૪.

---

## પદ ૪ પ્રભાતિયું.

શબ્દને પાર સદ્દગુરુજીનું રૂપ છે, ચર્મચક્ષુ હોય તેને કેમ સૂઝે ;
જીવપણે પદતો કોઇને જડે નહીં, અનુભવી હોય તે આપ બૂઝે—
શબ્દને. ૧.
રતિવિના સ્વરૂપતો લક્ષ આવે નહીં, શીખે સુણે મર શબ્દ ગાવે ;
અનુભવ ખુલ્યાવિના આપ સૂઝે નહીં, ચૈતન્ય બ્રહ્મ કહી સ્વપ્ને
નાવે— શબ્દને. ૨.
જયાંલગી કલ્પના ત્યાંલગી જીવ છે, સંશય છૂટે ત્યારે શિવ કાયે ;
ધ્યેયને ધ્યાતા વિના ધ્યાન જો પ્રગટે તો, સોહંસ્વરૂપમાં જઇ
સમાયે— શબ્દને. ૩.
શબ્દને પાર તેને કાંઇ અડે નહીં, જેમ કાંચળી તજીને ભોરંગ જાવે ;
ભક્ત ભોજો કહે ગુરુ ગમ પ્રગટે તો, જન્મ ને મરણનો ભય
નાવે— શબ્દને. ૪

---

## પદ ૫ પ્રભાતિયું.

જયાંલગી જીવની જાત જાણી નથી, ત્યાંલગી તાણમતાણ રહે છે ;
આદ્યને વિચારતાં અંત્યે મધ્યે એક છે, વસ્તુ સાચી તે વેદાંત
કે'છે— જયાં. ૧

જાત જાણ્યાવિના મતપંથ બહુ થયા, અટકી રહ્યા આંધળા આપ
ભૂલ્યા ;
વધી ગયા વિવાદમાં તેણે હરિ નાવે હાથમાં, મેરૂ જવા કરે મન
પાય લૂલા— જ્યાં. ૨.
જાત જાણ્યાવિના યોગ સાધન કરે, પરહરે કામને ધન ધામ મૂકે;
હઠે કરી આદરે પેરેથી પાછા ફરે, વૈભવને ભોગવી ભક્તિ ચૂકે—
જ્યાં. ૩.
અણછતો આપણું આપ ભૂલી ગયો, જીવ થઇ જાચતો કર્મ ધારે ;
બુદ્ધિના ઠાઠમાં વાટ સૂઝે નહીં, આવવું જાવું તે એજ માટે—જ્યાં. ૪.
જાત જાણ્યા પછી જન્મ મૃત્યુ ટળે, જેમ પારો ગરે પાણીમાં
પાછો નાવે ;
ભોજલ બ્રહ્મવેત્તા જેને ગુરુ મળે, તો આ નરદેહ અભેપદ પાવે—
જ્યાં. ૫.

---

## પદ ૬ રાગ કાફી.

"નાથ કેસે ગજકો બંધ છુડાયો" એ રાગ.

નાથ મોહે જાનત હો નિરાધારી, પત રાખે પંચાલી પોકારી. ટેક.
દુરજોધન દૂત પઠાયે, કલપત રાજકુમારી ;
કેસ પકડકે લાયે સભામેં, જ્યોં દુરબલ કોઇ નારી— નાથ. ૧.
ઉઠે ભૂપરૂપ પર આયે, અંબર લેત ઉતારી;
ખેંચત ચીર બીર સબ દેખત, તબ સતી શામ સંભારી— નાથ. ૨.
ભીષ્મ દ્રોણ કરણ સબ બેઠે, કૌરવ અંધ કચેરી ;
સબકી મતિ હરી એસામિલે, કીન નહિ બાત બિચારી— નાથ. ૩.
અરજુન ભીમ નકુલ સહદેવ, ધરમ રહેહેં બિચારી ;
વિશ્વનાથ અબ વિલંબ ન કીજે, અબ મોયે લિયોની ઉગારી—
નાથ. ૪,
વનિતા કે બચન વજ્રસમ લાગે, ગરૂડ ચડે ગિરિધારી ;
ધાયે નાથ અનાથકી વારે, ભોજલ જાયે બલિહારી— નાથ. ૫.

---

## પદ ૭ રાગ કાફી.

નાથ મોરી અરજ સુણો અવિનાશી, હું તો જનમ જનમ તોરી દાસી.
ટેક.

સતી સભામાં શ્યામ સંભારે, ત્રિકમ તોરે રંગ રાચી;
પ્રગટ થાઓ પાતળિયા વા'લા, હરજી થાશે બહુ હાંસી—નાથ. ૧.
આ સમય તો અરજુન જેવા, તે પણ રહ્યા છે તપાસી;
ભીમસેન બેઠા ભૂમિ ખોતરવા, પીઠ ફેરી ગયા પાછી—નાથ. ૨,
પાંડવ તો પૃથ્વીને હાર્યા, હસ્તિના પુરકે વાસી;
અબળા નારી એમ પુકારી, જીવન તમને હું જાચી— નાથ. ૩.
ભીડ પડી હવે આવો ભૂધરજી, વનિતા કહે વ્રજવાસી;
ભોજો ભગત કહે ભગતવત્સલ, પ્રેમતણા છો પિયાસી— નાથ. ૪

---

## પદ ૮ સરવડું.

પ્રથમ તો નામ રૂપથી ટળવું, માન મેલી મહંતને મળવું;
વિવેકી પુરૂષ વાળે એમ વાળવું, તો ગળવું છે એમ જ્ઞાનમાંરે. ૧.
તન મન તેને સમર્પણ કરવું, એનું લઇને એ આગળ ધરવું;
આત્મ દર્શી થઇ એણીપેર તરવું, તો મરવું મટે મૃત્યુ લોકમાંરે. ૨.
એમ સમજીને અણભે થાવું, જ્ઞાન ગંગાજીમાંહી અહરનિશ ના'વું;
ગાવું વાવું સમજી માંહીં સમાવું, તો જોવું છે નિજ ઘર જીવનેરે. ૩.
એ પદને કોઇ અનુભવી બૂઝે, ઝાહેર થઇને એણીપેર ઝૂઝે;
આપ ટળે તો આપોપું સૂઝે, જો પૂજે પ્રગટ સંતનેરે ૪.
વિહંગમ સાધવે પદમાં મળિયા, જન્મ મરણનાં તેને સંકટ ટળિયાં;
લવણ ધેનુ અંબુમાં ગળિયાં, એમ ભળિયા છે પરિબ્રહ્મમાંરે. ૫.
જેમરે પારો ઉદકથી જામ્યો, તેને શબ્દ સૂરજથી ચોઇદિશે ધામ્યો;
પોતે પોતાના સ્વરૂપને પામ્યો, ભોજલ સદ્ગુરુ ભેટતાંરે. ૬.

---

## પદ ૯.

દેખો હરિશ્ચંદ્ર હાલ્યો બજારે, સત્યવાદી સત્યને સાટેરે;
રાજા થકો રૂષિ ઘરે વેચાણો, બાના તણા બિર્દ માટેરે. ૧.
ના સત્ય કહું તો મારો નાથજી લાજે, વચન દઇ વળિયા વાટેરે;
રાણી તારા રોહીદાસ વેચાણાં, ભલાની ભક્તિ શીશ સાટેરે. ૨
કુંવર રોહીદાસને સર્પે ડશિયો, વાત વંચાણી કાશી ઘાટેરે;
કાઢી ખડગને સતી ઉપર ચાલ્યો, મનથી ન બીહીતો મુવાને માટેરે. ૩.
ધ્રુજે ધરણીને કંપે કૈલાસા, વાલમ રૂપ ધર્યું વૈરાટેરે;
નીમ ધારી તો નીમ ન મેલે, સન્મુખ ચાલે ચણુંને સાટેરે. ૪.
પાછાં પગલાં ન હોય પૂરાનાં, વહી નીકળ્યા વસમી વાટેરે;
ભોજો ભગત કહે ગુરુ પ્રતાપે, પુજાણા જઇને પાટેરે. ૫

---

## પદ ૧૦

ચેતો કળિયુગના માનવી, પોરો આવ્યો પૂરરે;
કર્યાં કૃત્ય આગળ આવશે, લેખું ધણીની હજુરરે— ચેતો. ૧.
માનવી જાણે માયા આપણી, એ છે પાપનો પાયોરે;
અંતે જાતાં એતો છેતરે રે, ભૂલવે ડરશોમાં ભાયોરે— ચેતો. ૨.
અમર નથી કોઇ આંહિકને, મનમાં જુઓને વિચારીરે;
સિદ્ધને સાધક કાંઇ ચાલી ગયા, કોણ બુનિયાત તારીરે—ચેતો. ૩.
કૌરવના વંશમાં કોઇ નથી, રાજા રાવણ ગયો ઉઠીરે;
હાથે કરીને ભવ હારિયા, માંહેથી ભરી ન મૂઠીરે— ચેતો. ૪.
હરિશ્ચંદ્ર વેચાણો રખી ઘરે, ભર્તૃહરી ભયા ફકીરારે;
પૂરણ દશા જેને પ્રકટી, શરણે પોહોંચ્યા સનૂરારે— ચેતો. ૫
ગુરુને પ્રતાપે તમે ચેતજો, કાયા ઘડી છે કાચીરે;
ભોજો ભક્ત એમ બોલિયા, આપ મનાવે પાછીરે— ચેતો. ૬.

---

## પદ ૧૧ રાગ કાફી.

સદ્ગુરુને સેવોરે, સંતો એક સાચ કરી,
આ અવસર જાશેરે, પછે પસ્તાશો ફરી. ટેક.
આ નર દેહી દેવતા ઇછત હે, સો નર દેહી તેરે આઇ,
એક ક્ષણું તેમાં નાથ ન ભજ્યા, બીજી કુડી કરી કમાઇ;
હાથે બાજી હાર્યોરે, હે મન હુંપદ ધરી— સ. ૧.
દોરી દ્રૌપદીજીને લાવ્યો દુઃશાસન, કામની કેશે ગ્રાહી,
આ અવનીને ઊંધે પડ નાંખે, તે પણ બેઠા ત્યાં છુપાઇ;
કેમ કરી ઊઠેરે, વચનમાં રહ્યા'તા વરી— સ. ૨.
ધર્મરાજાને કહે દુર્યોધન, હું ઉગરૂં તે કહોની ઉપાઇ,
અમર થયાની લઇને વાત વતાવી, દેખો બહુંકી બડાઇ;
જેને શત્રુ મિત્ર નહોતારે, ઠીક મન રહ્યા ત્યાં ઠરી— સ. ૩.
બળિ હરિશ્ચંદ્રને મોરધ્વજ વે'રાયા, કરણે અરપી કાયા,
ભોજો ભગત કહે તો જુગ જીત્યા અમર અભેપદ પાયા;
હરિને હાથ સર્વેરે, કાચા માયા બની કાંકરી— સ. ૪.

---

## પદ ૧૨ રાગ એજ.

કરો કૃપા કૃપાળુરે, મારૂં મન મૂઢમતિ.
રહો હૃદયે અમારેરે, કૃષ્ણ કમળાના પતિ, ટેક.
અનંત જન્મની આશ અમારે, માંડજ કીધી હવે મે'ર,
પરહરેલ. પનોતી કીધી, હરિ પધાર્યાં અમ ઘેર;
સૂર્યની પ્રીતેરે, જીવ ટળી થયા જતિ— કરો. ૧.
કરો કૃપા પરાને પાર પરિબ્રહ્મ છે, પોતે નેતિ નેતિ વેદ ગાય,
તે પ્રગટિયા પ્રભુ અંગ અમારે, એતો કૃપા ગુરુની કહેવાય;
ભરૂંસો મને ભારેરે, ગાઉં ગુણ ગોકુલ પતિ— કરો. ૨,
ગરૂડ છાંડીને પ્રભુપાળા પળિયા, ગોવિંદા ગજની વા'ર,

ની'મામાંથી નાથ ઉગાર્યાં, તમે બિલાડી કેરાં બાળ;
ભોજોભગત બોલ્યારે, પ્રીત પેલા ભવની હતી— કરો. ૩.

---

## પદ ૧૩ રાગ એજ.

હતી મારે હૈડેરે, હરજીની હામ ઘણી,
ભાગી હવે ભ્રમણારે, તૃષ્ણા તનતણી. ટેક.
કોમળ કાયા કમળ દળ લોચન, અકળ અજીતરૂપ,
નેણે નિરખ્યા નાથનેરે, ચિંતવ્યું જેનું સ્વરૂપ;
પામી પરિબ્રહ્મનેરે, ધન ધન ધામ ધણી— હતી. ૧
સંતુની સંગતે પિયુજીને પામી, સમજી સદ્‌ગુરુની સાન,
મનના મનોરથ માહરા પૂર્યા, વા'લે લીધું ભક્તિનું દાન;
અક્ષય ધન આપ્યુંરે, મોહન મુક્તા મણિ— હતી. ૨.
લાજ મર્યાદમાં હુંરે લેવાણી, તેં મારી છોડાવી શર્મ,
ગુણને અવગુણ અંગથી અળસાવ્યા, વા'લે મુને સમજાવી મર્મ;
ચરણે સદ્‌ગુરુનેરે, રહેશું હવે હું પદ હણી— હતી. ૩.
ભ્રમણા ભાગી વા'લે ભેદ બતાવ્યો, બીજી લાલચ નહીંરે લગાર,
પ્રેમ સુધારસ પ્રેમસું પીધો, વા'લે ઉતાર્યો ભવ ભાર;
સુખડાંની શી કહુંરે, મુખથકી વાત ભણી— હતી. ૪.
પતિત પાવન કહુંછુંરે તમને, અધમ તણારે ઉદ્ધાર,
ભોજોભગત કહે ગુરુ પ્રતાપે, હવે વહેલી કરજો વા'ર;
રામ ચર્ણે રાખોરે હુંતો ત્રિકમ ! દાસી તમતણી— હતી. ૫.

---

## પદ ૧૪ ગોડી.

સંતો ભાઇ સંત સદા અતિ સારા. ટેક
કામ ક્રોધ લોભની લેહેર ન લાગે;
આવે નહિ અવતારા— સંતો. ૧.

છૂટી ગયાં સુખ તવ દુઃખ નવ દેખે,
નાંખી દીધું સો નર ન્યારા;
ગતિ અવગત મતિ સુરતિ ચૂકે નહિ,
છૂટી ગયા સંસાર— સંતો. ૨.
સંત સનૂરા અમ ઘર આવ્યા,
મટી ગયા જમ મારા;
પૂર્વની પ્રીતે ને ગુરુ પ્રતાપે
ઉતરી ગયા ભવપારા— સંતો. ૩.
કોટિ કર્મ કાપીને કુંચી કર આપી,
ખૂબ ખબર લીધી મારી;
ભોજો ભગત કહે સદ્દગુરુ ઉપર,
બહુ પ્રીતે જાઉં બલિહારી— સંતો. ૪.

---

## પદ ૧૫ રાગ એજ

સંતો ભાઇ રામ રત્ન મુને લાધ્યું. ટેક.
રત્ન જત્ન કરી જુક્તે જાળવજો,
સ્નેહરે થયો ને ચિત્ત બાંધ્યું— સંતો. ૧.
અસાન અજાણુ હતો ઓલ્યા જુગનો,
કારજ સરવે સીધ્યું;
મહા મલિન હતું મન મારૂં,
પ્રેમસું પવિત્ર કીધું— સંતો. ૨.
કોટિ ઉપાય કરી પ્રપંચ પરહરી,
પ્રેમસું અમૃત પીધું;
ધન્ય ધન્ય ચર્ણ સદ્દગુરુજી કેરાં,
ભક્તિ અભય પદ દીધું— સંતો. ૩.
રામને નામે અનેક નર ઉધર્યા,
સંત સંગત કરી સાધું;

ભોજો ભગત કહે ગુરુ પ્રતાપેં,
અલખ ધણીને આરાધું— સંતો. ૪.

---

## પદ ૧૬ હોરી.

હરિ હરસેં હોરી ખેલાવે, ખેલાવે હરિ હરસેં. ટેક.
શ્યામ કૃષ્ણ શંકર તન ગોરે, ભોળો ભસ્મ લગાવે,
હસી ગળે બાંહી ગ્રહે હરિ હરકી, અંગો અંગસેં અંગ લગાવે;
દેખી કોટિ કામ લજાવે— હરિ. ૧.
શિવજી સખા પિચકારી ચલાવે, મોહનકે મન ભાવે,
કૃષ્ણ ગુલાલકી ઝોરી ભરકેં, શંકર પેં ચલી આવે;
પરસ્પર ધૂમ મચાવે— હરિ. ૨.
શારદ નારદ પાર ન પાવે, નૌત્તમ ખેલ રચાવે,
ગગન વિમાન દેવ સબ આવે, જય જય શબ્દ સુણાવે;
પુનિ પુનિ પુષ્પે વધાવે— હરિ. ૩.
હરિ હરકી જે હોરી ગાવે, શંકર ઉરમે સમાવે,
ભોજલ રામ ભવોભવ ભક્તિ, ફરીને ચોરાસીમેં નાવે;
જુગો જુગ દાસ કહાવે— હરિ. ૪.

---

## પદ ૧૭ કક્કો.

કક્કા લે કેશવને ભજી, કામ ક્રોધ ને લોભજ તજી,
તન મન ધન સદગુરુને દઇ, રહેને તું નિસ્પૃહી થઇ;
ધણી થયાનું શું છે કામ, તેમાં રાજી નથી રામ,
શબ્દ સુણી ચેત્યો નહીં હજી, કક્કા લે કેશવને ભજી. ૧
ખખ્ખા બાજી ખોટી છે, માથે મોટો જમનો ભે,
જો સમરે તું શ્રી ગોપાળ, તો તુંને લોપે નહીં કાળ;

નન્ના કાં ન કરવાની કર્ય, ભૂંડા કાંક પ્રભુથી ડર્ય,
આવડી શી માંડી ઉત્પાત, પ્રાણી ઉપર કરે છે ઘાત,
મારૂં મારૂં કરતો રહ્યો, પારકે દુઃખે દુખિયો થયો;
પરનિંદા મુખથી પરહર્ય, નન્ના કાં ન કરવાની કર્ય. ૧૦
ટટ્ટા એવી લેજે ટેક, સદ્‌ગુરુ સાહેબ જાણે એક,
ભિન્નાભિન્ન આણીશમાં ભઇ, એણે તો ઉગાર્યા કંઇ;
ગજ ગણિકા પારધ્યાદિક ઘણા, જેણે કર્મ કરતાં નવ રાખી મણા,
એવા પારંગત પહોંચ્યા અનેક, ટટ્ટા એવી લેજે ટેક. ૧૧.
ઠઠ્ઠા વૃત્તિ રાખે ઠીક, માથે મોટી જમની બીક,
જમતણા છે જોખા ઘણા, અતિદુઃખ નથી કંઇ મણા;
તે માટે તું ચેતી લે, દિલની દુગ્ધા છોડી દે,
દિન દિન પ્રતિ કરે અધિક, ઠઠ્ઠા વૃત્તિ રાખે ઠીક. ૧૨.
ડડ્ડા ડાઢી ધોળી થઇ, અંધા અક્કલ ઉડી ગઇ,
પચ્ચાસ વર્ષે આવ્યાં પળી, વાલમને વીસાર્યા વળી;
બુદ્ધિહીણ શું બોલછ વેણ, ગુરુતણું નવ માન્યું કેણ,
જો આવરદા અલ્પજ રહી, ડડ્ડા ડાઢી ધોળી થઇ ૧૩.
ઢઢ્ઢા તું ઢુંઢીશમાં કાંઇ, સાહેબ છે સદ્‌ગુરુજીમાંહીં,
વેદ પુરાણ કહે છે ઉચ્ચારી, જીતી બાજી જાતો નહિ હારી;
પછી પામીશ નહીં હે પ્રાણી, સમરે સાચા સદ્‌ગુરુ જાણી,
સંત ચરણ છોડીશમાં ભાઇ, ઢઢ્ઢા તું ઢુંઢીશમાં કાંઇ. ૧૪.
ણણ્યા રાંક દાવે થઇ રહિયેં, કડાણાં વચન કેને નવ કહિયેં,
ગરીબીમાં ગુણ છે બહુ, હાંજી હાંજી કરશે સહુ;
આધીનપણું છે એવું, પ્રીતે પ્રેમ પદને લેવું,
તરશો ભવસાગર તહિંયે, ણણ્ણા રાંકદાવે થઇ રહિયેં. ૧૫.
તત્તા (તું) તારૂં આપું ગાળ, સચરાચર સદ્‌ગુરુજી ભાળ,
કેનો માં કરજે ઉવેખ, સદ્‌ગુરુ સાહેબ દેખે એક;
એમ ચિને તું આતમ મર્મ, ધરણી ઢાળીને કરજે ધર્મ,
રાગ દ્વેશ તું મનથી ટાળ, તત્તા (તું) તારૂં આપું ગાળ, ૧૬.
થથ્થા થઇ રહેજે નિજ દાસ, રાખ્ય રામતણો વિશ્વાસ,
છોડી દેજે ડાહાપણ ચતુરાઇ, લેજે સદ્‌ગુરુના ચરણ સાહી;

તીરથ વ્રત એ ચરણે જાણ, એક ધરે તું સુરતિ આણ,
તુંને તારૂં ફળશે સાચ, થથ્થા થઇ રહેજે નિજ દાસ. ૧૭.
દદ્દા દિલમાં રાખે દયા, નવ જાજે કાશી ને ગયા,
ઘરબેઠાં તું નાહાની ભાઇ, કરી લે સંત સાથ સગાઇ;
તીરથ કરતાં આ તન ટળે, તોય માન મન તું નવ ગળે,
સદ્‌ગુરુ ચરણે રહેજે ભયા, દદ્દા દિલમાં રાખે દયા. ૧૮.
ધદ્ધા ધોકો છાંડી દે. નિત્ય પ્રતિ નામ નારાયણનું લે,
તારે બીજું શું છે કામ, હરિ ભજ્યાવિણ રહેશે હામ;
ઠાલો આવ્યો ભૂલો જઇશ, પછી તો તું બહુ પસ્તાઇશ,
સદ્‌ગુરુજીને સેવી લે, ધદ્ધા ધોકો છોડી દે. ૧૯.
નન્ના નાટક માયાતણું, અંતસમે નહિ કોય આપણું,
જયમ તરૂવર પક્ષી આવી મળે, પ્રાત સમે ઉડી નીકળે;
સહુ એ વાટે જાશે વહ્યું, હે મૂરખ માની લે કહ્યું,
પછી દુઃખ ભોગવશે ઘણું, નન્ના નાટક માયાતણું. ૨૦.
પપ્પા પ્રપંચ મેલી દે, સદ્‌ગુરુ સદ્‌ગુરુ સમરી લે,
આવરદા જાયે છે વહી, તું સરખા ખપી ગયા કંઇ;
બળ તજીને બીહિનો રહે, સલિલપણું તું છોડી દે,
એક તું એક તું એમજ કે, પપ્પા પ્રપંચ મેલી દે. ૨૧.
ફફ્ફા ફેરા ફરિયો બહુ, હબ્યહબ્ય તુંને કરતું સહુ,
સુવા હિંડોળા સેજ તળાઇ, મીઠા મેવા ખાવા ભાઇ;
સગાં કુટુંબમાં સુખિયો થયો, આગળનું દુઃખ ભૂલી ગયો,
તારે માથે રે'તી સહુ, ફફ્ફા ફેરા ફરિયો બહુ. ૨૨.
બબ્બા ભાગી જાશે બરા, જેદી આવી જાશે જરા,
કેડ્યનો કંદોરો જાશે ખડી, કરમડ્યે રહેશે લાકડી;
તન ત્રુટીને શિથળ થયું, આંખ્યનું તેજ ઉડી ગયું,
કાળ પકડશે કહેશે ખરા, બબ્બા ભાગી જાશે બરા. ૨૩.
ભભ્ભા તુંતો રાખે ભે, જરૂર અહિંથી જાવું છે,
પળમાં કાયા જાશે પડી, જમ જીવને લઇ જાશે જડી;
મો'રથી મેલી દેજે માન, (તો) અંતસમે આવે વિમાન,
સાચાના બેલી સદ્‌ગુરુ છે, ભભ્ભા તુંતો રાખે ભે. ૨૪.

મમ્મા માથે બહુજ થઇ, વસમી વાટ તુંને વિસરી ગઇ,
હજી ગાફલ નર છોડ બડાઇ, શી ગતિ તારી થાશે ભાઇ;
તે માટે કહું છું આ ટાણે, આવો અવસર નહિ મળે નાણે,
જાશો ચોરાસીમાં વહી, મમ્મા માથે બહુજ થઇ, ૨૫.
યય્યા જો વિચારી મૂળ, પંચભૂતનું દીસે સ્થૂળ,
છઠ્ઠો આત્મા એક અખંડ, સઘળે વ્યાપક પિંડ બ્રહ્મંડ;
જો તપાસી તું ક્યાંહી રહ્યો, અજ્ઞાને પોતે થઇ ગયો,
પેટ ચોળી ઉપજાવ્યું શૂળ, યય્યા જો વિચારી મૂળ. ૨૬.
રેરા રામ (રામ) રસનાએ કે', મિથ્યા વાત તું મેલી દે,
જો રામ નામનો કેવો છે) મર્મ, કહેતાં છૂટી જાયે કર્મ;
જેમ પાવકથી દારૂ પરજળે, (એમ) અર્ધે નામ અઘ ઓઘજ જલે,
(એક) પ્રેમપ્રાતિમાં સ્પરશ્યોરે', રેરા રામ (રામ) રસનાએ કે'. ૨૭
લલ્લા જુગમાં લેની લા'વ, ભલો પડ્યો છે અવળો દાવ,
શામળિયો વીસાર્યો સોઇ, સરવે કમાણી જાશો ખોઇ;
સકળ તજી સમરજો રામ, જે સું સરશે તમારૂં કામ,
કર્મ તજીને ધર્મને ધાવ, લલ્લા જુગમાં લેની લા'વ. ૨૮.
વવ્વા તું મેલી દે વાજ, વાજે વણસે તારૂં કાજ,
ભટકતાં અસંખ્ય જુગ થયા, વારે વારે અવતારજ લહ્યા;
પશુ પામરમાં દેહજ ધરી, નવ બેઠો ઠેકાણું કરી,
તોય મૂર્ખ તને નાવી લાજ, વવ્વા તું મેલી દે વાજ. ૨૯.
શશા સદ્‌ગુરુ સાચા જાણ, તો છુટશો ચોરાસી ખાણ,
ભવસાગરમાં ભારે દુઃખ, (સદા) સદ્‌ગુરુ ચરણે પામીશ સુખ;
સાચા સંતને સેવી લે, સર્વે કારણ એમાં છે,
મૂરખ મેલ એ મનની તાણ, શશા સદ્‌ગુરુ સાચા જાણ ૩૦.
ષષ્ષા શીદને ખોળવા જાશ, પ્રભુ છે ભાઇ તારી પાસ,
જેમ દૂધમાં ઘૃતજ રહ્યું, મહી મથ્યા પછી નોખું થયું;
પ્રપંચ સરવે છૂટી જાય, તો હરિ હસ્તામળ દેખાય,
સદ્‌ગુરુ ચરણે લેની વાસ, ષષ્ષા શીદને ખોળવા જાશ. ૩૧.
સસ્સા શરત આવી છે ખરી, તેમાં લેજે હરિને સ્મરી,
સાહેબ સમરે વારંવાર, તો પુણ્યતણો નહિ લાધે પાર;

વાલ્યમ દિહના જે નર વળે, તે સ્વપ્નામાં કદી નવ છળે,
જો શિર છાપ છબીલે ધરી, સસ્સા શરત આવી છે ખરી. ૩૨.
હહા હરિ છોડીશમાં હયે, દાઝશમાં દુરિજનને કયે,
હસ્તીની અસ્વારી જે નર કરે, તે શ્વાન ભસ્યાથી શીદને ડરે;
એવા માથે ઇશ્વર છે ધણી, તે લાજ કેમ લોપે આપણી,
આગે તો કઇ તારણ ભયે, હહા હરિ છોડીશમાં હયે. ૩૩.
અઆ એક દિન વસમો છે ઘણો, (જે) ડર લાગશે જમદૂતતણો,
દૂરથી દેખાશે કાળ, પાધરી પેટમાં પડશે ફાળ;
હાય હાય મેં તો કંઇ ન કર્યું, ધન રહ્યું ધરતીમાં ધર્યું,
માલ ખજાનો તે આપણો, અઆ એકદિન વસમો છે ઘણો. ૩૪.
સંવત્સર અઠ્યાસિયો ને ચૈત્રમાસ, શુકલ પક્ષમાં કર્યો પ્રકાશ,
સાંભળજો તમે ચિત્ત ધરી, ભક્તિ કરજો ભાવે કરી;
બાવન અક્ષર બારાક્ષરી, (જેણે) બીજી વાત બોલ્યા નહીં ફરી,
પરૂં અમરેલી પાસે ગામ, ફતેપુર રહેવાનું ઠામ. ૩૫.
હરિગુરુ સંતની કૃપા થકી, નિર્ભે પદવી પામ્યા નક્કી,
જેણે સેવ્યા સદ્ગુરુ શામ, તેનો પામ્યા પૂરણ ધામ;
શબ્દવિચારો સઘળે ઠામ, એમ બોલ્યા છે ભોજલ રામ. ૩૬.

---

## પદ ૧૮ મહિના.

જીવ કારતકે કરની વિચાર, કેની તું ક્યાંથી આવિયો,
મહા મુક્તામણિ મનુષ્યા દેહ, શે પુણ્યે પામિયો;
તેથી દેહ ધર્યાનું પ્રમાણ, કાંક પુણ્ય કીજિયે,
કથા કીર્તનને સમરણ હોય, તાંહાં કાન દીજિયે. ૧.
ભાઇ માગસરે મનમાંહિ, તારે મોહ બહુ થયો,
દેખી ધનદારા પરિવાર, હૈયામાં હરખિયો;
એતો શોભા છે દિન ચાર, તેમાં ક્યાં વળગી રહ્યો,
કરની તરવાનારે ઉપાય, નીકર તું નિશ્ચે ગયો. ૨.

પોષે પકડશે કાળ, તેદી કોણ તાહારૂં,
તેથી ભજીલેની ભગવંત, મેલી હુંને માહારૂં ;
રાખે છાપ તિલકને માળ, બાહાનું છે એ શામનું,
તેથી ડરશે દિનકર નંદ, અંતકાળે એ કામનું. ૩.
માહા મહિને મન મોહ્યું, ભામની કેરા ભોગમાં,
તેમાં ભૂર તું રહ્યો છે ભોળાઇ, વિષયના રોગમાં ;
મન બુદ્ધિ ચિત્ત ને અહંકાર, ઇર્ષાને ઉનમાનમાં,
તેની તૃષ્ણામાં ગયો તું તણાઇ, સમજ્યો નહિ કંઇ સાનમાં. ૪,
ફાગણે રહ્યો છે ફૂલાઇ, જડ માયાના જોરમાં,
તારા શિરપર ફરે છે શેતાન, લેશે પળ પોહોરમાં ;
માગશે જમરાજા જવાબ, અગ્નિમાં ઉભાડશે,
માથે મુગદળ દેશે માર, ઉંધે શિર તાડશે. ૫.
તેથી ચેતરે ચિત્ત રાખ્ય, સદ્ગુરુના ચરણમાં,
તારા ત્રિવિધિ કેરા તાપ, ઓલાય અંતઃકરણમાં ;
સદા સદ્ગુરૂ સુખના દાતાર, કર્મને લેઇ કાપશે,
મટશે જનમ મરણની જંજાળ, અભેપદ આપશે. ૬.
ભાઇ વૈશાખે વહ્યા જાય છે, તારા દિવસ વાટમાં,
રહ્યો રાત દિવસ તું લોભાઇ, વિષયના ઘાટમાં ;
પામર પરનારીસું પ્રીતિ, નીતિ નહિ હરિના નામમાં,
પોહોર આઠે ને ઘડી બતરીશ, કલ્પના કામમાં. ૭.
જેઠે જીવતરમાં ધિક્કાર, જપ્યા નહિ જદુનાથને,
કરપી કરથી ન વાપર્યું કાંય, કાપ્યા જોઇયે હાથને ;
તારા શ્રવણ થયા શૂન્યકાર, સુણી નહિ પારાયણને,
મસ્તક ચઢયો મોટપનો ભાર, નમ્યો નહિ નારાયણને. ૮.
અષાડે અનંત બ્રહ્માંડનો, કરતાર તારા ઉરમાં,
તુંને જણાતા નથી જગદીશ, માયાના પૂરમાં ;
મિથ્યા સુખમાં મોહ્યો મતિમંદ, પ્રભુને નથી પેખતો,
તારી ફાટી ગઇ ચક્ષુ ચાર, તેથી નથી દેખતો. ૯.
શીખ્યો શ્રવણે ચૌદે વિદ્યાય, ( પણ ) સમજણ વિના શું ફળે,
સાકર કહે કદી નાવે સ્વાદ, પ્રીછે તો પોતે ટળે ;

લાગ્યો ચતુરાઇપણાનો સંતાપ, દાઝે ત્રિવિધિ તાપમાં,
તેણે મટે નહિ મનના વિકાર, મુંઝાઇ રહ્યો આપમાં. ૧૦.
ભાદરવે ભજન વિના, એ ભિતર સાચો ભક્તિનો,
બીજા કરે મરની ! કોટિ ઉપાય, નાવે માર્ગ મુક્તિનો ;
સેવે સદ્‌ગુરુ તો રીઝે સીતારામ, જોખો મટે જીવને,
ટળે વિમુખપણું ને વિવાદ સનમુખ થાયે શિવને. ૧૧.
આસોમાં ફરવું ઉદાસ, વૈરાગ્યરૂપી વનમાં,
મેલી ગુણ અવગુણ મદમાન, મગન રહેવું મનમાં ;
કરવું સદ્‌ગુરુજીનું સ્મરણ, ધરવી મૂર્ત્તિ ધ્યાનમાં,
સદ્‌ગુરુજી છે સરજનહાર, એ કે'શે તુંને સાનમાં. ૧૨.
પુરૂષોત્તમ પૂરણ બ્રહ્મ, પોતે પરમાતમા,
સભર ભરિયો છે સરવાવાસ, વિલસાઇ રહ્યો આતમા ;
સુણે બારે માસ રહે વિશ્વાસ, હૃદે રામ નામનો,
ભોળોભક્ત કહે છે ભવોભવ, સેવક સદ્‌ગુરુ શામનો. ૧૩.

---

## પદ ૧૯ ભજન ૧.

( કાચબા કાચબીનું ).

કાચબો કાચબી સમુદ્રમાં રહેતાં, લેતાં હરિનું નામ,
પાપીએ આવીને પાસલો નાંખ્યો, જાળીડે નાંખી જાળ ;
જનાવર જીવતાં ઝાલ્યાંરે, લેઇ આધરણમાં ઓર્યાંરે. ટેક.
સાહેર મધ્યે તો સુખીયાં હતાં, આનંદ હતો અમાપ,
ઠેલી ઠેલીને ઠામમાં ઘાલ્યાં, નીચે કીધો તાપ ;
આપે બે બળવા લાગાંરે, સાહેર મેલી શીદને ભાગાંરે— કાચબો. ૧.
કાચબો કહેછે કાચબીને તું, રાખને ધારણ ધીર,
આપણને ઉગારશે વાલો, જુગતે જાદવવીર ;
ચિંતા મેલી શરણે આવોરે, મરવાને નહીંદે માવોરે— કાચબો. ૨.
વારતીતી તે સમે શ્યા વાસ્તે, મારૂં કંથ ન માન્યું કેણ,

કાળ આવ્યોં કોણ રાખશે, તમે નીચાં ઢાળો નેણ ;
પ્રભુ તારો નાવિયો પ્રાણીરે, માથે આવી મોત નિશાનીરે. ३.
અબળાને ઇતબાર ન આવે, કોટિ કરોને ઉપાય,
કહ્યું ન માને કોઇનુંરે, એતો ગાયું પોતાનું ગાય,
એવી વિશ્વાસ વોણીરે , પ્રથમ તો મત્યુની પોણીરે. ४.
કાચબી કે'છે કયાં છે તારો, રાખણહારો રામ,
હરિ નથી કેના હાથમાંરે, તમે શું બોલો છો સ્વામ ;
મરવા ટાણે મતિ મુંઝાણીરે, ત્રુટ્યા પછી ઝાલવું તાણીરે. ५.
ત્રિકમજી ત્રણ લોકમાં મારે, તારો છે ઇતબાર,
અટક પડી હરિ આવજોરે મારી, આતમના ઉદ્ધાર ;
છોગાળા વાત છે છેલીરે, થાજો બળતલના બેલીરે. ६.
કાચબી કે'છે કોણ ઉગારે, જાતો રહ્યો જગદીશ,
ચારે દિશિથી સળગી ગયુંરે, તેમાં ઓર્યાં વચ્ચો વીચ ;
જેનો વિશ્વાસ છે તારેરે, તેનો ઇતબાર નહિ મારેરે. ७.
બળતી હોતો બેસને મારી, પીઠપર રાખું પ્રાણ,
નિંદા કરો છો નાથનીરે એતો, મારો છો મુને બાણ ;
વા'લો મારો આવશે વા'રેરે, ઓર્યામાંથી મને ઉગારેરે. ८.
કાચબીકહેકિરતાર ન આવ્યો, આપણો આવ્યો અંત,
પ્રાણ ગયા પછી પો'ચશેરે, તમે તે શું બાંધો મન તંત ;
આમાંથી જો ઉગરિયેરે, તો બા'રો કદી પગ ન ભરિયેરે. ९.
વિઠ્ઠલજી મારી વિનતિ સુણી, શામળા લેજો સાર,
લીહ લોપાશે લોકમાંરે, બીજી વાંસે કેની વ્હાર ;
હરિ મારી હાંસી થાશેરે, પ્રભુ પરતીતિ જાશેરે. १०.
કેશવજીને કરૂણા આવી; મોકલ્યા મેઘ મલાર,
આંધણમાંથી ઉગારિયો આવી, કાચબાને કિર્તાર ;
ભોજલ ભરોસો આવશે જેનેરે, ત્રિકમજી તારશે તેનેરે. ११.

---

## પદ ૨૦ રાગ એજ,

ગરભમાં ગુણ ગોવિંદના ગાતો, નિત્ય લેતો તેનું નામ. ટેક.

ઉદરમાંથી અવતર્યો ને, હવે કૂડાં કરે છે કામ,
આતમ ઘાતી આપનું ખોળ્યું રે, રતન લઇ રાખમાં રોળ્યું રે— ૧.
આવ્યો તો ત્યારે શી રિદ્ધિ લાવ્યો, જાઇશ પાછો વળી જોઇ,
હું ને મારૂં કરી હારી ગયો તેં, કરી કમાણી ખોઇ;
ફોકટ મન શું રહ્યો ફૂલીરે, ગયો દુગ્ધામાં ડૂલીરે. ૨.
મારૂં મારૂં તમે માં કરો પ્રાણી, માં કરો તાણા તાણ,
કુટુંબ ભેળું થઇ કુટશે તારી, દેહી જાશે શમશાણ;
માટી ભેગી માટી ભળશેરે, કર્યાં ભોગવવાં પડશેરે. ૩.
નામ ધર્યું તે નિશ્ચય પડશે, રહેવાનું નથી કાંય,
ભોજાભગત કહે ભલો થઇ મૂરખ, સમજની મનમાંય;
એમ કરતાં ગુરુજીને શરણે આવેરે, તો ઝપાટો જમનો નાવેરે. ૪.

---

## પદ ૨૧ રાગ એજ.

પ્રહ્‌લાદ ઉપર પિતા કોપ્યો, નિશ્ચે કરૂં તારો નાશ,
સ્થંભ ધગાવ્યો લોહતણો, તોય નવ મેલ્યો વિશ્વાસ;
ભલા કેમં ભક્તિ મુકેરે, આવ્યો અવસર ન ચૂકેરે. ૧.
ધ્વજને ત્યાં મહારાજ આવ્યા, જાચવાને જગદીશ,
સુતને નારી તાણવા લાગાં, કરવત મેલ્યાં શીશ;
દેખો સતવાદી શૂરારે, પામ્યા પરિબ્રહ્મને પૂરારે. ૨.
વિશ્વામિત્રે વચન માગ્યું, જાણે મુકાવું સાચ,
હરિશ્ચંદ્ર વેચવાને હાલ્યો, રાણી તારા ને રોહિદાસ;
છત્રપતિ દુઃખડાં સહ્યાંરે, વના જઇ નીચના વહ્યારે. ૩.
પાંચે પાંડવ મહાભડ યોદ્ધા, સરવે જાણે સંત,
સતીતણાં ચીર તાણિયાં, તોય ન બોલ્યા બળવંત;
સોયે કૌરવ સામટા કોપ્યારે, વડા વચન ન લોપ્યાંરે. ૪.
ક્રોધી થઇને આવિયારે, કરણ પાસેં કિરતાર,
કરણ કાયા સમર્પતેરે, વિઠ્ઠલ ન લાગી વાર;
અભ્યાગત રમાયારે, કૂડી લેખી કાયા ને માયારે. ૫.

સાડાત્રણ ડગલાં પૃથ્વી માગી, નરપતિ ભોમિને આલ,
વામનમાં વ્યોમ ગયો મળી, બળિ ચંપાણો પાતાળ ;
ચર્ણ લઇને શીશને નામ્યોરે, પ્રભુ બા'ર કોડસેં પામ્યોરે. ૬.

હંસકેતુ રાજા હઠે ભરાણો, લેવા સુધન્વાની લાજ,
તેલ કઢામાં તુરત નાંખ્યો, તોય મેલ્યાનહિ મહારાજ ;
સાચે મને શ્યામ સંભાર્યોરે, તાતા તેલમાંથી તાર્યોરે. ૭.

સમનને ઘરે સંત આવ્યા, ઘરમાં નહોતું અન્ન,
સસન ચોરીએ સંચર્યા, જેણે ત્યાગ ન કીધું તન ;
સંત સારૂં શીશ ન કાપ્યુંરે, આણી અણહુતું આપ્યુંરે. ૮.

સંધ્યાવતીને સતી નારી, સત્યવાદી શગાળ,
ચેલઇઆનું શીશ કાપિયું, જોયો ઉજાગર બાળ ;
એવી કરી સંતુની સેવારે, ખાવિંદ આવ્યા ખબરૂં લેવારે. ૯.

ભોળાભકત કહે ગુરુ પ્રતાપે, એવી મોટાંની ટેક,
સત્યવાદી સત્ય છોડે નહીં, મર અવગુણ હોય અનેક;
એવાને નરભે નાતુંરે, જેની રહ્યું જગમાં વાતુંરે. ૧૦.

---

## પદ ૨૨ રાગ એજ,

અભિમાને જીવ ચાલતા, ઉંચકી તેને ગળી ગયો કાળ,
પૃથ્વી ઉપર પડી ગયા, કંઇ મોટા મહીપાળ ;
રહ્યાતા જગમાં મા'લીરે, એની ગઇ ઠાઠડી હાલીરે. ૧.

રાજા હતા તે રંક થયા, રંકનો ન રહ્યો ઢંક,
લાગે છે પણ જાણતા નથી, ટાળી દેશે તરવંક ;
માનવિયો માનને મેલોરે, આગળ દિ ધર્ય છે પેલોરે. ૨.

રાજા રાણા કાંઇરે લેવાણા, શાહ છત્રપતિ સોત,
ચકવે રાજ સંસારમાં કરતા, તેને આવીગયું મોત ;
માનવિયો મન વિચારોરે, હાથે કરી ભવ કાં હારોરે. ૩.

મહીપતિ કંઇ મેલીને ગયા, ધર્યા રહ્યા ધનમાલ,
જમ ઝપેટીને લઇ ગયા, પછી હુવા બુરા હાલ ;

ફરી નહિ આવે સંસારીરે, માથે મોટી ડાંગ છે ભારીરે. ૪.
કૌરવ રાવણ કંસ સરીખા, કેતા ગયા લક્ષ ક્રોડ,
ક્ષણ માત્રમાં સર્વે ખપ્યા, સેજ તળાઇ છોડ ;
નથી રહેવું નિશ્ચે જાણોરે, ભાઇઓ મન ભૂલ મ આણોરે. ૫.
લેખું લેશે તિલ રાઇ રતીનું, નથી પોપાનું રાજ,
ભોજોભગત કહે ભજન કરો તો, સેહેર્યું કરે મહારાજ ;
ચોરાસીનું ચુકવે ખાતુંરે, મટી જાય મરણની ઘાતુંરે .૬.

---

## પદ ૨૩. રાગ એજ.

મન કહ્યું નથી માનતું ને, જોર કરેરે જંજાળ,
પળમાં કાયા પડી જાશે, ગળી જાશે કાળ ;
સંતો સંસારના લોકોરે, માથે મોટો જમનો જોખોરે. ૧.
દિલમાં ઝાઝી દુગ્ધાને, કપટ ઝાઝું કૂડ,
માલ ખજાના ભેળા નહિ આવે, અંતે થઇ જાશે ધૂળ ;
કાયા માયા કરમાઇ જાશેરે, પછી પસ્તાવો થાશેરે. ૨.
મન જાણે છે મારી માયા, કરનારો છે કોય,
સર્વે પ્રપંચ પડ્યા મેલીને, વિચારીને જોય ;
દુર્મતિ ! દુઃખડાં દેશેરે, આપ્યું છે તે આંચકી લેશેરે. ૩.
સંત સેવી લે સાચે મને, સર્વે સુધરશે કામ,
ભોજોભગત કહે ભાવે કરીને, ભજીલે સીતારામ ;
આવાગમન એઇ મટાવેરેરે, પ્રાણી પરમ પદને પાવેરે. ૪.

---

## પદ ૨૪. રાગ એજ.

અટક બંધીને આળસ નાવે, માથે આવે મર ! મોત,
બારે મેઘ સત્ય વચને ચાલે, સૂરજ ચંદ્રમા સોત ;
નિમ ધારી નિમ ન મૂકેરે, પૂરા કદી પાળ ન ચૂકેરે. ૧.

વચને સંતો ધરણી આકાશા, વચને દશ દિક્પાળ,
શેષને માથે ધરા થંભી, તોય વાંકો ન કર્યો વાળ;
પૂરા પુરૂષની રીતિરે, ગયા જુગ કેટલા વીતીરે. ૨.
મેરૂ ધરૂ સત્ય વચને ઊભા, વચને અગ્નિને વાર,
સાતે સમુદ્ર સત્ય વચને ઠેરાણા, મેલે નહિ માઝા લગાર;
છલકે નહિ સત્યેં બંધાણારે, કૃપાવંત એ' કેવાણારે. ૩.
ઓગણપચાસ વાયુ સત્ય વચને ચાલે, જુઓ મોટાની વાત,
ભોજાભગત કહે વચન વિના, કેને કાળ લેવા ન જાત;
કંઇ ના દિયે નાદ ઉતારીરે, રહ્યા છે આજ્ઞા કારીરે. ૪

———

## પદ ૨૫ ભોજાભગતના ચાબખા. ચાબખો ૧.

પ્રાણિયા ભજી લેને કિરતાર, આતો સ્વપનું છે સંસાર. ટેક.
ધન દોલત ને માલ ખજાનો, પુત્ર અને પરિવાર,
તેતો તજી તમે જાશો એકલા, ખાશો જમના મારરે—પ્રાણિયા. ૧.
ઊંચી મેડીને અજબ જરૂખા, ગોખતણો નહીં પાર;
છત્રપતિ તો ચાલ્યા ગયા તેનાં, બાંધ્યાં રહ્યાં ઘરબારરે— પ્રાણિયા. ૨
ઉપર ફુલડાં ફરફરે ને, હેઠે શ્રીફળ ચાર;
ઠીક કરીને ઠાઠડીમાં ઘાલ્યો, પછી પુંઠે પડે પોકારરે— પ્રાણિયા. ૩.
સેજ તળાઇ વિના સુતો નહીં ને, કરતો હુન્નર હજાર;
ખોરી ખોરીને બાળશેરે જેમ, લોઢું ગાળે લુહારરે— પ્રાણિયા. ૪.
સ્મશાન જઇને ચેહ ખડકી, ઉપર કાષ્ટનો ભાર;
અગ્નિ મૂકીને અળગા રહે, પછી અંગે ઝરે અંગારરે— પ્રાણિયા. ૫.
સ્નાન કરવા સૌ ચાલિયાં મળી. નર સઘળાં ને નાર;
ભોજાભગત કહે દશ દાડા રડી, વળતી મૂકયો વિસારરે— પ્રાણિયા. ૬.

———

## પદ ૨૬ ચાબખો ૨.

જીવને શ્વાસ તણી સગાઇ, ઘરમાં ઘડી ન રાખે ;ભાઇ. ટેક.

બાપ કહે છે બેટો અમારો, માતા મંગળ ગાઇ;
બેની કહે છે બંધવ અમારો, ભીડ પડે ત્યાં ભાઇ— જીવ. ૧.
લીપ્યું ને ગુંપ્યું આંગણું ને, કાઢ્યા વેળાં થઇ;
અડશો માં તમે અભડાશો, એમ લોક કરે ચતુરાઇ— જીવ. ૨.
ઘરની નારી ઘડી ન મૂકે, અંતે અળગી રહી,
ભોજાભગત કહે કંથ વળાવી, તરત બીજાને ગઇ— જીવ. ૩.

---

## પદ ૨૭ ચાબખો ૩.

મૂરખો રળી રળી કમાણોરે, માથે મેલશે મોટો પાણો. ટેક.
ધાઇ ધૂતીને ધન ભેળું કીધું, કોટિ ધ્વજ કહેવાણો;
પુન્યને નામે પાઇ ન વાપરી, અધવચમાં લૂંટાણોરે—મૂરખો. ૧.
ભર્યાં કોઠાર તારા ધર્યાં રહેશે, નહિ આવે સાથ દાણો;
મશાણની રાખમાં રોળાઇ ગયા કૈંક, કોણ રંકને કોણ રાણોરે—
મૂરખો. ૨.
મંદિર માળિયાં મેલી કરીને, નીચે જઇ ઠેરાણો;
ભોજાભગત કહે મુવા પછી જીવ, ઘણો ઘણો પસ્તાણોરે— મૂરખો. ૩.

---

## પદ ૨૮ ચાબખો ૪.

ભકિત શીશતણું સાટું રે, આગળ વસમી છે વાટું. ટેક
એક દિવસતો આવી બની, રાજા મોરધ્વજને માથે;
કાશિયે જૈને કરવત મૂકાવ્યું, હરિજનને હાથે રે— ભકિત. ૧.
સત્યને કારણે ત્રણે વેચાણાં, રોહીદાસને રાણી;
રૂષિને વાસ્તે રાજા વેચાણો, ભરવાને પાણીરે— ભકિત. ૨.
શેઠ સગાળશાને ચંગાવતી, જેણે એવું વ્રત લીધું;
ચેલૈયાનું શીશ કાપીને, સાધુને દીધું રે— ભકિત. ૩.

પેહેરો પટોળાં પ્રેમનાંરે, તમે શૂરવીર થઇ ચાલો ;
ભોજોભગત કહે ગુરુ પ્રતાપે, અમરાપુર મ્હાલોરે— ભક્તિ. ૪.

---

## પદ ૨૯ ચાબખો. ૫.

દુનિયા દિવાની કહેવાશેરે, ભુંડી ભીંતોમાં ભટકાશે— ટેક.
પાપ જયારે એનું પ્રગટ થાશે ત્યારે, ભુવા જતિ ઘેર જાશે ;
ધુણી ધુણીને એની ડોકજ દુઃખશે, ને લેનારો લઇ ખાશેરે.—
દુનિયા. ૧
સ્વર્ગમાં નથી સુપડુંને, નથી ખાંડણિયો ને ઘંટી ;
દુધ ચોખાના જમનારા તમે, કેમ કરી જમશો બંટીરે— દુનિયા.
૨.
ઢોંગ કરી ધુતવાને આવે ત્યારે, હાથ બતાવવા સૌ જાશે ;
કયારે આના કર્મનું પાનું રે ફરશે, અને કયારે પુત્રજ થાશેરે—
દુનિયા. ૩.
કીમિયાગર કોઇ આવી મળે ત્યારે, ધનને વાસ્તે ધાશે ;
ભોજો ભગત કહે ભ્રમણામાં ભમતાં, ગાંઠની મૂડી ગમાશેરે—
દુનિયા. ૪.

---

## પદ ૩૦ ચાબખો ૬.

ભેખતો ભાવર થકી ભુંડારે, મેલા અંતરમાં ઉંડા— ટેક.
ટકો પૈસો ટેલ ગામ ગામ નાંખે, વળી ખેતર ખેતર કુંડાં ;
જેની વાંસે ધાય તેનો કેડો ન મેલે, જેમ કટકનાં લુંડાંરે—ભેખ.
૧.
ત્રાંબિયા સારૂ ત્રાગું કરેને વળી, કામ ક્રોધના ઉંડા ;
ધન ધુતવા દેશદેશમાં ફરે, જેમ મલકમાં સુંડારે— ભેખ. ૨.

ગામ બધાની ચાકરી કરેને, ઘેર રાખે અગન કુંડા;
ભોજો ભગત કહે કર્મની કોટી, પાપ તણા ઝુંડારે— ભેખ. ૩.

---

## પદ ૩૧ ચાબખો ૭.

જોઇ લો જગતમાં બાવારે, ધર્યા ભેખ ધુતીને ખાવા— ટેક.
જ્યાં પ્રેમદા ઘણી પાણી ભરે, ત્યાં જાય નિત નિત ન્હાવા;
રાંડી છાંડી નારનો નર ઘર ન હોય ત્યારે, બાવોજી બેસે ગાવારે—
જોઇ લો. ૧.
લોકનાં છોકરાંને તેડી રમાડે, વળી પરાણે પ્રીત થાવા;
ગૃહસ્થની સ્ત્રી રીસાઇ જાય ત્યારે, બાવોજી જાય મનાવારે—
જોઇ લો. ૨.
ધુપ કરે ને બાવો ધ્યાન ધરે, ભોળા લોકને ભરમાવા;
ભોજો ભગત કહે બાવેસું સેવે એને, જમ પુરીએ જાવારે—
જોઇ લો. ૩.

---

## પદ ૩૨ ચાબખો ૮.

ભરમાવી દુનિયા ભોળીરે, બાવો ચાલ્યો ભભુત ચોળી— ટેક.
દોરા ધાગા ને વળી ચીઠ્ઠી કરીને, આપે ગણકારૂ ગોળી;
જીવને હણતાં દયા ન આણે, જેમ ભીલ કાફર કોળીરે—
ભરમાવી. ૧.
નિત નિત દર્શન નિમ ધરાવે, ઘેર આવે ત્રિયા ટોળી;
માઇ માઇ કરીને બાવો બોલાવે, હૈયે કામનાની હોળીરે—
ભરમાવી. ૨.
સઘળાં શિષ્યને ભેળાં કરી ખાય, ખીર ખાંડને પોળી;
ભોજો ભગત કહે ભવસાગરમાં, બાવે માર્યાં બોળીરે—
ભરમાવી. ૩.

---

## પદ ૩૩ ચાબખો ૯.

મૂરખની ડાઢડી થઇ ધોળીરે, હૃદયામાં નવ જોયું ખોળી— ટેક
ખડ વાઢીને ભેગું કર્યું પણ હાથ નાં રહી કોડી;
વેચ્યા ટાણે વેચ્યું નહિ, પછી પીઠ પડી મોળીરે— મુરખની. ૧.
બગલો થઇને આરે બેઠો, ચાંચ કરી પોળી;
આરેથી કાંઇ આ'ર મળ્યો નહીં, દરિયો દીધો ડોળીરે— મુરખ. ૨.
મનખા દેહી જેવો મોલ પાકયોને, તેમાં પડીઆ કોળી;
વાવ્યા વિના તે કયાંથી પામશે, કોશું ખાશે ચોળીરે— મુરખ. ૩.
વારતાં વારતાં વારે ચડતો, માલ લાવતો ચોરી;
ભોજો ભગત કહે ત્રણ ચાર લાગશે, તીર તરવારને ગોળીરે—
મુરખની. ૪

---

## પદ ૩૪ ચાબખો ૧૦.

મન ચડયું મોટપને માળેરે, પ્રભુ એની વેળા કેમ વાળે. ટેક.
માહાજન કહે અમે ધર્મી કે'વાઇયે, દૂધ પાઇ મીંદડાંને પાળે;
મોટું થાય ત્યારે મોકળું મૂકે, પછી ઉંદરનો દાટ વાળે— મન. ૧.
ચાર પાંચ ભેંસો આંગણે દુજે, છોરાંનાં પેટડાં બાળે;
આડોશી પાડોશી છાશ લેવા આવે ત્યારે, વાલાં સગાંનો સોગ
પાળેરે— મન. ૨.
ખોટી દાનત તેથી ખાવા મળે નહિ, દીકરીનું ઘરેણું ગાળે;
સાસરે જાયને સાસુ પૂછે ત્યારે, માવતરનું મોં વાળેરે— મન. ૩.
સોનું શોધે ને રૂપું શોધે, કથીરને શું ગાળે;
ભોજોભગત કહે કાંસા કૂટને, પિત્તળ શું ઉજાળેરે— મન. ૪.

---

## પદ ૩૫ ચાબખો

મૂરખે નાર કુભારજા આણીરે, એનું ઘર થયું ધૂળધાણી. ટેક.
પાંચ મણની લાપસી ભરડી, માણાની ભુંજી ધાણી;
ઘીના ઘોણીઆ ઢોળી નાંખ્યા, દૂધમાં રેડયું પાણીરે— મૂ. ૧.
વારપરબે વઢવાડ કરેને, કળો કરે જાણી જાણી;
છોકરાને માથે છણકા કરે ને, ચુંટિયા લે તાણી તાણીરે— મૂ. ૨.
ખરેબપોરે રસોઇ નિપજાવેને, શેંઢે જાતી પાણી;
છોકરાંને મારી સુવાડે પછી, જાય ઓલાવા રાત જાણીરે— મૂ. ૩.
ટાઢું શીળું કંથ આગળ ઝોંશે, મરે જ્યારે ભૂખ તાણી;
સાંઝ પડે ઘેર ભાટકીને આવે, ઉપર જાતાં રીસાણી— મૂ. ૪.
પટિયાં પાડી આંખ આંજીને આથડે, સાસરે પિયર ન સમાણી;
ભોજાભગત કહે ગુરુ પ્રતાપે, ઉતરેલ નાર શીદ આણી— મૂ. ૫.

---

## પદ ૩૬ ચાબખો ૧૨.

એવું દુઃખ જગતમાં ભાળીરે, પરણી નાર પિયર પાછીવાળી. ટેક.
કડલાં કરાવું ત્યારે કાંબિયોને બળગે, વીંટી ઘડાવું ત્યારે વાળી;
ચરણિયો શિવડાવું ત્યારે, સાડલો માગે, કાપડું કરાવે કળીયાળીરે— એવું. ૧.
વઢતીરે સુવે ને વઢતીરે ઊઠે, કજીયામાં છે મ્હાકાળી;
ઉજળું મુખ એનું કદિયે ન દીઠું, આઠે પહોર ઓશિયાળીરે.— એવું. ૨.
બેચાર બાળકો ને બેચાર બાળકી, પેટમાં નાંખે પાળી;
ખાવું ખાવું કરતાં ખસવા દે નાહીં, જાતાં રાખે ઝાલીરે— એવું. ૩.
એક કહે મને ઘરિયો અપાવે, બીજો કહે મને જાળી;
ત્રીજો કહે મને ડગલી શિવડાવો, ને ચોથો લે પેટ પાળીરે— એવું. ૪.
બારણેરે આવ્યા પાંચ પરોણા, ધાઈને તે ઘરમાં પેઠી;
છોકરાંને ધમચી મચાવેને, ચોંટિયા લે તાણી તાણીરે— એવું ૫.

પટોળાં લઇ મેંતો પિયર વળાવી, ને દુઃખડાં મેલ્યાં ટાળી;
ભોજોભગત કહે હરિ ભજવા ન દે; તેને ઘરમાં રાખે કોણ
ઘાલીરે—એવું, ૬.

---

## પદ ૩૭ ચાબખો ૧૩.

ભક્તિ શૂરવીરની સાચીરે, લીધા પછી નહીં મેલે પાછી. ટેક.
મનતણો જેણે મોરચો કરીને, વઢિયા વિશ્વાસીરે;
કામ ક્રોધ મદ લોભતણે, ગળે દીધી ફાંસીરે— ભક્તિ. ૧
શબ્દના ગોળા જ્યારે છૂટવા લાગા, મામલો ગઢમાચીરે;
કાયર હતા તે કંપવા લાગ્યા, એતો નિશ્ચે ગયા નાસીરે—ભક્તિ. ૨.
સાચા હતા તે સન્મુખ ચડ્યાને, હરિ સંગે રહ્યા રાચી;
પાંચ પચીસથી પરા થયા, એક બ્રહ્મ રહ્યા ભાસીરે— ભક્તિ. ૩.
કર્મનાં પાશળાં કાપી નાખ્યાં, ભાઇ ઓળખ્યા અવિનાશી;
અષ્ટ સિદ્ધને ઇચ્છે નહીં, થઇ મુક્તિ તેની દાસીરે— ભક્તિ. ૪.
તન મન ધન જેણે તુચ્છ કરી જાણ્યાં, અહોનિશિ ઉદાસી;
ભોજોભગત કહે ભડ થયા એતો, વૈકુંઠના વાસીરે— ભક્તિ. ૫.

---

## પદ ૩૮ ચાબખો ૧૪.

મોજું કોઇ મરજીવા માણેરે, શીશ સાટે સોંઘા હરિ જાણેરે. ટેક.
રણક્ષેત્રમાં રીડયું થયું, તન વેધ્યું વ્રેહેને બાણે;
સત્યને મારગે ચાલિયા તેને, વેરી વખાણેરે— મોજું. ૧.
પોતાના દેહનું પેન્જયું રોપ્યું, કેની મનમાં ભય ન આણે;
ધર્મ શ્રીંગાણે ભજી ગયા, તન ત્રુટ્યા લગણ તાણેરે— મોજું. ૨.
પ્રભુની પાસે પાખંડ નહિ ચાલે, તમે ચેતી લેજો [illegible]ણે;
કુડિયા હશે તેને ત્યાં યમરાજા, ઘાલશે લઇ ઘાણેરે— મોજું ૩.

સદ્ગુરુજીના શબ્દ સુણી, રાજ્ય છોડી દીધું રાણે ;
ભોજાભગત કહે ભજન કરીને. નર નિપજ્યા નિર્વાણેરે— મોજું ૪.

---

## પદ ૩૯ ચાબખો ૧૫.

મન ચડ્યું મોટપને ગેટેરે, તેણે કરી રહ્યો સાહેબ છેટે. ટેક.
અંતરની કાલપ અજ્ઞાની, જીવની કેમ મેટેરે ;
દેખવા માત્ર દીસે રૂપાળો, જયમ રંગ કાઢ્યો ટેટેરે— મન. ૧.
માયાના મદમાં ફરે મસ્તાનો, જ્યેમ ડીલ ઘાલ્યું ઘેટેરે ;
હકનાં હાલ્યો ને ખાધું હરામનું, બોળ્યું બાપનું કૂળ બેટેરે—મન. ૨.
જોબનમાં તુંને યુવતી વા'લીને, ફર્યો રાતદિયે રેટેરે ;
ભોજાભગત કહે ભાવ વિનાના તુંને, ભૂધર કેમ ભેટેરે —મન. ૩

---

## પદ ૪૦ ચાબખો ૧૬.

મૂરખા જનમ ગયો તારોરે, બાંધ્યો પાપતણો ભારો. ટેક
નામ સાંભળતાં નિદ્રા આવે, હરિરસ લાગે ખારો ;
અમૃત રસને અળગો કરીને, કર્યો વિષયરસ પ્યારોરે— મૂરખા. ૧.
મોહાંધ થઈને માયા ખરચે, તેમ સગાં કહે સારો ;
સાધુ દેખીને મોઢું સંતાડે, તેં ધોયો ગારે ગારોરે— મૂરખા. ૨.
હમણાં તારો હુકમ ચાલે છે, દે છે સહુને ડારો ;
ધર્મના દૂત જ્યારે ધક્કા દેશે, ત્યારે કોય નથી આરોરે— મૂરખા. ૩
હરિ તલેતલનો હિસાબ લેશે, ને મોકમ દેશે મારો ;
ભોજાભગત કહે સદ્ગુરુ વિના, કોય નહીં રાખણહારોરે— મૂરખા. ૪.

---

## પદ ૪૧ ચાબખો ૧૭.

મનવા રેની ભજનમાં ભળી, આતો વેળા જાય છે વળી. ટેક.

જોબનના દાહાડા જાતા રહેશે, જેમ કરમાય છે કળી ;
જરા આવે કાંઇ જોર નહીં ચાલે, પછી પિંખાશે પળી— મનવા. ૧.
સંઘર્યું હશે તે સાથે નહીં આવે, સરવે જાશે સળી ;
હેતે કરીને વાવરજે હાથે, બાકીનું જાશે બળી— મનવા. ૨.
માનવી ઝાડ છે મૂળ વિનાનું, ધર્મવિણ જાશે ઢળી ;
આગળ ખાવાનેઅભાગિયા, કાંઇક મૂડી લે ને મલી— મનવા. ૩.
કાળનું દળતો કારમું આવશે, દેહ નાંખશે દળી ;
ભોજોભગત કહે ધર્મ રહેશે, બીજું સરવે જાશે ટળી— મનવા ૪.

---

## પદ ૪૨ ચાબખો ૧૮.

મૂરખો કાલની વાતું કરેરે, માથે કાળનું ચક્કર ફરે. ટેક.
કહે કઇકને નહિ કરવું એવું, નિજ કરતો નવ ડરે.
વિષય વિકારમાં ફરે વલખતો, પારકા ઘરમાં ગરે— મૂરખો. ૧.
સ્વારથમાં જીવ ચાલે ચોધારો, અસત્ય ઘણું આચરે ;
છળ છેતર ને દગાબાજી કરી, પારકાં ધનને હરે— મૂરખો. ૨.
ધર્મને મારગે ઢુંકડો ન આવે, પાપમાં પગલાં ભરે ;
સુમની માયા સંઘરી રહેશે, કાં વેશ્યા નારીમાં વાવરે-મૂરખો. ૩.
તેથી ચોરાશી સહી કરી જીવ, અલ્પ થઇ અવતરે ;
ભોજોભગત કહે ભજન કર્યાવિના, ભૂંડે હાલે મરે— મૂરખો. ૪.

---

## પદ ૪૩ ચાબખો ૧૯.

લોભ રહ્યો હૃદયમાં વસીરે, મુરખને શીખામણ કસી. ટેક.
સંતની નિંદા સારી લાગે, જીવ તેમાં રહે એસી ;
પરમારથથી પાછો ભાગે જીવ, ત્યાંથી ઉઠે ખસી— લોભ. ૧.
ધર્મનું કામ કોય કહેવા આવે, તેને સામો ઉઠે ભસી ;

રામના નામ વિના બીજું લવે, જીભ કાપવી જોઇયે ઘસી- લોભ. ૨.
વખાણ પોતાનાં વાહાલાં લાગે, જીવ તે શું બોલે હસી;
કોઇકનું રૂડું કાને સાંભળતાં, મોઢે ઢાલે મસી— લોભ. ૩.
મોતથી બચવા મથ્યો ઘણું તોય, કાળે લીધો ધસી;
ભોજોભગત કહે ભૂત થઇને જીવ, ભમિયો મૂવા પછી-લોભ. ૪.

---

## પદ ૪૪ ચાબખો ૨૦.

મૂરખા મતિ ફરી તારીરે, મેલ્યા વિઠ્ઠલ વીસારીરે. ટેક.
જન્મ થયા પેહેલાં જઠરામાં, તું કહેતો પોકારીરે;
બહાર આવ્યા પછી બુદ્ધિ હણાણી, હરિ હીરો ગયો હારીરે–મૂરખા. ૧.
દોલત દેખી જીવ થયો દિવાનો, બોલે અવળું અહંકારીરે;
પુણ્ય કર્યાવિના પછી થઇશ, ભવોભવ ભિખારીરે- મૂરખા. ૨.
ભાત ભાતનાં ભોજન તજીને, થયો અખાજનો આહારીરે;
ચોરી છીનાળીને સુરા પાને, ગયાં નર્કે નરનારીરે- મૂરખા. ૩.
સાચો થઇ જા સદગુરુ ચરણે, લેશે ઉગારીરે;
ભોજોભગત કહે ગુરુ પ્રતાપે, માન શીખામણ સારીરે- મૂરખા. ૪.

---

## પદ ૪૫ ચાબખો ૨૧.

જગતમાં શું રહ્યા માલીરે, ભરાણી પાપતણી પાલીરે. ટેક.
ભામની મળી જાણે ભગવાન મળિયા, એવી અંતરમાં વ્હાલીરે;
કામની કાંઇ તારે કામ ન આવે, સુખ જાશે ચાલીરે—જગતમાં. ૧.
અલખ ધણીની ઓળખ પડી, એની ખેપ નહીં જાયે ખાલીરે;
ભરમે થકા ભવ ભૂલી ગયા એને, દંડ જમ જાશે ઝાલીરે- જગતમાં. ૨.
પેટ ચોળીને શૂળ ઉપજાવ્યું, ને જીવને ઘાત ઘાલીરે;
ભોજોભગત કહે ભજન કર્યા વિના, ઠકરાઇ છે ઠાલીરે- જગતમાં. ૩.

---

## પદ ૪૬ ચાબખો ૨૨.

આ છે પંખીડાંનો મેળોરે, ભવોભવ નહીં રહે ભેળો. ટેક
સરવે વાતે સંપ કરીને, કુસંપ પરો મેલો ;
હરિ ભજ્યામાં હાંસલ છે, એ વિચાર પેહેલોરે— આ છે. ૧.
નર જાણે હવે નિર્ભે થયા ને ઘણા, અવસર છે અધુરો ;
હરિ ભજ્યાવિણ હાણ ઘણી છે, ડહાપણ શું ડોળોરે- આ છે. ૨.
જન્મ ધરી જેણે હરિ ભજ્યા નહીં, આખર ઉભેળોરે ;
ભોળાભગત કહે ઉપટી જાશે, પતંગ રંગ પીળોરે- આ છે. ૩.

---

## પદ ૪૭ ચાબખો ૨૩.

સેજે સૂતા જન જાગોરે, મુક્તિ હરિ કને માગોરે. ટેક.
આત્મ તત્વને લીઓ ઓળખી, સંત ચરણે લાગોરે ;
અનુભવે રામને ઓળખો, તમે તૃષ્ણાને ત્યાગોરે— સેજે. ૧.
ચાબખડો સદ્દગુરુતણો, જેને ત્રેડે ઘણો લાગ્યોરે ;
શુદ્ધ વિચારી સંસારિયામાં, ભ્રમણા ને ભાંગોરે— સેજે. ૨
સદ્દ્ગુરુની સેવા કરીને, પેરી લ્યો પ્રેમનો વાઘોરે ;
ભોળાભગત કહે હરિ ભજ્યાવિણ, નર જાશે નાગોરે— સેજે. ૩.

---

## પદ ૪૮ ચાબખો ૨૪.

મન તું હજી શીખામણ માન, એક દિન જાવું છે શમશાન. ટેક
લખચોરાશી અવતાર ધરી, ને ખરી ભોગવી આણ ;
એ તારો અવગુણ ઘણો છે, હરિ ભજ્યા વિણ હાણ- મન તું. ૧.
ભજન કરોતો ભય મટે, સંત શબ્દ ધરઓ કાન ;
અમર દેવને આરાધી લેજો, સમજ સદ્દગુરુની સાન- મન તું. ૨.
શુદ્ધ વિચારીને ચાલજો ભાઇ, રહેવું પડશે રાન ;

મુવા પછી નથી માણવું, વાંસે સગાં કરે સ્નાન- મન તું. ૪.
રાજા પરીક્ષિત પામીઓ, ભુવન પતિ ભગવાન;
સાત દિવસ સાંભલ્યું એવું, ગોવિંદ કેરૂં જ્ઞાન- મન તું. ૪.
પ્રેમપદને પામવા, તું મેલી દે મનની તાણ;
ભોજોભગત કહે ગુરુ પ્રતાપે, ભક્તિ છે નિરવાણ- મન તું. ૫.

---

## પદ ૪૯ ચાબખો ૨૫

ભવમાં ભજન કરી લે ભાઇ, અંતરમાં કાંરે રહ્યો મુંઝાઇ. ટેક.
સગાં કુટુંબને પરિવાર, એ કૂડી છે સગાઇ;
મુવા પછી માનવીઓ વાંસે, કર્મની છુટશે કાંઇ- ભવમાં. ૧.
કામ ક્રોધ કાયાને ખાશે, ભોયંગભિતર ભાઇ;
સુરાપાનની અંદર મળતાં, ઉઠે અચાનક લાઇ- ભવમાં. ૨.
નિર્ભે નાર મંદોદરી મીરાં, ચાલી કર્મો બાઇ;
પીપા પ્રલ્હાદ ધ્રુવ અમરીખ, નરહર સેના નાઇ- ભવમાં. ૩.
અતિ સુખ આવે શ્યામ સમરતાં, મેલી દે મમતા માઇ;
પળ ઘડીમાં પાછું વળવું, જેમ વંટોળીઓ વાઇ— ભવમાં. ૪.
અવસ્થા પહોંચી ને ઊઠી ચાલ્યા, સુરનર ગયા સમાઇ;
ભોજોભગત કહે ગુરુ પ્રતાપે, શામળીઓ સુખદાઇ— ભવમાં. ૫.

---

## પદ ૫૦ ચાબખો ૨૬.

કર્યું મારા વા'લાનું થાશેરે, બીજા તુંને ઓસડ કોણ પાશે. ટેક.
માંદો થઇને માંચે સુવે, અંગમાં પીડા થાશે;
પુનને નામે પૈસો ન વાવર્યો, પછી વૈદને તેડવા જાશે- કર્યું. ૧.
સગું કુટુંબ સહુ ઘેરીને બેઠું, સહુ કહે સાજો થાશે;
કાની લાગી કરમની પછી, ખાવું તે ક્યાંથી ખાશે— કર્યું. ૨.

## પદ ૪૬ ચાબખો ૨૨

આ છે પંખીડાંનો મેળોરે, ભવોભવ નહીં રહે ભેળો. ટેક
સરવે વાતે સંપ કરીને, કુસંપ પરો મેલો;
હરિ ભજ્યામાં હાંસલ છે, એ વિચાર પેહેલોરે— આ છે. ૧.
નર જાણે હવે નિર્ભે થયા ને ઘણા, અવસર છે અધુરો;
હરિ ભજ્યાવિણ હાણ ઘણી છે, ડહાપણ શું ડોળોરે- આ છે. ૨.
જન્મ ધરી જેણે હરિ ભજ્યા નહીં, આખર ઉભેળોરે;
ભોજોભગત કહે ઉપટી જાશે, પતંગ રંગ પીળોરે- આ છે. ૩.

---

## પદ ૪૭ ચાબખો ૨૩.

સેજેં સૂતા જન જાગોરે, મુક્તિ હરિ કને માગોરે. ટેક.
આતમ તત્ત્વને લીઓ ઓળખી, સંત ચરણે લાગોરે;
અનુભવે રામને ઓળખો, તમે તૃષ્ણાને ત્યાગોરે— સેજેં. ૧.
ચાબખડો સદગુરુતણો, જેને વેહે ઘણો લાગ્યોરે;
શુદ્ધ વિચારી સંસારિયામાં, ભ્રમણા ને ભાંગોરે— સેજેં. ૨
સદ્‌ગુરુની સેવા કરીને, પેરી લ્યો પ્રેમનો વાઘોરે;
ભોજોભગત કહે હરિ ભજ્યાવિણ, નર જાશે નાગોરે— સેજેં. ૩

---

## પદ ૪૮ ચાબખો ૨૪.

મન તું હજી શીખામણ માન, એક દિન જાવું છે શમશાન. ટે
લખચોરાશી અવતાર ધરી, ને ખરી ભોગવી આણ;
એ તારો અવગુણ ઘણો છે, હરિ ભજ્યા વિણ હાણ- મન તું. ૧
ભજન કરોતો ભય મટે, સંત શબ્દ ધરજો કાન;
અમર દેવને આરાધી લેજો, સમજ સદગુરુની સાન- મન તું. ૨
શુદ્ધ વિચારીને ચાલજો ભાઇ, રહેવું પડશે રાન;

પાંડવ ઉપર કૌરવ કોપ્યા, દ્રૌપદીનાં ચીર લેવા ;
ભોજાભગત કહે ભલે પધાર્યા, સંતોને દરશન દેવારે— આતમા. ૪.

---

## પદ ૫૩ ચાબખો ૨૯.

મૂરખો માની રહ્યો મારૂંરે, તેમાં કાંઇયે નથી તારૂં. ટેક.
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂંરે ;
ચૌદ ચોકડીનું રાજ્ય ચાલ્યું ગયું, રાવણાદિક વાળું રે— મૂરખો. ૧.
દુઃખને તો કોઇ દેખે નહીં ને, સુખ લાગે સારૂંરે ;
વેળા વેળાની છાંયડી, હમણાં વળી જાશે વારૂંરે— મૂરખો. ૨.
પૂરણ પદવી પામ્યો નથીને, આ તન ઉધારૂંરે ;
ભોજાભગત કહે રાખો રૂદેમાં, પ્રભુ ભજન પ્યારૂંરે—મૂરખો. ૩.

---

## પદ ૫૪ ચાબખો ૩૦.

મનમાં જે કરતા મોટાયુંરે, એની ઉપડી ગઇ પાયુંરે. ટેક.
જ્યારે બાળકનો જન્મ થયો, ત્યારે પડિયું વધાયુંરે ;
જમડા આવીને જીવ લઇ જાશે, એની વાંસે રૂવે બાયુંરે—મનમાં. ૧.
નોબત નિશાન ને ચમર ઢળતાં, ચોય દશ ફોજું છાયુંરે ;
ઊઠી ગયા ને ઉજડ થયાં, ગઢ કોઠા ને ખાયુંરે— મનમાં. ૨.
ચાકર આવી સલામું ભરતા, કરતા ઠકરાયું ;
આકડાના તૂર જેમ ઉડી ગયા, જેમ વંટોળીએ વાયુરે— મનમાં. ૩
સદગુરુ સંતને જેણે સેવ્યા, તેની ધન ધન કમાયું ;
ભોજાભગત કહે વૈકુંઠ પૂગ્યા, તે દેતા નગારે ઘાયુંરે— મનમાં. ૪.

---

## પદ ૫૫ ચાબખો ૩૧.

ખુટલને મન ખરખરો થાશેરે, જીતી બાજી હાથેથી જાશેરે. ટેક.

દીવામાં જ્યારે દીવેલ થોડું, વાટ કોરી કહેવાશે;
ભજવું હોય તો ભજી લેજો, આ ઉગ્યો તે આથમી જાશે-કર્યું. ૩
સાધુ બ્રાહ્મણની સેવા કરતાં, ભવસાગર તરાશે;
ભોજોભગત કહે ગુરુ પ્રતાપે, ગુણ ગોવિંદના ગાશે-- કર્યું. ૪

---

## પદ ૫૧ ચાબખો ૨૭.

જીવ તું જોને અભાગિયા જાગીરે, તારા બારમાથે બે ગ્યા વાગી. ટેક.
નાનો હતો ત્યારે કાંય ન સમજ્યો, મમતા ઘણેરી લાગી;
ધોળાં આવ્યાં ને ધ્રુજવા લાગ્યો, પછી ઢીલા તે ઢોલ ગ્યા વાગી-જીવ ૧
જોબનિયું તારૂં જાશે જખ મારતું, અને જરા જંજેરવા લાગી;
ઘરનો છોકરો વઢવેડ કરશે, કહેશે ઘરડાને મેલો કાઢી- જીવ. ૨.
માલ ખજાના દરિયામાં હોમશે, વ્હાણ જાશે તારૂં ભાંગી;
દરિયામાં ડુબકાં દેશો પછી તો, લોભના લોર ગ્યા લાગી- જીવ. ૩
પાંચ સાત ઘોડે સામટે ચડતો, નોબત નગારાં વાગી;
પાલખી બેસી પાણી મગાવતો, તારી કાયા લઇ જાશે નાગી- જીવ. ૪.
આજકાલ કરતાં આવ્યો તારો વાયદો, નેણે ન જોયું જાગી;
ભોજોભગત કહે કાંય ન સમજ્યો, શીખામણ નવ લાગી- જીવ. ૫.

---

## પદ પર ચાબખો ૨૮.

આતમા ગુણ હરિના એવારે, દૂધમાં જેમ સાકર મેવા. ટેક.
નરસી મેતાની હુંડી શીકારી, દ્વારિકા મધે દેવા;
ધુણીધર થઇને રોકડા આપ્યા, નવીજ છાપના જેવારે— આતમા. ૧,
કુંવરબાઇનું મામેરૂં પૂર્યું, કાંઇ નવ રાખ્યું કેવા;
સોળસો ગોપીમાં રાસ રમ્યા વાલો, જ્યાં જોઇએ ત્યાં તેવારે--આતમા. ૨.
ભૂપનું નોતરૂં પાછું વાળ્યું, દુર્યોધનના મેવા;
એઠાં બોર ભીલડીનાં આરોગ્યા, હજાર હાથ કર્યા લેવારે-આતમા. ૩.

પાંડવ ઉપર કૌરવ કોપ્યા, દ્રૌપદીનાં ચીર લેવા;
ભોજોભગત કહે ભસે પધાર્યાં, સંતોને દરશન દેવારે— આતમા. ૪.

---

## પદ ૫૩ ચાબખો ૨૯.

મૂરખો માની રહ્યો મારૂંરે, તેમાં કાંઇયે નથી તારૂં. ટેક.
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂંરે;
ચૌદ ચોકડીનું રાજ્ય ચાલ્યું ગયું, રાવણાદિક વાળું રે— મૂરખો. ૧.
દુઃખને તો કોઇ દેખે નહીં ને, સુખ લાગે સારૂંરે;
વેળા વેળાની છાંયડી, હમણાં વળી જાશે વારૂંરે— મૂરખો. ૨.
પૂરણ પદવી પામ્યો નથીને, આ તન ઉધારૂંરે;
ભોજોભગત કહે રાખો રૂદેમાં, પ્રભુ ભજન પ્યારૂંરે— મૂરખો. ૩.

---

## પદ ૫૪ ચાબખો ૩૦.

મનમાં જે કરતા મોટાયુંરે, એની ઉપડી ગઇ પાયુંરે. ટેક.
જ્યારે બાળકનો જન્મ થયો, ત્યારે પડિયું વધાયુંરે;
જમડા આવીને જીવ લઇ જાશે, એની વાંસે રૂવે બાયુંરે— મનમાં. ૧.
નોબત નિશાન ને ચમર ઢળતાં, ચોય દશ ફોજું છાયુંરે;
ઊઠી ગયા ને ઉજડ થયાં, ગઢ કોઠા ને ખાયુંરે— મનમાં. ૨.
ચાકર આવી સલામું ભરતા, કરતા ઠકરાયું;
આકડાના તૂર જેમ ઉડી ગયા, જેમ વંટોળીએ વાયુરે— મનમાં. ૩
સદગુરુ સંતને જેણે સેવ્યા, તેની ધન ધન કમાયું;
ભોજોભગત કહે વૈકુંઠ પૂગ્યા, તે દેતા નગારે ઘાયુંરે— મનમાં. ૪.

---

## પદ ૫૫ ચાબખો ૩૧.

ખુટલને મન ખરખરો થાશેરે, જીતી બાજી હાથેથી જાશેરે. ટેક.

કોઇ કહ્યું નથી માનતા, પણ દેહી દુઃખ બહુ સહેશેરે;
ભલા ભલાયું કરી લેજો, આ રંગ જાતો રહેશેરે— ખુટલને. ૧
હુક નથી હાલતો હરિ ભજ્યાવિના, કાળ ગળી જાશેરે;
ચોય દશના ચેહુઉપર પછી, વાવલિયા વાસેરે— ખુટલને. ૨.
વિચર કરીને વાવ્યા વિના, ફળ કયાંથી થાશેરે;
ભોજાભગત કહે ભજન કર્યાં વિના, નીર ખારે ન્હાશેરે— ખુટલને. ૩.

---

## પદ ૫૬ ચાબખો ૩૨.

દેખો દેહ ધરી દેવારે, કરી લો સંતોની સેવારે. ટેક.
સજના હુસના પાર પોચાડ્યા, પારાધી જેવારે;
બંધન કરમનાં કાપી નાંખ્યાં, અલખ ધણી એવારે— દેખો. ૧.
ભૂપનું નોતરૂં માન્યું નહીં, સુકયા હરીએ મેવારે;
વખત જાય છે કરો ન વગધ્યાં, લક્ષ્મીવર લેવારે— દેખો. ૨.
જરણા કં। જાળવજો ભાઇ, પ્રેમરસ પીવારે;
ભોજાભગત કહે ભાવેં ભજજો, રામ ચરણે રેવારે— દેખો. ૩.

---

## પદ ૫૭ ચાબખો ૩૩.

મૂરખને કેઇપેરે સમજાવુંરે, નિશ્ચે નરકમાં જાવું. ટેક.
સવળું કહેતાં અવળું લાગે, કહીને મહૈ થાવું;
વાદ કરીને વઢવાડ કરે, અમૃત તજી વિષ ખાવું— મૂરખને. ૧.
ખાટકીવાંસે ઘેટો ચાલ્યો જાય, મ્હાજન જાણે મૂકાવું;
ઇંદ્રોસવાદે અવળો ચાલે, તેને ઊંવે માથે ટીંગાવું— મૂરખને ૨.
સનેપાતનો ચાળો થયો તેને, ઝાઝું ઓષડ શું પાવું;
ભોજાભગત કહે પ્રગટ પારખું, પિત્તળમાં શું તાવું— મૂરખને ૩.

---

## પદ ૫૮ ચાબખો ૩૪.

જીવ તું વેળા વરતી લે, માથે મરણતણો છે ભે. ટેક.
મોટા મોટા નૃપ ચાલ્યા ગયા, તારૂં જોર શું છે;
રિદ્ધિ સિદ્ધિ પડી રહી તેની, મનમાં વિચારી લે— જીવતું. ૧.
પરસ્ત્રીનું ગમન કરવામાં, સ્વાદ લાગ્યો તુંને;
આગળ તારૂં શુંરે થાશે, એવી મનમાં નથી ભે— જીવતું. ૨
પરનિંદા કરવામાં પૂરો, હરિરસ લાગે ખારો;
ભોજાભગત કહે રામ ભજ્યાવિના, જડે મોચડાનો માર— જીવતું. ૩.

---

## પદ ૫૯ ચાબખો ૩૫.

જીવને જતન કરીને જાણોરે, આત્મા દુઃખેથી દુવાણોરે. ટેક.
વિભીષણને હરિ ભેટિયા, તેણે સાચવીયો ટાણોરે;
હુંપદ કરીને હારી ગયો, લંકાગઢનો રાણોરે— જીવને. ૧.
જાનકીજીને હરી ગયો તે, ભાક્ષીમાં ભરાણોરે;
કોઇનું તેણે કહ્યું માન્યું નહીં, અંતે મરાણોરે— જીવને. ૨.
નરસિંહમેતો નાગર થયો, હરિને તેણે જાણ્યોરે;
પેહેરામણી સહુ પેહેરી ગયા, વડ સાસુને પાણોરે— જીવને. ૩.
ચંચળ મન ચોદિશ ચાલે, તેને ઠેકાણે આણોરે;
ભોજાભગત કહે હરિ ભજો તો, ઠરવા ઠેકાણોરે— જીવને. ૪.

---

## પદ ૬૦ ચાબખો ૩૬.

રૂદેમાં રૂડા બિરાજે રામ, તેનું નિશ્ચે જપીએ નામ. ટેક.
ભીતર થકી જીવ ભેદાય નહીં, ને કેમ કરી છૂટશે કામ;
ભોગ ન પામે નિર્ધનિયા, જેની ગાંઠે નહીં એક દામ—રૂદેમાં. ૧.

પ્રથમ પડદા પરા કરીને, ધરો અંતરમાં ધ્યાન ;
નયણે નિરખી નર હરિ તમે, મેલોની મનનું માન— રૂદેમાં. ૨
પ્રથમ આવ્યા પત રાખવા, ગુરુએ આપ્યાં જ્ઞાન ;
ભોજોભગત કહે ચાલી આવ્યા, સહાય કરવાને શ્યામ--રૂદેમાં ૩

---

## પદ ૬૧ ચાબખો ૩૭.

શિરપર શિખર લઇ ધાર્યોરે, ઇંદ્ર માન ઉતાર્યોરે. ટેક.
બ્રહ્મા ભૂલ્યો ભ્રમે થકી, હુંપદ થકી હાર્યોરે ;
મથુરા નગરમાં મ્હારાજીએ જૈને, મામાને માર્યોરે— શિરપર. ૧.
અંબરીષ કારણ અવતરીને, ત્રિલોચન તાર્યોરે ;
અહલ્યા શિલા આળસી, તેનો શ્રાપ નિવાર્યોરે— શિરપર. ૨.
ભવસાગરતો મોહ જળ ભરિયો, તે નિશ્ચય છે ખારો ;
ભોજોભગત કહે ગુરુ પ્રતાપે, હવે ઉતરિયે આરોરે—શિરપર ૩.

---

## પદ ૬૨ ચાબખો ૩૮.

રાવણનું અધુંધ છે પાણીરે, બોલે વણ અહંકારનાં આણી ટેક.
ગોખે બેઠી બોલે મંદોદરી, રાવણની પટરાણી ;
જેને સમરિયે પાર ઉતરિયે, શીદ લાવ્યો રાણીરે— રાવણ ૧.
સાવ સોનાનો મૃગ બનાવ્યો, વાત સીતાએ જાણી ;
ધનુષ લઇને રામજી દોડ્યા, તીર માર્યું તાણીરે— રાવણ. ૨.
બાવન બજારો ને ચોરાશી ચૌટાં, બાર મેઘ ભરે પાણી ;
અલેખ ધણીએ આવી કરીને, કરી નાંખ્યું ધૂળધાણીરે-- રાવણ. ૩
ચૌદ ચોકડીનું રાજ ચાલ્યું ગયું, કહેવા ન રહ્યું કાણી ;
ભોજોભગત કહે હરિ ભજી લ્યો, દોહીલા છે દરવાણીરે— રાવણ. ૪

---

## પદ ૬૩ ચાબખો ૩૯.

આ તન સુખ ડુંગરની એલીરે, જરૂર જાવું માયાને મેલી. ટેક.
ખાઓ પીઓ ધન વાવરો, ખુબ મચી ખેલી;
મા બાપ એનાં બેસી રહ્યાં ને, હાલ્યા ગયા બેલીરે— આ. ૧.
ઘરની સ્ત્રીએ ધાંધલ કર્યો, એને વાત પૂછવા વેલી;
સાતું સંઘર્યું તમે કેતા જાજો, બોલી માયા કયાં મેલીરે- આ. ૨.
આંધણમાંથી તારા ઉભરાઇ જાશે, અને વાર કરજો વેલી;
ભોજોભગત કહે પ્રભુ ભજયાવિના, રસ જાશે રેલીરે— આ. ૩.

---

## પદ ૬૪ ચાબખો ૪૦.

મન તું ફરે છે મદ માતુંરે, હરિનું ભજન નથી થાતું. ટેક.
પાંચ તત્વનું પંડ રચાયું, રંગ રાતું માતું;
જનમારો કોઇ જીવશે નહીં, ઇતો કાલે રેશે જાતુંરે— મન. ૧.
નિંદા સ્વરૂપી નદી બનાવી, નિત તેમાં નાતું;
એમાં તારૂં કંઇ નહીં વળે, હજી ગરૂ ચરણે જા તુંરે— મન. ૨.
ધંધામાં મૂરખો ધ્યાન ધરે છે, ને ધર્મ નથી થાતું;
આગળ જીવ આંસુડાં ઝરશે, ભેળું નથી ભાતુંરે— મન. ૩.
ચારે દિશે મન ચંચળ ફરે છે, ઝાઝાંને ધાતું;
ભોજોભગત કહે ગુરુ પ્રતાપે, એની આગળ છે વાતુંરે— મન. ૪.

---

## પદ ૬૫ ચાબખો ૪૧.

હરિજન હરખ કરી હાલોરે, આતો ઠઠારો છે ઠાલોરે. ટેક.
ગોપીચંદને ગુરુએ જ્ઞાન બતાવ્યું, સેજ તલાઇ છોડીરે;
માન મેલી દિયો માનવીઓ ભાઇ, આવરદા થોડીરે— હરિ. ૧.

પ્રથમ પડદા પરા કરોને, ધરો અંતરમાં ધ્યાન ;
નયણે નિરખી નર હરિ તમેં, મેલોની મનનું માન— રૂદેમાં. ૨
પ્રથમ આવ્યા પત રાખવા, ગુરુએં આપ્યાં જ્ઞાન ;
ભોજોભગત કહે ચાલી આવ્યા, સહાય કરવાને શ્યામ—રૂદેમાં. ૩

---

## પદ ૬૧ ચાબખો ૩૭.

શિરપર શિખર લઇ ધાર્યોરે, ઇંદ્ર માન ઉતાર્યોરે. ટેક.
બ્રહ્મા ભૂલ્યો ભ્રમે થકી, હુંપદ થકી હાર્યોરે ;
મથુરા નગરમાં મ્હારાજીએ જૈને, મામાને માર્યોરે— શિરપર. ૧.
અંબરીષ કારણ અવતરીને, ત્રિલોચન તાર્યોરે ;
અહલ્યા શિલા આળસી, તેનો શ્રાપ નિવાર્યોરે— શિરપર. ૨.
ભવસાગરતો મોહ જળ ભરિયો, તે નિશ્ચય છે ખારો ;
ભોજોભગત કહે ગુરુ પ્રતાપે, હવે ઉતરિયેં આરોરે—શિરપર ૩.

---

## પદ ૬૨ ચાબખો ૩૮.

રાવણનું અધુંધ છે પાણીરે, બોલે વણ અહંકારનાં આણી ટેક.
ગોખેં બેઠી બોલે મંદોદરી, રાવણની પટરાણી ;
જેને સમરિયે પાર ઉતરિયે, શીદ લાવ્યો રાણીરે— રાવણ ૧.
સાવ સોનાનો મૃગ બનાવ્યો, વાત સીતાએ જાણી ;
ધનુષ લઇને રામજી દોડ્યા, તીર માર્યું તાણીરે— રાવણ. ૨.
બાવન બજારો ને ચોરાશી ચૌટાં, બાર મેઘ ભરે પાણી ;
અલેખ ધણીએ આવી કરીને, કરી નાંખ્યું ધૂળધાણીરે— રાવણ. ૩
ચૌદે ચોકડીનું રાજ ચાલ્યું ગયું, કહેવા ન રહ્યું કાણી ;
ભોજોભગત કહે હરિ ભજી લ્યો, દોહીલા છે દરવાણીરે— રાવણ. ૪.

---

## પદ ૬૩ ચાબખો ૩૯.

આ તન સુખ ડુંગરની એલીરે, જરૂર જાવું માયાને મેલી. ટેક
ખાઓ પીઓ ધન વાવરો, ખુબ મચી ખેલી;
મા બાપ એનાં બેસી રહ્યાં તે, હાલ્યા ગયા એલીરે— આ. ૧.
ઘરની સ્ત્રીએ ધાંધલ કર્યો, એને વાત પૂછવા વેલી;
સાતું સંઘર્યું તમે કેતા જાજો, બોલી માયા ક્યાં મેલીરે- આ. ૨.
આંધણમાંથી તારા ઉભરાઇ જાશે, અને વાર કરજો વેલી;
ભોજોભગત કહે પ્રભુ ભજ્યાવિના, રસ જાશે રેલીરે— આ. ૩.

---

## પદ ૬૪ ચાબખો ૪૦.

મન તું ફરે છે મદ માતુંરે, હરિનું ભજન નથી થાતું. ટેક.
પાંચ તત્ત્વનું પંડ રચાયું, રંગ રાતું માતું;
જનમારો કોઇ જીવશે નહીં, ઇતો કાલે રેશે જાતુંરે— મન. ૧.
નિંદા સ્વરૂપી નદી બનાવી, નિત તેમાં નાતું;
એમાં તારૂ કંઇ નહીં વળે, હજી ગરૂ ચરણે જા તુંરે— મન. ૨.
ધંધામાં મૂરખો ધ્યાન ધરે છે, ને ધર્મ નથી થાતું;
આગળ જીવ આંસુડાં ઝરશે, ભેળું નથી ભાતુંરે— મન. ૩.
ચારે દિશે મન ચંચળ ફરે છે, ઝાઝાંને ધાતું;
ભોજોભગત કહે ગુરુ પ્રતાપે, એની આગળ છે વાતુંરે— મન. ૪.

---

## પદ ૬૫ ચાબખો ૪૧.

હરિજન હરખ કરી હાલોરે, આતો ઠઠારો છે ઠાલોરે. ટેક.
ગોપીચંદને ગુરુએ જ્ઞાન બતાવ્યું, સેજ તલાઇ છોડીરે;
માન મેલી દિયો માનવીઓ ભાઇ, આવરદા થોડીરે— હરિ. ૧.

સોળસેં નગર જેને ગામ ગરાસી, ફકીરી ફરવારે;
ઓળગ લીધી અલખ ધણીની, આપ ઉગરવારે— હરિ. ૨.
દેહની ઉપર ડાંગ ફરે છે, મરણતણી માથેરે;
ભોજોભગત કહે જોર નહીં ચાલે, આ જનમથી જાતેરે— હરિ. ૩.

---

## પદ ૬૬ ચાબખો ૪૨.

જગમાં મે તણી માયારે, જેને નવ ખંડ નીપાયા. ટેક.
પૃથ્વી ઉપર પરજન્ય મોટો, જે થકી કાયારે;
સગાં કુટુમ્બી કોય કેના નથી, બ્હેન ને ભાયારે— જગમાં. ૧.
કર્યું ન થાય કોઈનું, પણ દુર્મતિ ડાયારે;
ધરાનું ધોંસરૂં કાંધે ધર્યું, ધન્ય ગૌતણા જાયારે— જગમાં. ૨.
સર્વ ભિખારી શામળિયાના, રંક ને રાયા;
ભોજોભગત કહે ભેદ સમજ્યા તે, ધરે ને ધાયારે— જગમાં. ૩

---

## પદ ૬૭ ચાબખો ૪૩.

હવે હુંતો માન ગયો મેલીરે, વાલા મારી વાર કરો વેલી. ટેક
તમે મલ્યાવિના મરી ગયા, કરો આનંદની હેલીરે;
કર્મનાં બંધન કાપી નાખો, થાય દયાતણી ડેલીરે— હવે. ૧
તમે તમારૂં બિર્દ સંભાળો, હું ખરૂ નથી ખેલીરે;
બાનાતણી પત રાખજો, કાંઇ પ્રીતિ નથી પેલીરે— હવે. ૨.
સાચાતણી પત રાખો શામળિયા, થાજો બુડતલના બેલી;
ભોજોભગત કહે આવો અંતકાળે, હવે સનદ છે છેલ્લીરે— હવે. ૩.

---

# મચ્છંદર.

## પદ ૧ અભિમાનવિષે લાવણી.

બચ્ચા મત કરના અભિમાન, એક દિન નિકલ જાયગા પ્રાન. ટેક.
રાવનકી તો સંપત દેખો, ફિરત લંકમેં હુંડી;
રામચંદ્રકા લગા જપેટા, ગુસડ ગઇ દસ મુંડી— બચ્ચા. ૧.
દુર્યોધનકા બલ કયા દેખો, બારા હજાર હસ્તી;
ભીમસેનકી લગી ગદા જબ, તનકી હો ગઇ મટ્ટી— બચ્ચા. ૨.
સાત બાલ કંસને મારકેં, મસ્ત હુવા મથુરામેં;
સપડ ગયા જબ બાલકૃષ્ણસેં, મિલારાજ ધૂલનમેં— બચ્ચા. ૩.
કહુત મચ્છંદર સુનબે ગોરખ, બાર બાર નહીં આવે;
નહીં સરન સાધુકે ઓ નર, ફિર ફિર ગોથાં ખાવે— બચ્ચા. ૪.

---

## પદ ૨, ભજન.

ક્ષમા ખલકો પહેરે જોગી, નામ હૈ નિર્વાણાં;
જોગી જુક્તિસેં પ્રમાણો, દયા કફની પેરી દામા. ટેક.
મૂલ બાંધો પવન સાધો, પિયો આશા પાનરે;
સુષુમણા ધરો કરો આસન, મટે આવાગમનરે— નામ હે. ૧.
પાંચ શાધો તીન બાધો, આઠ ડાળ કાટ;
ઉલટ હંસા પિયો પાણી, ત્રિવેણીને ઘાટ— નામ હે. ૨.
એસા હૈ કોઇ શબ્દભેદુ, ગગન ગરજા જાય;
કોણ સિંચે કોણ પીવે, કોણ માંહે સમાય— નામ હે. ૩.
ખટચક્રવેધી સંત ચઢિયા, ગગન ગરજા જાય;
આપ સિંચે આપ પીવે, આપ માંહે સમાય— નામ હે. ૪.
માર મમતા મેલ સંશય, મેલી સઘળા દ્રોહ;
ભણે મચ્છંદર સુણો ગોરખ, જોગ એસા હોય— નામ હે. ૫.

---

# મથુરા.

## પદ ૧ લાવણી.

જે કોટેશ્વરકી, સદાશિવ જે કોટેશ્વરકી ;
તેરા કોટ કલ્યાન કરે કોટેશ્વર. ટેક
નીચી ધારા વહે સિંધુકી, ઉપર હુએ શિવજી સદાશિવ ઉપર ;
દેવલમાંહે તો દેવ બિરાજે, પાસેં પારવતી— જે કોટેશ્વરકી. ૧.
ગયા કુંડકા ગેરા પાની, જો આવે નાવે સદાશિવ જો આવે ;
પાપ પિંડકા પરલે જાવે, રહે ન એક રતી— જે કોટેશ્વરકી. ૨.
જો તેરે દરશનકું આવે, ઘર તેરા ગોતી સદાશિવ ઘર તેરા ;
ઉનકુ શંકર દાન દેત હુય, માણુક ઓર મોતી— જે કોટેશ્વરકી. ૩.
અબ મેં તો શરણાગત આયો, નાગ નાથ નિરખી સદાશિવ નાગ ;
મથુરા કહે મેરે મન આશા, ગંગાકે વરકી— જે કોટેશ્વરકી. ૪.

---

# મનોહરદાસ.

ભાવનગરનો વડનગરો નાગર સંન્યાસી સાં. ૧૮૮૮ માં હતો.

## ચાબખો ૧.

જે કોઇ સદ્ગુરુ શરણે જાય, તેના સંશય દૂર પળાય.
કામ ક્રોધ મદ મોહ મત્સર, આશા તૃષ્ણા લય થાય ;
અતિશયિતાદિક રોષ વિષયના, ઉરમાં નવ દેખાય— જે. ૧.
તેથી દ્રઢ વૈરાગ ઉપજે, સત્યાનૃત્ય જણાય ;
શમ દમ ઉપરતિ સહન શક્તિથી, દ્રઢ વિશ્વાસ બંધાય—જે. ૨.
સમાધાન સ્વરૂપમાં જાણી, ઇચ્છા અતિશય થાય ;
વાક્ય વિચાર નિરંતર કરતાં, બ્રહ્મરૂપ દરશાય— જે. ૩.

અજ્ઞપણું તત્કાળ આળસે, નિત્યાનંદ જણાય;
માયિક ભેદ બુદ્ધિ મેલીને, નિજપદમાંહે સમાય— જે ૪.
સમરસ વ્યાપક સચ્ચિદઆનંદ, રૂપ થઇ વિલસાય;
મનોહર મરણતણો ભય ભાગે, જીવનમુક્ત કહેવાય— જે. ૫.

---

## ચાબખો ૨.

જેને કૃષ્ણ વચન વિશ્વાસ, તેને ન રહે યમનો ત્રાસ. ટેક.
વિશ્વેશ્વરનાં વચન વિચારે, વર્તે બારે માસ;
વાક્ય વિરૂદ્ધ ન બોલે મુખથી; કરે સંતમાં વાસ— જેને. ૧.
કામ ક્રોધ તૃષ્ણાદિક કેરો, કરે હૃદયથી નાશ;
શીલ દયા સંતોષાદિકની, ખરી જમાવે રાશ— જેને. ૨.
નિરાધાર આધાર સર્વનો, તે હરિનો વિશ્વાસ;
તેને ભજે યજે ધ્યાયે નિત્ય, અન્ય ન રાખે આશ— જેને. ૩.
સાધન વંત થકો નિત્ય સાધે, એક રૂપ અવિનાશ;
ભેદ રહિત નિજ રૂપ જણાયે, ચિદાકાશ સુખ રાશ— જેને. ૪.
કૃષ્ણ કૃપાથી નિશિદિન તેને, બ્રહ્માનંદ વિલાસ;
મનોહર મુક્ત જગતમાં વિચરે, છૂટે માયા પાસ— જેને. ૫.

---

## ચાબખો ૩.

મન તું મેલ જૂઠ જંજાળ, માથે ભમે અચાનક કાળ. ટેક.
માતપિતા દાસ સુત બંધુ, મિત્ર શિષ્ય રખવાળ;
પ્રાણ છતે સહુ સગું જણાયે, ફોગટ કરે કતાળ— મન તું. ૧.
પ્રાણ ગયા પર પળ નવ રખાયે, ફોગટ કરે કતાળ;
બાળી જાળી ખાખ કરીને, વાંસે નાંખે વાળ— મન તું. ૨.
કાળતણા મુખથી નવ છૂટે, જો પેસે પાતાળ;
જયમ આવે ત્યમ ચાલ્યો જાયે, શું બુઢો શું બાળ— મન તું. ૩.

ભવસાગરમાં ચાર ખાણના, જંતુ લઘુ વિશાળ;
અગણિત પ્રગટે અગણિત મારે, કાળ પાથરી જાળ—મન તું. ૪.
કાળતણો જે કાળ નર હરિ, તે સાચો રખવાળ;
વેગે શરણ ગ્રહે તે હરિનું, લેશે શીઘ્ર સંભાળ— મન તું. ૫.
ચેન ચેતરે ચેત શીઘ્રથી, મુકી આળપંપાળ;
મનોહર મૃત્યુ થકી મુકાવે, ચિદ્દ્ઘન દીનદયાળ— મન તું. ૬.

---

## મલુકદાસ.

### પદ ૧ રાગ બિલાવર.

રામ ભજ રામ ભજ, હે મન તું બાવરે.
જન્મ તેરો બિત્યો જાય, જેસે લોહા તાવરે. ટેક.
કામનેકું કર દિયે, ચલનેકું પાવરે;
બોલનેકું જીવ્હા દિયે, રામ ગુન ગાવરે— રામ ભજ. ૧.
જેને તોકું જન્મ દિયો, તાકો નામ કયું ન લિયો;
અવસર તું ચૂક ગયો, ભલો ભૂલો દાવરે— રામ ભજ. ૨.
સ્વપનેમેં રાજ પાયો, પાયો સુખ ચેનરે;
જાગ્યો તાં ભિખારી ભયો, જબ ખુલ ગયે નેનરે—રામ ભજ. ૩.
ઘોડા પાયે હસ્તી પાયે, આગે નોબતાં બજાવરે;
છત્રપતિ ચલે ગયે, વાકી ખબર કીનું નાં પાવરે—રામ ભજ. ૪.
કેતહીં મલુકદાસ, છોડ દે પરાઇ આશ;
હરિકે ભજન બિના પરેગો યમકે દાવરે— રામ ભજ. ૫.

---

## માધવદાસ.

### પદ ૧ ભેરવ.

પ્રાતઃ સમે રઘુવીર જગાવે, કૌસલ્યા મહતારી. ટેક.

ઉઠો લાલજી ભોર ભયો હૈ, સુરનર મુનિ હિતકારી— પ્રાત. ૧.
ઈંદ્રાદિક બ્રહ્માદિક દેવતા, સનકાદિક રૂષિચારી;
બાની બેદ બિમલ યશ ગાવે, રઘુકુલ યશ વિસ્તારી— પ્રાત. ૨.
બંદીજન ગંધર્વ ગુન ગાવૈ, નાચત દય દય તારી;
સૈન સહિત શિવ દ્વારે ઠાડે, હોત કુલાહલ ભારી— પ્રાત ૩.
જાગૈ ભરત લખન રિપુસૂદન, જાગી જનક દુલારી;
અવધ પુરીકી નરનારી જાગી, સરજુ પથ નિહારી— પ્રાત. ૪.
ભરત શત્રુઘન ચંવર છત્ર લિયે, જનક સુતા લિયે જારી;
મેવા પાન લિયે કર લક્ષ્મણ, ભરિ કંચનકી થારી— પ્રાત. ૫.
સુનિ પ્રિય માતુ બચન ઉઠે રઘુનંદન, નયન પલક ઉગારી;
ચિતવન અભે કિયે સચરાચર, મુદિત ભયે નરનારી— પ્રાત. ૬.
કરિ સ્નાન દાન નૃપ દિન્હો, ગૌગજ તુરત અશ્વારી,
રતન સિંહાસન મધ્ય બિરાજે, સુંદર અવધ બિહારી— પ્રાત. ૭.
ક્રીટ મુકટ કર ધનુષ બિરાજે, કુંડલકી છબિ ન્યારી;
જય જયકાર કરત જન માધો, તન મન ધન બલિહારી— પ્રાત. ૮.

---

## પદ ૨ પ્રભાત.

જાગિયે ગોપાલ લાલ, ઠાડે સબ ગોપ બાલ;
કહત જનની કમલ નેન, કૌતક દેખાણી. ટેક.
કેકી ઉપર ચડે કોણી, જાકે ચતુર બદન દોણી;
નિકા અપને અંગન ઠાઢે, જાગોતો બલ જાણી— જાગિયે. ૧.
વૃષભ ઉપર ચડે એક, પંચાનન કની અનેક;
જટા ભસ્મ જોગ પંથ રૂઢમાળ તાણી— જાગિયે. ૨.
ચતુર બદન ધરે માલ, વિપ્ર વેષ ચઢે મરાલ;
વેદકે પવિત્ર પાત્ર, અસ દેખિયો ન કાઉ— જાગિયે. ૩.
આસન ગજરાજ શ્વેત, સહસ્ત્ર નેન સુરસમેત;
જયજય જશ તોરે ગાવે, રાજેંદ્ર ભાણી— જાગિયે. ૪.

જસોદાકે જીવન પ્રાન, દિયો દરશ રાખો માન ;
માધવદાસ શરન આયે, ચરન રેન પાઊં— જાગિયે.

---

## પદ ૩ મંગલ આરતી રાગ વિભાસ.

આરતી જગન્નાથ સ્વામી, મંગલકારી. ટેક.
નિરખત મુખારબિંદ, પરસત ચરણારવિંદ ;
આપદા હરી— આરતી. ૧
કંચન મણિ દીપ દાન, જ્યોતિ જગમગી ;
ગલિત ધૂપ અગરબાતી, પાવકે જરી— આરતી ૨.
ઘનન ઘનન ઘંટ બાજે, બાજે બેનું બાંસુરી ;
તાલ તો મૃદંગ બાજે, ઓર નાદ ખંજરી— આરતી. ૩.
ઈંદ્ર દમન સિંધુ ગાજે, રોહિણી ચાખડી ;
મારકંડે સેતુ ગંગા, આનંદકી ભરી— આરતી. ૪.
સંતનકી ભીર ભારી, જાત્રા જુજરી ;
બેતનકી માર પડે, કબકી ખડી— આરતી. ૫.
સુરનર મુનિ દ્વાર ઠાડે, બ્રહ્મા બેદ ઉચ્ચરી ;
ધન્ય ધન્ય માધોદાસ, આજુકી ઘરી— આરતી. ૬.

---

## પદ ૪ રાગ બીહાગ કાફી.

અધમ ઓધારણ સુનકે, હમહી અધમ તેરે દ્વાર ખડે. ટેક.
કૃષ્ણ કૃષ્ણ કરી ગોપી ઉગારી, મથુરાનગરી બ્રજ બસકે— હમહી. ૧.
કૌરવ માર પાંડવકું ઉગારે, અરજુનકો રથ સજકે— હમહી. ૨.
ઈંદ્ર કોપ કીયો બ્રજ ઉપર, રાખલિયો ગિરિવર ધરકે—હમહી. ૩.
આપ તો બેઠી રહે જુગ પાવન, ધાકે બંગાલેમેં બસકે— હમહી. ૪.
માધવદાસ આસ ચરણનકી, રાખો બૈયાં પકડકે— હમહીં. ૫.

---

## પદ ૫ રાગ આશા.

મેં કૈસેંકર જીવુંરે માઇ, મેરે પ્રાણ જીવન રઘુરાઇ. ટેક.
કેત ભરતજી સુન મેરી મૈયારે, કઠણ બચન કેવરાઇ;
તે કારણ હરિ તજ ગએ પુરકુંરે, એ દુઃખ સહ્યો નવ જાઇ—
મેં કૈસે. ૧.
કા અપરાધ ઉદર તેરે આયોરે, તામેં બ્રહ્મ હોવાઇ;
કોનકે પુન્યસેં સુમિત્રા સુતકુંરે, લછમન સંગ પઠાઇ—મેં કૈસે. ૨.
ધિક તેરો જનમ જીવન તેરો ધિક હે, ધિક જનની જીન જાઇ;
રામ વિમુખ ભઇ તું અભાગણીરે, સો મુખ ક્યું દિખલાઇ—
મેં કૈસે. ૩.
આ અયોધ્યાકો કોન હે ઠાકુર, તાપર ચમર ઢરાઇ;
કહે ભરતજી મેં પગ રજ સેવુંરે, માધવદાસ ગુન ગાઇ—મેં કૈસે. ૪.

---

## પદ ૬ રાગ એજ.

મેં હરિ કબ નિરખુંરે માઇ, મેરે રાજ તિલક રઘુરાઇ. ટેક.
આતુર હોકર ચલે ભરથજી, પીછે લોક લુગાઇ;
હાહાકાર ભયો સબ પુરમેંરે, મૈયાકું રથ ચડાઇ— મેં હરિ. ૧.
બેર બેર પંછીકું પૂછત હે, કહાં મિલે રઘુરાઇ;
રામ લછમન સિયા સુધ દેવેરે, તાકું મેં દેઉંરે વધાઇ—મેં હરિ. ૨.
અગવા હોકે ઘોરાજા ચલત હે, પીછે સેન સવાઇ;
જાઇ ભરથજી શીશ નવાયોરે, જીહાં બેઠે રઘુરાઇ— મેં હરિ. ૩.
રઘુવર લછમન ભરથ શત્રુઘન, બેઠી સીતળા માઇ;
જે જેકાર ભયો સબ બનમેંરે, માધવદાસ ગુનગાઇ— મેં હરિ. ૪.

---

## પદ ૭ રાગ જેજે નારાયન સમયાનુસાર.

ગલિકા નંદન, શ્યામ સુંદર ભજો, પૂરણ બ્રહ્મ અનંતા. ટેક.

મુક્તા નાથ હરિ જન્મ લીયો હૈ, અવધપુરી બિચરંતા— ગલિકા. ૧.
બ્રહ્માદિક જાકો પાર ન પાવે, દીનબંધુ ભગવંતા— ગલિકા. ૨.
શેષ સહસ્ર મુખ રટત નિરંતર, સો જાકો જપાવે અનંતા— ગલિકા. ૩.
ચરણોદકલિયે પાપ હરત હૈ, જરા મરણ ભગવંતા— ગલિકા. ૪.
ધૂપ દીપ નૈવેદ્ય આરતી, તુલસી પુષ્પ ચઢંતા— ગલિકા. ૫.
છપ્પન ભોગ છતિસો વ્યંજન, નિત્ય પ્રતિ ભોગ લગંતા—ગલિકા. ૬
રઘુવર લક્ષ્મણ ભરત શત્રુહુન, રૂપ શશી ભગવંતા— ગલિકા. ૭.
શિવ સનકાદિક આદિ બ્રહ્માદિક, નારદ ધ્યાન ધરંતા— ગલિકા ૮.
માધોદાસ આશ રઘુવરકી, ભવસાગર ઉતર તાં— ગલિકા. ૯.

---

## પદ ૮ રાગ ઠુમરી.

તુજ બિના મેરી કોન ખબર લે, સાંવરિયાં ગિરિધારી. ટેક.
મંજારી સુત દેત અગ્નિમેં, કરૂણા કરત કુંભારી;
સાતજ હાંડા કાચ્ચા રાખ્યા, ઉસમેં ખેલત ચારી—તુજ બિના. ૧.
ટિટોડી ટિટાયકે બોલી, જુદ્ધ રચ્યો અતિ ભારી;
ઇસ ભારથમેં મેરાં ઇંડાં, ગજકી ઘંટા ડારી— તુજ બિના. ૨.
દ્રૌપદીકો ચીર જબ ખેંચ્યો દુષાસન, પાંચ પાંડવ ઘરનારી;
વાકો ચીર હરિ અનંત વધાર્યો ખેંચત અચરજ ભારી—તુજ બિના. ૩.
ઇંદ્ર કોપ કિયો બ્રજ ઊપર, કર ગજકી અસવારી;
નખપર ગિરિવર ધર્યો શ્યામ જબ, ડુબત બ્રજ ઉબારી—તુજ બિના. ૪.
તુમબિના મેરે ઔર ન દુજો, જુગ જુગ ચરચા તુમારી;
માધવદાસ આશ દરશનકી, રાખો લજ્જા હમારી—તુજ બિના. ૫.

---

## પદ ૯ ગરબો.

સંખનપુર સાચીમા બહુચરા, માજી આપે જોબન ટાળે જરા;
મા તેં ખોટા પુરૂષને કીધા ખરા— સંખનપુર. ૧.

નવખંડમાં તારૂં બર્દરે, માનનીના કીધા તેં મર્દરે;
દુખિયાનાં ટાળ્યાં તેં દર્દરે— સંખનપુર. ૨.
એક અસુર આવીને ઉતર્યો, તેતો હતો કપટ ક્રોધે ભર્યો;
તેણે માજીનો કુકડો ભક્ષ કર્યો— સંખનપુર. ૩.
ત્યાંતો માજીનો પરતો છે હુકડો, પર પંખિયે કીધો ટહુકડો;
પેટમાંથી બોલ્યો છે કુકડો— સંખનપુર. ૪.
તેતો મુવોરે મરઘો જીવતો થયો, તેતો બહાર આવીને ઊભો રહ્યો;
ત્યારે પાયે લાગીને અસુર ગયો— સંખનપુર. ૫.
માને ચાચર ચોક બિરાજેરે, શરણાઇને નોબત વાજેરે;
માનું માનસરોવર ગર્જેરે— સંખનપુર. ૬.
ગુણ ગાતાં તે સંભાળ લીધીરે, અષ્ટસિદ્ધિ નવેનિધિ દીધીરે;
માધવદાસને કૃપા તેં કીધીરે— સંખનપુર. ૭.

---

# માનદાસ.

## પદ ૧ વધાઇ આસા.

આજ મહામંગલ ગોકુલમેં, પુત્ર જસોદા ભયોરી;
પૂરે સકલ મનોરથ મનકે, ભયો આનંદ મન ભાયોરી—
આજ મહા. ૧.
ગાવત ચલી સકલ બ્રજ બિનતા, નંદભુવન ચલિ આયોરી;
પાય લાગી ઉઠિ આદર કિન્હો, જસોમતિ નિકટ બોલાયોરી—
આજ મહા. ૨.
નામ કરણ શુભ ધરો ગર્ગજી, રોચન દુઃખ મંગાયોરી;
ગુરુજન પુરજન સકલ સંતજન, સબકે શીશ નવાયોરી—
આજ મહા. ૩.
ઘરી નક્ષત્રપરે સુભનિ, યહ સબ સુની અનુરાગેરી;
ધન્ય ધન્ય બ્રજ કુલકી નરનારી, નંદ પરમ બડભાગીરી—
આજ મહા. ૪.

વાસુદેવ ભગવાન કૃષ્ણજી, નામ તિહારો ગાયોરી;
નામ અનંત કહાં લગી બરણૌં, વરણુત પાર ન પાયોરી—
આજ મહા. ૫.
નાચત ગોપકુલાહલ પુરમેં, ભીર નકાહુ સમાયોરી;
યહ સુનિ મુનિને બિરતિ બિસારી, હમન ભયે બ્રજ બાસીરી—
આજ મહા. ૬.
જા કારણ હમ જપતપ કીન્હો, પ્રગટ ભયે અવિનાશીરી;
દેખો અમર વિમાન ચઢિ ચઢિ, આનંદ બજત બધાઇરી—
આજ મહા. ૭.
ઢાઢી ગાવત ઢાઢીની નાચત, પાવત મોતિયન માલારી;
દેન અશિષ પસારત અંચલ, ચિરંજીવ હો નંદલાલારી—
આજ મહા. ૮.
કંસ વિધ્વંસ ભૂભાર ઉતારન, તીનલોક સુખ દાઇરી;
માનદાસ પ્રભુકે ગુણ ગાવત, બાર બાર બલિ જાઇરી—
આજ મહા. ૯.

---

## માંડણ.

### પદ ૧ રામગ્રી.

શેઠ કીધો હવે શામળો, જેણે માહા ધન આલ્યું;
નાણું ખરૂં હરિ નામનું, ત્રણ લોકમાં ચાલ્યું— શેઠ કીધો. ૧.
અવર વેપાર ઉપાડિયો, કાડી કરમની કોઠી;
લખરે ચોરાશીમાં જોઇ વળ્યો, ખડખડ સહુ ખોટી—શેઠ કીધો. ૨.
મોહ મત્સર બહેકી ગયા, મન ગમતા રે મ્હાલે;
કહ્યું તે કોઇનું નવ કરે, બેઠા ઘર ઘાલે— શેઠ કીધો. ૩.
કામને ક્રોધ મંત્રી મળ્યા, તેને મૂકીયા વાહી;
તે મમતાને લાવિયા, કોને રાખેરે સાહી— શેઠ કીધો. ૪.
છળભેદ તો છે બે છોકરા, થઇ બેઠા છે સોભી;
દગાને ઘાલ્યો દુકાનમાં, કોણ રાખેરે થોભી— શેઠ કીધો. ૫.

હરખ શોકની હુંડી કરી, મહીં મનવોરે મોટો;
વાણોતર વધી ગયા, પછે આવ્યોરે તોટો— શેઠ કીધો. ૬
વ્યાજ હુલ્યું વછિયાતનું, ખાતું નવ જોયું;
મેળ ન કાઢયો મૃત્યુનો, પછી આપ વગોવ્યું— શેઠ કીધો. ૭.
વીમો લુંટાણો વાટમાં, વણ પ્રીછેરે વાણી;
કાગળિયા અહુંકારના, બૂડાયા વિણ પાણી— શેઠ કીધો. ૮.
આથીને પોથી જે હતી, સેરવે ખોઇરે બેઠા;
જમરે આવ્યા જ્યારે લુંટવા, નાસી ઘરમાં પેઠા— શેઠ કીધો. ૯.
અંત્યે ન જોયો આવરો, ભ્રમ ભુગળ ચલાવ્યું;
નવરે દ્વારે નાઠો ફરે, સાથે કોય ન આવ્યું— શેઠ કીધો. ૧૦.
નોકર સરવે નાસી ગયા, શેઠ એકલા સહાયા;
હુલોપતોરે તેણેકરી, સરવે મળીને વહ્યાયા— શેઠ કીધો. ૧૧.
લાખે લેખાં તો લોભનાં, જર ન મળે જરીકે;
પુણ્ય પાપની કોથળી, ઠાલી રહીરે ઓશીકે— શેઠ કીધો. ૧૨.
ચિત્તતણા જે ચોપડા, તેને મૂકયારે જોઇ;
પાનાં છે પરપંચનાં, તેને નાંખ્યાં છે ધોઇ— શેઠ કીધો. ૧૩.
ચતુર હોયતો ચેતજો, ચિત્ત ચકલેરે બેસી;
નર કોઇ જીતી નથી ગયા, આ વણજમાંરે પેસી— શેઠ કીધો. ૧૪.
શોધી કાઢી સાચા શેઠને, વેહેપારરે વધારો;
લેખુંરે ચોખું લાભનું, આલીને પરવારો— શેઠ કીધો. ૧૫.
નિરભે થઇ નાણું કર્યું, ઢાંકયુંરે દેવાળું;
કહે માંડણ હવે નહીં કરૂં, ધોળાં ઉપર કાળું— શેઠ કીધો. ૧૬.

---

# મિસરીગર

## પદ ૧ લાવણી.

ગિરધર મુરલી બાજ કૃષ્ણ તોર—એ રાગ.

શબ્દુંકા પરકાશ ગુરુજી જહાં, સુરંગ ચલતે પવનુંકા;
પરમ ધામમેં તુમેં ગુરુ જહાં, બરસે નૂર નિરંજનકા. ટેક

સહસ્ર દલકા કમલ કમલ બીચ, નિરંજનકી સુરતિ હે;
ઉનકે બદનકી કયા કહું શોભા, જલમલ જ્યોતિ જલકતી હે;
ઉસી જ્યોતમેં બ્રહ્મા વિષ્ણુ, ઉસીમેં શિવ શક્તિ હે;
અનેક મુનિ જહાં ધ્યાન ધરત હે, અનહદ ચરચા હોતી હે;
નૂર શબ્દકાં વ્હાં નિવાસા, ચોથે તાલપર મૂરતિ હે;
આઠ પહોર જહાં નૂર બરસ રહા, વ્હાંસે રચના હોતી હે;
ચંદ્ર સૂરકા મંડલ તહાં હે, ઉહી નૂર સબ પૃથ્વીકા— પરમધામ ૧.
પદ્માસન લગાઇકેં બેઠે, ઉન્મુની મુદ્રા ધ્યાન ધરે;
અગમ્ અગોચર જાપ જપે, સોઇ સુન મંડલકી સ્હેલ કરે;
બંકનાલસેં ફિરકે આયે, નાભિ કમલસેં પ્રીત કરે;
સત્ય નામકી પેઢી લગાયે, સુરત પકડકેં પાંઉ ધરે;
ઔઘડ ઘાટકે વાસી યારો, ઉનકે સામે યુદ્ધ કરે;
નિર્ભય હોકે મારે નિશાના, ક્ષમા પકડકે ધીર ધરે;
પાંચ પચીસાં મિલકેં આયે, આગેં રસ્તા સુગુમાકા— પરમધામ. ૨.
ગંગા જમના નાહો બેઠે, બીચ ભાગ સરસ્વતીકા;
તરવેણીકે ઉપર નહાલે, એહી અમલ સબ દેવુંકા;
સબ દેવનકા દર્શન કરકેં, ભૂખ્યા થા કોઇક દિનકા;
ગુરુ કૃપાસેં તરૂપત હુવા, ભોજન પાયા અમૃતકા;
ભૂખ પ્યાસ સબ દૂર રહી જબ, પિયા હે પ્યાલા અજરાંકા;
દિયા પિયાલા હુવા મતવાલા, કુલફ ખુલા કોઈ આગમકા;
ખુલ્યા કુલફ જબ સબ કુછ દેખા, દર્શન પાયા સતગુરુકા—
પરમધામ. ૩.
રામ નામ શમશેર પકડકે, કૃષ્ણ કટારી હાથ લિયા;
ગુરુગમકા જો બાન ચલાયા, જમકા દ્વારા જીત લિયા;
કામદેવકું રખા કેદમેં, મનમોજીકું ઝેર કિયા;
કામ મેવાસી જીત લિયા, ઔર મોહરિપુકું દંડ કિયા;
દશ દરવાજે ચોકી બેઠી, નિર્ગુણ ઝુંડા ખડા કિયા;
અલખ નામકી ફરી દુવાઇ, ત્રિવેણીપર આસન કિયા;
ગુરુ શબ્દસેં અવાજ સુન લે, બાજે બાજા અનહદકા— પરમધામ. ૪.
ગુરુ સાહેબકા દરશન કરકે, અમરપટ્ટા લિખવાયા;

અનંત બ્રહ્માંડ રિદ્ધિસિદ્ધિ સહિત, ભાઇ મુરખગી સબ પાયા;
છીકે કાટે નિજ નામુંકે, ગેબી સ્વરૂપસેં મિલવાયા;
અપને સરખે કોઇક જાયે, પદ્મપુરીમેં પહોંચાયા;
મિસરીગરકું ગુરુ કૃપાસેં તુકનગીર મુર્શિદ પાયા;
ગરીબ હોઇકે હુંઢત કપિવર, નિજ વસ્તુ ઘર સાહેબકા—
પરમધામ. ૫.

---

# મીઠો.

લીંબડીનો ઢાઢી સંવત ૧૮૯૫ માં હતો.

## પદ ૧ રાગ ગરબી અથવા રાસ.

સુખડાંની સઇ કહુંરે સજની, વરણવી વાત ન જાય પ્રભુની. ટેક.
પ્રભુ વરણ્યામાંરે નાવે, અટકળ અનુભવીઓને આવે. ૧.
અટકળમાં છેરે આંટી, મથી મથી થાકા મોટા માંટી. ૨.
જોગી જંગમરે જેવા, તપસી પૂજ્ય સંન્યાસી તેવા. ૩.
કૈક કલંદરરે હાર્યા, વાદ વિવાદે વેદ વિચાર્યા. ૪.
ભેદ ન લાધોરે કેને, એ સુખ ક્યાંથી જેને તેને. ૫.
એ સુખ ધ્રુ પ્રહલાદે પીધું, એ સુખ પ્રેમી જન ઉર લીધું. ૬.
જનક વિદેહીરે રાજે, એ સુખ અર્જુને અંગ છાજે. ૭.
ભીષ્મ વિભીષણરે ભોગી, સનકાદિક શિવજી સંયોગી. ૮.
એ સુખ પુંડરિકને પાસે, એ સુખ અંબરીષને અભ્યાસે. ૯.
એ સુખ નારદજી જાણે, એ સુખ શારદ શેષ વખાણે. ૧૦.
એ સુખ હરિજનરે ગાવે, એ સુખ વ્યાસ વસિષ્ટ વધાવે. ૧૧.
શુકદેવાદિકનેરે ફાવ્યું, એ સુખ દાસ મીઠાને ભાવ્યું. ૧૨.

---

## પદ ૨ ધોલ.

મ્હાજન મળજોરે, મળતાંનો મેળો;
આ દરશન છે દુર્લભરે, ચિત્ત ચિત્ત ભેળો. ૧.
હેતેં ને પ્રીતેં લેજોરે, સતસંગનાં મોતી;
ધ્રુવ પ્રહ્‌લાદે લીધાંરે, અંતરમાં ગોતી. ૨.
આજને કાલ કરતાંરે, કાયા તો પડશે;
આજ કાંઇ નથી કરતારે, નેતું આઘું શું રડશે. ૩.
પાણીના પરપોટારે, પાયા છે ખોટા;
જે ફૂલ્યા તે ડૂલ્યારે, નાના ને મ્હોટા. ૪.
ચૌદે ભુવનનો રાજારે, મુનિ જનને મોંઘો;
તેતો આવ્યો છે ઘરે ચાલીરે, સફરો ને સોંઘો. ૫.
તે માટે તમો જાગોરે, જાગ્યાનો દહાડો;
હરિજનિયાં હુલરાવોરે, લટકાળો લાલો. ૬.
ભાવેં ભક્તિ કરજોરે, સુખ મંગળ ગાતાં;
કહે મીઠો શું થાશેરે, જોબનિયું જાતાં. ૭.

---

## પદ ૩ ધોલ.

પ્રથમ ચરણ ન ચાલેરે, ધંધેથી રહેશો;
કાળા ઉજળા થાશેરે, કાયાના કેશો. ૧.
દાંત પડીને મુખ મળશેરે, જડએથી જાશો;
શું સુણશો વળી કાનેરે, ડગમગશે માથો. ૨.
નેણ નાસિકા ગળશેરે, વળી વળશો વાંકા:
ખાલ ખળખળી થાશેરે ત્રુટીને ટાંકા. ૩.
વ્હાલાં વરતી રહેશેરે, ચાકરિયો કરતાં;
તેતો કહ્યું નહીં માનેરે, જેને મેણાં મારતા. ૪.
દીકરાની વહુરૂરે, રીશડિયે બળશે;
તે કહેશે આ ઘરઢારે, કે દાહાડે ટળશે ૫.

આગળ દુઃખ છે એવાંરે, જીવો તે જોજો;
કેહ મીઠો તે માટેરે, મોહનને મળજો. ૬.

---

## પદ ૪ ગરબી અથવા રાસ.

સખી સાંભળને કહું એક વાતડીરે;
ઘાતીલાની ન જાણી અમે ઘાતડીરે ટેક.
પેહેલાં વેહેલાં તે રાસ રમાડિયાંરે;
એક થાળીમાં એકઠાં જમાડિયાંરે— સખી. ૧.
જે જોતું તે લાવી અમે આપતાંરે;
મીઠા મેવા તે મુખથી મંગાવતારે— સખી. ૨.
એવું મેલી કરીને મથુરા ગયારે;
ઓલી દાસીના દાસ થઈને રહ્યારે— સખી. ૩.
ઓલી દાસીનું નામ છે કુબજારે;
તેનો સંગ કરીને સબળા ભજ્યારે— સખી. ૫.
કૃષ્ણ પોતે કાળા ને કુબજા મળીરે;
ભૂખ ભાગી ને ભીખ માગવી ટળીરે— સખી. ૬.
જોતાં જોતાં તે જોડું જડી ગયુંરે;
કરમ આડું તે પાંદડું ખસી ગયુંરે— સખી. ૭.
મારા વા'લાને સરવે સમું પડયુંરે;
દાસ મીઠાને એવું એવું આવડયુંરે— સખી ૮.

---

## પદ ૫ થાળ ૧ (દેશ).

જમો જમોને જગદાધાર, જુગતે જમાડુંરે;
શામળિયા સરજનહાર, રંગભર રમાડું. ૧.
બેસો બેસોને મંદિરમાંય, છોગલિયાંછોડીને;
શું કરશે દુરિજન લોક, મુખડાં મોડીને. ૨.

મેં તો કોડકે પીરસ્યો કૂર, કપૂરે રહ્યો વાસી;
શિરાવો સાકર દૂધ, હરિની હું દાસી.
મારે ઘરે ઘરાઉ ઘી, ભરીછે એ વાડી;
હું ઠારૂં રે મારો હાથ, જીવન જમાડી.
પીરસું પીરસુંરે પોળી પાક, સુંવાળી સેવું છે;
મારું મંદીર જુઓ મહારાજ, જોવાને જેવું છે.
પીઓ પીઓ રે પૂર્ણાનંદ, જીવન જળલોટા;
મુખ વાસે બીડી પાન, ગંગેરી મોટા.
મારે નથી બીજાનું કામ, કામ તમારૂં છે;
મારે તમ પરતાપે શ્યામ, સરવે સારૂં છે.
મેં સરજીને સંસાર, સરવે જોયું છે;
મીઠાના ઠાકર ઠીક, મારૂં મન મોહ્યું છે.

---

## પદ ૬.

કોન કરે જંજાળ, જગમેં જીવન થોડા—એ રાગ.

મન માનખા સરીખું મ્હા પદારથ, હરિ ભજ્યાવિના ખોયું. ટે
પારસમણિની પરીક્ષા ન કીધી, મન પાંચીકે મોહ્યું;
મત મુંઝાણી મૂઢ હૈયાના, દિલશોધી નવ જોયું— મન. ૧
હરિભજનમાં હેત ન રાખ્યું, મન માયામાં મોહ્યું;
પરમેશ્વરમાં પ્રીત ન રાખી, ડાહ્યા ડા'પણ ડોળ્યું— મન. ૨
પાંચે ઇંદ્રીથી પ્રીત કરીને, તેં આપે આપ વગોયું;
અજ્ઞાનપણામાં અવળું સમજી, તેં નીચા નીચું જોયું— મન. ૩
પાપ કરતાં પાછું વાળીને, નજર કરી નવ જોયું;
કહે મીઠો આંબની શી આશા, બીજ બાવળનું બોયું— મન. ૪

---

## પદ ૭ ભજન.

મોરલી વાગી હોરે વનમાંય. ટેક

તીનભવન અધુર શબ્દ સુનાયારેજી;
એ વચનપર ચાર બ્રહ્માજીયે વેદ બનાયારેજી;
ઇ વેદકા ભેદમાં સમજ્યા સો સંત;
ઓર સરવે પરપંચ હે, મત ભૂલો ગુણવંત— મોરલી. ૧.
સુન નદીકા નાદ, વિવિધકા હુવા વધારારેજી;
મેલી દે વિખવાદ, અંતરકા મિટે અંધારારેજી;
મિટ્યા અંધારા ગોળા ગેબકા, વિના ચંદા વિના સૂર;
રોમ રોમ રંગ લાગીઓ, તો નખ ચખ વરસે નૂર— મોરલી. ૨
ભયો આનંદકો જોગ, પ્રેમસેં લાગી તાડીરેજી;
સર્યાં સંતનકા કાજ, તુમ બડે કુંજ બિહારીરેજી;
બંસીકે બીચમેં, મોહ્યા સકળ સંસાર;
બ્રહ્મા મોહ્યા વિષ્ણુ મોહ્યા, ખોજત નાયો પાર— મોરલી. ૩.
લાગી શબ્દકી ચોટ, કોટ કુબુદ્ધિકો ટાળ્યોરેજી;
નિકસી આરમ પાર, મન મેવાસી માર્યોરેજી;
આ બંસી શ્રી મ્હારાજકી, ફરી વસાવો શે'ર;
કે મીઠો તમે મોજ કરો, નહીં પ્રીત નહીં વેર— મોરલી ૪

---

# મીરાંબાઇ.

સંવત ૧૪૫૯માં મારવાડના મેડતાના રઠોડને ત્યાં જન્મી હતી.
ઉદેપુરના કુંભા રાણાની સ્ત્રી—એ સંવત ૧૫૨૬ માં
શ્રી દ્વારકામાં વૈકુંઠ વાસી થઇ હતી.

## પદ ૧ પ્રભાતિયું રાગ ભૈરવ.

મુજ અબળાને મોટી મીરાંતબાઇ, શામળો ઘરેણું મારે સાચું રે. ટેક.
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મારે હઇએ રે;
ચિત્તમાળા ચતુરભુજ ચૂડલો, શીદ સોની ઘેર જઇએ રે— મુજ. ૧.

ઝાંઝરિયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબીરે ;
વિંછુવા ઘુઘરા રામ નારાયણના, અણુવટ અંતરજામીરે— મુજ. ૨.
પેટી ઘડાવું પુરૂષોત્તમ કેરી, તેમાં ત્રિકમ નામનું તાળુંરે ;
કુંચી કરાવું કરૂણાનંદ કેરી, તેમાં ઘરેણું મારૂં ઘાલુંરે— મુજ. ૩
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઇ કાચુંરે ;
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધર નાગર, હરિને ચરણે જાચુંરે— મુજ. ૪.

---

## પદ ૨ રાગ ધનાશ્રી.

મઇ વેચવા નીસર્યાં, મોહનજી અમે મઇ વેચવા નીસર્યાં. ટેક.
સરખારે સરખી મલીરે ગોવાલન, શિરપર માટ ધર્યાં–મોહનજી ૧.
દીઠા પહેલાં અમે ઠગી નવ શકિયે પ્રીતે પ્રાણ હર્યાં–મોહનજી. ૨.
તમને મેલીને અમે કેને ભજિયે, નજરોમાં નિહાલ કર્યાં–
મોહનજી. ૩.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, કારજ મારાં સરવે સર્યાં–
મોહનજી. ૪.

---

## પદ ૩ થાળ રાગ સોરઠ.

આજ મારી મિજમાની છે રાજ, મારે ઘરે આવના મહારાજ.
ઉંચાસેં બાજોઠ ઢળાવું, અપને હાથસે થાલ ભરાવું ;
ઠંડા જળ જારી ભરી લાવું, રૂચી રૂચી પાવનાં મહારાજ–આજ મારી ૧.
બહુ મેવા પકવાન મિઠાઇ, શાક છત્રીશે જુગતેં બનાઇ ;
ઉભી ઉભી ચામર ઢોળું રાજ, લાગો સુહામણા મ્હારાજ—
આજ મારી. ૨.
ડોડા એલચી લવિંગ સોપારી, કાથા ચુના પાન બિચ, ડારી ;
અપને હાથસેં બીરી બનાઉં, મુખસેં ચાવનાં મ્હારાજ—
આજ મારી. ૩.

મોર મુકુટ પીતાંબર સોહે, સુરીનર મુનિજનકે મન મોહે;
મીરાં કહે ગિરિધારી લાલ, દિલ બિચ ભરનાં મ્હારાજ—
આજ મારી. ૪.

---

## પદ ૪ ગરબી ૧.

"બોલમાં બોલમાં બોલમાંરે, રાધેકૃષ્ણ વિના બીજું બોલમાં"
એ રાગ.

પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની. ટેક.
જળ જમુનામાં ભરવા ગયાંતાં, હતી ગાગર માથે હેમનીરે—
મને લાગી. ૧
કાચે તે તાંતણે હરિજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમનીરે—
મને લાગી. ૨.
મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, શામળી સુરત શુભ એમનીરે—
મને લાગી. ૩.

---

## પદ ૫ ગરબી ૨.

મુખડાંની માયા લાગીરે, મોહન તારાં મુખડાંની. ટેક.
મુખડું મેં જોયું તારૂં, જગ સરવે થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂંરે— મોહન તારાં. ૧.
સંસારીનું સુખ એવું, ઝાંઝવાંનાં નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીયેરે— મોહન તારાં. ૨.
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઇએરે— મોહન તારાં. ૩.
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રંડાવાનો ભય ટાળ્યોરે— મોહન તારાં. ૪.
મીરાંબાઇ બલિહારી, આશા એક મને તારી;
હવે હુંતો બડભાગીરે— મોહન તારાં. ૫.

---

## પદ ૬.

"નાથ કૈસે ગજકો બંધ છુડાયો" એ રાગ.

ઓધવજી કર્મનકી ગતિ ન્યારી, દેખો બાત હૃદયમેં બિચારી— ટેક
નિર્મલ નીરકા નાના સરોવર, સમુદર હો રહે ખારી ;
બગલેકું બહોત રૂપ દિયા હે, કોયલ કર દીની કારી—ઓધવજી.
સુંદર લોચન મૃગકું દિયા હે, બન બન ફિરત દુઃખારી ;
મૂરખરાજા રાજ કરત હે, પંડિત ભયે હે ભિખારી— ઓધવજી
વેશ્યાકું પાટ પીતાંબર પેરન, સતિયનકું નહિ સાડી ;
સુંદર નાર વાંઝણ કરડારી, ભુંડણ જણજણ હારી—ઓધવજી.
સૂમકું અન્ન ધન બોત દિયો હે, દાતાકું ન મળે જુવારી;
મીરાં કહે ગિરધર નાગર, ચરણ કમળ બલિહારી—ઓધવજી.

---

## પદ ૭ રાગ પરજ.

ગોવિંદો પ્રાણ અમારોરે, મને જગ લાગ્યો ખારોરે. ટેક.
મને મારો રામજી ભાવેરે, બીજો મારી નજરે ન આવેરે;
મીરાંબાઇના મેહેલમાંરે, હરિ સંતનનો વાસ ;
કપટીથી હરિ દૂર વસે, મારા સંતન કેરી પાસ— ગોવિંદો. ૧.
રાણોજી કાગળ મોકલેરે, દેજો મીરાંને હાથ ;
સાધુની સંગત છોડી દ્યો, તમે વસોને અમારે સાથ—ગોવિંદો. ૨.
મીરાંબાઇ કાગળ મોકલેરે, દેજો રાણાજીને હાથ ;
રાજપાટ તમો છોડી રાણાજી, વસો સાધુને સાથ— ગોવિંદો. ૩.
વિષનો પ્યાલો રાણે મોકલ્યોરે, દેજો મીરાંને હાથ ;
અમૃત જાણી મીરાં પીગયાં, જેને સહાય શ્રીવિશ્વનો નાથ-ગોવિંદો. ૪.
સાંઢવાળા સાંઢ શણગારજેરે, જાવું સો સો કોશ ;
રાણાજીના દેશમાં મારે, જળરે પીવાનો દોષ— ગોવિંદો ૫.
ડાબો મેલ્યો મેવાડરે, મીરાં ગઇ પશ્ચિમ માંય ;
સરવ છોડી મીરાં નીસર્યાં, જેનું માયામાં મનડું ન કાંય- ગોવિંદો. ૬.

સાસુ અમારી સુષુમણારે, સસરો પ્રેમ સંતોષ;
જેઠ જગજીવન જગતમાંરે, મારો નાવલીઓ નિર્દોષ— ગોવિંદો. ૭
ચુંદડી ઓઢું ત્યારે રંગ ચૂએરે, રંગ બેરંગી હોય;
ઓઢું હું કાળો કામળો. દુજો ડાઘ ન લાગે કોય— ગોવિંદો. ૮.
મીરાં હરિની લાડણીરે, રહેતી સંત હજુર,
સાધુ સંઘાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દિલ દૂર— ગોવિંદો. ૯.

---

## પદ ૮ રાગ પરજ.

દવ તો લાગેલ ડુંગરમાં, કો'ને ઓધાજી અમે કેમ કરિયેં;
કેમ તે કરિયેં અમે કયાં વસિયેં— ટેક.
હાલવા જઇયે તો વ્હાલા, હાલી ન શકિયેં;
બેસી રહિયેં તો અમે બળી મરિયેં— દવ તો. ૧.
આરે વરતિયેં, નથી ઠેકાણું વ્હાલા;
પરવરતીની પાંખે અમે ફરિયે— દવ તો. ૨.
સંસાર સાગર મહાજળ ભરિયો વ્હાલા;
બાંહોડી ઝાલો નકર બૂડી મરિયેં— દવ તો. ૩.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ;
ગુરુજી તારે તો અમે સ્હેજે તરિયે દવ તો. ૪.

---

## પદ ૯ ભજન.

શું કરવું છે મારે, શુંરે કરવું છે રે,
હીરામાણેકને મારે, શું'રે કરવું— ટેક.
મોતીની માલા રાણા, શું કરવી છે;
તુલસીની માળા લઇને, પ્રભુ ભજવું છેરે— હીરા. ૧.
હીરનાં ચીર રાણા, શું'રે કરવાંછે;
ભગવી ચીથરીઓ પ્હેરી, મારે ફરવું છેરે— હીરા. ૨.

## પદ ૬.

"નાથ કેસે ગજકો બંધ છુડાયો" એ રાગ.

ઓધવજી કર્મનકી ગતિ ન્યારી, દેખો બાત હૃદયમેં બિચારી— ટેક
નિર્મલ નીરકા નાના સરોવર, સમુદર હો રહે ખારી ;
બગલેકું બહોત રૂપ દિયા હે, કોયલ કર દીની કારી—ઓધવજી.
સુંદર લોચન મૃગકું દિયા હે, બન બન ફિરત દુઃખારી ;
મૂરખરાજા રાજ કરત હે, પંડિત ભયે હે ભિખારી— ઓધવજી
વેશ્યાકું પાટ પીતાંબર પેરન, સતિયનકું નહિ સાડી ;
સુંદર નાર વાંઝણ કરડારી, ભુંડણ જણજણ હારી—ઓધવજી.
સૂમકું અન્ન ધન બોત દિયો હે, દાતાકું ન મળે જુવારી;
મીરાં કહે ગિરધર નાગર, ચરણ કમળ બલિહારી—ઓધવજી.

———

## પદ ૭ રાગ પરજ.

ગોવિંદો પ્રાણ અમારોરે, મને જગ લાગ્યો ખારોરે. ટેક.
મને મારો રામજી ભાવેરે, બીજો મારી નજરે ન આવેરે ;
મીરાંબાઇના મેહેલમાંરે, હરિ સંતનનો વાસ ;
કપટીથી હરિ દૂર વસે, મારા સંતન કેરી પાસ— ગોવિંદો. ૧.
રાણાજી કાગળ મોકલેરે, દેજો મીરાંને હાથ ;
સાધુની સંગત છોડી દ્યો, તમે વસોને અમારે સાથ—ગોવિંદો. ૨.
મીરાંબાઇ કાગળ મોકલેરે, દેજો રાણાજીને હાથ ;
રાજપાટ તમો છોડી રાણાજી, વસો સાધુને સાથ— ગોવિંદો. ૩.
વિષનો પ્યાલો રાણે મોકલ્યોરે, દેજો મીરાંને હાથ ;
અમૃત જાણી મીરાં પીગયાં, જેને સહાય શ્રીવિશ્વનો નાથ–ગોવિંદો. ૪.
સાંઢવાળા સાંઢ શણગારજેરે, જાવું સો સોરે કોશ ;
રાણાજીના દેશમાં મારે, જળરે પીવાનો દોષ— ગોવિંદો ૫.
ડાબો મેલ્યો મેવાડરે, મીરાં ગઇ પશ્ચિમ માંય ;
સરવ છોડી મીરાં નીસર્યાં, જેનું માયામાં મનડું ન કાંય– ગોવિંદો. ૬.

સાસુ અમારી સુષુમણારે, સસરો પ્રેમ સંતોષ ;
જેઠ જગજીવન જગતમાંરે, મારો નાવલીઓ નિર્દોષ- ગોવિંદો. ૭
ચુંદડી ઓઢું ત્યારે રંગ ચૂએરે, રંગ બેરંગી હોય ;
ઓઢું હું કાળો કામળો દુજો ડાઘ ન લાગે કોય— ગોવિંદો. ૮.
મીરાં હરિની લાડણીરે, રહેતી સંત હજુર ;
સાધુ સંઘાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દિલ દૂર— ગોવિંદો. ૯.

---

## પદ ૮ રાગ પરજ.

દવ તો લાગેલ ડુંગરમાં, કો'ને ઓધાજી અમે કેમ કરિયેં;
કેમ તે કરિયેં અમે ક્યાં વસિયેં— ટેક.
હાલવા જઇયે તો વ્હાલા, હાલી ન શકિયેં ;
બેસી રહિયેં તો અમે બળી મરિયેં— દવ તો. ૧.
આરે વરતિયેં, નથી ઠેકાણું વ્હાલા ;
પરવરતીની પાંખેં અમે ફરિયે— દવ તો. ૨.
સંસાર સાગર મહાજળ ભરિયો વ્હાલા ;
બાંહોડી ઝાલો નકર બૂડી મરિયેં— દવ તો. ૩.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ ;
ગુરુજી તારે તો અમે સ્હેજે તરિયે દવ તો. ૪.

---

## પદ ૯ ભજન.

શું કરવું છે મારે, શુંરે કરવું છે રે,
હીરામાણેકને મારે, શુંરે કરવું— ટેક.
મોતીની માલા રાણા, શું કરવી છે ;
તુલસીની માળા લઇને, પ્રભુ ભજવું છેરે— હીરા. ૧.
હીરનાં ચીર રાણા, શુંરે કરવાંછે ;
ભગવી ચીથરીઓ પ્હેરી, મારે ફરવું છેરે— હીરા. ૨.

મ્હેલને માળ રાણા શું રે કરવાં છે રે;
જંગલ ઝુંપડીએ જઇને, મારે વસવું છેરે— હીરા. ૩
બાઇ મીરાં કહે પ્રભુ, ગિરધરના ગુણ;
અમર ચૂડલો લઇને, મારે મરવું છેરે— હીરા. ૪.

---

## પદ ૧૦ ભજન.

જુનું તો થયું રે દેવળ જુનું તો થયું,
મારો હંસલો નાનો ને દેવલ જુનું તો થયું. ટેક.
આરે કાયારે હંસા ડોલવાને લાગીરે,
પડી ગયા દાંત માંહેલી રેખું તો રહ્યું— મારો. ૧.
તારે ને મારે હંસા પ્રીત બંધાણીરે,
ઉડી ગયો હંસ પાંજર પડી તો રહ્યું— મારો ૨.
બાઇ મીરાં કહેછે પ્રભુ ગિરધરના ગુણ;
પ્રેમનો પ્યાલો તમને પાઇને પિયું— મારો ૩.

---

## પદ ૧૧.

વાટ જુવેછે મીરાં રાંકડી,
ઉભી ઉભી અરજ કરેછે દીનાનાથની— ટેક
મુનિવર સ્વામી મારે, મંદિર પધારોરે;
સેવા કરીશ દિન રાતડીરે— ઉભી. ૧.
ફૂલના તે હાર ને, ફૂલના તે ગજરારે;
ફૂલના તોરા ને ફૂલપાંખડીરે— ઉભી. ૨.
પચ પકવાન વાલા, મીઠાઇયોને મેવારે;
ઘેબર જલેબી તલ-સાંકળીરે— ઉભી ૩.
લવિંગ સોપારીને, પાનનાં બીડલાંરે;
એલચી દોડાને તજ પાંખડીરે— ઉભી ૪.

સાવ સોનાના વા'લા, સોગઠાં ઢળાવુંરે;
રમવા આવો તો જાય રાતડીરે— ઉભી. ૫.
બાઇ મીરાં કે' પ્રભુ, ગિરધરના ગુણ;
જોતાં ઠરેછે મારી આંખડીરે— ઉભી. ૬.

---

## પદ ૧૨ રાગ માઢ—તાલ લાવણી.

મારૂં મનડું વીંધાણું રાણા, ચિત્તડું ચોરાણું, રાણા. શું રે કરૂં;
શું રે કરૂં વિષ પીધે ના મરૂં, હો રાણા શું રે કરૂં—મારૂં. ૧.
નિંદા કરેછે મારી, નગરીના લોક રાણા;
તારી શિખામણ હવે, મારે મન ફોક રાણા— શું રે કરૂં. ૨.
ભરી બજારમાંથી, હાથી હાલ્યો જાયે રાણા;
શ્વાન ભસેછે તેમાં, હાથીને શું થાયે? રાણા— શું રે કરૂં. ૩.
ભૂલીરે ભૂલી હું તો, ઘરનાંરે કામ રાણા;
ભોજન ન ભાવે, નયણે નિંદ છે હરામ રાણા— શું રે કરૂં. ૪.
બાઇ મીરાં કહે પ્રભુ, ગિરધર નાગર વાલા;
પ્રભુને ભજીને હું તો, થઇ ગઇ ન્યાલ રાણા— શું રે કરૂં. ૫.

---

## પદ ૧૩ ભજન.

બલિહારી રસિયા ગિરધારી, સુંદર શ્યામ હે તજી અમને;
મથુરાના વાસી આવા ન બનીએજી— ટેક.
વાંસલડી વાગી એવા, ભણકારા વાગેછે;
વ્રજ વાટ લાગે હવે ખારી— સુંદર શ્યામ. ૧.
જમુનાનો કાંઠો વાલા, ખાવાને દોડેછે;
અકળાવી દેછે હવે ભારી— સુંદર શ્યામ. ૨.
વૃંદાવન કેરી શોભા, તમ વિણ અમને તો;
નજરે દીઠી નવ લાગે સારી— સુંદર શ્યામ. ૩.

ગોવર્ધન તોળ્યો વ્હાલા, ટચલી આંગળીએરે ;
અમપર ઢોળ્યો ગિરધારી— સુંદર શ્યામ. ૪
બાઇ મીરાં કહેછે પ્રભુ, ગિરધરના ગુણ ;
સહાય કરી લેજો શુદ્ધ મારી— સુંદર શ્યામ. ૫.

---

## પદ ૧૪ રાગ માઢ.

બંસીવાલા આજો હમારે દેશ ;
આજો હમારે દેશ બંસીવાલા આજો હમારે દેશ ;
તારી શામળી સુરત હદ વેશ— બંસી.
આવન આવન કેહ ગયે, કર ગયે કોલ અનેક ;
ગણતાં ગણતાં ઘસ ગઇ જીભા, હારી આંગળીઓની રેખ— બંસી.
એક બન ઢુંઢી સકલ બન ઢુંઢી ઢુંઢો સારો દેશ ;
તારે કારણ જોગણ હોઉંગી, કરૂંગી ભગવો વેશ— બંસી
કાયદ નાહિ શાહી નાહીં, કલમ નહિ લવલેશ ;
પંખીડું પરમેશ નહિ, કિન સંગ લખું સંદેશ— બંસી.
મોર મુકુટ શિર છત્ર બિરાજે, ગુગર વાળા કેશ ;
મીરા કે' ગિરધરના ગુણ, આવોની એણે વેશ— બંસી.

---

## પદ ૧૫ ભન.

કાનુડા તારી મોરલી અમને દુઃખડાં દીએછે દાડી દાડી— ટેક.
માઝમ રાતની, મધુરારે સ્વરની વ્હાલા મોરલી કોણે વગાડી ;
હુંરે સુતીતી મારા શયન ભુવનમાં મુને, નિદ્રામાંથી જગાડીરે–કાનુડા ૧.
સાસુ સસરાથી હું અછતી ઊઠી વ્હાલા, હળવેથી દ્વારઉઘાડી ;
વ્યાકુળ થઇ હું તો, તનડાંમાં મારાં, પ્હેરતાં ભૂલી ગઇ સાડીરે–કાનુડા. ૨.
કયો રે કબાડી તુંને, કાપીને લાવ્યો અને કયેરે સુતારે સમારી ;
શરીર જોને તારૂં, સંઘાડે ચડાવી તારા, તનડામાં છિદ્રપડાવીરે—
કાનુડા. ૩.

મોરલી કહે હું કામણગારી વ્હાલા,હું છું વ્રજ કેરી નારી,
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ વ્હાલા; તનડામાં તાપ સમાવી—
કાનુડા. ૪.

---

## પદ ૧૬.

કાનો માગ્યો દે, ધુતારો માગ્યો દે;
વર તો રાધાનો મુને કાનો માગ્યો દે. ટેક.
વૃન્દારે વનમાં જે દી રાસ રમિયા;
સોળસે ગોપીમાં ઘેલો કાનરે— વર તો. ૧.
હાથી ને ઘોડા બાઇ માલ ખજાના;
હૈયા કેરો હાર લે— વર તો. ૨.
તલભર જવભર ઓછો ન કરિયે;
જવે તોળીને પાછો લે— વર તો. ૩.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ;
ચરણ કમળ ચિત્ત દે— વર તો ૪

---

## પદ ૧૭ કીર્ત્તન.

નહિરે વિસારૂં હરિ અંતરમાંથી, નહિરે વિસારૂં હરિ— ટેક.
જલ જમુનાનાં પાણીરે જાતાં, શિરપર મટકી ધરી— અંતર. ૧.
આવતાં ને જાતાં મારગ વચ્ચે, અમુલખ વસ્તુ જડી— અંતર. ૨.
આવતાં ને જાતાં વૃંદારે વનમાં, ચરણ તમારે પડી— અંતર ૩.
પીળાં પીતાંબર જરકસી જામો, કેસર આડ કરી— અંતર. ૪.
મોર મુકુટને કાનેરે કુંડલ, મુખપર મોરલી ધરી— અંતર. ૫.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, વિઠ્ઠલ વરને વરી— અંતર. ૬.

---

## પદ ૧૮ ભજન.

હરિ મારે હ્રદયે રહેજો, પ્રભુ મારી પાસે રહેજો;
જો જો ન્યારા થાતારે, મને તે દિનનો વિશ્વાસ છે— ટેક.
ધના ભગતે ખેડ્યું, વેળું વાવી ઘેર આવ્યા;
સંત જનોનાં પાત્ર પૂર્યાં, ઘઉંનાં ગાડાં ઘેર આવ્યાંરે—મને. ૧.
જુનાગઢના ચોકમાં, નાગરે હાંસી કીધી;
નરસૈંયાની હુંડી સીકારી, દ્વારિકામાં દીધીરે— મને. ૨.
મીરાં બાઈને મારવા, રાણેજીએ હઠ લીધી;
ઝેરના પ્યાલા અમૃત કરીઆ, ત્રિકમ ટાણે પધાર્યારે— મને. ૩.
ભીલડીનાં એઠાં બોર પ્રભુ, તમે હેત કરી આરોગ્યા;
ત્રિભુવનનાનાથ તમને મીરાં બાઈએ ગાયારે— મને. ૪.

---

## પદ ૧૯ ભજન.

વ્હાલા મારા વીરારે સંગ ન કરીએ નીચનોરેજી;
નીચપણું નિશ્ચે નરકે લઇ જાય— ટેક.
આકડીઆનાં દૂધરે, અતિ ઘણાં ઉજળાંરેજી;
તેને પીધે તરત મૃત્યુ થાય— વ્હાલા. ૧.
ગરવી ગાયનાં દૂધરે, અતિ ઘણાં મીઠડાંરેજી;
સાકર ભેળે સ્વાદ અદકેરો થાય— વ્હાલા. ૨.
બાવળને કંટાળોરે દીસે અળખામણોરેજી;
છાંયે બેસે અંગને વસ્ત્ર ઉઝરડાય— વ્હાલા. ૩.
આંબલિયાની છાંયારે, દીસે રળિયામણીરેજી;
તેને સેવે ફ્લની પ્રાપ્તિ થાય— વ્હાલા. ૪.
ગુરુને પ્રતાપેરે મીરાં બાઇ બોલિયાંરેજી;
રાખો અમને સંતના ચરણનીમાંય— વ્હાલા. ૫.

---

## પદ ૨૦ કીર્તન.

કોઇ કહે તેને કહેવારે દઇએ, આપણે હરિ ભજનમાં રહીએરે;
જગતને ભગતને સદાય વેર છે, તેમાં ભક્તપણું તે કોને કહીએરે;
ભક્તપણું જણ જાણીએ, આપણે સહુનાં મેણલાં સહીએરે-કોઇ.
હીરાને કંકર એકજ રંગા, તેમાં હીરાપણું તે કોને કહીએરે;
હીરાપણું જણ જાણીએ, આપણે ઘવત ઘણેરા સહીએરે- કોઇ.
બાઇ મીરાં કહે પ્રભુ, ગિરધરના ગુણ;
આપણે ચરણ કમળ ચિત્ત દઇએરે —કોઇ.

---

## પદ ૨૧.

કાનુડે ન જાણી મારી પીડ, બાઇ હું તો બાળ કુંવારીરે. ટેક.
જલરે જમુનામાં અમે પાણીડાં ગયાંતાં વા’લા;
કાનુડે ઉડાડ્યાં આછાં નીર, નીર ઉડ્યાં ફરરરરરરે— કાનુડે. ૧.
વૃન્દારે વનમાં વ્હાલે, રાસ રચ્યો વ્હાલા;
સોળસેં ગોપીનાં તાણ્યાં ચીર, ચીર ફાટ્યાં ચરરરરરરે— કાનુડે. ૨.
હું વેરાગણ કાના, તમારારે નામનીરે;
કાનુડે માર્યાં છે અમને તીર, વાગ્યાં અરરરરરરે— કાનુડે. ૩.
બાઇ મીરાં કહે પ્રભુ, ગિરિધરના ગુણ વ્હાલા;
કાનુડે બાળીને કીધાં ખાખ, ખાખ ઉડાડી ખરરરરરરે— કાનુડે. ૪.

---

## પદ ૨૨.

નાંખેલ પ્રેમની દોરી, ગળામાં અમને. ટેક.
આની કોરે ગંગા વ્હાલા, પેલી કોરે યમુના વ્હાલા;
વચમાં કાનુડો નાંખે ફેરી— ગળામાં અમને. ૧.

## પદ ૧૮ ભજન.

હરિ મારે હૃદયે રહેજો, પ્રભુ મારી પાસે રહેજો;
જો જો ન્યારા થાતારે, મને તે દિનનો વિશ્વાસ છે— ટેક.
ધના ભગતે ખેડ્યું, વેળું વાવી ઘેર આવ્યા;
સંત જનોનાં પાત્ર પૂર્યાં, ઘઉંનાં ગાડાં ઘેર આવ્યાંરે—મને. ૧.
જુનાગઢના ચોકમાં, નાગરે હાંસી કીધી;
નરસૈંયાની હુંડી સીકારી, દ્વારિકામાં દીધીરે— મને. ૨.
મીરાં બાઈને મારવા, રાણેજીએ હઠ લીધી;
ઝેરના પ્યાલા અમૃત કરીઆ, ત્રિકમ ટાણે પધાર્યાંરે— મને. ૩.
ભીલડીનાં એઠાં બોર પ્રભુ, તમે હેત કરી આરોગ્યા;
ત્રિભુવનનાનાથ તમને મીરાં બાઈએ ગાયારે— મને. ૪.

---

## પદ ૧૯ ભજન.

વ્હાલા મારા વીરારે સંગ ન કરીએ નીચનોરેજી;
નીચપણું નિશ્ચે નરકે લઈ જાય— ટેક.
આકડીઆનાં દૂધરે, અતિ ઘણાં ઉજળાંરેજી;
તેને પીધે તરત મૃત્યુ થાય— વ્હાલા. ૧.
ગરવી ગાયનાં દૂધરે, અતિ ઘણાં મીઠડાંરેજી;
સાકર ભેળે સ્વાદ અદકેરો થાય— વ્હાલા. ૨.
બાવળને કંટાળોરે દીસે અળખામણોરેજી;
છાંયે બેસે અંગને વસ્ત્ર ઉઝરડાય— વ્હાલા. ૩.
આંબલિયાની છાંયારે, દીસે રળિયામણીરેજી;
તેને સેવે ફલની પ્રાપ્તિ થાય— વ્હાલા. ૪.
ગુરુને પ્રતાપેરે મીરાં બાઈ બોલિયાંરેજી;
રાખો અમને સંતના ચરણુનીમાંય— વ્હાલા. ૫.

---

## પદ ૨૦ કીર્તન.

કોઇ કહે તેને કહેવા રે દઇએ, આપણે હરિ ભજનમાં રહીએરે;
જગતને ભગતને સદાય વેર છે, તેમાં ભક્તપણું તે કોને કહીએરે;
ભકતપણું જબ જાણીએ, આપણે સહુનાં મેણલાં સહીએરે-કોઇ.
હીરાને કંકર એકજ રંગા, તેમાં હીરાપણું તે કોને કહીએરે;
હીરાપણું જબ જાણીએ, આપણે ઘવત ઘણેરા સહીએરે- કોઇ.
બાઇ મીરાં કહે પ્રભુ, ગિરધરના ગુણ;
આપણે ચરણ કમળ ચિત્ત દઇએરે —કોઇ.

---

## પદ ૨૧.

કાનુડે ન જાણી મારી પીડ, બાઇ હું તો બાળ કુંવારીરે. ટેક.
જલરે જમુનામાં અમે પાણીડાં ગયાંતાં વા'લા;
કાનુડે ઉડાડ્યાં આછાં નીર, નીર ઉડ્યાં ફરરરરરે— કાનુડે. ૧.
વૃન્દારે વનમાં વ્હાલે, રાસ રચ્યો વ્હાલા;
સોળસેં ગોપીનાં તાણ્યાં ચીર, ચીર ફાડ્યાં ચરરરરરે— કાનુડે. ૨.
હું વેરાગણ કાના, તમારારે નામનીરે;
કાનુડે માર્યાં છે અમને તીર, વાગ્યાં અરરરરરે— કાનુડે. ૩.
બાઇ મીરાં કહે પ્રભુ, ગિરિધરના ગુણ વ્હાલા;
કાનુડે બાળીને કીધાં ખાખ, ખાખ ઉડાડી ખરરરરરે— કાનુડે. ૪.

---

## પદ ૨૨.

નાંખેલ પ્રેમની દોરી, ગળામાં અમને. ટેક.
આની કોરે ગંગા વ્હાલા, પેલી કોરે યમુના વ્હાલા;
વચમાં કાનુડો નાંખે ફેરી— ગળામાં અમને. ૧.

વૃન્દારે વનમાં વ્હાલે ઘેન ચરાવી ;
વાંસળી વગાડે ઘેરી ઘેરી— ગળામાં અમને. ૨.
જમનારે જમનામાં અમે પાણીડાં ગ્યાંતાં ;
ભરી ગાગર નાંખી ઢોળી— ગળામાં અમને. ૩.
વૃન્દારે વનમાં વ્હાલે રાસ રચ્યોરે ;
કાનડ કાળા ને રાધા ગોરી— ગળામાં અમને. ૪.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ વ્હાલા ;
ચરણું દી દાસી પિયા તોરી— ગળામાં અમને. ૫.

---

## પદ ૨૩ ભજન.

પ્યારા ગોવિંદના ગુણ ગાશું, રાણાજી અમે,
પ્યારા ગોવિંદના ગુણ ગાશું— ટેક.
ચરણામૃતનો નિયમ હમારે ;
નિત્ય ઉઠી મંદિર જાશું— રાણાજી અમે. ૧.
રાણોજી રૂઠશે તો રાજ તજાવશે ;
પ્રભુજી રૂઠેરે મરી જાશું— રાણાજી અમે. ૨.
વિખના પ્યાલા રાણાજીએ મોકલ્યા ;
ચરણામૃત કરી લેશું— રાણાજી અમે. ૩.
રામના નામની જાઝ બનાવશું ;
તેમાં બેસીને તરી જાશું— રાણાજી અમે. ૪.
બાઇમીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ ;
ચરણ કમળ પર વારી જાશું— રાણાજી અમે. ૫.

---

## પદ ૨૪ રાગ એજ.

ગિરધરને મન ભાવી, રાણાજી હું તો.
ગિરધરને મન ભાવી— ટેક.

પૂર્વ જનમની હું વ્રજ ગોપી;
ચૂક થતાં અહીં આવી— રાણાજી હું તો. ૧.
જન્મ લીધો નૃપ જયમલને ઘરે;
તમ સંગે પરણાવી— રાણાજી હું તો. ૨.
ગિરધર નામ હું તો ઘડી નવ છોડું;
ભલે નાંખોને મરાવી— રાણાજી હું તો. ૩.
બાઇમીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ;
ગાવા લગની લગાવી— રાણાજી હું તો ૪.

---

## પદ ૨૫ રાગ એજ.

રામ રમકડું જડિયું રે, રાણાજી મને
રામ રમકડું જડિયું— ટેક.
રૂમ ઝુમ કરતું મારે મંદિરે પધાર્યું રે;
નહિ કોઇને હાથે ઘડિયું રે— રાણાજી મને. ૧.
મોટા મોટા મુનિજન મથી મથી થાકયા;
કોઇક વિરલાને હાથ ચડિયું રે— રાણાજી મને. ૨.
સુન શિખરનારે ઘાટની ઉપર;
અગમ અગોચર નામ પડિયું રે— રાણાજી. ૩.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ;
મારૂં નામ શામાળયાસું જડિયું રે— રાણાજી. ૪.

---

## પદ ૨૬ રાગ એજ.

દો દિનકે મિજબાન, બિગાડું કિનંસેં,
દો દિનકે મિજબાન—
અબ તુમ સોવત સેજ પલંગ પર;
કબ તુમ જાઓગે મસાન— બિગાડું ૧

માત પિતા સુત નારી છોડકે;
આખર હોત હેરાન— બિગાડું. ૨.
રાજબી ચલગયે પ્રધાન બી ચલગયે;
કુંભકરન બલવાન— બિગાડું. ૩.
કીટ પતંગ ઔર બ્રહ્મા બી ચલ ગયે;
કોઇન રહેગો અવસાન— બિગાડું. ૪.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ;
રખલે તું રામકો ધ્યાન— બિગાડું. ૫.

---

## પદ ૨૭ પરજ.

કોન કરેરે જંજાલ, જગમેં જીવન થોરા. ટેક.
માતા પિતાએ તોકું જન્મ દિયો હૈ, કરમ દિયે હૈ કિરતાર—
જગમેં. ૧.
માટી ચુન ચુન મ્હોલ બનાયા, મૂરખ કહે ઘર મેરા— જગમેં ૨.
એહી જે મન તેરો હૈ ગિરિવરસોં, ઢલતાં નાં લાગહી વાર—
જગમેં. ૩.
બાઇ મીરાં કહે પ્રભો ગિરધરકા ગુન, ચરનકમલ ચિત્ત ધાર—
જગમેં. ૪.

---

## પદ ૨૮ પરજ.

રાધેવર રંગ ભર્યા છે, શે મસ જોવાને જાઉં. ટેક.
ફુલોં કેરા હાર ફુલોં કેરા ગજરા, માલન બનકે જોવા જાઊં—
રાધેવર. ૧.
અંગે વિભુત લગાવ મૃગા નયની, જોગણ થઇને જોવા જાઊંરે—
રાધેવર. ૨.

સોના ઇંઢોણી મારી રૂપાનું બેડલું, પાણીલાંને મિસેં જોવા જાઊંરે—
રાધેવર. ૩.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, ચરનકમલ ચિત્ત ધ્યાઊંરે—
રાધેવર. ૪.

---

## પદ ૨૯ પરજ.

કાનુડો છેડલો ન મેલે, જલ ભરવાને કેમ જાઊંરે. ટેક.
નિર્લજ્જ થઇને મારો નાથજી બેઠા, હુંરે નિર્લજ કેમ થાઊંરે—
કાનુડો. ૧.
વાટેને ઘાટે વાલો પાણીડાં માગે, લોક દેખતે કેમપાઊંરે—
કાનુડો. ૨.
જમુનાને તીરેં વાલો ગઊધેન ચારે, ત્યાં એકલડી કેમ જાઊંરે—
કાનુડો. ૩.
બાઇ મીરાં કહે ગિરિધરના ગુણ, ચરણકમલ ચિત્ત ધ્યાઊંરે—
કાનુડો. ૪.

---

## પદ ૩૦ પરજ.

જોશીડા જોશાં જુવોને, કેદા'ડે મળશે મુને કાનરે. ટેક.
દુખડાંની મારી વાલા દુબળી થઇ છું, પચી પચી થઇ છું પીળી
પાનરે— જોશીડા. ૧.
દુ:ખડાં મારાં ડુંગર જેવડાં, સુખડાં છે મેરૂ સમાનરે— જોશીડા. ૨.
પ્રીતો કરીને વાલે પાંગળાં કીધાં, બાણે વીંધ્યા છે મારા પ્રાણરે—
જોશીડા. ૩.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, ચરણકમલ ચિત્ત ધ્યાઊંરે—
જોશીડા. ૪.

---

## પદ ૩૧ રાગ કાફી.

આવત મોરી ગલિયનમેં ગિરિધારી, રાધે છુપ ગઇ લાજકી મારી. ટેક.

માત :પિતા સુત નારી છોડકે;
આખર હોત હેરાન— બિગાડુ. ૨.
રાજભી ચલગયે પ્રધાન બી ચલગયે;
કુંભકરન બલવાન— બિગાડુ. ૩.
કીટ પતંગ ઔર બ્રહ્મા બી ચલ ગયે;
કોઇન રહેગો અવસાન— બિગાડુ. ૪.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ;
રખલે તું રામકો ધ્યાન— બિગાડુ. ૫.

---

## પદ ૨૭ પરજ.

કોન કરેરે જંજાલ, જગમેં જીવન થોરા. ટેક.
માતા પિતાએ તાકું જન્મ દિયો હૈ, કરમ દિયે હે કિરતાર—
જગમેં. ૧.
માટી ચુન ચુન મ્હોલ બનાયા, મૂરખ કહે ઘર મેરા— જગમેં ૨.
એહી જે મન તેરો હૈ ગિરિવરસોં, ઢલતાં નાં લાગહી વાર—
જગમેં. ૩.
બાઇ મીરાં કહે પ્રભો ગિરધરકા ગુન, ચરનકમલ ચિત્ત ધાર—
જગમેં. ૪.

---

## પદ ૨૮ પરજ.

રાધેવર રંગ ભર્યા છે, શે મસ જોવાને જાઊં. ટેક.
કુલોં કેરા હાર કુલોં કેરા ગજરા, માલન બનકે જોવા જાઊં—
રાધેવર. ૧.
અંગે વિભુત લગાવ મૃગા નયની, જોગણ થઇને જોવા જાઊંરે—
રાધેવર. ૨.

સોના ઇંઢોણી મારી રૂપાનું બેડલું, પાણીલાંને મિસેં જોવા જાઊંરે—
રાધેવર. ૩.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, ચરનકમલ ચિત્ત ધ્યાઊંરે—
રાધેવર. ૪.

---

## પદ ૨૯ પરજ.

કાનુડો છેડલો ન મેલે, જલ ભરવાને કેમ જાઊંરે. ટેક.
નિર્લજ્જા થઇને મારો નાથજી બેઠા, હુંરે નિર્લજ કેમ થાઊંરે—
કાનુડો. ૧.
વાટેને ઘાટે વાલો પાણીડાં માગે, લોક દેખતે કેમ પાઊંરે—
કાનુડો. ૨.
જમુનાને તીરેં વાલો ગઊધેન ચારે, ત્યાં એકલડી કેમ જાઊંરે—
કાનુડો. ૩.
બાઇ મીરાં કહે ગિરિધરના ગુણ, ચરણકમલ ચિત્ત ધ્યાઊંરે—
કાનુડો. ૪.

---

## પદ ૩૦ પરજ.

જોશીડા જોશ જુવોને, કેદા'ડે મળશે મુને કાનરે. ટેક.
દુખડાંની મારી વાલા દુબળી થઇ છું, પચી પચી થઇ છું પીળી
પાનરે— જોશીડા. ૧.
દુ:ખડાં મારાં ડુંગર જેવડાં, સુખડાં છે મેરૂ સમાનરે— જોશીડા. ૨.
પ્રીતો કરીને વાલે પાંગળાં કીધાં, બાણે વીંધ્યા છે મારા પ્રાણરે—
જોશીડા. ૩.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, ચરણકમલ ચિત્ત ધ્યાઊંરે—
જોશીડા. ૪.

---

## પદ ૩૧ રાગ કાફી.

આવત મોરી ગલિયનમેં ગિરિધારી, રાધે છુપ ગઇ લાજકી મારી. ટેક.

માત પિતા સુત નારી છોડકે;
આખર હોત હેરાન— બિગાડું. ૨.
રાજબી ચલગયે પ્રધાન બી ચલગયે;
કુંભકરન બલવાન— બિગાડું. ૩.
કીટ પતંગ ઔર બ્રહ્મા બી ચલ ગયે;
કોઇન રહેગો અવસાન— બિગાડું. ૪.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ;
રખલે તું રામકો ધ્યાન— બિગાડું. ૫.

---

## પદ ૨૭ પરજ.

કોન કરેરે જંજાલ, જગમેં જીવન થોરા. ટેક.
માતા પિતાએ તોકું જન્મ દિયો હે, કરમ દિયે હું કિરતાર—
જગમેં. ૧.
માટી ચુન ચુન મ્હેલ બનાયા, મૂરખ કહે ઘર મેરા— જગમેં ૨.
એહી જે મન તેરો હે ગિરિવરસોં, ઢલતાં નાં લાગહી વાર—
જગમેં. ૩.
બાઇ મીરાં કહે પ્રભો ગિરધરકા ગુન, ચરનકમલ ચિત્ત ધાર—
જગમેં. ૪.

---

## પદ ૨૮ પરજ.

રાધેવર રંગ ભર્યા છે, શે મસ જોવાને જાઊં. ટેક.
ફુલોં કેરા હાર ફુલોં કેરા ગજરા, માલન બનકે જોવા જાઊં—
રાધેવર. ૧.
અંગે વિભુત લગાવ મૃગા નયની, જોગણ થઇને જોવા જાઊંરે—
રાધેવર. ૨.

સોના ઇંઢોણી મારી રૂપાનું બેડલું, પાણીલાંને મિસે જોવા જાઊંરે—
રાધેવર. ૩.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, ચરનકમલ ચિત્ત ધ્યાઊંરે—
રાધેવર. ૪.

---

## પદ ૨૯ પરજ.

કાનુડો છેડલો ન મેલે, જલ ભરવાને કેમ જાઊંરે. ટેક.
નિર્લજ્જ થઇને મારો નાથજી બેઠા, હુંરે નિર્લજ કેમ થાઊંરે—
કાનુડો. ૧.
વાટેને ઘાટે વાલો પાણીડાં માગે, લોક દેખતે કેમપાઊંરે—
કાનુડો. ૨.
જમુનાને તીરેં વાલો ગઊધેન ચારે, ત્યાં એકલડી કેમ જાઊંરે—
કાનુડો. ૩.
બાઇ મીરાં કહે ગિરિધરના ગુણ, ચરણકમલ ચિત્ત ધ્યાઊંરે—
કાનુડો. ૪.

---

## પદ ૩૦ પરજ.

જોશીડા જોશં જુવોને, કેદા'ડે મળશે મુને કાનરે. ટેક.
દુખડાંની મારી વાલા દુબળી થઇ છું, પચી પચી થઇ છું પીળી
પાનરે— જોશીડા. ૧.
દુ:ખડાં મારાં ડુંગર જેવડાં, સુખડાં છે મેરૂ સમાનરે— જોશીડા. ૨.
પ્રીતો કરીને વાલે પાંગળાં કીધાં, બાણે વીંધ્યા છે મારા પ્રાણરે—
જોશીડા. ૩.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, ચરણકમલ ચિત્ત ધ્યાઊંરે—
જોશીડા. ૪.

---

## પદ ૩૧ રાગ કાફી.

આવત મોરી ગલિયનમેં ગિરિધારી, રાધે છુપ ગઇ લાજકી મારી. ટેક.

કસુંબલ પાગ કેસરિયા વાઘા, ઉપર તુરરા હજારી ;
તુરરાકે ઉપર કલગી બિરાજે, પેચનકી છબિ ન્યારી— આવત. ૧.
કસુંબલ ચીર રાધાજીકોં શોભત, પેરત અંગિયાંકારી ;
નાકનમેં નકવેસર સોહે, નકવેસરકી છબિ ભારી— આવત. ૨.
ઠાડી ઠાડી રાધે અરજ કરત હે, સુનિયોજી કૃષ્ણ મુરારિ ;
તુમ જો હોજી નંદજીકે લાલા, મેં બ્રખુભાન દુલારી— આવત. ૩.
યમુનાકે નીર તીર ધેન ચરાવે, કાંધે કામળિયાં કારી ;
વૃંદાવનમેં ધુમ મચી હે, થૈથૈ દેવત તારી— આવત. ૪.
મોર મુકુટ મકરાકૃત્ય કુન્ડલ, તાપર છત્ર ધરોરી ;
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, ચરનકમલ બલહારી
આવત. ૫.

---

## પદ ૩૨ કાફી.

નાથ તુમ જાનત હો સબ ઘટકી, મીરાં ભક્તિ કરે પરગટકી ટેક
રામ મંદિરમેં મીરાંબાઇ નાચે, તાલ વગાડે ચપટી ;
પાઉંમેં ઘુઘરા રૂમ ઝુમ બાજે, લાજ શરમ સબ પટકી—
નાથ તુમ. ૧.
નાઇ ધોઇને મીરાં માલા ફેરે, સેવા કરે રઘુપતકી ;
શાલગરામકોં ચંદન ચડાવે, ભાલ તિલક બિચ ટપકી—
નાથ તુમ. ૨.
વિખકા પિયાલા રાણેજીએ ભેજ્યા, સાધુ સંગત મીરાં અટકી ;
કર ચરણામૃત પી ગઇ મીરાં, જેસે રામ રસકી કટકી—
નાથ તુમ. ૩.
કે સુરતિ દોર લગી એક ધારા, જેસેં ઘડાપર મટકી ;
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, સુરતિ લગી જેસી નટકી—
નાથ તુમ. ૪.

---

## પદ ૩૩ સોરઠી મલાર.

તમે આંહીં રહો રામ રસિયા, મારા હૃદય કમલમાં વસિયારે. ટેક.
કાયકું પિયાજી તુમ ઘોડલા પલાણો, કાયકું પાખર કસિયારે—
તમે આંહીં રહો. ૧.
ચુન ચુન કલિયાં સેજ બિછાઊં, ઉપર ગાદી તકિયારે—
તમે આંહીં રહો. ૨.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, ચરણકમલ ચિત્ત
વસિયારે—તમે આંહીં રહો. ૩.

---

## પદ ૩૪ રાગ એજ.

કુબરીને જાદુગરા, નેર મોહી રહ્યા શામ હમારારે. ટેક.
આપ જાઇ મથુરામેં છાયે, હમકું છોડ ગયે ગૃહ દુવારારે—
કુબરીને. ૧.
આછો નીર જલ જમુનાકો છાંડી, જાઇ પિયો જલ ખારારે—
કુબરીને. ૨.
ઇત ગોકુલ ઉત મથુરા નગરી, બીચમેં વહે જલ ધારારે—
કુબરીને. ૩.
જડીબુટ્ટી કછુ કામ ન આવે, કયા કરે વૈદ બિચારારે— કુબરીને. ૪.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, જીવન પ્રાણ હમારારે—
કુબરીને. ૫.

---

## પદ ૩૫ રાગ એજ.

માઇ અપનો શ્યામ ખોટો, વામે દોષ નહીં કુબજાકોરે. ટેક
આપેં ન આવે વાલો કાગદ ન ભેજે, સ્હાઇ કાગદકો ત્રોટોરે—
માઇ. ૧.

એક અચંબો મેં એસોહિ દેખ્યો, હંસ કાગકો જોટોરે— માઇ. ૨.
નંદબાવા ઘરે નવલખ ધેનુ, મઇ માખનકો નહિ ત્રોટોરે— માઇ. ૩.
શામળિયાસોં સ્નેહ ન કીજે, જેસો પાનીકો પરપોટોરે-- માઇ. ૪
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, રાધે મોટી ને શ્યામ
છોટોરે–માઇ. ૫.

---

## પદ ૩૬ રાગ એજ.

કુબજાનો શિખાવ્યો મુને લુંટે, તમે લુંટો છો વૃજરાજ— આજ.
ટેક.
પચરંગી પાઘ કેસરિયા વાઘા, કમર કસી નાં છુટેરે— કુ. ૧
મોર મુકુટ શિરછત્ર બિરાજે, કુંડળ ઝળકે ખુંટેરે— કુ. ૨.
ધીરે ધીરે હાથ મત ડાલો મોહન, નથ દોરડો ત્રુટેરે— કુ. ૩.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, મહીકી મટુકી મેરી ફૂટે- કુ. ૪.

---

## પદ ૩૭ સોરઠી મલાર.

મચકાળા મંદિરિયે આવ, મચકે મોહી રહી છું. ટેક.
તારે મચકે મોટા મુનિવર મોહ્યારે;
મોહી છે વ્રજડાંની નાર, ટગમગ જોઇ રહી છું— મચકાળા. ૧.
શેરિયેં ને શેરિયેં હું તો સાદ પડાવુંરે;
ગિરિધર ગોવાલિડાને કાજ, ગાવડલી હું દોઇ રહી છું- મચકાળા. ૨.
હરતાં ને ફરતાં હુંને હીરલો લાધોરે;
મોતી સરખો મારે માવ, ચિત્તડામાં પ્રોઇ રહી છું— મચકાળા. ૩.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણરે,
આવ્યો અવસર કેમ જાય, વાટડલી હું જોઇ રહી છું— મચકાળા. ૪.

---

## પદ ૩૮ રાગ ધનાશ્રી

યમુનામેં કૂદ પર્યો, કનૈયો તેરો યમુનામેં કૂદ પર્યો. ટેક.
પેસી પૈયારે કાલિ નાગ નાથ્યો, ફન પર નિરત કર્યો— કનૈયો. ૧.
નંદબાવા ઘર નોત બાજે, કંસરાય દેખકે ડર્યો— કનૈયો. ૨
માત યશોદા રૂદન કરતહે, નેનુંમેં નીર ઝર્યો— કનૈયો. ૩.
ટચલી આંગળીયે ગોવર્ધન તોર્યો, ઇન્દ્રકો માન હર્યો— કનૈયો. ૪.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધર ના ગુણ, મથુરામેં વાસ કર્યો—કનૈયો. ૫

---

## પદ ૩૯.

ઘેલાં અમે ભલે થયાંરે, બાઇ મારે ઘેલામાં ગુણ લાધ્યો — ટેક.
આટલા દિવસ હરિ જાણ્યા વિનાનું મન માયામાં બાંધ્યું;
ભવ સાગરમાં ભૂલાં પડયાં ત્યારે, મારગ મળિયા માધુ— ઘેલાં.
ઘેલાં તો અમે હરિનાં ઘેલાં, નિર્ગુણ કીધાં નાથે;
પૂર્વ જન્મની પ્રીત હતી ત્યારે, હરિએ ઝાલ્યાં હાથે— ઘેલાં
ઘેલાંની વાતો ઘેલાં જાણે, ને દુનિયાં શું જાણે;
જે રસ તો દેવતાને દુર્લભ, તે રસ ઘેલાં માણે— ઘેલાં.
ઘેલાં મટી અમે ડાહ્યાં ન થાઇએ, ને સંતનાં શરણાં લીધાં;
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, કારજ સઘળાં સીધ્યાં-ઘેલાં.

---

## પદ ૪૦ રાગ હોરી.

ઝટ દ્યો ચીર મોરારિ, મોરારિરે, ઝટ દ્યો મેરો ચીર— ટેક.
લે મેરો ચીર કદમ ચઢ બેઠો, મેં જલ બીચ ઉઘાડી;
હાંરે લાલા મેં જલ બીચ ઉઘાડી,
ઉભી રાધા અરજ કરત હે, હો ચીર દીઓ ગિરધારી;
પ્રભુ તોરે પાય પરૂંગી— ઝટ દ્યો

જો રાધા તેરો ચીર ચઢાવત હો, જલસેં હો જા ન્યારી;
હાંરે લાલા જલસેં હો જા ન્યારી,
જલસેં ન્યારી કાના કબુએ ન હોઉંગી,
તુમ હો પુરૂષ હમ નારી;
લાજ મોકું આવત ભારી— ઝટ ઘો.
તુમ સો કુંવર નંદલાલ કહાવો, મેં બ્રખુભાન દુલારી;
હાંરે લાલા મેં બ્રખુભાન દુલારી,
મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, તુમ જીતે હમ હારી;
ચરન પર જાઉં બલિહારી— ઝટ ઘો.

---

## પદ ૪૧ રાગ સોરઠી.

રટતા કયું નહીંરે હરિ નામ, તેરે કોડી લગે નહીં દામ. ટેક.
નર દેહી સુમરનકું દીની, બિન સુમરે કોન કામ— રટતા. ૧.
બાલપણે હસ ખેલ ગુમાયો, તરૂણ ભયે બસ કામ— રટતા. ૨.
પાંવ દિયા તોયે તિરથ કરણે, હાથ દિયા કર દાન— રટતા ૩.
નેન દિયા તોયે દરશન કરણે, શ્રવણ દિયા સુન જ્ઞાન— રટતા. ૪.
દાંત દિયા તેરે મુખકી શોભા, જિહ્વા દિયા ભજ રામ— રટતા. ૫.
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુન, એહી કરનાં શુભ કામ— રટતા. ૬.

---

## પદ ૪૨ રાગ બિલાવર.

જો તુમ તોડો પિયા મેં નહીં તોડું;
તોરી પ્રીત તોડી કૃષ્ણ કુણ સંગ જોડું. ટેક.
તુમ ભયે તરવર, મેં ભઇ પંખિયાં;
તુમ જો સરવર, મેં તેરી મછિયાં— જો તુમ. ૧.
તુમ ભયે ગિરિવર, મેં ભઇ ચારા;
તુમ ભયે ચંદા, મેં ભયે ચકોરા— જો તુમ. ૨.

તુમ ભયે મોતી; પ્રભુ મેં ભયે ધાગા;
તુમ ભયે સોના, હુમ ભયે સ્વાંગા— જો તુમ. ૩.
બાઇ મીરાં કહે, પ્રભુ બ્રજકે બાસી;
તુમ મેરે ઠાકોર, મેં તેરી દાસી— જો તુમ. ૪.

## પદ ૪૩ રાગ કાફી અથવા ઠુમરી.

ધિક હે જગમેં જીવન જાકો, ભજન બિના દેહ ધરી. ટેક
જબ માતાકી કુખ જન્મ્યો, આનંદ હરખ ઉચ્ચારી;
જગમેં આય ભજન નાં કીન્હો, જનનીકો ભારે મારી— ધિક. ૧.
કાગ કોયલ તો સબ રંગ એકે, કોઇ ગોરી કોઇ કારી;
વો બોલે તક તીરજ મારે, વો બોલે જગ પ્યારી— ધિક. ૨.
વાગલ તો શિર ઊંધે ઝૂલે, વાકી કોન વિચારી;
ફૂલ સબ કોઇ કરણીકા ચાખે, માનો બાત હમારી— ધિક. ૩.
જુનીસી નાવ મલા ખેવટિયા, ભવસાગર બહુ ભારી;
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, પ્રભુ મોકું પાર ઉતારી— ધિક. ૪.

## પદ ૪૪ રાગ એજ.

અબ તેરો દાવ લગો હે, ભજલે સુંદર શ્યામ. ટેક.
ગનકા તારણ વિષ ઓધારણ, સબકે પૂરણ કામ— અબ તેરો. ૧.
પ્રભુ ભજનમેં નિશિદિન રાચી, પલપલ કરૂં પ્રણામ— અબ તેરો. ૨.
ગાય ગાય પ્રભુકું મેં રીઝાવું, નૃત્ય કરત ઘનશ્યામ- અબ તેરો. ૩.
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, ચરણકમલ નિજ ધામ—અબ તેરો. ૪.

## પદ ૪૫ રાગ ઝીંઝોટી.

સુરજં સ્વામી પનિયાં ભરન કેસે જાઉં, મોરી મેંદિયાંકો રંગ
ઉડ જાય. ટેક.

સુરજ ઉગત હે ધૂપ પરત હે, મેરો ગોરૂડો બદન કરમાય—
સુરજ. ૧.

દૂર દેશકી મેંદિયાં મંગા લઉં, મેરા હાથડા રંગો તો લાલ થાય—
સુરજ. ૨.

જમુનાકી ગાગર મેરે શિરપર ભારી, મેરી પતલી કમર લચકાય-
સુરજ. ૩

પાણીડાં જાઉં મોએ પવન લગત હે, મેરો આછો સાલુડો ઉડિ
જાય—સુરજ. ૪.

બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, મેરો ચરણકમલ ચિત્ત
લાય—સુરજ. ૫.

---

## પદ ૪૬ રાગ જંગલો.

અબતો મેરે રામનામ, દુસરા ન કોઇ. ટેક
માત છાંડ પિતા છાંડ, છાંડો સગાં સોઇ;
સાધુ સંગ બેઠ બેઠ, લોક લાજ ખોઇ— અબતો. ૧.
સંત દેખ આઇ, જગત દેખ રોઇ;
પ્રેમ આંસુ ડાર ડાર, અમરવેલ બોઇ— અબતો. ૨.
મારગમેં વો તારન મિલે, સંત રામ દોઇ;
સંત મેરે શીશ ઉપર, રામ હૃદય હોઇ— અબતો. ૩.
અંતમેંસેં તંત કાહાડયો, પીછે રહી સોઇ;
રાણે ભેજયા વિષકા પ્યાલા, પીકેં મગ્ન હોઇ— અબતો. ૪.
અબતો બાત ફેલ ગઇ, જાને સબ કોઇ;
દાસી મીરાં લાલ ગિરિધર, હોણુ હાર હોઇ— અતો. ૫.

---

## પદ ૪૭.

કરનાં ફકીરી તબ કયા દિલગીરી, સદા મગનમેં રહેનાંજી. ટેક.
કોઇ દિન ગાડી ને કોઇ દિન બંગલા, કોઇ દિન જંગલ
બસનાજી—કરનાં. ૧.

કોઇ દિન હસ્તી ને કોઇ દિન ઘોડા, કોઇ દિન પાંઉં ચલનાંજી—
કરનાં. ૨.
કોઇ દિન ખાજા ને કોઇ દિન લાડું, કોઇ દિન ફાકમ ફાકાજી—
કરનાં. ૩.
કોઇ દિન ઢોલિયા કોઇદિન તળાઇ, કોઇ દિન ભોંયપે લોટનાંજી—
કરનાં. ૪.
મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, કછુ આંચ પડે સો સેહેનાંજી—
કરનાં. ૫.

---

## પદ ૪૮ રાગ મારૂ.

મોહન લાગત પ્યારા રાણાજી, મોહન લાગત પ્યારા. ટેક.
જીનકી કલાસેં હાલત ચાલત, બોલત પ્રાણ આધારા ;
નેનકી કલામેં સબ જુગ ભૂલ્યો, એહી પુરૂષ હય ન્યારા—
રાણાજી. ૧.
તુમહીં જૂઠે ને હમહીં જૂઠે, જૂઠે હે સબ સંસારા ;
સ્રીપુરૂષકે સંબંધ જૂઠે, તો ફૂટ્યા હઇયા તુમારા— રાણાજી. ૨.
તુમહીં કહો અરધંગા હમારી, હમકું લગાયો કારા ;
કોટિ બ્રહ્માંડમેં વ્યાપી રહ્યો હય, સો નિજ વર હમારા-- રાણાજી. ૩.
સાળુ પીતાંબર મોતનકી માળા, લેઇ અંગનમેં જલાયા ;
છાપ તિલક તુલસીકી માલા, સાધુ સંગ નિસ્તારા— રાણાજી. ૪.
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધરના ગુણ, શર્ણકો બિરદ સંભારા ;
હરિકે ભજનબિના જે દિન ખોયે, ધિક મનુષા જનમારા—રાણાજી. ૫.

---

## પદ ૪૯ રાગ ગોડી.

યદુવર લાગત હે મોહે પ્યારો. ટેક.
મથુરામેં હરિ જન્મ લિયો હે, ગોકુલમેં પગ ધારો ;
જન્મતહીં પુતના ગતિ દીન્હી, અધમ ઉદ્ધારણહારો— યદુવર. ૧.

યમુનાકે નીરે તીરે ધેનુ ચરાવે, ઓઢે કામરો કારો ;
સુંદર વદન કમલદલ લોચન, પીતાંબર પટવારો— યદુવર. ૨.
મોર મુકુટ મકરાકૃત કુંડલ, કરમેં મુરલી ધારો ;
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, સંતનકે રખવારો— યદુવર. ૩.
જલબૂડત ગજ રાખિ લિયો હૈ, કરપર ગિરિ વર ધારો ;
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, જીવન પ્રાણ હમારો— યદુવર. ૪.

---

## પદ ૫૦ રાગ ઠુમરી.

રામ રતન ધન પાયો મૈયા મેં તો, રામ રતનધન પાયો. ટેક.
સતસંગત સતગુરુ પ્રતાપસેં, ભાગ્ય બડો બની આયો— મૈયા. ૧.
ખરચ ન ખૂટે વાંકુ ચોર ન લુંટે, દિન દિન હોત સવાયો— મૈયા. ૨.
નીર ન ડુબે વાંકુ અગ્નિ ન જાલે, ધરણી ધર્યો ન સમાયો— મૈયા. ૩.
નામકો નાવ ભજનકી બતિયાં, ભવસાગર સેં તાર્યો— મૈયા. ૪.
મીરાં બાઈ પ્રભુ ગિરધર શરને, ચરણકમલચિત્ત લાયો— મૈયા. ૫.

---

## પદ ૫૧ ધુન.

કૈસેં આવેં હો લાલ તેરી, બ્રજ નગરી ગોકુલ નગરી. ટેક.
ઇત ગોકુલ ઉત મથુરા નગરી, બીચ બહે જમુના ઘહીરી— કૈસેં ૧.
પાંચ ધરો મેરી પાયલ ભીંજે, કૂદીપરે બહીજાઉં સગરી— કૈસેં. ૨.
મૈ દધિ બેચન જાત બંદ્રાબન, મારગમેં મોહન ઝગરી— કૈસેં. ૩.
બરજો જશોદા મૈયા અપને લાલકો, છીનલિયે મેરી નથ ચુંદરી— કૈસેં. ૪.
રહુ રહુ ગ્વાલિની ઝૂઠ ન બોલો, કહાન એકલા તુમ સગરી— કૈસેં. ૫.
હમરો કન્હૈયો પાંચ બરસકો, તુમ ગ્વાલિની અલમસ્ત ભઇ— કૈસેં. ૬.
જાય પુકારો કંસ રાજાસેં, ન્યાય નહીં મથુરા નગરી— કૈસેં. ૭
બંદ્રાબનકી કુંજગલિનમેં, ફેંટ પકર રાધે ઝગરી— કૈસેં. ૮.
મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, સાધુ સંગ કરી હમ સુધરી—કૈસેં. ૯.

---

## પદ પર ધુન.

મન અટકી મેરે દિલ અટકી, હો મુકુટકી લટક મેરે મન
અટકી. ટેક.
માથે મુકુટ કોર ચંદનકી, શોભા હે પીરે પટકી— મન. ૧.
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, ગુંજ માલ મેરે હિયે અટકી— મન. ૨.
અંતરધ્યાન ભયે ગોપિયનમેં, શુદ્ધ ન રહી જમુનાતટકી— મન. ૩.
પાત પાત બંદ્રાબન ઢુંઢે, કુંજ કુંજ રાધે ભટકી— મન. ૪.
જમુનાકે નીર તીર ધેનુ ચરાવે, સુરત રહી બનસીબટકી— મન. ૫.
ફૂલનકે જામા કદમકી છૈયાં, ગોપિયનકી મટુકી પટકી— મન. ૬.
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, જાનત હો સબકે ઘટકી— મન. ૭.

---

## પદ ૫૩ લાવણી. ( ચીરહરણ )

સખી આયે કારતક માસ, પરબ હય ભારી;
ઘર ઘરસેં કરી શણગાર, નિકસી વ્રજનારી. ટેક.
સખી ચીરઘાટપેં આઇ, સખીઆં સારી;
કયા જાનું કિધરસેં આયે, કૃષ્ણ મોરારિ. ૧.
સખી લે ગયો અપના ચીર, ચલા ભય છાંડી;
જલદીસેં દોડ કર બેઠે, કદમકી દાંડી. ૨.
તુમ દિયો હમારાં ચીર, દયા નહીં આતી;
શરદીસેં મરૂં મહારાજ, નમેરી જાતી. ૩.
કૃષ્ણ કહે કહાં જાઓ, પડી મેરે બસમેં;
તુમ લે જાઓ અપનાં ચીર, સમજ આપસમેં. ૪.
સખી પરનારીકે અંગ, મોહન મત લાગે;
મેં જાઇ પોકારૂં કંસ, રાયકે આગે. ૫.
સખી મહિષાસુરકો માર, આંખ ભઇ હે રાતી;
તેં કંસરાયકો જોર, કયું હીં બતલાતી. ૬.

સખી બનમેં રચિયો રાસ, રંગ બહુ છાયો,
કહે મીરાં દરશન આએ, પ્રેમપદ પાયો. ૭.

---

## પદ ૫૪ રાગ ઝીંઝોટીની હોરી.

'એસી ચતુર બ્રજ નાર, પિયા સંગ ખેલે હોરી. ટેક.
નવરંગ ઉડત ગુલાલ, સુગંધી કેસર ગોરી;
રાધેસેં ચરચત શ્યામ, શ્યામસેં રાધે ગોરી— એસી. ૧.
ઉડત હે અબીર ગુલાલ, કેસરકી ભરી કટોરી;
રાધે ચલી મુખ મોડ, શ્યામ મેરી બૈયાં મરોરી– એસી. ૨.
જેસે બને નંદલાલ, તેસી બની રાધે ગોરી;
દાસ મીરાંબાઇ બલજાય, અવિચલ રહેજો જોડી— એસી. ૩.

---

# મુક્તાનંદ.

સંવત ૧૮૮૦ માં હતા.

## પદ ૧ રાસ.

જનમ સુધાર્યોરે હો મારો, મળિયા નટવર નંદદુલારો,
કરૂણા અતિશેરે હો કીધી, ભવજળ બુડતાં બાંહ્ય ગ્રહી લીધી;
મુજપર અઢળકરે હો ઢળિયા, કરૂણા કરી ઘર બેઠાં મળિયા;
મન દ્રઢ કર્યુંરે હો મુરારિ, હવે હું થઇ રહી જગથી ન્યારી;
આનંદ ઉરમાંરે હો ભારી, શિરપર ગાજે ગિરિવરધારી;
નિરભય નોબતરે હો વાગી, કહે મુક્તાનંદ ભ્રમણા ભાગી.

---

## પદ ૨ રાસ.

ભ્રમણા ભાગીરે હો હૈયાની, નથી એ કોઇને વાત કહ્યાની,
વીતી હોય તેરે હો જાણે, અણસમજ્યા મન ઇરષા આણે;
જે રસ મુનિવરરે હો માણે, વાલે મારે સુગમ કર્યો આ ટાણે,
પ્રેમી જનનેરે હો પ્યારો, મુજને મળિયા નંદ દુલારો,
મહા રસ મુજનેરે હો આપ્યો, સંશય ભરમ સમૂળો કાપ્યો;
હવે હું મહાસુખરે હો પામી, મળિયા મુક્તાનંદના સ્વામી.

---

## પદ ૩ રાસ.

બાંહ્ય ગ્રહી છેરે હો વા'લે, કરૂણા કરી નટવર નંદલાલે,
હવે નહિ કોઇની હું ઓશિયાળી, શિરપર વિઠ્ઠલવર વનમાળી;
ભવ બ્રહ્માનારે હો સ્વામી, મુજને મળિયા અંતરજામી,
ઘેર ઘેર લોકડાંરે હો કહે છે, મેણું મને નંદના નંદનનું દેછે;
લાજ ન મનમાંરે હો આણું, અતિશે ભાગ્ય ભલું કરી જાણું,
કોઇવિધિ ન રહીરે હો ખામી, મળિયા મુક્તાનંદના સ્વામી

---

## પદ ૪ રાગ પ્રભાત ભૈરવી.

મેરે તો તુમ એક આધારા,
નાવકે કાગકી ગતિ ભઇ મેરી, જહાં દેખું તહાં જલનિધિ ખારા—
મેરે. ૧.
તુમહી મિલે મોહે આનંદ અતિશે, બિછુરે ન દુઃખકો અંત ન પારા—
મેરે. ૨.
રસિક શિરોમણિ તુમ વિના મોકું, લગત હે સબ જગ જલત
અંગારા—મેરે. ૩.

સુક્તાનંદ કહે અંતરજામી, કહા સમજાવું સબ જાનનહારા—
મેરે. ૪.

---

## પદ ૫ રાગ સિન્ધુડો.

જ્યાં લગી જાતને ભાત જંજાળ છે, ત્યાં લગી આતમા જાણ અળગો ;
જેહને હરિ વિના અન્ય અળખામણું, સત્ય સ્વરૂપ નર તેજ વળગ્યો—
જ્યાં. ૧.

ઉલટયા અન્નની સેજ ઇચ્છા ટળી, દેખતાં હુબકો સૌને આવે ;
તેહને જે ભ્રખે મનુષ્યમાં નવ ખપે, શ્વાન શૂકરતણી જાત કહાવે—
જ્યાં. ૨.

જ્યાં લગી દેહને હું કરી જાણશે, ત્યાં લગી ભોગ વિલાસ ભાવે ;
શ્વાન શૂકર તે મનુષ્યમાંથી ટળ્યો, હરિતણો જન તે કેમ કહાવે—
જ્યાં. ૩.

હરિના જન હરિને ગુણે જુકત છે, મુકત તનનું નહીં માન જેને ;
મુક્તાનંદને સંતજન શૂરમાં, પ્રગટ પારબ્રહ્મ રહે પાસ તેને—જ્યાં. ૪.

---

## પદ ૬ રાગ એજ.

ભેખને ટેક વર્ણાશ્રમ પાળતાં, ઉલટો એજ જંજાળ થાયે ;
ગાડરને આણિયે ઊનને કારણે, કાંતેલાં કોકડાં તેજ ખાએ—ભેખ. ૧.
જે જેવો થૈ રહે સાર તેને કહે, એજ આવરણતણું રૂપ જાણો ;
પત્થરમાં રાખી વિશ્વાસ પારસ ગણ્યો, તેમાં તે શું નવલું કમાણો—
ભેખ. ૨.

તજે ત્રણ ઇષણા તેજ વિચિક્ષણા, જહદા જહદનો મર્મ જાણે ;
ભાગ ને ત્યાગનો ભેદ ગુરૂમુખ ગ્રહે, પિંડ બ્રહ્માંડ ઉરમાં ન આણે—
ભેખ. ૩.

એજ સંન્યાસ શ્રીપાત તેણેકરી, શ્રીતણું કૃત્ય નવ સત્ય દેખે ;

ભિક્ષુક તે ખરા ભ્રમ મનનો તજે, સત્ય મુક્તાનંદ પ્રભુજ પેખે—
ભેખ. ૪.

---

## પદ ૭ રાગએજ.

મેલ્ય મન તાણ ગ્રહી વચન ગુરુદેવનું, સેવ તું રૂપ એ શુદ્ધ સાચું;
મનમત્ત થઇને તું કોટિ સાધન કરે, સદ્દગુરુ શબ્દ વિણ સર્વ કાચું—
મેલ્ય. ૧.

જજ્ઞજાગે કરી સર્વસુખ ભોગવે, પુણ્ય ખૂટે પડે નર્કો પાછો;
તીરથ વ્રતનું જોર પણ ત્યાં લગી, ગુરુગમ વિના ઉપાય કાચો—
મેલ્યા. ૨.

અડસઠ તીરથ સદ્દગુરુ ચરણમાં, જાણશે જન જે હશે પૂરા;
મન કર્મ વચને મોહ મનનો તજી, ભજે પરિબ્રહ્મ તે સંત શૂરા—
મેલ્ય. ૩.

મનનાં કૃત્ય તે મિથ્યા જાણી તજ્યાં, મન પણ અમન થૈ મળ્યું ત્યારે;
મુક્તાનંદ ગુરુ મરમ છે વચનમાં, વચન વિચારીને જોયું જ્યારે—
મેલ્ય. ૪.

---

## પદ ૮ રાગ એજ.

ધીર ધુરંધરા શૂર સાચા ખરા, મરણનો ભય તે મનમાંજ નાણે,
ખર્વ નિખર્વ દળ એક સામા ફરે, તરણને તુલ્ય તેનેજ જાણે. ટેક.
મોહનું સેન મહા વિકટ લઢવા સમે, મરે પણ મોરચો નવ ત્યાગે;
કવિ ગુણી પંડિત બુધ્ધે બહુ આગળા, એ દળ દેખતાં સર્વ ભાગે—
ધીર. ૧.

કામને ક્રોધ મદ લોભ દળમાં મુખી, લઢવા તણો નવ લાગ લાગે;
જોગિયા જંગમ તપી ત્યાગી ઘણા, મોરચે ગયે ધર્મ દ્વાર માગે- ધીર. ૩.
એવા અરિ સેનસું અડીખમ આખડે, ગુરુમુખી જોગિયા જુક્તિ જાણે;

મુક્તાનંદ મોહ ફ્રોજ માર્યા પછી, અખંડ સુખ અટળપદ
રાજમાણે—ધીર. ૪.

---

## પદ ૯ રાગ એજ.

મતવાલાતણી રીત મહા વિકટ છે, પ્રેમરસ પીએ તે જન જાણે;
મુંડા શું જાણે મજીઠના પાડને, ભીખતાં જન્મનો અંત આણે-મત. ૧.
વરણ આશ્રમતણી આડ સઉને વિકટ, તે કેમ પાધરી વાત પ્રીછે;
શીશ અરપ્યાવિના શ્યામ રીઝે નહીં, શીશ અર્પે જે કોઇ શરણ
ઇચ્છે—મત. ૨.
પ્રેમ નવ બાગબગીચા વિષે નીપજે, દામ ખરચે નવ પ્રેમ પામે;
મસ્તક ધડામાં જે જન મૂકશે, તે ઘટે પ્રેમ પ્રવાહ સામે— મત. ૩.
સુરનર મુનિતણી ચાંચ ખુંચે નહીં, ચૌદલોકમાં એ અગમ્ય સૌને;
મુક્તાનંદ એ અગમ્ય રસ અતિ ઘણો, સદ્દગુરુ મોજથી સુગમ
બહુને—મત. ૪

---

## પદ ૧૦ રાગ એજ.

કર્મનું કુટણું સકળ સંસારમાં, લખ્યું લલાટમાં તેજ થાશે;
શુભાશુભ ભોગ તે લખ્યા લલાટમાં, અલખ લખાઇ શું નામ જાશે—
કર્મનું. ૧.
ભાગમાં લખ્યા ભગવંત જો હોય તો, સાધન લેશ નવ ઘટે કરવું;
ભાગ્યમાં લખ્યું અણવાંચ્છે આવી મળે, તેહને કાજ શું પચી
મરવું—કર્મનું. ૨.
સજનતણો સંસ્કાર શો શુભ હતો, ગીધ ગુણકા અજામેલ એવા;
અધમ ઉદ્ધારણ પ્રભુજીને પરહરી, કર્મ કરતા કહે મૂઢ જેવા—
કર્મનું. ૩.
કર્મની રેખતો કર્મ જડને શિરે, મર્મના જાણતલ ધર્મ પાળે;

મુકતાનંદ ગુરુ ચરણુને સેવતાં, બ્રહ્મ અગ્નિ સર્વ કર્મ બાળે—
કર્મનું. ૪.

---

## પદ ૧૧ હોરી.

શામરો નિકી બેન બજાવે બજાવે. ટેક.
ઘરઘરસેં ગોપી ચલી આવે, સુન મોરલી સુખ પાવે;
કોઇ સખી તાલ મૃદંગ બજાવે, કોઇ નાચે કોઇ ગાવે;
શ્યામ મન મોદ બઢાવે, શામરો નિકી બેન બજાવે. ૧.
કોઇ સખી અબીર ગુલાલ ઉડાવે, કોઇ પીચકારી ચલાવે;
કોઇ સખી નોતમ કૌતક કરકે, મન મોહનકું રિઝાવે;
દેખી મોહન મુસકાવે, શામરો નિકી બેન બજાવે. ૨.
બ્રહ્મા મહેશ્વર દેવરાય મુનિ, કૌતક દેખન આયે;
નાચત નભ અપ્સરા મુદિત મન, તાનમેં તાલ મિલાવે;
દેખી મોહુન મન ભાવે, શામરો નિકી બેન બજાવે. ૩.
જય જયકાર ભયો ત્રિભુવનમેં, દુંદુભી દેવ સુનાવે;
મુકતાનંદ ભાગ્ય બ્રજ જનકે, નિગમ કહુત સુરઝાવે;
શારદા અતિ સકુચાવે, શામરો નિકી બેન બજાવે. ૪.

---

## પદ ૧૨ હોરી.

બ્રજમેં હુરિ ખેલત હોરી હોરી. ટેક.
ઉતસેં આઇ કુંવરી રાધિકા; સંગ લે ગ્વાલની બોરી,
ઇત બ્રજરાજ સખા સંગ લેકર, કેસર ગાગર ઘોરી;
પરસ્પર ખેલ મચ્યોરી, બ્રજમેં હુરિ ખેલત હોરી. ૧.
ઉડત ગુલાલ અરૂણુ ભયો અંબર, રંગ બરસે ચહુઓરી;
ઉમંગ ભરી ગોપી રંગ ડારત, શ્યામ સુંદર પર ઘોરી;
દેખી રતિનાથ લજ્યોરી, બ્રજમેં હરિ ખેલત હોરી. ૨.

મોહન મુખ વિધુ દેખત થકિત ભઇ, શ્રીવૃષભાન કિશોરી;
પ્રેમ મગન તનકી શુદ્ધ ભૂલી, શોભિત માનું ચકોરી;
રહી એક દ્રગ જોરી, બ્રજમેં હરિ ખેલત હોરી. ૩.
જેસેહી ખેલમેં ચતુર સાંવરો, તેસેંહી રાધિકા ગોરી;
મુક્તાનંદ મગન છબિ નિરખત, કહા બરનું મતિ થોરી;
રહો ઇન સંગ રતિ મોરી, બ્રજમેં હરિ ખેલત હોરી. ૪.

---

## પદ ૧૩ આરતી.

જય દેવ જય દેવ, જય અંતરયામી, (૨)
વાસુદેવ જય વ્યાપક, (૨) નિર્ગુણ નિષ્કામી— જય. ૧.
તેજોમય તનુ ધારી, શ્વેત દ્વીપ સ્વામી, (૨)
મુનિ ગણ મધ્ય બિરાજે, (૨) અતિ અગણિત નામી—જય. ૨.
અનંત ચંદ્ર રવિ સરખા, મ્હા મુનિવર સંગે, (૨)
ચરણકમળ નિત સેવે, (૨) અતિશેં ઉમંગે— જય. ૩.
નારાયણ પુરવાસી, અગણિત નરનારી; (૨)
પ્રેમ ઘણો કરી પૂજે, (૨) પ્રભુપદ સુખકારી— જય. ૪.
શિવ, બ્રહ્મા, સનકાદિક, નિત દરશન આવે; (૨)
શુક શારદ મુનિ નારદ, (૨) નિશિદિન ગુણ ગાવે— જય. ૫.
પ્રગટરૂપ પુરૂષોત્તમ સ્વામી, હરિ, અજ, અવતારી; (૨)
મુકતાનંદ પ્રભુપદ, (૨) જાએ બલિહારી— જય. ૬

---

# મુકુન્દ.

## પદ ૧ કાફી.

ટિટોડી કહે તજિયેરે, ભૂમિ ઉપર ભારથ થશે;
અઢાર અક્ષોણીરે, દળ અટવાઇ જશે. ટેક.

ભૂમિ તજી જૈ વ્યોમે વસિયે, પણ ભવિષ્ય ન ભૂલે;
કૃષ્ણે કર્યું તે કોઇથી ન મટે, શું ડહાપણમાં ડૂલે;
હજુર હુકમથીરે, હોનારૂં તે સેજે હોશે— ટિટોડી. ૧.
રામ પ્રગટીને રાવણ રોળ્યો ને, પાણીમાં બાંધી પાળ;
સોનાની લંકા ક્ષણમાં લુંટાવીને, વિભીષણ કર્યો ભૂપાળ;
વીસે ભુજ વાઢ્યારે, છેદ્યાં મસ્તક દશે— ટિટોડી. ૨.
પ્રહ્‌લાદજીની પ્રતિજ્ઞા પાળી, હિરણ્યાકશ્યપુ હણ્યો;
નરસિંહરૂપ ધર્યું મારે નાથે, બ્રહ્મના વરને ગણ્યો;
હરિથી સરવે હેઠુંરે, ઉગરે નહિ ઉપાય કશે— ટિટોડી. ૩.
ગજઘંટ નાંખીને ઇંડાં ઉગાર્યાં, પક્ષીની કીધી પ્રતિપાળ;
મુકુંદ કહે મધુસૂદન મોટા, સમરો દીનદયાળ;
ભાળ મને લાધીરે, હરિ હરિજનમાં વસે— ટિટોડી. ૪.

---

## પદ ૨.

ભવિષ્ય ન ભૂલેરે, ડૂલે કોઇ ડાહ્યા થઇ;
ફાટ્યા મનના ફૂલેરે, કર્તા કૃષ્ણ વિના નહીં. ટેક.
રાજપાટ સુખપાલ સાહેબી, હય ગજ રથ ભંડાર;
અખિલ લોકમાં આણ ફરે એવો, પરીક્ષિત પુણ્યનો ન પાર;
ભવિષ્ય ન ભૂલ્યુંરે, અંતે આવી ડસ્યો અહિ— ભવિષ્ય. ૧.
શુકજી સદ્‌ગુરૂ મળીને, શ્રીમદ સુણાવ્યું કાન;
સાત દિવસમાં સદ્‌ગતિ આપી, વેગે આવ્યું વૈમાન;
કૃષ્ણની કથાનીરે, કીર્તિ જુગ જુગ રહી— ભવિષ્ય. ૨.
પોપટ ભણાવતી પુંશ્ચલી નારી, રસના એ કહેતી રામ,
અજામેલનાં અઘ નિવાર્યાં, પુત્ર પટંતર નામ;
નરહરિ એવારે, ગુણ એના રહેજો ગ્રહી— ભવિષ્ય. ૩.
જપ તપ જગનકે ભજનથી જપે, નામ મહાત્મ્યનું નેમ;
અખિલ ઉપાસન એ વિના લુખું, મુકુંદ મનસું પ્રેમ;
કૃષ્ણ કેહ્યા કાયરરે, તેને કર્મહીણ કહી— ભવિષ્ય. ૪.

---

## પદ ૩.

કપોતની કહેછેરે, કંથ મારૂં કહ્યું કરો ;
સિંચાણાનો ભેછેરે, પારધીએ બાણ ભર્યો. ટેક.
અહીંથી ઉડી જૈ અળગાં રહિયે, આ દેશ તજી પરદેશ,
મરસ વચન પિયુ મારારે માનો, લાજ નહિ લવલેશ ;
પ્રમાદને મેલોરે, શંક વેણ રૂદે ધરો- કપોતની. ૧.
કપોત કંથ કહે કાયર કામની, હોનાર છે તે હુંશે,
શત્રુનું સાલ સહેજમાં ટળશે, કર્યું કર્તાનું થશે ;
હૃદયે હરિ રાખોરે, મુખે કૃષ્ણ કૃષ્ણ ઉચ્ચરો- કપોતની. ૨.
અહિ ડસ્યો પારધીને પાયે, ડગ્યો બાણ તે વાર,
સિંચાણાનું છેદાયું શિર, કૃષ્ણ કરણી કરનાર ;
ભાવે ગુણ ભાખોરે, ભવજળ તરો તરો- કપોતની, ૩.
તન તરૂવર પ્રાણ પંખીડાં, પ્રવૃત્તિ નિવૃત્તિ બે નાર,
અહંકાર અહિને જરા પારધી, ક્રોધ સિચાણો નિર્ધાર ;
મુકુંદ મનમાંથીરે, પ્રભુ નવ રાખો પરો- કપોતની. ૪.

---

# મુકુન્દાનંદ.

## હોરી ૧.

સુરતા તું ક્યું ભઇ હે દિવાની. ટેક.
દ્રષ્ટ પદારથ માયા જાલ હે, તામે કયોં તું લોભાની,
રંગ પતંગ દો ચાર દિનનકા, આખર ખાખ નિશાની ;
એહી બાત સત્ય કર માની- સુરતા. ૧.
કૂડ કપટ છલ બોત કરત હૈ, પ્રભુમેં પ્રીત ન ઠાની,
હરિ ભજન બિન ગતિ નાંહિ તેરી, તું મત હો મસ્તાની ;
હિયેમેં સમજ સિયાની— સુરતા. ૨.

ત્રિવેણી મધ્ય ખુલ રહી વસંતી, વામે પ્રીત લગાની,
કાલ જંજાલ સબે હઠ જાયગો, નિર્ભય હોય નિર્વાણી;
મિટી જાય ચારો ખાણી— સુરતા. ૩.
મિલ ગઇ પિયાસેં મિટ ગઇ ભ્રમના, અરસપરસ દરશાની,
નંદમુકુન્દ એ સમઝે સુઘડનર, જો હોય ગુરુકો જ્ઞાની;
કરાવે પિછાન પુરાની— સુરતા. ૪.

---

# મુરાર સાહેબ.

હાલારમાં ખભાએડા વાલી જગ્યાવાળા.

## પદ ૧ રાગ ખંભાત.

ગુન્હારે મઃ જોજો મારા, ગરીબાં નિવાજ;
ગરીબાં નિવાજ, ગુરુ ગરીબાં નિવાજ. ટેક.
મેં રે પતિત તુમ પાવન પ્યારે, મેરે ભક્તિના દાનીરે મ્હારાજ—
ગુન્હારે. ૧.
તુમ હો તારન અધમઓધારન, સમરથ સેવક સુધારન કાજ—
ગુન્હારે. ૨.
મેરેકું સેવક સેવા નહીં સુમરન, લખ્યો નહીં અપનો કાજ અકાજ—
ગુન્હારે. ૩.
કોટિક તારેં અધમ અઘ રાશિ, આરત અંતર સુનિકે અવાજ—
ગુન્હારે. ૪.
રજમુરાર રવિ ગુરુ ચરણ રાખો, બાનાં બૃદ કેરી લાજ—
ગુન્હારે. ૫.

---

## પદ ૨ પ્રભાત કેરબો.

શબ્દ ગુરુ સાધિયે, અંતરગુરુ આરાધિયે, સનમુખ સુરત સતગુરુ સાચી;
આપું લઇ અલપિયે જાપ હરિ જાપિયે, ચરણકમળ રહે શીશ નામી—શબ્દ ગુરુ. ૧.
ગુરુ ને ગોવિંદ તે અંગોઅંગ એક છે, જ્યું જળ લહેરી જુદીરે નાહીં;
સગુણ બ્રહ્મ તે સેવકને કારણે, ભક્તિ કરાવણ ભગરતમાંહીં—શબ્દ ગુરુ ૨.
ઇષ્ટગુરુ અગમ સદા સતસંગમાં, રહે એક રંગમાં રસરૂપે:
જ્ઞાનમાં જે ગળ્યા તત્ત્વને તે મળ્યા, સેજ શમી રહ્યા સત સ્વરૂપે—શબ્દ ગુરુ. ૩.
શબ્દ જેને વર્યા તારીને તે તર્યા, ધ્યાન નિજ ધર્યાં ધીરજ આણી;
ભજન ગુરુ ભોગના જીવનમુકતા, સુરતિ શબ્દમાં જઇ સમાણી—શબ્દ ગુરુ. ૪.
પરમધામ ધણી કરૂણામેર ઘણી, આપ સ્વરૂપ જેણે ઓળખાવ્યો;
રજમોરાર રવિકે ચરણે, યોની જનમ બારે ન આવ્યો—શબ્દ ગુરૂ. ૫.

---

## પદ ૩ ધોળ.

આજ સખી મુને સતગુરુ મળિયા, દેવદીવાળીના દિનજ વળિયા;
અંતરજામી અઢળક ઢળિયા, તો હીરો દીધો હાથમાંરે. ટેક.
સ્નેહ કરીને સોહાગણ કીધી, ચૈતન પુરૂષે ચરણમાં લીધી;
ભૂધર ભાવે ભક્તિ દીધી, તો માળા પેહેરાવી મોક્ષનીરે— આજ. ૧.
હુંરે ભૂલીતી ભુવનજ મ્હારૂં, સતગુરુએ ઘર બતાવ્યું છે સારૂં;
તન મન ધન લઈ તાપર વારૂં, જેણે વર વરાવ્યો વિઠ્ઠલોરે– આજ. ૨.

સેજે આનંદ સુખ શ્યામને સંગે, નિત્ય નિત્ય નેહ છે નવલે રંગે ;
અરસપરસ આનંદ અંગે, તો માયલે મંદિર મ્હાલનારે— આજ. ૩.
વેદપુરાણ વંદે છે જેને, શેષ શારદા સ્તવે છે તેને ;
મુરાર સમજ્યા સતગુરુની સાને, આતમ રવિગુરુ ઓળખ્યારે—
આજ. ૫.

---

## પદ ૪.

ઓધવ માધવ મથુરા જઇ, કૃષ્ણ કુબજાને વશ થયા રહી ;
શાંચો કેજો ને સુહાગણને સહી, લખ્યો કાગળ તે જાજો લહી. ટેક.
લખ્યાં કારણ તે પ્રેમ પ્રણામ, સારૂં કીધું બહુ સુંદર શ્યામ ;
અવલ નારી પામ્યા અનામ, હૃદયાની પોતી પૂરણ હામ—
ઓધવ. ૧.
અક્ષર વાંચી અનુભવ કરિયો, વ્રજ કારણ ગિરિવર ધરિયો ;
અજ ઇંદ્રનો અભેમાન હરિયો, તે હેત હરિ કેમ વિસરિયો—
ઓધવ. ૨.
અમ કારણ સુખ શ્યામ હરિ, દાવાનળ પીધો હરિ કર ભરી ;
આરત ટાળી અનેક રૂપ ધરી, હવે વ્હાલે મેલ્યાં પરહરી—
ઓધવ. ૩.
સમરથ સુજાણને શું કહિયે, થોડું લખ્યું પણ ઘણું કરી લઇયે ;
દાસ મુરાર રવિ ચરણે રહિયે, પ્રેમભક્તિ પુરણ પઇયે— ઓધવ. ૪.

---

## પદ ૫.

ઓધવજી હરિને એટલું કેજો, મોહન માનવી મળવા લેજો ;
પોતાની જાણી દર્શન દેજો, નરોહર આવી નેણામાં રેજો. ટેક.
તમવિના તલખી મરિયે, ત્રિકમ તારો તો અમે તરિયે ;
વનક્રીડા કેમ વિસરિયે, રાસ રમ્યાતા તે રૂદે ધરિયે— ઓધવજી. ૧.

મોહન વન મોરલી વાતા, ગોપ ગોવાળિયા ગુણ ગાતા;
ભેળાં બેસી ભોજન જમતાં, તે સુખ હરિને વિસરતાં— ઓધવજી. ૨.
નટવર મુકુટ ધરી નૃત્ય કરતા, કરે કર ગ્રહી કુદડી ફરતા;
તસ્કર થઇ ચિત્ત ચીર હરતા, વિશ્વાસીને વાઇગ્યા વરતા—
ઓધવજી. ૩.
અનેક ચરિત્ર રૂદે હરિને, નેતિ નેતિ નિગમ કરીને;
રજ મુરાર ચરણે રવિને, યોની જનમ ન આવે ફરીને— ઓધવજી. ૪

---

## પદ ૬.

કહોને ઓધાજી અમે કેમ કરિયે, મનડાં હેરાણાં પ્યારા મોરલિયે;
વ્યાકુળ થઇને અમે વનમાં ફરિયે, હરિહરિ મુખથી ઓચરીયે—
કહોને ૧
નથી રે'વાતું ચિત્ત ચોરી લીધાં, પ્રીત કરીને પરવશ કીધાં;
એનેરે ચરણે અનેક સિધાં, પ્રેમના પિયાલા પાઇને પીધા—કહોને. ૨.
દરશન દીઓતો મારે દીવાળી, વ્હાલા લાગો છો અમને વનમાળી;
ત્રિભુવન સાથે મારી લાગી તાળી, નયણાં રહ્યાં છે માહારાં ન્યાળી—
કહોને. ૩.
વેદે નિષેધ કીધીરે નારી, ઓતમ કરી વ્હાલે ઓધારી;
વ્હેંતે પુરથી વ્હાલે લીધાં વાળી, બહુરે નામિયે બિરદ સંભાળી-
કહોને. ૪.
પ્રગટરૂપે હરિ પરમાણું, જુગના જીવન મારે સાચું નાણું;
દાસ મોરારને રવિ ગુરુનું બાનું, છુપાવ્યું નહિ કદી રહે છાનું—
કહોને ૫.

---

## પદ ૭.

અમને ઓધાજી હવે, તેડી ચાલો જીરે;
જ્યાંરે વસે છે વ્રજનો વ્હાલો. ટેક.

મળવા મથુરામાં હરિનેરે હાલો,
નયણે નિરખિયે અમે નંદલાલો— અમને. ૧.
વ્રેહને વૈરાગે દુઃખી દિલ જાણે,
પ્રાણ તો વીંધાણા પ્રેમને બાણે;
પીડ પિયારી કોઈ પરમાણે,
જેને વીતી હોય તે જાણે— અમને. ૨.
સુખ તો સંભારતાં શુદ્ધ ગઈ છું ભૂલી,
દર્શન વિનાની મારી દેહી ડૂલી;
ફૂલ કમળ જેમ જાય ઊલી,;
જુગના જીવન વિના એમ ભૂલી— અમને. ૩
મન તો મારૂં મોહનજી પાસે,
મુખડે ગોવિંદ ગોવિંદ ગાશે;
હરિ વિનારે કયમ રહેવાશે,
આ તન રહ્યું છે આવ્યાની આશે— અમને. ૪.
દયા કરો તો દરશન થાએ,
જનમ મરણનો ભય જાયે;
મોરાર રવિને ચરણે આવે,
પ્રેમભક્તિ પૂરણ પાએ— અમને. ૫.

---

## પદ ૮ રાગ પરજ ભજન.

આજ મારી લ્હે તો ભજનમાં લાગીરે,
મૈયા મેરો મનવો ભયોરે વૈરાગીરે;
આજ મુને સતગુરુ મળ્યા સોહાગીરે,
આજ મુને પૂરા ગુરુ મળ્યા સોહાગીરે. ટેક.
કામ કાજ મુને કડવો લાગેરે;
આજ મારી મોહ મમતા સર્વે ભાગીરે— મૈયા મેરો. ૧.
સંસાર વ્યવહાર મને સરવે વીસર્યોરે;
આજ મારી લ્હે તો ભજનમાં લાગીરે— મૈયા મેરો. ૨.

મોહન વન મોરલી વાતા, ગોપ ગોવાળિયા ગુણ ગાતા ;
ભેળાં બેસી ભોજન જમતાં, તે સુખ હરિને વિસરતાં— ઓધવજી. ૨.
નટવર મુકુટ ધરી નૃત્ય કરતા, કરે કર ગ્રહી કુદડી ફરતા ;
તસ્કર થઇ ચિત્ત ચીર હરતા, વિશ્વાસીને વાઇગ્યા વરતા—
ઓધવજી. ૩.
અનેક ચરિત્ર રૂદે હરિને, નેતિ નેતિ નિગમ કરીને ;
રજ મુરાર ચરણે રવિને, યોની જનમ ન આવે ફરીને— ઓધવજી. ૪

---

## પદ ૬.

કહોને ઓધાજી અમે કેમ કરિયે, મનડાં હેરાણાં પ્યારા મોરલિયે ;
વ્યાકુળ થઇને અમે વનમાં ફરિયે, હરિહરિ મુખથી ઓચરીયે—
કહોને ૧
નથી રે'વાતું ચિત્ત ચોરી લીધાં, પ્રીત કરીને પરવશ કીધાં ;
એનેરે ચરણે અનેક સિધાં, પ્રેમના પિયાલા પાઇને પીધા—કહોને. ૨.
દરશન દીઓતો મારે દીવાળી, વ્હાલા લાગો છો અમને વનમાળી :
ત્રિભુવન સાથે મારી લાગી તાળી, નયણાં રહ્યાં છે માહારાં ન્યાળી—
કહોને. ૩.
વેદે નિષેધ કીધીરે નારી, ઓતમ કરી વ્હાલે ઓધારી ;
વ્હેંતે પુરથી વ્હાલે લીધાં વાળી, બહુરે નામિયે બિરદ સંભાળી-
કહોને. ૪.
પ્રગટરૂપે હરિ પરમાણું, જુગના જીવન મારે સાચું નાણું ;
દાસ મોરારને રવિ ગુરુનું બાનું, છુપાવ્યું નહિ કદી રહે છાનું—
કહોને ૫.

---

## પદ ૭.

અમને ઓધાજી હવે, તેડી ચાલો જીરે ;
જ્યાંરે વસે છે વ્રજનો વ્હાલો. ટેક.

મળવા મથુરામાં હરિનેરે હાલો,
નયણે નિરખિયે અમે નંદલાલો— અમને. ૧.
વ્રેહને વૈરાગે દુઃખી દિલ જાણે,
પ્રાણ તો વીંધાણા પ્રેમને બાણે;
પીડ પિયારી કોઇ પરમાણે,
જેને વીતી હોય તે જાણે— અમને. ૨.
સુખ તો સંભારતાં શુદ્ધ ગઇ છું ભૂલી,
દર્શન વિનાની મારી દેહી ડૂલી;
ફૂલ કમળ જેમ જાય ઊલી,;
જુગના જીવન વિના એમ ભૂલી— અમને. ૩
મન તો મારૂં મોહનજી પાસે,
મુખડે ગોવિંદ ગોવિંદ ગાશે;
હરિ વિનારે કયમ રહેવાશે,
આ તન રહ્યું છે આવ્યાની આશે— અમને. ૪.
દયા કરો તો દરશન થાએ,
જનમ મરણનો ભય જાયે;
મોરાર રવિને ચરણે આવે,
પ્રેમભક્તિ પૂરણ પાએ— અમને. ૫.

---

## પદ ૮ રાગ પરજ ભજન.

આજ મારી લ્હે તો ભજનમાં લાગીરે,
મૈયા મેરો મનવો ભયોરે વૈરાગીરે;
આજ મુને સતગુરુ મળ્યા સોહાગીરે,
આજ મુને પૂરા ગુરુ મળ્યા સોહાગીરે. ટેક.
કામ કાજ મુને કડવો લાગેરે;
આજ મારી મોહ મમતા સર્વે ભાગીરે— મૈયા મેરો. ૧.
સંસાર વ્યવહાર મને સરવે વીસર્યોરે;
આજ મારી લ્હે તો ભજનમાં લાગીરે— મૈયા મેરો. ૨.

સંત્ર સજીવન શ્રવણે સુણ્યારે;
આજ મુને મોરલી મધુરો વાગીરે— મૈયા મેરે. ૩.
અન્નડો ન ભાવે નયણે નિદ્રા ન આવેરે;
આજ હું તો જુગત્યે જોઇ જોઇને જાગીરે— મૈયા મેરે. ૪.
દાસ મોરારને મેરમ રવિ મળ્યારે;
આજ મેં તો મુક્તિ ચરણની માગીરે— મૈયા મેરે. ૫.

---

## પદ ૯ રાગ પરજ ભજન.

આવ્યો જુઠોરે જમાન, કઠણ કળજુગ વારોરે;
તેમાં કેમરે દીધો કિરતાર, અવતાર અમારોરે. ટેક.
ગુરુ મહિમા મરજાદ, સેવક નહિ પાળેરે;
મન મનના થાપ્યા મત, પાખંડને પસારેરે— આવ્યો. ૧.
વરણ ધરમ ને વેદ, આશ્રમ ભેદ ભાંગ્યોરે;
તેમાં જતીએ મેલ્યા જપ જોગ, લાભે મન લાગ્યોરે—આવ્યો. ૨.
નરપતિ નીતિના હીણ, તેની પરજા બહુ પાપીરે;
કન્યા વેચીને કણ ખાય, વિરોધના વ્યાપીરે- આવ્યો. ૩.
સહુએ મેલ્યારે સંતોષ, ઉવાટે ઉજાણારે;
તેને કરમે પડે બહુ કાળ, ખાવાને ન મળે દાણારે— આવ્યો. ૪.
ગુરુજી પાપે કીધોરે પસાર, પૃથ્વીને બહુ પીડારે;
સતરે ગયું ને સુખ નાહીં, દુઃખના આવ્યા દાડારે—આવ્યો. ૫.
તમે સાંભળોને રવિ ગુરુભાણ, કળ જુગની કાંણીરે;
એથી ઉગારો મુરારને મ્હારાજ, બાનાનું બ્રદ જાણીરે—આવ્યો. ૬.

---

## પદ ૧૦ રાગ પરજ ભજન.

મારા સ્નેહી સતગુરુ શ્યામ, સનમુખ તમે રે'જોરે;
એવો કલજુગ વહેરે ક્રૂર, તેમાંથી તારી લેજોરે. ટેક.

ગુરુજી બાનાં બ્રદની લાજ, રાખો તો રહેશેરે;
એવા ભક્ત વત્સલ ભગવાન, વંદીને વેદ કેછેરે— મારા. ૧.
ગુરુજી પ્રગટ કરૂં પોકાર, સમરથ સાંભળજોરે;
તારી ભક્તિમાં પાડે ભંગ, દુષ્ટોને તમે દળજોરે— મારા. ૨.
દોહેલાં દુરિજન દેછે દુઃખ, પ્રભુજી તેને પાડોરે;
તમે નોધારાના આધાર, બુડતાની બાંહ્ય ઝાલોરે— મારા. ૩.
અમે કાલાં ઘેલાં કિરતાર, તોય છીએ તમારાંરે;
તમે આદ અંત મધ્ય એક, હરિ છો અમારારે— મારા. ૪.
સ્વામી મુરાર કહે મહારાજ, પૂરવની પ્રીતેરે;
તમે રહેજો મારા રૂદયામાંય, અખંડ અદ્વૈતેરે— મારા. ૫.

---

## પદ ૧૧ રાગ પરજ.

લાવો લાવો કાગળિયો દોત, કે લખિયે હરિનેરે;
એવો શિયો છે અમારો વાંક, કે નાખ્યા ફરીનેરે. ૧.
વાલે દૂધ સાકર ઘોળી પાઇ, ઉછેર્યાં અમનેરે;
હવે વિખડાં ઘોળીને શું પાઓ, ઘટે નહીં તમનેરે. ૨.
વ્હાલે આછી પછેડી ઓઢાડી, રમાડયાં અમનેરે;
હવે તાણી તુંણી શું લ્યો છો, ઘટે નહીં તમનેરે. ૩.
વ્હાલા અઘોર વનમાં આજ, મેલી ચાલ્યા અમનેરે;
એવો કુવામાં છેતરી વાઢયો વરત, ઘટે નહી તમનેરે. ૪.
મળ્યા ખીમ રવિને ભાણ કે, ત્રિકમ તાર્યારે;
મુરારની પકડી બાંહ્ય, ભવસાગર ઉતાર્યારે. ૫.

---

# મૂળજી.

## ધોળ ૧.

આજ અનોપમ દહાડો આવ્યો, વિવાનો વિચાર જોને;
તેહ દિવસ તો મુજને ભાવ્યો, ઘણો રૂડો સાર જોને. ૰

માયા બ્રહ્મનો વિવાહ જોડયો, ચઇતન જોડયાં જૂથ જોને;
સાચી જૂઠી જુક્તિ બાંધી શોભા થઇ અદ્દભુત જોને. ૨.
વૈરાટરૂપી માંડવો રચિયો, સ્તંભ પગને હાથ જોને;
ચાર જુગની ચોરી રચી, કહેતાં નાવે વાત જોને. ૩.
પંચ તત્વનો કર્યો પસારો, તન માયા રાહે દોરી જોને;
દશ ઇંદ્રિયો સખિયો મળી, ગીત ગાય છે ગોરી જોને. ૪.
રોમ રોમ બહુ વાજાં વાગ્યાં, વર વરઘોડે ચઢિયો જોને;
ત્રિવેણીને તોરણ આવ્યો, નિવૃત્તિ સંગ પઢિયો જોને. ૫
સુલક્ષણી સાસુરે આવી, પોંખવા વેગે ફરી જોને;
પધાર્યાં ત્યાં પોતે મલપતા, મંડપ મધ્યે હરિ જોને. ૬.
જીવ કન્યા પ્રેમ સ્નેહી પાસે, આવી ફેરા ફરી જોને;
પોતે વર ને પોતે કન્યા, પોતે પોતાને વરી જોને. ૭.
પોતે વેદ પોતે વાણી, પોતે પોથી લાવ્યા જોને;
પોતે ગુરુ પોતે શિષ્ય, પોતાને સમજાવ્યા જોને. ૮.
એવો વિવા જેને રૂદે, જનમ મરણને ટાળે જોને;
કૃષ્ણજીનો સુત મૂળજી, બ્રહ્માનંદમાં ભાળે જોને. ૯.

---

## મૂળદાસ.

### પદ ૧ રાસ.

હરિ વેણુ વાય છે રે હો વનમાં, તેણે ગ્રેહ વાધ્યો મારા
તનમાં. ૧.
ચટપટી ચિત્તમાંરે હો લાગી, જીવન જોવાને હું જાગી. ૨.
રસિયાજીનેરે હો રાગે, વ્યાકુળ કીધાં છે વેરાગે. ૩.
ગત મન ભુલીરે હો ગૃહની, વનમાં વાંસલી વાગી ગ્રહની. ૪.
સેંથે કાળજરે હો સાર્યાં, ગ્રહેમાં બાળકને વીસાર્યાં. ૫
ધીરજ ધરિયેરે હો ધ્યાને, કંકણ નેપુર પેર્યાં કાને. ૬.

પ્રીતે પરવશરે હો કીધાં, લજ્જા લોપી મન હરી લીધાં ૭.
કૈ કૈ વાર્યાંરે હો કંથે, પિયુજીને મળવા ચાલ્યાં પંથે. ૮.
ત્રિભુવન નિરખ્યારે હો તમને, અંગે આનંદ વાધ્યો અમને ૯
વાલમ બોલ્યારે હો વનમાં, મૂળદાસ મહા સુખ પામ્યા
મનમાં. ૧૦.

---

## પદ ૨ રાસ.

વાલમ બોલ્યારે હો વાણી, અબળા કેમ આવ્યાં છો જાણી. ૧
રાત અરધીરે હો રજની, સરવે કેમ આવ્યાંરે સજની.
ગૃહ કેમ મેલ્યાંરે હો ગોપી, લજ્જા સુરતી તણી કેમ લોપી.
પિયુ પોતાનારે હો ભજતાં, લાંચ્છન લાગે તેને તજતાં.
નરસું મનમાંરે હો નાંણો, અબળા પિયુને ઇશ્વર જાણો. ૫.
ક્રોધી કપટીરે હો કામી, સુંદરિયો તોય પોતાનો સ્વામી. ૬.
વિધિ વત બોલ્યારે હો વાણી, જીવન એ શું બોલ્યા જાણી. ૭.
ગદ્ગદ કંઠેરે હો ગોપી, અબળા તનમન રહ્યાં છો આરોપી ૮.
એ શું કહ્યુંરે હો અમને, પિયુ કેમ પરનર કઇયે તમને. ૯.
સાક્ષી વિશ્વનારે હો સ્વામી, જીવન સહુના અંતરજામી. ૧૦.
મન્મથ બોલ્યારે હો મરમે, ધીરજ માટે ભાંખો ધરમે ૧૧.
રસમાં ન હોયરે રેણી, મહા સુખ માણો મરગાનેણી. ૧૨.
તારૂણી લેતાંરે હો તાળી, મૂળદાસ પ્રેમે પરવટ વાળી. ૧૩

---

## પદ ૩ રાગ રામગ્રી.

લેતો લેજે નામ રામનું, કહે તો કૃષ્ણજી કહેજે ;
દહતો દહજે તું કામને, રહે તો ગુરુ ચરણે રહેજે. ટેક.
મળ તો મળજે મહા સંતને, ટળ તો ત્રિગુણ થકી ટળજે ;
ભળ તો ભળજે પરિબ્રહ્મમાં, ગળ તો જ્ઞાનમાં ગળજે— લેતો. ૧.

સ્મરણ કર તો સ્વરૂપનું, દમ તો ઇંદ્રિયને દમજે ;
ઉદ્યમ કર તો ભક્તિતણો, રમ તો નિરંતરમાં રમજે— લેતો. ૨.
તીરથ કર તો તે કરે, નિર્મળ જળ નહાવું ;
બ્રહ્મ સમુદ્રમાં ઝીલતાં, જળ ભેળું જળ થાવું— લેતો. ૩
વદ તો વદરે વેદાંતને, ભણ તો ગીતાજી ભણજે ;
સમજ તો સમજે સાનમાં, હણ તો મોહને હણજે— લેતો. ૪.
મેલ તો સંશયને મેલજે, ભૂલતો દેહને ભૂલે ;
અણછતું એહ જાણજે, નહીં મળે મોંઘે મૂલે— લેતો ૫.
નિષ્ઠા એ રાખે નિજ નામની, વળતી વાસના ન ડોલે ;
[illegible]ર મૂળગે, બાવનથી બારો રહ્યો બોલે— લેતો. ૬.

---

## પદ ૪ રાગ એજ.

ભણ તો તું અક્ષર બે ભણે, રેરો ને મંમો ;
બે વિના બાવને બોબડા, તેનો શોભે નહીં સંભો.
રેરે શ્રી આતમ રામ છે, મમે જાણવી માયા ;
જુગલ અક્ષરને જોડતાં, કહેવાણી કાયા— ભણુતે
ચાર વેદ ખટશાસ્ત્રમાં, વળી વ્યાકર્ણની વાણી ;
બે વિના બાવન [illegible] જેમ [illegible]ણી— ભણુતે
[illegible] અક્ષર ત્યાં બાવન, તેમાં પડે નહીં કોય પાછો ;
મૂળદાસ અક્ષર અમૂલ્ય છે, સિરવાળે એક સાચો— ભણુતે

---

## પદ ૫ રાગ સામેરી.

સમજ્યા વિનારે સુખ નહીં તુજનેરે
વસ્તુગત કેણીપેરે ઓળખાય,
આપ સમાણુંરે જ્યારે આપમાંરે ;
હુંપદ સેજે સેજે જાય— સમજ્યાં. ૧.

રવિ રવિ કરતાંરે રજની નહીં ટળેરે,
અંધારૂં કંઇ ઉગ્યા વિના નવ જાયે;
રૂદે રવિ પ્રગટ્યોરે જેને ગુરુ ગ્યાનનોરે,
તેને રૂપે અતિ અજવાળાં થાય— સમજ્યા. ૨.
જળ જંખના કરતારે, તૃષા નહીં ટળેરે,
ભોજન ભોજન કરતાં ન ભાંખે ભૂખ;
બ્રહ્મ જળ પીતાંરે તાપ ત્રણે ટળેરે,
તેને રદે આનંદને ઘણું સુખ— સમજ્યા. ૩.
પારસ વિનારે ધાતુ જે રચેરે,
તે કંઇ કંચન નવ થાય;
સમજ્યા વિનારે જે કરે સાધનારે,
તેણે કરી જીવપણું નવ જાય— સમજ્યા. ૪.
સોમણુ વન્હિરે લેઇ લખો કાગળેરે,
એતો કાંઇ અણુમાં અળપાય;
ઇને અગ્નિરે અણુ નથી દાઝતારે,
આચુલી એક રતીએ પાવક થાય— સમજ્યા. ૫.
દ્વૈતપણું ટાળીરે જે અદ્વૈત થયારે,
તેતો કાંઇ વાણીથી રહિત વંચાય;
કહે મૂળદાસરે સંત સમજ્યા ખરારે;
તેતો [illegible] ને વળી પાર— સમજ્યા. ૬

---

## પદ ૬ ચુંદડી.

ચેતન વરની ચુંદડી, માંય છે આતમ રામનો અંશ. ટેક.
તપ તીરથ મેંતો બહુ કર્યાંરે, અને કીધાં શુભ વ્રત કાજ;
ભવને ભવાની મેં ભજ્યાંરે, સુંદરવર વરવાને કાજ— ચેતન. ૧.
બ્રહ્માજીએરે વોણ વાવિયાં, તે વીણી લાવ્યા વેદ;
સનકાદિકે સુત્ર કાંતિયાંરે, એનો કોઇક જાણે ભેદ— ચેતન. ૨.
ત્રણ ગુણે તાણો વણ્યોરે, એના તાણાના રંગ પાસ;

સુરત નૂરતની નળી ભરીરે, એમાં વિવેક વિચારનું રાસ—
ચેતન. ૩.
ચારે વેદનાં બુટ્ટા રચ્યારે, માંહી પ્રેમ રસનું પાણ;
છવીશું શાળે ચડયુંરે, એનાં વણતલ સંત સુજાણ—ચેતન ૪.
વિદુર વ્યાસે વણી ચુંદડીને, શુકદેવે પાડી ભાત;
બહુ નામિયે બુટ્ટા ભર્યારે એની જુજવી જુજવી જાત—ચેતન. ૫.
હરિ હરડાં ને તન ફટકડીરે, માંહી કરિયા કઠણ મજીઠ;
પ્રેમ કડાઇઉં ચડાવિયુંરે, હેઠે પ્રજળે છે બ્રહ્મ અગનીષ્ઠ—
ચેતન. ૬.
ગુરુએ ઓઢાડી મુને ચુંદડીરે, સુંદર શ્રીફળ ચાર;
શ્રીરંગસું સગપણ કર્યુંરે, મારાં પુન્યતણો નહીં પાર—ચેતન. ૭.
વિવિધરૂપે વેવાર ચાલ્યોરે, માંહી વૈરાગનાંરે લગન;
પ્રેમે પરષોત્તમ પધારિયારે, મારૂં હરષે ભરાણું છે મન—
ચેતન. ૮.
ત્રિકમ તોરણે પધારિયારે, ને પ્રેમે પરષોત્તમરાય;
ચોખા લલાટે ચોડિયારે, મારે હઇડે હરખ ન માય—ચેતન. ૯.
મન કર્મ વચને માહેરૂંરે, મેં મૂકી છે લોકની લાજ;
હથીવાળો હરિસું મેળવ્યોરે, મંડપ મધ્યે મહારાજ— ચેતન. ૧૦.
ચાર જુગની ચોરી રચીરે, માંહે મન છે ખેતરપાળ;
દાદેજીયે દાન બહુ દીધાંરે, માંહી વાણીતણી વરમાળ— ચેતન. ૧૧.
વિવિધની વેદી રચીરે, બેઠાં છે નર ને નાર;
કાષ્ટ કરમનો હોમ કર્યોરે, હવે કૃષ્ણસું જમિયાં કંસાર—ચેતન. ૧૨.
રાતો તે રંગ મજીઠનોરે, જેને પૂરણ બેઠો પાસ;
ભવોભવ કદી ના ઉપટેરે, એમ માહારાજ કહે મૂળદાસ—ચેતન. ૧૩.

---

## પદ ૭.

મારા આતમનારે આધાર, અળગા મ જાજોરે;
આવું સરૂપ મંદરિયૂં સાર, તેમાં તમે રેજોરે. ૧.

વ્હાલા સેજ અનુપમ સાર, પલંગ પરવારીરે ;
હું તો પોઢુંરે પિયાજીને પાસ, દુઃખડાં વિસારીરે ૨.
હું તો હીંચું હિંડોળા ખાટ, સાસ ઉસાસેરે ;
હુંને લેરે લાગી અંગમાંય, પિયાજીને પાસેરે. ૩.
એવી વ્હાલમ વ્રેહુનીરે વાત, કે આગળ કહીયેરે ;
એવી સખીરે મળે સુજાણ, સમજીને સુખ લઇયેરે ૪.
મળ્યા ખેમ ભાણ રવિરામ, ત્રિકમને તારોરે ;
મૂળદાસની પકડી બાંહ્ય, ભવસાગર ઉતારોરે. ૫.

---

## પદ ૮ ભજન.

જુગને અંતેરે નકલંકી આવશેરે, હાંરે ભાઇ હરશે ભૂમિનો ભાર,
અસુરને ઉથાપીરે, ધરમ થાપશેરે, હાંરે ભાઇ સૌની કરેરે સહાય ;
જીરે મારગ મોક્ષનો, મોક્ષને મુક્ત પુન્યે પામશેરે. ટેક.
વેદનાં વચનરે પોતે પાળશેરે, હાંરે ભાઇ સુર તેત્રીશેરે સાથરે ;
આપણી થાપણરે આલમ આપશેરે, હાંરે ભાઇ વસ્તુ હાથોરે
હાથરે—જીરે. ૧.
સતને ધરમેરે સતજુગ થાય છેરે, હાંરે ભાઇ આનંદ વરત્યોરે
આંઇરે ;
ચૌદને દશેરે ચકર ચાલશેરે, હાંરે ભાઇ દૈત્ય ન માગેરે દાણરે—
જીરે. ૨.
મેદની મથીરે મહાજંગ માંડિયોરે, હારે ભાઇ ગઢ જુનો ગિરનારરે ;
બ્રહ્માને ઉદેરે ભ્રાત ભાંગશેરે, ચૈતન્ય વરણ અઢારરે— જીરે. ૩.
મારગ મોટોરે એછે મોક્ષનોરે, હાંરે ભાઇ જો આવે વિશ્વાસરે ;
દેવને દ્વારેરે દોષ ન નાંખિયેરે, હાંરે ભાઇ એમ મ્હાજન કહે
મૂળદાસરે—જીરે. ૪.

---

## ૫૬૯ ભજન.

ગુરુને ગોવિંદરે દુર્લભ દેવનેરે, હાંરે ભાઇ ભક્તિ સમો નહીં ભેદરે,
મહાન રસ પિયોરે, મોટે મુનિવરેરે, હાંરે ભાઇ મથી વિધિવત વેદરે,
જીરે આ ધર્મ આદ છે, આદે ને અનાદેરે, જુગ જુગ જાણજોરે. ટેક.
મિથુના માયા રચી આ મેદનીરે, હાંરે ભાઇ કોટિ કલા રસ કાનરે ;
અખિલને આનંદરે, આત્મારામનેરે, હાંરે ભાઇ નિજ ધરમનું
ધ્યાનરે—જીરે. ૧.
દયા ને ધર્મરે ભક્તિ ભાવનીરે, હાંરે ભાઇ શુદ્ધ ધર્મ નિરંતર નીરરે ;
નવધાને ભકિતરે નિર્મળ નામનીરે, હાંરે ભાઇ પરમ સ્નેહની પ્રીતરે—
જીરે. ૨.
સેવાને સમરણરે અખંડ આરતીરે, હાંરે ભાઇ દીનબંધુ નિજ દાસરે ;
વંદન અરચનરે અનુભવ આરતીરે, હાંરે ભાઇ પરીક્ષા પરમ પ્રકાશરે—
જીરે. ૩.
કથાને કીર્તનરે શ્રવણે સાંભળેરે, હાંરે ભાઇ જગન કરે લક્ષ જોગરે ;
સ્વામીને શીખેરે સંતને સેવતાંરે, હાંરે ભાઇ તન મન જાણેરે
ત્યાગરે—જીરે. ૪.
પ્રહ્લાદને પરીક્ષતરે પંડિત પ્રેમદારે, હાંરે ભાઇ બહુ નામી બળિરાયરે ;
અનમને આગેરે બહુ નર નીપજ્યારે, હાંરે ભાઇ ભકિત ભલી
ભવમાંયરે-જીરે. ૫.
આપણી થાપણરે આલમ આપશેરે, હાંરે ભાઇ સાધુનો શણગારરે ;
નકલંકી પિયુરે જ્યારે નિવાજશેરે, હાંરે ભાઇ સાચો સરજણ
હારરે—જીરે. ૬.
ગુરુને વચનેરે વસ્તુ વોરજોરે, હાંરે ભાઇ લેતાં દેતાંરે લાભરે ;
પાપને પાખંડરે પરપંચ પરહરોરે, હાંરે જેમ અચળ રહ્યો છે
આભરે—જીરે. ૭.
તપને તીરથરે ચરણ સાધનેરે, હાંરે ભાઇ અનમ કરશોરે આશરે ;
જીવનને મુકતરે હરિજન જાણજોરે, હાંરે એમ મ્હાજન કહે
મૂળદાસરે—જીરે. ૮.

———

## પદ ૧૦ ભજન.

વચન વિચારીરે સંતો તમે ચાલજોરે, હાંરે ભાઇ એ મોટાનો ધરમરે ;
વિષમાં અમૃતરે ભાવે ભેળતાંરે, હાંરે તેનું કોટિક બેસે કરમરે ;
જીરે સેવો શામનેરે સેવો શામનેરે, નકલંકી નામનેરે. ટેક.
ગોરસને મથેરે નવેનિધ નીપજેરે, હાંરે ભાઇ પાણી મથે ન પમાયરે ;
લુંણને ભલુંરે જે નાભમાંરે, હાંરે તેતો જીવનથી રેજાયરે— જીરે. ૧.
દળીને સાકરરે દૂધમાં ભેળિયેરે, હાંરે તેતો લેઇને પન્નગને પાયરે ;
વિષિયર સંગેરે વિષજ ઉપજેરે, હાંરે તો વિષ અમૃત નવ થાયરે—
જીરે. ૨.
તેલરે ભેળ્યુંરે લેઇ તુપમાંરે, હાંરે ભાઇ નહિ હે તુપ નહિરે તેલરે ;
તેલમાં ભેળ્યારે કોરા કોહરારે, હાંરે ભાઇ ખળવાદીનો ખેલરે—જીરે. ૩.
સોનું ને અંગેરે પોતે નિર્મળુંરે, હાંરે જેની કોમળ દીસે કાંતરે ;
મૂલને ઘટ્યુંરે ઘણા ઘણા ઘાટમાંરે, જેના ભીતર પેઠીરે ભ્રાંતરે—જીરે. ૪.
અણું ને કણુંરે પડ્યું જેની આંખમાંરે, હાંરે તેને જોયાનું સુખ જાયરે ;
અંજન વિદ્યારે આંજે જેની આંખમાંરે, હાંરે તેનાં નેત્ર નિર્મળ
થાયરે—જીરે. ૫.
નીરને નિર્મળાંરે ગંગા ઘાટનાંરે હાંરે જેને પીધે પ્રાશ્ચિત જાયરે ;
ગળીરે ભળીરે જળના જોગમાંરે, હાંરે સંતો દંભિક જળ કહેવાયરે—
જીરે. ૬.
રાવણે પીધું તે અમરિત પાનમાંરે, હાંરે જેને સાન કરી સનમુખરે ;
પાત્રને કુપાત્રેરે એટલો પટંતરોરે, હાંરે તેતો દેઇ દેવતાને દુઃખરે—
જીરે. ૭.
રતન જતનરે હરિજન જાળવેરે, હાંરે ભાઇ જેમ મ્હાજન સોચે માળરે ;
ખાઓ ને પીઓને ખરચો વાવરોરે, હાંરે તેનું દુખદાયક છે
દલાલરે—જીરે ૮,
અંતઃકરણરે જેનાં નથી ઉજળાંરે, હાંરે ભાઇ તેથી પામિયો ત્રાસરે ;
વેદનાં વચનરે સંતો તમે સાંભળોરે, એમ મહાજન કહે મૂળદાસરે—
જીરે. ૯.

---

# મંજુકેશાનંદ.

**વરતાલનો સાધુ સંવત ૧૯૦૨ માં હતો.**

## પદ ૧ ગરબી. "ઓ રાણાજી રામજી સંઘાતે" એ રાગ.

નર અજ્ઞાની, સાંભળને શિખામણુ મૂરખ મારી;
કહું હેત કરી, સત્ય માની અંતરમાં લેજે ધારી. ટેક.
પ્રભુ નવ ભજિયા નર દેહ ધરી, આણી ખોટામાં પરતીત ખરી;
તું મહાદુઃખ પામીશ મૂઢ મરી— નર અજ્ઞાની. ૧.
સુત નારી કુટુંબી જે કહાવે, તે તારા ભેળાં નહિ આવે;
તોય મૂરખ તારે મન ભાવે— નર અજ્ઞાની ૨.
તું ઘર દોલત સાચાં જાણી, તેમાં બંધાણો અતિશે પ્રાણી;
માટે નવ ઓળખ્યા સારંગપાણિ— નર અજ્ઞાની. ૩
તારૂં ધન જોબન સર્વે કાચું, જમ લઇ જાશે કરડી ડાચું;
કહે મંજુકેશાનંદ સાચું— નર અજ્ઞાની. ૪.

---

## પદ ૨. રાગ કાફી.

મુખે બ્રહ્મ ભાખેરે, જીવ સમ વર્તે છે;
વિષયને ચાખેરે, મોટાની ઓથ લેછે— ટેક.
બ્રહ્મ રૂપ પોતાને માની નારીને કહે તું બ્રહ્મ;
પાપ કયાં છે જમપુરી કયાં છે, કયાંછે ધર્મને કર્મ;
એવા અસુરરે, ભવમાં ભટકેછે— મુખે.
શુક નારદ નવ યોગી પોતે, વર્ત્યા બ્રહ્મ સમાન;
ચરાચરમાં બોલ્યા શુકજી, તોય ભજ્યા ભગવાન;
કધુનીઆ અજ્ઞાનીરે, એવાને પણ લજવેછે— મુખે
વેદ પુરાણને કલ્પિત કહિને ધર્મ ન પાળે એક;
હરિ અવતારને ખોટા કરે, એ અચળ ઉર ટેક;
બીજાને પણ એવારે, નિત્ય ઉપદેશ દેછે— મુખે.

સત્પુરૂષ સત્શાસ્ત્ર પ્રમાણે, વરતે વરતાવે આપ;
મંજુકેશાનંદ કહે એવાને શરણે, જૈયે તો મિટે સંતાપ;
એવા સંત મૂકીરે, અસંત પાસે શીદ રહેછે— સુખે.

---

# રઘુનાથદાસ.

(સંવત ૧૯૩૬ માં હતા)

## પદ ૨ ગરબી રાગ ઓધવજીના સંદેશા.

ઓધવજી આવ્યારે વેગે વ્રજમાં, મથુરાથી મોકલિયા છે એમ જો;
વાલાને વાલાંરે વ્રજ આહીરડાં, ગોપીજનનો જોવા કારણ પ્રેમ જો—
ઓધવજી. ૧.

ગોકુળની શોભારે સુંદર શી કહું, નેહે આવ્યા નંદજીને ભવનજો;
પુરૂષોત્તમ જાણીને મળિયાં પ્રેમસું,પ્રીત કરીને કરાવિયાં ભોજન જો—
ઓધવજી. ૨.

કુશળતા પૂછીરે વસુદેવની, કુંવરનાં સંભારી સઘળાં કામ જો;
જસોદા રૂવે ને સુખડાં સાંભરે, સહુ કો કહે કેમ નાવ્યા સુંદર
શ્યામ જો—ઓધવજી. ૩.

વાંસળિયોને વલોણાં વાગે ઘણાં, ઘેર ઘેર ગાયે ગોકુળિયામાં ગીત જો;
આ મંગળ કીધાંરે દશ દિશાતણાં, ત્રણ લોકમાં કરેછે પુન્ય
નિત્ય જો—ઓધવજી. ૪.

આંગણિયે આવીરે સરવે ગોપિયો, રથ કંઇ છૂટયો દીઠો નંદને દ્વારજો;
અધર્મી અક્રૂર ફરી આવ્યો હશે, એજ ઘોડાને એજ દીસે
અસ્વાર જો—ઓધવજી. ૫.

આપણા સ્વામીને એ તેડી ગયો, તેણે ત્યાં જઇ મરાવ્યો છે કંસ જો;
પ્રાણ લઇને પાછો કેમ આવ્યો હશે, માસીસો કરવાને લેશે
માંસ જો—ઓધવજી. ૬.

જમુનાજીમાં નાહીને એટલે આવિયા, જુવતિયે તો જાણ્યા શ્રી
ભગવાન જો;
રઘુનાથના સ્વામી સેવક ઓળખ્યા, અરસપરસ ત્યાં દીધાં ઝાઝાં
માન જો—ઓધવજી. ૭.

---

## ગરબી ૨.

ઓધવજી અમ સાથે રસિયો રૂસણે, રીસાયા કયમ કોને દિલની
વાતજો;
આંટી ને ઘુંટી તો અમે નવ જાણિયે, મોહનજીના મનમાં મોટી
ઘાત જો—ઓધવજી. ૧.
લક્ષણ સૌ જાણ્યાંરે લોભી લાલનાં, ગુણવંત પણ ગાયોનો
ગોવાળ જો;
આહીરડો શું જાણે રસની રીતમાં, કાનુડો કાંઇ કૂડાં ચડાવે
આળ જો—ઓધવજી. ૨
જીવન સંગે રમવા જોબન જાળવ્યાં, બાળપણામાં ખાંતે કરતાં
ખેલજો;
મનડાંની વાતો સૌ મનમાં રહી, મેલી ગયા કંઇ દુઃખડાં કેરી
હેલ જો—ઓધવજી. ૩.
વચને અમને વાહ્યાંરે એ વિઠ્ઠલે, જાતાં જાતાં જૂઠો દીધો કોલ જો;
છોકરડાં સરખેરે, અમને છેતર્યાં, તજી ગયો જો તસ્કરનો શો
તોલજો—ઓધવજી. ૪.
મહિયરિયે જાઉં તો મુજને ખીજવે, સાસરિયામાં સાસુનો સંતાપ જો;
નાનીને નણદલરે બાળે બોલડે, પૂરણ લાગ્યાં પાડોશણનાં પાપજો—
ઓધવજી. ૫.
દુઃખડાંની વેળાએ સુખડાં સાંભરે, અંત સમે તો કોય ન આવે-
કામ જો;
સગપણ તો સોનુંરે પિત્તળ પ્રીતડી, વાલપણામાં વેર કરી ગયા
શ્યામજો—ઓધવજી, ૬.

દયા નવ આવીરે દિલથી ઉતર્યાં, દાસીનો તો દોષ ન જાણ્યો
કાંય જો;
પરમેશ્વર જાણીને પ્રીતે પૂજતાં, હરિજીને અમે હાથે કરતાં
છાંય જો—ઓધવજી. ૭.
ભણકારા વાગે છે ભોજન પિરસતાં, જમણ કરીને જોઇએ
હરિની વાટજો;
સાસુજી પૂછેરે વહુઅર સાંભળો, આનંદ કરતાં આવડો શો
ઉચ્ચાટજો—ઓધવજી. ૮.
અવગુણને ગુણ શારે અબળા રાંકના, વાંક ઘણો પણ વિનતા
સંગ શું વેરજો;
રઘુનાથના સ્વામીને કહેજો એટલું, ઘણી થઇ હવે પ્રભુ પધારો
ઘેરજો—ઓધવજી. ૯.

---

## ગરબી ૩.

ઓધવજી માધવરે મેલી કેમ ગયા, કહોને વીરા શોછે અમારો વાંકજો;
નમેરા થયારે નંદના લાલજી, રણવગડામાં રોતાં મેલ્યાં રાંકજો—
ઓધવજી. ૧.
ધીરજની વાતોરે ધરથી સાંભળો, પેલી પ્રીતે હર્યા અમારા પ્રાણજો;
કાળજડાં છેદ્યાંરે ભીતર ભેદિયાં, મરમ કરીને માર્યાં મોહન બાણજો—
ઓધવજી. ૨.
ખાધાંને પીધાંરે ખરચ્યાં વાવર્યાં, એને અમારે અણુવેચી મીરાંતજો;
લજજા તો લોપીરે હરિજન લોકની, મોહન માટે તજ્યાં કુટુંબ ને
જાતજો—ઓધવજી. ૩.
વલોણું વલોવતી હું તો ત્યાં જઇ, કહેતી હું તો જાગો જશોદા માતજો;
મહીડાંને મિષે મળતી મહારાજને, તેને મિષે કરતી વળી હું
વાતજો—ઓધવજી. ૪.
પરભાતે પાણીરે જમુના હું જતી, શેરડિયોમાં સામા મળતા શ્યામજો;
અલબેલો કરતોરે અમસું અતિઘણાં, જૂઠા ઝગડા જોતું આખું ગામજો—
ઓધવજી. ૫.

ઉઘાડો રમતોરે મારે આંગણે, છોકરડામાં માગી પીતો છાશજો ;
માખણને મિષેરે સચકે નાચતો, અલબેલાની મોટી અમને આશજો—
ઓધવજી. ૬.
મેળાવો કરતોરે ઝાઝાં માંકડાં, સૂનાં ઘરમાં જઇને કરતો સાનજો ;
બાળકડાં બીજાં એ અવસર આવતાં, દંહી ગોરસડાં પાતો સહુને
કાનજો—ઓધવજી. ૭.
મોભારે ચઢતોરે માખણ ચોરવા, રાડ લઇને કરતો રસની રેલજો ;
લાખેણી લીલારે એવી લાલની, ખાંત કરીને કરતો નવલા ખેલજો—
ઓધવજી. ૮.
વિસ્તારી વાતોરે કીજે કેટલી, સાંભરતામાં થાય ઘણો સંતાપજો ;
રઘુનાથના સ્વામીને સરવે સાંભરે, તમે તમારૂં જુવો વિચારી
આપજો—ઓધવજી. ૯.

---

## ગરબી ૪.

ઓધવજી સંદેશો કેજો શ્યામને, મારા સમજો મૂકી મનનો મેલજો ;
કાનુડો કપટીરે આવડો કેમ થયો, છળ કરીને છેતરિયે નહીં છેલજો—
ઓધવજી. ૧.
આટલા દિવસરે આવું ન જાણતી, ઘરથી ન જાણ્યા ધૂતારાના ઢંગજો ;
પાણીડાં પીનેરે ઘર શું પૂછીએ, બાળપણામાં કીધો એસું સંગજો—
ઓધવજી. ૨.
અણતેડ્યાં જાતાંરે નંદને આંગણે, વણ કરાવ્યાં કરતાં ઘરનાં કામજો ;
એવેરે મિષે જઇ મળતાં માવને, પલકે પલકે કરતી હું પરણામજો—
ઓધવજી. ૩.
દીવડિયા મિષે દૂર થકી આવતી, વડો કરીને મળતી વારંવારજો ;
મોહનનાં મુખમાંરે લેતી મીઠડાં, જશોદા મુજને કહેતી નિર્લજ
નારજો—ઓધવજી. ૫.
માડીથી છાનાંરે મેવા લાવતાં, વાટકડીમાં દોતાં ગોરી ગાયજો ;
દૂધેને દહિયેરે હરિને સિંચતાં, મેં જાણ્યું જે જીવમ મોટા થાયજો—
ઓધવજી. ૬.

વેરીડાં કીધાંરે વ્રજનાં લોકને, વાલા કીધા ગોપી ગિરિધર લાલજો ;
ફૂલડિયાં પાંખડિયે હું નહીં દુભતી, કેમ વિસાર્યું વિઠ્ઠલજીએ
વ્હાલજો—ઓધવજી. ૭.
જમાડી જમતાંરે જીવન પ્રાણને, પવન કરીને પોઢાડતી પલંગજો ;
એવાંરે સુખડાં સ્વપને વહી ગયાં, વેરી વિધાતાએ અવળા
લખિયા આંક જો—ઓધવજી. ૮.
આભૂષણ ઘરમાંરે હરિને અતિ ઘણાં, મોર મુકુટ ને કુંડળ
ઝળકે કાન જો ;
રાજની રીતીએ મોહન મ્હાલતા, નિત્ય નિત્ય નિરખી જોતી
નવલે વાન જો—ઓધવજી. ૯
વાસીદું વાળતાં ધરતી માતનું, રખે રજ ઉડે રસિયાને અંગજો ;
આંખલડી આગળથી હરિ નવ મૂકતી, શા માટે હરિ તજ્યો
અમારો સંગ જો—ઓધવજી. ૧૦.
દુઃખડાંની વાતોરે ક્યાં જઈ દાખવું, કહિયે છીએ પણ કહ્યું ન
માને કોય જો ;
કૂવાની છાંયડી તે કુવામાં શમે, તશ્કરની મા કોઠીમાં પેસી
રોય જો—ઓધવજી. ૧૧.
અમારા અવગુણરે હરિના ગુણ ઘણા, જોઇ નવ કરિયે વડાં સંઘાતે,
વેર જો ;
રઘુનાથના સ્વામીને કહેજો એટલું, મળવા આવો મનમાં રાખી
મેહેર જો—ઓધવજી. ૧૨.

---

## ગરબી ૫.

ઓધવજી અબળા તે સાધન શું કરે, વાલા વિના તો વ્રેહની
પ્રગટી આગજો ;
સંદેશો લાવ્યારે ભૂંડા જોગનો, નથી ખમાતો દાઝયા ઉપર
ડામ જો—ઓધવજી. ૧.
જોગીડાં થઇયે તો જગમાં લાજિયે, ભોગીડાં ક્યમ ધરિયે ભગવો
ભેખ જો ;

વિશ્વાસે વસું છું વાલમ આવશે, અંગમાંથી ઉપની રંગની
રેખ જો—ઓધવજી. ૨.
જંગમની જુગતી તો સરવે જાણિયે, સમીપ રહે પણ શરીરનો
નહિ સંગજો;
એકાંતે વસવું રે એકજ આસને, ભેદ પડે તો પડે ભજનમાં ભંગ
જો—ઓધવજી. ૩.
ફકીરી સાધ્યાનું તો ફળ પામિયે, દમન તજીને દિલ કરિયે દરવેશ જો;
દેવને દેખેરે દિલ દેદારમાં, પોકારિયે શું પ્રભુ નથી પરદેશ જો—
ઓધવજી ૪.
સંન્યાસી થઇયે તો સુખ દુઃખ સાંભરે, વસ્ત્ર તજીને વનમાં કરિયે
વાસજો;
પૂરણ પ્રીતવિના તો પ્રભુજી નહીં મળે, દેહ દમનમાં દુઃખડાં
બારે માસજો—ઓધવજી. ૫.
જૈનીતો જાણેરે જ્યાં ત્યાં જીવને, જતી ખરા જે જાણે જીવની જાતજો;
અલબેલો મેલીને નહિ થાઉં આરજા, ભૂલું નહિ દેખી નવલી
ભાતજો—ઓધવજી. ૬.
બ્રાહ્મણ તે જાણેરે સાચા બ્રહ્મને, વિપ્ર વિવેકી વેદતણો લે સારજો;
રૂષિપતની રીઝેરે હરિના રંગમાં, પ્રેમ કરીને પૂજ્યા નંદ કુમારજો
ઓધવજી. ૭.
ખટદર્શન વાળાને તો દુઃખડાં ખરાં, બાંધ્યું મારૂં મોહનસાથે મનજો
જ્ઞાન ગુઢારથ તો મનમાં ગમતું નથી, સુંદર વરને સોંપ્યાં તન મન ધન
જો—ઓધવજી. ૮.
આ સારૂં જાણો તો શે નથી રાખતા, જપ તપ સાધન જગત માંહિનું
કામજો;
વહોરતિયાવિના તો વસ્તુ નહીં મળે, મધુકર એનો તો ન્યારો છે
ઠામજો—ઓધવજી. ૯.
હરિ પાસે હતું તે અમને આપિયું, અમ પાસેથી ભરી પ્રેમની પોઠજો;
રઘુનાથના સ્વામીને કહેજો એટલું, હેત હતું તે આપ્યું હૈયાનું હોઠજો
—ઓધવજી. ૧૦.

# રઘુનંદન.

ભાવનગરનો અશ્નોરો બ્રાહ્મણ.

"જો જાગીને માયાનું અંધારૂં મૂરખ મોટું—"એ રાગ.

## પદ ૧ ગરબી

ઓ અણભાગી, માયા ઘેન તજી જોને જાગી;
મમતા ત્યાગી, સહજાનંદ લગનમાં રહેને લાગી. ટેક.
ધન ધામ પ્રજા ઘરની નારી, એ અસત્યપણે ઉરમાં ધારી;
રવિ કિરણે જે મોકલ્યું વારી— ઓ અણભાગી. ૧.
કરે પ્રીત કરી પાલણ તેનું, નવ દીઠું અંગ અમર કેનું;
તેં અતુલ્ય ગુમાન કર્યું એનું— ઓ અણભાગી ૨.
સંસારતણાં સુખમાં મોહ્યો, નિમ ધર્મ વિચારી નવ જોયો;
નરદેહ ધરીને એળે ખોયો— ઓ અણભાગી. ૩.
સતસંગ મહા નિધિમાં નાહ્યે, વિષરૂપ વિષયમાં નવ ધાયે
રઘુનંદન ગુરુ શરણે જાયે— ઓ અણભાગી. ૪.

---

## પદ ૨.

હુંપદ ગળતાં, કારજને કારણ દેખ્યું નહીં કોઇ;
ત્વંપદ ટળતાં, તત્પદને ભૂલ્યોરે અસિપદ જોઇ. ટેક.
નહીં નામને રૂપને રંગપણું, નહિ લાભને ખોટને આંચ ઘણું:
નહિ સ્થાન તિમર ને તેજ તણું— હુંપદ. ૧.
નહીં જ્ઞાતાજ્ઞાન વિબુધ મંદા, નહિ આશ્રમજાતિ વરણફંદા;
નહિ ગ્રહગણ દિનકર ને ચંદા— હુંપદ. ૨.
નહિ પુણ્યને પાપની વિષમ મતિ, નહિ સ્વર્ગનિવાસને નરક ગતિ;
નહિ નિર્ગુણ સગુણ વિવાદરતી— હુંપદ. ૩.

ઉપનિષદ અલક્ષ અવાચ્ય કહે, સદ્દગુરુ કરૂણાથી શિષ્ય લહે ;
સમજી રઘુનંદન મૌન રહે— હું પદ. ૫.

---

પદ ૩.

ગુરુ શરણ ધરી, સાધન સાર વિચાર કરી મન ધારો ;
અભિમાન કરી, મનુષ્ય જનમ હીરો શામાટે હારો. ટેક.
દેહાદિક સકળ અસત્ય કહિયે, સચ્ચિદાનંદ સત્યપણે ગ્રહિયે ;
તેમ વસ્તુ વિવેક કરી લહિયે— ગુરુ શરણ. ૧.
ખોટું છે સુખ વિષયતણું તેવું, બ્રહ્માદિકને પણ છે તેવું ;
તે માટે આતમ સુખ લેવું— ગુરુ શરણ, ૨.
મનતો મુરલીધરમાં ધરિયે, રસના એ રામ રટણ કરિયે ;
શુભ કર્મ કરી ફળ પરહરિયે— ગુરુ શરણ. ૩.
ગુરુજ્ઞાન થકી સંશય નાશે, સાધનથી ચપળપણું જાશે ;
રઘુનંદનરૂપ પ્રગટ થાશે— ગુરુ શરણ. ૪.

---

# રઘુ રામ.

## પદ ૧ લું રાગ લાવણી.

નરસીં મેહેતો ભક્ત બ્રાહ્મણ, જુનાગઢના રહેવાસી ;
હુંડી કરાવવા આવ્યા ગામમાં, ચારજણા તીરથ વાસી. ટેક.
આવી ગામમાં પૂછવા લાગા, મોટા મોટા શેઠ સાહુકારી ;
સાતસો એક રૂપિયાની હુંડી, દ્વારકાની સુને આલો કરી.
સર્વે લોક મળી મનસુબો કરીને, મોકલ્યા મેહેતા નરસૈં કને ;
જાઓ તમારી હુંડી સીકારશે, લાગ્યા મશ્કરી કરવાને— નરસીં.
મેહેતાને ઘેર આવ્યા ચાલી, બેસાડ્યા એને આસન આલી ;
મેહેતાજી વાત છે પૂછે પેલી, કયાંથી આવ્યા કયાં જાશો વળી.

અમે મેતા નરસીંરે મેહેતાના, તમારા રૂપિયા ખરી મહેનતના ;
રાખી મેલ્યા કોરા ખડખડતા, તમે સૌ રખે અડળતા.
સાતસો એક રૂપિયા ગણી આલ્યા, ખુશી થયા પેલા પરદેશી ;
હુંડી કરાવવા આવ્યા ગામમાં, ચાર જણા તીરથ વાસી— નરસીં.
શામલશા જે ગોપાલ ભણે છે, તમારા રૂપિયા સાચવજો ;
લખી પડી પૂરા કરી આલ્યા, જઇ મેહેતા નરસીને કેજો.
રખે પેટમાં અડખડતા કાંઇ, કામકાજ હોય તે કહેવરાવરે ;
સતગુરુ મારા એમ કરી બોલ્યા, સાચા ધણીનો તમે સંગ કરજો—
નરસીં

ભક્ત આધીન છે ભગવાન, જેવા મળ્યા નરસીં મેહેતા ;
એ ભક્તિને સાચી કરી, નરસીં એ સમર્યા સત્ય હરિ.
રઘુરામચે એમ કરી બોલ્યા, જે નર રહેશે કાયા કસી ;
હુંડી કરાવવા આવ્યા ગામમાં, ચાર જણા તીરથ વાસી— નરસીં.

---

## રણછોડ.

### તોરણાનો વાણિયો.

### પદ ૧ રાગ રામગ્રી.

વનચર વીરારે વધામણી, કહેને કયાં થકી આવ્યો ;
આરે મુદ્રિકા શ્રી રામની, કહેને કયાં થકી લાવ્યો— વનચર વીરા. ૧.
આરે મુદ્રિકા મારા નાથની, કોઇને જોવા ન જડતી ;
તે તારે હાથે આવી ચઢી, મુને કળ નથી પડતી— વનચર વીરા. ૨.
બોલજ બોલ્યને બાંધવા, સાચી સંભળાવે વાત ;
જવાળા બોલવજો જાનકી, કુશળ છે રઘુનાથ— વનચર વીરા. ૩.
કોપ કરી મારે કંથજી, કેમ હાથે ન મારી ;
કપૂર લેઇ આલ્યું કાગને, મારે વાલે વિસારી— વનચર વીરા. ૪.

નાથ નમેરા ક્યમ થયા, હૈડાં કઠણજ કીધાં;
સતીને મેલીને સાધુ થયા. મુખ મુનિવ્રત લીધાં- વનચર વીરા ૫
જોગ લીધો એ બંધવે, બેઠા આસન વાળી;
શ્રીપાત થયા સહુ દેખતાં, પીધાં ઉપવીત બાળી- વનચર વીરા. ૬.
આજ કાલ રામજી આવશે, ત્યારે અબળા ઉગરશે:
નાથ વિજોગે ટળવળી, નારી નિશ્ચય મરશે- વનચર વીરા. ૭.
પંથ ન્યાળતાં નેત્ર ગળ્યાં, કર્મનો પાર ન આવ્યો;
રણછોડના સ્વામીને જઇ કહેજો, સતિયે સંદેશો કાહાવ્યો-
વનચર વીરા. ૮

---

## પદ ૨ રાગ એજ.

હસીને બોલ્યા હનુમાનજી, માતા આજ્ઞા પાળું;
કહોતો રાવણને રોળવું, કહોતો લંકા પ્રજાળું— હસીને. ૧.
કહોતો રાક્ષસના કુળને, ખરી ખાંતેથી ખાઉં;
કહો તો ખાંધે બેસાડીને, પેલે પાર લેઇ જાઉં— હસીને. ૨.
વિપત પડે નવ ખૂટીએ, રામજી છે રૂડા;
નથી સતી પતિ સાધુ થયા, નથો દિલનારે કૂડા- હસીને. ૩.
રામ લક્ષ્મણ આરોગ્ય છે, સમાચાર છે સારા;
મારી માતાનું દુઃખ જોઇને, આવે આંસુની ધારા- હસીને. ૪.
તમે કહ્યું માનો મારી માતાજી, કશી ચિંતા ન કરિયે;
સાચે મને કરી સાધવી, ધ્યાન ધણીનું ધરિયે— હસીને. ૫.
દુરમતિયે કરમ કર્યું, મોટું વેરજ વાસ્યું;
પાપીતણા પ્રાણ લેઇ કરી, આપણે ઘેર જાશું- હસીને. ૬.
એ આવે રૂડા રામજી, ટાળવા દુઃખ તમારૂં;
શોધ લેવા મને મોકલ્યો, કહ્યું માનજો મારૂં- હસીને. ૭.
એ આવે રઘુનાથજી, જાણીએ જોગમાયા;
રાજા રાવણને મારશે, ગુણ રણછોડે ગાયા- . હસીને. ૮.

---

## પદ ૩ રાગ એજ.

**મંદોદરી રાવણ પ્રત્યે કહે છે.**

કહ્યું રે માનો મારા કંથજી, રૂડા રામજી આવે;
પત્થર તારી પાણીમાં, પ્રભુ પાજ બંધાવે— કહ્યું રે. ૧.
નારી આપો જઇ નરપતિ, કરો પ્રભુને પ્રણામ;
દયા કરશે દીનોનાથજી, સરશે આપણું કામ— કહ્યું રે ૨.
માનોજી કહે મંદોદરી, સુણીએ મારા સ્વામી;
એને લેજો તમે ઓળખી, એછે અંતરજામી— કહ્યું રે ૩.
આ જુવો રજ ઉડે ઘણી, મેહેલ થઇ ગયા મેલા;
સીતાને લઇને જઇ મળો, સ્વામી કાં થયા ઘેલા— કહ્યું રે. ૪.
આજ મને સ્વપ્નાંતર થયું, લંકામાં લાહ્ય લાગી;
રામ બાણે દશ શીશ હણ્યાં, એટલામાં હું જાગી— કહ્યું રે. ૫.
પેટ ચોળીને પીડા કરી, મણિધરનાં મણિ લીધાં;
આભ સાથે જઇ આથડ્યા, વેર મોહોટાસું કીધાં— કહ્યું રે ૬.
સ્વામીજી એ શું કર્યું તમે, જુવો માહા જુધ થાશે;
પ્રાણ તમારા લેઇને, સીતા રામ ઘેર જાશે— કહ્યું રે. ૭.
માટે મરણ આવ્યું હું કહું, ઉગરવાની ન આશ;
જઇને નમો તો જીવશો, કહે છે રણછોડદાસ— કહ્યું રે. ૮.

---

## પદ ૪ રાગ એજ.

રાવણ કહેરે મંદોદરી, હારશો નહિ હૈયે;
લંકાગઢ કેમ લેવાશે, દશરથનેરે છૈયે— રાવણ. ૧
સેના એની જુવો શોભતી, માંહીં વનચરવારૂ;
રાજા રાવણને જીતશે, એતો શા બળ સારૂ— રાવણ. ૨.
થાળી વગાડે હું નવ બીહું, રહ્યાં ત્રંબાળુ ગાજી;
મુજ આગળ શો આશરો, શીદ જક કરેછે ઝાઝી— રાવણ. ૩.

અજાણ્યો મારો એ નથી, માનની મતિ પાઇ;
જોર કરીને આવિયો, જો જનકનો જમાઇ— રાવણ. ૪
ત્રણભુવનમાં તારૂણી, નથી નરપતિ એવા;
રાજા રાવણસું આથડે, યુદ્ધનો લાવ લેવા— રાવણ. ૫.
નવ ગ્રહને મેં વશ કર્યાં, લોપી મુનિવરની માજા;
ઇંદ્ર રહ્યો મુજ આજ્ઞામહીં, તેત્રીશ ક્રોડનો રાજા— રાવણ. ૬
મર્ણ આવ્યું હશે માહરું, હરિને હાથે હણાશું;
લંકા લેઇ વૈકુંઠ આપશે, તેમાં લાભ શો ખાશું— રાવણ. ૭.
નાર નહિ આપું એ રામને, બરદ મારૂં રે જાય;
થનાર હશે તે થઇ રે'શે, ગુણ રણછોડ ગાય— રાવણ. ૮.

---

## પદ ૫ રાગ એજ.

કોઇ શોધ લાવે મારા નાથની; તેને નવનિધ આપું;
મોતીડે વધાવું તેહને, કષ્ટ કોડેથી કાપું— કોઇ ૧.
સખી કોઇ સમજાવીને, ઘેર તેડારે લાવે;
કઠણ હૈયાના કાનજી, સંદેશો ન કહાવે— કોઇ ૨.
કોઇ ગુણવંતી ગોરડી, પ્રીતમજીને પૂછે;
શા માટે રીસાઇ ગયા, તેનું કારણ શું છે— કોઇ ૩.
મુજને મૂકીને જોગી થયા, કે કોઇએ ભરમાવ્યા;
કોને ભરોસે મૂકી ગયા, હજુ ઘેર ન આવ્યા— કોઇ ૪.
કાંઇ સમજણ પડતી નથી, રહું નિત્ય ઉદાસી
વસમું લાગે મુને વિઠ્ઠલા, મથુરાનારે વાસી— કોઇ ૫.
અનેક અપરાધ ક્ષમા કીજિયે, કહું છું શિર નામી;
વાલમ વે'લા આવજો, રણછોડના સ્વામી— કોઇ ૬.

---

## પદ ૬. અન્નદેવનું શારંગ રાગનો ચાબખો.

તમને આરાધું અન્નદેવ, પરથમ કરૂં તમારી સેવ ટેક.

સવા પહોરે સૂતાં ઊઠે, બકોર કરતાં બાળ ;
માતા પાસે ખાવા માગે, પેહેલે પ્રાતઃકાળ— તમને ૧.
પોહોર દહાડામાં આવી મળે તો, કાયા કરે કલ્લોલ ;
માણસ થાય છે મરવા જેવું, ઘડી થાય જો સોળ - તમને. ૨.
વાત કરતાં વઢી પડે છે, ભણતાં જાય છે ભૂલી ;
આંખડિયે અંધારાં આવે, કાયા થઈ જાય લુલી તમને. ૩
પંદરે દિને એકાદશી આવે. વ્રતતણો મહિમાય ;
રાત પડે ને સ્વપનું લાધે, વા'ણું ક્યારે વાય— તમને. ૪.
બળિયામાં જે બળિયો કા'વે, જે છે સહુથી બળિયો ;
તે ના પાસે ત્રીજે પો'રે, ધૂળ થઈને ઢળિયો— તમને. ૫.
તેત્રીસ કોટિ દેવ મળીને, સહુ કો તમને પૂજે ;
કે રણછોડ અન્નદેવ મળે તો, સરવે વાતો સૂજે-- તમને. ૬.

---

## પદ ૭ ધોળ ૧.

" હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામજોને " એ રાગ.

શામળિયાજી સ્નેહી તારી, પ્રીતલડી બંધાણી વાલા ;
વેણા ઉપર હું જાઉં વારી, મીઠી મુખની વાણી વાલા. ૧.
નેણાંકેરો ચાળો કાંઈ, કામણ કરે છે વાલા ;
ભૃકુટી કમાને બાણે, પ્રાણને લહે છે વાલા ૨.
દીનબંધુ દેવકીનો જાયો, રૂપતણી છે ખાણ વાલા ;
તન મન ધન મારૂં, તેતો તારૂં જાણ વાલા. ૩.
અલકની ઝલકમાં, પલક નવ ઠરે વાલા ;
મનડું અધીર મારૂં, ધીરજ નવ ધરે વાલા. ૪.
આંગલું તો અંગ શોભે, રંગનું રસિલું વાલા ;
અધૂર મધુર મોહન, મુખડું હસીલું વાલા. ૫.
નાસિકામાં નિર્મળ મોતી, જોતી મોતી જોત વાલા ;
કેસરની તો આડો કીધી, શોભે ટપકી સોત વાલા. ૬.
આંખડલીમાં અમી ઝરે છે, પ્રેમનો નહિ પાર વાલા ;
શશી સૂરજ ઝાંખા પડિયા, તેજનો અંબાર વાલા. ૭.

કાને કુંડળ ઝળહળે, શોભામાં શોભાળ વાલા;
હારના શણગાર મધ્યે, મોતિયોની માળ વાલા. ૮
જરકસીની પાગ માથે, કલગીનો તોરો વાલા;
કોટમાં કૌસ્તુભ મણિ છે, સોઇયે સોના દોરો વાલા. ૯.
કટિમેખળા કર કંકણી, રૂડી રીતે રાજે વાલા;
નેપુરને નૌતમ પાએ, ઘુઘરીમાંએ ગાજે વાલા. ૧૦.
અણુવટ વિછુઆનો, છેલ બનિયો છંદ વાલા;
મુદ્રા પોંચી કલ્લેયો ને, બાંધે બાજુબંધ વાલા. ૧૧.
ઝીણી ને પછેડી ખંભે, જરકસીનો જામો વાલા;
સુંથણીની શોભા જોઊં, રહે મોહન મુજ સામો વાલા. ૧૨.
નખ શિખ સુધી રૂપ, નિરખીને તારૂં વાલા;
અંગમાં ઉમંગ ચઢયો, મોહ્યું મનડું મારૂં વાલા. ૧૩.
બેઉ હતાં તે એક થયાં, અંતર નવ રહ્યો વાલા;
મહા રસ રણછોડે, કેમ જાય કહ્યો વાલા. ૧૪.

---

## પદ ૮ રાગ સોરઠ સામેરી.

હું તો તને વારૂંરે, તેં તે આ શું કર્યુંરે;
હરિ હીરો મૂકીને વોહોર્યો ખોટો માલ;
હઇયું તારૂં ફૂટયુંરે, આંખે થયો આંધળોરે;
વિસારી તેં મેલ્યા દીનદયાળ— હું તો તને. ૧.
મારા સાળા મૂરખરે, બુદ્ધિ તારી કયાં બળીરે;
કેમ નથી ભજતો જગ કરતાર,
ગપોટા તેં હાંકયારે, બાધા ગામનારે;
વિચારી ન જોયું સાર અસાર— હું તો તને. ૨.
મનુષ્યા જનમરે, મેળવ્યો તેં ધૂળમાંરે;
હિંસા ઉપર ઘાલી તેં ઘણી હામ,
જણ્યો તને ત્યારે, આડો શે ન આવિયોરે;
તારી માની કુખે ન દીધો ડામ— હું તો તને. ૩.

સગાં ને કુટંબીરે, બૂડાડવા સહુ મળ્યાંરે ;
તરવાને ત્રિકમ નામ સંભાર ;
ચટકો તને લાગેરે, તો ઝટપટ જાગજેરે ;
હવે તું ન ગાફલ થઈશ ગમાર— હું તો તને. ૪.
ડહાપણમાં ડૂલ્યોરે, સ્વારથિયા સાથમાંરે ;
ન જાણી તેં પરમારથની પેર ;
રણછોડ કહે છેરે, રાંડના તું ચેતનેરે ;
વહી ગયો ભવસાગરની લેહર- હું તો તને. ૫.

---

## પદ ૯ શરીરરૂપી અંગરખાં વિષે રાગ કાફી.

અંગરખું એક તારૂંરે, બનાવ્યું બહુ જુક્તિ કરી ;
સીવનારો દરજી ડાહ્યોરે, કીધી છે મહા કારીગરી. ટેક.
કારીગરી માંહીં કેવીરે કીધી, તેનો કેતાં ન આવે પાર ;
બારીક કામ બહુ કીધું ઝીણું, તેના ઉપર તાણ્યો છે તાર ;
ટાંકો તો નજરે નવ આવેરે, દેખો તો સર્વ સુરત ધરી—
અંગરખું. ૧.
ભાત બનાવી દોરાવાળીરે નોખી, તેમાં બખીયા મૂક્યા છે બહુ ;
વાળ્યું વળે છે અક્કડ નથી તેમાં, તાંણ્યા નથી એકે તાર ;
સારૂં સીવ્યું સંગેરે, આવ્યું છે અંગે બરાબરી— અંગરખું. ૨.
કમરપટો કોઠો ને કુણી, પુંચેથી પાની પ્રમાણ ;
તેમાં કલોચડી ક્યાંઈ કાંઈ નથી વળી, સીવનારો ચતુરસુજાણ ;
પ્રમાણ કેવું કીધુંરે, બેસતું છે બરાબરી— અંગરખું. ૩.
અંગરખું બહુરંગી બનાવ્યું, પૂરણ પ્રેમ પ્રકાશ ;
ચોંપ દેખો દરજીની કેવી, સીવતાં કર્યા નવ માસ ;
દાસ રણછોડનેરે, પેહેરાવ્યું પ્રભુ ખરાખરી— અંગરખું. ૪.

---

## પદ ૧૦ લાવણી ૧.

આંગ સોંગકા જાપ જપી લે, અનુભવ ઉર પ્રગટે ભાણા;
જનમ મરણકો તિમર ત્રાશે, જીત જમકા ધિંગાણાં.
નિરભય નામકા દિયો નગારાં, સતચિદ્ ચિત્તમેં સંધાણાં;
આનંદ ઘન આતમચા બિલશા ઓર સમજ સબ ભરમાણા.
હદ બેહદસેં રૈન હે, યા પદ અદ્વૈત નિરવાણા;
અક્ષરાતીત અચલ હે વેસા, જ્યુંકા ત્યું સંતન જાણા.
ચાર અવસ્થા તીન શરીરા, રહ્યા પાર કર પરમાણા,
અસ્તિ ભાતિ પ્રિય રૂપહીં તેરો, બિદિત બેદ અરૂ પુરાણા.
ચરાચરહિમેં ચૈતન વ્યાપક, છોડહિ મન ખેંચા તાણાં:
રણછોડ રામ રહ્યા સરવાંતર, ગુન ગાવત બડે તિન જાના.

---

## પદ ૧૧ લાવણી ૨.

તીન ગુનસેં અતીત આતમા, અજર અમર કુદરત કાની;
રઘુ યુજર અરૂ સામ અથરવેદ, પહોંચત નહીં તિનકી બાંની.
આતમ અમલહીં જીનકોં ચઢિયા, સો નર હોતા ગુલતાની;
બ્રહ્મ ખુમારી કબુહિ ન ઉતરે, ખટરસ સબકો ન માની
જ્યોં ઇક્ષુમેં રહત મિસરી, ત્યોહી સ્વરૂપ તું લેજાની;
નભકેમાંહી વ્યાપ હો બિલશા, બૂઝે બિરલા યા જ્ઞાની.
બાવન બાર કર વિચાર, સાન સમજ અકથ કાની;
તતપદ તઉપદ ક્યા બરનું મેં, ગીલ જલમેં જ્યોં પાની.
હય આનંદ અવિનાશ એક રસ, જાન જન્મકી ના રહે હાની;
સો રણછોડ કોણી નાં દીસત, પૂરા લિયા પહિચાની.

---

# રણધીર.

## પદ ૧ પ્રભાતિયું

ગણેશ ગાઇયે માતા શારદા ત્રુઠી, જોગમાયા ત્રુઠી;
હરિનાં ભજન કરિયે, નિત નિત ઊઠી. ટેક
હાથમાં કુંકાવટી, ચોખલિ-યારી મુઠી;
ગણેશ વધાવિયે, નિત નિત ઊઠી— ગણેશ. ૧.
વાત ન કરીયે, કોઇ કાળે જૂઠી;
વાલાજીની વાદલડી, મોતીડે વૂઠી— ગણેશ. ૨.
કઢારો કેનો નવ, ખાઇયે મુઠી;
દીનેનાથે દયા કીધી, ભરી દીધી કોઠી— ગણેશ. ૩.
ચોરાશીનાં પાણી, નહીં ભરૂં ઊઠી;
આવારેગમન ॥, ગાગર ફૂટી— ગણેશ. ૪.
કરણી કે હું કોસેરે, જૂતી;
કાંઇ કાંઇ કાં ઘેલાને, કાંઇ કાંઇ પોઠી— ગણેશ. ૫.
પાંચ સાત પોઠીડા, હીરા માણુક ભરિયા;
પાટણની પોળે, ઉગમસીને મળિયા— ગણેશ. ૬.
સાધુનો સંગતીને, ગરીબનો ગોઠી;
બોલિયા રણધીર ભક્ત, વાણી લાગે મીઠી— ગણેશ. ૭.

---

# રતનો.

**ખેડાનો ભાવસાર સંવત ૧૭૯૫ માં હતો.**

## પદ ૧ બાર મહિના.

સાખી.

કારતક રસની કુંપળી, નયણામાં ઝળકાય;
અંગ સમારે રાધિકા, મનરથ રહ્યો શોભાય. ૧.

કારતકે કંથ મેલી ગયા, સાંભળ સૈયર વાત;
ગોકુળનીરે ગોવાળણી, ઘસવા લાગીરે હાથ. ૧.
વાયદા ઉપર વધતા ગયા, દિવસ ગણતાંરે માસ;
અમોરે વિશ્વાસે વળગી રહ્યાં, મોહન મળવાની આશ. ૨.
સગાંરે સહોદર છે ઘણાં, નાથ વિનારે શી નાર;
બળરે કરિ નવ બોલિયે, મસ્તક નહિરે મોરાર. ૩.
અમોરે મળતાં શું મળી ગયા, બાકી રાખ્યું ન કાંય;
કહેવા સરખું રહ્યું નહીં, જાણે જાદરાય ૪.
પૂર્વની પ્રીત સંભારિયે, જાણી પોતાની દાસ;
રત્નાના સ્વામીરે શામળા, પૂરો અમારાની આશ. ૫.
ઓધવજીરે સંદેશડો, કહેજો મથુરા મોઝાર;
જેરે દાહાડાના ગયા નાથજી, ઝુરે વ્રજની નાર. ૬.

---

સાખી.

માગસર મન મેગળ થયો, ઉપર નહીં ભરથાર;
મધુપુરમાં વાસો વસ્યો, અંકુશનો દેનાર. ૨.
માગસર મહિનો આવિયો, નાવ્યા નંદકુમાર;
સંભારતાં સાંસો પડે, આંખે આંસુની ધાર. ૧.
આશા ઉમેદે અવતર્યાં, અબળાનો અવતાર;
કહોને અમે કેમ કીજિયે, મેલી ગયારે મોરાર. ૨.
પ્રથમ તો મધુકર મોકલ્યો, વ્હાલે કાગ્યો છે જોગ;
આપણ અબળાને એ ઘટે, જોજો કરમના ભોગ. ૩.
ઘરમાં તે હળવી હું પડી, બાહાર નવરે બોલાય;
કુવા તે કેરી છાંયડી, કુવામાંરે સમાય. ૪.
મળતાં મોટમ નવ રાખીએ, આવો શ્રી ભગવાન;
રત્નાના સ્વામીરે શામળા, દોને દરશન દાન— ઓધવજીરે. ૫.

## સાખી.

પોષે તો પરવશ પડી, મેહ વ્યાપ્યો અનિ અંગ,
ઓષડ ગુણ લાગ્યું નહીં, ડસિયો શ્યામ ભુજંગ. ૩.
પોષે તે પેહેલાં પૂરમાં, જોબન બાળેરે વેષ;
પૂરણ પાપ તેનાં મળ્યાં, જેનો પિયુ પરદેશ. ૧.
આછી પટોળીરે ઓઢવા, શિયાળાનીરે ટાઢ;
પાંચ પોહોરનીરે રાતડી, વ્હાલે કીધી છે રાઢ. ૨.
સાંજ સંજોગે સૌ મળ્યાં, જુએ વાલાની વાટ;
વીસાર્યાં કેમ વીસરે, ઊભા જમુનાને ઘાટ. ૩.
ઘણુંરે ગાઢું કરી રાખીએ, હૈડું નવ રહે હાથ;
પ્રીત કરી કેમ પરહર્યાં, નાવ્યા નગુણારે નાથ. ૪.
બળતી બોલુંછુંહું હવે, રખે રાખતા રીશ;
રત્નાના સ્વામીરે શામળા, પાયે નામું છું શીશ— ઓધવજીરે. ૫.

---

## સાખી.

માહા મહિને મન માહરૂં, આકુળ વ્યાકુળ થાય;
રૂએ વિજોગણ રાધિકા, એક ન સૂઝે ઉપાય. ૪.
હજી હરિ શે નવ આવિયા, આવ્યો મકર માસ;
ભાગ્યવિના કેમ પામિયે, વ્હાલાજીનો વિલાસ. ૧.
કુબજા સરખી કામની, આવી હરિનેરે હાથ;
આપે કાળાને એ કુબડી, ભલી ભજી છેરે ભાત. ૨.
સરખા સરખી સાહેલડી, યમુના ન્હાવારે જાય;
પૂજીને માગેરે પ્રેમદા, મળજો જાદવરાય. ૩.
એક દુઃખે અમે દાઝિયે, બીજું કુબજાનું શૂળ;
નિર્ગુણ જોગ વળી લખે, દાઝયા ઉપર લૂણ. ૪.
ત્યારે દામોદર દિલ ધરી, ભેટ્યા શ્રી ભગવાન;
રત્નાના સ્વામીરે શામળા, કયારે મળશોરે કહાન—ઓધવજીરે. ૫.

---

## સાખી.

ફાગણ આવ્યો હે સખી, કેસુ ફૂલ્યાં રસાળ ;
રૂદે ન ફૂલી રાધિકા, ભ્રમર કનૈયો લાલ. ૫.

સઘળો શિયાળો વહી ગયો, આવ્યો ફાગણ માસ ;
અંતરમાં અતિ ઉપજે, હોળી રમવાની આશ. ૧.
વસંત વધાવાને હું જતી, કુમકુમ ભરીને કચોળ ;
કેસરી સાળુરે પહેરવા, મુખ ભરીને તંબોળ. ૨.
અબીલ ગુલાલ ઉડે ઘણા, વાગે તાલ મૃદંગ ;
કોકિલ શબ્દ સોહામણા, કંપે અબળાનું અંગ. ૩.
તરૂવર આંબો મોરિયો, ફૂલ્યાં કેસુડાં વન ;
અમો અબળાને એ ઘટ્યું, મરવું મુંઝાઇ મન. ૪.
વેરી વિધાતાએ લખ્યો, વ્હાલાતણોરે વિજોગ ;
રત્નાના સ્વામીરે શામળા, આવી કરોરે સંજોગ—ઓધવજીરે. ૫.

---

## સાખી.

ચૈત્રે ચતુરા સંચરી, ઊભી યમુના તીર ;
પંથ ન્યાળતી પ્રેમદા, રડતાં ભીંજે ચીર. ૬.

ચૈતર માસનો ચાંદલો, રૂડી નિર્મળ રાત ;
સ્વપનામાં સ્વામી રમી ગયા, રૂદે થઇ રળિયાત. ૧.
જાગીને જોતાં દીસે નહિ, ફાળ પડી છે પેટ ;
બોલાવ્યા બોલે નહિ, નાશી પેઠારે નેટ. ૨.
કોમળ કર ધરી દીવડો, ચતુરા ન્યાળે ચોપાસ ;
ખોળતાં ખૂટીરે રાતડી, ન મળ્યા શ્રી અવિનાશ. ૩.
પાછલી રાત પરોઢિયું, ઊઠી પ્રાતઃકાળ ;
જોશીડા જોશ સંભાળજે, આશું આળપંપાળ. ૪.
સુખ સ્વપનાનું સાંભરે, ભીતર ભડકારે થાય ;
રત્નાના સ્વામીરે શામળા, આવી મળો તો ઓલાય—ઓધવજીરે. ૫.

---

### સાખી.

વૈશાખ આવ્યો હે સખી, વહી ગયા ખટ માસ;
હજી સંદેશો નાવિંયો, કાગળની શી આશ. ૭.

વૈશાખે વાયારે વાયરા, પાકયાં દાડમ દ્રાખ;
પાકીરે રાયણ આંબલી, ગળી આંબાની સાખ. ૧.
લુકનાં લહેરાં લાગે ઘણાં, બ્હાર નવ નિસરાય;
ધરતી ધખે ને રવિ તપે, કોમળ મુખ કરમાય. ૨.
ફૂલડાંની સેજ સમારીએ, બેહેકે ચંપો ને જાઇ;
વાલાજી કેરે વીંઝણે, કેને ઢોળુંરે વાય. ૩.
માંગ સમારૂંરે મોતિયે, સેંથે ભરૂંરે સિંદૂર;
નાથજી લા'વો લીજિયે, જોબન જાય ભરપૂર. ૪.
ગ્રીષ્મ રૂતુ અતિ દોહલી, વાલા વિચારો મન;
રત્નાના સ્વામીરે શામળા, સોંપ્યું તન મન ધન—ઓધવજી. ૫.

---

### સાખી.

જેઠે જોડી સોગઠી, પાસા લીધા હાથ;
જાણ્યું પડશે પાધરા, અવળા પડિયા નાથ. ૮.

જેઠ લગી જોઇ વાટડી, કોઇ આવે ને જાય;
કાગળ કટકો મળ્યો નહીં, લખતાં જાદવરાય. ૧.
મરવું તે મુખથી કેમ કહું, મરણ હરિનેરે હાથ;
પ્રીત મગન મૃત્ય થઇ રહી, જાણે વૈકુંઠનાથ. ૨.
સગપણ સોનું સહુ કહે, પ્રીત પિત્તળ ફોક;
એરે ઉખાણું સાચું મળ્યું, ભલા હસાવ્યા લોક. ૩.
દોષ અમારા અદ્રષ્ટનો, વાલાજીનો શો વાંક;
સુખ દુઃખ સરજ્યું દેહને, મારો વિધાતાએ ટાંક. ૪.
ચતુર થઇ નવ ચૂકિયે, જાણો અબળાનો ધર્મ;
રત્નાના સ્વામીરે શામળા, વળતી બેસશે કર્મ— ઓધવજીરે. ૫.

---

## સાખી.

અશાડ આવ્યો હે સખી, ક્યમ કરી કાઢું દિન;
નાથ નમેરા થઇ રહ્યા, હૃદે પડ્યાંરે રતન. ૯.
અશાડોરે ઘન ઉલટ્યો, માત વરસેરે મેહ;
વીજળડી ચમકા કરે, વ્હાલે દીધોરે છેહ. ૧.
મોરના સોર સોહામણા, દાદુર બોલેરે જોર;
કોયલડી ટહુકા કરે, નાવ્યા નંદ કિશોર; ૨.
રાત અંધારી ઉડે આગિયા, દેખી ઝબકેરે મન;
દીવડો દીસે બિહામણો, નાવ્યા જગના જીવન. ૩.
લીલા ચરણા અવનિયે ધર્યા, તરૂવર ઘેર ગંભીર;
પંખીડે માળારે ઘાલિયા, જ્યાં ત્યાં ભરિયાંરે નીર. ૪.
જોગીડા પણ પંથ પરહરી, બેઠા એક આસન;
રત્નાના સ્વામીરે શામળા, આવો જગના જીવન— ઓધવજીરે. ૫.

---

## સખી.

શ્રાવણ માસે સજ થઇ, દરપણ ન્યાળે અંગ;
તતક્ષણ તે ધરણી ઢળી, જાણે ડસ્યો ભુજંગ. ૧૦.
શ્રાવણ માસ સોહામણો, હીંડોળાનારે દિન;
હીંચે તે ગોરી રાધિકા, ઘણું પીડે અનંગ. ૧.
સખીરે સાહેલી સૌ મળી, યમુના ના'વારે જાય;
કેસરી તિલક સોહામણાં, કોમળ રંગ્યારે પાય. ૨.
ગૌરી પૂજે સાહેલડી, કરમાં પુષ્પની માળ;
બીજારે કરમાં કુંકાંત્રટી, મુખે શ્રી ગોપાળ. ૩.
ચાર પહોર જાગરણ કરે, ગોરી ગરબારે ગાય;
રાત થોડીને રમત ઘણી, રખે વહાણુંરે વાય. ૪.
શ્રાવણે પાકયો આંબલો, કોને કરિયે ભેટ;
રત્નાના સ્વામીરે શામળા, આડો યમુનાનો બેટ— ઓધવજીરે. ૫.

---

સાખી.

ભાદરવે ભવન પાંચમે, ખલકે હીંડોળા ખાટ ;
પુષ્પને પંખે પદ્મિણી, જુએ વાલાની વાટ.

ભાદરવો ભરપૂરમાં, ભલું જણાયે જોર ; ૭.
ગગનવિષે કરે કાટકા, નાવ્યા નંદ કિશોર.
ઉત્તર દેશથી ઉલટયો, થયો ઘોર અંધાર ; ૧.
વીજલડી ચમકા કરે, નાવ્યા નંદ કુમાર.
પંચ રંગના આભમાં, મોટા તાણ્યારે મચ્છ ૨.
ચંપકવરણીરે રાધિકા, ચીર ભિંજાય સ્વચ્છ.
નદિયે નીર ભર્યાં ઘણાં, નવ દીસે ઉતાર ; ૩.
વેરણ યમુના પૂરે ચઢી, પિયુડો પેલેરે પા[illegible]
બાળ્ય બધું સુખ દેહનું, જેનો નાથ નહે[illegible] ૪.
રત્નાના સ્વામીરે શામળા, બળતી બોલું છું [illegible]
[illegible]ન—ઓધવજી. ૫.

---

સાખી.

આસોએ આશા હતી, મળવાન[illegible]
ઓધવજી ભલે આવિયા, વોરા[illegible] નાથ. ૮.

દુઃખનારે દાહાડા વહી ગયા, આવ્[illegible]ય ;
સૌકો સપરમે દહાડલે, વસે પોતાને [illegible] ૧.
નવરે દાહાડા ગયાં નોરતાં, નાવ્યા દશરે[illegible]થ ;
મોટો ઓચ્છવ દીપવાળીનો, આવી કરજો [illegible] ૨.
સખી સાહેલી સૌ મળી, હરિને લેવાને જાય[illegible]
આણે મારગ હરિ આવશે, ઉલટ અંગે ન[illegible] ૩.
ધનતેરશે ધન ધોઇને, સજ્યા સોળ શ[illegible]
નયણે તે કાજળ સારિયાં, મળવા ન[illegible] ટાંક. ૪.
કોમળ કરમાંરે દીવડો, હઇડે હરખ [illegible]ર્મ ;
હરિને નિહાળવા નીસરી, ઊભી આંગણે[illegible] ઓધવજીરે. ૫.

વેણુ સુણીનેરે, પ્રેમ મગન રસ ફૂલી;
દિશ નવ સૂઝેરે, પ્રીતે પરવશ કીધાં,
મનડાં અમારાંરે, મોરલિયે હરી લીધાં,
વાછરૂ ન વાળ્યાંરે, ભૂલી ગઇ ધેનુ દોતાં,
બાળક મેલ્યાંરે, ન જાણ્યાં રમતાં રોતાં;
જેમ તે તેમરે, પડતાં મેલ્યાં નિતે,
મન પરવશ થયાંરે, પિયુને મળવા પ્રીતે;
વ્યાકુળ થઇ છેરે, સરવે વ્રજની નારી,
રતના રસનીરે, વાતો સહુથી ન્યારી.

---

## પદ ૭. ગરબી ૭.

અંગ આતુરતારે, મળવાને વનમાળી,
ચોંપે ચાલીરે, ન સંગી આપ સંભાળી;
શરદની રજનીરે, શોભે ચંદ્ર આકાશે,
અબળા આતુરરે, જાત્રા પ્રીતમ પાસે;
શુધ બુધ ભૂલીરે, અવળાં આભ્રણ પે'ર્યાં,
સેંથે કાજળરે, નયણે કંકુ ઘેર્યાં;
અંબર ઓઢ્યાંરે, અવળા સવળી ભાતું,
કાંય નવ સૂઝેરે, શુદ્ધ વિના શ્વેત કે રાતું;
ભુવન ન ભીડ્યાંરે, બાર ઉઘાડાં મેલ્યાં,
વન સંચરિયાંરે, અંગે આનંદ રેલ્યાં;
વિનતા વ્યાકુળરે, મેલી રે'ણી કરણી,
રતના રસનીરે, વાત ન જાયે વરણી.

---

## પદ ૮ ગરબી ૮.

રજની શોભેરે, પૂરણ માસી ચંદ્રે,
વૃંદ્રાવનમાંરે, રાસ રચ્યો ગોવિંદે;

મંડપ મહિમારે, મુખ વરણ્યો નવ જાય,
શંકર સરખારે, ઇન્દ્રાદિક લોભાય;
વિનતા વ્રજનીરે, પ્રેમ મગન રસ ભરિયા,
ગદ્દ ગદ્દ કંઠેરે, આનંદ આંસુ ઢળિયાં;
ચરણે નમિયાંરે, તન મન અરપણ કીધાં,
ભુજા પસારીરે, ભૂદરે ભુવનમાં લીધાં;
હરખે ભરિયાંરે, આનંદ વાધ્યો અંગે,
અબળા આતુરરે, રમવા શ્યામને સંગે:
દેવને દુર્લભરે, તે રસ ગોપી માણે,
રતના રસનીરે, વાતો વિરલા જાણે.

---

## પદ ૯ ગરબી ૯.

રમત માંડીરે, વેણ મધુરી વાહ્યો,
હરિ સંગ બનીરે, રાગમાં રાગ મિલાવ્યો;
કોકિલ કંઠેરે, સખિયો સુર ભરી ગાવે,
બ્રહ્મા ઇન્દ્રરે શંકર જોવા આવે;
સુર તેત્રીસેરે, નિરખી મન હુલ્લાસે,
ભોગ સ્વરગનારે, સરવે મિથ્યા ભાસે;
અધર આકાશેરે, દેવ સઘળા વિમાને,
રસરૂપ થઇ છેરે, ગોપી સરવે જ્ઞાને;
નંદકુંવરનીરે, લીલા અપરમ પારા,
ચૌદ ભુવનમાંરે, વ્યાપક સહુથી ન્યારા;
રસની રીતીરે, પ્રીતે દીસે પાસે,
જે કોઇ સમજેરે, રતના રસ ઠેરાશે.

---

## પદ ૧૦ ગરબી ૧૦.

રાસ મંડલમાંરે, ઉમટયો રસ આનંદે,
રજની શોભેરે, પૂરણ પૂનમ ચંદે;

આનંદ ભરિયાંરે, હરષે હરિગુણ ગાતી,
અંગ આભૂષણરે, શોભે નાના ભાતી;
ચંદ્રાવદનીરે, કરતી ખેલ અપારા,
સૌને હરિ સામારે, દીસે સહુથી ન્યારા;
કોય ન જાણેરે, અકળ કળા છે એની,
કેને કહિયેરે, અંતર વાતો એની;
આનંદ ભરિયારે, મોહન સંગે માલે,
હરષે હીંડેરે, અબળા ગજ ગતિ ચાલે;
વારે વારે નિરખેરે, શોભા સુંદર વરની,
રતના રસનીરે, વાતો છે મૂળ ઘરની.

---

## પદ ૧૧ ગરબી ૧૧.

સાંભળ સજનીરે, રસની લીલા ગાઇયે,
એ રસ મીઠોરે, પીતાં પાવન થાઇયે;
રસની લીલારે, જોગી મુનિ ન જાણે,
કઇ કઇ ભૂલારે, અબળા મ્હારસ માણે;
ઉર આનંદેરે, મગન થઇ રસ પીતાં,
હરિજી ન્હુસિયારે, અબળા પ્રેમ સહિતા;
અંતર ઇકયતારે, માન તજીને મળિયાં,
રસરૂપ થઇનેરે, રસ ઘટ રસમાં ભરિયા;
કંઠ બાંહ્યડલીરે, પ્રીતે પાલવ સાહ્યો,
ધન્ય ધન્ય રાધેરે, ગિરિધર લાલ રિઝાયો;
નિરભય કીધાંરે, રમતાં રાસ વિલાસે,
રતના રસનીરે, વાતો રસિક પ્રકાશે.

---

## પદ ૧૨ ગરબી ૧૨.

અબળા આધીનરે, વ્હાલો વશ થ્યા જાણી,
સહુથી ન્યારારે, પોતે પુરૂષ પુરાણી;

અઢાર પુરાણે રે, અખેર અજીત કે'વાણી,
વેદ વિધિમાંરે, અકળિત ગતિ ગણાણી;
ભાવ જણાવ્યોરે, ભામનીને વ્રજપતિ ભૂપે,
રાસ મંડળમાંરે, રમિયા યુગલ સ્વરૂપે;
એક એક ગોપીરે, એક એક કાન ગોવાલા,
યુગલ સ્વરૂપેરે, રાસ રમે વ્રજબાલા;
રમતાં રજનીરે, વીતી છે ખટમાસે,
મનના મનોરથરે, પૂર્યા છે અવિનાશે,
આનંદ એલીરે, કૃષ્ણજી રંગે ભીના,
રતના રસમાંરે, વ્રજનારી લેલીના

---

## પદ ૧૩ ગરબી ૧૩.

રાસ મંડળમાંરે, રંગે રમિયાં સજની,
પિયુજીને સંગેરે, સફલ થઇ છે રજની;
ગોપી ગોવંદેરે, રમતાં રાસ વિલાસે,
સોળસેં સખિયોરે, શોભે કૃષ્ણજી પાસે;
આપ વિચારીરે, રાસ મંડળમાં રમિયો,
હું પદ હારીરે, હરિને ચરણે નમિયો;
હરિરસ સાગરરે, અબળા રસની રેલું'
જેમ સરિતા જળરે, થાએ સાગરમાં ભેળું;
નાથ નિરવિષ છેરે, પ્રીતે પાવન કીધાં,
ચરણે નમતાંરે, નિશ્ચે નિજપદ દીધાં;
રાસ રમીનેરે, સરવે, મંદિર વળિયાં,
રસરૂપ થઇનેરે, રતના રસમાં ભરિયાં.

---

## પદ ૧૪ ગરબી ૧૪.

તું ભૂલી ગયો તારા રૂપમાંરે, દુર્મતિ માની રહ્યો તું દેહ—તું.

આનંદ ભરિયાંરે, હરખે હરિગુણ ગાતી,
અંગ આભૂષણરે, શોભે નાના ભાતી;
ચંદ્રાવદનીરે, કરતી ખેલ અપારા,
સોને હરિ સામારે, દીસે સહુથી ન્યારા;
કોય ન જાણેરે, અકળ કળા છે એની,
કેને કહિયેરે, અંતર વાતો એની;
આનંદ ભરિયારે, મોહન સંગે માલે,
હરખે હીંડેરે, અબળા ગજ ગતિ ચાલે;
વારે વારે નિરખેરે, શોભા સુંદર વરની,
રતના રસનીરે, વાતો છે મૂળ ઘરની.

---

## પદ ૧૧ ગરબી ૧૧.

સાંભળ સજનીરે, રસની લીલા ગાઇયે,
એ રસ મીઠોરે, પીતાં પાવન થાઇયે;
રસની લીલારે, જોગી મુનિ ન જાણે,
કઇ કઇ ભૂલારે, અબળા મ્હારસ માણે;
ઉર આનંદેરે, મગન થઇ રસ પીતાં,
હરિજી હસિયારે, અબળા પ્રેમ સહિતા;
અંતર ઇકયતારે, માન તજીને મળિયાં,
રસરૂપ થઇનેરે, રસ ઘટ રસમાં ભરિયા;
કંઠ બાંહ્યડલીરે, પ્રીતે પાલવ સાહ્યો,
ધન્ય ધન્ય રાધેરે, ગિરિધર લાલ રિઝાયો;
નિરભય કીધાંરે, રમતાં રાસ વિલાસે,
રતના રસનીરે, વાતો રસિક પ્રકાશે.

---

## પદ ૧૨ ગરબી ૧૨.

અબળા આધીનરે, વ્હાલો વશ થ્યા જાણી,
સહુથી ન્યારારે, પોતે પુરૂષ પુરાણી;

અઢાર પુરાણે રે, અખેર અજીત કે'વાણી,
વેદ વિધિમાંરે, અકળિત ગતિ ગણાણી;
ભાવ જણાવ્યોરે, ભામનીને વ્રજપતિ ભૂપે,
રાસ મંડળમાંરે, રમિયા યુગલ સ્વરૂપે;
એક એક ગોપીરે, એક એક કાન ગોવાલા,
યુગલ સ્વરૂપેરે, રાસ રમે વ્રજબાલા;
રમતાં રજનીરે, વીતી છે ખટમાસે,
મનના મનોરથરે, પૂર્યાં છે અવિનાશે,
આનંદ એલીરે, કૃષ્ણજી રંગે ભીના,
રતના રસમાંરે, વ્રજનારી લેલીના

---

## પદ ૧૩ ગરબી ૧૩.

રાસ મંડળમાંરે, રંગે રમિયાં સજની,
પિયુજીને સંગેરે, સફલ થઇ છે રજની;
ગોપી ગોવંદેરે, રમતાં રાસ વિલાસે,
સોળસેં સખિયોરે, શોભે કૃષ્ણજી પાસે;
આપ વિચારીરે, રાસ મંડળમાં રમિયો,
હું પદ હારીરે, હરિને ચરણે નમિયો;
હરિરસ સાગરરે, અબળા રસની રેલું'
જેમ સરિતા જળરે, થાએ સાગરમાં ભેળું;
નાથ નિરવિષ છેરે, પ્રીતે પાવન કીધાં,
ચરણે નમતાંરે, નિશ્ચે નિજપદ દીધાં;
રાસ રમીનેરે, સરવે, મંદિર વળિયાં,
રસરૂપ થઇનેરે, રતના રસમાં ભરિયાં.

---

## પદ ૧૪ ગરબી ૧૪.

તું ભૂલી ગયો તારા રૂપમાંરે, દુર્મતિ માની રહ્યો તું દેહુ—તું.

હરષ શોક વૃદ્ધ હાણ જીવરૂપનેરે, મન માની લીધું અજ્ઞાન—
આશા તૃષ્ણા ને મોહ માયા મમતારે, તેમાં અહિનિશ તારૂં ધ્યાન-
તારૂં રૂપ અકળ અવિનાશ છેરે, તે ભૂલ્યો માયાને ભોગ—
જીવ અણછતાનો ઉપનોરે, એવો પ્રપંચરૂપી રોગ—
એતો અણછતાનું અણછતુંરે, દેહ સાથે થાય સરવ નાશ—
દેહ છૂટે અખંડ છે આતમારે, જેમ સભરા ભર્યો આકાશ—
ગુરુ સંત ચરણ રજ સેવતાંરે, જડે આદ્ય અંતની ઓળખાણ—
દાસ રતનો કહે તું તુંને જાણજેરે, એ પૂરણ પદ નિરવાણ—

---

## પદ ૧૫ ગરબી ૧૫.

જો જાણોતો આતમા જાણજોરે, પ્રગટ વસે પિંડમાંહે—
જેમ સિંધુસરિતા નીર છેરે, એમ આતમા અવિગત એક—
વસ્તુરૂપે સ્વતંત્ર આતમારે, જેમ અગ્નિથી દીપ અનેક—
જેમ રવિનું તેજ સઘળે સહીરે, એમ વિશ્વમાં વસ્તુ પ્રકાશ—
જેમ દરપણમાં દીસે સહુરે, એમ અવનીમાં આકાશ—
દેહ દેખીને ભૂલ્યો આતમારે, જેમ પોત ભૂલ્યો જોઇ ભાત—
રવિ ઉગે ત્યારે અજવાળડાંરે, અજ્ઞાની અંધાને રાત—
દેહ પ્રગટ્યું તે પરલે થશેરે, મિથ્યા પંચમાભૂતનો પિંડ—
દાસ રતનો કહે વસ્તુ વિષેરે, કાંઇ નથી તે ખંડ વિખંડ—

---

## પદ ૧૬ ગરબી ૧૬.

તું જાણી લેને તારાં રૂપનેરે, નથી બીજો તે શું જોવા જાય—
શ્યામ શ્વેત નીલ રક્તપીત ભાત નહીંરે, વર્ણ નહીં તો શ્ય વિકાર—
પાખંડ પ્રપંચ વિકાર છે દેહનારે, તારૂં રૂપ પ્રપંચને પાર—
દેહ આદે અંતે સાચું નહીંરે, અત ખોટું તો શેની સાખ—

એવો અલખ લખે તે શું કહિયેરે, નહીં લેખું તો શેના આંક— તું.
નીર નહીં તો સમુદ્ર શું કહું રે, મૃગજળ જેવો સંસાર— તું.
અજ્ઞાને બૂડવા વિણ પાણિયેરે, નાવે ભવસાગરનો પાર— તું.
અષ્ટાદશ ખટ ચૌદ ચારમાંરે, તેથી ન્યારો રહ્યો છે ભેદ— તું
દાસ રતનો કહે સત્ય એક આતમારે, એમ બોલે છે વાયક વેદ— તું.

---

## પદ ૧૭ ગરબી ૧૭.

જો જાણ્યું પોતાના રૂપનેરે, તો કેને કહિયે તું કોણ— જો.
કોઇ ગાય શીખે કોઇ સાંભળેરે, કોઇ કરે વાણીના વિવેક— જો.
કોઇ આધાર તે એક એકનોરે, બ્રહ્મ નિરાધાર અટકે— જો.
જેમ મણકા દીસે ભાત ભાતનારે, સરવ દોરી તણે આધાર— જો.
જેમ તુલસી ચંદન રૂદ્રાક્ષ છેરે, મોતી પરવાળાં સુત્ર મણિસાર— જો.
પારા દેખીને માળા ફેરવેરે, દુરમતિ દૂરી નવ દેખ— જો.
એમ જગત મણકા જાણિયેરે, માંહે સળંગ આતમા એક— જો
તેમાં સુત્ર મણિ ને સાર છેરે, ગાંઠો છૂટે સળંગ એક હોય— જો.
દાસ રતનો કહે આતમા બ્રહ્મ છેરે, સ્વરૂપ શુદ્ધ વિચારે જોય— જો.

---

## પદ ૧૮ ચાબખો ૧.

જગતની બાજી છે જૂઠીરે, ભરાણી શંખલાંની મૂઠી ;
કામ સાધ્યો ને પરિવાર વાધ્યો, ગોત્રજમા તુઠીરે. ટેક.
કેનેક લાખો ને કરોડો, સામર્થ થઇ મોટી ;
અરબ ખરબનાં લેખાં કરતા, તે ચાલ્યા ઊઠીરે— જગતની. ૧.
મને જાણે હું માયા પામ્યો, ઘરે નાણાંની કોઠી ;
કાયા પડતાં કામ ન આવે, કેમ હૈયાની ફૂટીરે— જગતની. ૨.
તૃષ્ણાની દોરિયે તાણી બાંધ્યો તે, નવ શકતો છૂટી ;
મથ્યા વારિએમાં શું સુખ પામે, મરે છે માથું કૂટીરે— જગતની. ૩.

કામબાણેથી વિશ્વ બંધાણું, લાલચ જાએ લુંટી ;
વિષયાના વેહેવાર સાચવતાં, અંતર લાએ ઊઠીરે— જગતની. ૪.
કાયા માયા જેણે મિથ્યા જાણી, તેરે ગયા છૂટી ;
દાસ રતનો કહે આવાગમનની, આશા તો તૂટીરે— જગતની. ૫.

---

## પદ ૧૯ ચાબખો ૨.

નિશાકર નિરભય પદ તારૂંરે, મૂરખા અવડું શું અંધારૂં,
કોણ તુંને લુંટી જાશે, ને કોણ થાશે વારૂરે. ટેક.
કાયા માયા સપનાં નિસપત, મૂરખ કે મારૂં ;
ખોટી આશા તારી રહેશે અધુરી, કાં કર મોં કાળુંરે— નિશા. ૧.
ઊંટ વાંસે ઊંટ ચાલ્યા, હારૂં ને હારૂં ;
કેડા મોરે સહુકો બૂડા, ન તૂટી લારૂંરે— નિશા. ૨.
શૂરો થઇને સામો ચાલે, તો કુળને અજવાળું ;
ભયનાં દળમાં ભંગાણ પાડે, તું સરવેનો વારૂરે— નિશા. ૩.
મને કરી થ્યો દાસ માયાનો, તે રૂપ નહિ તારૂં ;
કેસરી થઇને કેમ ગોતે છે, જંબુકનું જાળુંરે— નિશા. ૪.
પારસમણિ પોતાની ગાંઠે, માગે અંધારૂં ;
દાસ રતનો ખબરવિના પછે, જ્યાં ત્યાં ખેરે લાળુંરે. નિશા. ૫.

---

## પદ ૨૦ ચાબખો ૩.

માનખો પામ્યો રૂડી રીતેરે, પ્રભુને ભજી લેને પ્રીતે ;
આ અવસર જો એળે ગયો તો, પછે નહીં જીતેરે— માનખો ૧.
સુકારજ સમજીને કરવું, રહેવું પરતીતે ;
વિણ નાણે વિવાહ નાંહીં થાશે, નહીં શોભે ગીતેરે— માનખો. ૨
લોભે કારજ સુધરે નાંહીં, દ્રવ્ય ન વાવર્યું નિત્યે ;
હું મારૂં કરતાં ધર્યું રહ્યું પછી, ભટકાણો ભીંતેરે— માનખો. ૩.

કામ ક્રોધનાં દળ છે ભારે ક્રોજો વિપરીતે ;
શૂરા હોએ તે સામા ચાલે, પણ કાયર ના જીતેરે— માનખો. ૪.
જીત્યાની પળ જાય છે હમણાં, હિમ્મત કર હેતે ;
પછી તો પસતાવો થાશે, વિમાસીશ વીતેરે— માનખો. ૫.
શૂરપણું તે સરવને જીતે, ન ડરે અગણીતે ;
કહે રતનો રામ દેહમાં દીસે, જોજો અદ્વૈતેરે— માનખો, ૬.

---

## પદ ૨૧ ચાબખો ૪.

મન તું મુંઝાણુંરે શાનેરે, અહુનિશ આનંદ માનેરે ;
તન મન ધન ગુરુ ચરણે સોંપી, મૂકી દે ભોનેરે— મન. ૧.
સુત ભ્રાત તરિયા નહીંકો તારૂં, તાણોછ શું તેને ;
નામ રૂપનો કરતા નાટક, રચ્યિું છે એણેરે— મન. ૨.
નાટક તારી નજરે આવ્યું, ભરમણો તેણે ;
નાટકથી જે ન્યારો દિસે છે, તે નિરખી લેનેરે— મન. ૩.
કરમ ધરમ તેં માની લીધાં, જીવ કહિયે જેને ;
ભવન તારૂં ભૂલો મૂરખ, જઇ વળગો કેનેરે— મન. ૪.
જનમ મરણને જમ ચોરાશી, પીડેછે એને ;
અનંતરૂપે એક દીસે સહુ, તું સમજી રેનેરે— મન. ૫
નિરમળ થઇ નિજ ધામે પોતા, ગુરૂ મળ્યા છે જેને;
સ્વર્ગ નર્ક તો નજરે નાવે, કહે રતનો કેનેરે— મન. ૬.

---

## પદ ૨૨ ચાબખો ૫.

ગગનમાં ગરજે તે પાસેરે, પ્રગટ પ્રીછયો નિજ દાસે ;
મૂળ મહિમા જાણ્યો જેણે, જોયું આકાશેરે— ગગનમાં. ૧
દેહ ધરીને દુઃખ પામ્યો, અણછતાની આશે ;
તારી રમતમાં તું ગુંચાણો, શીદ પડયો સાંસેરે— ગગનમાં. ૨.

સંશય મેલી સતગુરૂ ચરણે, રહેને નિવાસે ;
ત્રિવિધ તાપ સમાશે તનમાં, શીતળ અંગ થાશેરે—ગગનમાં ૩.
દરપણમાં મૂખ દીઠું તેને, બીજો નવ ભાસે ;
અક્ષય વર પામ્યા આનંદે, વિધવા કેમ થાશેરે— ગગનમાં. ૪.
થીર જોતાં થોથાં ભાસે, સુક્ષમ થયું નાશે;
કારણ જોતાં કરતા ભાસે, કેવલ રહ્યા વાંસેરે— ગગનમાં. ૫.
રામચંદ્ર સ્વધામે ચાલ્યા, કૃષ્ણે પરભાસે ;
સળંગ સૂતર સમજે રતના, સરવે અવિનાશેરે— ગગનમાં. ૬.

---

## પદ ૨૩ ચાબખો ૬.

સમજો સતગુરુની સાનેરે, મ સોંડો વરવોણી જાને ;
આગળ આદર કોણ દેશે તમને, ભવિષ ભૂલા ભાનેરે— સમજો. ૧.
વ્યંડળને સીમંત ન આવે, નવ હોયે રૂતુદાને;
સોળે આભ્રણ સજે અંગેકો, એ નારી નવ જાનેરે— સમજો. ૨.
ગાવું ખાવું તો સહુકો સારૂં, ધીરજ નહીં ધ્યાને ;
ગોળી વિનાનો ભારે ભડાકો, નવ લાગે નિશાનેરે— સમજો. ૩.
નજરે તો નવ દીઠું કાંએ, સાંભળિયું નાં કાને ;
ખરાં ખોટાંની ખબર નહીં પછી, ફોગટ ફૂલાનેરે— સમજો. ૪.
વિશ્વ દેખીને વસ્તુ ભૂલો, તે નવ લાધે પાને;
સંત સમાગમ હોય તો સૂઝે, આત્મા દરશાનેરે— સમજો. ૫.
ગ્રેહની પીડા વામી સરવે, ગુરુતણે શુભ જ્ઞાને ;
દાસ રતનો કહે તિમિર નાસે, ઉગમતાં ભાણેરે— સમજો. ૬.

---

## પદ ૨૪ ચાબખો ૭.

રમત તો સંતોની સાચીરે, રહ્યા છે હરિ ચરણે રાચી ;
અસંતને મન અવળું ભાસે, બાળક બુદ્ધિ કાચીરે— રમત. ૧.

ખાંતે કરીને ખેલ મચાવ્યો, અંગ રહ્યો માચી;
રસબસ રૂપ સ્વરૂપમાં ભળિયા, માયા નવ જાચીરે— રમત. ૨.
આતમદરશી અવની ઉપર, વરતી આકાશી;
સતગુરુ શબ્દે છૂટી ગઇ, તે મમતાની ફાંસીરે— રમત. ૩.
સંસારમાં તો સહુ નિહાળે, જળ કમળાવાસી;
કમળને જળ લોપે નહીં, એમ રહ્યા ઉદાસીરે— રમત ૪.
અનુભવીને અવિનિશ આનંદ; વસ્તુ પરકાશી;
અટસઠ તીરથ ગુરુને ચરણે, કોટ ગંગા કાસીરે— રમત. ૫.
સોહું શબ્દમાં સુરતિ બાંધી, પલન કરે પાછી;
દાસ રતનોકે' કદી ન ડોલે નિરભે પદ વાસી— રમત. ૬.

---

## પદ ૨૫ ચાબખો ૮

લેને સતગુરુનું શરણુંરે, રવિ સુત ત્રાસ થાય તરણું;
અભયપદનાં સુખ અનોપમ, મુખે ન જાએ વરણ્યુંરે— લેને. ૧.
અબળા થઇને એવર માગો, અખંડવર વરણું;
અવિચળ ચંદો અભંગ ચૂડો, સબળ શોભે ઘરણુંરે— લેને. ૨.
ચોરાશીનું ચૂકી જાશે, બહુ ફેરા ફરણું;
આતમ લીન અવિગત થાશે, જેમ રવિમાં કરણુંરે— લેને. ૩.
ભવસાગરનો ભય ટળશે, થાય નિરભય પદ નરણું;
જે બાદશાહની પટરાણી તે, નવ દળે દરણુંરે— લેને. ૪.
યમદર જોવા સમરથ નહીં, કરે પાછું ઓસરણું;
કેસરી દેખીને વનમાં, જેમ ત્રાસે હરણુંરે— લેને. ૫.
સતગુરુ સાહેબ એક છે તે, ચરણે ચિત્ત ધરણું;
દાસ રતનો કહે ગુરુ મટાવે, જનમ ને મરણુંરે— લેને. ૬.

---

## પદ ૨૬ ચાબખો ૯.

ઓળખો પૂરણ બ્રહ્મ પાસેરે, ભેદુવિના સરવે ભટકાશે;
સતગુરુ ચરણે ચિત્ત ધરી તમે, રહેજો વિસવાસેરે. ટેક.

શશી આદિ દઈ તારા દીપક, તેણે રજની નહીં જાશે ;
અનુભવ સૂરજ ઉગે ત્યારે, અજવાળું થાશેરે— ઓળખો. ૧.
ગુરુને ચરણે શરણે રહેતાં, અદ્વૈત પદ ભાસે ;
કીડી કુંજરને અજાકેસરી, સરવે એક વાંસેરે— ઓળખો. ૨.
સાન ગુરુની સમજી રહેતો, હુંપદ ખોવાશે ;
સ્થૂળ સુક્ષમ બે ખોટાં, કારણ કૈવળમાં જાશેરે— ઓળખો ૩.
જડ ચૈતનમાં સભર ભરિયો, જેમ જમીન મધે જળ ભાસે ;
ઉંચું નીચું અવનીમાં, પરગટ પીવાશેરે— ઓળખો. ૪.
સતસંગ જળ તે પરગટ દીસે, પીતાં તૃષા જાશે,
દાસ રતનો કહે મન કર્મ વચને, સાચું સમજાશેરે— ઓળખો. ૫

---

## પદ ૨૭ ચાબખો ૧૦.

મસાણમાં મોટો છે ભડકોરે, સમજણ ખોટીને મન થડકો ;
પૂછીને પારખું કેણે ન કીધું, કેનો હતો લડકોરે— મસાણમાં. ૧.
સઘળું કેને સાથ ન આવે, ખજીના શીદ ખડકો ;
બાદળ છાયા ન હોય નિરભય, તરત થાશે તડકોરે— મસાણમાં. ૨.
રજનીમાં તું રાજી થયો, દેખી જગમગતો જડકો ;
હીરો જાણીને હાથ નાંખ્યો, પણ તં ઓળનો બડકોરે—મસાણમાં. ૩.
હરષે લીધો હાથમાં જાણે, માયાનો મણકો ;
ખરાબ થયો તે ખબરવિના, પછી અંતરમાં કણકયોરે- મસાણમાં. ૪.
આદે અંતે એવી માયા, શીદ કરો છણકો ;
રસવિના રૂપાળો દીસે, જ્યું ટેટો વડકોરે— મસાણમાં. ૫.
જનમ મરણકો ભય ભોગવતાં, જેમ હરણ ફડકો ;
આયું ખુવોતો છો અવિનાશી, અજ્ઞાને અડકયોરે— મસાણમાં. ૬.
કોણ જનમે ને કોણ મરે, મૂળ વિચાર ધરકો ;
દાસ રતનો કે અખડ આતમા, વણ સમજ્યા રડકોરે—મસાણમાં. ૭.

---

## પદ ૨૮ ચાબખો ૧૧.

અરથે નાવે એકે વાતાં, સુખ થાએ ગુરુ ચરણે જાતાં ;
કોરો કાગળ કેમ વંચાશે, વિણ માંડ્યાં ખાતાંરે— અરથે. ૧.
મોટપમાં તું મ્હા દુઃખ પામ્યો, માન ચડ્યું ગાતાં ;
હુંપદમાં તું સરવે હાર્યો, ન પામ્યો સુખ શાંતારે— અરથે. ૨.
મેલ અંતરમાં અતિઘણો, તે નવ ટળે ના'તાં ;
વિના રસોઇ વડના ટેટા, દીસે છે રાતારે— અરથે. ૩.
ધન પિયારૂં વાવર્યું ને, કહેવાણો દાતા ;
બીજા સરવે રંક ભાસ્યા, ભેદ ભૂલાતાંરે— અરથે. ૪.
પાપ તારે પુંઠે પડ્યું, તે ધરમને ધાતાં ;
અવિનિશ ઝગડો લાગો એને, અવળું સમજાતાંરે— અરથે. ૫.
શુદ્ધ વિચારે સરવે સૂઝે, જીવપણું જાતાં ;
દાસ રતનો કહે પરગટ દીસે, હુંપદ ખોવાતાંરે— અરથે ૬.

---

## પદ ૨૯ ચાબખો ૧૨.

જગતમાં ભૂલો ભરમેરે, કુબુદ્ધિ આવી છે કરમે ;
પરમારથ તો પ્રીછ્યો નહીં, પછી ન સમઝાયો મરમેરે—જગતમાં. ૧.
સગાં જમાડવા સમરથ છે, તે લાજે ને શરમે ;
અભ્યાગત તો નાવે અંતરમાં, નવ સમજ્યો ધરમેરે— જગતમાં ૨.
ભવસાગરનો ભય બહુ લાગો, ને રહ્યા તડમે ;
જીવ બુદ્ધિયે જાણ્યું નહીં, પછી બૂડા મૃગજળમે રે— જગતમાં ૩.
ભેદવિના ઘર ભૂલો મૂરખ, ન લાધે નરને
તારા ઘરમાં તું બેઠો છો, જો પાછો ફરનેરે— જગતમાં. ૪.
અજ્ઞાને આથડતો હીંડે, વસ્તુ છે ઘરમે ;
અંધારૂં આંખોને પીડે, ન સૂઝે ચશમેરે— જગતમાં. ૫.
દેવ ચક્ષુ દીધાં સતગુરુ, જોયું જળ સ્થળમેં ;
જેમ હતું તેમ ભાસ્યું રતના, પીડા મટી પલમેંરે— જગતમાં. ૬.

---

## પદ ૩૦ કડખો.

ભરમ ભાંગો નહીં મનતણો મૂરખા, તનતણો તાપ તે કેમ બૂઝે;
વિશ્વ સાચું ગણી વસ્તુ તે વિસરી, કામનાં બાણુ તે કેમ રૂઝે. ટેક.
મૂળ વિચાર તો વાસ નહિ વેગળો, દિશ ભૂડી તને દૂર જાતાં;
જેમ ચાલે ત્યમ સરસ છેટું પડે, પાર આવે નહીં પંથ ધાતાં—
ભરમ. ૧.
ભૂર ભૂલો પડયો તમવિષે આથડયો, વિણુ પૂછે વાટમાં ખાય ગોથાં;
કોય આવી મળે દેખી તેથી ટળે, સત્ય દાખેજ તે જાણ થોથાં—
ભરમ. ૨.
માનનો મદ ચડયો રજનીમાં રડવડયો, આપદા અંગમાં લ્હાય લાગી;
આયુષ નિરગમ્યું એમ અજ્ઞાનમાં, ગુરુ ગમે કાંઇ ન નવ જોયું જાગી—
ભરમ. ૩.
સતગુરુ સંત મળે તાપ તો ત્રણ ટળે, અંગ શીતળ કરે સુખ શાતા;
સમજતો રતન તું સેવને સતગુરુ, પ્રગટી પ્રીછવે શોક્ષ દાતા-ભરમ. ૪.

---

## પદ ૩૧ રાગ એજ.

સારમાં સાર છે પ્રપંચ ત્યાં પાર છે, સત્ય સંગત વિના કેમ લાધે;
દેહ સાથે ગણ્યો ગુણથી નવ ટળ્યો, દ્વિતીયામાં ભર્યાં દ્વૈત સાધે ટેક.
જાગ જગન કરે સકળ તીરથ ફરે, આપદા નવ ટળે દેહ દમતાં;
સંત સેવ્યાવિના સુખ નવ સ્વપ્નમાં, જેમ જંબુક વનમાંહીં ભમતાં—
સારમાં. ૧
પ્રગટ પ્રીછે નહીં જૂઠને ગ્રહી રહ્યો, મનવડે રાંક થઇ દેવ જાચે;
ખબર પોતાવિના ખોટ ભાંગે નહીં, નીર આવે નહીં કુંભ કાચે—
સારમાં. ૨.
ઘૃત રહ્યું મહીવિષે એમ વ્યાપક સહી, જગત જાણે નહીં દૂર દેખે;
પાપ પુઠે પડયું ધરમને ધોડતાં, સમજવિણ વ્રત લાભ લેખે—
સારમાં. ૩.

જડપણું જો ટળે સતગુરુ સંત મળે, હરિ હસ્તામળ થાય દ્રષ્ટે ;
રતન કે કાય છે કાષ્ટની પૂતળી, ચૈતન દોરિયે ચાલે ચેષ્ટે—
સારમાં ૪.

———

## પદ ૩૨ રાગ એજ.

નિપનું વિશ્વ તે એક અવિનાશથી, આદે અંતે અવિનાશ જાણો ;
વિશ્વનો નાથ તે લીન અવિનાશમાં, જણ જણ જુજવાં શ્યાને
તાણો—ટેક.
નીરનાં નેહમાં વરખ વિધવિધતણાં, વટ્ટ આદે તૃણ કરોર તુળસી ;
સરવ ફૂલ્યા સહી તોય બીજું નહીં, એમ રહ્યો અવિનાશ
વિલસી—નીપનું. ૧.
અગણિત બુદબુદા ઉપજે જળવિષે, તેહ ભાંગે પુનિ થાય પાણી ;
કરણ પ્રસરી ત્રણલોકમાં રવિ પડે, અસ્ત થાતે રવિમાં સમાણી—
નીપનું. ૨.
પુષ્પમાં વાસ રહી એમ અવિનાશ છે, વાસ અવિનાશ તે દ્રષ્ટ નાવે ;
અવિનાશી ઓળખે ગુંરુગમે અનુભવી, પુષ્પની વાસ લે ભ્રમર
ભાવે—નીપનું ૩.
કેવા ગ્રહેવા નહીં અરૂપી આતમા, આદ અનાદ તે અખંડ કહાવે ;
દાસ રતનો કહે વેદ ભણીને ભૂલા ઘણા, ભેદવિના હરિ હાથ નાવે—
નીપનું. ૪.

———

## પદ ૩૩ રાગ એજ.

અચળ આનંદમાં બ્રહ્મ વિલસી રહ્યો, ઓળખો આતમા નિજરૂપે ;
વ્યાપક સરવમાં સહુથી ન્યારો રમે, હાથ આવે નહીં ધ્યાન ધૂપે. ટેક.
હરિગુરુ સંતને જુજવા જાણતાં, વ્રત્તિ પહોંચે નહીં અખંડ ધામે ;
કરમ સાંધે કઇ દેવ જાચે જઇ, અણછતો જીવ થઇ મુક્તિ માગે—
અચળ. ૧.

શાસ્ત્ર ભણ્યા ઘણાં નવરાણી મણા, વેદ વાચકતણા ભેદ ભૂલો ;
દ્રવ્ય સંચ્યું સહી કરજ ચૂકું નહીં, લેખું સંભાળતાં વ્યાજે ડૂલ્યો—
અચળ. ૨.

જળથકી વૃક્ષ ને સાખ પ્રસરી ઘણી, પાત ફૂલ ફલ થડ મૂળ માહીં ;
એમ અવિનાશથી વિશ્વ તે નીપનું ,ઉત્તમ મધ્યમ એકદોઇ —
અચળ ૩.

કૃપા ગુરુએ કરી સઘળે દેખ્યો હરિ, ઠીક બેઠા ઠરી નિજ લાભે
દાસ રતનો કહે અવની આકાશમાં, અવની રહી તે આધાર
આભે—અચળ. ૪.

---

## પદ ૩૪ રાગ એજ

સળંગ સમજયાવિના સંશય છૂટે નહીં, ભોગવે ભાગસી બીજા જાણે;
નરપક્ષ નિરમળો સભર ભર્યો સદા, જડબુદ્ધિ જીવતે પક્ષ તાણે. ટેક.
કરમે કરી જીવ થયો ભવન ભૂલી ગયો, મત બાંધી રહ્યો બેસી ઓરો ;
છેક પહોંચે નહીં આપદા એમ રહી, ગાંઠ અટકે જેમ સોઇમાં
દોરો— સળંગ. ૧.

જગતને નાતેલા ભેખને સંપ્રદા, લાયની દાયની એક જવાળા ;
એમ દાઝે સહુ વરણવી શું કહું, શીતળ સંતલા દાહથી ન્યારા—
સળંગ. ૨.

ધરમ મારો ખરો બીજા મિથ્યા કરો, એવું કાં ઓચરો અસ્તવાણી ;
દ્વાદશ પંથમાં સઘળે દેખો હરિ, જેમ અનેક વૃક્ષને એક પાણી—
સળંગ. ૩.

પ્રગટ પંડમાં રામ રમે સદા, ભૂર ભાળે નહીં દેખે આળગો ;
દાસ રતનો કહે દેહ સાથે મળ્યો, તજી તાંદુલને તુચ્છ વલગો—
સળંગ. ૪.

---

## પદ ૩૫ રાગ એજ.

રવિ પ્રગટ્યાવિના રજની નહિ ટળે, કોટિ ઉપાય કરે ચંદ્ર દીવા ;
તોએ દીસે નિશા અજ્ઞાન જાણો અસા, નવ સૂઝે દિશા અંધ
એવા. ટેક.
રવિ રાહુએ ગ્રહી દિવસ રજની થઇ, એમ નિજ આતમા જીવ કાં'વે ;
મોહ અજ્ઞાન રાહુ જ્ઞાન રવિને ગ્રહ્યો, ભ્રમ તે જીવની ચાલ લાવે—
રવિ. ૧.
ભૂલ્યો અજ્ઞાનમાં અટકી રહ્યો માનમાં, સમજ્યો નહિ સાનમાં
પડયો સાંસે.
સકળ તીરથ કરી સઘળે થાકયો ફરી, નવ ભાસે હરિ રહ્યા પાસે—
રવિ ૨.
સુતે સ્વપનું થયું સજાનું સુખ ગયું, અંતર દુઃખ રહ્યું દાઝ લાગી ;
અણુછતો જીવ થઇ આપદા ભોગવે, સપનું સમે જ્યારે જુવે જાગી—
રવિ ૩.
સજા સંતો સમી શિયળ સુપોપતિ, અજ્ઞાન સુપને જીવ જોની ;
દાસ રતનો કહે હું ને મારૂં મિથ્યા, વણુ સમજ્યો કરે વાત
મોની—રવિ. ૪.

---

## પદ ૩૬ રાગ એજ

વાત શું વરણવું વાર તો વઇ ગઇ, ગુરુજીએ રસબસ રૂપ કીધું ;
તન મન ધન ચિત્ત ચરણે રાખતાં, કૃપા કરી અભેદાન દીધું. ટેક.
આદિતો પ્રગટિયો પૂરવે જે હતો, વણુ સમજે બહુ વાર જાણી ;
જળ જામ્યું હતું શીતને સંગતે, રવિ તપે ગળી થયું પાણી—
વાત શું. ૧.
સૂમ ને દાતાર દેવનો દેવ છે, મહીપતિ રંક તે એક તોલે ;
દારૂકની પૂતળી દોરીએ બહુ રમે, ઊંચને નીચ ઠેરાઇ બોલે—
વાત શું. ૨.

આનંદ મંગળ છે સંતના સંગમાં, સતગુરુ સાનમાં લક્ષ લાગી ;
જમ ભેકાળની ચોટ લાગે નહીં, જન્મ મરણની ખોટ ભાગી—
વાત શું. ૩.
બુદ્ધ વિચારતાં બીજો ભાસે નહીં, આપ ખેલે રમે આપ જોવે;
દાન આપે દીએ હાથ આપે લીએ, આપ હસે વળી આપ રોવે—
વાત શું. ૪
જે જે કરે જગતગુરૂ બીજું શું અનુસરૂં, પોતાવડે ન રહ્યું કાંય કરવું ;
અંત આવ્યો હવે તંતને જાણતાં, અખંડ આત્મા દેહી એજ
મરવું—વાત શું. ૫.
દૂધ સાકરભળી અંતર ગ્યો ટળી, જેમ પિયુને મળી પ્રાણપ્યારી ;
નીર ને ખીર તે હંસ ન્યારાં કરે, દુધ સાકર ભળી નોય ન્યારી—
વાત શું. ૬.
સ્નેહ સાચો સહી વૃત્તિ ડોલે નહીં, અચળ ધામે રહી પિયાજી પાસે ;
દાસ રતનો કહે દેહ દીસે ઘણા, આત્મદરશીને એક ભાસે—
વાત શું. ૮.

---

## પદ ૩૭ રાગ એજ.

એક નિજ આતમા કોઇ બીજો નહીં, જેમ અગ્નિથકી અનંત દીવા ;
એમ નિજ બ્રહ્મ તે જુગલ માયા રચી, દેહ ધરી પ્રેમરસ પીવા. ટેક.
રાજ રાવણનું થયું ત્રણ લોકમાં, દેવ જીત્યો ને ગ્રહ બંધ પૂર્યા ;
એવો લંકાપતિ સત્તા કેની હતી, વિચારી જુવો કોય સંત શૂરા—
એક. ૧.
જ્યારે સીતા હરી રામ રોયા વળી, તે કેને કહિયે મહાબળી કોણ
હાર્યો ;
એ રમત અટપટી કોઇ ન શકે વટી, રોતા રણમાં ત્યારે રાવણ
માર્યો—એક. ૨.
રામ રવિ જાણીએ રાવણ રજની, કિરણ સીતા તેનું હરણ બોલે ;
કિરણ રવિમાં રહી રજનીમાં નવ ગઇ, એમ સમજો નિજ તંત
તોલે. એક. ૩.

અદ્વૈત બ્રહ્મ તે દ્વૈત દેહ ધારણ કર્યાં, રામ ને રાવણ રૂપ લીધાં ;
દાસ રતનો કહે વાત વિસ્તારવા, રાક્ષસ વાનરનાં સેન કીધાં—
એક. ૪.

---

## પદ ૩૮ રાગ એજ

પતિવ્રતા નારને પ્રાણવલ્લભ પિયુ, પિયુજીને નાર તે પ્રાણપ્યારી ;
સંત સાહેબને એકતા એમ છે, સતગુરુ સાન લેજો વિચારી. ટેક.
ઇન્દુ આકાશ રહે ચકોરનાં ચિત્તમાં, દ્રષ્ટિ ચુકે નહીં સુરત સાંધી ;
સંતનાં ચિત્તમાં એમ વિલસી રહ્યો, ભજન ભૂલે નહીં પ્રીત બાંધી –
પતિવ્રતા. ૧.
મીન વારિ વિષે આનંદ અતિઘણો, બાહેર આવતાં પ્રાણ ત્યાગે ;
હરિજન હરિવિષે એમ રહ્યા સુખે, સુખ સંસારનાં તુચ્છ લાગે—
પતિવ્રતા. ૨.
છીપ સમુદ્ર વિષે સુરત તે સ્વાતિની, ખારાંની આશ નહિ ઉર માને ;
એમ સંસારથી સંત તે વેગળા, નિરભય પદમાં નિવાસ જેને—
પતિવ્રતા. ૩.
પ્રગટ પિયુ પરિબ્રહ્મ સનમુખ સદા, સંતશિરોમણ સુઘડ નારી ;
દાસ રતનો કહે સંત નિરભય સદા, કરે વિલાસ તે દ્વૈત ટાળી—
પતિવ્રતા. ૪.

---

## પદ ૩૯ રાગ દેશાખ.

મન સાંભળને કહું વાત, વાણી વેખરીએ વિલસી રહ્યોરે ;
તું જોને તારી જાત, કોણ હતો ને કયાંથી આવિયોરે.
તેં મૂલ તજી ગ્રહી ડાળ, પાને પ્રીત કીધી છે પામવારે ;
યહાં આદર્યો ખોટો વ્યાપાર, હીંડયો મૂળગો માલ તે વાસવારે.
માયા અંજન પડિયું આંખ, તુંને પડળ ચડ્યાં પાપનાંરે ;
તારે ધન મેળ્યાની ધાક, આતમારામ ન જાણ્યો આપસાંરે.

રૂદે શુદ્ધ વિચારી જોય, ધન ધર્યું રેહેશે અવનીપરેરે;
તારે સંગે નાવે કોય, વાલાં સગાં તે અળગાં ટળેરે.
તે માટે મૂળ વિચાર, પાર આવે આ પરપંચનોરે;
ગ્રહે સંતના શબ્દજ સાર, મટે સંતાપ માયા સંચનોરે.
ગુરુ સંત ચરણ રજ સેવ, ભાવે ભજન કર પરિબ્રહ્મનુંરે;
જેણે જાણ્યા આતમા દેવ, તેને કારણ નથી કરમનુંરે.
હરિરૂપે છે હરિજન, નિરગુણ સગુણમાં સેવા કરેરે;
શીખ સમજ દાસ રતન, આતમારામ ગુરુ એમ ઉચ્ચરેરે.

---

## પદ ૪૦ રાગ એજ.

મન મુંઝાણો શા માટ, મૂરખ અણછતાંની આશમાંરે;
મિથ્યા મેલી દે ઉચ્ચાટ, આનંદ કરને બ્રહ્મવિલાસમાંરે.
દેહ ધરી કરવા વિલાસ, અવધ કરીને તું આવિયોરે;
યહાં બંધાણો માયા પાસ, માનખો જનમ એળે ગુમાવિયોરે.
કર છૂટાનો ઉપાય, અંત ચોરાશીનો કેમ આવશેરે;
પડયો ભરમ ભાગસી માંહ્ય, સંત વિના કોણ છોડાવશેરે.
કે વેશ લાગ્યો રમતમાંય, શુદ્ધ બોલી વિના કેમ ફાવશેરે;
આવી મુંઝાણો પડ માંય, બીજો કોણ કહી સમજાવશેરે.
ધર્યો વેશ તો લજ્જા મેલ, નહિ તો જોનારો કેમ રીઝશેરે;
શાને કરવા આવ્યો ખેલ, એવું જાણીને સહુ ખીજશેરે.
પામ્યો મનુષ્ય ઉત્તમ દેહ, ભાવે ભજતો નથી રામનેરે;
તારે પરનારીસું સનેહ, મૂરખ મોહ્યો માયા ધામનેરે.
અણછતું માયા ધામ, અંતે મમતા તુંને મારશેરે;
ગુરુ બોલ્યા આતમરામ, રતના સમજતો સંત તારશેરે.

---

## પદ ૪૧ રાગ એજ.

મન વાણીનારે વિચાર, વાતું બહુ પ્રકારે જાણિયેરે;

પરિબ્રહ્મ પરાને પાર, અકળ કેમ કહેવાશે વાણિયેરે.
પરા વાણી શુન મોજાર, આવી પસયંતીએથી પરવરેરે;
એનો મધ્યમાં ઘાટ ઘડાય, ઉત્તમ મધ્યમ વેખરી ઉચ્ચરેરે.
પુનિ શબ્દ સુની સમાય, શ્રવણ ગ્રહણ કરે તે વાણિયેરે;
તેમાં અધિક ન્યુન કહેવાય, અદ્વૈત શું કહીને વખાણિયેરે.
એતો રૂપ અરૂપી આપ, પિંડ બ્રહ્મંડે પૂરી રહ્યોરે;
દેહભાવે થાપ ઉથાપ, અખંડ આતમા નહીં આવ્યો ગયોરે.
એતો જેમનો તેમ સદાય, આદે અંતે મધ્યે એજ છેરે;
જેમ આકાશ અવનીમાંય, પરિપૂરણ રવિ તેજ છેરે.
થઇ મેરૂવડે દિન રાત, રવિ ઉદય અસ્ત થાતો નથીરે;
દેહભાવે આવત જાત સંશય, સમજ્યાવિના જાતો નથીરે.
ગુરુ લક્ષ લીધો જે જન, સફળ જનમ થયો તેહનોરે;
શીખ સમજ દાસ રતન, મિથ્યા જાણ ભરોસો દેહનોરે.

---

## પદ ૪૨ રાગ એજ

મન નિશ્ચય કર ઉરમાંય, ઓળખી લેને આતમારામનેરે;
તારે ઘટ અજવાળું થાય, જેમ તમ નહીં રવિ ધામનેરે.
ભાવે કીજે સાધુ સંગ, જેથી સાર પદારથ પામિયેરે;
હોયે શીતળ આઠે અંગ, નિરભય થઇ માયા જાળ વામિયેરે.
આવે ભવસાગરનો પાર, અંત ચોરાસીનો આવશેરે;
સતગુરુ દીનદયાળ, સુરતિ રૂપમાં ઠેરાવશેરે.
લીજે હરિગુરુ સંતની ઓથ, ચોટ લાગે નહીં યમ કાળનીરે;
ભાંગે જનમ મરણની ખોટ, દ્રષ્ટિ પહોંચે પરાપારનીરે.
મિથ્યા ભાસે સ્વપ્ન સંસાર, મરૂથળ ભર્યાં જળ જાણિયેરે;
એ તો પીવા ન મળે લગાર, રહે અણુછતાં ઉર ન આણિયેરે.
રૂપ અરૂપી આતમરામ, એ તો અળગો નથી દાસથીરે;
રચ્યું ઇચ્છાએ માયા ધામ, શોભે આતમના પરકાશથીરે.
સતગુરુ ચરણમાં કર વાસ, અડગ આસન દ્રઢ વખાણિયેરે;

શીખ સમજ દાસ રતન, હરિ રૂપે હરિજન જાણિયેરે.

---

## પદ ૪૩ રાગ એજ.

સખી સાંભળને કહું વાત, એવું અચરજ મારા અંગમાંરે;
કાંય ન દીસે જાતને ભાત, અસંગ રહ્યો સરવના સંગમાંરે.
એવો અવરણ આતમરામ, કોએ વરણ્યામાં નથી આવતારે;
રક્ત, લીલ, પીત, શ્વેત, શ્યામ, અષ્ટાદર્શનથી ઠેરાવતારે.
નેતિ નેતિ નિગમ ગાય, સંત વરણવે તે વાણિયેરે;
સાચા શબ્દ મિથ્યા નવ થાય, રૂદે ગાંઠ ગળે તો જાણિયેરે.
એ તો ભરિયો ભરપૂર, દૂર જોવા જાએ મૂરખોરે;
દેહ આકાશ ધાતુર આતમા, ગુરુગમે કરી ઓળખોરે
સિંધુ બિંદુ ને દ્રષ્ટાંત, બીજું નામ નથી જળ જાણિયેરે;
એવા અસ્થુલ હોય અનંત, વ્યાપક વસ્તુ એમ પ્રમાણિયેરે.
પ્રભુ પુરણ બ્રહ્મ અખંડ, જાએ થાએ તે માયા જાણિયેરે;
ચૌદલોક અને એક બ્રહ્મંડ, સરવે રૂપ માયાનાં વખાણિયેરે.
હરિ પ્રેમી જનને પાસ, જ્ઞાન હેમાળામાં જે ગળ્યારે;
શીખ સમજ રતનદાસ, પુરાણ વાંચે તેથી વેગળારે.

---

## પદ ૪૪ રાગ એજ.

સહુએ સ્વરૂપ આતમારામ, સાંભળ શીખ ગુરુજી ઓચરેરે;
મિથ્યા જાણિયે રૂપને નામ, એતો અણછતાં જનમે મરેરે.
એતો નથી ને ઊભો થાય, જીવ નામ ધર્યું પુન પાપથીરે;
ઘણું સંસારમાં સરાય, માની માયાઓ તર્યો આપથીરે.
ભૂલો પોતે પોતાનું રૂપ, સત્ય સત્ય માયા માની રહ્યોરે;
આદ્ય અંતે સહુ સ્વરૂપ, મધ્યે અણછતો ઊભો થયોરે,
હદ બાંધી બેઠો સંસાર, ધારણ વળ્યું માયા ધેનનુંરે;
માત તાત ભ્રાત પરિવાર, નારી બાળક સ્વપનું રેનનુંરે.

એતો સરવે મિથ્યા જાણ, સુરતિ સાખ પુરાણે ઓચરેરે;
છૂટે લાખ ચોરાસી ખાણ, જો તું તારૂં રૂપ અનુસરેરે.
જાગી જોતો નથી લગાર, સ્વપનું સાચું ભાસ્યું રેનમાંરે;
તારૂં રૂપ પરાને પાર, નથી જાણતો માયા ઘેનમાંરે.
એતો જે કોય જાગ્યા જન, આતમ સ્વરૂપ જાણ્યું આપણુંરે;
શીખ સમજ દાસ રતન, માયાં જાણ પરાઈ થાપણરે.

---

## પદ ૪૫ રાગ એજ.

દ્રવ્ય થાપણનું ઘરમાંય, મૂરખ મોટપ મોટી રાજનીરે;
જોને સવારે શું થાય, ખરી ખબર નથી આજનીરે.
ખાય પિયે ને કરે વેપાર, નથી સરવાળો સંભારતોરે;
ખોટા દીસે તારા પાડ, જેમ જુગટિયો દ્રવ્ય હારતોરે.
ધણી લેવા આવે જેવાર, ત્યારે કેમ કરીને છૂટશોરે;
બાંહ્યે ગ્રહીને કાઢે બાહાર, પછી શેરી શેરી શીશ કૂટશોરે.
જેમ વાદળ કેરી છાંય, એમ જાણો માયાનો ખેલ છેરે;
આગે કમાણો નહીં કાંય, થાપણ માગે તે કેમ મેલશેરે.
હવે શ્યો કરવો ઉપાય, પણ ખોયું પોતાની સાખનુંરે;
પછી બંધન બાંધ્યો જાય, માંડ્યું ખત ચોરાસી લાખનુંરે.
રૂદે હોય શુદ્ધ વિચાર, શરણું લેને હરિગુરુ સંતનુંરે;
આવે ભવસાગરનો પાર, કારજ કારણ ટળે જંતુનુંરે.
ગુરુ ગોવિંદપૂરે આશ, કૃપા કરી અભયપદ આપશેરે;
શીખ સમજ રતનદાસ, ખત ચોરાશીનું કાપશેરે.

---

## પદ ૪૬ રાગ એજ.

હરિ અળગો નથીરે લગાર, મૂરખ ભેદવિના નથી ભાળતોરે;
મનમાની રહ્યો સંસાર, દીન પશુની પેરે ગાળતોરે.

કરે અણછતા ઉપાય, માન્યા મનવડે સાચાં કરીરે;
પછી તીરથ ફરવા જાય, અંધ દેખે નાહીં ઘટમાં હરિરે.
ફરી ફરીને આવ્યા ઘેર, મુખે મોટા મહાતમ ઓચરેરે;
જોયા મોટમોટા શે'ર, મોટી વાતે કરે સહુ સાંભળેરે.
તેને સહુ કહે ધન્ય ધન્ય, માન ચડ્યું છે મદ પૂરમાંરે;
પછી ફૂલી રહ્યો નિશિદિન, દાસપદ આવે નહીં ઉરમાંરે.
દાસપદવિના કલ્યાણ, કેનાં થયાં નથી થાશે નહીંરે;
જેમ કોટે બાંધી પાષાણ, સાહેર તરવાને ચાલ્યો સહીરે.
એતો કેમ ઉતરશે પાર, ભાર મોટપનો માથે ઘણોરે;
રૂદે હોય શુદ્ધ વિચાર, જાણજે સંચી રચે બોજા તણોરે,
દાસપદ લીધું જે જન, તેણે સેવ્યા હરિગુરુ સંતનેરે;
શીખ સમજ દાસ રતન, તેણે આણ્યો માયાના અંતનેરે.

---

## પદ ૪૭ રાગ સામેરીનું.

ચેતને સવેળારે, માનખો જનમ જાય છેરે,
તેતો તુંને થાય છે મો'ટી હાણ;
અંત ન આવેરે ચોરાશી લાખમાંરે,
ફરતાં ફરતાં ચારે ખાણ. ટેક

સમજને સાચુંરે, કાચું કોરે કરીરે, પરહર અણછતાની આશ;
દેહને આદેરે, રૂપ મિથ્યા જાણજેરે, અરૂપી આતમા સોએ પ્રકાશ—
ચેતને. ૧

જાણજે તું તેનેરે, જેવડે જગત છેરે, જાય થાય માયા કેરો ઠાઠ;
આવ્યો ને ગયોરે, કેવા નથી આતમારે, કેમ કહિયે વામન ને
વૈરાટ—ચેતને. ૨

જવાલ માયાનીરે, લાગી ચૌદ લોકમાંરે, તેમાં દાઝે માનવ દાનવ દેવ
સંત ન દાઝેરે, માયાની અનળથીરે, જેને રૂદે રામ ભજનની ટેવ—
ચેતને ૩

આપદા ઊઠીરે, અણછતી માંહ્યથીરે, તેણે કરી દાઝે તારૂં તન;

ઠારક વળેરે, શુદ્ધ વિચારતાંરે, સમજી લેને દાસ રતન— ચેતને. ૪.

---

## પદ ૪૮ રાગ એજ.

તન નથી તારૂંરે, એવું નિશ્ચેય જાણજેરે,
રાખ રૂદે આતમનો અભ્યાસ ;
મેલ હું ને મારૂંરે, અંધારૂં એજ છેરે,
તેતો ટળે સંત શબ્દ પરતાપ ટેક.

સ્થિર નથી કોયરે, કીટ બ્રહ્મા લગીરે, જેજે ઉપના તે અલપાય ;
જુવોને વિચારીરે, કોય કોનું નથીરે, એક એક આવે ને એક
જાય—તન. ૧.

દરસન કીજેરે હરિગુરુ સંતનાંરે, મન કર્મે રાખી હ્રદયમાં ભાવ ;
શોક ન આવેરે, આનંદ ઉપજેરે, લીજે કાંઇ જીવનમુક્તિનો લાવ—
તન. ૨.

ધ્યાન હ્રદયમાંરે ગુરુ ગોવિંદનુંરે, ભજિયે ગોવિંદ ગોવિંદરામ ;
ગુરુની કૃપાએરે, અભયપદ પામિયેરે, આનંદ આનંદ આઠોજામ—
તન. ૩.

નિરમળ દેશરે સતગુરુ સંતનોરે, જેવાં કાંય નિરમળ જળની રીત ;
હરિને ગુરુરે સંત નિરમળ સદારે, દાશ રતન કર સાચી પ્રીતં—
તન. ૪.

---

## પદ ૪૯ રાગ એજ.

ટાળને અસંતરે, અણછતી આપદારે,
મેલી દેને મૂરખ મનનું માન ;
મમતાને ભારેરે, નરખર જાણિયેરે,
સમજ તો સંત કરે છે સાન. ટેક.

ઠરીને ન બેઠોરે, દુરમતિ દાઝતોરે, જ્યાં જ્યાં જાય ત્યાં માયાની ઝાળ ;

ઠારક નાવેરે સંત સંગત વિનારે, નિત નિત નિકટ આવે છે કાળ—
ટાળને. ૧.

ડાંપણ ડોળેરે, જગતમાં જાણછેરે, હરિભજનમાં થયારે અજાણ;
ઊંઘ ન ઉડીરે, અંધારામાં આથડયોરે, જેમ કાંય ઘૂવડ ન દેખે
ભાણ—ટાળને. ૨.

પ્રગટ ન દીસેરે, ઢાંકયો રવિ વાદળેરે, એમ કાંય અજ્ઞાને ઢાંકયો રામ;
દશનો મોડયોરે, ચાલે ચોંપે કરીરે, તોય ન પામે પોતાનું ધામ—
ટાળને. ૩,

રણમધ્યે શૂરારે, શીશ અરપી રમેરે, જેને કાંય પ્રાણ તજ્યાથી પ્રીત;
સામા દળ દેખીરે, આનંદ ઉપજેરે, દાસ રતન કહે એ સંતોની
રીત—ટાળને. ૪.

---

## પદ ૫૦ રાગ એજ.

પરિબ્રહ્મ પોતેરે, સઘળે પૂરી રહ્યોરે,
જડ ચૈતનમાં એનો વાસ;
વેશ માયાનારે અનંત અપાર છેરે,
તેતો શોભે આતમને પરકાશ. ટેક

ફરી ફેરો નાંહીંરે જેણે જાણ્યો આતમારે, મિથ્યા જાણ્યો માયાનો
વિસ્તાર;

બીજો ન જાણેરે વાતો બ્રહ્મ ભેદનીરે, આપે આપને જાણણહાર—
પરિબ્રહ્મ. ૧.

બીજ જેણે બાળ્યાંરે મૂળ માયાતણાંરે, તેતો કાંય ઉગી વૃક્ષ ન થાય.
બળવાની બીકરે જ્યાંલગી ઇન્ધન હતુંરે, બાળ્યા પછી ઇન્ધન
કેમ કે'વાય—પરિબ્રહ્મ. ૨.

ભર્યો ભરપૂરરે દૂર નથી દેખવોરે, દૂર દૂર જોતાં નહીં દેખાય;
પાછો ફરી જોનેરે પ્રભુ તારે પાસ છેરે, સમજી પોતે પોતામાં
સમાય—પરિબ્રહ્મ. ૩.

મનવડે માનીરે સંગતી સાચી કરીરે, તેને કાંય નવ હોય વૃદ્ધિ
ને હાણ;

અબળા આધીનરે હરિ સનમુખ સદારે, દાસ રતન મિથ્યા જાણુ—
પરિગ્રહ. ૪.

---

## પદ ૫૧ રાગ એજ.

જુવોને વિચારીરે, વ્હાલા નથી વેગળારે,
દાવા સહિત દીસે તુંને દૂર ;
જોને નરદાવેરે પ્રભુ તારે પાસ છેરે,
રોમે રોમે ભરી રહ્યો ભરપૂર. ટેક.

રહિયે નરદાવેરે અન્ય આશા પરહરીરે, જેમ કાંય પરઘરનો મેમાન ;
ખાય ને પિયેરે ઓઢી પે'રી સંચરેરે, નજાણે કાંય મારૂં એવું
મન ધ્યાન—જુવોને. ૧.

વ્હાવો લીજે'રે કીજે સંગ સાધુનોરે, જેણે કરી ઉતરિયે ભવપાર ;
ચોટ ન લાગેરે ભય જમકાળનોરે, અકરતા કરતાનો આધાર—
જુવોને. ૨.

વાત વિસ્તારીરે નાશ કે'તે નરકનીરે, વળી વખાણ્યા સ્વર્ગના ભોગ ;
સમજીને કહ્યુંરે ઉંઘ્યા જગાડવારે, છેકે જોતાંરે સ્વર્ગ નરક એ
ફોક—જુવોને. ૩.

સાન ગુરુનીરે સમજે કોઇ અનુભવીરે, જેને કાય આપું નહીં લવલેશ ;
બળ નવ દાખું'રે અબળા થઇ રહિયેરે, દાસ રતનકે એ સંતોનો
દેશ—જુવોને. ૪.

---

## પદ પર રાગ કાનડો.

દેખો ખેલ અવિગત માયા, મેરી મેરી કેતે હૈ મૂરખ અંતે
નાંહી અમર કાયા. ટેક.

જનુની હૈ જગત રચનેકું, આપે આપ તીનો ગુન જાયા ;
બ્રહ્મા વિષ્ણુ ભસમ કિયેરે, ફેર શંકરજીકો મન હરાયા— દેખો. ૧.

વરેહે આપ શિવ શક્તિકું, દેહ પલટી નામ ઉમયા ધરાયા ;

બ્રહ્મા વિષ્ણુ કિયે હય સજીવન, સોંહી શંકર મ્હાપુરૂષ કહાયા—
દેખો. ૨.

કિયો વિસ્તાર અનેકરૂપ, ધારણ દાનવ દેવ માનવ રંક રાયા;
બ્રહ્મા વિષ્ણુ મહેશ ઇન્દ્ર, ન્યારે ન્યારે ધામ ઠેરાયા— દેખો. ૩.
સ્વર્ગ મૃત્યુ પાતાલે, પ્રગટી તીન ભુવનમેં પુરી હય માયા;
પૂરનબ્રહ્મ અખંડ અયોનિ, સોહી બ્રહ્મ ભીતરહી છીપાયા— દેખો. ૪.
જનમ લિયો પિતા ઘર પુત્રી, સુતપિતાકો ભગની ઠરાયા;
પરની પિયાકે ઘર ભઇ નારી, જનુની ભઇ જબે સુત જાયા—દેખો. ૫.
માયા માત સુત સંસારા, જગત જનુની નામ ધરાયા;
ચોદલોક વસ કિયા પેપાને, અદ્વિત આતમ જીવ ઠેરાયા— દેખો. ૬.
આપ નહીં તો માયા કોનકી, વસ્તુરૂપ સ્વતંત્ર પાયા;
દાસ રતન કહે ગુરુગમસેં મિટયો, પંથ અબ મૂલ ઘર આયા—
દેખો. ૭.

---

## પદ ૫૩ રાગ એજ.

જાનો જાન એહી મૂલ ઘરકી, જાસેં પીર મટે પંથનકી;
પરે પહિચાન સચરાચરકી.
દેવો દાનતો લેવો કોનસોં, એસેં જાનકે માયા સુરકી;
મેં નાંહીં તો ગ્રહી રહ્યો મોકું, સો કયા જાને અખંડવરકી—
જાનો. ૧.
જો ઇચ્છે સ્વરૂપ પિયાકો, તો તું નાર ખબરકર નરકી;
દેહરૂપ મિથ્યા હે તેરો, જો બુઝે બુદ્ધ લેશ સતગુરુકી—જાનો. ૨.
સુર અસુર કહેશો નાંહીં, નાંહીં હદ જાંહાં હરિ હરકી;
નિરગુણ સગુણ કેસે કહેવે, કહી ન જાત એહી અકલકી—
જાનો. ૩.
અગમ્ય અભેદ અકલ સોહી જાને, દેહ દિશા નાંહીં વાકો સરકી;
દાસ રતન નાંહીં નામ ધરાયો, જેસે હેમ સો કેત કુંડલકી—
જાનો. ૪.

---

## પદ ૫૪ રાગ એજ.

દેખો રામ રમે ઘટમાંહીં, જો દેખો સો ઘટમાં દેખો;
દુરહીં દેખન કેસેં જાહી. ટેક.
ફિરત ધામ તીરથ દેહભાવે, આપ હૈ આગે હૈ દેખાઇ;
એ દોનું મિથ્યા હે મૂરખ, વ્યાપક બ્રહ્મ સો જાનત નાંહીં—
દેખો. ૧.
જો ઇચ્છે તું રૂપ આપનકો, ઓરહીં દેખે સોતું નાંહીં;
તેરો રૂપ તુંહીમેં તુંહેહી, ચૈતનબ્રહ્મ કહાહીં— દેખો. ૨.
પૂરણ બ્રહ્મ રહ્યો હે પૂરી, જડ ચૈતનમેં દુજો નાંહીં;
જ્યાં સરોવર કૂપ સરિતા સિંધુ, જબ જલરૂપ સો એક હો
જાહીં—દેખો. ૩.
જાન્યો રામ કામ ભયો પૂરન, ઘટ ઘટ આતમ દરસાહીં;
દાસ રતન કહે નહીં દુજો ગુરુ, આતમરામ દિયાહે બતાઇ—
દેખો. ૪.

———

## પદ ૫૫ રાગ એજ.

જાનત નાંહીં આત્મ અવિનાશી, એહી અદ્રષ્ટ દ્રષ્ટ નહિ આવે;
સોહું સ્વતંત્ર રહ્યો પરકાશી.
દિલ દિદાર સો દેખત નાંહીં, ફિરત કેદાર બદ્રી ઓર કાશી;
જગન્નાથપુરી દ્વારકા દેખે, આપ ન જાનત રેંત ઉદાસી—જાનત. ૧.
ગંગા પ્રયાગ ત્રવેણી યમુના, સરસ્વતી પુષ્કળજલ માતી;
નાવત નાવત વૃદ્ધ ભયો હે, જાનત નાંહીં આતમ ઘટવાસી—જાનત. ૨.
ગગના પારસો પાર પરાને, આદ અંત મધ્ય કેમ કેવાસી;
ઉત્તમ મધ્યમના એ લઘુ દીરઘ, ચાર ખાણ નહીં લખચોરાસી—
જાનત. ૩.
વસ્તુ વિશેષે નહીં નામ નરૂપા, આપ અછાતે માયા પ્રકાશી;

દાસ રતન કે એકહીં આત્મા, દશરૂપ ધારણ માયા વિલાસી—
જાનત. ૪.

---

## પદ ૫૬ રાગ એજ.

આત્મભેદ ન જાનત તનમેં, જહાં દેખો તાં તુંહીં દરશે;
દુજો નાંહીં ચૌદભુવનમેં, આતમભેદ જાનત તનમેં. ટેક.
કટુ તીક્ષણ મીઠે સુગંધી, ભાત ભાતકે વૃક્ષ હે વનમેં;
સર્વ ફૂલ રહ્યાં એક જળસેં, દુજો નાંહીં નીર વૃક્ષનમેં— આત્મ. ૧.
જલ દ્રષ્ટાંતે એકહીં આત્મા, ભિન્ન ભિન્ન જીવસોં કેત ભુલનમેં;
એહી સમજનસેં ફિરત ચોરાશી, દેખત નાંહીં વસ્તુ સદનમેં—
આત્મ. ૨.
કરમ ધરમકો મરમ ન જાનત, માનત આપ રેત મગનમેં;
બાહ્યર ઢુંઢત ફિરત દિવાના, કરત આદર જાગ જગનમેં—આત્મ. ૩.
તીરથ વ્રત કરત ઉપાસન, આદ્ય અંત નહીં જાનત મનમેં;
દાસ રતન કે એકહીં રૂપે, ભેદા ભેદ સો નાંહીં અગનમેં—આત્મ. ૪.

---

## પદ ૫૭ રાગ એજ.

જાન્યોરૂપ ભૂપ ભયો આપે, સુરીનર મુનિ જન મથી મથી થાકે;
વસ્તુ અમાપ સો નાવત માપે. ટેક.
ભૂભવ સુર જન મોલ તપસતહીં, સત્ત લોકમેં રહ્યોહે વ્યાપે;
અતલ વિતલ સુતલ તલાતલ, મહાતલ વિસાતલ પાતાલહીં થાપે—
જાન્યો. ૧.
ચૌદ લોકકી કરતા માયા, ઇશ અજાકોં માએ અદાપે;
આદ નહિ આયે અંત નહીં જાવે, યુંકો ત્યુંહીં નાંહીં ઉથાપે—
જાન્યો. ૨.
જો જન જાને યહીરૂપ મેરો, દેહીરૂપ ભયો ઉથાપે;
ફૂલ્યો રેત આપ આપનમેં, દાઝત નાંહીં ત્રિવિધિ તાપે— જાન્યો. ૩.

સંત સમાગમ હોય તો સૂઝે, જાગ જગનહીં સૂઝત આપે ;
દાસ રતન કહે રૂપ અરૂપી, એ પદ પામો ગુરુ પરતાપે— જાન્યો. ૪.

---

## પદ ૫૮ રાગ એજ.

સમજે સંત વચન એહી વિધિસેં, ઓર ઉપાસન સબહીં છોડે ;
આપ ઉપાસન આપકી બુદ્ધિસેં, સમજે સંતવચન યહી વિધસેં. ટેક.
રામ અરૂપી સો જાનત નાંહીં, માન આપ માયા કિરધસેં;
બાંધે બંધ સુબંધહીં એસેં, છૂટત નાંહીં અષ્ટ સિદ્ધિસેં— સમજે. ૧.
માનત આપ ન જાનત આતમા, ભટકત ભવમેં એહી કુબુદ્ધિસેં ;
જનમ મરણસો સંત મિટાવે, જેસેં મિટે રોગ ઓષધસેં—
સમજે. ૨.
જડ ચૈતન્યમેં રહ્યો હે પૂરી, જેસેં વાસ પુષ્પકે મધસેં ;
એહી અદ્રષ્ટિ જાને ગુરુ જ્ઞાની, જ્યું વિષ પરખે નીલ વિવિધસેં—
સમજે. ૩.
મિટયો રોગ જનમ મરણકો, સતગુરુ વૈદ મિલે મહાનંદસેં ;
અબ ન મરૂં મેં જીયા સદાઈ, દાસ રતન કહે ગુરુકી સિદ્ધિસેં—
સમજે, ૪.

---

## પદ ૫૯ રાગ એજ.

પ્રીછો ભેદ વેદસેં ન્યારો, વેદમેં ભેદ એસેં રહ્યો હે ,
જેસેં મહીમેં માખન પ્યારો. ટેક.
વેદ મૃજાદે વિશ્વ ભયો હે, નામરૂપ બહુ કિયો વિસ્તારો ;
દાનવ દેવ પશુ પન્નંગા, માને ચૌદે લોકકો ચારો— પ્રીછો. ૧.
પિંડ બ્રહ્મંડે રહ્યો હે પૂરી, હે સબહીંમાં સબસેં ન્યારો ;
મહી માખન દ્રષ્ટાંતે લઇયે, મથન કિયો તબ માખન તાર્યો—પ્રીછો. ૨.
આતમભેદ ઘૃત જબ પાયો, કાયા વેદ છાશ ઓચારો ;
તક્રપાનસેં કયા કારજ હોવે, ઘૃતસેં દીપસોં હોત ઉજારો— પ્રીછો. ૩

ચૈતન્ય બ્રહ્મ કાયાસો માયા, એ દોનુંસેં ભયો જુગ સારો ;
દેહુકો નાશ આતમ અવિનાશી, દાસ રતન કે એહી ઉરધારો—
પ્રીછો. ૪.

---

# રવિદાસ.

### હાલારમાં ખંભાએડાવાલી જગ્યાવાલા.

## પદ ૧ પ્રભાતિયું.

અહનિશ ભજનવિના લક્ષ તે નવ લહે, ભક્તિ દુર્લભ તે કેમ આવે ;
ખેલ ખરો રમે, સહુ સભાને ગમે, મૂઠ છૂટે ત્યારે રમત ફાવે. ટેક.
જ્ઞાનમાં મન ગળે રોગ બીજા ટળે, ટેક ચૂકી નવ ટાંક ચાલે ;
ધ્યાન ધીરજ ધરે કલ્પના નવ કરે, સકળ સંસારમાં નાથ ભાળે—
અહનિશ ૧.
શબ્દને શોધિયેં બુદ્ધિને બોધિયેં, મેલી વિરોધ વિકાર બીજા ;
પલકમાં ખલક જગત જાતી ગણે, નામના ઉપાસી તે નામે રીઝયા—
અહનિશ. ૨.
સમદ્રષ્ટિ કરે પ્રપંચને પર હરે, શબ્દ સાચા વરે સંત કેરા ;
અજરા જ્યારે જરે અવિનાશી ને ઓચરે, મેલવા ઘાટના સરવે
ઘેરા—અવનિશ. ૩.
હું ને તું જ્યારે ટળે શીશ દઇ ગુરુને મળે, દાસ થઇને રહે દીનભાખે ;
કે રવિદાસ નિજ નામ નિશ્ચય ગ્રહે, આધીન થઇને આપુ નાખે—
અહનિશ. ૪.

---

## પદ ૨ સામિયાની ગરબી ૧.

અમે અમારે દેશ વળ્યાં હૃદયે રેજો ;
એવાં વચન કહ્યાંતાં તેહ પળ્યાં હૃદયે રેજો ટેક.

તમારે અમારે અંતર નથી હૃદયે રેજો;
એવું શું કહિયે મુખથી કથી હૃદયે રેજો, અમે. ૧.
દુર્લભ મળવું દેહનું હૃદયે રેજો;
એવું વીંધેલ મન વેહનું હૃદયે રેજો. અમે. ૨.
જીવન જીવન પ્રાણ છો હૃદયે રેજો;
મારા વિસામા વિસરામ છો હૃદયે રેજો. અમે. ૩.
સ્નેહમાં શિરોમણ ખાણ છો હૃદયે રેજો;
મારા જાણમાં ચતુર સુજાણ છો હૃદયે રેજો. અમે ૪.
સ્નેહ સુંદર શ્યામ છો હૃદયે રેજો;
મારાં કાળજાં માયલી કોર છો હૃદયે રેજો. અમે. ૫.
પ્રેમીને હરિ પાસ છે હૃદયે રેજો;
ભાણ ચરણ રવિદાસ કે હૃદયે રેજો. અમે. ૬

---

## પદ ૩ ગરબી ૧.

બાઇ તમારેરે કામ ઘણું કુંવરનું;
બહુ મછરાળોરે, માન ચડયું મોહનનું. ૧.
સિંહ માંકડલાંરે, એ ઉચકાવી લીએ છે;
ઘરમાં પેસીરે, શોધી મઇ પિયે છે. ૨.
ગોળી મારી ફોડીરે, માખન લઇ દોડે;
લઇ ખવરાવેરે, ગાળ દઇ મુખ મોડે. ૩.
કઇ સમજાવોરે, કહું છું રૂડી આશે;
આ ગોકુળમાંરે, નવી નવાઇયો થાશે. ૪.
લોપી ચાલ્યાંરે, કંસતણી બહુ માજા;
રવિયા સ્વામીરે, થઇ બેઠા છે રાજા. ૫.

---

## પદ ૪ ગરબી ૨.

કાંઇક વારોરે, બાઇ તમારા તનને;
તાપ ઉપજાવેરે, સહુ ગોપીના મનને. ૧.

ઘરમાં પેસીરે, બાળકડાંને મારે;
ખમિયે છિયેરે, બાઇજી લાજ તમારે. ૨.
ચાળા એનારે, અંતે એને નડશે;
નહીં ચાલેરે, કંસને કેવું પડશે. ૩.
વ્રજમાં વલ્લભરે, બાઇ તમારો પ્યારો;
કૃષ્ણ હરાડોરે, બળભદ્ર કાંઇક સારો. ૪.
ઢાંકી લાવીરે, બાઇ તમારો છૈયો;
બાળ પોતાનોરે, અબળાએ ઓળખિયો. ૫.
થઇ ખસિયાણીરે, આ કૌતક તે શું છે;
રવિચા સ્વામીરે, મંદિરમાં રહી પૂછે. ૬.

---

## પદ ૫ ગરબી ૩.

એ કોણ લાવ્યુંરે, માતા રાવ અમારી;
આણે શેડેરે, ધૂરત નાર ધૂતારી. ૧.
બ્હી ચાલું છુંરે, માતા આ ગોકુળમાં;
આંખ ચડાવીરે, અબળા બોલે બળમાં. ૨.
પુત્ર પોતાનોરે, કાંધ ચડાવી લાવી;
આવી હતી બળમાંરે, આગળ રાવ ન ફાવી. ૩.
મુખ બોલંતાંરે, મોહન આવ્યા બારે;
ગોપી સામાંરે, યશોદાજી બોલ્યાં ત્યારે. ૪.
જૂઠા બોલીરે, જૂઠી વાત બનાવે;
રવિચા સ્વામીરે, કોઇની રાવ ન લાવે. ૫.

---

## પદ ૬ ગરબી ૪.

શબ્દ સુણીનેરે, ગોપી વળતી બોલી;
છિદ્ર કુંવરનાંરે, તમને દાખું ખોલી. ૧.

પુત્ર તમારોરે, ત્રણ ભુવનનો રાજો;
ગમે નહીં કેનેરે, અમને એનો આઝો. ૨.
ઇ ચંચળ છેરે, લખિયો છે લિપિમાં;
નિગમ ન જાણેરે, કામ છે કીકીમાં. ૩.
વ્રજ વશ કીધાંરે, લોચનિયાંને ચાળે;
વચન કહેતેરે, બોલતાં વ્રત પાળે. ૪.
કામણ ગારેરે, કાને કામણ કીધાં;
મારા ગોરસરે, ચોરે ચોરીને પીધાં. ૫.
હું પુંઠે થઇરે, નાઠો ખાતો ખાતો;
રવિયા સ્વામીરે, મલપે છે મદમાતો. ૬.

---

## પદ ૭ ગરબી ૫.

કૃષ્ણજી વાળોરે, આ છોડી છે કેની?
ચડી ચડી આવેરે, આગી ઊભી રેની? ૧.
આ ભરવાડીરે, દીસે છે બોલકણી;
બહુ બળ દાખેરે, ઠીક ન બોલે ઠગણી. ૨.
તુજને ન જાણીરે, એવી રસના વાળી;
તું તારે ઘેરરે, બોલ વિચારી બાળી. ૩.
માતા પિયુ નહીંરે, તરસ્યો કોયનું પાણી;
મારે ઘેર છેરે, નવલખે ધેન દુઝેંણી. ૪.
સાન કરીનેરે, અબળા આગી ઉભી;
રવિયા સ્વામીરે, ખાંતે નિરખે ખુબી. ૫.

---

## પદ ૮ ગરબી ૬.

ઓરા હરિ આવોરે, વાત કરૂં હું છાની;
ગુંજ અમારીરે, મેરમ લેજો માની. ૧.

આપણ મળશુંરે, વ્હાલા આજ એકાંતે;
હેરણાં હેરેરે, વચમાં વેરી રાતે ૨.
લોક ધૂતારાંરે, અમથી આડજ બાંધે;
સંશય ભરિયારે, સાકુત સાંધણાં સાંધે. ૩.
કોય ન જાણેરે, વાલા એવું કરજો;
રવિચા સ્વામીરે, કહું તે કાનજ ધરજો ૪.

---

## પદ ૯ ગરબી ૭.

ભલે પધાર્યારે, રહીતી વાટજ જોઈ;
વાલમ તમસુંરે, વ્હાલું ન મળે કોઈ. ૧.
સગાં સંસારીરે, મુખડાનાં સહુ મીઠાં;
મનનાં મેલાંરે, ન ગમે નજરે દીઠાં. ૨.
મરમે બોલેરે, હરિસું હેત ન ધરિયે;
કુળ લજાવ્યુંરે, કંથ કહે ત્યમ કરિયે. ૩.
સાસુ નણદીરે, સમજાવે બહુ સાને;
વહુજી તમનેરે, કામણ કીધાં કાને. ૪.
હું નિર્લજ થઈરે, મેલ્યો જગનો આડો;
રવિચા સ્વામીરે, રંગભર અમને રમાડો. ૫.

---

## પદ ૧૦ ગરબી ૮.

કાંઈક જાણોરે, વ્હાલપણાની વાતો;
રાધાજી પૂરેરે, ખાંતેલાની ખાંતો. ૧.
સહુ સુંદરીમાંરે, રાધાજી છે તદ્રૂપે;
મનની જાણેરે મોહનનું મન કુંપે. ૨.
શામની સાથેરે, સ્નેહની સરક તણાયે;
દીઠા વિન્યારે, એક પલક જુગ જાયે. ૩.

અહોનિશિ પોતેરે અંગેથી નહીં અળગા;
જો તરછોડુંરે, તોએ રહે છે વળગા. ૪.
અંતર ભાંગોરે, એક થયાં રસ રીતે;
રવિયા સ્વામીરે, પલક ન મેલું પ્રીતે. ૫.

---

## પદ ૧૧ સંદેશા.

એક સમે ઓધવજીને કહે શ્રીકૃષ્ણજી,
સાંભળ્યું મુજને વ્રજવાસીનું હેતજો;
ભરમરહિત ભક્તિરે ઓધા વ્રજનારની,
મુજને સોંપ્યાં તન મન પ્રાણ સમેતજો— એક સમે. ૧.
ઓધવજીનાં મનની જાણી હરિ ઓચર્યા.
ઓધવજી તમે જાઓને ગોકુળ ગામજો;
વાટ જુવે છે મારી નંદ યશોમતી,
વ્રજજનને કાંઇ આપો નિજ વિશ્રામજો— એક સમે. ૨
રથ જોડીને ઓધવ ગોકુળ આવિયા,
હેતે મળ્યાં કાંઇ નંદ યશોદા માયજો;
ગુંજડલી કરતાંરે વીતી સર્વે જામની,
પરોડ થયું ને વ્રજનારી મંગળ ગાયજો— એક સમે. ૩.
પ્રભાતે રથ દીઠો નંદજીને આંગણે,
નંદબાવાને ઘેર વળી આવ્યા અકરૂરજો;
સાંભળતામાં મળિયો સરવે ગોપિયો,
થયા એકઠા જ્યમ સમદરિયામાં પૂરજો— એક સમે. ૪.
વિચાર કરે નંદજીને મંદિર જાવાનો,
ઓધવજી કાંઇ આવ્યા ગોપીને પાસજો;
હળીમળી ઓધવને આસન આપિયાં,
ભાણુ ચરણુ રજ બોલ્યા સુત રવિદાસજો— એક સમે. ૫.

---

## પદ ૧૨ રાગ એજ.

ઓધવજી એક વાત કહું નિજ પ્રેમની,
નેમી નલે કાંઇ હરિજીનો લવલેશજો ;
પ્રેમેને પ્રીતેરે પ્રભુ મારે પાસ છે,
દો દીલ હોય તે બદલે દેહીના વેષજો— ઓધવજી. ૧.
ઓધવજી સનેહી તમે શ્રીકૃષ્ણના,
પાસેલ હોએ તેને લાગે નહીં રંગ પાસજો ;
કસ્તુરી વસેરે નાભી મૃગને,
છે પાસે પણ સુંઘે જઇને ઘાસજો— ઓધવજી. ૨.
ભગવાંને પેરીરે સાધન સાધો વનમાં,
ભોંય સાથરો કંદમૂળ ફળ ખાયજો ;
પવનને ચડાવી કઇક પચી મુવા,
માવો અમારા નયણા રૂદિયા માંહ્યજો— ઓધવજી ૩.
જોગ લેઇ અબળા વનમાં કયાં જૈયે,
ચટકો લાગ્યો લાલન પડિયા છેદજો ;
બ્રહ્માને ભૂલારે ચરિતર એના જોઇને,
શેષ સરીખા પાર ન પામે વેદજો— ઓધવજી. ૪.
ખટદરશન ખટપટમાંહીં ખડી રહ્યા,
ત્રિકમ છે કાંઇ તુજ પાસે મુજમાંહીંજો ;
રાતને દિવસ વ્રજમાંહીં રંગે રમે,
તમે જઇને બેસશો કેઇ જગ્યાયજો— ઓધવજી. ૫.
ઓધવજી અમનેરે ધામ પોતાનું દેખાડિયું,
જયાં નહિ પોચે તત્ત્વ સૂરજ ને ચંદ્રજો ;
ઇંદરને કોપ્યોરે ગિરિવર કર ધર્યો,
ગોપીમાં કાંઇ રાસ રમ્યા ગોવિંદજો— ઓધવજી. ૬.
ઓધવજી આવ્યા ને અતિ આનંદ વધ્યો,
તાપ સમાણા પોતી તે મનની આશજો ;
વચન સુણીને ઓધવજી હરખિયા,
ભાણ ચરણ રજ બોલ્યા સુત રવિદાસજો— ઓધવજી. ૭.

## પદ ૧૩ રાગ સામેરી.

જાગીને જોતાંરે, સ્વપનું સમી ગયુંરે,
પ્રગટયો છે પરમાતમ પ્રકાશ;
સતગુરુ દ્રષ્ટેરે, હરિવિના અંત નહીંરે,
દીસે છે મિથ્યા માયા ભાસ. ટેક.
ઉલજ ભાગીરે સુરજી સેજમાંરે,
મટી ગયા વાકય જાલના ફંદ;
સોહંગ ને સનાતનરે, સબઘટ રમી રહ્યારે,
વરતે છે અક્ષરાતીત આનંદ— જાગીને. ૧.
પહોંચી ન શકેરે, બુદ્ધિ તિહાં બાપડીરે,
મન વાચાથી વસ્તુ છે વરજીત;
સ્થુલ ને સુક્ષમથીરે, પાર પરમાતમારે,
નિરગુણ નિરાલંબ છે અજીત— જાગીને. ૨.
શૂન્યાતીતરે, શૂન્યમાં સોહામણારે,
ઝળકે છે તેજ પુન્ય ભરપૂર;
બાહેર ને ભીતરરે, સમરસ શામ છેરે,
રવિદાસ ઝીલે બ્રહ્મસિંધુ ભરપૂર— જાગીને ૩.

---

## પદ ૧૪ રાગ એજ.

સતગુરુ સાથેરે, બાઇ મારે પ્રીતડીરે,
સમજાવી સાન, પૂરણબ્રહ્મ ભેદ;
કારજ ને કારણુરે, બાઇ મારે સમ થયાંરે,
કર્યો લઇ કરમ ભરમનો છેદ. ટેક.
તન મન સોંપ્યાંરે, ગુરુજીનાં ચરણુમાંરે,
પ્રેમે કાંઇ પિયુજીને કીધા હાથ;
બાહેરને ભીતરરે, રસિકવર રમી રહ્યારે,
નજર આગળથી ન જાએ મારો નાથ— સતગુરુ. ૧.

અજાણીને હતીરે, અનંત આવરણમાંરે,
સતગુરુએ પડળ કીધાં લઇ દૂર;
અર્વનિશ ઝીલુંરે પરમ આનંદમાંરે,
જ્યાં જોઉં ત્યાં હરિ રહ્યા ભરપૂર— સતગુરુ. ૨.
આપું તે ભૂલીરે વસ્તુ વિદેહમાંરે,
પ્રગટ્યા છે પૂરણબ્રહ્મ દિશ્યાય;
શુદ્ધને વિચારતાંરે, જે હતું તે રહ્યુંરે,
અણછતાં રવિદાસ નિરંતર ગાય— સતગુરુ. ૩.

---

## પદ ૧૫ રાગ એજ.

સતગુરુ બોલ્યારે, મસ્તક કર ધરીરે,
સેવક સાચી તમારી સાખ;
પ્રગટ રહું છુંરે તાહારારે પિંડમાંરે,
મનડાંની દુગ્ધા કા'ડી નાખ— સતગુરુ. ૧.
આનંદ આણીરે, અનુભવી ઓચરોરે,
પ્રેમી જન સાથે પાળો પ્રીત;
જ્ઞાનને વૈરાગેરે, ભક્તિ રસ ભાખિએરે,
અંતર નિરમળ રાખો રીત— સતગુરુ ૨.
શીળ ને સંતોષરે, ક્ષમા બહુ રાખીએરે,
સાચ દયા આધીનતા બહુ હેત;
બાળકને સ્વભાવેરે, રે'વું એવી રેંણીએરે,
વશ્ય રાખો જીવ્હા ઇંદ્રિ સમેત— સતગુરુ. ૩.
ગલિત પણુંરે ગંભીરાઇ અતિ ઘણીરે,
જેવા કાંઇ ગંભીર છે દરિયાવ;
લેહેરી ઉઠંતીરે માંહે સમાવીએરે,
મન ગાળી ટાળો દેહનો સ્વભાવ— સતગુરુ. ૪.
કઠોરને કંગલાઇરે, હઠ હરકત ઘણીરે,
મ્હોડાંના મીઠાં ને ચિત્ત કલપાંત;

હરિજન હશેરે, ન્યારા તેનાથી રહેરે,
અંતર અવગુણ ન આણે સંત— સતગુરુ. ૫.
દીઠી ને અણદીઠીરે, કરે કોઇ અનુભવીરે,
સાંભળી સમાવ કરે કોઇ સાધ;
તખત ત્રિવેણીરે, જઇ આસન કરેરે,
અવિનિશ અખંડ સાંભળે નાદ— સતગુરુ. ૬.
એવા તત્વદરશીરે, આગે સંત બહુ થયારે,
જેણે કાંઇ મનમાં ન આણ્યો દોષ;
મને કરમે વચનેરે, કેને નવ દુભતારે,
તે સંત જીવતાં પામ્યા મોક્ષ— સતગુરુ. ૭.
હંસરૂપે થયારે હંસને નિહાળતાંરે,
પૂરણ થયો ભક્તિનો પ્રકાશ;
સંશય સરવે શમ્યોરે, સાધુના સંગમાંરે,
ભાણ ચરણરજ બોલ્યા રવિદાસ— સતગુરુ. ૮.

---

## પદ ૧૯ રાગ એજ.

મન વણઝારારે શ્યે અરથે તું આવિયોરે,
આવીને તેં શ્યોરે કીધો વેપાર;
ભજન તું ભૂલોરે પ્રાણી ભગવંતનુંરે,
તે તારો એળે ગયો અવતાર. ટેક.
મનખા સરીખોરે પદારથ પામિયોરે,
પામ્યો કાંઇ સુંદર દેહડી સાર:
સુરીનર મુનિરે જેને ઇચ્છે સદારે,
તે તું પામ્યો છે અવતાર— મન. ૧.
આરે સંસારમાં સોદો તેં શું કર્યોરે,
વણજીને ભર્યા વિષયના ભંડાર;
ખેડણ વાળારે પ્રાણી તેં ખોટા કર્યારે,
તે નાવ ઉતરશે કેમ પાર— મન. ૨.

સદગુરુ સંતોરે પ્રાણી તેં સેવ્યા નહીંરે,
ચાલ્યો ચાલ્યો અસુરા કેરી ચાલ;
માણુક મેલીરે પ્રાણી પથ્થરે પડયોરે,
તે તારો મૂળ ગયો મુડિયાર—　　　　મન. ૩.
કરનાં હોયસોરે આ પલ કરી લિયોરે,
તેમાં કાંઇ વિલંબ ન કરજો લગાર;
કહે રવિદાસરે દાવ મત ભૂલજોરે,
નહીં કાં અથડાશો વારમવાર—　　　　મન. ૪.

———

## પદ ૧૭ રાગ એજ.

હવે નહીં જાઉંરે માડી હું તો સાસરેરે,
હુંને મળ્યા જીવન જાદવરાય;
સુખ સ્વપનાનાંરે મારે કોણ ભોગવેરે,
એણે એણે આયુષ ઓછી થાય.　　　　ટેક.
પરપંચ દેખીરે હું પાછી વળીરે;
પ્રથમ ખોટો છે આરે વ્યવહાર;
સ્વારથ માહીંરે સહુ સંશય ભર્યારે,
તેતો પ્રાણી કેમ ઉતરશે ભવપાર—　　　　હવે. ૧
પાણીના પરપોટારે થાય ને ફૂટી પડેરે,
તેનો મુને કેમ કરી આવે વિશ્વાસ;
મરવું ને અવતરવુંરે ઉભું છે આગળેરે,
ફરી પાછું આવવું ગરભમાં નવ માસ—　　　　હવે. ૨.
ભય પણ લાગોરે ભોમ ભારે થઇરે,
તેણે કરી કીધો સરવનો ત્યાગ;
હવે નહીં મેલુંરે હીરો આવ્યો હાથમાંરે,
આજ મારાં ઉદય થયા છે ભાગ્ય—　　　　હવે. ૩.
નિત્ય નિત્ય ગાશુંરે ગુણ ગોવિંદનારે,
વ્હાલે મારે બૂડતાં ઝાલીરે બાંહ્ય;

સ્વામી રવિદાસનારે પ્રેમ આનંદમાંરે,
વ્હાલે મારે રમાડ્યાં ઉરમાંય— હવે. ૪.

---

## પદ ૧૮ રાગ એજ.

ઓધવ કહોનેરે રસિલા વરની રીતડીરે,
શિયાં સુખ ભોગવે છે, સુંદર શ્યામ ;
કુબજા સંગેરે કઠણ થયા કાનજીરે,
ગોવિંદજી વીસર્યા ગોકુળ ગામ. ટેક.
જાણતાં ને હતાંરે છળીલો છે' નહીં હિયેરે,
અમ સાથે છળ રમ્યા બળભદ્ર વીર ;
સુખડાં સંભારતાંરે શુદ્ધ રહેતી નથીરે,
ધારણ વિના કહો કેમ આવે ધીર— ઓધવ. ૧.
પાણીડાં ને ગયાંતાંરે જળ જમુના તણાંરે,
ઘનશ્યામે રોકયો જમનાનો ઘાટ ;
પાલવડો સાહ્યો દુરિજન દેખતાંરે,
વચ્ચે કરતા વ્હાલો વિનોદની વાત— ઓધવ. ૨.
વ્હાલોજી કહેતારે તેતો અમે પાળતાંરે,
અમ સાથે રાખતા અતિઘણું હેત ;
કૃષ્ણજી વિનારે બીજું મારે કોઇ નથીરે,
અમે સોંપ્યાં તન મન ધન સમેત— ઓધવ. ૩.
અકળ ને લીલારે ઓધવ હરિ તણીરે,
વ્હાલાજીને વીસરીરે વ્રજની વાત ;
સ્વામી રવિદાસનારે સુખ સાલે રૂદેરે,
અમને નવ વીસરે દિવસ ને રાત— ઓધવ. ૪.

---

## પદ ૧૯ ભજન ૧.

દેખારે દેખી મત કરો ભાઇરે, સાન ગુરુકી હે ન્યારી ;
બાર જા ગલી સબ હે ભૂલનકી, અંતરકી ગત હે ન્યારી. ટેક.

બિના સુરત નટ ખેલ કરત હે, દોર ડગે ભોંપર ડારીરે ;
મોજ ન પામે જાયગા જીવસેં, એક પલક સારા જુગ હારીરે—
દેખારે દેખી. ૧.

કોઇ કહે શ્રીકૃષ્ણ પૂરણ બ્રહ્મ, સોળસો ગોપીના વિહારીરે ;
ઐસા દેખી કોઇ આપ દોડાવે, તો નરકેં જાવે નરનારીરે—
દેખારે દેખી. ૨.

રાજા જનકે આતમા ચિન્હો, રાજકીનો લુબ્ધા ટાલીરે ;
એક હાથ માયાકે ઉરપર, દુજે હાથે અગ્નિ ઝાલીરે—દેખારે દેખી. ૩.
વિના સમજ મન સબમેં ખાવે, ઉદર ભરનકે અધિકારીરે ;
જ્ઞાન તો ન જાણે વિષય રસ માણે, દે ખપ્પરમેં એકાકારીરે—
દેખારે દેખી. ૪.

એસારે સંત કોઇ સમદ્રષ્ટિ રેવે, સોહી સંતનકી મેં બલિહારીરે ;
કહે રવિદાસ ઓર જગમેં ધૂતા, ખેલ કરત પણ હોય બોહારીરે—
દેખારે દેખી. ૫.

---

## પદ ૨૦ ભજન ૨.

વાદવિવાદ મત કરો ભાઇ, અંતરથી તમે આપું ટાલો ;
પૂર્ણાનંદ પરિબ્રહ્મ પુરૂષોત્તમ, બાહાર ભીતર એક ભાળો. ટેક
લીલો ને પીળો લાલ સપેતો, ચૈતન્ય નથી કંઇ રંગ કાળો ;
હિંદુ મુસલમાન એક છે આતમા, જેમ ઢાળો ધાતુનો ઢાળો—
વાદ. ૧.

આદ્ય ને અંતમાં એક છે આતમા, ખેલ ખેલે ખેલણહારો ;
પાંચ તત્વના પરકા બોલે, વાદળ ઓથે ગાજે વરસાળો— વાદ. ૨.
ભેદ ભ્રમના ભાંગી ભ્રાંતિ, છોડી દીઓ ચિતડાંનો ચાળો ;
સાધુ સંતનાં વચન માની લ્યો, જ્ઞાન હેમાળે મન જાઇ ગાળો—વાદ. ૩.
આદ્ય ને અંતમાં એક નિરંજન, વૃદ્ધ જોબનમાં નથી બાળો ;
કહે રવિરામ ગુરુ ભાણ પ્રતાપે, તે મૂલ વચન તમે સંભાળો—વાદ. ૪.

---

## પદ ૨૧ ભજન ૩.

રામના ભજન વિનારે પાર ન પડીરે પ્રભુના સમરણવિના ;
આ કાયા ધૂતારાનું શહેર છે. ટેક.
આવ્યો તો ત્યારે તુંતો શી બોલી બોલતોરે,
હવે બોલછ તેમાં ફેર છેરે ભાઇ ફેર છે ;
સુખરે સંપતમાં તુંતો શુંરે લોભાણોરે, રામનાં ભજનનું તારે વેરછે—
રામનાં. ૧.
સાધુ થયા ત્યારે શુંરે થયુંરે, પ્યાલા પ્યાલામાં ઘણો ફેર છેરે ભાઇ
ફેર છે ;
છીપમાં ઉપજે એવાં સાચાં મોતીડાં, મોતીડે મોતીડે ઘણો ફેર છે—
રામનાં. ૨.
મોટપ તારી તેંતો ઘડીએ ન છોડીરે, તારો મોટપ તુંને વેડશેરે
ભાઇ વેડશેરે ;
કરિયું કમાયું તારી ચોપડે ચડશેરે, લેખાં લેવા હરિ તેડશે—
રામનાં ૩.
કહે રવિરામ તારાં ભજન વિનાનાંરે. દીધાવિના કયાંથી લેર છે ;
સાચે દિલે મારા પ્રભુને સમરો, એ ધણીની ઘણી મ્હેર છે—રામનાં. ૪.

---

## પદ ૨૨ ભજન ૪ રાગ જીલ પરજ.

લગી પ્રીત સતગુરુ સાહેબસેં, સો કયું અટકે બ્રહ્મજ્ઞાનીરે. ટેક.
સત શબ્દકી શેરી પકડીરે, ચડી સેજમેં અસમાનીરે ;
હુવા પ્રકાશા પરમ સુખ પાયા, મુખ બોલે અમૃત બાનીરે—લગી. ૧.
જર્યાં પારા ઝલકે તારારે, અંતર ભાંગ્યું ઉભરાનીરે ;
ભીતર ખોલ્યા મિટ ગયા ડોલા, હર્રનિકસી હીરાખાનીરે— લગી. ૨.
ત્રુટ્યા ગાટા હુવા નિરાટારે, ફૂટ્યા પાટ ફેલ્યા પાણીરે ;
ઉલટ્યા સિંધુ સુભર ભરાણા, એક દ્રષ્ટિ એસી જોયાનીરે— લગી. ૩.

દિના ડંકા કબહુ ન શંકારે, રાજા રંકકી નઇકાનીરે ;
કરી પરીક્ષા હરિકું નિરખ્યા, ઓને વાત મેરી માનીરે— લગી. ૪
ડરૂં નહીં અબમેં ખેલું સબમેં, રમતા રબમેં જાઇ ઠાનીરે ;
કહે રવિદાસ મેં દાન ન આલું, હોઇ પાસ્તાઇ પરવાનીરે—લગી. ૫.

---

## પદ ૨૩ ભજન ૫ રાગ એજ.

સાચા સતગુરુ જેને મળિયારે, ઓર દિશા નર કયું જાવેરે. ટેક.
અણી ઉપર સોંધો ને રેણીરે, શબ્દાતીતમાંહીં સતગુરુ તારેરે, (૨)
શબ્દ માને ટેક ન છોડે, સો સતગુરુજીકે મન ભાવેરે—સાચા સત. ૧.
સતગુરુ સાહેબ તમે એક કરી જાણોરે, ભેદાભેદ મનમાં ન
આણોરે ; (૨)
સોહં શબ્દ તમે સિદ્ધ તે સમજો, સેજે પરમપદ ઓહી પાવોરે—
સાચા સત. ૨.
શબ્દ ન માને સતગુરુ કેરારે, ગાફલ ગોથાં બહુ ખાવેરે ; (૨)
સો વર્ષની કમાણી પરલેરે, ભાગવત ગીતા ગાવેરે— સાચા સત. ૩.
નરનારી મિલકર સતગુરુ સેવોરે, આ ભવનો ફેરો ફાવેરે ; (૨)
ભાન સતગુરુ નેજા ધારી, વાકા બાલક રવિદાસ ગાવેરે—
સાચા સતગુરુ. ૪.

---

## પદ ૨૪ ભજન ૬ રાગ એજ.

દેખો જેણે શરણુ લીઆરે સંતનકા, વા કને જમડા રહ્યા હારીરે. ટેક.
કરણીરો કોટ ઉભો કળામાં, નામહી નોબત વાજે ભારીરે ;
ઉલટી ફોજાં ચડીરે ગગનપર, જાઇ બેઠી દશમી બારીરે— દેખો. ૧
નવ દરવાજે જેણે નાંગર નાંખ્યા, વશ કીધી વસ્તી સારીરે ;
પકડલીઆ જબ નગરીકા રાજા, નરત સુરત વહાં લ્હેર લાગીરે—
દેખો. ૨.

શીલ સંતોષી આ શેહેરમાં રેવેરે, દ્વાટું દેવે માંય દયા નારીરે ;
સૂક્ષ્મણ નારી જ્યારે ખાટ બિછાવે, ઉવાં નહીં લાગે લોભની
લારીરે—દેખો ૩.
રવિથલ ઉપરે રહ્યું અજવાળુંરે, ઉવાં નહીં લાગે જમની કારીરે ;
કહે રવિદાસ સંતો ભાણુ પ્રતાપે, વારે સંતનકી મેં જાઉં
બલિહારીરે—દેખો. ૪.

---

## પદ ૨૫ ભજન ૭ રાગ એજ.

સુરત સખી જ્યારે ચડી અસમાને, આળપાતું સતગુરુ જાણેરે. ટેક.
પુસ્તક કિતાબા કયા પ્રયોજન, કયા વાંચે પ્રગટ પાનેરે ; (૨)
બાહેર ગાવે ભીતર ઘોર અંધારા, લે કયું આવે વિના ધ્યાનેરે—
સુરત. ૧.
ગુપ્ત ગુટિકા ગુપ્ત સુમરન હૈ, કરીએ કોએ ન સુણે કાનેરે ; (૨)
જા મનકું મનમેં સમજાવો, તો મુજરા મેરમ માનેરે— સુરત. ૨.
સૂક્ષ્મ ખાનાં સૂક્ષ્મ સોનાં, સૂક્ષ્મ વાત કરો શ્યાનેરે ;
સોહંગ બ્રહ્મ તે ત્યારે ભાસે, તારે તાર મળે તાનેરે— સુરત. ૩.
સૂરજ ઉગા સહુ કોય દેખેરે, ઢાંકયા નહીં રહે વેછાનેરે ; (૨)
કહે રવિદાસ કોઇ સંત સમજ્યા, હુંપદને સેહેજે હાનેરે— સુરત. ૪.

---

## પદ ૨૬ ભજન ૮ રાગ એજ.

કાયકું જોગીડા જોગ કમાવે, કાયકું કષ્ટે તેરી કાયારે. ટેક.
જયાં જયાં જાવું ત્યાં ત્યાં થાપુંરે, ધ્યાન ધરૂં ત્યાં હોય માયારે ; (૨)
શૂન મંડળમેં શક્તિકા વાસા, તિન પુતર જનનીએ જાયારે—કાયકું ૧.
ઇંગલા પિંગલા સુષુમ્ના સાધેરે, નેન બંધુ તે ઝળકાયારે ; (૨)
એતા નહીં નિજ પ્રેમ આતમા, અગ્નિ તત્ત્વમાંહે શોભાયારે—કાયકું. ૨.
જાગૃત સ્વપ્ન સુષુપતિ તુરીઆરે, અંતઃકર્ણ ઉવાં લગાયારે ; (૨)

મિટ ગયા અંતઃકર્ણ મનભયા મુક્તા, શબ્દાતીતમાંહે શો સમાયા—
કાયકું. ૩.
નીલ સોઇ પવના શ્યામ સોઇ ગગનારે, અરૂણ અનલકા રૂપ
લાયારે ; ( ૨ )
અલિલ સુપેતા પ્રીતકર પૃથ્વી, વસ્તાકું નહીં ધૂપ છાયારે–કાયકું. ૪.
જા દિન પાંચોએ પ્રપંચ નહોતારે, તાદિન અદ્વૈત અજાયારે ; ( ૨ )
નામરૂપ રહિત રવિદાસા, સોહંગ નિરંતર ગીતા ગાયારે– કાયકું. ૫.

---

## પદ ૨૭ ભજન ૯.

કોઇ જાગંદા કોઇ ચેતંદા, સપનેકી બુદ્ધિ સમજ. ટેક.
દો દિન જાગે કહા ભયા, સ્વપન ઘેન મદમાતી ;
જેસા ચંદા બીજકા પ્રગટ્યા, ફેર અંધેરી રાતી— કોઇ. ૧.
ગાવે બજાવે કરત કિલોલા, કલેજે ન પડ્યા છેદા ;
જેસા પથ્થર પાણીકે માંહી, ભીતર કબુ ન ભેદા— કોઇ. ૨.
મારગ બંકા કરલે ડંકા, નહીં કાયરકા કામા ;
સત્ય શબ્દ સતગુરુકા ગ્રહીલે, દેખ તપાસી નામા— કોઇ. ૩.
સમજ્યો નહીં સતગુરુકા સાના, નિરખ્યા નહીં નિરાટા ;
ખૂબ કરી દિલ ખોજ્યા નાંહીં, ઉઘડ્યા નહીં કપાટા— કોઇ. ૪.
રવિરામ કહે ભાણ પ્રતાપે, સમઝ સમઝ મન મેરા ;
ચૂકયા ચોરાસી ઓત ફિરેગા, ખાયગા હેરા ફેરા. કોઇ. ૫.

---

## પદ ૨૮ ભજન ૧૦ પ્રશ્ન.

અનુભવી કરજોરે કરૂણા. ટેક.
કહો અનુભવકી રીત, બડે તુમ સંત કહાવો,
દિલમેં કરો વિચાર, ચહું દિશે ચરચા લાવો ;

આંટી છૂટે દિલતણી, ભાગે સઘળી ભ્રાંત,
પચ્છમ ધરા પરમોદકે, તુમ કયાં બેઠે નિરાંત — અનુભવ. ૧.
કહો પવનકા મૂલ, મનસો કહાંતે આયા,
કહો ઇસકા કયા સ્થાન, દોઉ મિલ કહાં સમાયા,
શબ્દ કહાંતે ઉઠત હૈ, ફિર કહાં ઠેરાય,
નાદ બિંદુકા રૂપ કહો, મોહે સંત કહો સમુઝાય— અનુભવ. ૨.
કહો જીવકી જાત, શિવકા સ્વરૂપ કહીજે,
કરો જુજવા અર્થ, સંત સિદ્ધાંત લહીજે,
જીવ શિવકે પાર હૈ, સોહી કહો અનુમાન,
અગાધ વસ્તુ અખંડ હૈ, સો પ્રગટ કરો હમ જાન— અનુભવ. ૩.
હમ તુમ ભાગે દોય, હંસ તબ કહાં જઇ મિલિયા,
પિંડે પિંડ પ્રગટ, મન તબ કહાં જઇ મિલિયા;
કહે રવિરામ સુન અનુભવી, અલખ દેહ ઓલખાય,
તબ હમ સતગુરુ ધારેહી, મોહે તત્વ દિયા બતલાય— અનુભવ. ૪.

---

## પદ ૨૯ ભજન ૧૧ ઉત્તર રાગ એજ

આતમા નિરખોરે નિરવાણ,
સતગુરુકે પરતાપ, જ્ઞાન અનુભવ ઉર જાગ્યારે;
પંપિયલ મીન વિહંગ, ખોજ કર ભ્રમ જો ભાગ્યારે;
પ્રત્યુત્તર સદગુરુ કરે, જાકી કલા અનંત,
ભેદ બુદ્ધિ બુદ્ધન લહે, જાકો જાણે વિરલા સંત— આતમા.
નાભિ પવનકા મૂળ, મન અષ્ટ કમળમાંહિ રેવે,
ત્રિપુટી વાકો સ્થાન, દોઇ મિલ ત્યાંહિ સમાવેરે,
શબ્દ શૂન્યસેં ઉઠત હે, ફેર શૂન્યમેં સમાય,
બુંદ લીન ભયો નાદમાં, તાહાં નિરંતર રાય— આતમા.
જીવકી શક્તિ ગ્યાન, શિવકી શક્તિ માયા રે,
ઇન દોનોંસે ભિન્ન, અખંડ અદ્વૈત અજાયારે,
જીવ શિવ કહેવાય નહીં, ને ઉસ તુમ નહીં કોઇ હામ

વત્રિક પદ પરમાતમા, સો નિજાનંદ નિજ ધામ— આતમા. ૩.
પંચ તત્વકે માંય મળીને, જીવ કહાવેરે,
દેહ ઇંદ્રી મન પ્રાણ, મળીને આપ બંધાવેરે ;
સોહંગ વસ્તુ અગાધ હે, લીપે છીપે નાં સોય,
ઘટ ઘટ પરગટ રમી રહ્યા, બૂઝે વિરલા કોય— આતમા. ૪.
એ સતગુરુકો દેશ, નિગમ નેતિ કર ગાવેરે,
બ્રહ્મા વિષ્ણુ મહેશ, ખોજકેં પાર ન પાવેરે ;
નિજાનંદકો અનુભવે, તો નામ રૂપકો નાશ,
બ્રહ્મ મગન હોઇ બોલિયા, સો અણછતા રવિદાસ— આતમા. ૫.

---

## પદ ૩૦ ભજન ૧૨.

દલ દરિયોમાં હમેશ ન્હાતા, કાદવ કપડા કયું ધોતા ;
પતિવ્રતા ઘર નાર પદમણી, ગુણકાસેં મન કયોં મ્હોતા ટેક.
શ્રાધ સરાવતાં કહિક જુગ વહિ ગયા, મુવા બાપકું કયોં રોતા ;
આયાકું આદર નહિ દેતા, મુવા પછી મુખ નહીં જોતા— દલ. ૧.
ખાવે પીવેને મારે ખાસડે, માલ મૂરખા કયોં ખોતા,
ઉગે ત્યાં કબુ ન વાવત, કલરમે બી કયોં બોતા— દલ. ૨.
આંબ વૃક્ષકી છાંય તજીકે, આક વૃક્ષપર કયોં સોતા,
હંસ સભામાં કબુ ન બેસતા, બગલા સાથી ખાવે ગોથા— દલ. ૩.
કરી લે બંદગી સાચા સાહેબકી, અમર રેવે તેરા તોતા,
કહે રવિરામ ગુરુ ભાણ પ્રતાપે, ફેર અવસર નહિ હોતા— દલ. ૪.

---

## પદ ૩૧ ભજન ૧૩.

દલ દરિયામાં અખંડ દીવો, દેખ્યાવિના મારૂં મન ડોલે ;
ભ્રાંતિના ભરિયા ભવોભવ ભૂલા, સતગુરુવિના તાળાં કોણ ખોલે. ટેક.
ગગન ગુફામાં ગુપ્ત ગેબી, બાર બાવન ઉપર બોલે ;
નૂર તખ્તપર નામ નિરંજન, નુરતીને સુરતિ કોઇ સંત ખોલે–દલ. ૧.

ગયા ગાદી પતિ ખાઇ ગોથાં, મૂકી ચાલિયા પંડિત પોથાં,
થયાં થોરે સડી સડી થોથાં— જીવડલા.
ખમા કહેવાતાં પડતાં આખડતાં, જેને ચતુરંગી પૂઠે દળ ચઢતાં;
એનાં નામ હવે નથી જડતાં— જીવડલા.
નવા પોશાક પહેરી નીકલતા, મોટા મહીપતિઓને જઇ મળતા;
એવા ભાળ્યા મસાણુમાં બળતા— જીવડલા.
ફૂલો કાને લટકાવી ફરતા, ધમક ધમક ધરણી એ પગ ધરતા;
એને દીઠા ઠાઠડીઓમાં ઠરતા— જીવડલા.
એહેમાં પડયા કેક વરસ પચીશે, કેટલાક તો વહી ગયા વીશે;
ત્રિયા મેલી ટળવળતી ત્રીસે— જીવડલા.
નમ્ર થઇને ન કોઇને નમતા, જેના મનમાં હતી બહુ મમતા;
ભાળ્યા ભૂંડા હાલે એને ભમતા— જીવડલા.
લક્ષ ક્રોડ પતિ કંઇક લોકો, હાથે ઝાલતા હેમનો હોકો;
તેની પડી ગઇ ઓચિંતી પોકો— જીવડલા.
જેને ઘેર ત્રંબાળું ગાજે, વળી વાજાંતે છત્રીસ વાજે;
એવા જળતા જોયા ૠષિરાજે— જીવડલા.

---

## પદ ૮ રાગ લાવણી.

### જમના ઝપાટા વિષે.

જમ દે નિત્ય ઝપાટારે, કોઇ ચેતનહારા ચેતો— ટેક.
ઠી ઠી ઠી ઠી દાંત કરો શું, પળમાં બગડે પીઠી;
દીઠી દીઠી ઘણાની બગડી, ઝડપ આવી ગઇ ચીઠી—જમ દે. ૧.
માતપિતા જાણે સુત મ્હારો, થાય દિન દિન મોટો;
મોત નજીક આવે છે એક દિન, ખેલ થશે ભાઇ ખોટો— જમ દે. ૨.
બંધુ જાણે બાંધવ મ્હારો, જીવો જુગો જુગ જોડી;
કાળ અચાનક આવી પકડશે, તરત નાંખશે તોડી— જમ દે. ૩.
નારી જાણે મુજ નાવલિયો, અમર તપો અવિનાશી;
એક દિન જટિયાં ઝડપ ઉતરશે, કરશે કાળ ઉદાસી— જમ દે. ૪.
સોળ અંગ શણુગાર સજીને, રોણડશાં શું રીઝો;
એક દિન લાલ વેરાગણ બણવું, વેશ બદલવો બીજો— જમ દે. ૫.

ગોઝારા તેં તો મળ, મૂતરમાં ખાધાં ગોથાં;
પૂછાવી જોને પોથાંરે, પામર પ્રાણી— માયામાં. ૬.
સંભાર્યાં સાતે મહિને, રૂષિરાજ કહેછે સ્વામી;
અલબેલો અંતરજામીરે, પામર પ્રાણી— માયામાં. ૭.

---

## પદ ૬.

અરે જીવ શું કરવા આથડે, પ્રભુની ગમ ગુરુ વિણુ નહિ પડે— ટેક.
ખોજ કરી નહિ ખેવટિયાંની,' નવ બેઠો નાવડે,
તુંબડું લઇને હાથે તરતાં, અરણવ કેમ આવડે— અરે.
શિષ્ય થયો નહિ સિલાટનો તે, થોર વિના થાપડે;
ઔષધદે ઉસ્તાદ વિના તો, શરીર આખું સડે— અરે.
અખાડામાં અભ્યાસ કર્યા વિણ, મલની સાથે મળે;
દાવ પેચમાં દિલ દીધાવિણુ, લાતમ લાતા લડે— અરે.
ગાન કળાના ગુરુ મળ્યા વિના, તાલ ચૂકે તાકડે;
રાગ તેણું ઘર છેટે રહેશે, ઊંટ જેમ આરડે— અરે.
વગર ભણે વાદીની વિદ્યા રોપે પગ રાફડે;
મણિ ખોળતાં ફણિ મળે તો, ઉછળીને આભડે— અરે.
રૂષિરાજ ભણતા રસનાયે, ચૌદે વિદ્યા ચઢે;
ગુરુ વિના ભણી સર્વ ગયો પણ, જાણુ કુંચી નવ જડે— અરે.

---

## પદ ૭ રાગ કાલિંગડો.

જીવડલા આજ કે કાલ જાવું, ઉડી જાશે રાખ થઇ તન
આવું—જીવડલા.
પડયાં જાળે પંખી પકડાશે, ખીલ્યાં કમળ ખચીત કરમાશે;
જનમ્યા તે તો જરૂર મરી જાશે— જીવડલા.

ગયા ગાદી પતિ ખાઇ ગોથાં, મૂકી ચાલિયા પંડિત પોથાં,
થયાં થોરે સડી સડી થોથાં— જીવડલા.
ખમા કહેવાતાં પડતાં આખડતાં, જેને ચતુરંગી પૂઠે દળ ચઢતાં;
એનાં નામ હવે નથી જડતાં— જીવડલા.
નવા પોશાક પહેરી નીકલતા, મોટા મહીપતિઓને જઇ મળતા;
એવા ભાળ્યા મસાણમાં બળતા— જીવડલા.
ફૂલો કાને લટકાવી ફરતા, ધમક ધમક ધરણી એ પગ ધરતા;
એને દીઠા ઠાઠડીઓમાં ઠરતા— જીવડલા.
એહેમાં પડયા કૈક વરસ પચીશે, કેટલાક તો વહી ગયા વીશે;
ત્રિયા મેલી ટળવળતી ત્રીસે— જીવડલા.
નમ્ર થઈને ન કોઇને નમતા, જેના મનમાં હતી બહુ મમતા;
ભાળ્યા ભૂંડા હાલે એને ભમતા— જીવડલા.
લક્ષ ક્રોડ પતિ કંઇક લોકો, હાથે ઝાલતા હેમનો હોકો;
તેની પડી ગઇ ઓચિંતી પોકો— જીવડલા.
જેને ઘેર ત્રંબાળું ગાજે, વળી વાજાંતે છત્રીસ વાજે;
એવા જળતા જોયા રૂષિરાજે— જીવડલા.

---

## પદ ૮ રાગ લાવણી.

### જમના ઝપાટા વિષે.

જમ દે નિત્ય ઝપાટારે, કોઇ ચેતનહારા ચેતો— ટેક.
ઠી ઠી ઠી ઠી દાંત કરો શું, પળમાં બગડે પીઠી;
દીઠી દીઠી ઘણાની બગડી, ચડપ આવી ગઇ ચીઠી—જમ દે. ૧.
માતપિતા જાણે સુત મ્હારો, થાય દિન દિન મોટો;
મોત નજીક આવે છે એક દિન, ખેલ થશે ભાઇ ખોટો— જમ દે. ૨.
બંધુ જાણે બાંધવ મ્હારો, જીવો જુગો જુગ જોડી;
કાળ અચાનક આવી પકડશે, તરત નાંખશે તોડી— જમ દે. ૩.
નારી જાણે મુજ નાવલિયો, અમર તપો અવિનાશી;
એક દિન જટિયાં ઝડપ ઉતરશે, કરશે કાળ ઉદાસી— જમ દે. ૪.
સોળ અંગ શણગાર સજીને, રોણકશાં શું રીઝો;
એક દિન લાલ વેરાગણ બણવું, વેશ બદલવો બીજો— જમ દે. ૫.

દર્પણ લઇ શું મુખડું દેખો, સમજો જમની શહેમાં ;
એકદિન કરશે કાળ કળાહળ, ચડપ સુવાડે ચહેમાં— જમ દે. ૬.
દારાપુત્ર પરિવાર તજીને, જાવું મિલકત મહેલી ;
રૂખિરાજ રઘુનાથ વિના નથી, કોઇ બરાબર બેલી— જમ દે. ૭.

---

## પદ ૯ રાગ એજ.

જબરો કાળ ઝપાટોરે, માથે મરણ બીક છે મોટી. ટેક.
જંતર જાણો મંતર જાણો, જાણો તંતર ટાળા ;
મ્હોત ખડો મરદાન મરદ જ્યાં, ધ્રૂજી પડે ધારાળા— જબરો. ૧.
વૈદ્દ બોલાવો સૈદ બોલાવો, કરો ઉકાળો કૂટી ;
ખૂટી તો જરૂર ખૂટી, ખૂટીની નહિ બૂટી— જબરો. ૨.
ભોંયરૂં ખોદો શીખો સરોદો, તત્વ વિચારો તાજાં ;
નાડી ભેદમાં દહાડી રમો પણ, વળશે ઉંધાં વાજાં— જબરો. ૩.
જોષ જુવો નિર્દોષ ભણીને, કોશ શુકનના કાઢો ;
જમકિંકરનો અજબ ઝપાટો, ગજબ કરી દે ગાઢો— જબરો. ૪.
વેશ ઉતારો કેશ ઉતારો, દેશ ઉતારો દૂજે ;
પકડે આવી મ્હોત પલકમાં, જીવલડો શું ઝુઝે— જબરો. ૫.
રોટી બદલો ચોટી બદલો, લોટી બદલો લાખો ;
દરદ મરદને ગરદ કરી દે, મોહોત મરદ છે આખો— જબરો. ૬.
ધરમ ધરો અધર્મને મેલી, ખાંતેથી લ્યો ખેલી ;
રૂખિરાજ રઘુનાથ વિના નથી, કોઇ બરાબર બેલી— જબરો. ૭.

---

## પદ ૧૦ રાગ એજ.

નિશ્ચે રહેવું નથીરે માથે, મોહોત ઝપાટો મારે. ટેક.
ફાલ્યા ફૂલ્યા શું રે ફરો છો, જુવો વિચારી જગમાં ;
વણસતાં કંઇ વાર ન લાગે, રોગ ભર્યો રગરગમાં— નિશ્ચે ૧.

હાટ ભરો ધન માટ ભરો મન, ઘાટ કરો ભલે મ્હોટા ;
પાઠ ઠાઠ સહુ ઘાટ આઠ પળ, પાણી તણા પરપોટા— નિશ્ચે. ૨.
ઝગ ઝગ ઝગ મેવાડી મોળિયા, ઝગ ઝગ દીપે ડગલા ;
લાકડાંની ચેહો લાગી, થયા ધૂળના ઢગલા— નિશ્ચે. ૩.
ડાં'પણ ડાહ્યા કોમળ કાયા, ઉડયા પલકમાં એતો ;
કેડામ્હોરે વાર નથી કાંઇ, ચોપ કરીને ચેતો— નિશ્ચે. ૪.
કાશી વાસી અતિ ઉદાસી, જંગલવાસી જોગી ;
કાળ ઝપટમાં ચપટ થયા કંઇ, ભાત ભાતના ભોગી— નિશ્ચે. ૫.
મીઠી વાણી પુરા પુરાણી, જાણી વાતો ઝાજી ;
કાળ કોળિયા કરી ગયો કુંણ, કિતાબ વાળા કાજી— નિશ્ચે. ૬.
સગાં સંબંધી રૂવે સ્વારથે, વિનતા રૂવે વરેલી ;
રૂષિરાજ રઘુનાથ વિના નથી, કોઇ બરાબર બેલી— નિશ્ચે. ૭.

---

## પદ ૧૧ રાગએજ.

પકડે કાળ પલકમાંરે, કોઇ અજબ ઝપાટો આતો
જીવ વિચારે અભયદાન થઇ, મેદાન કરીને મ્હાલું ;
કાળ વિચારે ખેદાન કરવા, જોગ મળે તો ઝાલું— પકડે. ૧
ગડ ગડ ગડ ગડ નોબત ગાજે, જબરૂં લશ્કર જાતું ;
કાળ હસે છે ખડ ખડ ખડ, કોઇ ભાળું મ્હારૂં ભાતું— પકડે. ૨.
ઘોડા નાચે વરઘોડામાં, ઝગ ઝગ ઝળકે ઝુલો ;
જોડે જોને જમડા નાચે, લાડકડા શું ફૂલ્યો— પકડે. ૩.
નારી સારી ઘર પુત્ર સુત્ર જોઇ, જીવડો સારૂં જાણે ;
કાળ વિચારે ફુળાર કરવા, ત્રાસ પડાવું ટાણે— પકડે. ૪.
જમાદાર સરદાર ત્યાર ત્યાં, છડીદાર નિત્ય બોલે ;
અમલદાર બળદાર કાળતો, ગણે તણુખલાં તોલે— પકડે. ૫.
રોબદ રીઝે રંગ નંગ જોઇ, અંગ બરાબર આપે ;
ખલક મુલક ફુરબાન કરી દે, કાળ પલક જો કોપે— પકડે. ૬.

દેહુ આળપંપાળ કાળ ભય, શીખામણ આ છેલ્લી ;
રૂષિરાજ રઘુનાથ વિના નથી, કોય બરાબર બેલી— પકડે. ૭.

---

## રૂંખડ.

### પદ ૧ ભજન.

ચડી ધૂનમેં રેના જોગેશ્વર, દિલકા ભેદ ન દેના. ટેક.
તીન ખુંટમેં રમે જોગેશ્વર, બાલક હોકર રે'ના હોજી— ચડી. ૧.
નેન સેન સમજાઉં પિયા તોરે, પર ઘર શબ્દ નહિ કરના ;
એહી ખુંદસેં હીરલા નીપજે, સો પર ઘર મત દેના હોજી— ચડી. ૨.
યારી તો મરદુંસેં યારી, કયા તિરિયાસેં યારી ;
પલમાંરે રોવે પલમાંરે હસે, પલમેં કરે ખુવારી હોજી— ચડી. ૩.
પરનારીકો છોડ પ્રસંગા, મત લગાવો અંગા ,
દશ મસ્તક રાવણકા છેદ્યા, પરનારીકે સંગા હોજી— ચડી. ૪.
ગગનમંડળમેં ઊર્ધ્વ મુખ હુવા, તિહાં નીર કેરા વાસા ;
સુગરા હોય કર ભર ભર પીવે, નુગારા જાય પિયાસા— ચડી. ૫.
રૂદય કમલમેં સૂર ચડાયા, અંગડે રંગ લગાયા ;
તોલાપરી રૂંખડિયો બોલ્યા, મેં અભ્યાગત તેરા હોજી— ચડી. ૬.

---

## રેવાદાસ.

### છંદ ભુજંગી ૧.

ભજું ભક્તિ ભાવે ભલી ભદ્રકાળી, કરે કોટિ કલ્યાણ કાળી કૃપાળી ;

હરે દુઃખ દારિદ્ર દેવી દયાળી, ભજું ભક્તિ ભાવે ભલી ભદ્રકાળી. ૧.
સદા ધ્યાય જે અંબ આરાસુરીને, રૂદે રાખશે નિત્ય રૂવાપુરીને ;
મહા દુઃખ દારિદ્ર નાંખેજ બાળી, ભજું ભક્તિભાવે ભલી ભદ્રકાળી. ૨.
અતિ દોષનો કોશ હું દાસ તારો, ક્ષમા દાનથી દોષ મારો નિવારો ;
મહા કષ્ટથી માત લેશો ઉગારી, ભજું ભક્તિભાવે ભલી ભદ્રકાળી. ૩.
નથી માતને તાત કે ભ્રાત નારી, નથી સુત સુતા કદી સુખકારી ;
થયા શત્રુ માથે કરો સાહ્ય મારી, ભજું ભક્તિભાવે ભલી ભદ્રકાળી. ૪.
સદા છો તમે ઇશ્વરી સૌખ્ય દાતા, ભવાબ્ધિ તણાં વિઘ્ન ટાળુ વિધાતા ;
રહું શર્ણમાં માતુ મારી કૃપાળી, ભજું ભક્તિભાવે ભલી ભદ્રકાળી ૫.
નિરાધારની માત આધાર સારી, કરો શત્રુ સંહાર સદ્યે અપારી :
મહાલક્ષ્મી છો આપ હું જાઉંવારી, ભજું ભક્તિભાવે ભલી ભદ્રકાળી.૬.
કળીમાં કરોને કૃપા ઉર આણી, સદા રિદ્ધિ સિદ્ધિ દીઓ દીન જાણી ;
રહું આશરે ગુણ તારા વખાણી, ભજું ભક્તિભાવે ભલી ભદ્રકાળી. ૭.
નથી બુદ્ધિ કે જ્ઞાન વાણી વિવેક, મતિમંદ હું તો અતિ છુંજ છેક ;
તથાપિ મને રાખશો માત પાળી, ભજું ભક્તિભાવે ભલી ભદ્રકાળી.૮.
કહે હાથ જોડી નમી દાસ રેવા, કરૂં પ્રેમભાવે સદા આપ સેવા ;
કરો સાહ્ય હે માત કાળી કૃપાળી, ભજું ભક્તિભાવે ભલી ભદ્રકાળી. ૯.
અશુદ્ધો હતાં ચર્ણ તે નેહ ધાર્યાં, સુધારી લખ્યાં હર્ષ ઉરે વધારી ;
કહે ગૌરિ[૧]વંદી ખરી અપ્પરાળી, ભજું ભક્તિભાવે ભલીભદ્રકાળી.૧૦.

---

## લછમન ભારથી.

### લાવણી.

શંખ ચક્ર તિરશૂળ બિરાજે, અલખ જગાવે નગરીમેં ;
શ્રીકૃષ્ણકા દરશન કારણ, આયા સદાશિવ ગોકુલમેં. ૧.

---

૧ ગૌરિશંકર જયશંકર વોરા.

જટા જૂટમેં ગંગ બિરાજે, ચંદા શિર ઉપર રાજે;
રૂપ બના અબધૂત નિરંજન, ગલે રૂંઢમાલા છાજે. ૨.
આપહિ બ્રહ્મા આપહિ વિષ્ણુ, આપહિ હે નર ઓંકારા;
આપકી લીલા આપહિ જાને, દુજા કો નહીં પામે પારા. ૩.
ખડાખડીમેં અલખ જગાવે, આપહિં શંકર ભોલા હે;
શ્રીકૃષ્ણકે દરશન કારણ, નરતન ધર વો આયા હે. ૪.
ગલી ગલીમેં અલખ જગાએ, જાએ નંદકે મ્હોલામેં;
માત યશોદા મોલપેં બેઠી, આવાઝ ઉતરા કાનોંમેં. ૫.
સુનકે જસોદા ચલી આયકેં, ખડી રહી દરવાજેમેં;
મહાદેવકા સ્વરૂપ દેખકર, બિચાર કરતી રહી દિલમેં. ૬.
થાલ ભરી કાંચન કરલાઇ, લ્યો બાવા તેરી ઝોલીમેં;
મહાદેવ કહે હમ નહિ લેતે, લે જાઓ માઇ અપને ઘરમેં. ૭.
તીનલોકકા સોના રૂપા, હે સબ માઇ મેરી ઝોલીમેં;
હીરા માણક પાટ પિતાંબર, જો ચાહિયે સો ઝોલીમેં. ૮.
હમ હે જોગી જંગલવાસી, રહેને વાલા પરબતમેં;
લે આઓ માઇ તેરે બાલકકો, મેં દરશન કરકે જાઉં બનમેં. ૯.
કહત જસોદા સુનો ગુસાંઇ, રૂપ દિગંબર આપહિંકા;
તુમ હો મોટે બાલક છોટે, દરશન સો નહિ હોનેકા. ૧૦.
હઠ કર શંભો ખડા રહા જબ, બેઠ રહા દરવાજેમેં;
મતલબ હે માઇ એક દરશણકા, ઓર નહીં કુછ હે મનમેં. ૧૧.
કહત જસોદા સુનો ગુસાંઇ, એ બાતાં નહીં હોનેકી;
બાલક મેરા અબહીં જનમ્યા, ખબર નહીં વાકું તનકી. ૧૨.
છોટા બાલક તે મત જાનો, કાજ સુધારે કૈકોકા;
તેત્રીશ ક્રોડ દેવ અરૂ દેવતા, ધ્યાન ધરત તેરે બાલકકા. ૧૩.
કાલા પીલા સ્વરૂપ તુમારા, સુરત જેસી વાઘોંકી;
બાલક મેરા જાય ડરાયા, નજર લગે કોઇ ગ્વાલનકી. ૧૪.
કહત મહાદેવ સુનો જસોદા, બાલક નહિ તેરા ડરનેકા;
ચૌદ લોકકો વોહી ડરાવે, વહી દાતા હય ત્રિભુવનકા. ૧૫.
સમજ જસોદા અપને દિલમેં, લેકર આઇ શ્રીકરસનકોં;
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, શીશ નમાયા શંકરકોં. ૧૬.

આપ આપમેં મિલી ગયે કુછ, ખબર નહીં કોઇ વિરલેકું ;
રહી જોતમેં જોત સમાહી, નિરાકાર કહે તે ઉનકું. ૧૭.
તબ શંકર આનંદ ભયે અવતાર, લીહા આહેર કુલકું ;
લછમન ભારથી છંદ બોલકર, પ્રગટ હુવા હય ગોકુલકું. ૧૮.

---

# લછીરામ.

## સામીઆના રાસનું પદ ૧.

ગોવિંદ ગાજો ને હરિજન થાજો, એક મૂઠીમાં સમાજોરે ;
હુવે ગોવિંદ ગાજો. ટેક.
આજ આનંદની વાધી છે એલી, કામ ક્રોધ દીઓ મેલીરે— હુવે. ૧.
પૂરવ જનમની સેવા ફળી છે, નોતમ દેહ મળી છેરે— હુવે. ૨.
એક રામ રહ્યા સરવેમાં વ્યાપી, જેણે ન જાણ્યા તે પાપીરે—હુવે. ૩.
નર તન પામીને નરતું ન કરવું, વર તો વિઠ્ઠલવરને વરવુંરે—હુવે. ૪.
ઇઆં આવ્યા છો પાપજ ધોવા, દોષ કોઇના મ જોજોરે— હુવે. ૫.
સંતતણી પ્રેમે સેવારે કરજો, દુખિયાના દુઃખને હરજોરે— હુવે. ૬.
દયા દાન દીનતા તમે ધરજો, લછીરામ કે તો ઉગરજોરે— હુવે. ૭.

---

## પદ ૨ બિહાગનું.

રાજા રનછોડ રંગીલા રનછોડ, મેરો મન હર લીનો. ટેક.
ત્રિકમ માધવ શ્રી પુરૂષોત્તમ, કુંવર કલ્યાનકી જોર— મેરો મન. ૧.
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, મુખ મોરલી ઘમઘોર— મેરો મન. ૨.
મોર મુકુટ શિર છત્ર બિરાજે, કુન્ડલકી છબિ ઓર— મેરો મન. ૩.
આસપાસ રતનાકર ગાજત, ગોમતી કરત કલોલ— મેરો મન. ૪.

ધજા પતાકા બહુ ફરૂકે, ઝાલરકી ઘનઘોર— મેરો મન. ૫.
સબ ભગતનકે ભાગહીં પ્રગટે, નામ ધરાઇ રનછોડ— મેરો મન. ૬.
કૃષ્ણ જીવન લછીરામકે પ્રભુ પ્યારે, જય જય યુગલ કિશોર—
મેરો મન. ૭.

---

## પદ ૩ રાગ સોરઠી મલાર.

"મચકાળા મંદિરિયે આવ, મચકે મોહી રહી છું"—એ રાગ.

મન મારા સમજને આજ, કાજ તેં શું કીધું, ટેક.
સમજ્યા વિના તે શું સાર લીધોરે, હાણો થઇરે હજાર;
મોહનું તે મદ પીધું— મન. ૧.
રત્ન પદારથ મહા મણિ મળિયોરે, ગાફલમાંરે ગમાર;
તેં તો તારૂં ખોઇ દીધું— મન. ૨.
પંડિત થઇને બહુ બોધ દીધારે, લક્ષ ન લીધા લગાર;
દાન કોઇને નવ દીધું— મન. ૩.
ઘરરે ધંધામાં ઘેલા ફરો છોરે, કરો છો કૂડાં કાર્ય;
રામ નામ તો નવ લીધું— મન. ૪.
લછીરામના સ્વામી રામ ન ગાયોરે, પાઇયારે નાંખ્યા મઇયાર;
તેમાં તારૂં શું સીધ્યું— મન. ૫.

---

## પદ ૪ રાગ એજ.

ગિરિધારી હારીરે હું તો આજ, કાનુડાથી કાઇગઇ છું. ટેક.
મારે જાવું મઇ વેચવા મથુરારે, તારે લેવું રે નિત દાણ;
તે તો હું દઇ ગઇ છું— ગિરિધારી. ૧.
સખી સાહેલી સહુ શેહેરમાં પહોંચીરે, મુને રોકોમાં માહારાજ;
એકલડી હું રહીગઇ છું— ગિરિધારી. ૨.

નિત નિત દાણ નહિ આલું અલબેલારે, વિનતિ કરૂં વ્રજનાર;
કાલે તુંને કહીગઇ છું— ગિરિધારી. ૩.
ગિરિવરધારી તારી ગાળ નહિ સાંખું રે, આવડલી શી આંખ ઉલાળ;
તેથી કાંઇ બી ગઇ છું— ગિરિધારી. ૪.
લછીરામના સ્વામી અંતરજામીરે, વળગા આવો માં ઘનશ્યામ;
તારૂં કાંઇ લઇ ગઇ છું— ગિરિધારી. ૫.

---

## પદ ૫ રાગ એજ.

નહિ રહિયે ગોકુળિયે ગામ, તારે આહું ફરવું. ટેક.
છેલ છબીલા છકમાં ભરાણોરે, તાણ્યા અમારાં ચીર;
નીર મારે નિત્ય ભરવું— નહિ. ૧.
લોભી લાલ તેં લજ્જા મેલીરે, ઘેર નથી ગોવાળ;
દુરિજનથી ડરવું— નહિ. ૨.
જોતી નથી જીવન તમ સામુંરે, નીચું જોઇને ચાલું ચાલ;
તોયે તારે મન હરવું— નહિ. ૩.
કઇ કઇ કાનુડા હું ગઇ હારીરે, તારી કળાનો નહિ પાર;
તેનું મારે કેમ કરવું— નહિ. ૪.
લછીરામના સ્વામી રાય રંગીલારે, મારે ભરોંસો એક;
હવે તમથી તરવું— નહિ. ૫.

---

## પદ ૬ રાગ એજ.

તમને વારૂં છું રૂડીપેર મારે ઘરે આવો માં. ટેક.
કે'વું હોય તો હમણાં કે'જોરે, લેજો માં મારૂં નામ;
હસીને બોલાવો માં— તમને. ૧.
હેત હશે તે હૈયે જણાશેરે, કહિયે શું થાશે કામ;
સખી સાથે કા'વો માં— તમને. ૨.

આળો ન કરિયે અળગા રહિયેરે, સહિયે તે કેટલુંક કા'ન ;
આવડી તાવો માં— તમને. ૩.
લછીરામના સ્વામી ને કામી કાં'નુડારે, લજ્જા રાખોને મહારાજ ;
પર ઘર જાઓ માં— તમને. ૪.

---

# લાખોજી.

## પદ ૧. "નાથ કૈસે ગજકા બંધ છુડાયો"—એ રાગ.

નાથ તમે નિર્ધનીઆનું છો નાણું, એવી અખૂટ હીરાની છો ખાણું—
ટેક.
કુંવરબાઇની જે દી આવી અધરણી, નરશી પાસે નોતું નાણું ;
મામેરૂં લઇને પ્રભુજી પધાર્યા, ત્રિકમ એ સાચવ્યું ટાણું— નાથ. ૧.
માનવીનો જયારે મેળો ભરાણો, કબીરને નોતું ઠેકાણું ;
પોઠિયાને લઇને પ્રભુજી પધાર્યા, જગમાં એવું કહેવાણું— નાથ. ૨.
મુકતાફળ બહુ મોંઘાં મળેછે, સસ્તું મળેછે દાણું ;
મીરાં માથે માવે મેરજ કીધી, ખાંતે ઝેર ખવાણું— નાથ. ૩.
ઘટ ઘટમાંએ ગોવિંદ બિરાજે, ઠાલું નથીરે ઠેકાણું ;
હરિગુરુ વચને કેંછેરે લાખો, આખી ઉમ્મરમાં
જણાણું—નાથ. ૪.

---

## પદ ૨ રાગ એજ.

નાથ તમે તુલસીને પત્રે તોળાણા; એવા ગુણ તો ગોવિંદના.
ગવાણા. ટેક.
ઓડાણો બહુનામીને સેવે, ભક્ત હરિનો કેવાણા ;
મ્હેર કરી મ્હારાજ પધાર્યા, તે ડાકોરમાં દરશાણા— નાથ. ૧.

ગુગળી વાંસે ગોતવા ચાલ્યા, તો અધવચમાં અટકાણા;
સાન કરી શામળિયે વ્હાલે, તો વાવમાં જઇને છુપાણા— નાથ. ૨.
સોનાં ભારોભાર મૂલ કરીને, વાલો વાલ સવામાં તોલાણા;
બ્રાહ્મણને ભોંઠાપણ આપ્યું, સંતોને વચને બંધાણા— નાથ. ૩.
ગુજરાત મધ્યે રચી દ્વારિકા, ત્યાં રણછોડ રાય છપાણા;
કર જોડીને ગાય લાખોજી, તે જુગ સઘળામાં જણાણા— નાથ. ૪.

---

સારસ્વત બ્રાહ્મણ.

# કવિ લાધારામ વિશ્રામ.

કચ્છ અંજાર લોહાણાના અયાચી બારોટ.

## પદ ૧ પ્રભાતિયું રાગ કડખો.

સમજ શ્યાણો થઇ અહો મન મૂરખા, જગત કરતાર સંભાર સાચો;
નિયમ તેણે રચ્યા નિરખતે નેત્રથી, પ્રથમ પરભાતમાં તે ન કાચો—
સમજ. ૧.
થતાં પરભાત શશિ મંદ જો થાય છે, થાય છે તેમ આયુષ્ય તારૂં;
જોત દીવાતણી ઝાંખી થતી જાય છે, એમ તુજ દેહ સુણ કોણ
મારૂં—સમજ. ૨.
કુકડા શબ્દનો શોર તે જોરથી, કોર ચારેથી કહે છે પુકારી;
એમ અગણિત કહે શાસ્ત્ર સમજાવીને, ધર્મના મર્મ લે પર્મધારી—
સમજ. ૩.
નારી નર કર કરી બારી ઉઘાડી ધરી, ખોલ બરી જ્ઞાનની બાપબારી;
માનની મહી મથે તેમ ગુણાગુણમથી, તત્ત્વ માખણ તુર્ત લે
ઉતારી—સમજ. ૪.
દેવના મંદિરે ઘંટ વાજે ઘણા, નામ શ્રી પ્રભુતણું સમર તેવા;
વસ્ત્ર ધોબી ધુવે શ્વેતતા તે સજે, અંતઃકરણો થશે આપ એવાં—
સમજ. ૫.
ચોક છંટાયને થાય શીતળપણું, શાન્તિ તેમ પામશે ચિત્ત તારૂં;

બાફ અજ્ઞાનની હિમ જેવી જરૂર, જશે તે પીગલી મટશે અંધારૂં
સમજ. ૬.
ગાય ભેંસો ગળે બંધ છૂટે તથા, છૂટશે બંધ તો તાત તારા ;
ઉડી કરિ બગલું સરિતા તટે જાય જો, પાપના ઉડી તુજ જાય
ભારા—સમજ. ૭.
પક્ષી ચકલી અને કોકિલા સારિકા, પઢે શુક એમ પ્રભુ નામ પઢજે ;
ધૂડની જેમ વસતી દુઃખી થાય છે, ભૂલતાં માર્ગ એ માં પકડજે—
સમજ. ૮.
ગા પ્રભુ ગુણ ઘણા ગાજી રહીઘંટ જયમ, વાર એક લેશમાં લાગ તેમાં ;
જશ તડકો ઉદે થવાથી આગળે, સાર સંભારરે યાર એમાં—
સમજ. ૯.
નર અને નારી નદી નાહી સુખી થાય છે, મોક્ષ નદી નાહી સુખિયોજ
થાશે ;
લક્ષ ધરીને લધારામ ભજ રામને, પ્રાણી તવ સુયશ બહુ પેર
ગાશે—સમજ. ૧૦.

---

## પદ ૧.

જો વિચારી જીવ તારી શી ગતિ થશે—એ રાગ.
આવ્યો છો વેપારી થઇ કરી અને ઇયાં,
ધમ પુંજી શેઠ દીધી ઇશ્વરે તીઆં ;
કરે વેપાર એવો ખોટ જાય નહીં જીઆં,
એ સમાજ કરને શીઘ્ર ઘડી એકે રહેમાં— આવ્યો. ૧.
દયા દલાલ જ્ઞાન પ્રીતિ કરને નેહથી,
સાર ને અસાર ભેદ જાણ જેહથી ;
મુનીમ મોટો ધીરજ ધાર દ્રઢ સ્નેહથી,
ક્ષમા ચોપડો બાંધ બહુ અભેદથી— આવ્યો. ૨.
પ્રભુ પ્રતાપ પેટી પુંજી રાખ તેહમાં,
કામ ક્રોધ લોભ ચોર નડે ન જેહમાં ;

ભક્તિ હાટ ઠાઠ કરી બેસ એહમાં,
ધરમતણી નોંધ ધાર ક્રૂર મુખ કેહમાં— આવ્યો. ૩.
કરતાં એમ કામ તેમ લાભ જો થશે,
મુડી તાહરી ને ઇનામ આપશે;
પણ તું પુંજી માંયથી કંઇ ઘટાવશે,
લાધા લેખું લઇ કરીને દંડ ઠેરાવશે— આવ્યો. ૪.

---

## ગરબી ૧ કળિયુગ વિષે.

**પૂજું ગણપતિના પાય પૂજું અંબાની પાવડીરે—એ રાગ.**

નાથ ચરણ માથ નમી કહું, કળિયુગની કાગિયોરે;
સરવ સાવધાન તાઇ, ધરી સાંભળજો પ્રાણિયોરે. ૧.
કલિકાલ થકી હાલ, ચાલ વર્ણ ચારની ફરીરે;
પુન્ય પોચ્યું પાતાલ, નહિ સુમરે કોઇ શ્રી હરિરે. ૨.
થયા નિવૃતે અજાણ, પઢે નહિ પુરાણ વેદનેરે;
નિજ કર્મતણા મર્મ, ગયા ભૂલી ભલા ભેદનેરે. ૩.
નહીં જોતિષનું જોર, વડા વ્યાકરણ વિચારતારે;
રઘુ માઘ જેવાં કાવ્ય, નહીં નૈષધ સંભારતારે. ૪.
જમે વાર ચાર પાંચ, નહીં આંચ ઉરમાં ધરેરે;
વેદ વાણી નહીં સાચ, અસંતોષી થઇને ફરેરે. ૫.
એમ થઇને અડભંગ, સંગ નીચતણા સંઘરેરે;
અડદ ઊરણાના દાન,[૧] માન મૂકી લેતા ફરેરે. ૬.
સાત દ્રોણ[૨] ગણે કોણ, એમ સ્વારથને શોધતારે;
રહી અજાણ્યા અજાણ, લઇ લોકોને બોધતારે. ૭.
પૂરાં રાખે પંચાંગ, અંગ એકતો ન આવડેરે;
ગપ્પાં મારે ઘણાંક, કવિ પંડિત પાછા પડેરે. ૮.
દાન શૂદ્રનાં સદાય, કઇક લેતા લોભી થઇરે
વેદ પાઠનો વિવેક, છંદ શુદ્ધના શકે કહીરે. ૯.

---

૧ ઊન. ૨ લોહ વગેરે સાત વસ્તુનાં દાનને દ્રોણ કહે છે.

બાફ અજ્ઞાનની હિમ જેવી જરૂર, જશે તે પીગલી મટશે અંધારૂં
સમજ. ૬.

ગાય ભેંસો ગળે બંધ છૂટે તથા, છૂટશે બંધ તો તાત તારા ;
ઉડી કરિ બગલું સરિતા તટે જાય જો, પાપના ઉડી તુજ જાય
ભારા—સમજ. ૭.

પક્ષી ચકલી અને કોકિલા સારિકા, પઢે શુક એમ પ્રભુ નામ પઢજે ;
ઘૂડની જેમ વસતી દુઃખી થાય છે, ભૂલતાં માર્ગ એ માં પકડજે—
સમજ. ૮.

ગા પ્રભુ ગુણ ઘણા ગાજી રહીઘંટ જયમ, વાર એક લેશમાં લાગ તેમાં ;
જરા તડકો ઉદે થવાથી આગળે, સાર સંભારરે યાર એમાં—
સમજ. ૯.

નર અને નારી નદી નાહી સુખી થાય છે, મોક્ષ નદી નાહી સુખિયોજ
થાશે ;
લક્ષ ધરીને લધારામ ભજ રામને, પ્રાણી તવ સુયશ બહુ પેર
ગાશે—સમજ. ૧૦.

---

## પદ ૧.

જો વિચારી જીવ તારી શી ગતિ થશે—એ રાગ.

આવ્યો છો વેપારી થઇ કરી અને ઇયાં,
ધર્મ પુંજી શેઠ દીધી ઇશ્વરે તીઆં ;
કરે વેપાર એવો ખોટ જાય નહીં જીઆં,
એ સમાજ કરને શીઘ્ર ઘડી એકે રહેમાં— આવ્યો. ૧.
દયા દલાલ જ્ઞાન પ્રીતિ કરને નેહથી,
સાર ને અસાર ભેદ જાણ જેહથી ;
મુનીમ મોટો ધીરજ ધાર દ્રઢ સ્નેહથી,
ક્ષમા ચોપડો બાંધ બહુ અભેદથી— આવ્યો. ૨.
પ્રભુ પ્રતાપ પેટી પુંજી રાખ તેહમાં,
કામ ક્રોધ લોભ ચોર નડે ન જેહમાં ;

ભક્તિ હાર ઠાઠ કરી બેસ એહમાં,
ધરમતણી નોંધ ધાર ક્રૂર મુખ કેહમાં— આવ્યો. ૩.
કરતાં એમ કામ તેમ લાભ જો થશે,
મુઠી તાહરી ને ઇનામ આપશે;
પણ તું પુંજી માંયથી કંઇ ઘટાવશે,
લાધા લેખું લઇ કરીને દંડ ઠેરાવશે— આવ્યો. ૪.

---

## ગરબી ૧ કળિયુગ વિષે.

પૂજું ગણપતિના પાય પૂજું અંબાની પાવડીરે—એ રાગ.

નાથ ચરણ માથ નમી કહું, કળિયુગની કાગિયોરે;
સરવ સાવધાન તાઇ, ધરી સાંભળજો પ્રાણિયોરે. ૧.
કલિકાલ થકી હાલ, ચાલ વર્ણ ચારની ફરીરે;
પુન્ય પોચ્યું પાતાલ, નહિ સુમરે કોઇ શ્રી હરિરે. ૨.
થયા નિવૃતે અજાણ, પઢે નહિ પુરાણ વેદનેરે;
નિજ કર્મતણા મર્મ, ગયા ભૂલી ભલા ભેદનેરે. ૩.
નહીં જોતિષનું જોર, વડા વ્યાકરણ વિચારતારે;
રઘુ માઘ જેવાં કાવ્ય, નહીં નૈષધ સંભારતારે. ૪.
જમે વાર ચાર પાંચ, નહીં આંચ ઉરમાં ધરેરે;
વેદ વાણી નહીં સાચ, અસંતોષી થઇને ફરેરે. ૫.
એમ થઇને અડભંગ, સંગ નીચતણા સંઘરેરે;
અડદ ઊરણાના દાન,[1] માન મૂકી લેતા ફરેરે. ૬.
સાત દ્રોણ[2] ગણે કોણ, એમ સ્વારથને શોધતારે;
રહી અજાણ્યા અજાણ, લઇ લોકોને બોધતારે. ૭.
પૂરાં રાખે પંચાંગ, અંગ એકતો ન આવડેરે;
ગપ્પાં મારે ઘણાંક, કવિ પંડિત પાછા પડેરે. ૮.
દાન શૂદ્રનાં સહાય, કઇક લેતા લોભી થઇરે
વેદ પાઠનો વિવેક, છંદ શુદ્ધના શકે કહીરે. ૯.

---

૧ ઊન. ૨ લોહ વગેરે સાત વસ્તુનાં દાનને દ્રોણ કહે છે.

ખ્યાલ ઠુમરીના ખેલ, રાગ તાણતા રડી રડીરે;
વળી માણતાજ મોજ, રોજ વેશ્યા સંગે ભલીરે. ૧૦
છંદ વૃત્ત અલંકાર, ધ્વનિ વ્યંજન ન ધારતારે;
કવિ પંડિતની પાસ, નહિ સ્વપ્ને પધારતારે ૧૧.
ખૂબ ખુબીના ખ્યાલ, તજી ક્ષત્રી બેઠા ખરારે;
વધ્યા અધર્મોમાં વિલાસ, ધર્મ ધીંગા દૂરે ધર્યારે. ૧૨.
શૂરવીરતા વિવેક, ગયો અંબરમાં ઉડીનેરે;
કરે કાયરનાં કામ, આઠ જામ જમી પુરીનેરે. ૧૩.
કોઇ આવે જો શરણ, ચરણ થરથરે ઠામમાંરે;
રોઇ પડતા થઇ રંક, એમ ગુપ્ત થાએ ગામમાંરે. ૧૪.
વિપ્ર સેવાની વાત, રાઇ પાડ ગયા રાતમાંરે;
ખુશામતિયા તે ખાય, બીજા જાય નિજ જાતમાંરે. ૧૫.
યજ્ઞ દાન માન જ્ઞાન, ગયાં ડુંગરમાં દોડીનેરે;
વિદ્યા ભણવાની વાત, કદિ સોએ રૂચે કોડીનેરે. ૧૬.
એક નારી વ્રત નેમ, એમ રામ સાથ એ ગયોરે;
હોય જેને જે પ્રેમ, તેમ થાય છે થશે થયોરે. ૧૭.
કે વિપ્ર સાથ વાદ, કથા કે પુરાણ સાંભળીરે;
તેમ નિંદે અહોનિશ, કઇક ચાલતા ચડી ચડીરે. ૧૮.
નથી નમ્રતાની વાત, ક્ષમા તો ખપી ખરેખરીરે;
ઇષ્ટદેવ તજી અન્ય, દેવની ઉપાસના ધરીરે. ૧૯.
પ્રિય લાગે પાખંડ, સત્ય વાત નહીં સાંભળેરે;
મિત્ર ગણે તેહ મન, જેહ મરજી ભાળી ભળેરે. ૨૦.
તેમ વૈશતણો તાલ, માલ ચોરીના માગતારે;
તોલ જૂઠા તમામ, રાખવાના ન ત્યાગતારે ૨૧
કરી હેતે હિસાબ, ભોળવીને ભોળાવીઆરે;
ખાઇ જાય જો ભૂલાય, દામ લેતા ન ભાવિયારે. ૨૨.
નમુના તણોજ એક, માલ બીજો દે મોકલીરે;
થાય પાપ જો પ્રસિદ્ધ, વધે આબરૂ અતિ ભલીરે. ૨૩.
દલાલોથી કરી દોડ, પૂરા રાખી પ્રતિ ચાલમાંરે;
લાગમાં લઇ મનુષ્ય, કઇક મારતાજ માલમાંરે. ૨૪.

રામ ધર્મ એમ એક, નામ ધરમાઉ ધારતારે;
ખરા ખરચે ઘર કાજ, પુણ્ય ખાતે ઉધારતારે. ૨૫.
યાચવાને જો જીવ, કોઇ આવે આશા ધરીરે;
મુખ ગાળ દે ઘણીક, દેખતામાં જાયે ડરીરે. ૨૬.
એમ શુદ્ર તો અશંક, અમે જગના જાણે ધણીરે;
મહા થઇને મગરૂબ, રહ્યા તોરમાં તણી તણીરે. ૩૭.
કરે ચોરીઓજ ચાહી, બાઇ ભાઇ સાથ બોલતારે;
કરે કોપથી લડાઇ, તેમ કોઇને ન તોલતારે ૨૮.
ક્રોડ કરતા અન્યાય, ચાય વાટ પાપના ધરેરે;
કરે પ્રેમે મદ્યપાન, જાઇ કાં જુગાર આદરેરે. ૨૯.
એમ વર્ણ તો અઢાર, ધર્મ રાખે નહીં ધામમાંરે;
કરે કપટ તણાં કાજ, તે ગણાય ગુણી ગામમાંરે. ૩૦.
વળી વિધવા તો વેશ, એશ કેશ કરે બાપડીરે;
પતિ વાળી તે પાસ, જેમ વિપ્રોમાં કાપડીરે. ૩૧.
હેમ ચૂડી હંમેશ, ધરે લેશ નહીં લાજતીરે;
શિરે સુંદર છે કેશ, ગુંથી વેણી બિરાજતીરે. ૩૨.
કવિ પંડિતના બોલ, તોલ તેનો તો નહીં વણેરે;
ઓહ્યા મન થઇ મગરૂબ, ખૂબ વેશ્યાને ગાવણેરે. ૩૩.
વહુ સાસુમાં વેર, સંપજી ગયા સિધાવીનેરે;
ફરાવ્યાં કુટુંબ કલેશ; તે કુસંપ ભાઇ આવીનેરે. ૩૪.
માત તાત વાક્ય પુત્ર, ભૂલ ચૂકથી ન માનતારે;
પ્રિયા વચનોપર પ્રાણ, વળી સેજે સનમાનતારે. ૩૫.
થયા અબળા વશ એબ, મહા માનવંત માનવીરે;
મને જાણે મુજ નાર, એ અતિઘણી અનુભવીરે. ૩૬.
જોગી જતી મુનિ જન, મન સંસારે સુખિયારે;
ધરે સાધુના નામ, તોય પાપ બીજ પોખિયાંરે. ૩૭.
હરિ હવે થઇ હદ સ્હાય, કરજો ને શ્રીપતિરે;
સર્વ વસ્તી વિપરીત, તેની મૂર્ખણી થઇ મતિરે. ૩૮.
કરો પિતા પુત્ર પેર, એમ અવગુણ વિસારીનેરે;
મને ધરો નાથ મ્હેર, બાપ નિજ બર્દ સંભારીનેરે. ૩૯.

લધો લાગીને પાય, ગાય ગરબીની ગાથમાંરે;
કરો કરૂણાનિધિ સ્હાય, લોક લાજ આપ હાથમાંરે. ૪૦.

---

## લાલદાસ.

### પદ ૧ પ્રભાતિયું.

શામળિયાનું સમરણ કરતાં, શું બેસે છે તારેરે;
અવધ આવીને ઊભી રહેશે, વેળા થોડી વારેરે;
શા જીવ્યાને સારૂ તું તો, ગોવિંદને વીસારેરે;
અવસર ગયો તે ફરી નહિ આવે, જીતી બાજી હારેરે— શામ. ૧
હરિ સમરણની વેળા જાય છે, પછી સંભારીશ ક્યારેરે;
જોબન જઇને જરા આવશે, મન પસ્તાઇશ ત્યારેરે— શામ ૨.
જમ કાયા ગઢ ઘેરણ કરશે, કોણ છે તારી વહારેરે;
ચેતી સમજી ભજી લે પ્રભુને, સંકટથી ઉગારેરે— શામ. ૩.
ભરમે ભૂલ્યા સહુ કો ફરે છે, ખોયો અવસર આરેરે;
લાલદાસ કહે પ્રભુને ભજતાં, ભવસાગરમાં તારેરે— શામ. ૪.

---

### પદ ૨ રાગ ભેરવ.

યાકો બૈરી હે રપટોનાં, યાતે હરિ સુમરન કયા હોનાં. ટેક
ઉઠત માંગે, બૈઠત માંગે, સબકે બોનાં;
ભૂખ લગે જબ ભોજન માંગે, માંગે દો રોટી ઓ દોના— યાકો. ૧.
ખાસા ઔર મહમૂદી માંગે, માંગે નરમ બિછાના;
આંખ ખુલે જબ તિરિયા માંગે, હોગ કહાંસે હોનાં— યાકો. ૨,
છલબલ નરત ફિરત જગમાંહીં, બન બેઠે કયા મોનાં;
જાઇ પરે જબ યમકે પાલે, વા કછુ ઔર ન રોના— યાકો. ૩.

યંત્ર મંત્ર સબહી કુછ શીખે, એક ન શીખે ટોના;
લાલદાસ યહ મતિકા હીના, માંગે ચાંદી સોના— યાકો. ૪.

---

## પદ ૩ ભજન.

સોઇ રામ સમરોરે, મારી આતમના આધાર;
ભરમના ભાંગોરે, કાંઇ દરશ કરો દેદાર. ટેક.
મોહ માયા મમતા મદ લાવે, અંધ કરે અહુંકાર;
નુગરા નર તે શબ્દ ન માને, ધણી આગળ ખાશે માર;
લેખાં લેશેરે, કાંઇ ખુની થાશે ખુવાર— સોઇ. ૧.
સેવા સમરણ કાંઇ ન જાણે, બાંધે કરમ પરિવાર;
ભક્તિ ન ભાવે સાધુ ન સેવે, કેમ મળે કિરતાર;
કૂડજ કાઢોરે, કાંઇ સાચું નામ સંભાર— સોઇ. ૨.
શૂરા સાધુ સનમુખ રેવે, કાયર ભાગે ગમાર;
શિરને સાટે સાહેબ સમરો, સફળ જનમ નરનાર;
મરજીવાનેરે, કાંઇ મોજ મળે દરબાર— સોઇ. ૩.
દીધાં દાન અમરાપુર મળશે, સફળ કારજ સુધાર;
હજુરમાંથી હુંડોજ મળશે, કબુલશે કિરતાર :
નિજ નામ ગ્રહી લ્યોરે, મન અપને નિરધાર— સોઇ. ૪.
શીલ સંતોષ નિરમલ જીનાં,તે પોતા પરિપાર;
ગુરુ ગમ હોય સો ગોતી લ્યો ભાઇ, ત્રવેણી ટંકશાળ;
ગગન ગુફામાંરે, કાંઇ સુણી ઝીણો ઝણુકાર— સોઇ. ૫.
રવિ ગુરુ મિલિયા પરદા ખુલિયા, પ્રગટ કર્યા પોકાર;
અધર સિંહાસન આપ બિરાજે, આદ પુરૂષ નિરધાર;
સોહી મૂરતપરરે, કાંઇ લાલદાસ, બલિહાર— સોઇ. ૬.

---

# વલ્લભ.

( અમદાવાદનો ભટ મેવાડો ) વિ. સંવત ૧૭૯૦ માં હતો.

## રાગ બનજારો.

ભજ મન શ્રી ગિરિવરધારી, જાઉં ચર્ણકમલપર વારી. ટેક.
પેલું પય પૂતનાનું પીધું, પછી પ્રાણ રહિત તન કીધું;
માર્યો શકટાસુર બલકારી, વળી તૃણાવતને સંહારી— ભજ. ૧.
વેદ બ્રહ્માતણો નક્કી વાળ્યો, ગિરિ ગોવરધન કર ધાર્યો;
પાયે નમિયો ઇંદ્ર અહંકારી, એવા મોહનપર બલિહારી—ભજ. ૨.
કાલીનાગ કાલંદ્રિમાં રેતો, તેના મનમાં ભય કાંહી નોતો;
એવો મણિધર નાથ્યો મુરારિ, ભય ભૂતળમાંથી વિદારી—ભજ. ૩.
વ્હાલો મધુવન ગ્યાતા વાટે, શ્રી જમુનાજીને ઘાટે;
ત્યાં હતી સકળ વ્રજનારી, વ્હાલે હેતે રાસ રમાડી— ભજ. ૪.
વ્હાલો માધુપુર જઇ વસિયા, ચારૂણ મુષ્ટિકને જઇ ધસિયા;
માર્યો કંસાસુર ભટ ભારી, વર્યા કુબજા કુંજબિહારી—ભજ. ૫.
વસુદેવનાં બંધન છોડયાં જરાસંધનાં માનજ મોડયાં;
ઉગ્રસેનને રાજલપદ ધારી, એવા ભક્તતણા હિતકારી— ભજ. ૬.
સિંધુપર મન પ્રભુ લીનો, ત્યાં ધામ દ્વારકા કીનો;
ત્યાં પાપ મેલ્યાં પરજાળી, એમ વેદ કહે છે ઉચ્ચારી—ભજ. ૭.
વ્હાલો પ્રગટ પૂરણ અવતારી, તેનો પામે નહીં કોઇ પારી;
થયા વલ્લભકુળ અવતારી, શ્રી કૃષ્ણ સદા બ્રહ્મચારી— ભજ. ૮.

---

## પદ ૨ ગરબી.

છબીલો લાલ આવ્યા શ્રી ગોકુલ તારવા. ટેક.
વસુદેવને ઘરે જન્મ ધરીને, નંદજીની ધેનુ ચારવા—છબીલો. ૧.

માસી તે પૂતનાના પ્રાણજ લેવા, મામા તે કંસને મારવા—છબીલો. ૨.
વૃંદાવનની કુંજગલીમાં, ગોપિયોને રાસ રમાડવા— છબીલો. ૩.
ટચલી આંગળિયે વાલે ગોવરધન તોળ્યો, ઈંદ્રનું માન ઉતારવા—
છબીલો. ૪.
પેસી પૈંયારે કાલીનાગ નાથ્યો, ભકતોનાં કારજ સારવા—છબીલો. ૫.
વલ્લભના સ્વામી પ્રભુ રસિક શિરોમણી, ભૂમિનો ભાર ઉતારવા—
છબીલો. ૬.

---

## વિજયશંકર.

### પદ ૧ ઝરઝર નીર ઝરે ઝરે એ રાગ.

દેખ સખી જમાઇ આયે, નંદી વાહનકર મોરે આંગનિયાં. ટેક.
જટા મુકુટમેં ગંગ બિરાજે, ઓર ધરી રૂંઢમાલનિયાં;
ભાલતિલક બિચ ચંદ્ર બિરાજે, શ્રવનનમેં દો નાગનિયાં—દેખ. ૧.
સંગ સખા ભૈરવ ગણ લેકે, વાઘંબર અંગ ધાર લિયા;
ભેરભુંગળ સબ નાદ બજાવે, ડરત નગરકી કામનિયાં— દેખ. ૨.
એસે મોચે શ્રવનમેં થઇ, દેહ લગી મોય ભાવનિયાં;
કહા કહું અબ જાઇ સુનાવું, હેમગિરીકું બાતનિયાં— દેખ. ૩.
મેનાકે મનકી બાત જાનકેં, પ્રગટ ભયે ગંગ ધારનિયાં;
કોટિક ચંદ્રરૂપ પ્રગટ ભયે, વિજયશંકર બલહારનિયાં—દેખ. ૪.

---

## વિઠ્ઠલ.

### પદ ૧ ઠુમરી.

સુન વાયક ગુરુ વિશ્વનાથકે, રટ શિદ રામ હરે હરે. ટેક.

શ્રવણ કરત વેદાંતશાસ્ત્રકોં, ટળેગો ત્રિવધિ તાપરે;
મૃગ ત્રષ્ણાવત હય ભવજળમેં, ફિર ફિર ક્યું જ મરે મરે—
સુન વાયક. ૧.
દેહ ઇંદ્રિ મન પ્રાણજ બુદ્ધિ, એહી દ્રષ્ય તું જાણેરે;
સદ્‌ચિદ્‌ આનંદરૂપ તિહારો, તાસું ક્યુંજ ડરે ડરે— સુન વાયક. ૨.
માતપિતા સુત કુટુંબ કબીલો, કોય ન કરે તેરી સ્હાયરે;
અવસર તેરો પલ પલ જાવે, શિરપર કાલ ફિરે ફિરે—સુન વાયક. ૩.
તત્‌પદ ઇશ જીવ ત્વં પદ હય, અસિ પદ બ્રહ્મ વિલાસરે;
દ્વૈત ઉપાધિ ડાર તું વિઠ્ઠલ, સોહં ક્યું ન કરેરે—સુન વાયક, ૪.

---

# વેણીદાસ.

## પદ ૧ પ્રભાત.

જોબનમાં અલબેલી કાયા, તેં કેમ રામને વીસાર્યોરે;
તેં કેમ રામને વીસાર્યા પ્રાણી, તેં કેમ પ્રભુને વીસાર્યારે. ટેક.
રામ નામ તે રૂદયે ન રાખ્યું, ગુણ ગોવિંદના ન ગાયારે;
ભટકત ભટકત ભૂલ્યોરે પ્રાણી, મનુષ્યાદેહ ગુમાવ્યોરે—જોબનમાં. ૧.
નૃસિંહરાયનું રૂપ ધરીને, હરિએ હરણ્યકશ્યપુ માર્યોરે;
દ્રૌપદીનાં વાલે ચીરજ પૂર્યાં, ભક્ત પ્રહ્‌લાદ ઉગાર્યોરે—જોબનમાં. ૨.
પાણી ઉપર વાલે પથ્થરજ તાર્યા, વાનર સૈન્ય ઉતાર્યુંરે;
અહંકારીનો વાલે અંતજ આણ્યો, સહેજે સીતા લાવ્યારે—
જોબનમાં. ૩.
રાવણનાં વાલે શીશજ રોળ્યાં, હનુમાને હાક પાડીરે;
વિભીષણને લંકા આપી, સેન્યા પાછી વાળીરે— જોબનમાં. ૪.
વેણીદાસ કહે વિઠ્ઠલરાયના, અબ મેં દરશન પાયારે;
ચૌદ ભુવનનો નાથ કહેવાણા, ધન્ય જસોદાના જાયારે—જોબનમાં. ૫.

---

# વેરો સાહેબ.

કચ્છ હમલાવાળા.

## રાસડો.

મારો નટવર સાથે નેહ, લગન મન લાગોરે;
મંદિરીએ આવ્યા માવ, ભવદુઃખ ભાંગોરે.
જગજીવન જગમાંહે, જોયા તમનેરે;
હવે નજરે નાવે કોય, બીજો અમનેરે.
ભૂધરજી ભરથાર, કોડે કીધારે;
હરખી હઇડામાંય, લાલન લીધારે.
નહીં ધરીએ નિરધાર, બીજા કેનોરે;
આ જગમાં છે આધાર, અમને એનોરે.
આદે અંતે એક, એ વર રૂડોરે;
લઇ કીધો અમને આજ, અમર ચૂડોરે.
ચૌદભુવન ત્રૈલોક, તેહનો કરતારે;
તે માવો માખણ કાજ, ઘરોઘર ફરતારે.
શિવ સનકાદિક શેષ, પાર ન પાવેરે;
તે પિયુ અમારેરે પાસ, લાડ લડાવેરે.
પૂરણ મારાં પુન્ય, ઇ વર પામીરે;
છે જન વિહારીના દેવ, અંતરજામીરે.

---

## પદ ૨ રાગ ખંભાત.

આજની ઘડીરે ધન્ય આજની ઘડી, મેંતો નિરખ્યા જગન્નાથ. ટેક.
નિત દહાડી નારે, અઢારે ચોકીરે ખડી;
દાસ હરિના દાણ ન આલે, બીજારે અડી— મેંતો. ૧.

વરણ અઢારે એકઠા જમે, રૂડી રીતડી;
એક બીજાના મુખમાં આલે, પૂરણ પ્રીતડી— મેંતો. ૨.
જગના જીવન જોઇને જોઇયા, ભરી આંખડી;
સુખ દેખી મહાસુખને પામ્યા, ઠરી છાતડી— મેંતો. ૩
રાત દિવસ રૂદયે રાખું, મેલું નહીં ઘડી;
દાસવિહારીના દેવ છે, મારા જીવનની જડી— મેંતો. ૪

---

## પદ ૩ રાગ એજ.

ભાવ સું કરોરે ભજન ભાવસું કરો, આ સ્વપનું છે સંસાર. ટેક.
ભાવ કરી ભગવતને ભજો, પરપંચ પરહરો;
સતગુરુ સંત સેવા વિના, નિશ્ચે નહીં ઠરો— ભજન. ૧.
કાળનો જોખમ જોર છે તેને, દેખીને ડરો;
ચેતીને તમે ચાલજો, આગળ કાળ છે ખરો— ભજન. ૨.
એકતું આતમરામ, રૂદયામાં અખંડ ઓચરો;
સહુ પેહેલાં સસારમાં પ્રાણી, સુખેં તો તરો— ભજન. ૩.
સતગુરુના શબ્દ રૂડા, રૂદયામાં ધરો;
દાસવિહારીના દેવને ભજો, ભૂલા કાં ફરો— ભજન ૪.

---

## પદ ૪ રાગ જંગલો.

બંસુરી બજાવે લાલા, યમુનાકે તીરરે;
શ્રવણ સુનત મન ધરત ન ધીરરે. ટેક.
બંસુરીકે નાદે, થંભિયો યમુનાકો નીર;
ખગ મૃગ ધેનુ, મોહે કોકિલા અરૂ કીરરે— બંસુરી. ૧.
મારૂત ચલત નાહીં, ધરી રહ્યો ધીર,
ગૌનીકે વછ મોહે, પીવત નાં ખીરરે— બંસુરી. ૨.

મુનિજન મોહે સુની, રાગ સો ગંભીર;
ધૂન સુની ગોપી ધાઇ, તજી અંગ ચીરરે— બંસુરી. ૩
જન વિહારી જાદુ કીનો, હલધર વીર;
સબનીકો મન હેર્યો, પ્રભુ સુખ શીરરે— બંસુરી ૫.

---

## પદ ૫ ( રાગ ઠુમક ચલત રામચંદ્ર )

સોહી મુખે રામકૃષ્ણ રામકૃષ્ણ ભજરે;
કૂડાં તેરાં કુલ કુટુંબ, લોક લાજ તજરે. ટેક.
દ્રોપદીકો ચીર જબ, હર્યો દુશાસન;
તબ પ્રભુ દ્વારિકાસો, ચીર લાયો ધજરે— સોહી. ૧.
પલ પલ રક્ષા તેરી, કરત પૂરણ બ્રહ્મ;
તોય તોકોં લાજ નાહીં, બડો હુય નિર્લજરે— સોહી. ૨.
અધમ ઓધારણ પ્રભુ, પતિતોંકે પાવન;
વંદિત વેદ વેરા, જાકો શેષ અજરે— સોહી. ૩.

---

## પદ ૬ રાગ એજ.

વસિયો સોહી શ્યામ, પ્રગનમેં હમારે;
નંદજીકો લાલ મોહે, લાગત પ્રાન પ્યારે. ટેક.
પૂતના તૃણાવ્રત, શકટકો ભંગ કિયો;
બકાસુર માર ડારે, વાકી ચાંચ ફાડે— વસિયો. ૧.
બ્રહ્માદિક મૂઢ ભયો, ઈંદ્રકો ગુમાન ગયો;
નખપર ગોવર્ધન ગિરિ, ઉઠાઇ ધારે— વસિયો. ૨.
ગજ ગત પ્રાણ કિયે, દંત દો ઉખાડ લિયે;
ધોબી મુખ ધર લપાટ, ત્રંબક તોર ડારે— વસિયો. ૩
શલ્ય તો શલ્ય, ચારણુ મુષ્ઠિક મલ્લ;
નિજ કર ગ્રહી કેસ, કંસકોં પછારે— વસિયો. ૪.

દેવનકે દેવ હરિ, મનુષ્યકો તન ધરી;
ભૂમિકો ઉતાર ભાર, કોટિ દુષ્ટ મારે— વસિયો. ૫.
ભક્ત દુઃખ ભંજન, ગરવીકે ગંજન.
જુગ જુગ વિહરી, શરણ હે તિહારે— વસિયો. ૬.

---

## પદ ૭ ગરબી રાગ પરજની

સાંભળ સજનીરે કહું છું, હું શીખામણ તુજને દઉં છું;
સગપણ સાચુંરે કરજો, જે હોય કાચું તે પરહરજો.
ડગમગ મેલોરે મનની, સંગત કરિયે સાધુ જનની;
હરિજન હરિનેરે વ્હાલા, કુબુદ્ધિ લોક ન જાણે કાલા.
હરિ હરિજનમાંહીરે રેછે, સુરતિ સાખ પુરાણ તે દે છે;
હરિજન હરિ છેરે પોતે, ગુરુગમ વોણા અળગા ગોતે.
હેતે હૈયામાહીંરે આણી, સેવો સંત પૂરણ બ્રહ્મ જાણી;
પગલાં ધોઇનેરે પીજે, તન મન ધનની ઇચ્છાવર કીજે.
જેમ વાળેરે તેમ વળિયે, ભ્રાંતો ભાંગી ભેળાં ભળિયે;
જેમ રાખેરે તેમ રહિયે, મેણલાં જગ સઘળાનાં સહિયે.
કારજ ત્યારેરે થાશે, નહિતો અવસર એળે જાશે;
એ શીખામણરે મારી, જન વેહારી કે જુવોને વિચારી.

---

## પદ ૮ ગરબી રાગ એજ.

જુવોને વિચારીને જુગતે, જીવપદ ગળશે જીવન મુગતે;
જીવન મુગતારે જોગી, અખંડ અનુભવના જે ભોગી.
જાગ્રત પદમાંરે જાગે, કામ ક્રોધ મદ લોભ ન લાગે;
મન શીતલ ચિત્તરે સમતા, હરષ ન શોક ન મોહ મમતા.
ભેદાભેદરે ન જાણે, પરમ વિવેકી પક્ષ ન તાણે;
તાપ ન લાગેરે તેહને, નાના ભાવ નહીં ચિત્ત જેહને.

સહુમાં સરખુંરે ભાળે, આતમ જાણી અંતર ટાળે;
દોષ ન દેખેરે દેહના, આઘા અગાધ અનુભવ જેહના.
દેહ દેહ કૃત છેરે કામા, તેતો કાંઇ સંત ન જાણે સામા,
સામાસામુંરે દેખે, ઘટ ઘટ પૂરણ બ્રહ્મને પેખે.
બીજા કેહનેરે કલપે, જે જેનું છે તે તેને અરપે;
કરમ ન લાગેરે કરતે, દેહના સાક્ષી થઇને વરતે.
અકળ કળા છેરે એની, મહિમા કહી ન જાય મુખે તેની;
સુખદેવ સરખારે જાણે, જનવિહારી કહે વ્યાસ વખાણે.

---

## પદ ૯ લાવણી.

મિથ્યા મોહે ગુરુ બ્રહ્મ ગ્યાની, જીને કિયે બ્રહ્મ મય બેભાની;
ધન્ય ધન્ય હમ ધન્ય ભાગ્ય હમારે, મિલ્યા ગુરુ મોહે બ્રહ્મગ્યાની. ટેક.
શુભ વિચાર જબ કિયા સ્વતંત્ર, તવ ઉઘડી અનુભવ ખાની;
પરમાતમ સતકાર બ્રહ્મકી, પડી સનાતન પેહેચાની— મિલ્યા. ૧.
તત્ત્વમસિ પદ લિયા તપાસી, અરથ યથારથકુ જાની;
ઇશ જીવકી તજી ઉપાધિ, અસિપદમેં એકતા આની— મિલ્યા. ૨.
મનકી વૃત્તિ લગી જીનપદમેં, જયાં નહીં પહોંચે મન વાણી;
જેસેં સરિતા સાગરકે મધ્ય, ઉલટી આપ ત્યાં અલપાની—
મિલ્યા. ૩.
અબ મન મગન ભયો બ્રહ્મસાગર, લોક વેદ નહિ કુલ કાની;
સંશય સકલ મિટ્યા તન મનકા, હરખ શોક નહીં વૃદ્ધ હાની
મિલ્યા. ૪.
એસી લગની લગી સતગુરુસેં, છત ન રહે તિનકી છાની;
કહે વિહારી ગુરુચરન કમલપર, સમજ કિયા શિર કુરબાની
મિલ્યા. ૫.

---

## પદ ૧૦ લાવણી.

હમકો નિજ દરશન દીના, ગુરુ અબતો અપના કર લીના,
કરી કૃપા ગુરુ દેવ દયાનિધિ. ટેક.
દેખી પહાડ ખડે પાપનકે, તબ તો મેરા મન બીના;
સકલ છુડાઇ દિયા એક છિનમેં, જનમ જનમ જો કર્મ કીના—
હમકો. ૧.
જ્ઞાનામૃત ગુરુ દિયા દયા કરી, પ્રેમ પિયાલા ભર પીના;
જાલમ જોખા જરા મરનકા, છિનમેં રોગ ભયા છીના— હમકો. ૨
નિરખ્યા વ્યાપક વસ્તુ નિરંતર, અખંડ આત્મબ્રહ્મ ચિના;
અબ ન મરૂં મેં જીયા જુગોજુગ, જબ અપના અનુભવ કીના—
હમકો. ૩.
ખુલિયા તાલા ભયા ઉજાલા, એક અમરપદ લય લીના;
જન વેરારી જગ ફિર ન આવે, કોટિ જનમકે દુઃખ છીના—
હમકો ૪.

---

## પદ ૧૧ લાવણી.

સ્વામી આયે તુમ શરનં, ગુરુ તુમ હો જગ તારન તરન;
કરો કૃપા ગુરુ સાહેબ દેવા. ટેક.
દયાવાન મુક્તિકે દાતા, બિઘન હર મંગલ કરનં;
કરૂના મેર કૃપાકે સાગર, સદા સેવ અશરન શરનં— સ્વામી. ૧
બ્રહ્મવેત્તા ભરપૂર ભજનમેં, અખંડ અનુભવ ઉચ્ચરનં;
અગમ અગાધ અગોચર તાકોં, ગુરુ મેરા ગોચર કરનં— સ્વામી. ૨.
જન્મ ધરી જગકે જીવનપર, આયે આજ કૃપા કરનં;
જાગા ભાગ મિલ્યા ગુરુ મેરા, મેટનહાર જરા મરનં— સ્વામી. ૩.
મંગલ ભાલ બિશાલ બદન છબિ, મંગલ ધ્યાન સદા ધરનં;
નિરમલ નેત્ર સુધાકર સરખે, તનકે તાપ સકલ હરનં— સ્વામી. ૪.

લગન તુમારી રૂદયે લાગી, ચિત્ત મેરા ચોટ્યા ચરનં ;
જન વેરારીકોં જુગતે રાખો, સેવક જાન સદા શરનં— સ્વામી. ૫.

---

## પદ ૧૨ લાવણી.

અકલ પુરૂષ અવતારી, જિને કિયા અભય ભવ ભય ટારી ;
પ્રગટ ભયે જગ પુરૂષ પુરાતન. ટેક.
અજબ કલા આત્મ અનુભવકી, વિવિધ ભાંતિ ગુરુ વિસ્તારી ;
જીવ અનેક અધમ કલિયુગકે, તિનકોં તુરત લિયા તારી— અકલ. ૧.
ઈંદ્રલોક અગનિસમ જાનત, બ્રહ્મલોક સુખ ભયકારી ;
તૃણુ સમાન ત્રૈલોક સો તાકોં, જિન મનકી મમતા મારી—
અકલ. ૨.
પરધન પથ્થર સમાન ગિનત ગુરુ, નાગની સમ જાનત નારી ;
બિષય ભોગ વિષવત ભયે જાકોં, નહીં અપને તનસોં યારી—
અકલ. ૩.
બોલત વચન મધુર મૃદુ મનોહર, લાવન લલિત લગત પ્યારી ;
ભવ ભંજન અંજન મલ મંજન, વર વિજ્ઞાન મય દુઃખહારી—
અકલ. ૪.
કરી આત્મ ઉપદેશ કૃપાનિધિ, અપની શક્તિ અંતર ધારી ;
જન વિહારી ગુરુ ચરનકમલપર, બહુરી બહુરી જાઉં બલિહારી—
અકલ. ૫.

---

## પદ ૧૩ સારંગ.

છે એકનો એકરે, મ્હાવા એકને વિચારતાં ; એકનો એકરે ;
ત્વં તત્ ને ત્યાગી કરો, અસિનો વિવેક ટેક.
સ્વપનામાંયે રાય થયા, રંકને સ્વરૂપ ;
જાગતાં જંજાળ ટળ્યો, તું પોતે તદ્દરૂપ— છે એકનો. ૧.

અરકને આભાસે ભાસ્યું, મરેચીનું વાર;
ભરમેં ભાસ્યું તે છે મિથ્યા, આતમ અરક સાર— છે એકનો. ૨.
અણછતાને અણછતી, તે જાણો જગતની રીત;
આદરશમાં એકે નથી, છે કલઇમાં કલ્પિત— છે એકનો. ૩.
એક બ્રહ્મ સદા સત્ય, અવર નહીં કોય;
આદિ અંતઃ મધ્ય વિહારી, સ્વરૂપ સોય— છે એકનો. ૪

---

# શામ.

## પદ ૧ વિભાસ.

ઉઠત પ્રાતઃગુરુકે પદ પંકજ, કરહું ચિંતન ચિત્ત ચેરા;
જનમ મરન દુઃખ વિકટ વિનાશ્રમ, તબહીં નસેગા તેરા. ટેક.
ગુરુ બ્રહ્મા ગુરુ વિષ્ણુ વિશ્વંભર, ગુરુ મહેશ્વર દેવા;
ગુરુદેવ પરિબ્રહ્મ પરાપર, અકલ અખંડ અભેવા— ઉઠત. ૧.
રઘુનાયક શ્રીરામ જગતપતિ, તિનહી કરી ગુરુ સેવા;
શઠ સમજત નહીં માન મરમ યેહ, કોન વિધિ હોય દુઃખ છેવા—
ઉઠત. ૨.
જો પરિબ્રહ્મ મલ્યો ચિત્ત ચાહત, કર સદગુરુ પદ ડેરા;
સાર શિખામણ માનહુ મનવા, ફેર ન હોય ભય ફેરા— ઉઠત. ૩.
સબ બિધિ સરસ અધિક છબિ મનહર, નિરખત નસત અંધેરા;
શામ શરન ગુરુદેવ તિહારી, તુમ સમરથ પ્રભુ મેરા— ઉઠત. ૪.

---

## પદ ૨ રાગ એજ.

પ્રાતઃસમે સર્વેશ્વર ભજિયે, સદગુરુ પદ શિરનામી;
સ્વયં જ્યોતિ સર્વાશય રાજત, અનુગત અંતરયામી. ટેક.

યં બ્રહ્માદિક સ્તવન કરત નિત, સાયક સુર નર સ્વામી ;
નિગમાગમ સંતત જેહિ ગાવત, અગમ અદ્રશ્ય અનામી— પ્રાતઃ ૧.
શિવ સનકાદિક ધ્યાન ધરત નિત, તદ ગત મન સણ યામી ;
દેવ દનુજ જેહી પાર ન પાવત, ચિંતવત શત પથ ગામી- પ્રાતઃ ૨.
મર્કટ ઇવ ચંચલ ચિત્ત જાકો, કુમતિ કુટિલ ખલ કામી ;
સો શઠ નહિ નિજ દેવ અરાધત, હા હા નિમક હરામી— પ્રાતઃ ૩.
સ્વયં દેવ તાહીં સદ દરશે, વિષય વાસના વામી ;
શામ કહે મન માન શિખામન, ભવ આતમ આરામી— પ્રાતઃ ૪.

---

## પદ ૩ રાગ એજ.

પ્રાતઃસમે સદગુરુ પદ વંદી, આમત દેવ સંભારો ;
ગુરુ મુખ પરમ તત્વ પહિચાની, વારંવાર વિચારો. ટેક
પંચ વિશેષણુ સકલ વસ્તુગત, આગમ કરત ઉચ્ચારો ;
અસ્તિ ભાતિ પ્રિય નામ રૂપ મિલ, પ્રકૃતિ પુરૂષ પસારો— પ્રાતઃ ૧.
અસ્તિ ભાતિ પ્રિય તીન વિશેષણુ, આતમ કે અવધારો ;
નામરૂપ દ્વય વિશ્વચરાચર, માયામય નિરધારો— પ્રાતઃ ૨.
અસ્તિ ભાતિ પ્રિય સતચિદ આનંદ, એક ન ભિન્ન લગારો ;
આત્મ બ્રહ્મ બ્રહ્મ નિજાત્મ, સંશય સકલ નિવારો— પ્રાતઃ ૩.
અસૌ અન્ય મેં અન્ય સદા અસ, પામર કરત પુકારો ;
વેદ વિમુખ પમારેથ રૂઠે, બકતસ પ્રેત પ્રચારો— પ્રાતઃ ૪.
શ્રુતિ સંમત નિજ તત્વ પિછાની, ભેદ ભરમ સબ ટારો ;
શામ સદા સોહં દ્રઢ ધારી, આપહીં આપ ઉદ્ધારો— પ્રાતઃ ૫.

---

## પદ ૪ રાગ એજ.

પ્રાતઃસમે નિજ દેવ સંભારો, સર્વાત્મ સુખકારી. ;
જેહીં સુમરત અઘ ઓઘ વિનાશે, પ્રગટે પુન્ય અપારી. ટેક.

વર્ણાશ્રમ કુલ કર્મ ન જાકે, નહીં પુરૂષ નહીં નારી;
સકલ પ્રકાશક સબતેં ન્યારો, જ્યું જગ ભાસ તમારી—પ્રાતઃ ૧
જાગ્રત સ્વપ્ન સુષુપતિમાંહી, સંવિત વિગત વિકારી;
સો આતમનિજ દેવ પિછાનો, નિગમાગમ નિરધારી— પ્રાતઃ ૨
એક દેવ સબ ભૂતની માંહીં, વિવિધ કલા વિસ્તારી;
નિજ પ્રતિબિંબત પ્રતિતનુંસંપ્રત, ભાસત પ્રથક પ્રચારી— પ્રાતઃ ૩
માયા ઇશ્વર જીવ જગત અસ, કલ્પિત કલના ચારી;
ભાસત ભાસ્ય સકલ સ્વેં ભાસત, ભાનુ કિરન જ્યું વારી- પ્રાતઃ ૪
આશય પરમ અગાધ અનોપમ, સમજે શુદ્ધ અધિકારી;
શામ સ્વયં સર્વોત્તમ જાનો, વરતે જય જયકારી— પ્રાતઃ ૫

---

## પદ ૫ રાગ સોરઠ સામેરી.

અખંડ વિચારોરે, રૂદયે નિજ આતમારે;
દ્રષ્ય વિલછન, એક અસંગ;
સર્વેનો સાક્ષીરે, સહુથી ન્યારો રહેરે;
જેને નહીં જાતિ, કરમ ગુણ સંગ. ટેક.
નામને રૂપરે, રંગ જેહનો નથીરે;
જ્યાં નહીં મન બુદ્ધિ ચિત્ત અહંકાર;
ઇંદ્રી અવસ્થારે, વપુ વર્જીત સદારે;
જ્યાં નહીં પંચ, પ્રપંચ પસાર— અખંડ ૧.
જીવ ને ઇશરે, ઉભય ઉપાધિમાંરે;
વસ્તુગત નહીં ભેદ લગાર;
આતમ બ્રહ્મરે, બ્રહ્મ સર્વે આતમારે;
એક અખંડ નિગમ, નિરધાર— અખંડ. ૨.
અસ્તિ ભાતિ પ્રિયરે, સર્વે અનુસ્યૂત છેરે;
મિથ્યા માયિક, દ્વૈત વિભાસ;
શામ સ્વભાવેરે, આણુ ઉપનો નથીરે;
જ્યમ રવિ કિરણ, મરૂ જલ ભાસ— અખંડ. ૩.

---

## પદ ૬ રાગ એજ.

તનમાં તપાસોરે, પ્રભુ તારે પાસ છેરે ;
શ્યાને તમે ભીંજે, વિલોકો વીર ;
શ્રુતિ પંથ શોધોરે, ધરી દ્રઢ ધીરનેરે ;
સેંજ પ્રકાશે, પરમ સુખ શીર. ટેક.
દેવ વિરાજેરે, સ્વયં સર્વે ભૂતમાંરે ;
વેદ વખાણે ગુહાંતર ગૂઢ,
દ્રષ્ય નિરાશીરે, ગુરુ ગમ ગોતિયેરે ;
મન મુખી મર્મ ન સમજે મૂઢ— તનમાં. ૧.
ઉદક ન દીસેરે, સંવૃત સેવાળથીરે,
પૃથક કરીને કરે જળપાન ;
વસ્તુ વિવેકેરે જાણો નિજરૂપનેરે,
જીવપણાનું તજો અભિમાન. તનમાં. ૨.
પય ઘૃત વતરે વસ્તુ વ્યાપી રહ્યોરે,
યુક્તિ વિના તે નાવે હાથ ;
મથન કરીનેરે કાંઢો નવનીતનેરે,
વિશ્વ વિલગ એમ નિર્ગુણ નાથ— તનમાં. ૩.
શુદ્ધ વિચારેરે મહાપદ શોધિયેરે,
સેહેજે સર્વે ભેદ ભરમ ટળી જાય ;
શામ સમાસીરે અનુભવે ઓળખોરે,
રૂદયે સ્થિત કંઠ ચામીકર ન્યાય— તનમાં. ૪.

---

## પદ ૭ રાગ એજ.

સદગુરૂ સંગેરે પરિબ્રહ્મ પામિયેરે,
જન્મ મરણનો જોખમ જાય ;
કાય કલેશેરે ભાંગે નહીં ભરમનારે,
ભવ તરવાનો એજ ઉપાય. ટેક.

ગુરુગમ વિનારે કોટિક યત્ન કરેરે,
તેણે કાંય અવિદ્યા ઓછી નવ થાય;
તિમર ન નાસેરે સુપડે ઉલેચતાંરે,
દિનમણિ દરશે ત્યારે રજની વિલાય— સદગુરુ. ૧.
દીન દુખીતરે દેખી બહુ જંતનેરે,
કરૂણા કરી દ્રઢ આપે ધીર;
પરમ પ્રસાદેરે પરાવર પીછવેરે,
કાલ કરમની ભાગે ભીર— સદગુરુ. ૨.
સુલભ સરિતારે મળે જેમ ગંગમાંરે,
સ્હેજ સ્વભાવ પયોનિધિ પાય;
શામ સુભાગીરે સેવે ગુરુ દેવનેરે,
જીવ ટળી સ્વયં શિવ તે થાય— સદગુરુ. ૩.

---

## પદ ૮ રાગ એજ.

સતસંગ કરતાંરે વિલંબ ન કીજિયેરે,
આ અવસર નહીં વારમવાર;
કાક તાલી ન્યાયેરે અચાનક આવિયોરે,
માનવ તન મ્હા મુક્તિનું દ્વાર. ટેક.
સુરપતિ સરખારે ઇચ્છે આ દેહનેરે,
સંત સમાગમ કરવાને કાજ;
બિનુ સતસંગરે મિટે નહીં આપદારે,
સંપત્તિ સર્વ નરકનું સાજ— સતસંગ. ૧.
જપ તપ યોગરે બહુ કષ્ટથીરે,
તેણે કરી જીવ જાદેરો થાય;
અન્ય ઉપાયેરે ગ્રંથી અહં નવ ગળેરે,
સંત વચન સુણી સ્હેજ વિલાય— સતસંગ. ૨.
જે કોઇ ઇચ્છેરે પરિબ્રહ્મ પામવારે,
તે સદભાવે કરે સતસંગ;

અવિદ્યા કૃત રે મિટે ભવ આપદારે,
પરમાનંદ પ્રકાશે અંગ— સતસંગ. ૩.
સતસંગ મહિમારે કોણ મુખે કહી શકે,
શારદ શેષ ન પામે પાર;
શામ સુકૃતિરે સેવે નિત સંતનરે,
તે જગ વંદિત પરમ ઉદાર— સતસંગ. ૪.

---

## પદ ૯ જંગલો.

અબ તો મનવા મેરા, ભજ દેશિક આદેશ દેશ ટેક
નટ વત્ ખ્યાલ કરત નિશિ વાસર, નિત નાતમ તવવેશ;
અવધ ગઇ પરિ મોજ મિલી નહીરી, જ્યોં નાહીં રમેશ રમેશ—
અબ તો. ૧
દારઇમેં ધન ધામ છમેમેં, મેં મેં કરત હુમેશ;
કાલ અચાનક આય હનેગો, જ્યોં વૃક મારત મેષ મેષ—અબ તો. ૨.
લખી અનુચિત તવ સેન સમાલી, કેશ કરત ઉપદેશ;
હુમ પલટે તું શ્યામ રહ્યો અબ, હાહા બડો કલેશ કલેશ—અબ તો. ૩.
શ્રુતિ સંમત નિજ તત્વ તપાસે, સંશય રહે ન લેશ;
જનમ મરન સંકટ સબ નાસે, પાવેં પરમ પરેશ પરેશ—
અબ તો. ૪.
સદ્ગુરુ સેવ કરો સદ્ભાવેં, મહિમા કહુત મહેશ;
શામ કહે પરિણામ સુધારો, આવ રહી અબશેષ શેષ— અબ તો ૫.

---

## પદ ૧૦ રાગ એજ.

અબ તો મનવા મેરા, નિજ ઘરમેં કર વાસ વાસ ટેક.
બાહેર ભટકત હોત હેરાની, જનમ મરન ત્રાસ;
જબ ઉલટી અંતરગત આવેં, હોવેં સેજ સમાસ સમાસ— અબ. ૧.

ભટકત ભટકત અવધ ગઇ સબ, વિફલ ભયે સબ શ્વાસ;
હજહુ શઠ તવ લાજ ન આવત, આઠોય યામ ઉદાસ ઉદાસ—અબ. ૨.
અબ કર તોષ સરોષ કહતમેં, સદગુરુ ચરન ઉપાસ;
દૈશિક મુખ આદેશ ગૃહી દ્રઢ, કાટ કરમકો પાસ પાસ— અબ. ૩.
નિગમાગમ નિજ ધામ દિખાવત, તામેં કર તું નિવાસ;
જાહાં ભાસત નહીં ભાનુ સુધાકર, નહીં પાવક પરકાશ પ્રકાશ—
અબ. ૪.
જા પદ તે પુનરાવૃત્તિ નાંહીં, અજર અમર આવાસ;
ગીતા ગત ગોવિંદ બખાન્યો, શામ સરવ સુખ રાસ રાસ— અબ. ૫.

---

## પદ ૧૧ રાગ એજ.

અબ તો મનવા મેરા તજ દુર્જનકો સંગ સંગ. ટેક.
દુર્જન સંગ દુરાશા ઉપજે, પરત ભજનમેં ભંગ;
શુભ સાધન અંતિક નહીં આવત, જ્યોં વન જ્વલિત કુરંગ કુરંગ—
અબ. ૧.
બાહેર વંચક વેશબનાવત, મનકે શૂકર રંગ;
નહીં અંતર ગુન સાર સુગંધી, જીન લપટે મન ભ્રંગ ભ્રંગ—
અબ. ૨.
જો પ્રતિદિન પરતાત સુનાવત, અધમગ અધિક ઉમંગ;
સ્વારથ લાગી કરત છિન ખારી, કપટ ભરે સબ અંગ અંગ—
અબ. ૩.
કીજેં સંગ સદા સંતનિકો, જ્યોં નિરમલ જલ ગંગ;
ચૂકે ભાગ્ય કદાચિત ફૂગત, પાવે પદવી ઉતંગ ઉતંગ— અબ. ૪.
તજિયે સંગ દુઃખદ દુર્જનકો, જ્યાં દુઃખ દેત ભુજંગ;
શામ સદા સજ્જન મુખ સુનિયેં, પાવન ગાથ પ્રસંગ પ્રસંગ—
અબ. ૫.

---

## પદ ૧૨ રાગ એજ.

અબ તો રસના મેરી, રટહુ નિરંતર શ્યામ શ્યામ. ટેક.
જો રસના તું રામ રટે નહીં, ક્યા કરિયે સુખ ચામ;
અવસર આય ન કાજ કરે નિજ, તાસ વિધાતા વામ વામ—
અબ. ૧.
પુન પુન અસ અવસર નહીં આવત, મિટત ન મનકી હામ;
કરી હરિભજન સફલ કર શારદ, છૂટે અલિક અલામ અલામ—અબ. ૨.
રામ નામ નિત રટત નિરંતર, શંકર આઠો યામ;
પુનિ ઉમયા પ્રતિ આપ અલાપ્યો, વિષ્ણુસહસ્ત્ર તુલ નામ નામ—
અબ. ૩.
કાશીપુરી જે જંત મરત નહીં, મંત્ર કહુત પરિણામ;
વિનાયત ન યમ ત્રાસ મિટાવત, દેત અભય શિવધામ ધામ—અબ. ૪.
રામ નામ મહિમા મુનિ જાન્યો, વાલ્મીક નિષ્કામ;
વર્ણો વતય જાપ જપ્યો જિન, પાયો પદ અભિરામ રામ— અબ. ૫.
કલિમેં આન પ્રધાન ન સાધન, ભાખંત નિગમાગમ;
યામેં અલપ અયાસ ન હોવત, દેન પરત નહીં દામ દામ—અબ. ૬.
એક છત્ર એક મુકુટ મનિયુગ, વરન વિરાજત રામ;
સુમરત સકલ કલિમલ નાસે, અંત પરમ સુખ શ્યામ શ્યામ—અબ. ૭.

---

## પદ ૧૩ રાગ પરજ.

કરજે કરજે સદા સતસંગ, ઉમંગ મન આણીરે;
નહિ તરવાનો આન ઉપાય, વદે વેદ વાણીરે. ટેક.
શ્રીમુખ આપે વદે શ્રીરામ, સુનો લછમન ભાઇરે;
કરવો સંત સમાગમ સાર, સદા સુખ દાઇરે— કરજે. ૧.
ગુરુ વસિષ્ટ વિશ્વામિત્ર, વાદ કીધો બહુ ભારીરે;
ન્યાય કીધો તે શેષ સમાજ, ગયો તપ હારીરે— કરજે. ૨.

કરે સોમ યજ્ઞ અશ્વમેધ, નહિ તે એને તોલેરે;
શું મહિમા વખાણું રે માન, નાવે પાર બોલેરે— કરજે. ૩
મુનિ નારદ શારદ શેષ, મહેશ અજ એવારે;
તેપણ ચાહે સદા સતસંગ,કરે ગુરુની સેવારે— કરજે. ૪.
તરૂ શાખા પુષ્પ ને પાન, સાધન સર્વે જાણોરે;
કહે શામ સકલ રસરૂપ, સતસંગ ફલ માણોરે— કરજે. ૫.

---

## પદ ૧૪ રાગ એજ.

આવ્યો આવ્યોરે અવસર તારે આજ મળ્યો છે સાજ સારોરે;
તેમાં કરજે તું તત્ત્વવિચાર, મેલીને હું મારોરે ટેક.
હરિ નામતણું હળ જોડ, શાન્તિ સંત સેવારે;
ખૂટાં કાઢ પૂરવનાં પાપ, ગુરુગમ બીજ લેવારે— આવ્યો. ૧
તું તો આળસ મ કર લગાર, આષાઢ ઘોરી આવ્યોરે;
તેમાં ખુબ તું કરજે ખેડ, ઉત્તમ બીજ લાવ્યોરે— આવ્યો. ૨.
એવું શ્રવણ કરીને સાર, મનન મન કરવોરે;
સંશય ભ્રાન્તિતણા ત્રણ ત્યાગ, વાધે મોલ નિરવોરે- આવ્યો. ૩.
તેનું ધરજે નિરંતર ધ્યાન, જન્મ દુઃખ નાશેરે;
કામ ક્રોધ પંખી બહુ જોર, ઉડે વન પ્રયાસેરે- આવ્યો. ૪.
થાયે સાક્ષાત્કાર સ્વરૂપ, ખડું ને ઘરે આવેરે;
કહે શામ દરિદ્ર થાય દૂર, ફરી તે ભવ નાવેરે— આવ્યો. ૫.

---

## પદ ૧૫ ઠુમરી.

કો સદ્‌ગુરુ સમદાની જગતમેં, કો સદ્‌ગુરુ સમદાનીરે;
દેત અભયપદ દાન દયાકર, સરવાતમ સમજાનીરે. ટેક.
અન્ન વસન ધનકે કે દાતા, તુરત સુજાતન સાનીરે;
દેશિક દાપિત કબહુ ન ખૂટે, દિન દિન અતિ અધિકાનીરે— કો ૧.

આવત ચરન શરન જન જોઇ, ભવદુઃખ દુઃખિત જુ પ્રાનીરે ;
દે આત્મ ઉપદેશ અનોપમ, હરત કૃપણતા કાનીરે— કો. ૨.
ભૂરી ભાગ્ય ઉદય જિય જાકે, તાહી મિલે ગુરુ જ્ઞાનીરે ;
બિનહી પ્રયાસ અભયપદ પાવે, જનમ મરન ભય ભાનીરે— કો. ૩.
પ્રસન્ન વદન સુખ સદન સદોદિત, બોલત અમૃત બાનીરે ;
અક્ષય નિધિ આનંદ ગુહાંતર, નેનહુ દેત નિશાનીરે— કો. ૪.
ગુરુ ઉપકાર ન જાત બખાન્યો, શારદ મતિ સુકુચાનીરે ;
શામ કહે ગુરુ દેવ દયાપર, વાર વાર કુલ બાનીરે— કો. ૫.

---

## પદ ૧૬ રાગ એજ.

પરે પરમ પહિચાન તબે જન, પરે પરમ પહિચાનરે ;
સદ્ગુરુ ચરન શરન જબ જાવે, તજી માયામદ માનરે. ટેક
સમિધ પાનિ ગુરુ શરને જાવે, કીનો વેદ વિધાનરે :
બિનુ દૈશિક નિજ તત્વ ન પાવે, નેત સનાતન માનરે— પરે. ૧.
પ્રથમ કરે પ્રણિપાત ગુરુપદ, સેવે સુરત સુજાનરે ;
અભિમત પ્રશ્ન કરે કરજોરી, શ્રીમુખ વચન પ્રમાણરે— પરે ૨.
ભો ભગવન તુમ જન સુખકારી, મેં અતિ દુખિત અજાનરે ;
કરી કરૂણા કરૂણાલય સ્વામી, પ્રણત કરો પરિત્રાનરે— પરે. ૩.
તબ આચાર્ય જીજ્ઞાસા જાની, દે ઉપદેશ નિદાનરે ;
સંશય શોક સમૂલ નિવારે, સરનાગત જન જાનરે— પરે. ૪.
જો દૈશિક દૈવત શિય જાને, નહીં દ્વૈત જગ આનરે ;
શામ કહે સો બિનહીં પ્રયાસેં, પાવે મુક્તિ નિધાનરે— પરે. ૫.

---

## પદ ૧૭ રાગ એજ.

પરમ સુધારસ પાન કિયો જિન, પરમ સુધારસ પાનરે ;
તાકી છાક રહત નહીં છાની, મહાસુખમેં મસ્તાનરે. ટેક

કરે સોમ યજ્ઞ અશ્વમેધ, નહિ તે એને તોલેરે;
શું મહિમા વખાણું રે માન, નાવે પાર બોલેરે— કરજે. ૩
મુનિ નારદ શારદ શેષ, મહેશ અજ એવારે;
તેપણ ચાહે સદા સતસંગ,કરે ગુરુની સેવારે— કરજે. ૪.
તરૂ શાખા પુષ્પ ને પાન, સાધન સર્વે જાણોરે;
કહે શામ સકલ સ્વરૂપ, સતસંગ ફલ માણોરે— કરજે. ૫.

---

## પદ ૧૪ રાગ એજ.

આવ્યો આવ્યોરે અવસર તારે આજ મળ્યો છે સાજ સારોરે;
તેમાં કરજે તું તત્વવિચાર, મેલીને હું મારોરે ટેક.
હરિ નામતણું હળ જોડ, શાન્તિ સંત સેવારે;
બૂટાં કાઢ પૂરવનાં પાપ, ગુરુગમ બીજ લેવારે— આવ્યો. ૧
તું તો આળસ મ કર લગાર, આષાડ ઘોરી આવ્યોરે;
તેમાં ખુબ તું કરજે ખેડ, ઉત્તમ બીજ લાવ્યોરે— આવ્યો. ૨.
એવું શ્રવણ કરીને સાર, મનન મન કરવોરે;
સંશય ભ્રાન્તિતણા ત્રણ ત્યાગ, વાધે મોલ નિરવોરે— આવ્યો. ૩.
તેનું ધરજે નિરંતર ધ્યાન, જન્મ દુઃખ નાશેરે;
કામ ક્રોધ પંખી બહુ જોર, ઉડે વન પ્રયાસેરે— આવ્યો. ૪.
થાયે સાક્ષાત્કાર સ્વરૂપ, ખડું ને ઘરે આવેરે;
કહે શામ દરિદ્ર થાય દૂર, ફરી તે ભવ નાવેરે— આવ્યો. ૫.

---

## પદ ૧૫ ઠુમરી.

કો સદ્ગુરુ સમદાની જગતમેં, કો સદ્ગુરુ સમદાનીરે;
દેત અભયપદ દાન દયાકર, સરવાતમ સમજાનીરે. ટેક.
અન્ન વસન ધનકે કે દાતા, તુરત સુજાતન સાનીરે;
દૈશિક દાપિત કબહુ ન ખૂટે, દિન દિન પ્રતિ અધિકાનીરે— કો ૧.

આવત ચરન શરન જન જોઇ, ભવદુઃખ દુઃખિત જુ પ્રાનીરે;
દે આત્મ ઉપદેશ અનોપમ, હરત કૃપણતા કાનીરે— કો. ૨.
ભૂરી ભાગ્ય ઉદય જિય જાકે, તાહી મિલે ગુરુ જ્ઞાનીરે;
બિનહી પ્રયાસ અભયપદ પાવે, જનમ મરન ભય ભાનીરે— કો. ૩.
પ્રસન્ન વદન સુખ સદન સદોદિત, બોલત અમૃત બાનીરે;
અક્ષય નિધિ આનંદ ગુહાંતર, નેનહુ દેત નિશાનીરે— કો. ૪.
ગુરુ ઉપકાર ન જાત બખાન્યો, શારદ મતિ સુકુચાનીરે;
શામ કહે ગુરુ દેવ દયાપર, વાર વાર કુલ બાનીરે— કો. ૫.

---

## પદ ૧૬ રાગ એજ.

પરે પરમ પહિચાન તજે જન, પરે પરમ પહિચાનરે;
સદગુરુ ચરન શરન જબ જાવે, તજી માયામદ માનરે. ટેક
સમિધ પાનિ ગુરુ શરને જાવે, કીનો વેદ વિધાનરે;
બિનુ દેશિક નિજ તત્વ ન પાવે, નેત સનાતન માનરે— પરે. ૧.
પ્રથમ કરે પ્રણિપાત ગુરુપદ, સેવે સુરત સુજાનરે;
અભિમત પ્રશ્ન કરે કરજોરી, શ્રીમુખ વચન પ્રમાણરે— પરે ૨.
હો ભગવન તુમ જન સુખકારી, મેં અતિ દુખિત અજાનરે;
કરી કરૂણા કરૂણાલય સ્વામી, પ્રણત કરો પરિત્રાનરે— પરે. ૩.
તબ આચાર્ય જીજ્ઞાસા જાની, દે ઉપદેશ નિદાનરે;
સંશય શોક સમૂલ નિવારે, સરનાગત જન જાનરે— પરે. ૪.
જો દેશિક દેવત શિષ જાને, નહીં દ્વૈત જગ આનરે;
શામ કહે સો બિનહીં પ્રયાસેં, પાવે મુક્તિ નિધાનરે— પરે. ૫.

---

## પદ ૧૭ રાગ એજ.

પરમ સુધારસ પાન કિયો જિન, પરમ સુધારસ પાનરે;
તાકી છાક રહત નહીં છાની, મહાસુખમેં મસ્તાનરે. ટેક

અનુભવ લે'ર લગી મન જાકે, છૂટ્યો તન અભિમાનરે ;
સેહેજ સમાધિ અખંડિત તાકે, દ્રષ્ટિ સર્વ સમાનરે— પરમ. ૧.
મહા રસમોદ મુદિત મતિ જાકી, કબહુ ન હોત કૃપાનરે ;
સુરપતિ રંક સરીખતહીં ભાસત, કયા કીટ કરી જાનરે— પરમ. ૨.
અદભુત આત્મવિત ભુંજત, વેદ ન શકત બખાનરે ;
પૂરણ પુન્ય કૃપામિલ ચારી, દીનો ફલ અવસાનરે— પરમ. ૩.
દ્રઢ વૈરાગ ઉપરતિ સંવિત, તીનો એક મિલાનરે ;
શામ કહે પૂરણ સુખ પાવે, શંકર ભાષ્ય પ્રમાનરે— પરમ. ૪.

---

## પદ ૧૮ રાગ એજ.

એ અનુભવ સુખરાશિ સંતો, એ અનુભવ સુખરાશિરે ;
જેજે પ્રાપ્ત ભયે હુય જોગેશ્વર, પૂરણપદ અવિનાશીરે. ટેક.
એ અનુભવ નારાયણ ઉચાર્યો, બ્રહ્માકો તત્વ બતાયોરે ;
નારદ વ્યાસ શુકાદિક આદિ, આદર યુત અવગાયોરે—એ અનુભવ. ૧.
હંસ રૂપ હરિ જબતેં ધાર્યો, ચવ મુખ કાજ સુધાર્યોરે ;
સનકાદિકકો સંશય મિટાયો, અદ્વય બ્રહ્મ લખાયોરે— એ અનુભવ. ૨.
રઘુનંદનપેં વિસિષ્ટ વિપુલતર, સ્વસિય સમુજાયોરે ;
શ્રીશંકર ઉમયાપ્રતિ આપેં, પરમ ગોપ્ય દરશાયોરે— એ અનુભવ. ૩.
અર્જુનપેં શ્રીકૃષ્ણ ઉચાર્યો, વાકો તાપ નસાયોરે ;
દત્ત દિયો ઉપદેશ યદુપેં, હરિ ઉદ્ધવ પ્રતિ ગાયોરે— એ અનુભવ. ૪.
નવ યોગેશ્વર જનક પ્રતિજે, અનુભવ અડિગ દ્રઢાયોરે ;
પરીક્ષતકોં શુકદેવ સુનાયો, જન્મ મરણ વિસરાયોરે—એ અનુભવ ૫.
એ અનુભવ મુક્તિકો દાતા, સદગુરુ સાન લખાયોરે ;
શામ કહે અભિરામ અનોપમ, નિગમ નેતિ કરી ગાયોરે—
એ અનુભવ. ૬.

---

## પદ ૧૯ રાગ એજ તથા સમયાનુસાર.

શામ સકલ ઘટવાસી સંતો, રામ સકલ ઘટવાસીરે ;
બિનુ જાને નર હોત હિરાને, વન વન ફિરત ઉદાસીરે. ટેક.
ઇશાવાસ્ય અખિલ જગ જાનો, દેખો તત્ત્વ તપાસીરે ;
પ્રત્યક્ષ રામ પરોક્ષહિ ભાષત, એહુ અચરજ બડહાંસીરે— રમા. ૧
રામ વિપિન જબ ગમન કિયો, તબ રોયે અવધ નિવાસીરે ;
વામદેવ સબ શોક મિટાયો, રામહી રહસ્ય પ્રકાશીરે— રામ. ૨.
સમ્યક શોધ કરો દિલ ભીતર, ચિદાનંદ અવિનાશીરે ;
ચૈતન્ય રામ ચરાચર ચીન્યો, કયા મતલબ તેહુ કાશીરે— રામ. ૩.
આત્મારામ હૃદય જિન જાન્યો, કટિકર્મકી ફાંસીરે ;
શામ કહે નિજ ધામ વિરાજીત, મુક્ત ચતુર તેહિ દાસીરે—
રામ. ૪.

---

## પદ ૨૦ રાગ એજ.

કૃષ્ણ વિના નહિ કોઇ સંતો, કૃષ્ણ વિના નહિ કોઇરે ;
સબ સંતો મિલ નિશ્ચય કીનો, આગમ નિગમ નચોઇરે. ટેક.
ગીતા ગત હરિ આપ બખાન્યો, ગોપ રહસ્ય કહું તોઇરે ;
તુમ હુય એક સ્વરૂપ સનાતન, દેખન કેતન દોઇરે— કૃષ્ણ. ૧.
વિશ્વ ચરાચર જલ થલ પૂરણ, ગૂઢ રહ્યો સબ પ્રોઇરે ;
એકમેવ અદ્વય શ્રુતિ ગાવત, સમજ સમજ સદ સોઇરે— કૃષ્ણ. ૨.
તત્વમસિ ઉપદેશ ધરી દ્રઢ, ભેદ દુઃખદ મન ખોઇરે ;
શામ કહે સદ્ગુરુ સમજાવત, સુનહુ સુખદ ચિત્ત પ્રોઇરે—
કૃષ્ણ. ૩.

---

## પદ ૨૧.

**( જો તું મારી આદ વિચારી—એ ઢાળ. )**

આઠોય પો'ર એકાગ્રહ કરી ચિત્ત, બ્રહ્મે વાહન કહિયેરે ;
કોટિ જનમકે બંધન નાસે, પરમાનંદ પદલહિયેરે. ટેક.
પંચવિષય મન ત્યાગ આગ સમ, ફેર ન તાકો ગ્રહિયેરે ;
જો જન ચાહે અપની ભલાઇ, સદ્ ગુરુ વચને રહિયેરે— આઠોય. ૧.
કામ ક્રોધ મદ લોભ વિહાઇ, સુખ દુઃખ સઘળે સહિયેરે ;
મિથ્યા તન અભિમાન તજીને, સત્‌ચિદ્ આનંદ ગ્રહિયેરે- આઠોય. ૨.
શ્રવણ મનન નિદિધ્યાસ કરીને, સંશે વિપર્યય દહિયેરે ;
તત્પદ ત્વંપદ અર્થ વિચારી, સાક્ષાત્‌કારસેં લહિયેરે— આઠોય ૩.
કર મન બ્રહ્મ વિચાર નિરંતર, મુક્ત ભયો જો ચહિયેરે ,
શામ કહે જો સંત શિરોમન, તાકી પ્રસાદે પહિયેરે— આઠોય. ૪

## પદ ૨૨.

**( જનુની જીવોરે ગોપીચંદની—એ રાગ ).**

હું બલિહારી ગુરુદેવની, આપ્યો નિજ તત્ત્વવિચારજી ;
ભવસાગરમાં ડૂબતાં, કર ગ્રહિ કાઢિયું બારજી. ટેક.
થાવર જંગમ યોનિયેં, ભમતાં ન રહ્યો કાંઇ પારજી ;
ઘોર અંધારામાં રડવડયો, અહોનિશ કરતો પુકારજી—હું બલિહારી. ૧.
લોક લોકાંતર હું ફર્યો, કરિયા કોટિ પરિવારજી ;
મૃગવારિમાં મોહી રહ્યો, લાગી વિષે સુખ લારજી— હું બલિહારી. ૨.
અનેક જનમ એમ આથડયો, આવ્યો નરતન સારજી ;
દ્રષ્ટિ પડી ગુરુરાયની, ગયો ગેન વેવારજી— હું બલિહારી. ૩.
સાન કરી સ્વ સ્વં વેદની, ભદ્રા મુદ્રા સંચારજી ;
પ્રત્યક સ્વે પરમાતમા, શામ સમશ્યા ઇસારજી— હું બલિહારી. ૪,

## પદ ૨૩ રાગ એજ.

ધન્ય ધન્ય શ્રીગુરુ દેવને, સ્વે સમજાવી જેણે સાનજી ;
ત્રિગુણ ઉપાધિને ત્યાગતાં, અદ્વય વસ્તુ અવસાનજી. ટેક
માયા અવિદ્યા ઓટથી, ઇશ અનીશ દ્વય ભાનજી ;
વાચ્ય વિરોધી વિદારતાં, ચૈતન લક્ષ સમાનજી— ધન્ય ૧.
પિંડ બ્રહ્માંડ પૂરી રહ્યો, નહીં અણુ મધ્ય પરિમાણજી ;
એક અખંડ વ્યાપક સદા; ચૈતન ઘન નિરવાણજી— ધન્ય. ૨.
જીવ જગત જગદીશમાં, અંતર કલપે અજાણજી ;
સાર સિદ્ધાંત વિચારતાં, નિરગુણ એક નિશાનજી— ધન્ય. ૩.
સર્વં ખલુ યહુ બ્રહ્મ છે, નહિ નાના કછુ આનજી ;
શામ સ્વયંપદ પામતાં, મિટિયો માયિક માનજી— ધન્ય. ૪.

---

# શિવરામ.

## મોતીદામ છંદ.

ગુરુ પર બ્રહ્મ ચિદાનંદરૂપ, ગુરુનિજ કેવલ આપ અનુપ ;
ગુરુસત સાખિ આપ અલેખ, ગુરુ સુખ સાગર પૂરન પેખ. ૧.
ગુરુ અજ જાણ સ્વયં અવિનાશ, ગુરુ નિરબાન સ્વતઃ પરકાશ ;
ગુરુ નિરધાર સદોદિત સોઇ, ગુરુપર પાર નિરંજન હોઇ. ૨.
ગુરુ લક્ષ રૂપ અવાચ્ય અનંત, ગુરુ મનવાણી અગમ્ય અચિંત ;
ગુરુ સુખ સિંધુ અપાર અમોલ, ગુરુ તલ કૌ ન અતોલ અમોલ ૩.
ગુરુ ચિદરુપ અગમ્ય અગાધ, ગુરુ ગુનપાર અચિંત અબાધ ;
ગુરુ શ્રુતિ સંત કહ્યો નિરધાર, ગુરુનિજ આપહીં આપ અપાર. ૪.
ગુરુ એક ચૈતન રામ અખંડ, ગુરુસબ વ્યાપક પિંડ બ્રહ્મંડ ;
ગુરુ નિજ આતમ દેવ મુરાર, ગુરુ નિરદ્વંદ્વ સ્વયં કરનાર. ૫.

ગુરુ સબ દેવની સેવ સુજાન, ગુરુ સતરૂપ વહી ભગવાન ;
ગુરુ પરમેશ્વર ઇશ ના ઇશ, ગુરુ પ્રતિપાલ સ્વયં જગદીશ. ૬.
ગુરુ અદ્દભુત અનુપમ સાર, ગુરુ પરમાતમ સર્જન હાર,
ગુરુ ઉર અંદર ધ્યાવન જોગ, ગુરુ શિર પૂજન પૂજ સહોગ. ૭.
ગુરુ શુદ્ધ શાંતિક ધારી શરીર, ગુરુ જગઆય ઉધારન ધીર ;
ગુરુ નિરગુણી સગુણી પુનિ હોઇ, ગુરુ પરમારથ સાધત સોઇ. ૮.
ગુરુ પ્રભુદીન અનાથ કે નાથ, ગુરુ ભવ ડૂબત દેવત હાથ ;
ગુરુ યમત્રાસ નિવારન હાર, ગુરુ નિત પાવન પતિત ઉધાર. ૯.
ગુરુ લખચાર અસી સબ મિત્ત, ગુરુ હિત ચાહત જિતહી તિત ;
ગુરુ ઉર અંતર હૈજુ કૃપાલ, ગુરુ ચિત્ત કોમલ દીન દયાલ. ૧૦.
ગુરુ સબ બંધન તોરત આઇ, ગુરુ શિષ્ય શ્વાસ ઉશ્વાસ સહાઇ ;
ગુરુ નિજ આતમ દેવ સચીવ, ગુરુ સુખ ભૌમ મહા પરબીન. ૧૧.
ગુરુ મન રાખત હેત અપાર, ગુરુ પદ પાયક હૈ નિજ સાર ;
ગુરુ લક્ષ દેવત સોઇ અભંગ, ગુરુ સત આતમ લખાવત રંગ. ૧૨.
ગુરુ સબ કાટત કર્મ વિકાર, ગુરુ જગ જાલતેં કાઢન હાર ;
ગુરુ દુઃખ દૂર વિદારત ખોઇ, ગુરુ સુખ સાગર નાગર સોઇ. ૧૩.
ગુરુ પ્રતિ પાલક હૈ નિજ દાસ, ગુરુ અતિ રીઝી દીએ સુખરાસ ;
ગુરુ કહીં દેખત દોષ ન કોઇ, ગુરુ બ્રહ્મરૂપ લખો શુદ્ધ સોઇ. ૧૪.
ગુરુ મન મોહન પ્રાન આધાર, ગુરુ પત રાખન હાર સંસાર ;
ગુરુ સમમિત્ર કહો અબ કૌન, ગુરુ કટી દેત ચરાચર જૌન. ૧૫.
ગુરુ શિષ્યકી નિત લેવત સાર, ગુરુ ઉર એક પર ઉપકાર ;
ગુરુ નિષકામ ન ચાહત આન, ગુરુ સોઇ વ્યારત શિષ્ય કલ્યાન. ૧૬.
ગુરુ વપુ ધારન કારન એહ, ગુરુ ભવ તારન પારન સ્નેહ ;
ગુરુ લર લેવત આઇ જુજત, ગુરુ નહીં દેવત ભુજા ભગવંત. ૧૭.
ગુરુ હરિ લેત ત્રધાયર તાપ, ગુરુ સબ સંશય દેવત કાપ ;
ગુરુ યહ પાંચી નિવારત ભૂપ, ગુરુ ઉપદેશહીં દે અદ્દભુત. ૧૮.
ગુરુ ગુણ પાર લખાવત સોઇ, ગુરુ ભિન્નભાવ દિયા સબ ખોઇ ;
ગુરુ ઇક ચૈતન રામ દ્રઢાઇ, ગુરુ ભરપૂર મહારસ માંઇ. ૧૯.
ગુરુ નિત જ્ઞાન વિજ્ઞાનહિ ઘન, ગુરુ ચિદરૂપ સદા સુ પ્રસન્ન ;
ગુરુ સુખરૂપ જુ આપહિ આપ, ગુરુ નિરબાન અદ્વૈત અમાપ. ૨૦.

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુરિયા, રહિત અવસ્થા ચારરે;
સત્‌ચિદ્ આનંદ રૂપ સદાયકે, ચૈતન સોય શુદ્ધ સારરે— બ્રહ્મહી. ૫.
શૂરા હોય સનમુખ હો જાવે, પાવે મુક્તિ દ્વારરે;
કર સતસંગ બ્રહ્મવિદ સદગુરુકો, મટે જનમ જંજાળરે— બ્રહ્મહી. ૬.
યહી અનુભવ મુક્તિકો દાતા, જો ગાવે ધરી પ્યારરે;
અનુભવ આવે મ્હા સુખ પાવે, ઉપજે બ્રહ્મ વિચારરે— બ્રહ્મહી. ૭.
સદગુરુ મેરા રામ બ્રહ્મવેત્તા, લીનો બોજ ઉતારરે;
હરખ શોક હરિસિંગ રહિત મન, આનંદ બ્રહ્મ અપારરે— બ્રહ્મહી. ૮.

---

## પદ ૫ હોરી.

અબ તો મેં નાં ખેલું હોરી, નિજાનંદ રૂપ મિલ્યોરી. ટેક.
અસ્તિ ભાતિ પ્રિયરૂપ સદા એક, દેહભાવ વિસાર્યોરી;
જાની જથારથરૂપ આપકો, દ્વૈતકો નાશ કર્યોરી,
જગત સત ભાન ટર્યોરી— અબતો. ૧.
તત્ત્વ ત્વં તત્ અસિ એક જાનો, અનુભવ એહી ખરોરી;
ભાગ ત્યાગ કરિકેં પહિચાનો, તબ ગમ પાઇજ્યુ મોરો,
વાસના ત્રુટી દોરી— અબતો. ૨.
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ કો મેં, તુરિયા સાક્ષી રહ્યોરી;
ચિદાનંદ સો બ્રહ્મ અખંડિત, સબ સ્થલમેં પ્રસર્યોરી,
હું તું ભિન્ન ભાવ ગયોરી— અબતો. ૩
સતગુરુ રામ મિલાસો મોકું, સંશય શોક ટર્યોરી;
દુ હરિસિંગ સદા ઇકરસ, કારજ સેજ કર્યોરી,
સોહી બ્રહ્મ સુભર ભર્યોરી— અબતો. ૪.

---

# હાથીરામ.

## પદ ૧ ગોડી.

બાલાજીકી આજ બની છબિ ભારી. ટેક

ત્રિપતિમેં સીતારામજી બિરાજે, શેષનાગકી છાઇ;
લક્ષ્મી કમલા ચરણ પલોટે, છબિ નહીં જાત બખાની—
શ્રી બાલાજીકી. ૧.
શેષાચલ પર આપ બિરાજે, સનકાદિક રૂષિ ચારી;
આસપાસ ગિરિવરકી શોભા, બીચમેં કોયલ ભારી—
શ્રી બાલાજીકી. ૨.
કિરિટ મુકુટ મકરાકૃત કુંડલ, ઉર વનમાલ સોહાઇ;
બાહુ વિશાલ વિભૂષણ સોહે, કરગહી સારંગ ધારી—
શ્રી બાલાજીકી. ૩
ચંદન ચરચીત અંગ મનોહર, ભૃગુ લક્ષણ છબિ છાઇ;
જન હાથી રામજી વંકટજીકે શરણે, ગાવત સુરપુરનારી—
શ્રી બાલાજીકી. ૪.

---

# હિમો.

**સંવત ૧૮૬૪ માં હતો.**

## ચોપાઇ.

નીચું ઊંચું જોઇ ચાલતી, સૌકો આગળ થાતી છતી;
ગર્ભ હત્યાઓ કીધી ઘણી, તે પાપે નારી વાંઝણી. ૧.
કહ્યું ન માને કંથજ તણું, જે ઉન્મત્તપણું રાખે ઘણું;
વણિક વિપ્ર ઘેર પુત્રી થઇ, ભરજોબનમાં રાંડી રહી. ૨.
કીધાં કર્મ અંગ નવ દમે, તે પાપે સંકટ ભોગવે;
નબળા પુરૂષતણે ઘરનાર, સાસુ સાથે કરે વઢવાડ. ૩.
એક ઘડો જળ આણતી મરે, પર ઘર દાસી થઇ પાણી ભરે;
સાસુનાં સંતાપ્યાં મન, તે પાપે દાસી અર્જુન. ૪.
કોઇક દેશમાં હાકમ ગયો, ત્યાં જઇને અહંકારી થયો;
દીધી રીસ ને દીધી ગાળ, ગરીબ શિર ચઢાવે આળ. ૫.

મુવા પછી તે મોક્ષે નવ ગયા, વળતા નર તે વૈતરા થયા;
જેણે તપસા કીધી ઘણી, દેહ દમી વળી પોતાતણી. ૬
અડસઠ તીર્થે કીધાં સ્નાન, તે સાટે સરજ્યા રાજાન;
માતપિતા ટળવળતાં ગયાં, તે પાપે મહીપતિ વાંઝિયા. ૭.
જેણે વડ પિપળ બહુ હણ્યા, જન્મી પાપ કીધાં પણ ઘણાં;
કાપી ડાળો તુળસી તણો, તે પાપે કાયા કોઢણો. ૮.
અતિ શોભા અંગે આદરે, ચૂવા ચંદન લેપન કરે;
ચાલ થકી ભૂમિ ધમ ધમે, અભાગિયાને આપે ગમે. ૯.
સોહે છોગાં પડખે સહી, કોમળ પાણી મુખમાં નહીં;
પરનારી સું પ્રીતજ કરે, તે વળતો વ્યંઢળ અવતરે. ૧૦.
ગુરુ કહે તે શ્રવણે ધરે, કૂડ કપટને તે પરહરે,
ત્રિકમતણું ત્યાં જ્ઞાનજ કરી, વળી ગુરુજીની સેવા ધરી. ૧૧.
ગુરુ કારણ ત્યાં કળપ્યાં ધન, આપે નિર્મળ કીધાં મન;
ગુરુ કારણ વળી કળપ્યાં શીશ, ગુરુને કહી જાણ્યા જગદીશ. ૧૨.
એમ ગુરુની કીધી સેવ, તે અર્જુન અવતરિયા દેવ;
પાંડવ પ્રતિ બોલ્યા રણછોડ, કહે કવિજન હિમો કરજોડ. ૧૩.

---

## હોથી.

### પદ ૧ રાગ પરજ.

ભક્તિ ભાવવિના નહીં આવે
ગુરુગમ ક્યું પાવેરે, સંતો ક્યું પાવેરે;
ભક્તિ પ્રેમવિના નહીં આવે,
ગુરુગમ ક્યું પાવેરે, સંતો ક્યું પાવેરે. ટેક.
પ્રથમ સંતોની સેવા ન કીધીરે,
અનેક વાતો રહ્યા આણે;
સતસંગ શબ્દું શુદ્ધ સાન વિનારે,
ભાઇ ભીંતોમાં ભટકાવેરે— ગુરુ ગમ. ૧.

સલિલ ભક્તના સ્વપ્નામાં નાવેરે,
પાટે જોતું જગાવેરે;
દિલમાં દુગ્ધા એનાં અંતર ન ભીનાંરે,
ભાઇ પીર થઇને પૂજાવેરે— ગુરુ ગમ. ૨.
મનના મેલા ને હાલે ફુલ્લા,
એને સતગુરુ શું રહ્યા સમજાવેરે,
મેલી મર્યાદા ને હાલે ઊભેલા,
ભાઇ પ્રેમ લગન વિના ગાવેરે— ગુરુ ગમ. ૩.
કાગાની સંગતે કાગ બુદ્ધિ આવે,
સાન સંતોની કેદી ન આવેરે;
દાસ હોથી કહે સંત સેવ્યા વિના,
નિશ્ચે ચોરાશીમાં જાવેરે— ગુરુ ગમ. ૪.

---

## પદ ૨ રાગ એજ.

તેણે મારી ભે ભાંગીરે, સંતો ભે ભાંગી;
સુરતિ મારી સંત ચરણમાં લાગી. ટેક.
સતગુરુ સવેં મુને ભેદ બતાવ્યોરે,
રણુકારે ઉપન્યા રાગીરે;
ત્રિખંડ ત્રિવેણી રંગ મેહેલમાંરે,
મુને મોહન મોરલી વાગીરે— તેણે મારી. ૧.
ઘણા દિવસ મન મસ્તાનો ફર્યોરે,
ઘરડો ન જોયો એણે જાગીરે;
સતગુરુ આગળ જ્યારે શીશ નમાવેરે,
ભાઇ ત્યારે બાહિયું પકડ લ્હેર લાગી— તેણે મારી. ૨.
દયા કરી મન ડોલતા રાખ્યારે,
તૃષ્ણા મેલી ત્યાગીરે;
પુરૂષ મળ્યા મુને અખંડ અવિનાશી,
ભાઇ ત્યારે સુરતા સુનમેં લાગી— તેણે મારી. ૩

સતગુરુ સંતે કૃપા કીધીરે,
અંતર પ્રેમ પ્રકાશીરે:
દાસ હોથીને ગુરુ મોરાર મળ્યા ભાઇ,
તોડી જમની ફાંસી— તેણે મારી. ૪.

---

# પરચુરણ.

## જીભને શિખામણ.

### પદ ૧ રાગ પ્રભાત.

જીભલડીરે તને હરિગુણ ગાતાં, આવડું આળસ ક્યાંથીરે:
લવરી કરતાં નવરાઇ ન મળે, બોલી ઉઠે મુખમાંથીરે—
જીભલડીરે. ૧.

પરનિંદા કરવાને પૂરી, શૂરી ખટરસ ખાવારે;
ઝગડો કરવા ઝુઝે વહેલી, કાયર હરિગુણ ગાવારે— જીભલડીરે. ૨.
અંતકાળે કોઇ કામ ન આવે, વહાલાં વેરીની ટોળીરે;
સ્વજન ધારીને સરવસ્વ લેશે, રહેશો આંખો ચોળીરે—
જીભલડીરે. ૩.

તલ મંગાવો ને તુળસી મંગાવો, રામ નામ સંભળાવોરે;
પ્રથમ તો મસ્તક નહીં નમતું, પછી શું નામ સુણાવોરે—
જીભલડીરે. ૪.

ઘર લાગ્યા પછી કૂપ ખોદાવે, આગ એ કેમ ઓલવાશેરે;
ચોરો તો ધન હરી ગયા, પછી દીપકથી શું થાશેરે— જીભલડીરે. ૫
માયા ઘેનમાં ઊંઘી રહે છે, જાગીને જો તું તપાસીરે;
અંત સમે રોવાને બેઠી, પડી કાળની ફાંસીરે— જીભલડીરે ૬.
હરિગુણ ગાતાં દામ ન બેસે, એકે વાલ ન ખરશેરે:
સેહેજે પંથનો પાર ન આવે, ભજનથકી ભવ તરશેરે—
જીભલડીરે. ૭.

---

## પદ ૨.

પળ જાગ પ્હોર જાગને ઘડી;
આ અવસર તારો, નાવે જો ફરી. ટેક.
ગંગા કાંઠે આસન વાળી, જુવોને જાગી;
ત્રિવેણીના સંગમમાં, મોરલી વાગી— પળ. ૧.
સાધુ સંતની સેવા કરીએ, ધ્યાન જો ધરી;
ચોરાસીનો ફેરો તુંને, નાવે જો ફરી— પળ. ૨.
કેસર કેરૂં ચંદન સોહ્યે, સોહ્યે ગુંઝાના હાર;
યશોદાના કાન કુંવર, પ્રાણનો આધાર— પળ. ૩.
કાને કડી હાથે છડી, હીરલે જડી;
યશોદાના કાન કુંવરે, મોરલી ધરી— પળ. ૪.
કોટે જનોઇ કંઠે માળા, નિશ્ચે લીજે નામ;
બ્રહ્મજ્ઞાન હૃદયે રાખો, જે જે સીતારામ— પળ. ૫.
પહેર્યાં પીતાંબર ચીર, માથે મુકુટ ધર્યાં;
ભગતોનાં કારજ, શ્રી કૃષ્ણજીએ કર્યાં— પળ. ૬.

---

## પદ ૩ સાખિયો રાગ રામગ્રી.

રામ રૂવેને લખમણ ભોળવે, ભોળા રામ મ રોય;
ગઇ સીતાને આપણે વાળશું, લે લોટો મુખ ધોય. ૧.
દેશો દેશ કાગળ મોકલશું, ગોતશું ગામો ગામ;
પણ સીતાથી ભલેરો લાવશું, તેનું સીતળા ધરશું નામ. ૨.
જળ જળ કમળ ન નીપજે, વન વન અગર ન હોય;
ઘર ઘર સીતા નવ સાંપડે, મારા વીર વિમાસી જોય. ૩.
લંકા ગઢને ઓશીકડે, નિત નિત ટહુકે મોર;
સીતા સરીખું ઘરેણું, તેનો રાવણ થયો ચોર. ૪.
લખમણ હનમો ન આવિયો, ગયો સેલમસેલા લેણ;
કાજ પિયારાં કોણ કરે, જેને દુખે તેને વેણ. ૫.

---

## પદ. ૪

### નરસિંહ મેહેતાની હુંડી.

મારી હુંડી સ્વીકારો મ્હારાજરે શામળા ગિરધારી ;
મારી હુંડી શામળીઆને હાથરે શામળા ગિરધારી;— ટેક.
રાણેજીએ રઢ કરી, મીરાં કેરે કાજ ;
ઝેરના પ્યાલા મોકલ્યારે, તમે ઝેરના જારણ હારરે— શામળા.
સ્તંભ થકી વ્હાલો પ્રગટિયા, ધરિયાં નરસિંહ રૂપ ;
પ્રહલાદને ઉગારીઆરે, વ્હાલે માર્યો હિરણ્યકસ ભૂપરે— શામળા.
ગજને વ્હાલે ઉગારીઓ, સુદામાની ભાંગી ભૂખ ;
દોહેલી વેળાના મારા વાલમારે, તમે ભક્તોને ઘણાં આપ્યાં સુખરે— શામળા.
પાંડવની પ્રતિજ્ઞા પાળી, દ્રૌપદીનાં પૂર્યાં ચીર ;
નરસિંહ મેહેતાની હુંડી સ્વીકારજોરે, તમે સુભદ્રાકેરા વીરરે— શામળા.
ચાર જણા તીરથ વાસીને, રૂપિયા છે સો સાત ;
વહેલા પધારજો દ્વારિકારે, એને ગોમતી ન્હાયાની ઘણી ખાંતરે— શામળા.
રહેવાને નથી ઝુંપડું, જમવાને નથી જુવાર.
બેટા બેટી વળાવીઆરે, મેં તો વળાવી ઘરકેરી નારરે— શામળા,
ગરથ મારૂં ગોપીચંદ. તુલસી હેમનો હાર.
સાચું નાણું મારે શામળોરે, મારે હોલનમાં ઝાંઝ પખાજરે—શામળા.
તીરથવાસી સહુ ચાલીઆરે, આવ્યા નગરની માંહે.
આ શહેરમાં એવું કોણછેરે, જેનું શામળશા શેઠ એવું નામરે—શામળા.
નથી બ્રાહ્મણ નથી વાણીઓ, નથી ચારણ નથી ભાટ ;
લોક કરેછે ઠેકડીરે, નથી શામળશા શેઠ એવું નામરે— શામળા.
તીરથ વાસી સહુ ચાલીઆ, આવ્યા નગરની બહાર ;
વેશ લીધો વણિકનોરે, વાલો ત્યાર થયા તતકાળરે— શામળા.
હુંડી લાવો હાથમાં, આપું પૂરાં દામ ;
રૂપિયા આપું રોકડારે, મારૂં શામળશા શેઠ એવું નામરે— શામળા.

હુંડી સીકારી વાલે શામળે, અરજે કીધાં કામ ;
મેહેતાજી ફરી લખજોરે, મુજ વાણોતર સરખાં કાજરે— શામળા.

---

## પદ ૫ ભજન.

જીવડાનું જતન કરોરે જીવડાનું જતન કરો ;
તારારે જીવડાને જોખમ લાગશે. હે મન લોભીજી ટેક.
જાવું તારે દ્વારકાને બેટરે, જાવું તારે દ્વારકાને બેટ ;
વચમાં કાબારે તુંને લુંટશે. હે મન લોભીજી. ૧.
ભાતું લેજોરે સંગાથ, ભાતું લેજોરે સંગાથ ;
સ્વરગમાં નથી હાટ વાણીઓ. હે મન લોભીજી ૨.
ભોમિયા લેજોરે સંગાથરે, ભોમિયો લેજોરે સંગાથ ;
એવા ભોમિયા તે ભોમ બતાવશે હે મન લોભીજી. ૩.
ત્રાટાં નહિ ઝીલે ભારરે, ત્રાટાં નહિ ઝીલે ભાર ;
ભીતું હશે તે ભાર ઝીલશે, હે મન લોભીજી. ૪.
સંઘર્યું નહિ આવે કામરે, સંઘર્યું નહિ આવે કામ ;
ખાઓરે પીઓરે વિગતે વાવરો. હે મન લોભીજી. ૫.
બોલ્યા ધ્રુવ ને પ્રહ્‌લાદરે બોલ્યા ધ્રુવ ને પ્રહ્‌લાદ ;
એવો હરિ ભજન એક હીરલો. હે મન લોભીજી. ૬.

---

## પદ ૬ રાગ ભૈરવી ત્રિતાલ.

કાયારે કૈસે રોઇ, તજ દીનો પ્રાન— કાયા. ટેક.
તજત પ્રાન કાયા કયું રોઇ, નિકસ ચલે નિર્મોહી રામા ; (૨)
મેં જાન્યું કાયા સંગ ચલેગી, ઉસ કારન કાયા મલ મલ ધોઇ—તજ.
બેઠ શિરાને માતા રોવે, બેઠ પંગાતે ગોરી રામા ; (૨)
ભુજા પકડકર ભાઇયા રોવે, બિછુટ ગઇ સારી સ્વાંગકી :જોડી— તજ.
ઘરમેં નાર અપછરા છોડી, દો પુતનકી જોડી રામા ; (૨)
છોડ દિયા સબ માલ ખજાના, સાથ રહી નહી એકુણી કોડી— તજ.

આઠ કાષ્ટકી બની જંગલી, બની કાષ્ટકી ઘોડી રામા ; ( ૨ )
નદી કિનારે જાય ઉતારી, ફૂંક દીની કાગુન જૈસી હોલી— તજ.

---

## પદ ૭ રાગ સોરઠ, તાલ લાવણી.

યહ કાયાકી રેલ રેલસે, અજબ નિરાલી હય — ટેક.
સંસાર રૂપી સડક બનાઇ, ચાર ગતિકી સ્ટેશન લગાઇ ;
જીવ મુસાફિર ચલા પાકેટ પૂન્ય, પાપકી હસ્તીમેં હય— યહ. ૧.
તનકા ઇંજીન બના હય ભારી, જઠરમેં અગ્નિ દિયા અંજાલી.
શ્વાસ ધુંવા મુંહસે નિકલે તબ, ઇંજીન ચલતા હય— યહ. ૨.
લોહી સ્ટીમ નળિયોમેં ચલતી, અવયવોંકોં ગતિ શકિત દેતી ;
પાંવકા પૈડા બના, રેલ અબ આતી જાતી હય— યહ, ૩.
નબસકા ઘંટા હરદમ હિલતા, જિસકા ટેમ રેલસેં મિલતા ;
હાથકો સિગનલ ગિગ, રેલ અબ આને વાલી હય— યહ. ૪.
અરે મુસાફિર કયોં દુઃખ પાતા, રામ નામકી ટિકેટ ન લેતા ;
કફકી સીટી બજી, રેલ અબ જાને વાલી હય— યહ. ૫.
તાર ખબર હિચકી અબ આઇ, કાલ બાદલિયાં શિર પર છાઇ ;
રેલ ગઇ સ્થળ છોડ, પડા ઇસ્ટેશન ખાલી હય— યહ. ૬.

---

## પદ ૮ રાગ આસા જોગી, તાલ ત્રિતાલ

માયા કીનકી ભઇ બાવરે, પૂરી કીનહુ ન ભોગઇ,
આદિ અંત આઇ નહીં, બીચ ભઇ બીચ ગઇ— માયા. ૧.
સત યુગમેં હરનાકશ્પ રાજા ભયે, ચારો ખૂંટ પૃથ્વી સઇ,
ચાર જોજન વાંકો ચરન ચલત હય, પૃથ્વી સંગ ન ગઇ— માયા. ૨.
ત્રેતા યુગમેં રાવન રાજા ભયે, સોનેકી લંક સઇ,
એક લખ પુત્ર સવા લખ નારી, નગરી સંગ ન ગઇ— માયા. ૩.
દ્વાપરમેં દુર્યોધન રાજા ભયે, બાવન વીર સઇ,
લાખોપેં લાખો દલ ઉલટેથે, મરનેકી શુદ્ધ ન રહી— માયા. ૪.

કલજુગમેં શ્રીકૃષ્ણ રાજા ભયે, જમના તીર સઇ,
કંસ મારન પ્રભુ મથરા સિધારે, ગોપિયન વ્યાકુલ ભઇ— માયા. ૫.
સત્યુગ, ત્રેતા, દ્વાપર, કલ જુગ, કલજુગ શ્યામ સઇ,
સુનો મેરે પ્યારે વોહ નર હારે, જીને માયા મેરી મેરી કહી—માયા. ૬.

---

## પદ ૯ ધનાશ્રી.

શ્રીપતિ માધવરાય, નમન કરૂં શ્રીપતિ માધવરાય. ટેક.
કચ્છ અંજારમાં આપ બિરાજે, મધ્ય ચોકની માંય— નમન કરૂં. ૧.
સુંદર સિંહાસન અતિ શોભાવે, શોભા વરણી ન જાય—નમન કરૂં. ૨.
શીશ મુકુટ મકરાકૃત કુંડલ, ભાલ તિલક સોહાય— નમન કરૂં. ૩.
કંઠે મુકતામણ માળ બિરાજે, મોરલી અધર ધરાય—નમન કરૂં. ૪.
ભક્તજનો નિજ ભાવ ધરીને, પ્રેમ થકી ગુણ ગાય— નમન કરૂં. ૫.
દીનદયાળ દયાકર દેવા, દરશનથી દુઃખ જાય— નમન કરૂં. ૬.
આપ ચરણમાં ચિત્ત ધરીને, પ્રેમથી લાગું પાય— નમન કરૂં. ૭.
આઠ છંદ જે પાઠ કરે, તેનાં પાતક સઘળાં જાય— નમન કરૂં. ૮.

---

## પદ ૧૦ રાગ બનજારો.

### સતસંગ મહિમા.

મન લાવી અતુલ ઉમંગ, ધરી પ્રેમ કરો સતસંગ. ટેક.
સતસંગે પ્રાપ્ત સ્વરૂપ, ઉત્કૃષ્ટ પરમ નિજ રૂપ;
એ નિર્મળ જળની ગંગ— ધરી પ્રેમ. ૧.
વળી દુઃખે પણ ન તરાએ, એવા ભવને તરી જાએ;
જલદીથી ચડે જો રંગ— ધરી પ્રેમ. ૨.
છે સંગત સંતની સાર, મહિમા છે અપરમપાર;
નો શૂર ચડાવી અંગ— ધરી પ્રેમ. ૩.

બહુ શ્રમ સતસંગે કરવો, ગુરુ બોધ લક્ષમાં ધરવો ;
ઘસી દંત દંતની સંગ— ધરી પ્રેમ. ૪.
જ્યાં સુધી સ્વસ્થ તુજ તન, નથી થયું શરીર પતન ;
ત્યાં સુધી સદૈવ અભંગ— ધરી પ્રેમ. ૫.
એક કાલ ક્રમણ નિત કરવું, તો મટે જનમનું મરવું ;
પરહરવો નિત્ય કુસંગ— ધરી પ્રેમ. ૬.
ગુરુ વિશ્વનાથ કરૂણાળુ, જેણે મુકિત સદાવ્રત આલ્યું ;
મને કર્યો બધાથી અસંગ— ધરી પ્રેમ. ૭.

---

## પદ ૧૧ ભગવદ્ ઇચ્છાવિષે.

પ્રભુજીએ ધાર્યું હોય તે થાય— ટેક
ડહાપણ કોઇનું કામ ન આવે ( ૨ )
કરોને કોટિ ઉપાય — હાંરે હાંરે કરોને.— પ્રભુ. ૧.
ભીમ અર્જુન સહદેવ નિકુળ, પાંચમા ધર્મ કહેવાય :
એપાંચેના દેખતાંજીરે, સતી તે કેમ લુંટાય— પ્રભુ. ૨.
રામ જેવા સત પુરૂષ કહીએ, તેપણ વનમાં જાય ;
સતી સીતાને કલંક ચઢાવ્યું, તો રાવણ શિર રોળાય.— પ્રભુ. ૩.
રાજાને જ્યારે રઢ લાગી, ત્યારે મૃગયા રમવા જાય ;
ઋષિ રાયને દુભવ્યા, તેણે તરત સર્પ દંશ થાય— પ્રભુ. ૪.
પરીક્ષિત રાજાના જન્મેજય કહાવે, તેપણ રાજા કહેવાય ;
જગન કરતાં રંભાને વરતાં, અઢાર બ્રહ્મ હત્યા થાય— પ્રભુ. ૫.
શુભ મુહુર્તને શુભ ચોઘડિયાં, શુભ ગ્રહે લેવાય ;
સારાં મુરત જોઇ લગન લખિયાં, તોય રંગભરેલી રોળાય— પ્રભુ. ૬.
હાણ વૃદ્ધિછે હરિને હાથે, મૂરખ મન મલકાય ;
કરનારો તો કરી રહ્યોછે, અણસમજુ અથડાય— પ્રભુ. ૭.

---

## પદ ૧૨ પરમાર્થ વિષે.

તું તીર્થમાં જ્યાં ત્યાં વિચરતો, ધર્મ જાણીને ધસ્યો ;
વૈરાગ્યથી વસ્તી તજીને, વન વિષે જઇને વસ્યો.
ભગવાં ધરીને ભટકતો રહી, પેટ ભીખીને ભર્યું ;
શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું ?
તેં નિત્ય સ્નાન ત્રિકાળ કીધું, ચાહી ગોમય ચોળીને ;
તેં પંચગવ્ય વિશેષ પ્રાશન, કીધું ઘોળી ઘોળીને.
આહાર એકજવાર કરવો, એવું વ્રત તેં આચર્યું ;
શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું ?
તેં હોમ હવન ઘણાં કર્યાં, ઘી હવનમાં હોમ્યાં ઘણાં ;
તેં ચાલતી નદીએ ચડાવ્યાં, દૂધ દહીં ગાયો તણાં.
બહુ વર્ષ મુખ મુન્ય વ્રત લીધું, તે ઠીક તુજ મનમાં ઠર્યું ;
શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું ?
તેં નવનવા નૈવેદ કરીને, તે પ્રસાદી તું જમ્યો ;
ઉપવાસ ને એકાસણાં કરી, દેહને બહુ તેં દમ્યો.
ખાડો ખણીને દાટિયું, જે અન્ન જમતાં ઉગર્યું ;
શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું ?
તેં પ્રાર્થના પ્રભુની કરી, મુખ વિવિધ વચન ઉચ્ચારીને ;
તેં સ્તોત્ર પાઠ ઘણા કર્યા, નિત્ય નિત્ય નિયમો ધારીને,
ગદગદ કંઠે ગુણગાન કરતાં, આંખથી આંસુ ઝર્યું ;
શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું ?
ભગવાન લુખી ભક્તિથી, રીઝે નહિ તલ માત્રને ;
પણ ભક્તિ પર ઉપકાર સાથે, થાય પ્રભુ પ્રિય પાત્ર તે.
તે વગર વાદ વિવાદ કીધા, કામ તેથી શું સર્યું ;
શી રીતે ઇશ્વર રીઝશે, તેં સારૂં કોઇનું શું કર્યું ?

---

## અખંડાનંદમાં સ્થિતિ.

### પદ ૧૩ રાગ આસાગોડી.

બ્રહ્માનંદમેં રહેનાં, અહોનિશ બ્રહ્માનંદમેં રહેનાં. ટેક.
યહ સંસાર અતિ દુઃખદાયક (૨)
સુખ દુઃખ આવે સો સહેનાં— અહોનિશ. ૧.
માયામેં મત લપટો ભાઇ (૨)
બાર બાર કયા કહેનાં— અહોનિશ. ૨.
પલ પલમેં ઉઠ ચલનાં ભાઇ (૨)
કયા લેનાં કયા દેનાં— અહોનિશ. ૩.
મિથ્યારૂપ પ્રપંચ દીસત હે, (૨)
દેખો ખોલી ને નેનાં-- અહોનિશ ૪.
મોક્ષ ચહો તો બ્રહ્મ પરાયન, (૨)
સદગુરુ આશ્રય લેનાં— અહોનિશ. ૫.

---

## બ્રહ્મવિચારનું અત્યુત્તમ ફળ.

### પદ ૧૪ રાગ એજ

બ્રહ્મ વિચારે મન, વિરામ્યું બ્રહ્મ વિચારે મન ;
તે ગંગાદિક તીર્થે નાહ્યો, પ્રેમે થયો પાવન— વિરામ્યું. ૧.
માનો અવની અર્પણ કીધી, કીધા સહસ્ર જગન— વિરામ્યું. ૨.
સર્વ દેવનું શુદ્ધ ભાવથી, પણ કીધું પૂજન— વિરામ્યું. ૩.
ભવના ભયથી પિતૃ તાર્યા, શોભાવ્યું સાજન— વિરામ્યું. ૪.
ત્રિભુવનમાં તે પૂજ્ય ગણાયો, ધન્ય ધન્ય તેને ધન્ય— વિરામ્યું. ૫.
ગુરુ કૃપાથી અનુભવ લીધો, સત્ ચિત્ આનંદ ઘન— વિરામ્યું. ૬.

---

## પદ ૧૫ બિગરી કોન સુધારે એ રાગ.

સંકટ કોન નિવારે નાથ વિના સંકટ કોન નિવારેરે. ટેક.
કરમ ધરમ મેં કાંઇ નથી કીધું, ચરણ પડયો હું તમારેરે;
દીનાનાથ વિના પ્રભુ મુજને, દુઃખથી કોણ ઉગારેરે— સંકટ. ૧.
દયા ક્ષમાના ગુણ પ્રભુ ધારે, એ વિશ્વાસ અમારેરે;
ભક્ત જનોનાં દુઃખ કાપીને, સુખ દે આ સંસારેરે— સંકટ. ૨.
તત્ત્વજ્ઞાની તત્ત્વવિચારી, વેદ ભણીને ચારેરે;
અકળ કળા છે પ્રભુની અંતે, એ મુખ વચન ઉચ્ચારેરે— સંકટ. ૩.
શુદ્ધ ભાવથી પરમેશ્વરના, શુભ ગુણને સંભારેરે;
દયા કરી દુષ્ટ કરમો તેનાં, વિભુ વિશેષ વિચારેરે— સંકટ. ૪,
દુષ્ટ વાસના દૂર કરીને, જ્ઞાન વિવેક વધારેરે;
કૃપાનિધિ જગદીશ્વર મુજને, ભવથી પાર ઉતારેરે— સંકટ. ૫.

---

## પદ ૧૬ રાગ એજ

સેજ સમાધિ ભલી સણનતેં, સેજ સમાધિ ભલીરે;
ગુરુ પ્રસાદ જા દિનતેં લાગી, નેક ન અંતર ચલીરે— સેજ. ૧
નેનન ખુંધો કાનન ખુંધો, કષ્ટ ન કોઇ ધાર્યોરે;
ઉઘડી આંખ પહેચાન્યો હંસા, પૂરન બ્રહ્મ તેં પાયોરે— સેજ. ૨.
જાંહાં જાઉં તાંહાં પ્રદક્ષણા, જ્યાં જ્યાં કરોસો પૂજારે;
ગ્રહ ઉદ્યાન એકસમ કરી જાન્યા, ભાવ મટ્યા સબ દૂજારે— સેજ. ૩.
ઉન સુની અંતર સુન નિરંતર, મેલ વાસના ત્યાગીરે;
ઉઠત બેઠત વિસરે ન કબહુ, કેસી તાલી લાગીરે— સેજ. ૪.
જેસી કેણી તેસી રેણી, વલી પ્રગટ કરી ગાઇરે;
સુખ દુઃખ તે જે પરે પરમગત, સો ગત સેજેં પાઇરે— સેજ. ૫.

---

## પદ ૧૭ છંદ ચરચરી.

પવન મંદ સુગંધ શીતલ, હેમ મંદિર શોભિતં ;
નિકટ ગંગા વહતી નિર્મળ, શ્રી બદ્રિનાથ વિશ્વંભરં. ૧.
શેષ સુમરન કરત નિશિદિન, ધરત ધ્યાન મહેશ્વરં ;
વેદ બ્રહ્મા કરત અસ્તુતિ, શ્રી બદ્રિનાથ વિશ્વંભરં. ૨.
ઈંદ્ર ચંદ્ર કુબેર દિનકર, ધૂપ દીપ પ્રકાશિતં ;
શ્રી લક્ષ્મી કમલા ચરણ ચાંપે. શ્રી બદ્રિનાથ વિશ્વંભરં. ૩.
શંકર ગવરી ગણેશ શારદ, નારદ મુનિજન ઓચ્ચરં ;
યોગ ધ્યાન અપાર લીલા, શ્રી બદ્રિનાથ વિશ્વંભરં. ૪.
તપ્ત કુંડકી અધિક મહિમા, દશ દિશા યશ ગાયનં ;
નર નારાયન કરત સેવા, શ્રી બદ્રિનાથ વિશ્વંભરં. ૫.
દક્ષઃ કિન્નર કરત કીર્તન, તાલ વીણા વાજીતં ;
સિદ્ધ મુનિજન કરત જય જય, શ્રી બદ્રિનાથ વિશ્વંભરં. ૬.
પ્રેમ પંથ કેદાર દરશન, સિદ્ધ મુનિજન સેવિતં ;
હિમ આલય સુખ સ્વરૂપી, શ્રી બદ્રિનાથ વિંશ્વંભરં. ૭.
શ્રી બદ્રિનાથ કે સપ્ત રત્ન, સુ સર્વ પાપ વિનાશિતં ;
કોટિ તીર્થ સ્વરૂપ પૂરણ, શ્રી બદ્રિનાથ વિશ્વંભરં. ૮.

---

## પદ ૧૮ લલિત છંદ.

શિશુપણું પૂરૂં, ખેલમાં ખપ્યું, ન હરિનામ તેં, જીભથી જપ્યું ;
જરૂર જાણજે, જોબને જશે, સમજ પ્રાણિયા, શી ગતિ થશે. ૧.
ન જગનાથને, ભાવથી ભજ્યા, થર કુકર્મના તે ન તેં તજ્યા ;
પ્રભુ તને પછી, લેખું પૂછશે, સમજ પ્રાણિયા, શી ગતિ થશે. ૨.
ફિકર છોડીને, ફેલમાં ફર્યો, દિલવિષે નહીં, દોષથી ડર્યો ;
અણચિંતું તને, મોત આવશે, સમજ પ્રાણિયા, શી ગતિ થશે. ૩.

સરવ કાળ જે, જો સ્મશાનમાં, અખૂટ એ બળે, ધાર ધ્યાનમાં ;
મરણ તે તને, કેમ મૂકશે, સમજ પ્રાણિયા, શી ગતિ થશે. ૪.
જન જુવાનિયા, જે જણાય છે, નિમિષ માત્રમાં, નાશ થાય છે ;
તુજ તણા ગયા હેતુ એ હશે, સમજ પ્રાણિયા, શી ગતિ થશે. ૫.
ચતુર ચેતી તું, જો વિચારરે, જગત સર્વ તો, છે જનારરે ;
અચળ કોણ આ, વિશ્વમાં વસે, સમજ પ્રાણિયા, શી ગતિ થશે. ૬.
દહન કૈ થયા, તુજ દેખતાં, લખી શકે નહિ, લેખું લેખતાં ;
તદપિ ચિત્ત તું, જો ન ચેતશે, સમજ પ્રાણિયા, શી ગતિ થશે. ૭.
કપટ કૂડનાં, કર્મ તેં કર્યાં, ધન રળી રળી, ધૂળમાં ધર્યાં ;
કર વિચાર તે, કોણ કાઢશે, સમજ પ્રાણિયા, શી ગતિ થશે. ૮.
સ્વપન તુલ્ય આ, સર્વ લોક છે, હરઘડી થતા, હર્ષ શોક છે ;
પલક એકમાં, નાશ પામશે, સમજ પ્રાણિયા, શી ગતિ થશે ૯.
લલિત છંદથી લાભ લેખી લે, દિલ પ્રતિ ધરી, દ્રષ્ટિ દેખી લે ;
પ્રભુવિના તને, કોણ તારશે, સમજ પ્રાણિયા, શી ગતિ થશે. ૧૦.

---

## પદ ૧૯ હોરી.

દેખોરી નંદલાલકી હોરી, દેખો હોરીરે. ટેક.
અતિ ઉમંગ મરદંગ બજાવત, ધુમત નોબત ન્યારી ;
બીન ડફ ચંગ ઝાંઝ શ્રીમંડલ, વાસે બાજત તાલ ટકોરી,
સુંદર ગત નાચત ગોરી— દેખોરી. ૧.
કાહુકે શિરપેં સુરંગ ચુંદરિયાં, કાહુ કેસરિયાં સારી ;
કાહું શ્રૃંગાર કર સાજ બસંતકો, ગજ મોતિયન છાબ ભરોરી,
બધાય લીનો ગિરિધારી— દેખોરી ૨.
કર કુમ કુમ કન્ચન પિચકારી, લેલે સનમુખ ડારી ;
પર્માનંદ રૂપ રસ ભીને, આનંદ ઉર ન ધરોરી,
અદ્‌ભુત ફાગ મચ્યોરી— દેખોરી. ૩.
છલ બલ કરત ફિરત મોહન, નિપટ અંગ કંચુકી ફારી ;
કર કંગન ચુરિયાં મોતનકી, બેસર તુટ પરોરી,
કીની હે કિશન બરજોરી— દેખોરી. ૪.

ઢીટ લંગરવા કાહુકી ન માને, ન ગિનત બિરાની નારી ;
લપટ જપટ કર છતિયાં છુપાય, બેસર છૂટ પરોરી,
માનો નાગણુ લપટયોરી— દેખોરી. ૫.
ભર ભર થાળ ગુલાલ અબીરકી, કેસર માટ ભરોરી ;
લરજ ગરજ રંગ છાયો બાદલપેં, હો ગઇ અતિ ઘનઘોરી,
માનો મેઘા બરસ્યોરી— દેખોરી. ૬.
ધન બંદ્રાબન ધન શ્રી ગોકુલ, જ્યાં જ્યાં ફાગ ભયોરી ;
સરસ રસ રંગ છીરકો બ્રજપેં, વારૂં બૈકુંઠકી હોરી,
જીને એ વસંત રચ્યોરી— દેખોરી. ૭.
દાસ કહે ધર હર પિચકારી, હરહીં રંગ ભરોરી ;
ચરણ ચિત્ત રંગ છીરકો શ્રન જાયે, ભૂલ ચૂક બક્ષોરી,
ભક્તપેં કૃપા કરોરી— દેખોરી. ૮

---

## પદ ૨૦ ધ્રુપદ,

માઇ મેરો બરજ્યો ન માનત, એસો હઠીલો તેરો કુંવર કાન. ટેક.
યમુનાકે નીરે તીરે ગઉવાં ચરાવત,
બંસરી બજાવે ગાવે નીકી તાન— માઇ મેરો. ૧.
ગ્વાલ બાલ સંગ લિયે, હમકોં હેરત હય,
ધન્ય ધન્ય યશોદા તિહારો સુત કૃષ્ણુ આનંદ ઘન ;
પિયા યમુના કલનપર, લકુટી ધરત આયે ;
માગે દાન— માઇ મેરો. ૨

---

પ્રથમ ભાગ સમાપ્ત.



# ભાગ ૨ જો.

## આત્મારામ.

" રામચંદ્રજી વનમાં સિધાવ્યા તે વિષે. "

### તિથિયો.

સખી પડવે તે પંથે ચાલ્યારે, મહા વનના તે મારગ ઝાલ્યારે ;
સાથે સીતાને લક્ષ્મણબાળા, રઘુપતિ રામ રૂદેમાં રેજોરે. ૧.
સખી બીજે મઢીમાં બિરાજેરે, જેવાં નદિયોતણાં નીર ગાજેરે ;
રામ મેલી ગયા રૂડું રાજે, રઘુપતિ રામ રૂદેમાં રેજોરે. ૨.
સખી ત્રીજે તે વનની ઝાડીરે, દશ ફુળ મંગાવે છે દહાડીરે ;
સારી શોભે સીતાજીની વાડી, રઘુપતિ રામ રૂદેમાં રેજોરે. ૩.
સખી ચોથે કેવડિયો બેં'કેરે, ફૂલ્યો ફૂલ્યો તે મોગરો મેં'કેરે ;
એવી લીલી લતાઓ લે'કે, રઘુપતિરામ રૂદેમાં રેજોરે. ૪.
સખી પાંચમે પોપટ પાળ્યોરે, પાંખ લીલીને કાંઠલો કાળોરે ;
રામ નામ ભણંતો ભાળ્યો, રઘુપતિ રામ રૂદેમાં રેજોરે. ૫.
સખી છઠે છેતરવાને આવ્યોરે, કૂડો કપટી રાવણ સાથે લાવ્યોરે;
બે મુખનો મરગ બનાવ્યો, રઘુપતિ રામ રૂદેમાં રેજોરે. ૬.
સખી સાતમે શ્રીહરિ સમર્યારે, વાડી ભેળી ઉડાડ્યા ભમરારે ;
રૂખ સાહીને ઉપાડ્યા ડમરા, રઘુપતિરામ રૂદેમાં રેજોરે. ૭.
સખી આઠમે એને નિહાળ્યોરે, ધનુષ્ય ધરીને મૃગલો માર્યોરે ;
મૃગ મરતી વખતે પોકાર્યો, રઘુપતિ રામ રૂદેમાં રેજોરે. ૮.
સખી નોમે તે નાખ્યું તીરરે, જઇ વાગ્યું મૃગને શિરરે ;
ધાજો ધાજો લક્ષ્મણ વીર, રઘુપતિ રામ રૂદેમાં રેજોરે. ૯.

સખી દશમે કહે લક્ષ્મણનેરે, બેલી વીરા બોલાવે છે તમનેરે:
આડી આણ દીધી છે અમને, રઘુપતિ રામ રૂદેમાં રેજોરે. ૧૦.
સખી એકાદશી અપવાસીરે, લંપટ લેવાનો લાગ તપાસીરે;
રાવણ સીતાને લઇ ગયો નાસી, રઘુપતિરામ રૂદેમાં રેજોરે. ૧૧.
સખી બારસે હનુમાન બળિયોરે, ઠેકી સમુદ્ર પાર નીકળિયોરે;
જઇ જોગમાયાને મળિયો, રઘુપતિ રામ રૂદેમાં રેજોરે. ૧૨.
સખી તેરસે ત્રંબાળુ ગાજેરે, હાક હનુમાન કેરી વાગેરે;
લ્હાય લંકાગઢમાં લાગે, રઘુપતિ રામ રૂદેમાં રેજોરે. ૧૩.
સખી ચૌદશે ચિત્ત વિચારીરે, ફોજ વાંદરાંની રચી સારીરે;
રામે રાવણને નાખ્યો મારી, રઘુપતિ રામ રૂદેમાં રેજોરે. ૧૪.
સખી પુનમે પ્રભુજી આવ્યારે, થાળ ભરી મોતીડે વધાવ્યારે;
માતા કૌશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ રામ રૂદેમાં રેજોરે. ૧૫.
સખી પંદરે તિથિ થઇ પૂરીરે, એમાં એકે નથી અધુરીરે;
આત્મારામની વાણી મધુરી, રઘુપતિ રામ રૂદેમાં રેજોરે. ૧૬.

---

## ગોવિંદદાસ.

### પદ ૧ હાર.

ઓ સજની ચાલોનેરે ન્હાઇયે, આપણ ગુણ ગોવિંદના ગાઇયે. ટેક.
સરવે ગોકુળની વ્રજનારીરે, ભ્રખુભાણતણી દુલારીરે;
પ્હેર્યાં ચરણા ચોળીને ચીર, જઇ ઊભાં છે જમુના તીર—
ઓ સજની. ૧.
એનાં આભ્રણનો નહિ પારરે, માંહી મળિયો એકાવળ હારરે;
સર્વે સખિયો મળીને ન્હાય, તેમને અંગ ઉલટ ન માય—
ઓ સજની. ૨.
હરિ ઊભા છે જમુનાને કાંઠેરે, નારી નાતાં દીઠી જદુનાથેરે;
હરિયે પોપટનો વેશ લીધો, પછે હાર રાધાજીનો લીધો—
ઓ સજની. ૩.

હાર ભરાવ્યો આંબલિયાની ડાળરે, પાળે ઊભા શ્રી ગોપાળરે;
જળક્રીડા કરીને નીસરિયાં, પછી આભ્રણ અંગે ધરિયાં—
એ સજની. ૪.
રાધા કરતાં તે આવ્યાં હાંસીરે, સહુ આભ્રણ જોયાં તપાસીરે;
તપાસ્યા તે સોળ શણગાર, નવ દીઠો એકાવળ હાર—
એ સજની. ૫.
સહુ સખી મળીને પૂછેરે, હાર ગયો તે કારણ શું છેરે;
સરવે સખિયો મળી સમ ખાય, રાણી રાધાને ચિંતા થાય—
એ સજની. ૬.
એક સખી બોલી રાધા પ્રત્યેરે, હાર હરિયે લીધો છે સત્યેરે;
નારી જોરે પ્રભુજીની પાસે, હવે ગુણ ગોવિંદજી ગાશે—
એ સજની. ૭.

---

## પદ ૨.

છબીલાજી આપોને હાર અમારો, અમને આવે ભરૂસો તમારો. ટેક.
રાધા કેરાં છે મર્મ વચનરે, એમ બોલ્યા છે જગજીવનરે;
એમ કહીને ભૂધરજી ખીજ્યા, ચોરી કરે તે તો નર બીજા—
છબીલાજી. ૧.
સારા ગોકુળમાં ચોરી કરોછોરે, વ્રજનારીની પૂઠે ભમોછોરે;
તુંને નફટને કુણ ધીરે, નહિ રહેવાય જમુના તીરે— છબીલાજી. ૨.
રાધા કહેછે તે આપ વિચારોરે, ચોરી કરતાં ગયો જનમારોરે;
તું તો જનમારાનો જૂઠો, હાર આપ્યા વિના નહીં છૂટો—છબીલાજી. ૩.
તેં તો વન વન ચારી ગાયરે, તારૂં ગોવાળપણું કેમ જાયરે;
તું તો મહી માખણનો ચોર, ચાર્યાં વૃંદાવનનાં ઢોર—છબીલાજી. ૪.
રાધા કેરાં તે મર્મ વચનરે,સુણી બોલ્યા તે જગજીવનરે;
નથી બીતો ગોવિંદનો સ્વામી, એમ બોલ્યા અંતરજામી—
છબીલાજી. ૫.

---

## પદ ૩.

ઓ રાધા જૂઠી નાર ઠગારી, ધૂતવાને આવી છું ધૂતારી. ટેક.
નારી નદિયોનાં નીર મંગાવોરે, સહુ દેખતાં મુજને પાવોરે;
તે જો પૂછે તીરથનાં પાણી, હાર તતક્ષણ આપું આણી—
ઓ રાધા ૧.
ચાર ગજની તે કયારી ખોદાવોરે, તેની મધ્યે અગ્નિ ધિકાવોરે;
પગ પરસીને નીસરૂં બહાર, જો ચૂકું તો આપું હાર—ઓ રાધા. ૨.
ચાર કોરા તે કુંભ મંગાવોરે, માંહી મોટા મણિધર મૂકાવોરે;
સરવે દેખે સાહેલીનો સાથ, હું ઝાલું તે જમણે હાથ— ઓ રાધા. ૩.
ધીર પતીજ કરતાં હું ચૂકુંરે; હાર હેલામાં આણી મૂકુંરે;
નથી બીતો ગોવિંદનો સ્વામી, પછી રાધા બોલી શિરનામી—
ઓ રાધા. ૪.

---

## પદ ૪.

ભૂધરજી ભૂલાં શીદને ભમાવો, હાર મૂકયો હોય ત્યાંથી લાવો. ટેક.
સહુ તીર્થ તમારી કાયારે, કુણ ઢુબે જસોદાના જાયારે;
તારાં પ્રાક્રમ સરવે જાણે, તને વેદ પુરાણ વખાણે— ભૂધરજી ૧.
મંદ્રાચળનો રવૈયો કીધોરે, રતનાકર મંથન કીધોરે;
પ્રભુ પાવક નહિ પરજાળે, હાર આપ્યા વિના નહીં ચાલે—
ભૂધરજી. ૨
કાળી નાગ તેં નાથ્યો કાળારે, વિખ તાણીને નાંખી જવાળારે;
હું તો જાણું તમારી ઘાત, વિઠ્ઠલ મેલો વાહ્યાની વાત— ભૂધરજી. ૩.
પ્રભુ દાવાનળ તમે પીધોરે, સરવે દેખતાં પસલીમાં લીધોરે;
પ્રભુ પાવક કઇ પેરે જળશે, હાર આપો મારો જીવ તલશે-ભૂધરજી. ૪.
પ્રભુ શીદને તે રાઢ વધારોરે, હાર ઇજતે આપો અમારોરે;
હઠ મેલોને હરજી હઠીલા, ગોવિંદના સ્વામી રસિલા— ભૂધરજી. ૫.

---

### પદ ૫.

રસિલા રસમાં રહ્યા છો બુડી, રંગ રેલતણી છોળ ઉડી. ટેક.
રસે રીઝયા શ્રી વૈકુંઠનાથરે, હરિએ ઝાલ્યો રાધાજીનો હાથરે ;
રીઝયા રીઝયા શ્રી વનમાળી, રાધા સંગે લીધી કરતાળી—
રસિલા. ૧.
રાધા રૂપે તે દીસે રૂડીરે, ખળકે કંકણુ ને વળી ચુડીરે ;
રસે રીઝયાં રાધા રાણી, ધન્ય ધન્ય શ્રીપુરૂષ પુરાણી— રસિલા. ૨.
મધ્ય રાધે કિશોર કિશોરીરે, શ્યામ શ્યામ ને રાધા ગોરીરે ;
હરિયે રમવાને રાસ સ્થાપ્યો, પછે હાર રાધાજીનો આપ્યો—
રસિલા. ૩.
હાર ગાશે જે નરને નારીરે, તેને કૃપા કરે મોરારિરે ;
હરિયે પ્રેમીને રસ પાયો, હાર ગોવિંદદાસે ગાયો— રસિલા. ૪.

---

## ગોવિંદરામ.

( ભરૂચ જીલ્લે આમોદનો સહસ્ર ઔદિચ્ય બ્રાહ્મણ ).

### પદ ૧. રાગ ગરબી. કલિજુગનો ધર્મ.

ભાઇઓ સાંભળો શાણા જન, કલિજુગ આવ્યોજીરે ;
જેહ પાંડવને શ્રી કૃષ્ણે, કહી સંભળાવ્યોરે. કલિજુગ. ૧.
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્યને શૂદ્ર, ચારે વર્ણ કહાવેજીરે ;
તે સર્વે નિજ નિજ ધર્મ લોપી, આડે મારગ જાવેરે. કલિજુગ. ૨.
પ્રથમ કલિજુગના બ્રાહ્મણનાં, લક્ષણ કહી સંભળાવું જીરે ;
તે કેડે બીજા સર્વેનાં, લક્ષણ ગાઇ બતાવુંરે. કલિજુગ. ૩.
ઉત્તમ જાતિ માણસ થઇને કરશે મદિરા પાનજીરે ;
ભૈરવ આદિ દેવને ભજશે, નહિ ભજે ભગવાનરે. કલિજુગ. ૪.

વેદ વિદ્યા અભ્યાસ તજીને, કરશે નીચની સેવાજીરે ;
નવ કર્યાનાં કારજ કરશે, લાજ તજી ધન લેવારે. કલિજુગ. ૫.
ગાયત્રી સંધ્યા પરહરશે, કૃષિ કર્મ તે કરશે જીરે ;
બ્રાહ્મણી ખેતર ભાત લેઇ જાશે, તે ખાઇને પેટ ભરશેરે,
કલિજુગ. ૬.
માજમ મફર લસણ પલાંડુ, ખાશે ખાંતે ખાંતે જીરે ;
ભાંગ અફીણ ઘુંટીને પીશે, કરશે ફેલ બહુ ભાતેરે. કલિજુગ. ૭.
કન્યાઓના પૈસા લેશે, દેશ પ્રદેશે દેશેજીરે ;
શાસ્ત્ર પુરાણને ભણવાં મેલી, વૈદાં કરી ધન લેશેરે. કલિજુગ. ૮.
સુરા આમિષ મધ મેલાવી, ઓસડ સહુને દેશેજીરે ;
જિભ્યાના રસમાં લોભાઇ, અંત્યજનાં અન્ન લશેરે. કલિજુગ. ૯.
બ્રાહ્મણ જાતિ પોતે થઇને, નીચ ગુરુ અનુસરશેજીરે ;
અસત્ય ગુરુનો ઉપદેશ લેઇને, નિયમ ધર્મ પરહરશેરે,
કલિજુગ. ૧૦.
બ્રહ્મ જ્ઞાન કથી તપ તીરથ વ્રત, ધ્યાન ભજન તજી દેશેજીરે ;
વેદ પુરાણ હરિ અવતાર હરિની, મૂર્તિ મિથ્યા કે'શેરે. કલિજુગ. ૧૧.
ચોરે ચકલે બેસી દ્વિજવર, નારી કથાઓ ગાશેજીરે ;
કોસ બોખનાં પાણી પીશે, બીજાને પણ પાશેરે. કલિજુગ. ૧૨.
વટલ્યાની આશંકા મેલી, ચલમો પીશે તાણીજીરે ;
પરમેશ્વરનો ડર નહિ રાખે, બોલશે મિથ્યા વાણીરે. કલિજુગ. ૧૩.
શમ દમ તપ શાંતિ શૌચાદિક, એ બ્રાહ્મણના ધર્મ જીરે ;
તેનો ત્યાગ કરીને દ્વિજવર, કરશે કૂડાં કર્મરે. કલિજુગ. ૧૪.
એવાં અનંત અયોગ્ય કર્મ છે, કેટલાંક કહી સંભળાવુંજીરે.
કલિના દ્વિજનાં લક્ષણ કહેતાં, અંતરમાંહી લજાવુંરે. કલિજુગ. ૧૫.
શૂરાતન ધીરજ ડહાપણને, યુદ્ધ થકી નવ ભાગેજીરે ;
ગૌ બ્રાહ્મણ સાધુ સેવામાં, ક્ષત્રી નિત્ય અનુરાગેરે. કલિજુગ. ૧૬.
તે સર્વે ત્યાગીને ક્ષત્રી, કરશે પાપ અનેક જીરે ;
તેમજ દાન પુન્ય હરિ ભક્તિ, ત્યાગી દેશે છેકરે. કલિજુગ. ૧૭.
જીવ દયા કરવી ક્ષત્રીને, તે કરશે જીવ હિંસાજીરે ;
ચોરી ચાડી ખાતર પાડી, ભેળા કરશે પૈસારે. કલિજુગ. ૧૮.

જોડા ઉપર છાંટો પડતાં, ઢોર નર્કમાં જાશેજીરે ;
તે દારૂને ક્ષત્રી પીશે, બીજાને પણ પાશેરે. કલિજુગ. ૧૯.
રાજાને રાજાના ચાકર, લાંચ લોકની ખાશેજીરે ;
જૂઠી જૂઠી સાખ્યો પૂરી, અવળા ન્યાય તોળાશેરે કલિજુગ. ૨૦.
ચાડિયા તેતો ચતુર કહેવાશે, રૂડા જન દંડાશેજીરે ;
હરામીથી સહુ હારશે સાધુ જન પીડાશેરે. કલિજુગ. ૨૧.
પાપ કર્મમાં બૂડયા રહેશે, ધર્મ લેશ નહિ પાળેજીરે ;
સત્પુરૂષની વાત નહિ માને, ચડશે અવળે ચાળેરે. કલિજુગ. ૨૨.
વાણિયા આદિક વેશ્ય કહાવે, તે પણ નિજ ધર્મ લોપીજીરે ;
પરનારી રત પાપી ગુરુને, રહેશે તનમન સોંપીરે. કલિજુગ. ૨૩.
સાચા ધર્મને ખોટા કહેશે, ખોટાને સત્ય ગાશેજીરે ;
ઉત્તમ જાતિ નાતરૂં કરશે, નહિ ખપે તેનું ખાશેરે. કલિજુગ. ૨૪.
કેટલાંક માણુસ દીકરીઓને, બાળપણામાં હણશેજીરે ;
પરણાવ્યાનું દામ ખરચ્યાની, દાઝે પાપ નહિ ગણશેરે કલિજુગ. ૨૫.
વાણિયા તેતો ચોરી કરાવશે, નહિ પાળે ધર્મ લેશજીરે ;
ઉપરથી તો રુડા રાખશે, વૈષ્ણવ કેરા વેષરે. કલિજુગ. ૨૬.
કૂડાં રાખશે કાટલાં ઘરમાં, લોકોને ઠગવા સારૂરે ;
ઓછું દેશે અદકું લેશે, કરે કર્મ નઠારૂંરે. કલિજુગ. ૨૭.
કન્યા કેરૂં દામ ન લેવું, તેનું ફળ છે મોટુંજીરે ;
તે કન્યાના પૈસા લેશે, કરશે કર્મ બહુ ખોટુંરે. કલિજુગ. ૨૮.
કૃષ્ણ નામનું મહાત્મ્ય ગાઇને, છીનાળાં બહુ કરશેજીરે ;
પ્રગટ પ્રભુની નિંદા કરશે, અસદ્ગુરૂ અનુસરશેરે. કલિજુગ. ૨૯.
કેટલાક વાણિક કર્મને સત્ય કહી, નાસ્તિક મત અનુસરશેજીરે ;
ભવ તારણ ભગવાન તજીને, પાપ કર્મ બહુ કરશેરે. કલિજુગ. ૩૦.
તેમજ શૂદ્ર પણ કલિજુગમાં, કરશે નિંદિત કર્મ જીરે ;
દગા ઘાત છળ બળ બહુ કરશે, નહિ પાળે શુભ ધર્મરે. કલિજુગ. ૩૧.
ચોરીને હિંસા બહુ કરશે, કરશે મદિરા પાનજીરે ;
ભૂતળી ભરવાડા ભુવા ધુણાવશે, નહિ ભજે ભગવાનરે. કલિજુગ. ૩૨.
શૂદ્ર જાતિ માણુસ કહાવે તે, ગુરુ થઇ જગ ફરશે જીરે ;
એક બ્રહ્મની વાતો કરશે, પરનારી સંગ કરશેરે. કલિજુગ. ૩૩.

અસત્પુરુષ ગુરુ થઇ જગ ફરશે, કાન ફુંકી ધન લેશે જીરે ;
વેદ પુરાણ શાસ્ત્ર હરિ મૂર્તિ, સહુને ખોટાં કહેશેરે. કલિજુગ. ૩૪.
અસદ્ગુરુને તેના ચેલા સર્વે, અસદ્માર્ગ અનુસરશે જીરે ;
ભગની સુતા પુત્રની નારી, તેનો સંગ નિત્ય કરશેરે. કલિજુગ. ૩૫.
એવા અનંત પાપે યુક્ત પ્રાણી, કલિજુગમાં બહુ થાશેજીરે ;
નારાયણનું ભજન તજીને, અન્ય દેવના ગુણ ગાશેરે. કલિજુગ. ૩૬.
સાસુની શિખામણ વહુઓ, અંતરમાં નહીં ધારે જીરે ;
માતાને વહુ નિત્ય દબાવશે, તોય પુત્ર નહિ વારેરે. કલિજુગ. ૩૭.
દીકરા પણ વહુની પક્ષ લેઇને, માત પિતાને લડશેજીરે ;
માત પિતા ઓસિયાળાં થઇને, ખૂણે બેઠાં રડશેરે. કલિજુગ. ૩૮.
વાંકાં વાંકાં વેણ કહેશે, સાસુને વહુ આવી જીરે ;
દીકરા તો જોઇ રાજી થાશે, મા ઉપર રીસ લાવીરે. કલિજુગ. ૩૯.
માતાને ઉદર દુઃખ દેતો, ઉંધે શિર રહ્યો ઝૂલીરે ;
પાળી પોષી મોટો કરશે, તે ગુણ જાશે ભૂલીરે. કલિજુગ. ૪૦.
સાસુ કેરાં વેણ ઉપર, વહુ વેણ બહુ લાવેજીરે ;
દીકરા સાંભળી રાજી થાશે, સાસુ નણદી રીસાવેરે. કલિજુગ. ૪૧.
મર્મ વચન સાસુ તે વહુને, કહેશે તું શું લાવીજીરે ;
તારા બાપની છત હું જાણું, સર્વે દેઉં બતાવીરે. કલિજુગ. ૪૨.
લોકોનું લુંડાપણું કરતો, પેટ પરાણે ભરતોજીરે ;
અન્નવસ્ત્રને અર્થે તારો, બાપતો વળખાં કરતોરે. કલિજુગ. ૪૩.
એવાં વાંકાં વેણે વહુને, સાસુ કહેશે બળતાંજીરે ;
ત્યારે વહુ સાસુને સુણાવશે, પતિને કહેશે વળતાંરે. કલિજુગ. ૪૪.
તારે પાલવ હું કયાં આવી, નિત્ય નિત્ય મહેણાં ખાવાજીરે :
તારો બાપ નઠારો તુંને, શીદ આવ્યો પરણાવારે. કલિજુગ. ૪૫.
ધણીને વહુઓ ધોકે મારશે, પર નર દેખી રાજી જીરે ;
નારી પતિને શિખામણ દેશે, તેને કહેશે પાજીરે. કલિજુગ ૪૬.
પરણ્યા ધણીનો ત્યાગ કરીને, પર નર સંગ લપકાશેજીરે ;
પતિ વ્રતાનો ધર્મ નહિ પાળે, એવી નારીઓ થાશેરે. કલિજુગ. ૪૭
વહુને સારૂં લગાડવા કાજે, જેમ કહે તેમ કરશેજીરે ;
નારી વશ થઇ કામ સહુ કરશે, નફટ થઇને ફરશેરે. કલિજુગ. ૪૮.

ધણિયાણીનાં ધોશે વસ્ત્રો, હાથે રાંધશે હાલીજીરે ;
બેન બનેવી બારાણું ન દેખે, પસલી લેશે સાળીરે. કલિજુગ. ૪૯.
સસરા સાળાને ત્રેવડશે, ભાઈઓ સાથે વેરજીરે ;
બેન ભાણેજાં ઘેર આવશે તો, લાગશે કડવાંઝેરરે. કલિજુગ. ૫૦.
બાળકનું ઉપરાણું લેઈને, ભાઇ ભાઈ સંગ લડશેજીરે ;
તુચ્છ પદારથ સારૂ બાંધવ, એક બીજાને નડશેરે. કલિજુગ. ૫૧.
જતી જોગી બ્રહ્મચારીત્યાગી, પંચ વિષય વિષ પીશેજીરે ;
ધન નારીનો સંગ્રહ કરશે, હરિસંગ હેત ન દીસેરે. કલિજુગ. ૫૨.
જંત્રમંત્રને દોરાધાગા, ઘેર ઘેર કરતા ફરશેજીરે ;
ત્યાગ વેરાગ્યને ધ્યાન ભજન સૌ, ત્યાગ કરી ધન હરશેરે. કલિજુગ. ૫૩.
સત્પુરૂષનો દ્રોહજ કરશે, અસત સંગાથે હેતજીરે ;
ગાંજો ભાંગ અફીણને હોકા, પીતાં થાશે ફજેતરે. કલિજુગ. ૫૪.
અંધગુરુ તેના ચેલાને પણ, ધર્મમાં હેત ન દીસેજીરે ;
નીચ ગુરુનું એઠું ખાશે, ચર્ણ ધોઇને તેના પીશેરે. કલિજુગ. ૫૫.
એવા અનંત દોષયુકત કલિમાં, ગુરુને શિષ્ય બહુ થાશેજીરે ;
વિધિ નિષેધનો ત્યાગ કરીને, એક બ્રહ્મ મુખ ગાશેરે. કલિજુગ. ૫૬.
ગીતામાં અર્જુનને કીધુંએ, કૃષ્ણ પ્રભુ શ્રી મુખ જીરે ;
અધર્મ કલિના વીંટયા માણસ, મુજથી થાશે વિમુખરે. કલિજુગ. ૫૭
ત્યારે હું પૃથ્વીમાં પ્રગટીશ, ધર્મના સ્થાપન સારૂજીરે ;
અધર્મ કલિનો નાશ કરીને, તારીશ જીવ હજારૂંરે. કલિજુગ. ૫૮.
કરૂણા કરી તે કૃષ્ણ કલિમાં, પ્રગટ થાશે સુખદાનજીરે ;
હરિ હરિકૃષ્ણ નામ કહેવાશે, પુરૂષોત્તમ ભગવાનરે. કલિજુગ. ૫૯.
કામ ક્રોધ મદ લોભના ત્યાગી, સાધુ કરશે અપારજીરે ;
ધર્મ જ્ઞાન વૈરાગ્ય સોતી, ભક્તિ કરશે વિસ્તારરે. કલિજુગ. ૬૦.
પાંડવને કૃષ્ણે કહી દાખ્યા, એ રીતે કલિ ધર્મજીરે ;
પાંડવ સુણી હેમાળે ગળિયા, જાણી સઘળો મર્મરે. કલિજુગ. ૬૧.
સંવત અઢાર સાડત્રિશે ગાયો, કલિજુગનો મહિમાયજીરે ;
તેને ગાય શીખે ને સાંભળે, તેના અઘ બળી જાયરે. કલિજુગ. ૬૨.

---

# છોટમ.

## ગરબી ૧.

**સાંભળજો સજ્જન નરનારી, હેત શીખામણ સારીજીરે—એ રાગ.**

સાંભળને તું સહિયર મારી, મૂરખ કેને કહિયે જીરે;
આળસમાં રહી ઉદ્યમ ન કરે, મૂરખ તેને લહિયે— સાં. ૧.
જ્ઞાની આગળ આપ વખાણે, હોય આપ અજ્ઞાની જીરે;
વિશ્વાસે વેશ્યાનાં વચનો, જે લે સાચાં માની— સાં. ૨.
ધૂતારા ઢોંગી કેરા, છળથી જાય છળાયોજીરે;
જર મેળવવા રમે જુગટું, તે મુરખ મેં ગાયો— સાં. ૩.
ખેપ કરે ને ખેતી ન કરે, તક ના જાણે તેનો જીરે;
માઠાં સારાં મુહુર્ત ખોળે, એ મૂરખતા એની— સાં. ૪.
પોતાની બુદ્ધિ નવ પહોંચે, કામ આદરે મોટાંજીરે;
બુઢ્ઢાપણમાં બાળા પરણે, ખોળે ચાંદાં ખોટાં— સાં. ૫.
સાકરનો વેપારી પોતે, જીભ સ્વાદની રાખે જીરે;
કંદોઇ કેરા કસબ કરીને, કડકે કડકે ચાખે— સાં. ૬.
કરજ કરીને નાત જમાડે, ઘર ને ખેતર ખૂવે જીરે;
વણ ધંધે ધનવંત થવાને, જનમોત્રીમાં જુવે— સાં. ૭.
સબળ શત્રુનો ન ધરે શંકા, વાદે વેર વધારે જીરે;
બળિયા સાથે બાથ ભરે તે, હાથે સઘળું હારે— સાં. ૮.
ઘટે બોલવું ત્યાં નવ બોલે, અણઘટતું બહુ બોલેજીરે,
પૂઠળ રહિને પરને નિંદે, તે નરખરને તોલે— સાં. ૯.
હોય લાભ મળવાને જ્યાંથી, રીસ ક્રોધ ત્યાં રાખે જીરે;
સજ્જન કેરા ગુણ લેઇ ન શકે, મિથ્યા અવગુણ ભાખે— સાં. ૧૦.
વિદ્યા કળા જ્ઞાન ગુણવાળા, નરની ન લહે રીતી જીરે;
ધૂતા કપટી હોય પાખંડી, તેવા સાથે પ્રીતી— સાં. ૧૧.
હોય ઘણું ધન હાથ પોતાને, ના ખરચે ના ખાય જીરે;
કૃપણ થઇને કષ્ટજ વેઠે. તે મૂરખ કહેવાય— સાં. ૧૨.

સુતને ધન સોંપી દે સઘળું, નારી પાસે માગે જીરે;
કોય કહે શિખામણ સારી, તે સહુ કડવી લાગે— સાં. ૧૩.
પાપીને ઉપકાર કરીને, પોતે પાપ વધારે જીરે;
રોગી થઇને પથ્ય ન પાળે, તે જમપુર પધારે— સાં. ૧૪.
અતિ ગર્વ ને ઓછી વિદ્યા, મન જાણી હું મોટો જીરે;
લાભ મળે ત્યાં આળસ રાખે, તેને આવે ટોટો— સાં. ૧૫.
નિત્ય નિત્ય નવીન કળા નવ શીખે, ભણ્યો હોય તે ભુલે જીરે;
ઉપજથી તે ખર્ચ વધારે, તે નર નિશ્ચય ડૂલે— સાં. ૧૬.
જાદુ મંત્ર કીમિયા સારૂ, ઘરનું દામ ગુમાવેજીરે;
વ્યાજે લઇને વ્યસન કરેતો, અંતે સંકટ આવે— સાં. ૧૭.
વગર કારણે સઘળે ભટકે, વણ બોલાવ્યો બોલેજીરે;
દુઃખિયા આગળ દુઃખ પોકારે, તે નર પશુને તોલે— સાં. ૧૮.
દુરબલને દુઃખ દેતો હીંડે, ભૂંડાનો ભય માનેજીરે;
ઢંગ સરવ હોય ઢાર સરીખા, પામર લખિયા પાને— સાં. ૧૯.
પ્રગટ કુલક્ષણ હોય પોતાનું, આપે આપ વખાણે જીરે;
ગુણના હીણા હોય ઘણા પણ, કુલને ઉંચું જાણે— સાં. ૨૦.
જ્યાં ત્યાં જનમાં જૂઠું બોલે, ધર્મ પોતાનો હારેજીરે;
સાચું જૂઠું સરખુ જાણે, ઘણાં ગપોડાં મારે— સાં. ૨૧.
એવા અવગુણ અનેક એમાં, કહેતાં પાર ન આવેજીરે.
કહે છોટમ તેનો સંગ તજિયે, ભજિયે પ્રભુને ભાવે— સાં. ૨૨.



## થોભણ.

### વાલાજીના મહિના.

### માસ ૧ લો.

કારતક માસે મેલી ચાલ્યા કંથરે વાલાજી;
પ્રીતલડી તોડીને આણ્યો અંત— મારા વાલાજી. ૧.

પિયુજી મારા શું ચાલ્યા પરદેશરે વાલાજી;
મંદિરિયાંમાં મેલ્યાં બાળે વેષ— મારા વાલાજી. ૨.
ભર દરિયામાં મેલી મુજને વહેતીરે વાલાજી;
આવડલી ઘાતોતે હું નવ લેતી— મારા વાલાજી. ૩.
હુંતો જાણતી ઉજળું એટલું દૂધરે વાલાજી;
જાવાને દિવસડે માંડયું જુદ્ધ— મારા વાલાજી. ૪.
સાગરિયા તમે શીદ થયાછો ખારારે વાલાજી;
કો આગળ જઇ કરિયે કષ્ટ વિસારા— મારા વાલાજી. ૫
તમે અમારાં દુઃખડાંના છો જાણરે વાલાજી;
પ્રીતલડી ઉપર બંધાણા પ્રાણ— મારા વાલાજી. ૬.
થોડેને દિવસડે અમને મળજોરે વાલાજી;
શોભણના સ્વામી વહેલા વળજો— મારા વાલાજી. ૭.

---

## માસ ૨ જો.

માગશર મહિને મંદિર ખાવા ધાયરે વાલાજી;
એકલડી દાસીના દિન કયમ જાય— મારા વાલાજી. ૧.
શરીર મારૂં સર્પ તણોછે ભારોરે વાલાજી;
ઉગરવાનો નથી એકે આરો— મારા વાલાજી. ૨.
જાય મારૂં જોબનિયું ભરપૂરરે વાલાજી;
આવે દિવસે કંથ ગયા કેમ દૂર— મારા વાલાજી. ૩.
નાગર વેલ તો નીર વિના સૂકાયરે વાલાજી;
મૂળમાંથી ઉપજી વ્રહની લાય— મારા વાલાજી. ૪.
વાલા તમારી વાડિયો વણસી જાયરે વાલાજી;
ટોયા વગરતો પંખી બેઠાં ખાય— મારા વાલાજી. ૫.
ધણી વિના તો નધણિયા લુંટાયરે વાલાજી;
ગોકુળમાં કેની ઓથે રહેવાય— મારા વાલાજી. ૬.
પિયુજી મારા પૂરણ કિરપા કરજોરે વાલાજી;
શોભણના સ્વામી વહેલા વળજો— મારા વાલાજી. ૭.

---

## માસ ૩ જો.

પોષ માસે પડિયા અમને શોષરે વાલાજી;
તેડાવો જોશીડા જુવે જોષ— મારા વાલાજી. ૧.
શા કારણથી નાવ્યા સુંદર શ્યામરે વાલાજી;
તરછોડીને ચાલ્યા ગોકુળ ધામ— મારા વાલાજી. ૨.
એક બંધવના લખજો કુશળ ખેમરે વાલાજી;
વધામણી વાંચતાં વાધે પ્રેમ— મારા વાલાજી. ૩.
હૈયામાંથી નથી હોલાતો ખટકોરે વાલાજી;
કાગળિયો લખી મોકલજો કટકો— મારા વાલાજી. ૪.
સાહી વિના તો હડતાલો દેવાઈરે વાલાજી;
ભુધરજી તમે કેમ ભૂલ્યા ચતુરાઇ— મારા વાલાજી. ૫.
ચતુર હોય તેને ચારે દશો ફોમરે વાલાજી;
શામળિયા સાંભળજો મારી બૂમ— મારા વાલાજી ૬.
ઘડી ગણતાં માસ ગયાછે ત્રણરે વાલાજી;
થોભણના સ્વામી રાખો શરણે— મારા વાલાજી. ૭.

---

## માસ ૪ થો.

માહ મહિનાની સેજલડીછે સૂનીરે વાલાજી;
ગાતરની ઘાટડિયો ભીડું કેની— મારા વાલાજી. ૧.
બાંહલડી તે કેની કંઠે નાંખુંરે વાલાજી;
હૈયાના હિંડોળા મનમાં રાખું— મારા વાલાજી. ૨.
વાવલિયા ઠંડા શીતળ વાયરે વાલાજી;
હિમાળો હાલ્યો તે કયમ રહેવાય— મારા વાલાજી. ૩.
અમ ઉપર તેં દુઃખનો ડુંગર વાળ્યોરે વાલાજી;
શામાટે શિયાળો ઘેર ન ગાળ્યો— મારા વાલાજી. ૪.
તેજ અમારી આંખ તણા તો ઉલ્યાંરે વાલાજી;
હમણાંનું હસવું ને રમવું ભૂલ્યાં— મારા વાલાજી. ૫.

દેહ તણાં તો દુઃખડાં કોને કહિયે રે વાલાજી;
આંસુડાં ગાળીને થાકયાં રહિયે— મારા વાલાજી. ૬.
ઓચિંતાં આવીને પડિયાં દુઃખડાંરે વાલાજી;
શોભણના સ્વામી આપો સુખડાં— મારા વાલાજી. ૭.

---

## માસ ૫ મો.

ફાગણ મહિને ફુલ્યાં સુંદર ફુલરે વાલાજી;
એ દેખી અંતરમાં ઉપજે શૂળ— મારા વાલાજી. ૧.
વસંત રૂતુમાં વિરહ ઉઠીછે ભારીરે વાલાજી;
જાતાં ઝેર દઇને કેમ ન મારી— મારા વાલાજી. ૨.
ઓ પેલાં આહીરડાં ખેલે હોળીરે વાલાજી;
સરખી સહિયરની મળીછે ટોળી— મારા વાલાજી ૩.
ચૂવા ચંદન ઉડે અબીલ ગુલાલરે વાલાજી;
ભેર ભુંગળ ને વાગે મૃદંગ તાલ— મારા વાલાજી. ૪.
જો રે બનીછે ઘેરૈયાની ટોળીરે વાલાજી;
ઓ પેલી પાડોશણ રંગમાં રોળી— મારા વાલાજી. ૫.
હરિ અમારે હૈડે હરખ ન માયરે વાલાજી;
ગોકુળની ગોપીઓ તમને ગાય— મારા વાલાજી. ૬.
આ વેળા તમે આકાશથી ઉતરજોરે વાલાજી;
શોભણના સ્વામી વારે ચઢજો— મારા વાલાજી. ૭.

---

## માસ ૬ ઠો.

ચઇતર માસે મહોરી તારી વાડીરે વાલાજી;
કરમાણાંતાં તેણે કુંપળ કાઢી— મારા વાલાજી. ૧.
વૃંદાવનમાં ભારે દાડમ ફાલ્યાંરે વાલાજી;
ભીતરિયારામાં ભારે દુઃખડાં સાલ્યાં— મારા વાલાજી. ૨.

ભાત ભાતનાં ફૂલડાં ફાલ્યાં ઓળાંરે વાલાજી;
લીલાં ને પીળાં ને રાતાં ધોળાં— મારા વાલાજી. ૩.
કાળી કોયલ બોલે મધુરા મોરરે વાલાજી;
ભમરા ગુંજારવના ઉડે સોર— મારા વાલાજી. ૪.
ડમરો મરવો ગુલાબ ને ગુલનોરારે વાલાજી;
છોગલડાં મૂકાવાને આવો ઓરા— મારા વાલાજી. ૫.
અગરચંદનની શોભા નથી અધુરીરે વાલાજી;
તેને તળે તો બેસો સભા પૂરી— મારા વાલાજી. ૬.
જળ જમુનાનાં છાંટણિયાં છંટાવુંરે વાલાજી;
થોભણના સ્વામીજી તમને ભાવું— મારા વાલાજી. ૭.

---

## માસ ૭ મો.

વૈશાખ માસે વાટ તમારી ન્યાળુંરે વાલાજી;
આંખલડી ઉઘાડી ચોદશ ભાળું— મારા વાલાજી. ૧.
ઝંખનામાં તો જાય છે આઠ પહોરરે વાલાજી;
મંદરિયાંમાં નથી વહેતું સોર— મારા વાલાજી. ૨.
જીવ અમારો આકુળ વ્યાકુળ થાયરે વાલાજી;
ઘડી એકમાં તો જનમારો વહી જાય— મારા વાલાજી. ૩.
દુઃખડાંમાંથી સુખનો લેતાં લાભરે વાલાજી;
ઓચિંતો અમ ઉપર પાડયો આભ— મારા વાલાજી. ૪.
જળનાં જીવડાં દળ વાદળ કેમ સહેશેરે વાલાજી;
તરણાં ઉપર કયમ મેરૂ રહેશે— મારા વાલાજી. ૫.
કીડી ઉપર કટક ચઢાવી લાવ્યારે વાલાજી;
વાલપણામાં વિષના છોડ વાવ્યા— મારા વાલાજી. ૬.
શું નાંખો છો તાણીને તરછોડીરે વાલાજી;
થોભણના સ્વામીને કહું કરજોડી— મારા વાલાજી. ૭.

---

## માસ ૮ મો.

જેઠ માસે જોઇ રહી છું ઠેઠરે વાલાજી;
ઉનાળો ઉલ્યો પણ નવ થઇ ભેટ— મારા વાલાજી. ૧.
ઘડી ગણંતાં માસ ગયા છે આઠરે વાલાજી;
આગળ આવ્યા અષાડાના ઘાટ— મારા વાલાજી. ૨.
જીવનજી તમને બહુ ઘણી લૂ વાશેરે વાલાજી;
ઉનાળાની આંચે દેહ કરમાશે— મારા વાલાજી. ૩.
પિયુડા તારી કુમ કુમ વરણી મોળરે વાલાજી;
મંદરિયે આવીને ચંદન ચોળ— મારા વાલાજી. ૪.
વીંઝણિયે તે વાવલિયા ઢોળાવુંરે વાલાજી;
શીતળ જળ ઝારીઓ આગળ લાવું— મારા વાલાજી. ૫.
તારે અર્થે આંગણું સ્વચ્છ કરાવુંરે વાલાજી;
શીતળ વા સંઘાતે રાસ રમાવું— મારા વાલાજી. ૬.
જાદવ તમને ઝીણાં વસ્ત્ર પેરાવુંરે વાલાજી;
શોભણના સ્વામીજી લાડ લડાવું— મારા વાલાજી. ૭.

---

## માસ ૯ મો.

અષાડ માસે આવી મેઘ ઘડુકેરે વાલાજી;
વીજળિયો ચમકે ને જોર ઝબુકે— મારા વાલાજી. ૧.
અવધ ઉપર સર્વે આવી ઉભુંરે વાલાજી;
શામળિયાજી કોની જોડે શોભું— મારા વાલાજી. ૨.
ઘેર વળ્યા જે ગયા હતા પરદેશરે વાલાજી;
પિયુજી મારા કોનાં ઓઠાં લેશ— મારા વાલાજી. ૩.
આ ચોઘડિયે એવો ઉપનો નેહરે વાલાજી;
પ્રાણ તજું કે પાડું મારો દેહ— મારા વાલાજી. ૪.
કાં જાણું જે ભેરવ જળ ઝંપલાવુંરે વાલાજી;
કાશીએ જૈને કરવત મૂકાવું— મારા વાલાજી. ૫.

કાં જાણું જે જોગ ધરીને જાઉંર વાલાજી ;
તારે ને વિજોગે ચોદશ ધાઉં— 　　મારા વાલાજી. ૬.
જોયાવિના તે જંપજ નથી વળતારે વાલાજી ;
થોભણના સ્વામીજી શે નથી મળતા— 　　મારા વાલાજી. ૭.

---

## માસ ૧૦ મો.

શ્રાવણ માસે સરવરિયાની ઝડિયોરે વાલાજી ;
એવીની નથી ઉઘડતી ઘડીઓ— 　　મારા વાલાજી. ૧.
વા વાદળને વાયે છે બહુ શોરરે વાલાજી ;
નાની મોટી નદિયો આવી પૂર— 　　મારા વાલાજી. ૨.
કંથ વિના કામાનચો કેમ ખમાશેરે વાલાજી ;
પરદેશી પિચુડાની પ્રીત જણાશે— 　　મારા વાલાજી. ૩
જે કાનુડે કંસનું કર્યું નિધનરે વાલાજી ;
તું કાનુડો કોનું ઠારે મન— 　　મારા વાલાજી ૪.
આ વાલાનો અધુરો ઘરવાસરે વાલાજી ;
માસી મારી તેનો શો વિશ્વાસ— 　　મારા વાલાજી. ૫.
ઢોરાં ચાર્યાં તેનો તે શો તોલરે વાલાજી ;
વાટે ને ઘાટે દો જૂઠા બોલ— 　　મારા વાલાજી. ૬.
ભૂધરજી તમે ભરવાડાવટ રાખીરે વાલાજી ;
થોભણના સ્વામીજી જુઓ ઝાંખી— 　　મારા વાલાજી ૭.

---

## માસ ૧૧ મો.

ભાદરવે ભરનિદ્રા લાગી મીઠીરે વાલાજી.
સ્વપનામાં તો તારી મૂર્તિ દીઠી— 　　મારા વાલાજી. ૧.
માથે મુગટ પીતાંબર છે પે'ર્યાંરે વાલાજી ;
તિલક છાપ ને ટપકાં કેસર કેરાં— 　　મારા વાલાજી. ૨.

પાતળિયાનો પટકો જોઇને અટકીરે વાલાજી ;
તે વેળાએ દુઃખડાં ચાલ્યાં છટકી— મારા વાલાજી. ૩.
કાને કુંડળ કોટે મોતી હારરે વાલાજી ;
જરકસીને ઝામે ઝળકે તાર— મારા વાલાજી. ૪.
વાંસલડીની વરણાગી શી કહીએરે વાલાજી ;
ઘુઘરીઓ દેખીને ઘેલાં થઇએ— મારા વાલાજી. ૫.
વધામણી તો આવે વારમવારરે વાલાજી ;
શોભણના સ્વામીજી મળિયા મોરાર— મારા વાલાજી. ૬.

---

## માસ ૧૨ મો.

આસો માસે આવી વાયસ બોલેરે વાલાજી ;
ચોકમાં આવીને ચાસ ડોલે— મારા વાલાજી. ૧.
વધામણી કોઇ લાવે આણી વારરે વાલાજી ;
કંઠેથી આલું એકાવળ હાર— મારા વાલાજી. ૨.
તરિયાં તોરણ બાંધુ મારે દ્વારરે વાલાજી ;
ઘરમાં ઘાલું કુમ કુમ વરણી ગાર— મારા વાલાજી. ૩.
સોનાને શ્રીફળે પૂરૂં થાળરે વાલાજી ;
ભેર ભુંગળ વજડાવું મૃદંગ તાલ— મારા વાલાજી. ૪.
ચાલો સજની વૈકુંઠ નાથ વધાવારે વાલાજી ;
શોભણના સ્વામીજી મંદિર આવ્યા— મારા વાલાજી ૫.
બારે માસે આવી ઝાલ્યો હાથરે વાલાજી ;
મોતીડે વધાવ્યા વૈકુંઠ નાથ— મારા વાલાજી. ૬.

---

## માસ ૧૩ મો.

પુરૂષોત્તમજી પુરૂષોત્તમ મસવાડોરે વાલાજી ;
દયા કરી તે દીવાળીનો દાહડો— મારા વાલાજી. ૧.

હરિ અમારે આનંદ ઓચ્છવ થાયરે વાલાજી ;
માનનિયો મળીને મંગળ ગાય— મારા વાલાજી ૨.
સેવક સરવે આરતિયો ઉતારેરે વાલાજી ;
અલબેલાજી ઉપર તન મન વારે— મારા વાલાજી. ૩.
ખાન પાન પકવાન મીઠા મેવારે વાલાજી ;
જમુનાં જળ ઝારિયો આચમન લેવા— મારા વાલાજી ૪.
લવિંગ સોપારી એલચી આદર માનરે વાલાજી ;
વાળી આપું બીડલે બાસઠ પાન— મારા વાલાજી. ૫.
સુખ સજ્યામાં પોઢાડું નંદલાલરે વાલાજી ;
શોભણના પ્રભુ નિર્ખીને થાઉં ન્યાલ— મારા વાલાજી. ૬.

---

## પદ ૧૪. પંદર તિથિની ગરબી

સખી પડવે તે પંથ દોવાર, સખીઓ ચાલોરે ;
હુંને મળ્યો છે નંદનો લાલ, વ્રજનો વહાલોરે.
સખી બીજે તે બીજી વાત, રહીછું હારીરે ;
હુંને કામ ન સૂઝે કાંય, લાગી તાળીરે.
સખી ત્રીજે ત્રિભુવનરાય, ઓરેરા પધારોરે ;
મારે હૈડે હરખ ન માય, મોતીડે વધાવુંરે.
સખી ચોથે ચતુરા રાય, રહીછું ચેતીરે ;
હુંને પ્રભુ પ્રભુ કરતાં જાય, હોઠડા સૂકીરે.
સખી પાંચમની ઘટ રાત, મુજને વહાલીરે ;
મારા વાહાલ વિના ઘટ રાત, દીસે ઠાલીરે.
સખી છઠે છઠિયા લેખ, તે કયમ ટળશેરે ;
મારે પૂરણ પ્રભુજીથી પ્રીત, પ્રભુજી કયારે મળશેરે.
સખી સાતમનો સંતાપ, અતિ ઘણો મુજનેરે ;
એવાં મોરલીનાં મધુરાં વેણુ, શું કહું તુજનેરે.
સખી આઠમનો આનંદ, અંગ ન માતોરે ;
એવાં મોરલીમાં મધુરાં વેણુ, ગિરિધર ગાતોરે.

સખી નોમે નમેરી રાય, આંહીં રહ્યાછોરે;
હુંને મેલી ગોકળ માંય, મથુરા ગયા છોરે.
સખી દસમે તે દનને મન, દેહી મોરી દાઝેરે;
હુંને સાસુનો સંતાપ, ઘડી નવ ભાંગેરે.
સખી એકાદશીનાં વ્રત, મુજને કરવાંરે;
મારે નિરમળ રાખવું ચિત્ત, ધ્યાને ધરવાંરે.
સખી દુવાદશીને દિન, દરશન દેજોરે;
એવા સામળિયા ભગવાન, હૃદયમાં રહેજોરે.
સખી તેરસે તે તન ને મન, રહ્યા છો રીઝીરે;
મારા વાહાલા વિના કોઇ વાત, ગમે નહિ બીજીરે,
સખી ચૌદ વિદ્યા ગુણ જાણ, નાથ અમારારે;
હું જાણતી મોરા પ્રાણ, નીવડ્યા ખારારે.
સખી પુનમ કેરા ચંદ્ર, સોળ કળાનોરે;
મારે શોભણનો સ્વામી, હાર ગળાંનોરે.

---

## પદ ૧૫ રાધાના મહિના.

કો'ને સખી કારતક કેમ જાશે, કે વનમાં મોરલી કોણ વાશે;
કે મહીનો દાણી કોણ થાશે, કે જમુના જાવા દો પાણી, ૧.
માગશરે મન મારૂં મળિયું, કે વિખિયા ભાવ થકી ટળિયું;
જેમ લુણ પાણીમાં ભળિયું— કે જમુના. ૨.
પોષે સોષ પડ્યા અમને, વા'લાજી મારા શું નમિયે તમને;
દિલાસા દીધા છે અમને— કે જમુના. ૩.
માહે મકર તણે માતે, કે કુલડિયાં વેરતી ખાંતે;
કે વ્હાલાજી મારા મથુરાના વાટે— કે જમુના. ૪.
ફાગણે ફેર ફરે હોળી, કે આછાં ચરણાને ચોળી;
કે ચુંદડી મારી કેસરમાં રોળી— કે જમુના. ૫.
ચૈતરે ચતુરા ચેત ધરતી, કે વ્હાલાજીના ગુણ ગાતી ફરતી;
તોય મ્હારે વ્હાલે કીધી નરતી— કે જમુના. ૬.

કે વૈશાખે વાયા વાવલિયા, કે ઘેર પધારો નાવલિયા ;
કે દુધડે ધોઉં તારા પાવલિયા— કે જમુના. ૭.
જેઠે જગજીવન આવ્યા, કે સૌ લોક વધામણી લાવ્યા;
વ્હાલાજી મારા કશુંયે નાં કાવ્યા— કે જમુના ૮
અષાડે અબળા થઇ ઝાંખી, વા'લે મા'રે ભરજોબનમાં રાખી ;
વિચારો હવે વાત થશે વાંકી— કે જમુના. ૯.
શ્રાવણ સરવડિયે વરસે, કે નદિયે નીર ઘણાં તરશે ;
કે કોયલડી ટોકલિયા કરશે— કે જમુના. ૧૦.
ભાદરવો ભરી તરે ગાજે, સૈયર ઘેર વલોણું વાજે ;
તે તો મારા રૂદિયામાં દાઝે— કે જમુના. ૧૧.
આસોની રજની અજવાળી, કે શેવ વણું કે સુંવાળી ;
કે વા'લા વિના આ શી દીવાળી— કે જમુના. ૧૨.
કે રાધાને હાથ સોનાની ચૂડી, સ્વામી શોભણનાથી દીસે રૂડી ;
દુઃખરે સરવે ગયાં છે બૂડી— કે જમુના. ૧૩.

---

# કવિવર દલપતરામ ડાહ્યાભાઇ.

## નીતિ ધોળ તથા ગરબી સંગ્રહ.

**શ્રી રામચંદ્રજીએ વનવાસ જતી વખત સીતાજીને પિયર જવાવિષે કહ્યું.**

### ધોળ ૧.

રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં, સતી સીતાને આવતાં સાથ ;
કહે રઘુનાથ, પધારો પિયર પ્યારી.
નહિતો અહીં રહો સસરાનાં રાજમાં, હેતે હળીમળી સાસુ સંઘાથ ;
નહિતો જોડી હાથ— પધારો ૧.
અમે વસ્તીમાં નહિ વસિયે વિનતા, અમે કરશું જઇ વનવાસ ;
તમે પામો ત્રાસ— પધારો.

સાથે રથ કે ઘોડું નહીં રાખીએ, નહિ રાખીએ દાસી કે દાસ ;
કોઇ અમ પાસ— પધારો. ૨.
તમે કોશનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો થાક ;
લીટી ખેંચો નાક— પધારો.
અમે વનફળ ખાઇ ખુશીમાં રહેશું, કોઇ દિવસેતો કેવળ શાક ;
વિના લુણ પાક— પધારો. ૩.
વનમાં નથી મંદિર નથી માળિયાં, નથી પહોડવા કાજ પલંગ ;
રંગીત નવરંગ— પધારો.
કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સૂવા સાથરો તે ખુચે અંગ ;
એમાં શો ઉમંગ— પધારો. ૪.
વનમાં હીરનાં ચીરતો નહીં મળે, વનમાં નહીં મળે ફરતાં ફુલેલ ;
કે તેલ ધૂપેલ— પધારો.
વનમાં નહીં મળે શાણી સાહેલીઓ, કરશો કે થકી ખાંત્યથી ખેલ ;
ઉમંગ ભરેલ— પધારો. ૫.
ઉષ્ણકાળે વાશે ઊના વાયરા, એવું દેખીને થાશો ઉદાસ ;
જ્યારે જેઠ માસ— પધારો.
વરસે મેઘને ઝબુકશે વીજળી, તેવે ટાણે તો તરૂ તળે વાસ ;
નહીં છત્રી પાસ— પધારો. ૬.
વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે બહુ ચોર ;
જેનું ઘણું જોર— પધારો
વનમાં વાઘ વરૂ ને વાંદર જેવાં, ઘણાં વિચરે જનાવર ઘોર ;
વચ્ચે નહીં ઢોર— પધારો. ૭.
મોટા પરવત દેખીને માનની, તમે નજરે જોયા નહી જાય ;
દીઠે ખાવા ધાય— પધારો.
તમે રાજ કન્યા કાયા કોમળી, વનવાસનાં દુઃખ ન વેઠાય ;
કાયા કરમાયે— પધારો. ૮.
ઘરમાં અંધારૂં દેખી ડરો ઘણાં, નથી નીસર્યાં કદી ઘર બા'ર ;
છો નાજુક નાર— પધારો.
તમે છોટી ઉમર વર્ષ સોળનાં, નથી સંકટ વેઠ્યાં લગાર ;
તમો કોઇવાર— પધારો. ૯.

પરણી આવીને પિયર ગયાં નથી, તમને મળવાને ઇચ્છે છે માય ;
ચાંપે ચિત્ત ચાય— પધારો.
રાજા જનકજી તમને ઝંખે ઘણા, તેના સંદેશા આવે સદાય ;
તેડાં પાછાં જાય— પધારો. ૧૦.
ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહીપાળ ;
પૂરાવીને થાળ— પધારો.
અમે અવધે ફરી જ્યારે આવશું, લેશું સ્નેહે તમારી સંભાળ :
ત્યારે તતકાળ— પધારો. ૧૧.
રૂડી મિથિલા પુરી મન માનતી, તેમાં પામશો પરમ વિરામ ;
છે બાપનું ગામ— પધારો.
ગોરી તમને ગમે તેમ હું કરૂં, એમ દલપતરામનો શ્યામ ;
કહે રાજારામ— પધારો પિયર પ્યારી. ૧૨.

---

### સીતાજીનો જવાબ.

### ૨. રાગ ઉપર પ્રમાણે

એવું સાંભળી સીતાજી કહે, સુણો સુંદર શ્યામ સુજાણ ;
પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી.
જુદા પડવાની વાત વાલા કહો, તેતો બોલ લાગે તીખા બાણ ;
રઘુકુળ ભાણ— સાથે રાખો. ૧.
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં, તમથી વેગળો તે પરદેશ ;
હું જાણું હંમેશ— સાથે રાખો.
તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂં વેશ ;
જટા કરૂં કેશ— સાથે રાખો. ૨.
સ્વામી તમેરે સુખી સુખ માહરે, તમે દુઃખમાં તો દુઃખ મારે દેહ ;
એમાં શો સંદેહ— સાથે રાખો.
જે કોઇ પરણ્યા પછી રહે પિયરમાં, અવતાર બળો ધિક એહ ;
મુવા જેવી તેહ— સાથે રાખો. ૩.

સ્વામી તમ વિના મંદિર માળિયાં, ભાસે પરવત મોટા સમાન;
વસ્તી તો વેરાન— સાથે રાખો.
માહ્યા વનમાં ભરી વસ્તી ભાસશે, જ્યારે પામીશ દરશન દાન;
કૃપાના નિધાન— સાથે રાખો. ૪.
સાસુ સસરા ને માત પિતા સહુ, ભલે જીવો કરો રૂડાં રાજ;
મને માહારાજ— સાથે રાખો.
સ્વામી શું કરૂં ભાઈ ભોજાઇને, સ્વામી શું કરૂં સૈયર સમાજ;
કેનું નથી કાજ— સાથે રાખો. ૫.
સાચું સગપણ જગમાં સ્વામીતણું, બીજો સ્વારથી સઘળો સંસાર;
કુટુંબ પરિવાર— સાથે રાખો.
મારાં લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો લુનાર;
કે એકે આધાર— સાથે રાખો. ૬.
કાયા પ્રાણ થકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી છેક;
જીવું તજી ટેક— સાથે રાખો.
જો કોઇ જળથી જુદી પડી માછલી, રાખે દૂધમાં કરી વિવેક;
જીવે પળ એક— સાથે રાખો. ૭.
તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજને પાટ;
હવેલીના ઠાઠ— સાથે રાખો.
મને હીરનાં ચીર ગમે નહીં, મને ન ગમે ઘરેણાના ઘાટ;
મટાડો ઉચ્ચાટ— સાથે રાખો. ૮.
હું તમને દીઠે થાઉં દેખતી, અણદીઠે તો આંધળી ભીંત;
જનમની એ રીત— સાથે રાખો.
મેં તો સ્નેહ તોડયો સહુ લોકથી, બાંધી તમસંગે પૂરણ પ્રીત;
ચોરાયું છે ચિત્ત— સાથે રાખો. ૯.
જમવું જીવન તમથી જુદાં પડી, હોય વિધ વિધનાં પકવાન;
તે વિખનાં નિશાન— સાથે રાખો.
કરીએ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાક કે પાન;
તે મેવા સમાન— સાથે રાખો. ૧૦.
પડશે તડકાને તાપ વૈશાખના, તેતો જાણીશ ચંદ્ર પ્રકાશ;
રહી તમ પાસ— સાથે રાખો.

મુજને મેલી જો પંથે પધારશો, આવી મલવાની ધરશો ન આશ;
નિશ્ચે પામું નાશ— સાથે રાખો. ૧૧.
કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થઇને નિરાશ,
કહે લેતી શ્વાસ— સાથે રાખો.
દયા કરો દેવ દલપતરામને, સતી સીતાને દેખી ઉદાસ;
જતાં વનવાસ— સાથે રાખ્યાં સ્નેહથી. ૧૨.

---

### શ્રી રામચંદ્રજીએ સીતાજીપર લખેલો કાગળ.

### ૩. ધોળ મામેરૂં મોંઘાં મૂલનું એ રાગ.

સ્વસ્તિ શ્રી પુરી લંકા સોહામણી, જ્યાં રાજે છે જનક કુમારી;
પ્રીતમ લખે પ્યારીને.
રહો અખંડ એવાતણ તમતણાં, એવી આશિષ વાંચો અમારી;
પ્રીતમ લખે પ્યારીને. ૧.
ગોરી દૈવના જોગે જુદાં પડ્યાં, પણ પ્રાણ મારા તમ પાસ:
પ્રીતમ લખે પ્યારીને.
બેસું બાગ બગીચે કે બંગલે, રહું તમવિના અધિક ઉદાસ;
પ્રીતમ લખે પ્યારીને. ૨.
તારો સ્નેહ ઘડિયે ઘડી સાંભરે, તારો ભાવ ભૂલ્યો કેમ જાય;
પ્રીતમ લખે પ્યારીને.
તારા હેતથી હૈડું ભરાય છે, તેતો લેખણથી ન લખાય;
પ્રીતમ લખે પ્યારીને. ૩.
મારે અર્થે તમે બાળાપણ થકી, તજ્યો સઘળો પિયર પરિવાર;
પ્રીતમ લખે પ્યારીને.
મારાં લેશ વચન નથી લોપિયાં, નથી કોપિયાં કદીએ લગાર;
પ્રીતમ લખે પ્યારીને. ૪.
તારી નમ્રતા અમૃતથી ગળી, વળી શોભિતો શાંત સ્વભાવ;
પ્રીતમ લખે પ્યારીને.
જેથી મનની ઉદાસી તુરત મટે, તારા બોલનો એવો બનાવ;
પ્રીતમ લખે પ્યારીને. ૫.

ગોરાંદે તારા ગુણ કેમ વિસરે, કેમ વિસરે વાલપ ભર્યાં વેણ ;
    પ્રીતમ લખે પ્યારીને.
હેતે હસ્તું વદન તારૂં વિનતા, મારાં નિરખવા તલખે છે નેણ ;
    પ્રીતમ લખે પ્યારીને. ૬.
દિવસે તુજવિના દિલમાં ગોઠે નહીં, પીવું પાણી કે જમવું અનાજ ;
    પ્રીતમ લખે પ્યારીને.
રાતે રોઇને આંખ્યો રાતી થઇ, લોક પૂછે તો આવે છે લાજ ;
    પ્રીતમ લખે પ્યારીને. ૭.
ગોરી મનમાં ધીરજ ધરી રાખવી, કાલે ભાંગશે ભવના વિજોગ ;
    પ્રીતમ લખે પ્યારીને.
જેથી રીઝે આપણને જગતપતિ, એવો અહોનિશ કરવો ઉદ્યોગ ;
    પ્રીતમ લખે પ્યારીને. ૮.
જેજે વૃદ્ધ પાડોશીઓ શુદ્ધ છે, તેને પ્રીતથી કહેજો પ્રણામ ;
    પ્રીતમ લખે પ્યારીને.
વિભીષણ મારા મિત્ર પવિત્રને, કહેજો જરૂરનું હોય જો કામ ;
    પ્રીતમ લખે પ્યારીને. ૯.
જોઇતી વસ્તુ જરૂર મંગાવજો, કશી વાતે મુંઝાશો ન મન ;
    પ્રીતમ લખે પ્યારીને.
કાલે દેખીશું દિવસ આનંદના, જાશે વિસરી આ દુઃખભર્યા દિન ;
    પ્રીતમ લખે પ્યારીને ૧૦.
જે જે પ્યારી તમારી સાહેલીઓ, તેને પણ મારા કહેજો જુહાર ;
    પ્રીતમ લખે પ્યારીને.
સાસુ સસરાની આશિષે સુંદરી, મળશું ભામનીને ભરતાર ;
    પ્રીતમ લખે પ્યારીને. ૧૧.
વધે સ્નેહને સંપ સુજન સાથે, તેવી તન મન રાખજો ટેવ ;
    પ્રીતમ લખે પ્યારીને.
અમે થોડી અવધે હવે આવીશું, એમ દલપતરામનો દેવ ;
    પ્રીતમ લખે પ્યારીને. ૧૨.

## શ્રી સીતાજી તરફથી શ્રી રામચંદ્રજીના કાગળનો જવાબ.

### ૪ રાગ સદર.

સ્વસ્તિ શ્રી શુભસ્થાન સોહામણું, જ્યાં રાજે સદા રઘુનાથ ;
કાગળ લખે કામની.
લખે લંકા થકી સીતા સુંદરી, હેતે વંદે જોડી જોડ હાથ ;
કાગળ લખે કામની. ૧.
પત્ર આવ્યો તમારો પ્રીતે ભર્યો, વાહાલા વાંચી થયો વિશરામ ;
કાગળ લખે કામની.
પ્રાણ જીવન તમથી જુદાં પડયે, ઘણા દિવસ થયા ઘનશામ ;
કાગળ લખે કામની ૨.
મારે મળવાને મન અકળાય છે, ઘડી એક તે જુગજેવી જાય ;
કાગળ લખે કામની
મારાં નેણનાં નીરથી નાથજી, સુતાં રજનીમાં સેજ ભિંજાય ;
કાગળ લખે કામની. ૩
ઘેર ચાલો હવે તો ઘણી થઇ, નહિતો જીવડો જાશે જરૂર ;
કાગળ લખે કામની.
દૈવે પાંખો આપી હોય પિંડમાં, ઉડી આવું દેશાવર દુર ;
કાગળ લખે કામની. ૪.
વાલા નિત્ય નવી વાત વાંચીએ, જેથી પામીએ પૂરો પ્રમોદ ;
કાગળ લખે કામની.
ચતુરાઇની ચોજ હું ચાળવું, આવો વિદ્યાના કરીએ વિનોદ ;
કાગળ લખે કામની. ૫.
તાંબાકુંડી ઉંડી રૂડી ઓપતી, ભાવે ભરૂં માંહીં નિરમળ નીર ;
કાગળ લખે કામની.
બેસો બાજોઠે ચડી મારા ચોકમાં, સ્વામી નવરાવું ચોળી શરીર ;
કાગળ લખે કામની. ૬.
કરૂં સરસ રસોઇ રૂડી રીતથી, પ્રીતે પીરસીને બેસું હું પાસ ;
કાગ લખે કામની.

એવા દિવસ તે ક્યારે દેખાડશો, ક્યારે અંતરની પૂરશો આશ ;
    કાગળ લખે કામની. ૭
સ્વામી તમવિના પિયર ને સાસરૂં, સૂનો લાગે સઘળો સંસાર ;
    કાગળ લખે કામની.
મારાં માથાંથી મોંઘા પ્રભુ તમે, મારા આત્માના છો આધાર ;
    કાગળ લખે કામની. ૮.
આવે પરવના દિન સુખ સરવને, હુંતો શોકે ઉદાશી સહાય ;
    કાગળ લખે કામની
ગાજે મેઘને ચમકે જો દામની, આખી જામની જંપ ન થાય ;
    કાગળ લખે કામની. ૯.
હુંતો સૂની દેખું સુખ સેજડી, ખાલી મંદિર ખાવાને ધાય ;
    કાગળ લખે કામની
ભરી વસ્તી ઉજ્જડ જેવી ભાસે છે, એક તમવિના ત્રિભુવનરાય ;
    કાગળ લખે કામની. ૧૦.
વાલા હું તમને કેમ વિસરી, કેમ વિસર્યું દાદાનું વતન ;
    કાગળ લખે કામની
પત્ર વાંચીને વેહેલા પધારજો, સ્વામી શરીરનાં કરજો જતન ;
    કાગળ લખે કામની. ૧૧.
કોઇને દુઃખીયાં દેખીને દુખ પામતા, તેવી નાથ તમારી છે ટેવ ;
    કાગળ લખે કામની.
આવે અવસરે કેમ કઠણ થયા, તમે દલપતરામના દેવ ;
    કાગળ લખે કામની. ૧૨.

---

## સુધરેલી સ્ત્રી વિષે.



### પદ ૫.

**શેઠ સગાળશા સાધુને સેવે વાણીઓ પાળે વ્રત.**

જેને સુધરેલી નારીરે, સદા સુખી તે સંસારી, ટેક.

નિરમળ નમણા દીસે નિરંતર, નેહ ભરેલાં નેણ ;
મનને હરે એવાં મુખથી ખરતાં, વિણીને લઇએ વેણ— જેને. ૧.
સ્વામીના ચિત્તમાં શોકકે ચિંતા, જો જાણે લવલેશ ;
હેતે હસાવીને હિંમત આપે, કાપે સઘળો કલેશ— જેને. ૨.
પૂછીને જોતા પ્યારા પતિની, જો મરજી ન જણાય ;
પર ઘેર તો શેનું પગલુંજ માંડે, પિયર પણ ન જવાય— જેને. ૩.
વરજીના મનની મરજી પ્રમાણે, કામ સદા કરનાર ;
સુંદરી એ ભાગ્યશાળીના સારૂ, સરજી સરજન હાર— જેને. ૪.
સુપનામાં કદી કોઇની સાથે, ટંટો કરે નહીં તેહ ;
મેલ વિનાનું મન પણ નિરમળ, નિરમળ દીસે દેહ— જેને. ૫.
આપે પ્રભુ એવો વૈભવ પામી, પામે પૂરા સંતોષ ;
સંકટમાં પણ સ્વામીની સાથે, રંચ ન રાખે રોષ— જેને. ૬.
ગામમાં હોય ગરીબ પોતાથી, તેનું જુવે સુખ તોલ ;
દોલતવાળાની દોલત દેખી, બોલે ન હલકા બોલ— જેને, ૭.
સ્વામીનો શુદ્ધ સ્વભાવ ગમે, મન રાચે સ્વામીનેરૂપ ;
પરપતિને તો પત્થર જેવો જાણે, હોય જો ભારે ભૂપ— જેને. ૮.
સાંભળે શબ્દ શિખામણના તે, જીવમાં ચોંટી જાય ;
દુરગુણ દેખીને દૂરથી નાસે, સદ્ગુણ શિખે સદાય— જેને. ૯.
આળસ ઊંઘ અતિશે ન દીસે, દીસે ઉદ્યોગી અંગ ;
ગંદકી તો જેને દીઠીજ ન ગમે, ન ગમે નઠારો સંગ— જેને ૧૦.
સ્નેહ વધારે ને શોક ઘટાડે, લોકમાં પામે લાજ ;
એવી મળે જો આ દુનિયામાં, સ્વર્ગ ઇચ્છે શા કાજ— જેને. ૧૧.
પૂરણ પુન્યથી પુરૂષ પામે, ઉત્તમ એવી નાર ;
દલપતરામ કહે દુનિયામાં, ધન્ય એનો અવતાર— જેનો. ૧૨.

---

### ભુંડી ભારજા વિષે.

### પદ ૬ રાગ ઉપર પ્રમાણે.

ભાઇયો જેની ભારજા ભુંડીરે, તેને પીડા અંતર ઉંડી ટેક.

લાજ તજીને લડાઇ કરે નિત્ય, ભાળવા લોક ભરાય;
સારા માણસનાં ઘરનું વગોણું, જોણું જગતને થાય— ભાઇયો. ૧.
જેમ બિલાડી ઉંદરને જુવે, એમ નાથ સામાં કરી નેણ;
પગથકી પ્રગટે માથાં લગી, એવાં વાંકાં કાહાડે વેણ— ભાઇયો. ૨.
ચાર ઘડી પિયુ ચોટે ટળે, ત્યારે સુખ બન્નેને થાય;
ઘડીએ આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સૂકાય— ભાઇયો. ૩.
પોહોર ચડે દિન પોહોડીને ઊઠે, ચોંપે લડાઇનો ચાલ;
જો લડનાર કોઇ ન જડે તો, પડતાળે પોતાનાં બાળ—ભાઇયો ૪.
સ્નેહે કરી કદી સ્વામી સંઘાથે, બેસી ન બોલે વાત;
ધુમાડાની પેઠે ધુંધવતી, રહે રોશ ભરી દિન રાત—ભાઇયો. ૫.
પિયુથકી તો ઘણીજ પોતામાં, સમજણ જાણે સહાય;
દૈવ થાકે તો મનુષના મુખની, શિખામણે શું થાય—ભાઇયો. ૬.
પંડિત શાસ્ત્ર ભણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખીના મોહોડાના, તેજ ટુંકારા ખાય— ભાઇયો ૭
જેને વીતી હોય તે નર જાણે, આણે બીજા અહંકાર;
ડાહ્યાપણનો દલપત કહે, કોઇ ગરવ ન કરશો લગાર— ભાઇયો. ૮.

---

## કુલણજીની ગરબી.

### પદ ૭.

કુલણજી તમે કુલાવ્યા કેમ કુલ્યારે કુલણજી;
આ ઉપજ ખરચનો, અડસટો કેમ ભૂલ્યા મારા— કુલણજી ૧.
કરજ કરીને વરા ભલા, તમે, કીધારે કુલણજી;
આ ગરથ પરાયાં ખરચીને જશ લીધા મારા— કુલણજી. ૨.
ઘર વેચીને ઘી સાકરતો લીધાંરે કુલણજી;
આ જમણ સરસ સામોવડીઆથી કીધાં મારા— કુલણજી. ૩.
પીતાંબર પેહેરીને પંગતમાં ફરીઆરે કુલણજી;
આ મનમાં કુલ કરી મુંછે કર ધરીઆ મારા— કુલણજી. ૪.

વળતો દિવસ થયો કે માગે નાણાંરે કુલણજી;
આ નાણાંનાં કાંઇ ન મળે ઠેકાણાં મારા— કુલણજી. ૫
આ કુલણજી ઉપર અરજી થઇ ત્યાંથીરે કુલણજી;
આ જપત થઇ મિલકત કાહાડ્યા ઘરમાંથી મારા—કુલણજી. ૬.
કુલણજી તમને જેણે કુલાવ્યારે કુલણજી;
આ તે તો કોઇ મદદ કરવા નહિ આવ્યા મારા— કુલણજી ૭.
કુલણજી તો કુવો શોધવા ચાલ્યારે કુલણજી;
આ ગરથવિના તે અફીણ ન કોઇએ આલ્યાં મારા— કુલણજી. ૮.
જમતી વખત વખાણ ભલા જે કરતારે કુલણજી;
આ એ સહુ હાસ્ય કરે નિંદા આચરતા મારા— કુલણજી. ૯.
એ અવસર તો અધિક વખાણી ચડાવ્યારે કુલણજી;
પણ આ અવસર તો બેવકુફ બનાવ્યા મારા— કુલણજી. ૧૦.
પેહેયાં પટકુળ ને બાંધ્યા ચંદરવારે કુલણજી;
આ ઘરબાળીને ચાલ્યા તીરથ કરવા મારા— કુલણજી. ૧૧.
કુલણજીની રાંડ રૂવે મોં વાળીરે કુલણજી;
આ કુલણજી સિધાવ્યા ટેકો ટાળી મારા— કુલણજી. ૧૨.
ભોળાને નરસી શિખામણ દેશેરે કુલણજી;
તે નિસાસાનું પાપ ઘણું શિર લેશે મારા— કુલણજી. ૧૩.
દિલમાં દલપતની શિખામણ ધરજોરે કુલણજી;
તો ફરજ કરીને નાતવરો નવ કરજો મારા— કુલણજી. ૧૪.

---

### કેફ ન કરવા વિષે.

## ૮ ગરબી.

તજો તમે કેફ કરમ કરવું,
જેથી થાય મોત વિના મરવું— તજો તમે. ૧.
નથી એમાં સ્વાદ કશો સારો, વિવેકની નજરેથી વિચારો;
દુઃખી થાશે કેફનો કરનારો— તજો તમે. ૨.

લાજ તજીને લડાઇ કરે નિત્ય, ભાળવા લોક ભરાય;
સારા માણસનાં ઘરનું વગોણું, જોણું જગતને થાય— ભાઇયો. ૧.
જેમ બિલાડી ઉંદરને જુવે, એમ નાથ સામાં કરી નેણ;
પગથકી પ્રગટે માથાં લગી, એવાં વાંકાં કાહાડે વેણ— ભાઇયો. ૨.
ચાર ઘડી પિયુ ચૌટે ટળે, ત્યારે સુખ બન્નેને થાય;
ઘડીએ આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સૂકાય— ભાઇયો. ૩.
પોહોર ચડે દિન પોહોડીને ઊઠે, ચોંપે લડાઇનો ચાલ;
જો લડનાર કોઇ ન જડે તો, પડતાળે પોતાનાં બાળ—ભાઇયો ૪.
સ્નેહે કરી કદી સ્વામી સંઘાથે, બેસી ન બોલે વાત;
ધુમાડાની પેઠે ધુંધવતી, રહે રોશ ભરી દિન રાત—ભાઇયો. ૫.
પિયુથકી તો ઘણીજ પોતામાં, સમજણ જાણે સદાય;
દૈવ થાકે તો મનુષના મુખની, શિખામણે શું થાય—ભાઇયો. ૬.
પંડિત શાસ્ત્ર ભણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખીના મોહોડાના, તેજ ટુંકારા ખાય— ભાઇયો ૭
જેને વીતી હોય તે નર જાણે, આણે બીજા અહંકાર;
ડાહાપણનો દલપત કહે, કોઇ ગરવ ન કરશો લગાર— ભાઇયો. ૮.

---

## કુલણજીની ગરબી.

### પદ ૭.

કુલણજી તમે કુલાવ્યા કેમ કુલ્યારે કુલણજી;
આ ઉપજ ખરચનો, અડસટો કેમ ભૂલ્યા મારા— કુલણજી ૧.
કરજ કરીને વરા ભલા, તમે, કીધારે કુલણજી;
આ ગરથ પરાયાં ખરચીને જશ લીધા મારા— કુલણજી. ૨.
ઘર વેચીને ઘી સાકરતો લીધાંરે કુલણજી;
આ જમણ સરસ સામોવડીઆથી કીધાં મારા— કુલણજી. ૩.
પીતાંબર પેહેરીને પંગતમાં ફરીઆરે કુલણજી;
આ મનમાં કુલ કરી મુંછે કર ધરીઆ મારા— કુલણજી. ૪.

વળતો દિવસ થયો કે માગે નાણાંરે કુલણજી;
આ નાણાનાં કાંઇ ન મળે ઠેકાણાં મારા— કુલણજી. ૫
આ કુલણજી ઉપર અરજી થઇ ત્યાંથીરે કુલણજી;
આ જપત થઇ મિલકત કાહાડ્યા ઘરમાંથી મારા—કુલણજી. ૬.
કુલણજી તમને જેણે કુલાવ્યારે કુલણજી;
આ તે તો કોઇ મદદ કરવા નહિ આવ્યા મારા— કુલણજી ૭.
કુલણજી તો કુવો શોધવા ચાલ્યારે કુલણજી;
આ ગરથવિના તે અફીણ ન કોઇએ આલ્યાં મારા— કુલણજી. ૮.
જમતી વખત વખાણ ભલા જે કરતારે કુલણજી;
આ એ સહુ હાસ્ય કરે નિંદા ઓચરતા મારા— કુલણજી. ૯.
એ અવસર તો અધિક વખાણી ચડાવ્યારે કુલણજી;
પણ આ અવસર તો બેવકુફ બનાવ્યા મારા— કુલણજી. ૧૦.
પેહેર્યાં પંટકુળ ને બાંધ્યા ચંદરવારે કુલણજી;
આ ઘરબાળીને ચાલ્યા તીરથ કરવા મારા— કુલણજી. ૧૧.
કુલણજીની રાંડ રૂવે મોં વાળીરે કુલણજી;
આ કુલણજી સિધાવ્યા ટેકો ટાળી મારા— કુલણજી. ૧૨.
ભોળાને નરસી શિખામણ દેશેરે કુલણજી;
તે નિસાસાનું પાપ ઘણું શિર લેશે મારા— કુલણજી. ૧૩.
દિલમાં દલપતની શિખામણ ધરજોરે કુલણજી;
તો કરજ કરીને નાતવરો નવ કરજો મારા— કુલણજી. ૧૪.

---

### કેફ ન કરવા વિષે.

## ૮ ગરબી.

તજો તમે કેફ કરમ કરવું,
જેથી થાય મોત વિના મરવું— તજો તમે. ૧.
નથી એમાં સ્વાદ કશો સારો, વિવેકની નજરેથી વિચારો;
દુઃખી થાશે કેફનો કરનારો— તજો તમે. ૨.

પીશે જે જન મદિરા તાડી, તેનાં ફળ દેશું દેખાડી ;
　ઊંચે પદથી દેશે પાડી— તજો તમે. ૩.
અફીણથી કઇક ગયા ઉડી, ગુમાવી ગાંઠ થકી મુડી ;
　મુઆ દુઃખ દરીઆમાં બૂડી— તજો તમે. ૪.
મુરખને મુરખ મળે સંગી, લીલાગર ભાંગ પીએ ભંગી ;
　અક્કલહીણુ તે અડબંગી— તજો તમે. ૫.
મફર કે માજમ જે ખાશે, જરૂર અક્કલ તેની જાશે ;
　સારા સારા લોકોમાં નિંદાશે— તજો તમે. ૬.
પીએ કોઇ ગાંજો ગુણી જાણી, ધુમાડો ખેંચે બળ આણી ;
　એની તો અક્કલ વેચાણી— તજો તમે. ૭.
તે સરવે રોગ કરે તનમાં, અમે સાંભળ્યું વઇદો જનમાં ;
　માટે તમે માની લેજો મનમાં— તજો તમે. ૮.
ન ખાશો પાક કદી પ્રીતે, જેથી ચતુરાઇ ઘટે ચિત્તે ;
　રહેજો રૂડા માણસની રીતે— તજો તમે. ૯.
પ્રભુ થકી જો દિલમાં ડરીએ, કદી એવું કરમ નહીં કરીએ ;
　શિખામણ સારી રૂદે ધરીએ— તજો તમે. ૧૦.
બનાવી ગરબી બહુ સારી, સુણી જે દેશે વિસારી ;
　તેના મુખ ઉપર પેંજારી— તજો તમે. ૧૧.
વારે વારે શું કહીએ વારૂ, સ્નેહ કરી કહું છું તમ સારૂ ;
　માનો દલપતરામ કે કહ્યું મારૂં— તજો તમે. ૧૨.

---

કેફીની સ્ત્રીનો પસ્તાવો.

## ૯. ગરબી.

મા મુજને કેમ દીધીરે કેફી કંથને,
　કાહાડી શોધ્યાં કિયા જનમનાં વેરજો ;
જન્મ સમે નવ આણ્યો મારા અંતને,
　ગળશુથીમાં ઘોળી ન પાયું ઝેરજો— મા મુજને. ૧.

ઉછેરી નાખીરે બળતી આગમાં,
ઉગરવાનો નથી હવે ઉપાય જો;
ભોગવવું દુઃખ લખ્યુંરે મારાં ભાગ્યમાં,
રજની દાહાડા રડતે વીતી જાય જો— મા મુજને. ૨.
આવરદા મારી અતિ લાંબી થઇ,
તરાગ નહીં જે તડકે તોડયો જાયજો;
કરમતણી કાહાંણીરે કયાં જાએ કહી.
છાંય કુવાની કુવા વિષે સમાયજો— મા મુજને. ૩.
શું કરવું છવીરે આ સંસારમાં,
હાથે મરૂં તો આત્મહત્યા થાયજો;
સાત જનમ પામુંરે શોક અપારમાં,
પાર ન આવે કરતે કરોડ ઉપાયજો— મા મુજને. ૪.
રમવું ને જમવું તો મુજને નવ ગમે,
માથે ઉગ્યાં દુઃખનાં મોટાં ઝાડજો;
એ દુઃખથી છોડાવે મુજને આ સમે,
પૂરણ માનું પરમેશ્વરનો પાડજો— મા મુજને. ૫.
ફરી જન્મ ધરશું ત્યાં સુખ પામશું,
આ અવસર તો એળે ગયો અવતારજો;
હૈયું કઠણ રાખીને હિંમત રાખશું;
ભાગે લખીયો દેવે આ ભરથારજો— મા મુજને. ૬.
પાપ નથી કીધાં મેં આવડાં આ પળે,
પ્રગટી આવ્યાં પેલા ભવનાં પાપજો;
લેખ લખ્યા દેવે તે ટાળ્યા નવ ટળે,
કરમ કરે તે ન કરે માને બાપજો— મા મુજને. ૭.
દીલમાં એમ સમજીને દુઃખ ન માનવું,
રાખું હૈયામાં કેના ઉપર રોષજો;
ભવ પેલે કીધાં તે ભોગવી છુટવું
દલપતના સ્વામીને ન દેવો દોષજો— મા મુજને. ૮.

## કેફીની સ્ત્રીના મહિના.

### ૧૦ ગરબી.

કારતક મહિને કેફી જેનો કંથરે સાહેલી,
આએ અબળાના દુઃખનો નાવે અંત સાંભળ સાહેલી ;
દિવસ ઘટેને રજની મોટી થાએરે સાહેલી,
આ કેફીની અબળાના કેમ દિન જાયે સાંભળ સાહેલી ;
હિમાળાનો શીતળ વાયુ વાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
આ માગસર મહિને સુખ પામું શી પેરરે સાહેલી,
આ કેફીડે તો માંડયો અફરા કેર સાંભળ સાહેલી ;
આ ઉપજ ખરચની વાત કશી નવ જાણીરે સાહેલી,
આ ખાઇ બેઠો નિજ બાપતણી કમાણી સાંભળ સાહેલી ;
પડયો રહે કાંઇ કેફી રસ્તામાંયરે સાહેલી,
આ એ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
પોષેતો ઘર વેચી બેઠો પાપીરે સાહેલી,
આ પિયેર જવાની રજા વહુને આપી સાંભળ સાહેલી ;
જેણે મુજને પરણાવ્યું એવું પાપરે સાહેલી,
આ પેલા ભવનાં દુશ્મન માને બાપ સાંભળ સાહેલી ;
એ રતમાં સાસરે જવું સૌ હારે સાહેલી,
આ એ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
માહા મહિનામાં બોલે લોક વસંતરે સાહેલી,
આલે દુઃખણી કેફીડો જેનો કંથ સાંભળ સાહેલી ;
વન પાલોવ્યાં આંબે આવ્યો મોહોરરે સાહેલી,
આ દુઃખણીને સુખ નથી ઓણુ કે પોહોર સાંભળ સાહેલી ;
ભમર ગાન સુણી પિયુ મળવા મન થાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
ફાગણમાં નરનારી ખેલે ફાગરે સાહેલી,
આ કેફીની અબળાને અંતર આગ સાંભળ સાહેલી ;

રમે જમે ને હસે મળી નરનારરે સાહેલી,
આ કેફીની પરણેલી ખાય માર સાંભળ સાહેલી;
ખેવું ને રોવું ઘર ખુણા માંયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૫.
ચૈતરમાં કેમ ધીરજ રાખું ચિત્તરે સાહેલી,
આ કેકે કરે કેફીડો નિતને નિત સાંભળ સાહેલી;
આ પરમેશ્વર કેમ આવો વર આપ્યોરે સાહેલી,
આ એ વરથી તો ભલો હોય રંડાપો સાંભળ સાહેલી;
લેહેણા વાળાની ફરીઆદો થાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૬.
વિલંબતે આવ્યો મહિનો વૈશાખરે સાહેલી,
આ ઘામ ધખે દિલ થાય બળીને રાખ સાંભળ સાહેલી;
સૂરજ તપે તો છતર આડું રાખુંરે સાહેલી,
આ દિલ દાઝે તે કોની આગળ દાખું સાંભળ સાહેલી;
રજની ઘટી ને દા'ડો મોટો થાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૭.
જેઠે તો જીવલડો જળવા લાગ્યોરે સાહેલી,
આ કેફીની અબળાનો આનંદ ભાંગ્યો સાંભળ સાહેલી;
પગ દાઝે તો મોજડિયો લઇ ધારૂંરે સાહેલી,
આ કાળજડું દાઝે તે કેમ કરી ઠારૂં સાંભળ સાહેલી;
ઘામ ધખેને લા જેવી લૂ વાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૮.
અષાડ ચડીને આવ્યો છે ઘનઘોરરે સાહેલી,
આ મોટો હરખ ધરીને બોલે મોર સાંભળ સાહેલી;
કેફી કંથ બંદીખાનામાં માલેરે સાહેલી,
આ પરણેલીના દિલમાં એ રત સાલે સાંભળ સાહેલી;
લીલી ધરા વિધ વિધનાં અન્ન વવાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૯.
શ્રાવણમાં મેં શિવ પૂજા નહીં કીધીરે સાહેલી,
આ એ દેવે મુજને કેફીને કર દીધી સાંભળ સાહેલી;

## કેફીની સ્ત્રીના મહિના.

### ૧૦ ગરબી.

કારતક મહિને કેફી જેનો કંથરે સાહેલી,
આએ અબળાના દુઃખનો નાવે અંત સાંભળ સાહેલી ;
દિવસ ઘટેને રજની મોટી થાએરે સાહેલી,
આ કેફીની અબળાના કેમ દિન જાયે સાંભળ સાહેલી ;
હિમાળાનો શીતળ વાયુ વાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
આ માગસર મહિને સુખ પામું શી પેરરે સાહેલી,
આ કેફીડે તો માંડયો અકરા કેર સાંભળ સાહેલી ;
આ ઉપજ ખરચની વાત કશી નવ જાણીરે સાહેલી,
આ ખાઇ બેઠો નિજ બાપતણી કમાણી સાંભળ સાહેલી ;
પડયો રહે કાંઇ કેફી રસ્તામાંયરે સાહેલી,
આ એ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
પોષેતો ઘર વેચી બેઠો પાપીરે સાહેલી,
આ પિયેર જવાની રજા વહુને આપી સાંભળ સાહેલી ;
જેણે મુજને પરણાવ્યું એવું પાપરે સાહેલી,
આ પેલા ભવનાં દુશ્મન માને બાપ સાંભળ સાહેલી ;
એ રતમાં સાસરે જવું સો હારે સાહેલી,
આ એ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
માહા મહિનામાં બોલે લોક વસંતરે સાહેલી,
આતો દુઃખણી કેફીડા જેનો કંથ સાંભળ સાહેલી ;
વન પાલોવ્યાં આંબે આવ્યો મોહોરરે સાહેલી,
આ દુઃખણીને સુખ નથી એણુ કે પોહોર સાંભળ સાહેલી ;
ભમર ગાન સુણી પિયુ મળવા મન થાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.
ફાગણમાં નરનારી ખેલે ફાગરે સાહેલી,
આ કેફીની અબળાને અંતર આગ સાંભળ સાહેલી ;

રમે જમે ને હસે મળી નરનારરે સાહેલી,
આ કેફીની પરણેલી ખાય માર સાંભળ સાહેલી;
જોવું ને રોવું ઘર ખુણા માંયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૫.
ચૈતરમાં કેમ ધીરજ રાખું ચિત્તરે સાહેલી,
આ કેક કરે કેફીડો નિતને નિત સાંભળ સાહેલી;
આ પરમેશ્વર કેમ આવો વર આપ્યોરે સાહેલી,
આ એ વરથી તો ભલો હોય રંડાપો સાંભળ સાહેલી;
લેહેણા વાળાની ફરીઆદો થાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૬.
વિલંબતે આવ્યો મહિનો વેશાખરે સાહેલી,
આ ઘામ ઘખે દિલ થાય બળીને રાખ સાંભળ સાહેલી;
સૂરજ તપે તો છતર આડું રાખુંરે સાહેલી,
આ દિલ દાઝે તે કોની આગળ દાખું સાંભળ સાહેલી;
રજની ઘટી ને દા'ડો મોટો થાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૭.
જેઠે તો જીવલડો જળવા લાગ્યોરે સાહેલી,
આ કેફીની અબળાનો આનંદ ભાંગ્યો સાંભળ સાહેલી;
પગ દાઝે તો મોજડિયો લઇ ધારૂંરે સાહેલી,
આ કાળજડું દાઝે તે કેમ કરી ઠારૂં સાંભળ સાહેલી;
ઘામ ઘખેને લા જેવી લૂ વાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૮.
અષાડ ચડીને આવ્યો છે ઘનઘોરરે સાહેલી,
આ મોટો હરખ ધરીને બોલે મોર સાંભળ સાહેલી;
કેફી કંથ બંદીખાનામાં માલેરે સાહેલી,
આ પરણેલીના દિલમાં એ રત સાલે સાંભળ સાહેલી;
લીલી ધરા વિધ વિધનાં અન્ન વવાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૯.
શ્રાવણમાં મેં શિવ પૂજા નહીં કીધીરે સાહેલી,
આ એ દેવે મુજને કેફીને કર દીધી સાંભળ સાહેલી;

ચિત્ત ટળે તો વ્યસની જૂઠો ચોરરે સાહેલી,
આ એ સગપણ કરનારો ગરજ્જે ગોર સાંભળ સાહેલી;
ભાગ્યવતી જે પિયુ સાથે સોહાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧.
ભાદરવે ભરજોબન એળે જાયરે સાહેલી,
આ કેફીની બઇયરને કેમ સુખ થાય સાંભળ સાહેલી;
નદીએ આવ્યાં પૂરણ જળનાં પૂરરે સાહેલી,
આ પિયુ સાંભરતે આગ જળે છે ઉર સાંભળ સાહેલી;
માળે બેસી પંખીડાં મલકાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૧.
દીવાળીના દા'ડા આસો માસરે સાહેલી,
આ કેફીની બઇરી નિત ઉદાસ સાંભળ સાહેલી;
રમે જમે ને ધરે નવા શણગારરે સાહેલી;
આ કેફીની નારીને નયણે જળની ધાર સાંભળ સાહેલી;
ગુણવંતી મળી મળીને ગરબા ગાયરે સાહેલી,
આએ મહિનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૨.
માસ અધિકમાં અધિકપણે શું કહીયેરે સાહેલી,
આ પિયુ બંધીખાને એકલાં કેમ રહિયે સાંભળ સાહેલી;
એ વરથી મુજને છોડાવા ધાયરે સાહેલી.
તો દલપતના સ્વામીને લાગું પાય સાંભળ સાહેલી. ૧૩.

---

## દેવીદાન બારોટ

(કચ્છ બાખિયાનો)

### બારમાસી ગરબી ૧ "રઘુપતિરામ" એ રાગ.

ભૈરવી તાલ દીપચંદી.

ઓધા વ્રજરાજ મેલી ગયા અમનેરે, તેની વાત શું કહિયે તમને. ટેક.

કારતકે આનંદ કારીરે, રથે બેસી સિધાવ્યા મુરારિરે ;
વ્રજ જનને મેલ્યા વિસારી— ઓધા. ૧.
માગશરે ઉતારી છે માયારે, નંદનંદન ગોકુળ નાવ્યારે ;
કંપે શ્યામ વિયોગે કાયા— ઓધા. ૨.
પોષે અમથી પ્રીતિ ન પાળીરે, મન કઠણ કર્યાં વનમાળીરે;
કાન લાગી છે કુબજા કાળી— ઓધા. ૩.
માહે વ્યાકુલ કીધાં છે માવેરે, આવ્યાનું કહીને નવ આવેરે ;
કાન જૂઠા સંદેશા કહાવે— ઓધા. ૪.
માધુ રમવા ફાગણ માસેરે, અલબેલો નાવ્યા અમ પાસેરે ;
હોળી રમિયે કેમ હુલાસે— ઓધા. ૫
ચૈતર માસે ગયા ચિત્ત ચોરીરે, બેભાન થઇ ગોપી ભોળીરે ;
ગિરધારી વિના ઝૂરે ગોરી— ઓધા. ૬.
વૈશાખે પુષ્પ ફુલ્યાં વનમાંરે, જોવા જઇયે સાથે સખી જનમાંરે ;
તેને દેખી દાઝું મારા તનમાં— ઓધા. ૭.
જેઠે વાટ હરિની જોતાંરે, પ્રાણ પ્રીતમ ચરણે પ્રોવતાંરે ;
રાતાં નેત્ર થયાં છે રોતાં— ઓધા. ૮.
આષાઢે ઉદાસી છે અંગેરે, મોર દાદુર બોલે ઉમંગેરે ;
નાથ લોભાણા કુબડીને સંગે— ઓધા. ૯.
શ્રાવણ માસે ઝાઝું શું કહિયેરે, સમજી મનમાં સંકટ સહિયેરે ;
રંગ ભીના વિના કેમ રહિયે— ઓધા. ૧૦.
ભાદરવે ભોજનિયાં નવ ભાવેરે, નેણે વેરણ નિદ્રા ન આવેરે ;
મોહનને કોણ મનાવી લાવે— ઓધા. ૧૧.
આસુ માસે આવ્યા બહુ નામીરે, મનરંજન અંતરજામીરે ;
સહુને ભેટ્યા દેવાનો સ્વામી— ઓધા. ૧૨.

---

## દેવીદાસ.

### નાનો ઇશ્વર વિવાહ રાગ ધોળ.

શંકર શારદાને શીશ નામુંરે, ગરવા ગણપતિ જુઓ મુજ સામુંરે ;
સમરૂં શારદા સમરથ જાણીરે, અંબા આપો અવિચળ વાણીરે. ૧.

પરમોદ્દીને પૂછે છે વાતરે, કેમ પરણ્યા તે શંભુ નાથરે;
વિવા વૈકુંઠનાથે વખાણ્યોરે, એવો દેવીદાસે ન જાણ્યોરે. ૨.
પ્રભુજીનું નામ પ્રીછવુંરે, વિવા વિગતે કરીને ગાઉંરે;

---

## ઢાળ.

વિવા તે વિગતે વરણવું, મારી માતાજી કરોને મયાય;
દીન વચન દેવીદાસનાં, દેવી કરોને દયાય. ૧.
એક સમે નારદ આવિયા, જ્યાં હતા શંભુનાથ;
પ્રીતે શું પ્રભુજીને પ્રીછવી, કહે રૂષિ આગળ તે વાત. ૨.
નારદ કહે નયણે નિરખતાં, એવી કન્યા ન જાણું કોય;
સમોવડ શંભુનાથની, સરખા તે સરખી હોય. ૩.

---

## રાગ પ્રથમનો.

વળતી રૂષિયે માંડી છે વાતરે, તમે સાંભળો શંભુનાથરે;
અહીંથી દૂર ઘણી ભૂમિ થાયરે, તહીં રહે છે હિમાચળરાયરે.
તેને ઘેર છે મેના નારીરે, તેને કુળ છે કન્યા કુંવારીરે;
કોડે શોભા તેની ઘણી કહાવીરે, મહારૂપ અનુપમ લાવીરે.
દીસે દેવીતણો અવતારરે, શોભા કહેતાં ન આવે પારરે;
હીંડે હંસતણી ગતિ ધરતીરે; ભૂમિ ઉપર ડગલાં ભરતીરે.
કટિ જાણિયે કેસરી લંકરે, અવનીપર આડો અંકરે;
વેણુ વાસુકી નાગ લજાયરે, દીસે કંચન સરખી કાયરે.
ચરણ કદલી સ્થંભશાં જાણુંરે, તપે રૂષિથી અધિક વખાણુંરે;
બેઠી છે તે બાળ કુંવારીરે, શ્યામા શોધે છે વરને વિચારીરે.
કહે નારદ નયણે મેં નિરખીરે, દેવ કન્યા છે શંભુ સરખીરે;
શંભુ કહે તમે નારદ જાઓરે, રૂષિ વાયુથી વેલા થાઓરે.
શુભ કામ કરો શ્રમ આણીરે, રૂષિ ચાલ્યા સુણી એવી વાણીરે;
એમ કહીને ત્યાં નારદ આવ્યારે, મહાદેવનાં માગાં લાવ્યારે.

જેથી માતપિતા મન મોહેરે, એવો વર કન્યાને સોહેરે ;
વળતી રૂષિયે માંડી છે વાતરે, વર સારો છે શંભુનાથરે.
જેને સુર નર મુનિવર જાણેરે, વરરૂડો તે વેદ વખાણેરે ;
ત્યારે બોલિયાં મેના માયરે, કોણ ખડનો છે વર રાયરે.
એનું કુળ છે કેવી જાતેરે, એતો વર કેવી છે નાતેરે ;
કહે નારદ સાંભળો બાઇરે, એને કુળ છે આદ્ય વડાઇરે.
એનું સુંદર કુળ બહુ સારૂંરે, દેખી મન માને છે મારૂંરે ;
જો કોઇ અણજુગતું કહે તમનેરે, તેની ખોટ વરધ છે અમનેરે.
ઇશ્વરજી છે વિવાહસરખારે, એવાં વચન સુણી રાય હરખ્યારે ,
જોયાવિના અજોયું કીધુંરે, શંભુનાથનું શ્રીફળ લીધુંરે

---

ઢાળ.

રાય કહે રૂષિ સાંભળો, જુકતે સું લાવો જાન ;
મોટા તે મહીપતિ આવશે, રૂડીપેરે વધશે માન.

---

## રાગ પ્રથમનો.

નારદ કહે તમે સાંભળો રાયરે, કહું મહાદેવનો મહિમાયરે ;
બ્રહ્માદિક ને શ્રી ભગવાનરે, સાથે આવશે સરવે સમાનરે. ૧
એવાં વચન કહી રૂષિ વળિયારે, પરભુજીને પંથે પળિયારે ;
મહાદેવને મંદિર આવ્યારે, રૂડા સમાચાર લાવ્યારે. ૨.
હિમાચળે તે કન્યા દીધીરે, શંભુનાથની સગાઇ કીધીરે ;
એવી વાત કહી છે વાલીરે, શિવે હસીને લીધી છે તાળીરે. ૩.
ચાલો જગદીશ પાસે જઇયેરે, વિવા વૈકુંઠનાથને કહિયેરે ;
લક્ષ્મીવરને તેડી લીજેરે, પરિયાણ પ્રભુજી સું કીજેરે ૪.
હિમાચળને હરખ ન માયરે, મહા મંડપ રચિયો ત્યાંયરે ;
તેડ્યા સલાટ સુતાર સોનારરે, તેડ્યા કારીગરો તે ઠારરે. ૫.

બ્રહ્માજીએ મુહૂર્ત સારૂં સાંધીરે, દિશા જોઇને દોરડી બાંધીરે ;
ભૂમિ ચાર જોજન ભરી લીધીરે, પરવાળાંની પૂરણી કીધીરે. ૬.
મણિ જડિત્ર મોડ ઘડાવ્યારે, ત્યાં બ્રાહ્મણો સરવે આવ્યારે ;
ભૂમિથી ઉંચા ભવન આકાશેરે, માંહિ જડીત્ર જયોતિ પ્રકાશેરે. ૭
માંહિ જુક્તિતણી ગતિ જાણીરે, નવરંગની રચના આણીરે ;

---

## ઢાળ.

રંગની રચના આદરી, જુજવી જુજવી જાત ;
મેઘમાળા ને ચિત્રશાળા, ભલી ઓપે છે ભાત. ૧.
મેરૂ પર્વત પંખી પ્રગટ્યાં, ફૂલવેલ સુખકાર ;
નયણેથી તે નિરખતાં, કહેતાં ન આવે પાર. ૨

---

## રાગ પ્રથમનો.

એવી મંડપ રચના માંડીરે, ચતુરાઇથી ચિત્રજ કાઢીરે ;
માંહિ ભેદ ભૂલવણી ઝાઝીરે, માંહિ બાજીગર રમતા બાજીરે. ૧.
માંહિ વેદ ભણંતા જોશીરે, માંહિ વણજ કરંતા દોશીરે ;
માંહિ મનમોજી મનગમતારે, ભાટ ચારણ રમતા ને ભમતારે. ૨.
માંહિ ગોપ વાંસળિયો વાળારે, ત્યાંતો ચાલતા મારગ ટાળ્યારે ;
કોઇ ઘોડે ચડયા અસવારરે, બખતર પાખરનો નહિ પારરે. ૩
માંહિ મત્ત મેગળ મદ ઝરતારે, માંહો માંહિ મસ્તાઇ કરતારે ;
સુંઢવાળાને સાંકળો છાજેરે, ગળે બાંધ્યા તે હયપર ગાજેરે. ૪
માંહિ મલ્લ પ્રતિજ્ઞા કરતારે, માંહિ ગાંધર્વ ગાન ઉચ્ચરતારે ;
ત્યાંહાં આનંદ ઓચ્છવ થાયરે, એવું લખિયું છે મંડપમાંયરે. ૫.
બીજી નાટક વાત ન જાણુંરે, વનસ્પતિ શું મુખથી વખાણુંરે ;
માંહિ અનુપમ આંબા ફળિયારે, જોવા જેવાં જાંબુડાં ગળિયાંરે. ૬.
ગળ્યાં ખારેક ને ખજુરરે, ફળ ફોફળ ને નાળીએરરે ;
લીલી કેળો ને કર્મદીપાકીરે, માંહિ સારી સુખડ નહી બાકીરે. ૭.

માંહિ તજ જાવંત્રી ઝાઝીરે, ઓરડિયે રહ્યાં ઓર બાઝીરે;
વળી બદામોને બહુ બીલીરે, તેતો દીસે છે નવરંગ લીલીરે. ૮.
નવરંગી તે નાગરવેલીરે, શોભા વૈકુંઠની લાવી મેલીરે;
વનસ્પતિ તે ભાર અઢારરે, માંહિ પંખીતણો નહીં પારરે. ૯
જ્યારે મધ્ય મંડપમાં આવ્યારે, ત્યારે હરખે સું હંસ લખાવ્યારે;
માંહિ મોર મધુરા બોલેરે, જોતાં નાવે કોયલડી તોલેરે. ૧૦.
માંહિ નવરંગ સારસ રૂડારે, માંહિ કાબર ચકલી ને સૂડારે;
માંહિ પારેવાં પોપટ પઢતારે, ત્યાં તો કુરંગી કુકડા વઢતારે. ૧૧.
મેના બોલે છે શબ્દો મીઠારે, બગ ધ્યાન ધરીને બેઠારે;
પરભૂમિતણાં જે પંખીરે, તેની જાત લખી છે અસંખીરે ૧૨.
એવી મંડપ રચના કરાવેરે, કેવી જાન શંભુનાથ લાવેરે;
મઢી આગળ માંડવા ઘાલ્યારે, શંભુનાથ પરણવા ચાલ્યારે. ૧૩.
શિવે જુગતે શું જટા બાંધીરે, પેહેરી ફાટેલી કંથા સાંધીરે;
ભાર ભાંગ ધતૂરાનો આણ્યોરે, મહાદેવે પોઠિયો પલાણ્યોરે. ૧૪.
ગળે પહેરી છે રૂંઢની માળારે, અંગે લપટ્યા છે ભોરિંગ કાળારે;
શંભુનાથ સમાચાર કહાવેરે, એવો વેષ ધરી વર આવેરે. ૧૫
નવજોબનની નેણુ સમારીરે, સાંમૈયે આવી સુંદર નારીરે;
જોવા ગયા છે જાન જમાઇરે, ત્યાંતો મેના રહ્યાં મુરછાઇરે. ૧૬.
ભુંસો બ્રાહ્મણ ભુંડો જાણ્યોરે, અણગમતો આંગણિયે આણ્યોરે;
એવાં વચન કહી સહુ જાયરે, જઇને કહ્યું હિમાચળ રાયરે. ૧૭.
માતા કુંવરીને એમ કહાવેરે, તારો બળદે ચઢી વર આવેરે;
કુંવરી કહે કર્મની વાતરે, વર પામી હું શંભુનાથરે. ૧૮

---

ઢાળ.

મેનાનું મન માને નહીં, તેના કાંઇક અવગુણ ગાય;
પેરે પેરે કરી પ્રોછવે, આધીન થઇ ઉમયાય. ૧.
જનમ આપે જનેતા, પણ કર્મ ન આપે કોય;
પાણી પીને ઘર પૂછિયું, તેની જાત ભાત શી જોય. ૨.

બ્રહ્માજીએ મુહૂર્ત સારૂં સાંધીરે, દિશા જોઇને દોરડી બાંધીરે;
ભૂમિ ચાર જોજન ભરી લીધીરે, પરવાળાંની પૂરણી કીધીરે. ૬.
મણિ જડિત્ર મોડ ઘડાવ્યારે, ત્યાં બ્રાહ્મણો સરવે આવ્યારે;
ભૂમિથી ઉંચા ભવન આકાશેરે, માંહિ જડીત્ર જયોતિ પ્રકાશેરે. ૭
માંહિ જુક્તિતણી ગતિ જાણીરે, નવરંગની રચના આણીરે;

---

## ઢાળ.

રંગની રચના આદરી, જુજવી જુજવી જાત;
મેઘમાળા ને ચિત્રશાળા, ભલી ઓપે છે ભાત. ૧.
મેરૂ પર્વત પંખી પ્રગટ્યાં, ફૂલવેલ સુખકાર;
નયણેથી તે નિરખતાં, કહેતાં ન આવે પાર. ૨

---

## રાગ પ્રથમનો.

એવી મંડપ રચના માંડીરે, ચતુરાઇથી ચિત્રજ કાઢીરે;
માંહિ ભેદ ભૂલવણી ઝાઝીરે, માંહિ બાજીગર રમતા બાજીરે. ૧.
માંહિ વેદ ભણંતા જોશીરે, માંહિ વણજ કરંતા દોશીરે;
માંહિ મનમોજી મનગમતારે, ભાટ ચારણ રમતા ને ભમતારે. ૨.
માંહિ ગોપ વાંસળિયો વાળારે, ત્યાંતો ચાલતા મારગ ટાળ્યારે;
કોઇ ઘોડે ચડ્યા અસવારરે, બખતર પાખરનો નહિ પારરે. ૩
માંહિ મત્ત મેગળ મદ ઝરતારે, માંહો માંહિ મસ્તાઇ કરતારે;
સુંઢવાળાને સાંકળો છાજેરે, ગળે બાંધ્યા તે હયપર ગાજેરે. ૪.
માંહિ મલ્લ પ્રતિજ્ઞા કરતારે, માંહિ ગાંધર્વ ગાન ઉચ્ચરતારે;
ત્યાંહાં આનંદ ઓચ્છવ થાયરે, એવું લખિયું છે મંડપમાંયરે. ૫.
બીજી નાટક વાત ન જાણુંરે, વનસ્પતિ શું મુખથી વખાણુંરે;
માંહિ અનુપમ આંબા ફળિયારે, જોવા જેવાં જાંબુડાં ગળિયાંરે. ૬.
ગળ્યાં ખારેક ને ખજુરરે, ફળ કોફળ ને નાળીએરરે;
લીલી કેળો ને કર્મદીપાકીરે, માંહિ સારી સુખડ નહી બાકીરે. ૭.

માંહિ તજ જાવંત્રી ઝાઝીરે, બોરડિયે રહ્યાં બોર બાઝીરે ;
વળી બદામોને બહુ બીલીરે, તેતો દીસે છે નવરંગ લીલીરે. ૮.
નવરંગી તે નાગરવેલીરે, શોભા વૈકુંઠની લાવી મેલીરે :
વનસ્પતિ તે ભાર અઢારરે, માંહિ પંખીતણો નહીં પારરે. ૯
જ્યારે મધ્ય મંડપમાં આવ્યારે, ત્યારે હરખે શું હંસ લખાવ્યારે ;
માંહિ મોર મધુરા બોલેરે, જોતાં નાવે કોયલડી તોલેરે. ૧૦.
માંહિ નવરંગ સારસ રૂડારે, માંહિ કાબર ચકલી ને સૂડારે ;
માંહિ પારેવાં પોપટ પઢતારે, ત્યાં તો કુરંગી કુકડા વઢતારે. ૧૧.
મેના બોલે છે શબ્દો મીઠારે, બગ ધ્યાન ધરીને બેઠારે ;
પરભૂમિતણાં જે પંખીરે, તેની જાત લખી છે અસંખીરે ૧૨.
એવી મંડપ રચના કરાવેરે, કેવી જાન શંભુનાથ લાવેરે ;
મઢી આગળ માંડવા ઘાલ્યારે, શંભુનાથ પરણવા ચાલ્યારે. ૧૩.
શિવે જુગતે શું જટા બાંધીરે, પેહેરી ફાટેલી કંથા સાંધીરે ;
ભાર ભાંગ ધતૂરાનો આણ્યોરે, મહાદેવે પોઠિયો પલાણ્યોરે. ૧૪.
ગળે પહેરી છે રૂંઢની માળારે, અંગે લપટ્યા છે ભોરિંગ કાળારે ;
શંભુનાથ સમાચાર કહાવેરે, એવો વેષ ધરી વર આવેરે. ૧૫
નવજોબની નેણુ સમારીરે, સાંમેયે આવી સુંદર નારીરે ;
જોવા ગયા છે જાન જમાઇરે, ત્યાંતો મેના રહ્યાં મુરછાઇરે. ૧૬.
ભુંસો બ્રાહ્મણ ભુંડો જાણ્યોરે, અણગમતો આંગણિયે આણ્યોરે ;
એવાં વચન કહી સહુ જાયરે, જઇને કહ્યું હિમાચળ રાયરે. ૧૭.
માતા કુંવરીને એમ કહાવેરે, તારો બળદે ચઢી વર આવેરે ;
કુંવરી કહે કર્મની વાતરે, વર પામી હું શંભુનાથરે. ૧૮

---

ઢાળ.

મેનાનું મન માને નહીં, તેના કાંઇક અવગુણ ગાય ;
પેરે પેરે કરી પ્રોછવે, આધીન થઇ ઉમયાય. ૧.
જનમ આપે જનેતા, પણ કર્મ ન આપે કોય ;
પાણી પીને ઘર પૂછિયું, તેની જાત ભાત શી જોય. ૨.

આંગણે આવ્યો વર આશા કરીને, વર્યા વિના કેમ જાય ;
કરમબંધન કીજિયેંતો, દોષ લાગે મોરી માય. ૩.

---

## રાગ પ્રથમનો.

જે મને ઋષિયે વર આપ્યોરે, તે મેં સત્ય કરીને થાપ્યોરે ;
ત્રણલોકમાં તપ મેં કીધુંરે, શંભુનાથનું સગપણ લીધુંરે. ૧.
એવાં વચન કહી કરી વાતરે, મુખથી બોલ્યાં મેના માતરે ;
આતો પુત્રી મેં કયાં થકી જાઇરે, વિષની ગળથુથી ન પાઇરે ૨.
વણદીઠે શું વરને વખાણોરે; હંસ કાગની કોટે બંધાણોરે ;
પહેલાં પોખવા જે કોઇ જાશેરે, તેને સર્પ તે કરડી ખાશેરે. ૩.
એમ માનની મનમાં વિમાસેરે, કોણ જાય તે જોગી પાસેરે ;
દેવકન્યા એને કેમ દીજેરે, માટે રૂડું ગમે તેમ કીજેરે. ૪.
સહુ હાંસી કરે એને દેખીરે, કન્યા કેમ દીજે દેખી પેખીરે ;
જોજો કુળવંતો જમાઇરે, દેખી નારી રહી મૂરછાઇરે. ૫.

---

## ઢાળ.

મેનાનું મન માને નહીં, એને આંગણે ઊભા ઇશ ;
પારવતીનો પ્રેમ જોઇ રૂપ, પ્રગટયું ઉમયાધીશ. ૧.
સૂર્ય સમોવડ વદન ઝળકે, કળા કોટિ પ્રકાશ ;
જોતામાં ખામીં નહિ જરા, એવા દીઠા શ્રીઅવિનાશ. ૨.
હવે હરખ્યા શ્રીહરિને, અંગે વાધ્યો ઉછરંગ ;
શણગાર સજી સહુ સુંદરી, બહુ નારી બની નવરંગ. ૩.
ધોંશળ મૂશળ કર ધરી, મલપતિ મંગળ ગાય ;
પોંખી કરી પધરાવિયા, મહાદેવ મંડપ માંય. ૪.

---

## રાગ ઉપરનો

વરમંડપમાં પધરાવ્યારે, ત્યાંતો મોટા મુનિવર આવ્યારે;
બ્રહ્મા સાથે સોહે બ્રહ્માણીરે, ઇંદ્ર સાથે સોહે ઇંદ્રાણીરે. ૧.
રવિ સાથે તે રાંદલ જાણીરે, ચંદ્ર સાથે છે રોહિણી રાણીરે;
હિમાચળની સાથે છે મેનારે, વળી કરૂં વખાણ હું કેનારે. ૨.
શિવ બેઠા પલાંઠી વાળીરે, મધુપર્કમાં કાંસાની થાળીરે;
લક્ષ્મી શિવને લૂણ ઉતારેરે, સત્યભામા તે સહુને વારેરે ૩.
સહુ નાટક બોલે છે બોલરે, નાવે જાંબુવતીને તોલરે;
રૂકમણી એણીપેર ગાયરે, રાધિકાજી તે વારણે જાયરે. ૪
સહુ બોલે શંભુજીની પક્ષેરે, જળ આવ્યાં મેનાને ચક્ષેરે;
અતિ આનંદે પરણ્યા ઇશરે, સાથે જાનૈયા શ્રીજગદીશરે. ૫.
કન્યાદાન દે હિમાચળ રાયરે, મળી માનની મંગળ ગાયરે;
ધન્ય ધન્ય થયો અવતારરે, વાજાં વાગે દુંદુભિ અપારરે. ૬.
બ્રહ્મશાશ્વત મુહૂર્ત સાંધીરે, લીલા વાંસની ચોરી બાંધીરે;
સુંદર મંગળ વરત્યાં છે ચારરે, શિવજી આરોગ્યા કંસારરે. ૭
શિવને હાથગ્રહણું ત્યાં થાયરે, દાન આપે હિમાચળ રાયરે,
સાથે હસ્તી આપ્યા શણગારીરે, ઉપર અંકુશને અંબાડીરે. ૮
લાંબી ડોકના સાંઢિયા સારરે, ગાયો ભેંસોનાં ટોળાં અપારરે;
રાયે રથ આપ્યા છે ક્રોડરે, સાથે ધોળા ધોરીની જોડરે. ૯
પ્રભુને પેહેરામણી ઘણી થાયરે, પીળાં પીતાંબર દેવરાયરે;
ઘડ બાંધ્યાં દીસે ઘરચોળાંરે, ઘણાં લાંબાં પનાદાર પોળાંરે. ૧૦.
ભરજરિયા જામા મન ભાવેરે, મન ગમતા મશરૂ મંગાવેરે;
વળી લાવે બીજાં નવરંગીરે, જાન માંડવે અતિ ઉછરંગીરે. ૧૧.
ઘણી જુકતે જમાડી છે જાનરે, આપ્યાં જાવંત્રીફ્રાફળ પાનરે;
ગાય ગાંધર્વ અપસરા ગાનરે, છૂટ્યા બંધથકી બંધીવાનરે. ૧૨.
શિવજી પરણીને ચાલ્યા કૈલાસરે, મૃત્યુલોક મેલ્યો દેવીદાસરે;
વાસાવડમાં વાસો વસેછેરે, અતિ આનંદે વિવાહ કહેછેરે. ૧૩.
જે કોઇ ઇશ્વરવિવાહ ગાશેરે, તેનાં પાતક પ્રલય થાશેરે;
જે કોઇ સાંભળશે નરનારીરે, તેની આશા પૂરે ત્રિપુરારીરે. ૧૪.

આંગણે આવ્યો વર આશા કરીને, વર્યા વિના કેમ જાય ;
કરમબંધન કીજિયે તો, દોષ લાગે મોરી માય. ૩.

---

## રાગ પ્રથમનો.

જે મને રૂષિયે વર આપ્યોરે, તે મેં સત્ય કરીને થાપ્યોરે ;
ત્રણલોકમાં તપ મેં કીધુંરે, શંભુનાથનું સગપણ લીધુંરે. ૧.
એવાં વચન કડી કરી વાતરે, મુખથી બોલ્યાં મેના માતરે ;
આતો પુત્રી મેં ક્યાં થકી જાઇરે, વિષની ગળથુથી ન પાઇરે ૨.
વણદીઠે શું વરને વખાણોરે, હંસ કાગની કોટે બંધાણોરે ;
પહેલાં પોખવા જે કોઇ જાશેરે, તેને સર્પ તે કરડી ખાશેરે. ૩.
એમ માનની મનમાં વિમાસેરે, કોણ જાય તે જોગી પાસેરે ;
દેવકન્યા એને કેમ દીજેરે, માટે રૂડું ગમે તેમ કીજેરે. ૪.
સહુ હાંસી કરે એને દેખીરે, કન્યા કેમ દીજે દેખી પેખીરે ;
જોજો કુળવંતો જમાઇરે, દેખી નારી રહી મૂરછાઇરે. ૫.

---

## ઢાળ.

મેનાનું મન માને નહીં, એને આંગણે ઊભા ઇશ ;
પારવતીનો પ્રેમ જોઇ રૂપ, પ્રગટ્યું ઉમયાધીશ. ૧.
સૂર્ય સમોવડ વદન ઝળકે, કળા કોટિ પ્રકાશ ;
જોતામાં ખામીં નહિ જરા, એવા દીઠા શ્રીઅવિનાશ. ૨.
હવે હરખ્યા શ્રીહરિને, અંગે વાધ્યો ઉછરંગ ;
શણગાર સજી સહુ સુંદરી, બહુ નારી બની નવરંગ. ૩.
ધોંશળ મૂશળ કર ધરી, મલપતિ મંગળ ગાય ;
પોંખી કરી પધરાવિયા, મહાદેવ મંડપ માંય. ૪.

---

## રાગ ઉપરનો

વરમંડપમાં પધરાવ્યારે, ત્યાંતો મોટા મુનિવર આવ્યારે;
બ્રહ્મા સાથે સોહે બ્રહ્માણીરે, ઇંદ્ર સાથે સોહે ઇંદ્રાણીરે. ૧.
રવિ સાથે તે રાંદલ જાણીરે, ચંદ્ર સાથે છે રોહિણી રાણીરે;
હિમાચળની સાથે છે મેનારે, વળી કરૂં વખાણ હું કેનાંરે. ૨.
શિવ બેઠા પલાંઠી વાળીરે, મધુપર્કમાં કાંસાની થાળીરે:
લક્ષ્મી શિવને લૂણ ઉતારેરે, સત્યભામા તે સહુને વારેરે ૩.
સહુ નાટક બોલે છે બોલરે, નાવે જાંબુવતીને તોલરે;
રૂકમણી એણીપેર ગાયરે, રાધિકાજી તે વારણે જાયરે. ૪
સહુ બોલે શંભુજીની પક્ષેરે, જળ આવ્યાં મેનાને ચક્ષેરે;
અતિ આનંદે પરણ્યા ઇશરે, સાથે જાનૈયા શ્રીજગદીશરે. ૫.
કન્યાદાન દે હિમાચળ રાયરે, મળી માનની મંગળ ગાયરે;
ધન્ય ધન્ય થયો અવતારરે, વાજાં વાગે દુંદુભિ અપારરે. ૬.
બ્રહ્મશાશ્વત મુહૂર્ત સાંધીરે, લીલા વાંસની ચોરી બાંધીરે;
સુંદર મંગળ વરત્યાં છે ચારરે, શિવજી આરોગ્યા કંસારરે. ૭
શિવને હાથગ્રહણું ત્યાં થાયરે, દાન આપે હિમાચળ રાયરે,
સાથે હસ્તી આપ્યા શણગારીરે, ઉપર અંકુશને અંબાડીરે. ૮
લાંબી ડોકના સાંઢિયા સારરે, ગાયો ભેંસોનાં ટોળાં અપારરે;
રાયે રથ આપ્યા છે ક્રોડરે, સાથે ધોળા ધોરીની જોડરે. ૯
પ્રભુને પેહેરામણી ઘણી થાયરે, પીળાં પીતાંબર દેવરાયરે;
ધડ બાંધ્યાં દીસે ઘરચોળાંરે, ઘણાં લાંબાં પનાદાર પોળાંરે. ૧૦.
ભરજરિયા જામા મન ભાવેરે, મન ગમતા મશરૂ મંગાવેરે;
વળી લાવે બીજાં નવરંગીરે, જાન માંડવે અતિ ઉછરંગીરે. ૧૧.
ઘણી જુકતે જમાડી છે જાનરે, આપ્યાં જાવંત્રીફોફળ પાનરે;
ગાય ગાંધર્વ અપસરા ગાનરે, છૂટ્યા બંધથકી બંધીવાનરે. ૧૨.
શિવજી પરણીને ચાલ્યા કૈલાસરે, મૃત્યુલોક મેલ્યો દેવીદાસરે;
વાસાવડમાં વાસો વસેછેરે, અતિ આનંદે વિવાહ કહેછેરે. ૧૩.
જે કોઇ ઇશ્વરવિવાહ ગાશેરે, તેનાં પાતક પ્રલય થાશેરે;
જે કોઇ સાંભળશે નરનારીરે, તેની આશા પૂરે ત્રિપુરારીરે. ૧૪.

વિવાહ સાંભળી ધરશે ધ્યાનરે, તેને રીઝે તેથી ભગવાનરે;
તેને કૃપા કરે શંભુનાથરે, ગાલે સંકટ વેળાએ હાથરે. ૧૫.
ધન ધાન્ય પુત્ર પરિવારરે, આપે પારવતી ભરથારરે.
વારે વારે ભજે શિવરાયરે, તેને મનવાંચ્છિત ફળ થાયરે. ૧૬.

---

ઢાળ.

પ્રીતેસું આપે શ્રીહરિ, તેના મનની તે પૂરે આશ;
શ્રોતા જન સહુ સાંભળીને, બોલો શ્રી અવિનાશ. ૧.

---

# નરસિંહમેહેતા.

## ગરબી સાતવાર

સોમવારે શામળિયો સધાર્યારે, ગોકુળ મેલી વૃંદાવન ચાલ્યારે;
શ્રી શ્યામ સંદેશા ન કાવ્યા, કહેજો શ્રીકૃષ્ણ શે ના આવ્યારે. ૧.
મંગળ મેર કરોને મોરારિરે, હું તો દાસી છું રે તમારીરે;
પ્રભુ લજ્જા રાખોને અમારી, કહેજો શ્રીકૃષ્ણ શે ના આવ્યારે. ૨.
બુધવારે તે બેસી રહિયેરે, અક્રુરની સંગે જઇયેરે;
શ્રી નાગર નંદને રટિયે, કહેજો શ્રીકૃષ્ણ શે ના આવ્યારે. ૩.
બ્રહસ્પતવારે ભરજોબનમાંરે, વા'લો મે'લી ગયા મહા વનમાંરે;
તે દહાડાની દાઝ થાય મારા મનમાં, કહેજો શ્રીકૃષ્ણ શે ના આવ્યારે. ૪.
શુક્રવારે મળ્યા સંસારીરે, મને મે'ણાં દીધાં અધિકારીરે;
મન બાળીને શું ચે બોલાવી, કહેજો શ્રીકૃષ્ણ શે ના આવ્યારે. ૫.
શનિવારે તે સાન કરીનેરે, હું તો નહિ આવું હવે ફરીનેરે;
બેસવા મવ દીધી ઠરીને, કહેજો શ્રીકૃષ્ણ શે ના આવ્યારે. ૬.

રવિવારે હરિ ઘેર આવ્યારે, સાચાં મોતીએ વધાવ્યારે;
મેહેતા નરસિયાને મન ભાવ્યા, કહેજો શ્રીકૃષ્ણ શે ના આવ્યારે. ૭.

---

## નાકર.

( વડોદરા તાબે બ્રાહ્મણ ગામનો રહીશ. જ્ઞાતે વણિક. સં. ૧૫૩૨ માં હતો )

### વિદુરની વિનતિ.

વિદુર તણે ઘેર કૃષ્ણ પધાર્યા, ને વાત દુર્યોધને જાણી;
આખી નગરીમાં આણ વર્તાવી, શું જમશે સારંગપાણિ. ૧.
શમી તણે પત્ર રહે એટલું, જે આપે વિદુરને અન્ન;
તેહેનું શરીર શતખંડ કરૂં, એમ કોપ્યો દુર્યોધન. ૨.
ત્યારે વિદુર વસ્તીએ નિસર્યારે, વસ્તુ તાંહ નવ મલીઓ;
હાટ ચૌટા નગર ભમીને, સેવક પાછો વળિયો. ૩.
અરે અબળા અન્ન કોઇ ન આપે, રાજાએ ફેરી ફુવાઇ;
ઉછી ઉધારે કોઇ ન આપે, બહેન બનેવીને ભાઈ. ૪.
અનાથિયાં પ્રભુ કાં અવતર્યાં, હું અબળા મન લાજી;
વાળી ખોળો વાડીમાં પેઠી, વિણી તાંદુલની ભાજી. ૫.
શાક પાક સર્વે તાંદુલનાં, અવર નહિ બીજું અન્ન;
સાતસેહેં સામંત લેઇને, આવ્યો દુર્યોધન રાજન. ૬.
ત્યારે પ્રાણનાથ કહે ભલે પધાર્યા, કાંઇ એક કારણ કહિયે;
અમો જાણ્યૂં જગદીશ પધાર્યા, પ્રોહોણામાં થઇ રહિયે. ૭.
ત્યારે વિદુરે પેર સાંભળી, મારી હાવે પેર શી થાશે;
આ કૃષ્ણ તણી સહુ પેર પાધરી, ભાજી એને કયમ પીરસાશે. ૮.
વળતાં જાળ બારણે પધરાવ્યાં, પ્રથમે નાહ્યા પરિગ્રહ;
સહુકો આરોગવા રાયજી પધારો, પ્રોસેછે ત્રિકમ. ૯.
ત્યારે બધે બાજઠાં લઇને બેઠા, ને ભગવંત ભાજી લાવે;
પણ વિદુરની વનિતાએ રાંધ્યું તે, ભૂપતને કેમ ભાવે. ૧૦.

વિવાહુ સાંભળી ધરશે ધ્યાનરે, તેને રીઝે તેથી ભગવાનરે;
તેને કૃપા કરે શંભુનાથરે, ઝાલે સંકટ વેળાએ હાથરે. ૧૫.
ધન ધાન્ય પુત્ર પરિવારરે, આપે પારવતી ભરથારરે.
વારે વારે ભજે શિવરાયરે. તેને મનવાંચ્છિત ફળ થાયરે. ૧૬.

---

### ઢાળ.

પ્રોતેસું આપે શ્રીહરિ, તેના મનની તે પૂરે આશ;
શ્રોતા જન સહુ સાંભળીને, બોલો શ્રી અવિનાશ. ૧.

---

# નરસિંહમેહેતો.

## ગરબી સાતવાર

સોમવારે શામળિયો સધાર્યારે, ગોકુળ મેલી વૃંદાવન ચાલ્યારે;
શ્રી શ્યામ સંદેશા ન કાગ્યા, કહેજો શ્રીકૃષ્ણ શે ના આવ્યારે. ૧.
મંગળ મેર કરોને મોરારિરે, હુંતો દાસી છુંરે તમારીરે;
પ્રભુ લજ્જા રાખોને અમારી, કહેજો શ્રીકૃષ્ણ શે ના આવ્યારે. ૨.
બુધવારે તે બેસી રહિયેરે, અક્રૂરની સંગે જઇયેરે;
શ્રી નાગર નંદને રટિયે, કહેજો શ્રીકૃષ્ણ શે ના આવ્યારે. ૩.
બ્રહસ્પતવારે ભરજોબનમાંરે, વા'લો મે'લી ગયા મહા વનમાંરે;
તે દહાડાની દાઝ થાય મારા મનમાં, કહેજો શ્રીકૃષ્ણ શે ના આવ્યારે. ૪.
શુક્રવારે મળ્યા સંસારીરે, મને મે'ણાં દીધાં અધિકારીરે;
મન બળતીને શું ચે બોલાવી, કહેજો શ્રીકૃષ્ણ શે ના આવ્યારે. ૫.
શનિવારે તે સાન કરીનેરે, હુંતો નહિ આવું હવે ફરીનેરે;
એસવા નવ દીધી ઠરીને, કહેજો શ્રીકૃષ્ણ શે ના આવ્યારે. ૬.

રવિવારે હરિ ઘેર આવ્યારે, સાચાં મોતીએ વધાવ્યારે;
મેહેતા નરસિયાને મન ભાવ્યા, કહેજો શ્રીકૃષ્ણ શે ના આવ્યારે. ૭.

---

## નાકર.

( વડોદરા તાબે બ્રાહ્મણ ગામનો રહીશ. જ્ઞાતે વણિક. સં. ૧૫૭૨ માં હતો )

### વિદુરની વિનતિ.

વિદુર તણે ઘેર કૃષ્ણ પધાર્યા, ને વાત દુર્યોધને જાણી;
આખી નગરીમાં આણ વર્તાવી, શું જમશે સારંગપાણિ. ૧.
શમી તણે પત્ર રહે એટલું, જે આપે વિદુરને અન્ન;
તેહેનું શરીર શતખંડ કરૂં, એમ કોપ્યો દુર્યોધન. ૨.
ત્યારે વિદુર વસ્તીએ નિસર્યારે, વસ્તુ તાંહ નવ મલીઓ;
હાટ ચૌટા નગર ભમીને, સેવક પાછો વળિયો. ૩.
અરે અબળા અન્ન કોઇ ન આપે, રાજાએ ફેરી દુવાઇ;
ઉછી ઉધારે કોઇ ન આપે, બ્હેન બનેવીને ભાઇ. ૪.
અનાથિયાં પ્રભુ કાં અવતર્યાં, હું અબળા મન લાજી;
વાળી ખોળો વાડીમાં પેઠી, વિણી તાંદુલની ભાજી. ૫.
શાક પાક સર્વે તાંદુલનાં, અવર નહિ બીજું અન્ન;
સાતસેંહે સામંત લેઇને, આવ્યો દુર્યોધન રાજન. ૬.
ત્યારે પ્રાણનાથ કહે ભલે પધાર્યા, કાંઇ એક કારણ કહિયે;
અમો જાણ્યૂં જગદીશ પધાર્યા, પ્રોહોણામાં થઇ રહિયે. ૭.
ત્યારે વિદુરે પેર સાંભળી, મારી હાવે પેર શી થાશે;
આ કૃષ્ણ તણી સહુ પેર પાધરી, ભાજી એને કયમ પ્રીસાશે. ૮.
વળતાં જળ બારણે પધરાવ્યાં, પ્રથમે નાહ્યા પરિગ્રહ;
સહુકો આરોગવા રાયજી પધારો, પ્રોસેછે ત્રિકમ, ૯.
ત્યારે બબે બાજઠાં લઇને બેઠા, ને ભગવંત ભાજી લાવે;
પણ વિદુરની વનિતાએ રાંધ્યું તે, ભૂપતને કેમ ભાવે. ૧૦.

સહુકોને ભાજી પ્રભુએ પહોંચાડી, કપટ શૂરાએ વખાણી ;
પ્રથમ પીસણે ભાજી આવી, ત્યારે બીજી રસોઇ સર્વ જાણી ૧૧.
પ્રથમ શાક કે પાક હોયરે, એમ કહે જગજીવન ;
ભાભી ભૂપતિ ભૂખ્યોછે હાવું, લાવો પીરસીએ અન્ન ૧૨
અબળા ઉફરાંટી ઊભી રહી, વિમાસ્યું મન આપ ;
આ વેળાને કાજે હરિ મેં, શે ના પાળ્યો સાપ. ૧૩.
વારે વારે શું માગો વિઠ્ઠલજી, અબળા થઇ મન લાજું ;
જો મેં અન્ન રાંધ્યું હોયતો, કહેતાં આપું ઝાઝું. ૧૪.
નારી નયણે નીર ઝરે, એમ બોલ્યા જદુરાઇ ;
ભાભી તમારાં મનમાંહ્યાં હોયતે, ચિંતવજોરે બાઇ. ૧૫.
જે રાંધ્યું હોય તે લાવો, એમ બોલ્યા મોરારિ ;
પાત્ર ઉઘાડી પ્રેમદાએ જોયું, માંહે સેવ રંધાણી સારી. ૧૬.

---

## ઢાળ,

તળે શર્કરા સુંદર ભર્યાં, શાક પાક નહિ પારરે ;
કહે કવિતા હું શું વખાણું, તાંહાં આવ્યા જગદાધારરે ૧૭.
ફળી જલેબી દૂધપાક, હરિ પીરસે વારો વારરે ;
સેવૈયા મોતિયા લાડુ, પકવાન્નનો નહિ પારરે ૧૮.
શાળદાળ ઘી તરતનાં તાવ્યાં, હવે શાકનો વારોરે ;
કાચાં કેળાં તૂરિયાં, ભાભી ટીંડુંરાં વઘારોરે, ૧૯.
વેંગણ મૂળાને મોગરી, કારેલાં શેલરાંરે ;
વળી કંકોડાં તળી ઘૃતસું, હરિ આગળે મેહેલ્યાંરે. ૨૦.
પૂરણ બાજ ભર્યાં પુરૂષોત્તમ, ભેદે ન જાણે ભૂરરે ;
રીસે રાજા દુગદુગ્યોરે, મુખમાંથી પડેછે ફૂરરે. ૨૧.
અરધ જમ્યોને રાજા ઉઠયો, મછણ લોટા લીધારે ;
પારખું જોવા કારણ હરિએ, કનક મોહોલ લેઇ કીધારે. ૨૨.
શઠે તો મને ઝેહેર દીધુંરે, આંખે પડલ માહેરે આવ્યાંરે ;
કૈલાસપુરમાં વાસો વસીએ, કનક મંદિર ભાળ્યાંરે. ૨૩.

તું સાચો માહરો ભકત સાચો, સાચો શ્રીભગવાનરે;
એશીઆળો રાજા ઉઠી ચાલ્યો, ઉતાર્યું અભિમાનરે. ૨૪.
વળતી દુર્યોધન મન વિમાસ્યું, એતો કૃષ્ણજીનું કામરે;
દુર્યોધન દુઃખ પામિયો, ધાઇ ધાઇ કરે પ્રણામરે. ૨૫.
વિદુર વિનતિ ગાય સાંભળે, તેની પહોંચો આશરે,
બેહુ કર જોડી વિનવે તે, નાકર હરિનો દાસરે. ૨૬.

---

# નિષ્કુળાનંદ.

## શ્રીકૃષ્ણ પ્રતિ શ્રીરૂક્મિણીએ લખેલો કાગળ.

"ધનુષ્ય ભાંગો રામજી બળવંતા"—એ રાગ.

સ્વસ્તિશ્રીરે દ્વારામતી ધામ, ત્યાં બિરાજેછે સુંદિર શ્યામ,
હરિ પૂરો હૈયાં કેરી હામ, વાલા વેગે આવજો વનમાળી—ટેક.
સરવે શુભનાછો ગુણના ભંડાર, મુખે શું કહું વારમવાર;
મારા પ્રાણ તણાછો આધાર, વાલા વેગે આવજો વનમાળી. ૧.
કુંદનપુરમાંથી લખ્યુંછે આજ, મેંતો મેલી મોહન મનની લાજ;
તમ આવે સુધરશે કાજ, વાલા વેગે આવજો વનમાળી. ૨.
લખિતંગ રૂખમણીછે કન્યા, દાવલિયો લાવ્યોછેરે સન્યા;
નહિ વરૂં બીજે તમ વિન્યા, વાલા વેગે આવજો વનમાળી. ૩.
આવી ડેરાં પાધરમાંરે દેજો, અંબાજીના મંદિર પાસે રેજો;
મારી શુદ્ધ શામળિયાજી લેજો, વાલાવેગે આવજો વનમાળી. ૪.
કુંદનપુરમાંતે વિવા મંડાણો, જાન લાવ્યો શિશુપાલ રાણો;
મોટા ભૂપતિ મંડપ ભરાણો, વાલા વેગે આવજો વનમાળી. ૫.
અંબા પૂજાની માનતા કીધી, પૂજી પરણું અગડ એવી લીધી;
તમ આવે થાશે મારી સિદ્ધિ, વાલા વેગે આવજો વનમાળી. ૬.
પછે અંબાજી પૂજવા જાશું, સંગે સરવે સાહેલી તેડી જાશું;
પછી જેમ થાવું તેમ થાશે, વાલા વેગે આવજો વનમાળી. ૭.

અંબા પૂજીને પાછાંરે વળશું, રથ હુંકડાં આવીને ઢળશું;
પછી ત્રિકમ તમને વરશું, વાલા વેગે આવજો વનમાળી. ૮.
રથ સાહ્યીને તૈયાર કરજો, મારો હાથ ગ્રહીને તમે લેજો;
ત્રણ લોકમાં ડંકો દેજો, વાલા વેગે આવજો વનમાળી. ૯.
રખે વિલંબ કરોરે મુરારિ, મારે નથી બચવાની એકે બારી;
હું તો નરસંગ નારી તમારી, વાલા વેગે આવજો વનમાળી. ૧૦.
જે કોઇ રૂકિમણીનો કાગળ ગાશે તેતો ઘેર બેઠાં ગાંગા ન્હાશે;
કહે નિષ્કુળાનંદ બલિહારી, વાલા વેગે આવજો વનમાળી. ૧૧.

---

# પીતાંબર

## ઉંદરની ગરબી.

ઉંદર કેર કરેછેરે, દુઃખડાં કોને કહેવા જઇયે;
અમને નિત્ય રંજાડેરે, ઘરમાં કેમ કરીને રહિયે-- ટેક.
ઘર મધ્યેથી દોડી આવે, બિછાના પર બેસે;
ફુંકી ફુંકી ચાંચજ મારે, ના ખબર તેની રે'છે— ઉંદર. ૧.
ચાર પોહોરની રજનીમાંરે, એક ઘડી નવ જંપે;
નિદ્રામાંથી જાગું ઝબકી, તવ કાયા મારી કંપે— ઉંદર. ૨.
પોથી પુસ્તક કાપી નાંખ્યાં, બાકી ન રાખ્યું એક;
ઝાલી ઝાલી થાકી ગયો, પણ પાર ન આવ્યો છેક— ઉંદર. ૩.
ધોતી પોતી કાપી ખાધી, દોરી કાપી આખી;
અબોટિયું અંગરખું કાપ્યું, તેનો સૂરજ સાખી.— ઉંદર. ૪.
જળ પીવાનું બોટી ગયા ને, તેલ ઢોળી દીધું;
બરણીમાં જે બાકી રહ્યું તે, સરવે મળીને પીધું.— ઉંદર. ૫.
ચુંચું ચુંચું ચીસો પાડે, લીંડી ઝાઝી પાડે;
ઢંઢોળીને હાંકું ત્યારે, દાંટો ઝાઝી કાહાડે.— ઉંદર. ૬.
ગણપતિની ચોથજ કરિયે, તે કરતાં નથી ચૂકયા;
લસ લસતા લાડુ કરીને, ઉંદર મામાને મૂકયા.— ઉંદર. ૭.

દીવો જો બળતો રાખું, તો દીવટ તાણી જાએ ;
એમ કરતાં જો ઊંઘી ગયા તો, લંકા જેવું થાએ.— ઉંદર. ૮.
જે દિવસના ગામ ગયાતા, તે દિવસના ઘરમાં પડિયા ;
કોઠી પેટી કાપી ખાધી, એ રીતે મને નડિયા.— ઉંદર. ૯.
પાંજરાં મૂકી મૂકી થાકયો, તોએ ઝાલ્યા નવ ખૂટે ;
ખાવાનું ઉઘાડી નાંખી, જાણે ગોળનું ગાડું લુંટે.— ઉંદર. ૧૦.
એહ પશુને શું કરીએ, સુંને રીસ ગઇ છે વ્યાપી ;
માળા મારી ફેરવવાની, ગૌમુખી સુદ્ધાં કાપી— ઉંદર. ૧૧.
નિત નિત દુઃખડાં દેછે અમને, કયાં જઇએ અમે નાસી ;
ભગત પીતાંબર એમ કહે, એને મળજો વાઘની માસી—ઉંદર. ૧૨.

---

# પુરૂષોત્તમ.

## પદ ૧.

.પદીજી ધ્યાન ધરે, હરિજીની સ્તુતિ કરે ;
ણલાંમાં નીર ઝરેરે, કૃષ્ણજી આવો આ સમે. ટેક.
ીર પકડી લૈને ચાલ્યા, રાજા સરવે જોઇને રહ્યા ;
.માં કોઇને ના'વી દયારે— કૃષ્ણજી. ૧.
ભુ મારી લજ્જી જાશે, ગાન્ધારીને હરખ થાશે ;
ાણુ તો પોતાનાં જાશેરે— કૃષ્ણજી. ૨.
ીરનાતો નાવ્યા નેઠા, અહંકારી હારીને બેઠા ;
ાતીનેતો પ્રભુજી પ્યારારે— કૃષ્ણજી. ૩.
વેનતાનાં વચન સુણી, વારે ચડિયા સારંગ પાણિ ;
ાણુ તો પોતાનાં જાણીરે— કૃષ્ણજી. ૪.
ુરૂષોત્તમના સ્વામી મળિયા, સતીના તો સંશયટળિયા ;
પણતો પોતાનાં પળિયાંરે— કૃષ્ણજી. ૫

---

# બ્રહ્માનંદ

## કૃષ્ણ કીર્તનનાં પદો.

### પદ ૧ લું. રાગ ગરબી.

કાનુડોરે, કાનુડોરે; જમનાજીને આરે, પાણીડાં વારેરે. બેની કાનુડો.
કા૦ કા૦ ઓચિન્તાનો આવે, આવીને બોલાવેરે. બેની કાનુડો.
કા૦ કા૦ ફોડે જલની હેલું, બોલે ઘેલું ઘેલુંરે. બેની કાનુડો.
કા૦ કા૦ વૃંદાવનની વાટે, બાઝે મહીને માટેરે. બેની કાનુડો.
કા૦ કા૦ ડોલરીઓ થઇ ડોલે, જેમ તેમ બોલેરે. બેની કાનુડો.
કા૦ કા૦ બ્રહ્માનંદ કહે હેલી, કીધી મુને ઘેલીરે. બેની કાનુડો.

---

### પદ ૨ જું. રાગ એજ.

વાલાજીરે, વાલાજીરે; મારે મંદિર આવો, હસીને બોલાવોરે. મારા વાલાજી.
વા૦ વા૦ રૂપ તમારૂં જોઇને, રહીછું મોહીનેરે. મારા વાલાજી.
વા૦ વા૦ લઇને સર્વસ્વ મારૂં, તમ પર વારૂંરે. મારા વાલાજી.
વા૦ વા૦ આવો મોરલી વાતા, મધુરે રાગે ગાતારે. મારા વાલાજી.
વા૦ વા૦ તમથી પ્રીતિ લાગી, ભ્રમણા ભાંગીરે. મારા વાલાજી.
વા૦ વા૦ બ્રહ્માનંદના બેલી, આવો છોગાં મેલીરે. મારા વાલાજી.

---

### પદ ૩ જું, રાગ એજ.

કોડીલોરે, કોડીલોરે; કોડે આળું કરતો, આવે મન હરતોરે. કાનકોડીલો.
કો૦ કો૦ કોડે સામું ભાળે, રંગડો ઢાળેરે. કાન કોડીલો.
કો૦ કો૦ કોડે છાનું કહાવે, મુને બોલાવેરે. કાન કોડીલો.

કો૦ કો૦ કોડે ચાલે કાલો, લાગે મુને વાલોરે. કાન કોડીલો.
કો૦ કો૦ કોડે રંગનો ભરિયો, મારો ઠાકરિયોરે. કાન કોડીલો.
કો૦ કો૦ બ્રહ્માનંદનો સ્વામી, અંતર યામીરે. કાન કોડીલો.

---

# ભીમ.

## રાસ.

મથુરાની ગોપી મહી વેચવા ગઇ;
મોરલીને શબ્દે ઊભી રહી. ૧.
ઝાંઝર ઝમકે ને વીંછિયા વાય;
કાનો આવિને મારો છેડલો સ્હાય. ૨.
મેલો મેલો કહાનજી અમારાં ચીર;
હું તારી બેનડી ને તું મારો વીર. ૩.
કાયકી બેનડી ને કાયકો વીર;
અમે ગોકુળમાં નિરમળ નીર. ૪.
ચીર ફાડીને ગોપી રાવે ગઇ;
જસોદાને મ્હોલે ઊભી રહી. ૫.
માતા જસોદા તમારો કહાન;
નિત્ય મારગડે માગે દાણ. ૬.
જાઓ જાઓ ગોપિયું તમારે ઘેર;
કહાનો આવે તો કરૂં એની પેર. ૭.
સાંઝ પડી ને ઘેર આવ્યા ગોવાળ;
માતા પૂછેછે વારમ વાર. ૮.
કહાન કુંવર તારી અવડી પેર;
નિત્ય ઓળંભડા લાવતો ઘેર. ૯.
ના મા મામા કંસની આણ;
જુઠું બોલે છે ગોપી સુજાણ. ૧૦.

વૃંદાવનમાં ચારૂં ગાય;
ચાર પાંચ ગોપી ટોળે થાય. ૧૧.
એક આવી મારી મોરલી રહાય;
બીજી આવી મારો મુકુટ ગ્રાહ્ય. ૧૨.
ત્રીજી આવી મારી તૃષ્ણા કરે;
ચોથી આવી મારે ચરણે ઢળે. ૧૩.
એવા ઓળંભડા વનમાં થાય;
તેની રાવું માતા તમ પાસે ખાય. ૧૪.
ભીમનો ઠાકોર મહીડાંનો ચોર;
તમે ચરણે રાખો રણછોડ ૧૫.

---

# ભૂમાનંદ.

**બાર મહિના. રાગ સીતાના મહિનાનો.**

## માસ ૧ લો.

સખી કારતક કેમ કરી જાય, મોહન મેલી ગયા;
ખાલી મંદિર ખાવા ધાય, દિવસ દુઃખના રહ્યા. ૧.
સખી સૂની દેખીને સેજ, અંતરમાં અતિ બળે;
મેલી પિયુ ગયા પરદેશ, શોક શેણે ટળે. ૨.
સખી પળ જુગ જેવી જાય, જીવંત કેમ નીસરે;
દીધું સુખ દેખાડીને હેત, વિસાર્યું ન વિસરે. ૩.
સખી દિલમાં લાગ્યો દાહ, પડી હું પરજળું;
હવે ભૂમાનંદનો નાથ, આવે ક્યારે મળું. ૪.

---

## માસ ૨ જો.

સખી માગશરે મહા દુઃખ થાય, પિયુ ગયા પરહરી;
નથી સંસારમાં સુખ લેશ, વાલા વિજોગે કરી. ૧.

સખી વારિ વિનાનાં મીન, શેણે થાય સુખિયાં;
તેમ તલપીને પડશે તન, દારૂણ અમે દુઃખિયાં. ૨.
કરૂં પિયુ પિયુ પોકાર, ઊભી જોઉં વાટડી;
મારૂં થઇ ગયું વજ્ર શરીર, ન ફાટે છાતડી. ૩
સખી નેણમાં વરસે નીર, આગ જળે અંતરે;
ગયા ભૂમાનંદનો નાથ, નાખી પર તંતરે. ૪.

---

## માસ ૩ જો.

સખી પોષે પિયુનો વિજોગ, લાવ શો લીજિયે:
હવે દિલનાં દુઃખની વાત, કોને અમે કીજિએ ૧.
સખી સૂના ચૌદે લોક, ચડે મારી નજરે;
હવે સજિયે શું શણગાર, ન આવે મજરે. ૨.
મને ઉતારી ઉંડે કૂપ, વરત વાઢી ગયા;
મેલી અબળા એકા એક નાવી દયા. ૩.
ગયા પુરી પિંજર માંય, ઝૂરી ઝૂરીને મરૂં;
આવે ભૂમાનંદનો નાથ, ક્યારે દરશન કરૂં. ૪.

---

## માસ ૪ થો.

આવ્યો મહાદુઃખનો દરિયાવ, પાર કેમ પામીએ;
મને મેલી તેને મધ્ય, તણાતી સ્વામીએ. ૧.
તોયે પાપી પ્રાણ ન જાય, દોષ કેને દઇયે;
તેતો વેરી વિધાતાનો વાંક, એમ સમજી રૈયે. ૨.
સખી ઉછેર્યાં અમૃત પાઇ, ભીડીને ભુજમાં;
તેણે કર્યો અમારો ત્યાગ, તો તે વાંક મુજમાં. ૩.
સખી પિયુ રીઝવ્યાની રીત, વા'લે બહુ વાવડી;
ભૂમાનંદ કહે એનો શો વાંક, મને નવ આવડી, ૪.

---

## માસ ૫ મો.

સખી ફૂલ્યો ફાગણ માસ, વસંત ઋતુ જાય છે;
હવે કે સંગ ખેલું ફાગ, ઉચ્ચાટ એ થાય છે. ૧.
વા'લો બાંધી વસંતી પાઘ, સુંદર છોગાં મેલતા;
ગળે પે'રી ગુલાબના હાર, રંગ સું રેલતા. ૨.
ભરજોબન મારૂં જાય, વૃથા વા'લા વિના;
હવે શો કરિયે ઉપાય, આવે બખશી ગના ૩.
સખી હોળી હૈયા માંય, વા'લા વિજોગે બળે;
દેખું ભૂમાનંદનો નાથ, શોક ત્યારે ટળે. ૪.

---

## માસ ૬ ઠો.

સખી ચૈતરે ચિતમાં ક્ષોભ, અતિશય થાય છે;
મારે પિયુ વિના પળ એક, જુગ જેવી જાય છે. ૧.
સખી મોહન મળવાની એક, અંતરમાં ધાંખડી;
જોઇ જોઇ જીવનની વાટ, ખોઇ મેં તો આંખડી. ૨.
સખી અબળા એકા એક, મરીશું રડવડી;
કેમ જાઉં પિયુની પાસ, દિશા એકે નવ જડી. ૩.
સખી વિરહવતીનો તાપ, અંતરનો ત્યારે ટળે;
જ્યારે ભૂમાનંદનો નાથ, ભીડી ભુજમાં મળે. ૪.

---

## માસ ૭ મો.

સખી વૈશાખે વળ્યાં વન, વા'લો હજી નવ વળ્યા;
નાવે નિદ્રા ન ભાવે અન્ન, કયારે થાશે મળ્યા. ૧.
અતિ અંતર વિરહનો તાપ, ઉપર લૂ વાય છે;
શેણે શીતળ થાય શરીર, ઉચ્ચાટ એ થાય છે. ૨.

મને મેલી મહા વન માંય, હેડી હ્વાલી ગઇ ;
મારા દિલના દુઃખની વાત, કેને જાયે કહી. ૩.
સખી એકે ન રહ્યો આધાર, કયાં જઇને શોભિયે ;
હવે ભૂમાનંદના નાથ, વિના શું શોભિયે. ૪.

---

## માસ ૮ મો.

સખી જેઠે જગજીવન, મને મેલી ગયા ;
મેં તો કર્યો અતિ કલ્પાંત, તોયે નાવી દયા. ૧.
સખી અબળાનું શું જોર, ચાલે જે રાખિયે ;
થઇ નાથ વિનાનાં નિરાશ, નિસાસા નાખિયે ૨.
સખી પિયુ સંગ રમવાની હામ, હૈયામાં રહી ગઇ ;
ખોઇ રસિક શિરોમણી શ્યામ, કંગાળ હું તો થઇ. ૩.
કાઢી સુખ સાગરથી બાર, નાંખી દુઃખ દરીએ ;
હવે ભૂમાનંદના નાથ, વિના કેમ તરીએ. ૪.

---

## માસ ૯ મો.

આવ્યો અષાડ ચમુકે વીજ, ગાજે મેહુલા ઝરે ;
બોલે બપૈયા દાદુર મોર, કોયલ ટહુકા કરે. ૧.
કોરે કાળજે એના બોલ, અંતરમાં ઉંડા ગરી ;
મળી ઘોર અંધારી રાત, વીતે શોણે કરી. ૨.
નવ જોબન એળે જાય, પિયુને કયારે મળું ;
અતિ વિરહનો બહુ તાપ, તેણે હું તો બળું. ૩.
દેખી ઘન સજી શણગાર, ધરા નીલી થઇ ;
નાવ્યા ભૂમાનંદના નાથ, તેણે હું સૂકી રહી. ૪.

---

## માસ ૧૦ મો.

સખી શ્રાવણે વરસાદ તો, વરસે સરવડે;
તેણે આવ્યાં નદીએ પૂર, સરોવર ભર્યાં જળવડે. ૧.
પાક્યાં તરણ વેલિયાં અન્ન, સરા આવી સહુને;
પિયુ વિના પતિવ્રતા નાર, દેખે દુઃખ બહુને. ૨
સૂને મંદિર અબળા હું એક, જાય કેમ જામની;
બોલે તમરાં અંધારી રાત, કંથ વિના કામની. ૩
અમને અધર અમૃત પાઇ, રાખ્યાંતાં સુખિયાં;
હવે ભૂમાનંદના નાથ, વિનાનાં દુખિયાં. ૪.

---

## માસ ૧૧ મો.

સખી ભાદરવે ભરપૂર, નદિયો જાય છે;
તેતો સાગરનો સંગમ, થવાને ચાંય છે. ૧.
મને પિયુ મળવાની પ્યાસ, અંતરમાં તો ઘણી;
પણ કેમ કરી થાય મેળાપ, ન સરજી પંખણી. ૨.
શરદ રૂતુમાં આવે જો શ્યામ, રંગ ભર્યાં રમિયે;
પાક્યાં સર્વે નવાં નવાં અન્ન, જમાડીને જમિયે. ૩.
સખી શોભે નહીં શણગાર, અંગે તે શું ધરૂં;
હુંતો ભૂમાનંદના નાથ, વિના અડવી ફરૂં. ૪.

---

## માસ ૧૨ મો.

જાય ઉત્તમ આસો માસ, દિવસ દિવાળીરે;
ઊભી જોઉં જીવનની વાટ, મારગ સામું ભાળીરે. ૧.
લખું કાગળ કોય લૈ જાઓ, આપો મારા નાથને;
હુંતો કેમ કરી આપું પ્રાણ, કહો જોડી હાથને. ૨.

ગયા વીતી બારે માસ, સંદેશો ન મેલિયો;
મારાં દિલમાં દુઃખનો આજ, રિણાવર રેલિયો. ૩.
મારી વિનતિ વાંચીને વા'લા, ઉતાવળા આવજો;
ભૂમાનંદ કે નહિ તો મને નાથ, તુરત તેડાવજો. ૪.

---

# મીઠા.

## પદ ૧. રાગ માલવ, રાસ.

સાંભળ સહિયર વાતડી, નૌતમ આસો માસ;
શરદ પુનમની રાતડી, ચંદ્ર ચડયો આકાશ. ૧.
તણે સમે હરિ આવિયા, વૃંદાવનને ચોક;
મોરલીમાં વેદ વજાડિયા, તે સુણિયા ત્રિલોક. ૨.
અષ્ટકુળ પર્વત ડોલિયા, ડોલિયા નવ કુળ નાગ;
મોર બપૈયા બોલિયા, સાંભળતાં તે રાગ. ૩.
જાતાં વળતાં થંભિયાં, નદિયો કેરાં નીર;
વચ્છને બાળ વલમીઆં, પીતાં પીતાં ખીર. ૪.
ખગ મગ શ્રવણ ધરી રહ્યાં, તરણ નવ દે ગાય;
ઠામે ઠામ ઠરી રહ્યાં, તૃણ ચારો મુખ માંય. ૫
પવન રહ્યો મુરઝાઇને, મુનિવર ચૂકયા ધ્યાન;
વળી રહ્યાં વલમાઇને, વહેલાં ગગન વિમાન. ૬
વા નવ લે વન વેલડી, પ્રગટ થયાં ફળ ફૂલ;
વેંધાઇ નીકળી વન બેલડી, અબળા સૌ કુળ શૂળ. ૭.
મોહી મોરલીના તાનમાં, વ્યાકુળ થઇ વ્રજનાર;
એક બીજાંની સાનમાં, હીંડે હારો હાર. ૮.
નાકે ઓગનિયાં આણિયાં, નેપુર ઘાલ્યાં હાથ;
મોર શ્રવણમાં સમાણીઆ, કાંકણીઓ પગ સાથ. ૯.

સેંથે કાજળ સારિયાં, નયણે સારિયા સિંદૂર;
સગાં કુટુમ્બ વિસારિયાં, સાગર સરિતા પૂર. ૧૦.
અવળાં આભ્રણ પહેરિયાં, અવળાં ઓઢયાં ચીર;
અવળાં ઓઢયાં લહેરિયાં, ભૂલી શુદ્ધ શરીર. ૧૧.
એક એક આંજી આંખડી, એક એક છેક નગન;
ધરી હરિ ઉપર ધાંખડી, ફરી ફરી મળવા મન. ૧૨.
મેહેલ્યા પિયુ સુત ભ્રાતને, મેહેલ્યાં માતને તાત;
મેહેલ્યાં નાતને જાતને, જોતાં ઉત્પાત વાત. ૧૩.
મેહેલ્યાં મંદિર મહોલ માળિયાં, મેહેલ્યાં રાજને પાટ;
મેહેલ્યાં ઝરૂખા જાળિયાં, લીધી વ્રજની વાટ. ૧૪.
વન આવી વિનતા મળી, નમિયાં હરિને પાય;
જાઓ જાઓ પાછાં વળી, એમ બોલ્યા જદુરાય. ૧૫.
પુરૂષ સેવો પોતા તણો, જેને દીધાં જળ ધાર;
તે તમને સોહામણો, હો પતિવ્રતા નાર. ૧૬.
પતિવ્રતા પ્રીછે નહીં, અવર પુરૂષની આશ;
અર્ધ રાત્રિ નીકળે નહિ, ઘર મેલી વનવાસ. ૧૭.
આ શાં કરમ કર્યાં તમે, અમને આપી આળ;
શાશે લોક ગામ ગામે, વાત થઇ વિકરાળ. ૧૮.
હો પાતલીઓ જાડીઓ, કરોને તમારાં કામ;
શું આવોછો આડીઓ, મેહેલ્યાં ઠામ ને નામ. ૧૯.
ગત મેલીને જે વરે, અવિગતનો અનુરાગ;
ભારે વાટે જે ફરે, તેનો હું નહિ ઘરાગ. ૨૦.
મારે તમારે માનની, કહો કહાંનું ઓળખાણ;
વાત કરોછો તાનની, તે હસવામાં હાણ. ૨૧.
તમને શાને સંઘરૂં, કાંઇક તમોમાં પેર;
કરજોડીને કરગરૂં, જાઓને તમારે ઘેર. ૨૨.
વળતે અબળા બોલિયાં, કાંહાં જઇએ કિરતાર;
નહિ ઘર નહિ ઘર ઘોલિયાં, નહિ ઠરવાનો ઠાર. ૨૩.
તમ સારૂ તજયાં અમે, સગાં કુટુમ્બ પરિવાર,
તો તરછોડો કાં તમે, હરિછો હૈયાના હાર. ૨૪.

રંગ રમાડો રાસમાં, નહિતો તજશું પ્રાણ;
વિઘ્ન થાશે વિલાસમાં, માત પિતાની આણ. ૨૫.
અલબેલાને એટલે, અંગ થયો ઉલ્લાસ;
ટટાર થઇને તેટલે રંગભર રમિયા રાસ. ૨૬.
જણ જણ સાથે જુજવા, વહાલે ધરિયાવેશ;
ઝીઝી રાતે ઝાંખવા, ઉઠયા અજબે અનેક. ૨૭.
વેગે પલવટ વાળીઓ, રાખી બાલી તાંહાં;
તન ઉપર લે તાળીઓ, બળવંત ઝાલી બાંહાં. ૨૮.
બેહુ કર બેહુ કર કામની, વચ્ચમાં વૈકુંઠનાથ;
વ્રજ વરસાણા ગામની એક એક ને ઝાલે હાથ. ૨૯.
ફરતાં ફરતાં ફેર ફરે, જાણે કનકના કોટ;
મોર મુગટ મસ્તક ધરે, લટકે લોટને પોટ ૩૦.
વાજીંત્ર વાજાં વાજિયાં, સ્વરના ઉઠયા શોર;
તાલ પખાજ રવાજિયાં, જંત્ર તણા ઘન ઘોર. ૩૧.
કડલાં કાંબી ઠણ ઠણે, ઘુઘરીનો ઘમકાર;
અણુવટ વીંછીઆ રમઝમે, ઝાંઝરનો ઝમકાર. ૩૨.
ધરતીનું પડ ધમ ધમે, હેઠળ સળકે શેષ;
ભેરવનું અંગ મચ મચકે, નાચે નાથ નરેશ. ૩૩.
દુંદુભિ વાજયાં દેવનાં, પુષ્પ તણો વરસાદ;
પય સાકર ઘૃત સેવનાં, રમે જમેછે નાથ. ૩૪.
ફરી ફરી લે ફુંદડી, ગોપીને ગોવિંદ;
ચતુરાએ ઓઢી ચુંદડી, એક એક હસે આનંદ, ૩૫.
રમતમાં રમાવિયાં, પૂરણ થયાં પ્રસન્ન;
જયમ આવ્યાં ત્યમ ફાવિયાં, દરસ થયાં દરશન. ૩૬.
રજની કરી ખટ માસની, સહુની પૂરી આશ;
કહે મીઠો એ રાસની, વાત વદિયા શ્રીવ્યાસ. ૩૭.

---

# મીરાંબાઇ.

## સત્યભામાનું રૂસણું. ૧.

જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવારે લોલ,
હેતજ હોયતો હઇડામાં વરતાય જો;
અમે તમારી આંખડિયે અળખામણાંરે લોલ,
વાલપ હોય તો નયણામાં ઝળકાયજો— જાણ્યું જાણ્યું. ૧.
પારિજાતકનું ફૂલરે નારદ લાવિયારે લોલ,
જે સોંપ્યું રાણી રૂકમણીને દરબારજો;
એકે પાંખડલી મારે મંદિર નવ મોકલીરે લોલ,
દીધી મુજથી એ અદકેરી નારજો-- જાણ્યું જાણ્યું. ૨.
અચરજ પામ્યા ને આનંદ ઉતર્યોરે લોલ,
જાઓ જાઓ જાઓ નહિ બોલું સુંદર શ્યામજો;
રૂકમણીને મંદિર જૈને રંગે રમોરે લોલ,
હવે તમારે અમસાથે શું કામજો— જાણ્યું જાણ્યું. ૩.
અળગા રહો અલબેલા અમને અડશો નહીંરે લોલ,
તમસાથે નહીં બોલું નંદકુમારજો,
મોલેને પધારો માનેતી તણેરે લોલ;
આજ પછી આવશોમાં મારે દ્વારજો— જાણ્યું જાણ્યું. ૪.
નારદે કહ્યું સતભામા સાંભળોરે લોલ,
એ નિર્લજને નથી તમારૂં કામજો;
કાલા ને વાલા કરતો તે આવશેરે લોલ,
મોટાં કુળની મૂકશો માં મામજો. જાણ્યું જાણ્યું. ૫.
ઉતાર્યાં આભ્રણરે સરવે અંગ થકીરે લોલ,
લ્યો શામળિયા તમારો શણગારજો;
મારારે મૈયરની ઓઢું ઓઢણીરે લોલ,
બીજું આપો માનેતી દરબારજો— જાણ્યું જાણ્યું. ૬.

ચરણા ચીર ઉતારી ચોળી ચુંદડીરે લોલ,
ઉર થકી ઉતાર્યો નવસર હારજો;
કાંબીને કડલાંરે ત્રોટી ડામણીરે લોલ,
સર્વ સંભાળી લેજો નંદકુમારજો— જાણ્યું જાણ્યું. ૭.
આગળથી નવ જાણ્યું મેં તો આવડુંરે લોલ,
ઘરથી ન જાણ્યો ધૂતારાનો ઢંગજો;
બાળાપણાની પ્રીત અમારી પાલટીરે લોલ,
એ નિર્લજને શાનો દીજે રંગજો— જાણ્યું જાણ્યું. ૮.
ધીરજની વાતો ઘરથી જાણી નહીંરે લોલ,
પ્રીત કરીને પરવશ કીધાં પ્રાણ જો;
કાળજડાં કોરીને ભીતર ભેદિયાંરે લોલ,
મીટડલીમાં માર્યાં મોહનાં બાણજો— જાણ્યું જાણ્યું. ૯.
પ્રીત કરીને પરહરવું નોતું પાધરૂંરે લોલ,
થોડા દિવસમાં શું દીધાં મને સુખજો;
સ્વપનાંનાં સુખડાંરે સ્વપને વહી ગયાંરે લોલ,
દેહલડીમાં પ્રગટ્યાં દારૂણ દુઃખજો— જાણ્યું જાણ્યું. ૧૦.
પૂરણ પાપ મળ્યાંરે એ અબળા તણાંરે લોલ,
જેનો પરણ્યો પરઘેર રમવા જાયજો;
અબોલડા કીધારે બાળે વેષથીરે લોલ,
તે નારીનું જોબન ઝોલાં ખાયજો— જાણ્યું જાણ્યું. ૧૧.
પાણીડાં પીનેરે ઘર શું પૂછીએરે લોલ,
વેરી પિતાએ પૂરણ સાંધ્યાં વેરજો;
ઉછેરો આપીરે એના હાથમાંરે લોલ,
ગળથુથીમાં ઘોળી ન પાયું ઝેરજો— જાણ્યું જાણ્યું. ૧૨.
સોકડલીનાં વેણ મને બહુ સાંભરેરે લોલ,
નયણામાંથી છૂટે જળની ધારજો;
હૈડું નવ ફાટ્યુંરે હજુએ અસતણુંરે લોલ,
ઉર ઉપર કાંઇ વુઠ્યા મેઘ મલારજો— જાણ્યું જાણ્યું. ૧૩.
એવાં ને મેણાં શું બોલો મુખ થકીરે લોલ,
ભોળાં મનની શું આણો છો ભ્રાંતજો;

નારી મત શું રાખો નારદને કહેરે લોલ,
કુળવંતી તમે કેમ કરો કલ્પાંતજો— જાણ્યું જાણ્યું. ૧૪.
પટરાણી તમથી બીજી પ્યારી નથીરે લોલ,
શું સતભામા ફૂડો ચઢાવ્યો ક્રોધજો;
કપટી નારદિયાના કેણુ ન માનિયેરે લોલ,
ઘણો વધારે ઘેર ઘેર જઇ વિરોધજો— જાણ્યું જાણ્યું. ૧૫.
સાચું જો કહું તો તમે નવ સાંભળોરે લોલ,
કહો સતભામા ખાઉં તમ આગળ સમજો;
કાળુડા નાગને આપું આંગળીરે લોલ,
તોએ તમારૂં મન નવ માને કયમજો— જાણ્યું જાણ્યું. ૧૬.
મોહનજી કહેરે સતી તમે સાંભળોરે લોલ,
કહો તો મંગાવું પારિજાતકનું ઝાડજો;
આણીને રોપાવું તમારે આંગણેરે લોલ,
રાણી રોષ તજીને મૂકો રાડજો— જાણ્યું જાણ્યું. ૧૭.
હરખીને બોલ્યાંરે હરિથી હેતસુંરે લોલ,
સતભામાને સહુકો લાગ્યાં પાયજો;
વાજાં ને વાગેરે વેણા વાંસળીરે લોલ,
ગીત ગાનને નઉતમ ઉત્સવ થાયજો— જાણ્યું જાણ્યું. ૧૮.
કુમ કુમ ને કસ્તુરી બહેકે કેવડોરે લોલ,
ચૂવા ચંદન ઉડે અબીલ ગુલાલજો;
આનંદ ઉત્સવરે થાય અતિઘણોરે લોલ,
ભેર ભુંગળને વાજે મૃદંગ તાલજો— જાણ્યું જાણ્યું. ૧૯.
રૂસણું ગાયુંરે રૂડી રીતસુંરે લોલ,
સતભામાનાં મનાવ્યાં છે મનજો;
મીરાંનો સ્વામીરે મોલ પધારિયોરે લોલ,
સતભામાનાં જીવન કીધાં ધન્યજો— જાણ્યું જાણ્યું. ૨૦.

# મૂળદાસ.

## બારમાસી.

સરસ્વતી શારદાને વિનવું, ગુરૂવા ગણપત લાગું પાય,
સાધુ સંતનીરે સેવા કરૂં, માગ કાંઇ જીભલડીએ જશ થાય;
ગિરિધર ગોપીના વર વેહેલા આવજો. ૧.
કારતક મહિનાનારે કાહાનજી, વસિયા દેશને પરદેશ,
હું નારી નાનડી હરિ નાનડી, જોબન મારૂં બાલુડે વેશ;
ગિરિધર ગોપીના વર વેહેલા આવજો. ૨.
માગશર મહિનાનારે માવજી, હજી શું નાવ્યા પ્રાણઆધાર,
વનમાં મેલી ગયા મારો નાથજી, રમિયે કોનીરે સંઘાથ;
ગિરિધર ગોપીના વર વહેલા આવજો. ૩
પોષે કાંઇ સૂકાણી મારી દેહડી, સોસે કાંઇ સૂકાણુંરે શરીર,
પ્રેમ આતુરતા થઇ પ્રેમદા, વ્હાલા વિના ઘડી નવ રહેવાય;
ગિરિધર ગોપીના વર વહેલા આવજો. ૪.
માહા કાંઇ મહિનાનીરે સેજડી, બીજી કાંઇ વેરણ રાત,
રાતે કાંઇ નાવે હરિ વિના નિદરા, દિએ કાંઇ ન ભાવેરે અનાજ;
ગિરિધર ગોપીના વર વહેલા આવજો. ૫.
ફાગણ ફુલ્યોરે હરિ ફૂલડે, વનમાં કેસુડાંનાં ઝાડ,
તેનાં કાંઇ નાંખું હરિને છાંટડાં, ઉડાડું અબીલ ગુલાલ;
ગિરિધર ગોપીના વર વહેલા આવજો. ૬.
ચઇતરે ચંપો હરિ મોરીઓ, મોરી કાંઇ દાડમને બીજી દ્રાક્ષ,
કોયલડીરે ટહુકા કરે, ભમરા કરે છે ગુંજાર;
ગિરિધર ગોપીના વર વહેલા આવજો. ૭.
વૈશાખે જોઉંરે વ્હાલાની વાટડી, જોયા કાંઇ ચારૂ દેશ,
પગના પડછંદારે વાગિયા, આવતા ઉરને પર લેશ;
ગિરિધર ગોપીના વર વહેલા આવજો. ૮.

જેઠે કાંઇ જાણ્યું જીવન આવશે, હજી શું નાવ્યા પ્રાણઆધાર,
ચંદન ગોરીરે સોહામણી, વીંઝણે ઢોળતાં વાય,
ગિરિધર ગોપીના વર વહેલા આવજો. ૯.
અષાડ મહિનો ભલે આવિયો, માથે કાંઇ મંડેલાછે મેઘ,
તોએ નાવ્યો ગોપી કેરો નાવલો, હરિ કાંઇ બળ ભદ્રજીનો વીર ;
ગિરિધર ગોપીના વર વહેલા આવજો. ૧૦.
શ્રાવણ વરસે હરિ સરપડે, નદીએ ખળકયાંછે નીર,
સોણે સ્વપને હરિ દીઠડા, ભીંજે મારાં નવરંગારે ચીર ;
ગિરિધર ગોપીના વર વહેલા આવજો. ૧૧.
ભાદરવો ભલી પેરે ગાજીયો, ગાજ્યા કાંઇ વરસ્યા છે મેઘ,
મોહન મથુરામાં મોહી રહ્યા, કુબજાએ દીધાંછે ઘણાં માન ;
ગિરિધર ગોપીના વર વહેલા આવજો ૧૨.
આસુ માસે હરિ ઘેર આવિયા, પૂરી મારાં મનડાંની આશ,
બેઉ કર જોડી તુજને વિનવું, તારા કાંઇ મહિના ગાએ મૂળદાસ ;
ગિરિધર ગોપીના વર વહેલા આવજો. ૧૩.

---

# રામિયો.

## બારમાસી.

સખી આવિયો કારતક માસ કે, કંથ સિધાવિયા,
એણે માસેરે ચમકે ટાઢ, શિયાળો આવિયો ;
સખી કાગળ નાવ્યો કોય, હરિના હાથનો,
હું તો પ્રેમે જોતી વાટ, સીતા વર સાથનો. ૧.
સખી માગશરે મદ જાયરે, બાળાપણ દોરેલાં,
જેના પિયુ વસે પરદેશ, તેને કેવાં સોહેલાં ;
સખી સૂની દીસે સુંદર સેજ, સૂના દીસે ઓરડા,
જેના પિયુ ચાલ્યા પરદેશ, દાહાડા જાય દોયલા. ૨.

સખી પોષ માસે પર ભોમ, પોતાની સાંભરે,
સીતા એકલડાં વનમાંય, ઝુરી ઝુરીને મરે;
સખી કોણરે આવે કોઇ જાયરે, સંદેશો મોકલું,
જેના પિયુરે ચાલ્યા પરદેશ, રે'વાય કેમ એકલું. ૩.
સખી આવેલરે મહા માસ, સર્જન બહુ સાંભરે,
એવી અતિ હિમાચલ વાય, દેહી મારી થરથરે;
સખી પોતાના મનનીરે વાત, કોઇ આગળ નવ બોલિયે,
જેની જીભ્હા નવસરી હોય, અવરશું નવ બોલિયે. ૪.
સખી આવેલો ફાગણ માસ, હોળી આવી ઢુંકડી,
જેના પિયુરે ચાલ્યા પરદેશ, નવ ભાવે સુખડી;
સખી ફાગણ મહિનાના ફાગ, દીસે રળિયામણા,
જેના પિયુજી ચાલ્યા પરદેશ, ફાગ કેવા કામના. ૫.
સખી આવેલાં પીપળ પાન કે, નગુણો પિયુ ના આવિયો,
એવા વહી ગયા પાંચે માસ, છઠો ચૈતર આવિયો;
સખી ચૈતરે ચિંતા થાયરે, સૂકાઇ ને સળી થયાં,
નગુણો નાંખી ગયો નિરાધાર. પિયુડે પરહર્યાં. ૬.
સખી વૈશાખે વનમાંય, હિંડોળે હીંચતાં,
એવી પાકી આંબા રાણ, કોયલ કીર ચાખતાં;
સખી ઉનાળે લૂ વાય, અગન બહુ ઝાટકે,
એવો ખોયો કારાચલ કંથ, હૈયામાંહિ ખાટકે. ૭.
સખી જેઠ મહિને જળમાંય, સૈયર સંગે ઝીલવું,
જેના પિયુજી ગયા પરદેશ, સૈયરમાં શું ખેલવું;
સખી નાહી ધોઇ નિરધાર, અંબોડો ના વાળીએ,
જેના પિયુ ચાલ્યા પરદેશ, કાજળ ના સારિયે ૮.
સખી આવેલો આષાઢ માસ, બપૈયા સુર ભરે,
એવા ઝરમર વરસે મેઘ, આભેથી ઉતરે;
સખી ઘોર અંધારી રાત, ઝબુકે દામની,
જેના પિયુ ચાલ્યા પરદેશ, ભાળી ડરે ભામની. ૯.
સખી આવેલો શ્રાવણ માસ, શ્રવણ વરસે સરવડે,
કાંય ભિંજે સીતાજીનાં ચીર, નેણેથી આંસુ ઝરે;

એવી પરમારથમાં પ્રીત, પળે તો પાળીએ,
એવા નગુણા સંઘાથે નેહ, ટળે તો ટાળીએ. ૧૦.
સખી ભાદરવે ભરથાર, વિના ઘણું ઝંખીએ,
કાંય કણસલ પાકી સાળ, નવી કેમ ચાખીએ;
સખી દુઃખના દાંડા દશવીશ, આગેરા ઠેલીએ,
એવાં કષ્ટ પડોની અપાર, ધીરજ નવ મેલીએ. ૧૧.
સખી આવેલો આસો માસ, વામ અંગ ફરફરે,
રામે સાહેર બાંધી પાજ, વાંદર સેના ઉતરે;
સખી મારી રાવણરે રાય, સીતા ઘરે લાવિયા,
જેથી વરત્યો જેજેકાર, અવધપુર આવિયા. ૧૨.
સખી ભરત શત્રુઘન વીર, મળ્યા એક માતના,
એવા અધિક માસે આનંદ, થયા ભલી ભાતના;
સખી રમિયો હરિ કેરો દાસ, ગાએ ગુરુ પ્રીતથી,
એવાં રામચરણમાં ચિત્ત, ધારી દ્રઢ રીતથી. ૧૩.

---

## વલ્લભ.

### રાસ મંડળને ગરબો.

આવો હરિજન ભાવથી, ગાઇએ ગુણ જગદીશ;
ભક્તિ કરીએ ભાવથી, કૃપા કરો હે ઇશ.
ધન્ય ધન્ય વ્રજની ભૂમિકા, ધન્ય ધન્ય વ્રજની નાર;
શ્યામ સંગે ક્રીડા કરે, જેસું લીલા વર્ણવું અપાર;
રે સુંદર વેણુ વાગે, વેણુ વાગે.

(ઢાળ)

સખી શર્દ પુનમની રાતરે— સુંદર વેણુ વાગે, વેણુ વાગે.
મારો વહાલોજી રમિયા રાસરે— સુંદર વેણુ વાગે, વેણુ વાગે.
એના ઘુઘરિઆળા ખેસરે— સુંદર વેણુ વાગે, વેણુ વાગે.
મારો વહાલોજી નટવર વેષરે— સુંદર વેણુ વાગે, વેણુ વાગે.

ગોપી અતિ ઉતાવળાં આવેરે— સુંદર વેણ વાગે, વેણ વાગે.
આવી ચરણે શીશ નમાવેરે— સુંદર વેણ વાગે, વેણ વાગે.
શ્રી વલ્લભ પ્રભુજીની પ્રીતેરે— સુંદર વેણ વાગે, વેણ વાગે.
રાસ રમવોછે રૂડી રીતેરે— સુંદર વેણ વાગે, વેણ વાગે.

( સાખી )

કેમ આવ્યાં તમે કામની, એમ બોલ્યા નંદ કિશોર ;
અર્ધ નિશાએ વનમાં, હાંરે જેવી વેળાએ ચાલે ચોર ;
રે કામિની કેમ આવ્યાં, કેમ આવ્યાં.

( ઢીચ )

આ વનમાં તે શું છે કામરે— કામિની કેમ આવ્યાં, કેમ આવ્યાં.
એમ બોલ્યા તે સુંદર શ્યામરે— કામિની કેમ આવ્યાં, કેમ આવ્યાં.
તમે ઘેર જાઓ ગોપીઓ ઘટેછેરે—કામિની કેમ આવ્યાં, કેમ આવ્યાં.
વેગે જાઓને વેળા વટેછેરે— કામિની કેમ આવ્યાં, કેમ આવ્યાં.
તમને લોકોમાં લાંચ્છન લાગેરે— કામિની કેમ આવ્યાં, કેમ આવ્યાં.
તમારો પતિ વ્રતાનો ધર્મ ભાંગેરે—કામિની કેમ આવ્યાં, કેમ આવ્યાં.
શ્રી વલ્લભ પ્રભુજી એમ કહેછેરે— કામિની કેમ આવ્યાં, કેમ આવ્યાં.
સુખ સ્નેહની ધારા વહેછેરે— કામિની કેમ આવ્યાં, કેમ આવ્યાં.

( સાખી )

તમે ભુવન તજાવિયાં, તમે તજાવ્યો સંસાર ;
તમે આ વનમાં તેડાવિયાં, વહાલા તમે કરોછો તિરસ્કાર ;
રે નંદજીના નંદલાલા, નંદલાલા.

( ઢીચ )

તમારી ચાલ જોઇને હું ચમકીરે નંદજીના નંદલાલા, નંદલાલા.
મુને વ્હાલું નથી તમ થકીરે— નંદજીના નંદલાલા, નંદલાલા.
મેં તો મેલીછે લોકની લાજરે— નંદજીના નંદલાલા, નંદલાલા.

મારા વા'લા તમારે કાજરે— નંદજીના નંદલાલા, નંદલાલા
મારા વા'લા દીસોછો સુજાણરે— નંદજીના નંદલાલા, નંદલાલા.
આપો આનંદ રસનાં દાનરે — નંદજીના નંદલાલા, નંદલાલા.
શ્રી વલ્લભ પ્રભુજી બલિહારીરે— નંદજીના નંદલાલા, નંદલાલા.
જાઉં ચરણ કમલ પર વારીરે— નંદજીના નંદલાલા, નંદલાલા.

(સાખી)

વચન સુણી વ્રજનારનાં, ને થેઇ થેઇ રમિયા રાસ ;
રૂમ ઝુમ વાગે ઘુઘરી, વ્રજ સુંદરીની પૂરી વ્હાલે આશ ;
રે ગિરિવર ગિરધારી, ગિરધારી.

(હીચ)

ફરતા ગોપીઓની વચ્ચે વનમાળીરે— ગિરિવર ગિરધારી, ગિરધારી.
ગોપી હાથો હાથ લેછે તાળીરે— ગિરિવર ગિરધારી, ગિરધારી.
તિયાં જોવાને દેવતાઓ આવ્યારે— ગિરિવર ગિરધારી, ગિરધારી.
લઇ પુષ્પ પ્રભુજીને વધાવ્યારે— ગિરિવર ગિરધારી, ગિરધારી.
રહ્યો શરદનો ચંદ્રમા સ્થિરરે— ગિરિવર ગિરધારી, ગિરધારી.
ત્યાં જમુનાજી વહેછે ગંભીરરે— ગિરિવર ગિરધારી, ગિરધારી.
મુખે તાથૈ તાથૈ બોલેરે— ગિરિવર ગિરધારી, ગિરધારી.
વ્રજ વનિતાની વચ્ચે વ્હાલો ડોલેરે— ગિરિવર ગિરધારી, ગિરધારી.
કોઇ સખીના અધર રસ લુંટેરે— ગિરિવર ગિરધારી, ગિરધારી.
વ્રજ વનિતાના અમૃત રસ છૂટેરે— ગિરિવર ગિરધારી, ગિરધારી
શ્રી વલ્લભ પ્રભુજીને જોઇરે— ગિરિવર ગિરધારી, ગિરધારી.
મારૂં મનડું રહ્યું છે મોહીરે— ગિરિવર ગિરધારી, ગિરધારી.
રાસ મંડળ થયોછે પૂરોરે— ગિરિવર ગિરધારી, ગિરધારી.
એમાં જરા નથી અધુરોરે— ગિરિવર ગિરધારી, ગિરધારી.
શ્રીવલ્લભ પ્રભુજીની પ્રીતેરે— ગિરિવર ગિરધારી, ગિરધારી.
રાસ રમ્યાછે રૂડી રીતેરે— ગિરિવર ગિરધારી, ગિરધારી.

---

# વીરવિજય.

**હિત શિક્ષા છત્રીસી. " સાંભળને તું સજની મોરી " એ દેશી.**

સાંભળજો સજ્જન નરનારી, હિત શિખામણ સારીજીરે ;
રીસ કરે દેતાં શિખામણ, ભાગ્ય દશા પરવારી. સુણજો સાજનોરે. ટેક.
લોક વિરૂદ્ધની વાર સુણજો, જગત પડ્યો વ્યવહાર— સુણજો. ૧.
મૂરખ બાળક યાચક વ્યસની, કારૂ ને વળી નારૂજીરે ;
જો સંસારે સદા સુખ વાંછો, ચોરની સંગત વારૂં— સુણજો. ૨.
વેશ્યા સાથે વણજ ન કરિયે, નીચશું નેહ ન કરિયેજીરે ;
આપણ આવે ઘર ધન જાવે, જીવિતને પરહરિયે— સુણજો. ૩.
કામવિના પર ઘર નવ જૈયે, આળે ગાળ ન દીજેજીરે ;
બળિયા સાથે બાથ ન ભરિયે, કુટુંબ કલેશ ન કીજે— સુણજો. ૪.
દુશ્મનશું પરનારી સાથે, તજીએ વાત એકાંતેજીરે ;
માત બેનશું મારગ જાતાં, વાત ન કરિયે રાતે— સુણજો. ૫.
રાજા રમણી ઘરનો સોની, વિશ્વાસે નવ રહિયેજીરે ;
માતપિતા ગુરુ વિણ બીજાંને, ગુંજની વાત ન કહિયે— સુણજો. ૬
અણજાણ્યા શું ગામ ન જૈયે, ઝાડતળે નવ વસિયેજીરે ;
હાથી ઘોડા ગાડી જાતાં, દુર્જનથી દૂર ખસિયે— સુણજો. ૭.
રમતાં રમતાં રીસ ન કરિયે, ભય મારગ નવ જઇયેજીરે ;
બેજણ વાત કરે જ્યાં છાની, ત્યાં ઊભા નવ રહિયે— સુણજો. ૮.
હુંકારાવિણ વાત ન કરિયે, ઇચ્છાવિણ નવ જમિયેજીરે ;
ધન વિદ્યાનો મદ નવ ધરિયે, નમતા સાથે નમિયે— સુણજો. ૯.
ગુરુ જોગી રાજા પંડિતને, હાંસી કરી નવ હસિયેજીરે ;
હાથી વાઘ સરપ નર વઢતા, દેખીને દૂર ખસિયે— સુણજો. ૧૦.
કૂવા કાંઠે હાંસી ન કરિયે, કેફ કરી નવ ભમિયેજીરે ;
વરો ન કરિયે ઘર વેચીને જુગટડે નવ રમિયે— સુણજો. ૧૧.
ભણતાં ગણતાં આળસ તજિયે, લખતાં વાત ન કરિયેજીરે ;
પરહસ્તે પરદેશ દુકાને, આપણું નામ ન ધરિયે— સુણજો. ૧૨.

નાણું માંડો આળસ છાંડી, દેવાદાર ન થઇયેજીરે ;
કષ્ટ ભયાદિક સ્થાનક વરજી, દેશાવર જઇ રહિયે— સુણજો. ૧૩.
ધનવંતોને વેષ મલિનતા, પગસું પગ ઘશી ધોવેજીરે ;
નાપિક ઘર જઇ શિર મુંડાવે, પાણીમાં મુખ જોવે— સુણજો. ૧૪.
નાવણ દાતણ સુંદર ન કરે, બેઠો તરણાં તોડેજીરે ;
ભોંય ચિત્રામણ નગ્ન સુએ તો, તેને લક્ષ્મી છોડે— સુણજો. ૧૫.
માતા ચરણે શીશ નમાવી, બાપને કરો સલામોજીરે ;
દેવગુરુનાં દરશન કરીને, કરો સંસારનાં કામો— સુણજો. ૧૬.
બે હાથે માથું નવ ખણિયે, કાન નહિ ખોતરિયેજીરે ;
ઊભા કેડે હાથ ન દઇયે, સામે પૂર ન તરિયે— સુણજો. ૧૭.
તેલ તમાકુ દૂરે તજિયે, અણગળ જળ નવ પીજેજીરે ;
કુળવંતી સતીને શિખામણ, આના ભેગી દીજે— સુણજો. ૧૮.
સસરો સાસુ જેઠ જેઠાણી, નણદી વિનય ન મૂકોજીરે ;
શાણપણે શેરી સંચરતાં, ચતુરા ચાલ ન ચૂકો— સુણજો. ૧૯.
નીચ સાહેલી સંગ ન કીજે, પર મંદિર નવ ભમિયેજીરે ;
રાત પડે ઘર બાર ન જૈએ, સૌને જમાડી જમીએ— સુણજો. ૨૦.
ધોબણ માળણ ને કુંભારણ, જોગણ સંગ ન કરિયેજીરે ;
સેજે કોઇક આળ ચઢાવે, એવું શીદ આદરિયે— સુણજો. ૨૧.
નિજ ભરથાર ગયો દેશાવર, તવ શણગાર ન ધરિયેજીરે ;
જમવા નાત વચ્ચે નવ જૈએ, દુરિજન દેખી ડરિયે— સુણજો. ૨૨
પર શેરી ગરબો ગાવાને, મેળે ખેળે નવ જૈએજીરે ;
નાવણ ધોવણ નદી કિનારે, જાતાં નિર્લજ ન થૈએ— સુણજો. ૨૩.
ઉપડતે પગ ચાલ ચાલિયે, હુનર સહુ શીખીજે જીરે ;
સ્નાન સુવસ્ત્રે રસોઇ કરીને, દાન સુપાત્રે દીજે— સુણજો. ૨૪.
સોકતણાં લઘુ બાળક દેખી, ખેદ ન ધરશો હૈયેજીરે ;
તેની સુખ શીતળ આશિષે, પુત્રતણાં ફળ લહિયે— સુણજો. ૨૫.
બાર વરસ બાળક સુરપાડમાં, એ બે સરિખાં કહિયેજીરે ;
ભક્તિ કરે સુખ લીલા પામે, ખેદ કરે દુઃખ લહિયે— સુણજો. ૨૬.
નરનારી બેઉને શિખામણ, મુખ લવરી નવ હસિયેજીરે ;
નાત સગાંનાં ઘર છોડીને, એકલડાં નવ વસિયે— સુણજો. ૨૭.

વમન કરીને ચિતા બાળે, નબળે આસન બેસીજીરે ;
વિદિશ દક્ષિણ દિશ અંધારે, બોટયું પશુએ પેશી— સુણજો. ૨૮.
અણ જાણે ઋતુવંતી પાત્રે, પેટ અજીરણ વેળાજીરે ;
અગાસે ભોજન નવ કરિયે, બેજણ બેસી ભેળાં— સુણજો. ૨૯.
અતિશે ઊનું ખાટું ખારૂં, શાક ઘણું નવ ખાવુંજીરે ;
મૌનપણે ઓઠીગણ વરજી, જમવા પેલાં નાવું— સુણજો. ૩૦.
અન્ન વખાણી વખોડી ન ખાવું, તડકે બેસી ન જમવુંજીરે ;
માંદા પાસે રાત તજીને, નરણાં પાણી ન પીવું— સુણજો. ૩૧.
કંદમૂળ અભક્ષને બોલી, વાસી વિદળ તે વરજોજીરે ;
જૂઠ તજો પરનિંદા હિંસા, જો વળી નર ભવ સરજો— સુણજો. ૩૨.
વરત નિયમ ધરિયે ગુરુ હાથે, તીરથ જાત્રા કરિયેજીરે ;
પુણ્ય ઉદય જો મોટો પ્રગટે, તો સંઘવી પદ ધરિયે— સુણજો. ૩૩.
મારગમાં મન મોકળું રાખી, બહુ વિધિ સંઘ જમાડોજીરે ;
સુરલોકે સુખ સઘળાં પામે, પણ નહીં એવો દહાડો— સુણજો. ૩૪.
તીરથ તારણ શિવ સુખ કારણ, સિદ્ધાચળ ગિરનારેજીરે ;
પ્રભુ ભગતે ગુરુ શરણે ભવજળ, તરિયે એક અવતારે— સુણજો. ૩૫.
લૌકિક લોકોત્તર હિત શિક્ષા, છત્રીસી એ બોલીજીરે ;
પંડિત શ્રી શુભ વીરવિજય મુખ, વાણી મોહન વેલી— સુણજો. ૩૬.

---

# શંભુનાથ.

## છંદ ભુજંગીની ચાલ.

સ્મરૂં શારદા માતા મોટી ભવાની, ચોસઠ જોગણી દેવમુખે વખાણી ;
ઓઢી ચુંદડી મસ્તકે મોડ છાજે, માતા બહુચરા ગોખમધ્યે બિરાજે, ૧.
અતિ તેજ તારૂં નવે ખંડમાંય, દેવી આદ્યશક્તિ માતા તું કહેવાય ;
દીપક જોત તારી ભવાની સદાજે, માતા બહુચરા ગોખમધ્યે
બિરાજે. ૨.

તું તો તોતળા માત કાળી કરાળી, શિવા શાંભવી બહુચરા તુજ બાળી ;
ભલું સુખ દીઠે મહા દુઃખ ભાજે, માતા બહુચરા ગોખમધ્યે
બિરાજે. ૩.

માર્યાં શુંભ નીશુંભને ચંડમુંડ, મહિષાસુરના કીધા સપ્ત ખંડ ;
ત્રિશૂળ ધારીને દેખતાં દૈત્ય ભાજે, માતા બહુચરા ગોખમધ્યે
બિરાજે. ૪.

પૂજું માતને ભાવશું ભક્તિ આણી, દેવી મારકંડેને વેદે વખાણી ;
પાયે નેપુરે ઘુઘરી નિત્ય વાજે, માતા બહુચરા ગોખમધ્યે બિરાજે. ૫.
ભલી લાજ રાખી રાજાને તહાંજી, સ્ત્રીનો પુર્ષ કીધો માતા બહુચરાજી ;
ઘણું વખાણું પાળો બ્રહ્મ આજે, માતા બહુચરા ગોખમધ્યે બિરાજે. ૬.
ધર્યાં પુષ્પ કંઠે ઘણું માત આપે, દીપક જ્યોતતારી રવિ ત્રણ લોકે ;
વેણા વંશી કંશિ ચાચર ડાક વાજે, માતા બહુચરા ગોખમધ્યે બિરાજે.
શંભુનાથ નિત્યે જોડી હાથ રહે છે, સુખે બહુચરા એમ કહેછે ;
ભણે સાંભળે તેતણાં પાપ ખાજે, માતા બહુચરા ગોખ મધ્યે
બિરાજે. ૮.

---

# શાન્તિદાસ.

## પદ ૧.

કાનુડે કામણ કીધલાં, ઓ બેની કાનુડે કામણ કીધલાં. ટેક.
કામનિયોનાં કાળજાં કોરવા, બાણજ માર્યાં સીધલાં— ઓ બેની. ૧.
લવિંગ સોપારીને પાનનાં બીડલાં, અમને કાંઇ એક દીધલાં— ઓ. ૨.
શું રે કર્યું ને વાલો શું વળી કરશે, એવું જાણીને અમે બીધલાં—
ઓ. ૩.
શાન્તિદાસનો સ્વામી રસિક શિરોમણી, આંખે અમીરસ પીધલાં—
ઓ. ૪.

---

## પદ ૨.

વારો જશોદા માવડી, કુંવરને વારો જશોદા માવડી. ટેક.
વાછડાં છોડીને વાલો વનમાં પધારે, હાથે ગેડી ને પગે પાવડી—
કુંવરને. ૧.
નિત્ય નિત્ય ઉઠી વાલો વનમાં સિધારે, ગોવિંદ ચરાવે ગાવડી—
કુંવરને. ૨.
મોળિયું મરડીને બાંધે મારો વાલો, બાંધણી એ કેઇપેર આવડી—
કુંવરને. ૩.
કોણ જાણે શું ખાઇને જનમિયો, કાંધે છે ભાતની કાવડી—કુંવરને ૪.
શાન્તિદાસનો સ્વામી રસિક શિરોમણી, શીખ શું દેઇ મૂકી
આવડી—કુંવરને. ૫.

---

## પદ ૩.

દીઠડો કાન કોડામણોરે, કોઇએ દીઠડો કાન કોડામણો. ટેક.
છેલ છબીલો ને છેલ છોગાળો, રૂડો ને ખૂબ રળિયામણોરે—
કોઇએ. ૧.
મહી છળવાની વાલો બુદ્ધિ નીપાવે, શામળિયા સોહામણોરે—
કોઇએ. ૨.
શાન્તિદાસનો પ્રભુ રસિક શિરોમણી, પોતે થઇ ગયો વામણોરે—
કોઇએ. ૩.

---

## પદ ૪.

જાને ગોવાલણી જૂઠી, અહીં થકી જાને ગોવાલણી જૂઠી. ટેક.
મહી વેચવાને તું કાલે આવી તી, આંગળિયે પેરીને અંગોઠી—
અહીં. ૨.

જૂઠા બોલ તું શાને બોલે છે, મહિની મટુકી કયારે ફૂટી— અહીં. ૩.
શાન્તિદાસનો સ્વામી રસિક શિરોમણી, માલ તારામાં નથી સુઠી—
અહીં. ૪.

---

પદ ૫.

જૂઠડા ને કયાં ઝાલું, જુઓને સખી જૂઠડા ને કયાં ઝાલું. ટેક.
વચન મોહનનાં લાગે છે મીઠાં, કેવું બોલે છે કાલું કાલું— જુઓ. ૧.
એકવાર વાલોજી ઓરો આવે તો, ઘેરીને ઘરમાં ઘાલું—જુઓ. ૨.
શાન્તિદાસનો સ્વામી રસિક શિરોમણી, એ થકી બીતી હું ચાલું—
જુઓ. ૩.

---

પદ ૬.

કોઇ કન્યા નહિ આપે, કુંવરને કોઇ કન્યા નહીં આપે. ટેક.
સારાં ન લક્ષણ કુંવરજી કેરાં, નિત્ય ઉઠીને સંતાપે— કુંવરને. ૧.
રૂડો તે વર શોધી ને કાઢયો, રાધિકાજીને બાપે— કુંવરને. ૨.
શાન્તિદાસનો પ્રભુ રસિક શિરોમણી, કુંવારા રે'શે એને પાપે—
કુંવરને. ૩.

---

પદ ૭.

જળ ભરવાને કેમ જાઉં, જશોદા મા જળ ભરવાને કેમ જાઉં. ટેક.
વાટે જતાં વાલો પાણી માગે છે, માણસમાં કેમ પાઉં—જશોદા. ૧.
નાથજી નિર્લજ થઇને બેઠા, હુંય નિર્લજ કેમ થાઉં— જશોદા. ૨.
સોનાં રૂપાંનો મારો ઘાટ ઘડુલો, એંઢાણી રત્ન જડાઉં—જશોદા. ૩.
આણી તીરે ગંગા ને પેલી તીરે જમના, વચ્ચે સરસ્વતી નાઉં—
જશોદા. ૪.

શાન્તિદાસનો પ્રભુ રસિક શિરોમણી, હરખે હરિગુણ ગાઉં—
જશોદા. ૫.

---

## પદ ૮

મનડાં વ્યાકુળ હરિ આવતાં, જોને એની મનડાં વ્યાકુળ હરિ
આવતાં. ટેક.
પારણિયાં પરશાળે મૂક્યાં છે, બાળક મૂક્યાં છે ધાવતાં— જોને. ૧.
સાદ કર'તાં સામા મળિયા, સ્વામી પે'લાં ભોજન પાવતાં— જોને. ૨.
વલોણું તાણતાં બાઝતા મોહન, માખણ ખાતા ઘી તાવતાં— જોને. ૩.
શાન્તિદાસના પ્રભુ રસિક શિરોમણી, હરખે હરિગુણ ગાવતાં—
જોને. ૪.

---

## પદ ૯.

મન માને ત્યાં જાઓ છો જી, તમારૂં મન માને ત્યાં જાઓ છો. ટેક.
આવાં રૂડાં ભોજન મેલીને, કોદરાને શીદ ખાઓછોજી—
તમારૂં. ૧.
આવાં રૂડાં તીરથ મેલીને, ખાબોચિયામાં શું નહાઓ છો જી—
તમારૂં. ૨.
નાના હતા ત્યારે ઢોરાં ચરાવતા, હમણાં મોટેરા થાઓ છો જી—
તમારૂં. ૩.
શાન્તિદાસનો પ્રભુ રસિક શિરોમણી, અમને વાયદા વાઓ છો
જી—તમારૂં. ૪.

---

## પદ ૧૦.

કાનુડો કાળજાંની કોર છે, એની મારે કાનુડો કાળજાંની કોર છે. ટેક.

અટપટી પાગ ને કેસરિયો વાઘો, માથે કળાયલ મોર છે— એની. ૧.
વૃંદાવનમાં વાલે વાંસળી વજાડી મોરલીનો સ્વર જોર છે— એની. ૨.
શાન્તિદાસના પ્રભુ રસિક શિરોમણી, ગોપીસંગ પાધરો દોર છે—
એની. ૩.

———

## પદ ૧૧.

આવો મારે ઘેર માણવા, કાનજી આવો મારે ઘેર માણવા. ટેક.
સરવેથી સારૂં ગોરસ મારૂં, હીરને તાંતણે તાણવા— કાનજી ૧.
સો સૌને ઘર ધંધે લાગ્યાં, પુરૂષનાં વચન પ્રમાણવા— કાનજી. ૨.
કહેશે તેને ઉત્તર દેઇશું, ઉત્તર બીજેયા નથી આણવા— કાનજી. ૩.
પાતળિયાજી મારે ઘેર પધારો, નથી એહું કોઇ જાણવા— કાનજી. ૪.
શાન્તિદાસના પ્રભુ રસિક શિરોમણી, મારે તારા ગુણ વખાણવા—
કાનજી ૫.

———

# હરિદાસ.

## પદ ૧. પાંડવનું.

ગરૂડ ચઢી આવજો ગિરધારી, લજ્જા મ્હારી રાખજો મોરારિ. ટેક.
ભાવે ગણપતિને ગાઇયે, ગુરૂને ચરણે જઇને નમિયે;
પદ પૂજીને પાવન થઇયે— ગરૂડ ચઢી. ૧.
કુંતા માતાછે શુભ મતિ, સતી સાધ્વી તે દ્રૌપદી;
મારી વ્હારે ચઢો જદુપતિ— ગરૂડ ચઢી. ૨.
ધર્મરાજા તે ધર્મનું ધ્યાન, રૂડા અર્જુનના વિશ્રામ;
ભીમ સહિત મહા બળવાન— ગરૂડ ચઢી. ૩.

જોશી સહેદેવને સાથે લાવે, તેતો પાંડુના પુત્ર કા'વે ;
તેજવન્તા તે નિકુળ આવે— ગરૂડ ચઢી. ૪.
હસ્તીનાપુરમાં હોડજ ધારી, માંડયાં દ્યૂત ને બાજી હારી ;
પહેલે પાસે હસ્તિનાપુર હારી— ગરૂડ ચઢી. ૫.
બીજે હાર્યા તે અર્થ ભંડાર, ધર્મરાજા કરે વિચાર ;
એમ હાર્યા તે વારમવાર— ગરૂડ ચઢી. ૬.
ત્રીજે હાર્યા તે ચતુર મૂકાવી, ગયા દ્યૂત વિદ્યા થકી હારી ;
ચોથે હાર્યા દ્રૌપદી નારી— ગરૂડ ચઢી. ૭.
પાંડવ હાર્યાને હિમ્મત મેલી, એમની વાત તે વિશ્વમાં થએલી ;
બહુ નામી થાજો મારા બેલી— ગરૂડ ચઢી. ૮.
એવે બોલ્યો દુર્જોધન હુંકારી, તેડી લાવોરે પાંડવની નારી ;
એમ સભામાં બોલ્યો પોકારી— ગરૂડ ચઢી. ૯.
એવે દુઃશાસન દોડતોરે આવ્યો, પાંડવનો સમાચાર સંભળાવ્યો ;
કેડ સાહીને ચોટલો ગ્રહી લાવ્યો— ગરૂડ ચઢી. ૧૦.
એવું બોલ્યો દુર્યોધન અહંકારી, ખોળે બેસો પાંડવનીરે નારી ;
એમ સભામાં બોલ્યો હોકારી— ગરૂડ ચઢી. ૧૧.
ત્યારે સતીએ દીધોરે શ્રાપ, તને લાગ્યું પૂર્વનુંરે પાપ ;
ખોળે બેસશે શોક સંતાપ— ગરૂડ ચઢી. ૧૨.
ખોળે બેસે ગદા ભીમ કેરી, તને કાળે લીધોછેરે ઘેરી ;
બધું યાદવ કુળ કર્યું વેરી— ગરૂડ ચઢી. ૧૩.
દુર પંથછે દ્વારિકા ગામ, સેજે સુતાછે સુંદર શ્યામ ;
મારી વા'રે ચઢો ઘનશ્યામ— ગરૂડ ચઢી ૧૪.
હરિ ગરૂડ કર્યા તૈયાર, ત્યારે બોલ્યાં રૂકિમણી નાર ;
તમે ક્યાંરે પધારો ભર્તાર— ગરૂડ ચઢી. ૧૫.
સતીને ભરીરે સભામાંરે આણી, એનાં ચીર લેછે દુષ્ટ તાણી ;
તેની વા'રે ચઢું છું હું રાણી— ગરૂડ ચઢી. ૧૬.
પ્રભુ ભરીરે સભામાંરે આવ્યા, પાંચાળીનાં પટકુળ લાવ્યા ;
કર સાહીને ચીર પહેરાવ્યાં— ગરૂડ ચઢી. ૧૭.
હરિએ નવસેંનવાણું ચીર પૂર્યાં, તેમાં એકે નથીરે અધુરાં ;
ભકત કામમાં પ્રભુ શૂરા— ગરૂડ ચઢી. ૧૮.

જો કોઇ પાંડવનું પદ ગાશે, તેને કોટિ યજ્ઞ ફળ થાશે ;
હરિદાસનું કારજ સરાશે— ગરૂડ ચઢી. ૧૯.

---

# પરચુરણ.

## પંદરતિથિની ગરબી.

પડવાની પ્રીત ગત મત ભૂલીરે,
મારા હરિવિના એક વાત સરવે સૂનીરે ;
બીજે બાળે વેશ રહી છું બાળીરે,
આ ઘરમાં કેમ રે'વાય વાગે તાળીરે.
ત્રીજે ત્રિભુવનરાય રાજ પધારોરે,
હરિ આવોને આપણે ઘેર હેત વધારોરે ;
ચોથે ચતુરા નાર ચંચળ ચાલોરે,
મારા હૈડાં કેરા હાર દુઃખડાં ટાળોરે.
પાંચમના તો પડદા હરિશું રાખ્યારે,
મારે પ્રેમ રસ પીવા કાજ હરિરસ ચાખ્યારે ;
છઠ્ઠીના લખિયા લેખ તે કેમ ટળશેરે,
મારે પે'લા ભવની પ્રીત આવી મળશેરે.
સાતમના સંતાપ હરિશું અમનેરે,
આશું કહિયે મ્હારાજ લાજ નૈ તમનેરે ;
આઠમ ઓત્સવ થાય હરિ હોય હેલીરે,
મારે સોળસેં ગોપી સાથ રમવા ઘેલીરે.
નોમે નમેરા નાવ કદી નવ થઇયેરે,
ગોકળ મેલી નવ મથુરાં જઇયેરે ;
દશમે દિવસ રાત દેહ મુજ દાઝેરે,
ઘેર નાવલિયો રીસાય તે ઘણું સાલેરે.

એકાદશીનાં વ્રત અગારે કરવાંરે,
શ્રી જમનાજીનાં ધ્યાન મારે ધરવાંરે;
દ્વાદશિયે દરશન અમને દેજોરે,
મારા શામળિયા ભગવાન સનમુખ રેજોરે.
તેરસના તો તંત અમારા ત્રુટ્યારે,
હરિ હરિ કરતાં હોઠ અમારા સુકયારે;
ચઉદશે તો ચતુર નરસું વાહ્યારે,
ઘર રાધા સરખી નાર શું રીસાયારે.
પુનમે પંદર તિથિ થઇ કહાવેરે,
મને સેજલડીએ સુખ નિદ્રા નાવેરે.

---

## સોળ તિથિ ( રાધાહરિ રમે ).

અમાસેરે સખી ઓપી ગોપી, શામળિયો શણગાર,
અરજુન ઓપી હો, રાધા હરિ રમે;
રાધા હરિ રમે હો ગોકળિયાંમાં ગમે હો. ૧.
પડવે પીતાંબર અંબર ઓઢંતા, ચમર ઢળંતાં;
ચાલે ચલ્યા ચાંખડિયે હો, રાધા હરિ રમે— રાધા. ૨.
બીજે બોળી કેસર ઘોળી, આછી પછેડી;
ઓઢણ વાઘા બિરાજે હો, રાધા હરિ રમે— રાધા. ૩.
ત્રીજે તાલ પખાજ તંબોળ્યાં, તન કને અતિસાર;
ઘુઘરા ઘમકયા હો, રાધા હરિ રમે— રાધા. ૪.
ચોથે ચરણકમળ, મોરલી સીસુડી શરણાઇ;
વાઘા બિરાજે હો, રાધા હરિ રમે— રાધા. ૫.
પાંચમેરે પંચવરણી, કલ્યાણી વ્રજ ગોકળની નારી;
છમકે ચાલે હો, રાધા હરિ રમે— રાધા. ૬.
છઠે છોટી લીલા મોટી, સખીમાં સમાણી:
લટપટ લીલા હો, રાધા હરિ રમે— રાધા. ૭.

સાતમેરે સખી શિર સિંદુર, રજે ભજેમાં ભરિયાં;
હાથ અરીસો હો, રાધા હરિ રમે— રાધા. ૮.
આઠમેરે સખી અગર ઉખેળ્યાં, ચૂઆ ચંદન અતિ બેકે;
છમકે છાંટે હો, રાધા હરિ રમે— રાધા ૯.
નોમે નકલેશ્વર નાગલાને, વાળી વીંટી ત્રોટી;
હાથ અંગોઠી હો, રાધા હરિ રમે— રાધા. ૧૦.
દશમે દલામત દરશન દીજે, રાધા હરિ શું રીઝે;
ઢોલડા ઢમકયા હો, રાધા હરિ રમે— રાધા. ૧૧.
એકાદશી અપવાસી, ઓચ્છવ રમે મેડીમાંય;
થાળી થાય હો, રાધા હરિ રમે— રાધા. ૧૨.
બારસેરે બત્રીસાં ભોજન, છત્રીસી રસોઇ;
જાદવ જમ્યા હો, રાધા હરિ રમે— રાધા. ૧૩.
તેરસેરે સખી તેલ ફુલેલ, રજે ભજેમાં ભરિયાં;
હાથ અરીસો હો, રાધા હરિ રમે— રાધા. ૧૪.
ચૌદસે ચરણ કમળ, મોરલી ઊભા મોહનરાય;
ઝાંઝર ઝમકયાં હો, રાધા હરિ રમે— રાધા, ૧૫.
પુનમેરે પાતળિયો ઊભો, સોળકળાનો ચંદ્ર;
રાધા હરિ રમે-રાધા હરિ રમે-ગોકળિયામાં ગમે હો. ૧૬.

---

## રાસડો.

કૃષ્ણજી વનમાં ચારે ધેનુ, બજાવે રૂડી વાંસળીરે લોલ;
વાલે મારે વાવી છેલ જુવાર, સેડાસેડે બાજરોરે લોલ.
રાધાજી ચાલ્યાં લેઇ ભતાર, જડેવડે ડુંગરેરે લોલ;
ઠાકરજી કાંરે ઉતારૂં ભતાર, કયાંહાં છે છાંયડીરે લોલ
રાધાજી આસુપાલવનું ઝાડ, કે શીતળ છાંયડીરે લોલ;
રાધાજી ઉતારો ભતાર, ત્યાં આરોગશુંરે લોલ,
કૃષ્ણજી જમોને સુજાણ, જીવન વ્હાલશુંરે લોલ;
રાધાજી વાળો વાળો ગાય, બીજાં વાછડાંરે લોલ.

કૃષ્ણજી નહિ વારૂં ગાય, નહીં વારૂં વાછડાંરે લોલ;
કૃષ્ણજીને જમતાં ચડી રીસ, રાધાજીને મારિયાંરે લોલ.
મારી ડાબા પગની લાત, જમણાતણી મોજડીરે લોલ;
રાધાજી રોતાં આવ્યાં ઘેર, પૂછે પિયેર વાતડીરે લોલ.
વાલોજી ગાય ચારી આવ્યા ઘેર, ન મળે રાધિકારે લોલ;
કૃષ્ણજી ચાલ્યા રાધાને પિયેર, પૂછી વાતડીરે લોલ.
રાધાજી ઉઘાડો કમાડ કે, બ્હાર ઊભી રહ્યારે લોલ;
કૃષ્ણજી નહિરે ઉઘાડું કમાડ, દુઃખે મારી આંખડીરે લોલ.
રાધાજી ઉઘાડો કમાડ કે, ભીંજે મારી પાંમરીરે લોલ;
કૃષ્ણજી નહિરે ઉઘાડું કમાડ કે, ખોળે સુતો બાળકોરે લોલ.
રાધાજી પોતે રૂપ સ્વરૂપ કે, રાધાવર શામળોરે લોલ;
કૃષ્ણજી વાળી હીરની ગાંઠ, કે ત્રુટે પણ છૂટે નહીંરે લોલ,
કૃષ્ણજી પટોળે પડિયલ ભાત, ફાટે પણ ફીટે નહીંરે લોલ;
કૃષ્ણજી એક મોતી બીજું મન, ભાંગે સાંધ્યા નવ મળેરે લોલ.
કૃષ્ણજી તારે આંગણ દ્રાખ, મારે આંગણ લીંબડોરે લોલ;
રાધાજીનો ચોટલો કાળો નાગ, ઘુઘરિયાળો ગોફણોરે લોલ,

---

## ચાતુરી રાસ.

કહાન' આવો તો શીખવું ચાતુરીરે લોલ;
નથી જાણતા તે પ્રીત કેરી વાતડીરે લોલ.
પ્રીત કરતાં ઉતાવળા થઇયે નહીંરે લોલ;
ધીરજ રાખિયે તો કામ થાએ સહીરે લોલ. ૨.
પ્રીત જણવિયે નહીં તે સૈયર સાથમાંરે લોલ;
નરમ બોલિયે તો નારી આવે હાથમાંરે લોલ ૩.
પ્રીત અધુરી ને આકરૂં ન બોલિયેરે લોલ;
ફળ પાકાવિના કાચું નવ તોડિયેરે લોલ. ૪.
પ્રીત અધુરી ને અટક નવ કીજિયેરે લોલ;
વાત વિસ્તાર્યા વિના ન તાળી દીજિયેરે લોલ. ૫.

હાંસી કીજીયે ન તે દુરિજન દેખતાંરે લોલ;
ખીડી આપિયે ન વ્હાલા વેરી પેખનાંરે લોલ. ૬.
દ્રષ્ટિ રાખિયે તે લોકમાહીં લાજનીરે લોલ;
કહું કંઇક વાતો તે કામકાજનીરે લોલ. ૭.
કીધી ચાતુરી કાનુડા સમા ભાગનીરે લોલ;
લક્ષ ધારતાં લાયક બહુ લાગનીરે લોલ. ૮.
ભુરકી નાંખવાને શીખને તું આંખમાંરે લોલ;
હુન્નર ઉડને પંખીના જયમ પાંખમાંરે લોલ. ૯.
કળ પડે તેમ વાયદો ન કીજિયેરે લોલ;
આંખ મચકારામાં વાત કરી લીજિયેરે લોલ. ૧૦.
બન્ને આપણે સમજીયે ઉરે સહીરે લોલ;
તેમાં ત્રીજું જણું કોઇ જાણે નહીંરે લોલ. ૧૧.
તુચ્છકો કરે તે હસી ટાળિયેરે લોલ;
વચન બોલિયે તે સત્ય પ્રતિ વાળી યેરે લોલ ૧૨.
ચિત્ત કોસ ને વરત દ્રઢ ખેંચિયેરે લોલ;
પ્રીત વેલડીને પ્રેમવારિ સીંચિયેરે લોલ. ૧૩.
જીભ જેવું હશે ઘણું એકે નહીંરે લોલ;
બીજું સ્વર્ગ ને પાતાળ કે કોઇ અહીંરે લોલ. ૧૪.
નારી રૂપિયા વેવાર ઘણા દોહેલારે લોલ;
હુન્નર પ્રેમના જાણો તો લેવા સોહેલારે લોલ. ૧૫.
હું તો હવકવ કસુંયબી લેતો નથીરે લોલ;
હું ને તમ સમો ભણાવવા મેં'તો નથીરે લોલ. ૧૬.
વાણી રાધાજીની કૃષ્ણજીએ સાંભળીરે લોલ;
જતાં કાનમાં અંતર તો ગયા ગળીરે લોલ. ૧૭.
હું તો પર્મેશ્વર પ્રીતે થયો ગોવાળિયોરે લોલ;
રાધા ભણાવો તો તમારો નિશાળિયોરે લોલ. ૧૮.
હુંતો ચોરટો કહેવાણો નવનીતનોરે લોલ;
તોય ભુખ્યો છું રાધા તમારી પ્રીતિનોરે લોલ. ૧૯.
સ્વામી છું જો રાધાજી બધી સૃષ્ટિનોરે લોલ;
તોય ભુખ્યો છું તમારી કૃપા દ્રષ્ટિનોરે લોલ. ૨૦.

હુંતો લંપટ થયો તમારી સંગથીરે લોલ;
ઘેલો થયો છું દેખી તમારાં અંગથીરે લોલ ૨૧.
તમને દેખી મારૂં ડા'પણ રહેતું નથીરે લોલ;
ઘડી વિસરતાં નથી તે મારા ચિત્તથીરે લોલ. ૨૨.
યજ્ઞ યાગમાં હુંને કોણે નવ દીઠડોરે લોલ;
તોય તુંકારો તમારો ઘણો મીઠડોરે લોલ. ૨૩.
દશ રૂપમાં અવતાર આઠમો ભલોરે લોલ;
ભલે ગોકુળ આવ્યો તો તમને મળ્યોરે લોલ ૨૪.
હેત અકળિત દીઠું તે કહાનજી તણુંરે લોલ;
જેથી અંતર રીઝયાં છે રાધાજી ઘણુંરે લોલ. ૨૫.
રાધા મીઠડાં લઇને કાનને કહેરે લોલ;
મારાં હૈડામાહીં રાત દાડો તું રહેરે લોલ. ૨૬.
મારા જીવ તણો આતમા તુંને કૈયેરે લોલ;
દેખી તમને કાનુડા સુખમાં રૈયેરે લોલ ૨૭.
વિશ્વાસ તમઉપર ઉતારી બધું નાંખિયેરે લોલ;
તમે ઘેલડાં કહોતે સરવે સાંખિયેરે લોલ ૨૮.
હુંતો જાણું જે તમને નમું કે ઘડીરે લોલ;
મારાં હૃદય કમળ તણી છો કળીરે લોલ. ૨૯.
હુંતો જાણું જે તમને રાખું પાંખમાંરે લોલ;
હુંને દાસી કરીને રાખો રાંકમાંરે લોલ. ૩૦.
હુંતો જાણું જે તમારી પુંઠમાં ફરૂંરે લોલ;
દેખે દુર્જન અદેખાં જેથી હું ડરૂંરે લોલ. ૩૧.
પ્રેમ રોળાણું ત્યાં લોકડાં શું કહેરે લોલ;
અદેખાં દુરિજન હોય તે બળી મરેરે લોલ. ૩૨.
છોજી શામળા પણ રૂડા ગોરા થકીરે લોલ;
તમારૂં ડાપણ દેખીને હુંતો બહુ છકીરે લોલ. ૩૩.
ધન્ય ધન્ય એ દાહાડો જે મંદિર આવો માહરેરે લોલ;
ઢાંકી મેલ્યું છે જે વાળુ માટ તાહરેરે લોલ. ૩૪.
સેજ સમારીને વાટ જોઉં તમતણીરે લોલ;
જોત જાંખી છે પણ જ્યાં લગી દીવા તણીરે લોલ. ૩૫.

પ્રીત બાંધી છે પણ પરણ્યાના થકી ઘણીરે લોલ;
વેદશાસ્ત્ર પુરાણમાંહે ભણીરે લોલ. ૩૬.
મારાં માદળિયાંમાં ઘાલીને કંઠે ધરૂંરે લોલ;
એની આશંકા તજીને ગોકુળમાં ફરૂંરે લોલ. ૩૭.
એવાં વચન સુણીને કહાનજી હસ્યારે લોલ;
રાધા ગુણતો અમારા સારા વસ્યારે લોલ. ૩૮.
હાલો રાસમાં રમી રમાડી રીઝવુંરે લોલ;
હેત બહુ કરીને વેરીડાંને ખીજવુંરે લોલ. ૩૯.
નીચાં થઇને રમો તે હું જોઇ રહુંરે લોલ;
તમારી આંખના ચાળાની શોભા શી કહુંરે લોલ. ૪૦.
તમારી મોરલીના શબ્દસુણી કાનમાંરે લોલ;
મતવાલી ફરૂં છું મારા તાનમાંરે લોલ. ૪૧.
રાત શર્દની ને રાસની શોભા ઘણીરે લોલ;
વચ્ચે વાંસળી વગાડે વિશ્વનો ધણીરે લોલ ૪૨.
પુષ્પ વૃષ્ટિ કરે છે સહુ દેવતારે લોલ;
જોવા આવ્યા તે મુનિવર સેવતારે લોલ. ૪૩.
સખી સઘળીને રાધાજી પરવારિયાંરે લોલ;
ઘણું થાક્યાં છો કરી ખોળે બેસારિયાંરે લોલ. ૪૪.
રાધાનાં મુખડાં લોહ્યાં તે રૂમાલે કરીરે લોલ;
રાધા આગળ કહે કરજોડી શ્રી હરિરે લોલ. ૪૫.
હું તો તમ આગળ બંધાણો કાચે તાંતણેરે લોલ;
હું તો પોળિયો થયો બળીને આંગણેરે લોલ. ૪૬.
હું તો કરજોડીને કહું છું શ્યામા શામનીરે લોલ;
હું તો મોહી રહ્યો રાધા તમારા નામનેરે લોલ. ૪૭.
જે કોય ચાતુરો ગાએ ને શીખે સાંભળેરે લોલ;
સુખ સંપત થાએ ને પરમેશ્વર મળેરે લોલ. ૪૮.

---

## રાસ ગોઠડી.

એક ગોઠડી ગાઇયે તે પહેલા દિનનીરે લોલ;
બીજી વાતડી કરિયે પોતાના મનનીરે લોલ.

હું તો એકલી ગઈ તે વૃંદાવનમાંરે લોલ;
ત્યાં તો કોઇ નહોતું માનવીના જનમાંરે લોલ.
વેળા બપોરી ને પંથ તો જુદો પડયોરે લોલ;
હું ને દીઠી એટલે કાનુડો દૃષ્ટે ચડયોરે લોલ.
હું તો ભ્રકુટી ચઢાવીને ત્યાંથી ખસીરે લોલ;
આવી કાનજી બોલ્યા તે મુજથી હસીરે લોલ.
તમે આ વેળાનાં કયાંથી આવ્યાં સુંદરીરે લોલ;
તમે આવ્યાં ને હુવે કયાં જશોરે લોલ.
વેગળેથી આવ્યાં તે થાકાં હશોરે લોલ;
પીઓ તો પાણી લઇ આવું પાઉં પ્રેમથીરે લોલ.
ખાઓ તો ફળ લઇ આવું ભાતભાતનાંરે લોલ;
આ કાપડાંની ભાત કયા દેશનીરે લોલ.
આંહી આવો તો જોઉં તમારા હાથનાં સાંકલાંરે લોલ;
લટ છૂટી રાધાજીના કેશનીરે લોલ.
લટ છૂટી ને ચોટલો ફૂલે ભર્યોરે લોલ;
કાન કેવું કીધું હસીને તાળી દીધીરે લોલ.
રાધાનાં મુખડાં લોહ્યાં તે રૂમાલે કરીરે લોલ;
પેર્યાં આછા સાળુ ને છેડે ઘુઘરીરે લોલ
પેર્યાં અકોટા ને તાંત વચે ટીલડીરે લોલ;
પેર્યાં માળા માદળિયાં વચ્ચે ઉતરીરે લોલ.
પેર્યાં તૂસી તનમનિયાં વચ્ચે ઘુઘરીરે લોલ;

---

## રાધાજીનો શણગાર પદ ૧.

રંગતે મ્હોલમાં રાધિકારે, મુખ કમળ નિહાળેરે;
દરપણમાં મુખ જોઇને, શણગાર સમારેરે. ૧.
તેલી ફુલીને દામનીરે, વેણી વાસુકી સમારેરે;
સેંથી ફુલીને રાખડીરે, નયણે કાજળ સારેરે. ૨.
જાલ ઝુમણાને ઉતરીરે, કાને પંદડા સોહેરે;
બાંહ્યે બાજુબંધ બેરખારે, ગોફણલો લટકેરે. ૩.

હાથે કંકણ ચૂડી ખળકતાંરે, કાંડે પોંચી સોહ્યોરે;
કાંણી કડલાંને છત્રીંટિયારે, પાયે નેપુર ઠમકેરે. ૪.
કાળો તે કમખો કસમસેરે, ટીલડી તપે તે લલાટેરે;
નીલાં તે અંબર ઓઢયાંરે, મુક્તાફળનો હારરે. ૫.
કમાડ ઉઘાડો ને કામનીરે, ચંદ્રવદની નારરે;
આણી વેળાએ કોણ આવિયુંરે, મધરાત અંધારીરે. ૬.
નંદના નંદન શું ચોર છોરે, આણી વેળાએ આવ્યારે;
ચક્ર ધારીરે હું રાધકારે, આડા બોલ શું બોલોરે. ૭.
મીઠી વાણીરે તમે પરહરોરે, વેણે શું પગ પાળોરે;
ચક્ર ધારીરે તું કુંભાર છોરે, બેઠા ચાકજ ફેરોરે. ૮.
પાત્ર ઉતારો જેથી પુન્ય થાયે, પર મંદિર શું હેરોરે,
મોરલી ધારીરે હું તો રાધકારે, વૃંદાવનમાં મેં વાહ્યોરે. ૯.
જળ પવન સ્થળ સ્થંભીને, નાગ નાથ્યો મેં કાળીરે;
મોરલી ધારીરે શું છો ગારૂડીરે, કાળા કાળીંદ્રી ખેલાવોરે. ૧૦.
દિએ તે વનચર સંચરોરે, રાતે શીદને આવોરે;
જોગેશ્વર હોય તેતો વન વસેરે, નવ બીજાનો સંગરે. ૧૧.
સ્ત્રી માતા ગણેરે, જેને હરિજી રંગેરે;
નરસિંહરૂપે હુંતો રાધકારે, મારો ભગત મેં રાખ્યોરે. ૧૨.
હરણાકંસને હાથે હણી, પ્રહ્લાદ ઉગાર્યોરે,
તેવારે સ્વામીજી તમે પાપીઆરે, દીઠડે લાંચ્છન લાગેરે. ૧૩.
કાળાની સંઘાતે કાળાં થઇયેરે, તેનો ભરમ ન ભાંગેરે;
શંખ ધારીરે હુંતો રાધિકારે. ચારે વેદ હું જાણુંરે. ૧૪
તેત્રીસ ક્રોડ હુંને ઓળખેરે, રાજા ભય આણેરે;
શંખ ધારીરે શંકાય શિવ છોરે, બેઠા ભભૂત ચડાવોરે. ૧૫.
ભગવા વસ્ત્ર પહેરી કરી, આંહી શીદને આવ્યારે;
વામનરૂપે હુંતો રાધિકારે, બળી પાતાળે ચાંપ્યોરે. ૬.
ઇંદ્રને ઇંદ્રાસન આપીને, ધ્રુવ અવિચળ સ્થાપ્યોરે;
વામનરૂપે શું કરૂપ છોરે, જેને દીઠડે લાજુંરે. ૧૭.
જાઓ જાઓને પાછા વળીરે, કમાડ નહીંરે ઉઘાડુંરે;
ગદા ધારીરે હુંતો રાધિકારે, મોટા પરવત તોડ્યારે. ૧૮.

બ્રહ્મા સરીખા મેં તો ભોળવ્યારે, ઇંદ્ર કર જોડ્યારે;
ગદા ધારીરે શું કાંય ભીમ છો, જેથી કૌરવ ભાગેરે. ૧૯.
રણસંગ્રામે સ્વામી સંચરોરે, આહીં નહીં આજ છાજેરે;
ગિરિવર ધારીરે હું તો રાધિકારે, પાંચ અંબર ગાજેરે. ૨૦.
ત્રણભુવનમાં જેની ગર્જનારે, ભૂતાવળ ભાગેરે;
ગિરિવર ધારીરે શું હનુમાન છોરે, મોટા પરવત તોળ્યારે. ૨૧.
પાજ બાંધીને ઉતર્યારે, લંકા માહીં સધાવ્યારે;
રામ રૂપેરે હું તો રાધિકારે, રાવણ રણ રોળ્યોરે. ૨૨.
વિભિષણને રાજ આપીને, કુંભકરણને ચોળ્યોરે;
તેવારે સ્વામીજીરે તમે પાપીઆરે, દીઠડે લાંચ્છન લાગેરે. ૨૩.
સિંહાલંકીરે જાણી કરી, નખ શાને વધાર્યારે;
પદ્મ ધારોરે હું તો રાધિકારે, પદ્મ ત્રણ હું જાણુંરે. ૨૪.
સંપત દીપક નવ ખંડમાંરે, પદ્મ ધારી છે રામરે;
સોળે શણગાર પૂરા થયારે, નથી ઉત્તરનો ઠામરે. ૨૫.
કમાડ ઉઘાડ્યાં કામનીરે, દીઠા દેવ મુરારિરે;
અઢળક બોલ હું તો બોલી છું, તેતો મેલજો વિસારીરે ૨૬.
ભવોભવનારે ભરથાર છોરે, હું જ દાસી તમારીરે;
ગાય શીખે સાંભળેરે, તેને શરણ તમારીરે. ૨૭.

---

## રાજા દશરથની ગરબી.

ઉત્તર દક્ષિણ અયોધ્યા વખાણુ માં જો, રાજા દશરથ કેરાં રાજજો;
ગરબી ગાઇયે તે રૂડા રામની જો. ૧.
રાજા દશરથની બે રાણિયો જો, તેનાં કૈકૈ ને કૌશલ્યા નામજો—
ગરબી. ૨.
રાય તેણે સમે દુઃખી થયા જો, એના અંગુઠામાં અતિ ઘણું
દુઃખ જો—ગરબી. ૩.
રાય અંગુઠો મુખમાં ઘાલી પોઢિયા જો, અંગુઠો ફૂટો છે
મધરાતજો—ગરબી. ૪.

હાથે કંકણુ ચૂડી ખળકતાંરે, કાંડે પોંચી સોહ્યેરે;
કાંબી કડલાંને છત્રીંટિયારે, પાયે નેપુર ઠમકેરે. ૪.
કાળો તે કસણો કસમસેરે, ટીલડી તપે તે લલાટેરે;
નીલાં તે અંબર ઓઢયાંરે, મુક્તાફળનો હારરે. ૫.
કમાડ ઉઘાડો ને કામનીરે, ચંદ્રવદની નારરે;
આણી વેળાએ કોણ આવિયુંરે, મધરાત અંધારીરે. ૬.
નંદના નંદન શું ચોર છોરે, આણી વેળાએ આવ્યારે;
ચક્ર ધારીરે હું રાધકારે, આડા બોલ શું બોલોરે. ૭.
મીઠી વાણીરે તમે પરહરોરે, વેણુ શું પગ પાળોરે;
ચક્ર ધારીરે તું કુંભાર છોરે, બેઠા ચાકજ ફેરોરે. ૮.
પાત્ર ઉતારો જેથી પુન્ય થાયે, પર મંદિર શું હેરોરે,
મોરલી ધારીરે હું તો રાધકારે, વૃંદાવનમાં મેં વાહ્યોરે. ૯.
જળ પવન સ્થળ સ્થંભીને, નાગ નાથ્યો મેં કાળીરે;
મોરલી ધારીરે શું છો ગારૂડીરે, કાળા કાળીંદ્રી ખેલાવોરે. ૧૦.
દિએ તે વનચર સંચરોરે, રાતે શીદને આવોરે;
જોગેશ્વર હોય તેતો વન વસેરે, નવ બીજાનો સંગરે. ૧૧.
સ્ત્રી માતા ગણેરે, જેને હરિજી રંગેરે;
નરસિંહરૂપે હુંતો રાધકારે, મારો ભગત મેં રાખ્યોરે. ૧૨.
હરણાકંસને હાથે હણી, પ્રહ્લાદ ઉગાર્યોરે,
તેવારે સ્વામીજી તમે પાપીઆરે, દીઠડે લાંચ્છન લાગેરે. ૧૩.
કાળાની સંઘાતે કાળાં થઇયેરે, તેનો ભરમ ન ભાંગેરે;
શંખ ધારીરે હુંતો રાધિકારે, ચારે વેદ હું જાણુંરે. ૧૪
તેત્રીસ ક્રોડ હુંને ઓળખેરે, રાજા ભય આણેરે;
શંખ ધારીરે શંકાય શિવ છોરે, બેઠા ભભૂત ચડાવોરે. ૧૫.
ભગવા વસ્ત્ર પહેરી કરી, આંહી શીદને આવ્યારે;
વામનરૂપે હુંતો રાધિકારે, બળી પાતાળે ચાંપ્યોરે. ૬.
ઇંદ્રને ઇંદ્રાસન આપીને, ધ્રુવ અવિચળ સ્થાપ્યોરે;
વામનરૂપે શું કરૂપ છોરે, જેને દીઠડે લાજુંરે. ૧૭.
જાઓ જાઓને પાછા વળીરે, કમાડ નહીંરે ઉઘાડુંરે;
ગદા ધારીરે હુંતો રાધિકારે, મોટા પરવત તોડ્યારે. ૧૮.

બ્રહ્મા સરીખા મેંતો ભોળવ્યારે, ઇંદ્રિ કર જોડ્યારે;
ગદા ધારીરે શું કાંય ભીમ છો, જેથી કૌરવ ભાગેરે. ૧૯.
રણસંગ્રામે સ્વામી સંચરોરે, આહીં નહીં આજ છાજેરે;
ગિરિવર ધારીરે હુંતો શધિકારે, પાંચ અંબર ગાજેરે. ૨૦.
ત્રણભુવનમાં જેની ગર્જનારે, ભૂતાવળ ભાગેરે;
ગિરિવર ધારીરે શું હનુમાન છોરે, મોટા પરવત તોળ્યારે. ૨૧.
પાજ બાંધીને ઉતર્યારે, લંકા માહીં સધાવ્યારે;
રામ રૂપેરે હુંતો શધિકારે, રાવણ રણ રોળ્યોરે. ૨૨.
વિભિષણને રાજ આપીને, કુંભકરણને ચોળ્યોરે;
તેવારે સ્વામીજીરે તમે પાપીઆરે, દીઠડે લાંચ્છન લાગેરે. ૨૩.
સિંહાલંકીરે જાણી કરી, નખ શાને વધાર્યોરે;
પદ્મ ધારીરે હુંતો શધિકારે, પદ્મ ત્રણ હું જાણુંરે. ૨૪.
સંપત દીપક નવ ખંડમાંરે, પદ્મ ધારી છે શામરે;
સોળે શણગાર પૂરા થયારે, નથી ઉત્તરનો ઠામરે. ૨૫.
કમાડ ઉઘાડ્યાં કામનીરે, દીઠા દેવ મુરારિરે;
અઢળક બોલ હુંતો બોલી છું, તેતો મેલજો વિસારીરે ૨૬.
ભવોભવનારે ભરથાર છોરે, હુંજ દાસી તમારીરે;
ગાય શીખે સાંભળેરે, તેને શરણુ તમારીરે. ૨૭.

---

## રાજા દશરથની ગરબી.

ઉત્તર દક્ષિણ અયોધ્યા વખાણ્યું માં જો, રાજા દશરથ કેરાં રાજજો;
ગરબી ગાઇયે તે રૂડા રામની જો. ૧.
રાજા દશરથની બે રાણિયો જો, તેનાં કૈકૈ ને કૌશલ્યા નામજો—
ગરબી. ૨.
રાય તેણે સમે દુઃખી થયા જો, એના અંગુઠામાં અતિ ઘણું
દુઃખ જો—ગરબી. ૩.
રાય અંગુઠો મુખમાં ઘાલી પોઢિયા જો. અંગુઠો ફૂટો છે
મધરાતજો—ગરબી. ૪.

હાથે કંકણુ ચૂડી ખળકતાંરે, કાંડે પોંચી સોહેરે;
કાંબી કડલાંને છડીંટિયારે, પાયે નેપુર ઠમકેરે. ૪.
કાળો તે કમખો કસગસેરે, ટીલડી તપે તે લલાટેરે;
નીલાં તે અંબર ઓઢ્યાંરે, મુક્તાફળનો હારરે. ૫.
કમાડ ઉઘાડો ને કામનીરે, ચંદ્રવદની નારરે;
આણી વેળાએ કોણ આવિયુંરે, મધરાત અંધારીરે. ૬.
નંદના નંદન શું ચોર છોરે, આણી વેળાએ આવ્યારે;
ચક્ર ધારીરે હું રાધકારે, આડા બોલ શું બોલોરે. ૭.
મીઠી વાણીરે તમે પરહરોરે, વેણે શું પગ પાળોરે;
ચક્ર ધારીરે તું કુંભાર છોરે, બેઠા ચાકડા ફેરોરે. ૮.
પાત્ર ઉતારો જેથી પુન્ય થાયે, પર મંદિર શું હેરોરે,
મોરલી ધારીરે હું તો રાધકારે. વૃંદાવનમાં મેં વાહ્યોરે. ૯.
જળ પવન સ્થળ સ્થંભીને, નાગ નાથ્યો મેં કાળીરે;
મોરલી ધારીરે શું છો ગારૂડીરે, કાળા કાળીંદ્રી ખેલાવોરે. ૧૦.
હિએ તે વનચર સંચરોરે, રાતે શીદને આવોરે;
જોગેશ્વર હોય તેતો વન વસેરે, નવ બીજાનો સંગરે ૧૧.
સ્ત્રી માતા ગણેરે, જેને હરિજી રંગેરે;
નરસિંહરૂપે હું તો રાધકારે, મારો ભગત મેં રાખ્યોરે. ૧૨.
હરણાકંસને હાથે હણી, પ્રહ્લાદ ઉગાર્યોરે,
તેવારે સ્વામીજી તમે પાપીઆરે, દીઠડે લાંચ્છન લાગેરે. ૧૩.
કાળાની સંઘાતે કાળાં થઇયેરે, તેનો ભરમ ન ભાંગેરે;
શંખ ધારીરે હું તો રાધિકારે. ચારે વેદ હું જાણુંરે. ૧૪
તેત્રીસ ક્રોડ હુંને ઓળખેરે, રાજા ભય આણેરે;
શંખ ધારીરે શંકાય શિવ છોરે, બેઠા ભભૂત ચડાવોરે. ૧૫.
ભગવા વસ્ત્ર પહેરા કરી, આંહી શીદને આવ્યારે;
વામનરૂપે હું તો રાધિકારે, બળી પાતાળે ચાંપ્યોરે. ૬.
ઇંદ્રને ઇંદ્રાસન આપીને, ધ્રુવ અવિચળ સ્થાપ્યોરે;
વામનરૂપે શું કરૂપ છોરે, જેને દીઠડે લાજુંરે. ૧૭.
જાઓ જાઓને પાછા વળીરે, કમાડ નહીંરે ઉઘાડુંરે;
ગદા ધારીરે હું તો રાધિકારે, મોટા પરવત તોડ્યારે. ૧૮.

બ્રહ્મા સરીખા મેં તો ભોળવ્યારે, ઇંદ્રિ કર જોડ્યારે;
ગદા ધારીરે શું કાંય ભીમ છો, જેથી કૌરવ ભાગેરે. ૧૯.
રણસંગ્રામે સ્વામી સંચરોરે, આહીં નહીં આજ છાજેરે;
ગિરિવર ધારીરે હું તો રાધિકારે, પાંચ અંબર ગાજેરે. ૨૦.
ત્રણભુવનમાં જેની ગર્જનારે, ભૂતાવળ ભાગેરે;
ગિરિવર ધારીરે શું હનુમાન છોરે, મોટા પરવત તોળ્યારે. ૨૧.
પાજ બાંધીને ઉતર્યારે, લંકા માહીં સધાવ્યારે;
રામ રૂપેરે હું તો રાધિકારે, રાવણ રણ રોળ્યોરે. ૨૨.
વિભિષણને રાજ આપીને, કુંભકરણને ચોળ્યોરે;
તેવારે સ્વામીજીરે તમે પાપીઆરે, દીઠડે લાંચ્છન લાગેરે. ૨૩.
સિંહાલંકીરે જાણી કરી, નખ શાને વધાર્યોરે;
પદ્મ ધારીરે હું તો રાધિકારે, પદ્મ ત્રણ હું જાણું રે. ૨૪.
સંપત દીપક નવ ખંડમાંરે, પદ્મ ધારી છે રામરે;
સોળે શણગાર પૂરા થયારે, નથી ઉત્તરનો ઠામરે. ૨૫.
કમાડ ઉઘાડ્યાં કામનીરે, દીઠા દેવ મુરારિરે;
અઢળક બોલ હું તો બોલી છું, તેતો મેલજો વિસારીરે ૨૬.
ભવોભવનારે ભરથાર છોરે, હું જ દાસી તમારીરે;
ગાય શીખે સાંભળેરે, તેને શરણ તમારીરે. ૨૭.

---

## રાજા દશરથની ગરબી.

ઉત્તર દક્ષિણ અયોધ્યા વખાણુંમાં જો, રાજા દશરથ કેરાં રાજજો;
ગરબી ગાઇયે તે રૂડા રામની જો. ૧.
રાજા દશરથની બે રાણિયો જો, તેનાં કૈકૈ ને કૌશલ્યા નામજો—
ગરબી. ૨.
રાય તેણે સમે દુઃખી થયા જો, એના અંગુઠામાં અતિ ઘણું
દુઃખ જો—ગરબી. ૩.
રાય અંગુઠો મુખમાં ઘાલી પોઢિયા જો. અંગુઠો ફૂટો છે
મધરાતજો—ગરબી. ૪.

હાથે કંકણ ચૂડી ખળકતાંરે, કાંડે પોંચી સોહ્યેરે;
કાંણી કડલાંને છત્રીંટિયારે, પાયે નેપુર ઠમકેરે. ૪.
કાળો તે કમખો કસમસેરે, ટીલડી તપે તે લલાટેરે;
નીલાં તે અંબર ઓઢયાંરે, મુક્તાફળનો હારરે. ૫.
કમાડ ઉઘાડો ને કામનીરે, ચંદ્રવદની નારરે;
આણી વેળાએ કોણ આવિયુંરે, મધરાત અંધારીરે. ૬.
નંદના નંદન શું ચોર છોરે, આણી વેળાએ આવ્યારે;
ચક્ર ધારીરે હું રાધકારે, આડા બોલ શું બોલોરે. ૭.
મીઠી વાણીરે તમે પરહરોરે, વેણું શું પગ પાળોરે;
ચક્ર ધારીરે તું કુંભાર છોરે, બેઠા ચાકજ ફેરોરે. ૮.
પાત્ર ઉતારો જેથી પુન્ય થાયે, પર મંદિર શું હેરોરે,
મોરલી ધારીરે હું તો રાધકારે, વૃંદાવનમાં મેં વાહ્યોરે. ૯.
જળ પવન સ્થળ સ્થંભીને, નાગ નાથ્યો મેં કાળીરે;
મોરલી ધારીરે શું છો ગારૂડીરે, કાળા કાળીંદ્રી ખેલાવોરે. ૧૦.
દિએ તે વનચર સંચરોરે, રાતે શીદને આવોરે;
જોગેશ્વર હોય તેતો વન વસેરે, નવ બીજાનો સંગરે ૧૧.
સ્ત્રી માતા ગણેરે, જેને હરિજી રંગેરે;
નરસિંહરૂપે હુંતો રાધકારે, મારો ભગત મેં રાખ્યોરે. ૧૨.
હરણાકંસને હાથે હણી, પ્રહ્લાદ ઉગાર્યોરે,
તેવારે સ્વામીજી તમે પાપીઆરે, દીઠડે લાંચ્છન લાગેરે. ૧૩.
કાળાની સંઘાતે કાળાં થઇયેરે, તેનો ભરમ ન ભાંગેરે;
શંખ ધારીરે હુંતો રાધિકારે. ચારે વેદ હું જાણુંરે. ૧૪
તેત્રીસ ક્રોડ હુંને ઓળખેરે, રાજા ભય આણેરે;
શંખ ધારીરે શંકાય શિવ છોરે, બેઠા ભભૂત ચડાવોરે. ૧૫.
ભગવા વસ્ત્ર પહેરી કરી, આંહી શીદને આવ્યારે;
વામનરૂપે હુંતો રાધિકારે, બળી પાતાળે ચાંપ્યોરે. ૬.
ઇંદ્રને ઇંદ્રાસન આપીને, ધ્રુવ અવિચળ સ્થાપ્યોરે;
વામનરૂપે શું કરૂપ છોરે, જેને દીઠડે લાજુંરે. ૧૭.
જાઓ જાઓને પાછા વળીરે, કમાડ નહીંરે ઉઘાડુંરે;
ગદા ધારીરે હુંતો રાધિકારે, મોટા પરવત તોડ્યારે. ૧૮.

બ્રહ્મા સરીખા મેં તો ભોળવ્યારે, ઇંદ્રિ કર જોડ્યારે;
ગદા ધારીરે શું કાંય ભીમ છો, જેથી કૌરવ ભાગેરે. ૧૯.
રણસંગ્રામે સ્વામી સંચરોરે, આહીં નહીં આજ છાજેરે;
ગિરિવર ધારીરે હું તો રાધિકારે, પાંચ અંબર ગાજેરે. ૨૦.
ત્રણભુવનમાં જેની ગર્જનારે, ભૂતાવળ ભાગેરે;
ગિરિવર ધારીરે શું હનુમાન છોરે, મોટા પરવત તોળ્યારે. ૨૧.
પાજ બાંધીને ઉતર્યારે, લંકા માહીં સધાવ્યારે;
રામ રૂપેરે હું તો રાધિકારે, રાવણ રણ રોળ્યોરે. ૨૨.
વિભિષણને રાજ આપીને, કુંભકરણને ચોળ્યોરે;
તેવારે સ્વામીજીરે તમે પાપીઆરે, દીઠડે લાંચ્છન લાગેરે. ૨૩.
સિંહાલંકીરે જાણી કરી, નખ શાને વધાર્યોરે;
પદ્મ ધારીરે હું તો રાધિકારે, પદ્મ ત્રણ હું જાણું રે. ૨૪.
સંપત દીપક નવ ખંડમાંરે, પદ્મ ધારી છે રામરે;
સોળે શણગાર પૂરા થયારે, નથી ઉત્તરનો ઠામરે. ૨૫.
કમાડ ઉઘાડ્યાં કામનીરે, દીઠા દેવ મુરારિરે;
અઢળક બોલ હું તો બોલી છું, તેતો મેલજો વિસારીરે ૨૬.
ભવોભવનારે ભરથાર છોરે, હું જ દાસી તમારીરે;
ગાય શીખે સાંભળેરે, તેને શરણ તમારીરે. ૨૭.

---

## રાજા દશરથની ગરણી.

ઉત્તર દક્ષિણ અયોધ્યા વખાણુમાં જો, રાજા દશરથ કેરાં રાજજો;
ગરણી ગાઇયે તે રૂડા રામની જો. ૧.
રાજા દશરથની બે રાણિયો જો, તેનાં કૈકૈ ને કૌશલ્યા નામજો—
ગરણી. ૨.
રાય તેણે સમે દુઃખી થયા જો, એના અંગુઠામાં અતિ ઘણું
દુઃખ જો—ગરણી. ૩.
રાય અંગુઠો મુખમાં ઘાલી પોઢિયા જો. અંગુઠો ફૂટો છે
મધરાતજો—ગરણી. ૪.

રાણી કૌશલ્યા કરાવવા ઉઠ્યાં કોગળો જો, ત્યારે કૈકૈ બેઠાં એને
ઠામજો—ગરબી. ૫.
રાય આળસ મરડીને બેઠા થયા જો, ગોરી જે માગો તે આપું જો—
ગરબી. ૬.
માગું ભર્ત શત્રુઘ્ન રાજ ભોગવે જો, રામ લક્ષ્મણને વનવાસજો—
ગરબી. ૭.
રાય તેણે સમે ધરણી ઢળ્યા જો, ગોરી એ શું માગ્યું વરદાન જો—
ગરબી. ૮.
લાવો કાગળ ને કરૂં બે આંકડાજો; કાગળ બાંધો દરવાજા બારજો—
ગરબી. ૯.
કાગળ રામે ને લક્ષ્મણે વાંચિયોજો, વાંચી જોયો સીતાજી નારજો—
ગરબી. ૧૦
હાટે રૂવે તે હાટવાણિયા જો, ચોરે રૂવે તે ચારણ ભાટજો—
ગરબી. ૧૧
ઘોડાં રૂવે તે ઘોડારમાં જો, હાથી રૂવે તે થાનો થાન જો- ગરબી. ૧૨.
રાજા દશરથ રૂવે તે દરબારમાં જો, રાણી કૌશલ્યા રૂવે તે એને
મ્હોલે જો—ગરબી. ૧૩.

---

# તુલસીદાસકૃત.

## દોહરા.

તુલસી ઓ દિન યાદ કર, ઉપર પાંવ તલૈ શીશ;
મૃત્યુ લોકમેં આયકે, બિસર ગયે જગદીશ. ૧.
તુલસી દાતા રામ હે, જો મન રખ્ખે ધીર;
પીછે નિપજે ગર્ભમેં, આગેં નિપજે ખીર. ૨.
તુલસી રસના તો ભલી, રટ્યા ચહિયે રામ;
નહિતો કાટ નિકાસિયે, મુખમેં ભલો ન ચામ. ૩.

તુલસી ગરીબ ન છેડિયે, બુરી ગરીબકી હાય;
મુવે ઢોરકે ચામસેં, લોહા ભસ્મ હો જાય. ૪.
તુલસી વો ચતુરાઇ ખરી, રામ ચરન તદ્લીન;
પર મન પર ધન હરનમેં, ગુનિકા પરમ પ્રવીન. ૫.
તુલસી અયોધ્યાપતિ ભજો, જુવો ન દૂજી કોર;
રામ વદન પૂરન શશી, કર નિજ નેન ચકોર. ૬.
તુલસી વાર ન કીજિયે, ભજી લીજે રઘુવીર;
તન ભાથા સેં જાત હૈ, શ્વાસરૂપી જે તીર. ૭.
તુલસી મીઠે બચનસેં, સુખ ઉપજે ચહું ઓર;
વસીકરન વે મંત્ર હે, પરહર બચન કઠોર. ૮.
તુલસી રામ ન જાણીને, રામ જણાવે જેહ;
પ્રીછે રામને રામજન, અવર ન પ્રીછે એહ. ૯.
તુલસી તરૂ ફૂલે ફલે, સમય પામતાં જેમ;
પ્રગટે સરલ સ્વભાવથી, ગુણ દોષ પણ તેમ. ૧૦.
તુલસી જીનકે મુખસેં, ભૂલે નિકસેં રામ;
ઉસકે પાઉંકે જુતિયાં, મેરે તનકે ચામ. ૧૧.
તુલસી છોટે નરહિંસે, બને ન મોટે કામ;
મઢત નગારા નાં બને, સો ચુવાકે ચામ. ૧૨
તુલસી ખોટે દરસકોં, રઘુપતિ રાખત માન;
જ્યોં મૂરખ પુરોહતહીં, દિયે દાન યજમાન. ૧૩.
તુલસી મમતા રામસોં, સમતા સબ સંસાર;
રામ ન રોષ ન દોષ દુઃખ, સદા હરહીં ભવ ભાર. ૧૪.
તુલસી તબ મેં જાનિયો, હરિ હય ગરીબ નિવાજ;
મુક્તાફલ મોંઘે કિયે, સોંઘે કિયે અનાજ. ૧૫.
તુલસી રેખા કરમકી, મેટ સકત નહીં રામ;
મેટે તો કછુ દેર નહીં, સમઝ કિયો હે કામ. ૧૬.
તુલસી જગમેં આયકે, કર લીજે દો કામ;
દેવેકું ટુકડા ભલા, લેવેકોં હરિ નામ. ૧૭.
તુલસી પંખિનકે પિયે, સરિતા ઘટે ન નીર;
ધરમ કિયે ધન ના ઘટે, સ્હાય હોય રઘુવીર. ૧૮.

તુલસી એ સંસારમેં, પાંચ રતન હે સાર;
સાધ[૧] મિલન અરૂ હરિભજન[૨], દયા[૩] દાન[૪] ઉપકાર[૫]. ૧૯.
તુલસી છલ બલ છાંડકેં, કીજેં રામ સનેહ;
અંતર કહા ભરથારમોં, જીન દેખી સબ દેહ. ૨૦.
તુલસી જહાં વિવેક નહીં, તહાં ન કીજેં વાસ;
સેત મેત સબ એકમેં, કરીર કપુર કપાસ. ૨૧.
તુલસી તલબ ન છોડિયે, નિશ્ચલ લીજેં નામ;
મુનુષ્ય મજુરી દેત હય, કયોંહિં રખેગો રામ. ૨૨.
તુલસી યહી સંસારમેં, ભાંત ભાંતકે લોગ;
સબસેં હિલ મિલ ચાલિયે, નદી નાવ સંજોગ. ૨૩.
તુલસી સીતારામકોં, રોઝ ભજો કે ખીજ;
ઉલટા સુલટા વાવિયે, જ્યું ખેતરમેં બીજ. ૨૪.
તુલસી પૂર્વકે પાપસેં, હરિ ચરચા ન સુહાય;
જેસેં તાપકે જોરસેં, ભોજનકી રૂચિ જાય. ૨૫.
તુલસી કહે યહિ જગતમેં, સબસેં મિલિયે ધાય;
કયા જાનો કિસ ભેશસેં, રામચંદ્ર મિલ જાય. ૨૬.
તુલસી કહે મેં પારખુ, પરખ્યા રામ રતન;
જપ તપ તીરથ કાચમણિ, ત્યાં નહિ માન્યું મન. ૨૭.
તુલસી તુલસીકો કહે, તુલસી બનકા ઘાસ;
કૃપા ભઇ રઘુનાથકી, હો ગયે તુલસીદાસ. ૨૮.
એક ઘડી આધી ઘડી, આધીમેં પુનિ આધ;
તુલસી સંગત સંતકી, કટે કોટિ અપરાધ. ૨૯.
દયા ધરમકો મૂલ હે, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડિયે, જબલગ ઘટમેં પ્રાન. ૩૦.
જહાં રામ તહાં કામ નહીં, કામ તહાં નહીં રામ;
તુલસી હોએ નહિ કદી, રવિ રજની એક ઠામ. ૩૧.
એ ચતુરાઇ ચૂલે પડો, જમડા ખાઓ જ્ઞાન;
તુલસી પ્રેમ ન હામ પદ, સકલ સમૂલી હાણ. ૩૨.
જાણી રામ રામજ રટો, ભજો રામ તજી કામ;
તુલસી રામ અજાણનર, કયમ પામે પર ધામ. ૩૩.

નિરમલ એજ ઉપાસના, પરા ભક્તિની રીત;
તુલસી એ પથ પદ ધરે, રહે રામ પદ પ્રીત. ૩૪.
શોભિતા જલ કમલથી, સરવર ભલે અનેક;
તુલસી મૂકે ન માનસર, હંસ તજી નિજ ટેક. ૩૫.
સમર રામ ભજ રામ પદ, નિરખ રામ સુણ રામ;
તુલસી ચિતવન રામસેં, નિશિદિન તુજ એ કામ. ૩૬.
તન તપાવી પિંજર કરે, ધરે રજની દિન ધ્યાન;
તુલસી મટે ન વાસના, વિના વિચારે જ્ઞાન. ૩૭.
સુખ દુઃખ કારન્ મૂલ છે, વાણી ઉર વિચાર;
તુલસી તે સમજાય સહુ, સંત દયાથી સાર. ૩૮.
સુણ્યા શીખ્યાથી શું થશે, સમજ્યાથી ભલી રીત;
તુલસી જ્યાં લગી નહીં થશે, સુખદ રામ પદ પ્રીત. ૩૯.
કોટિ સાધન સાધતાં, અંતર મેલ ન જાય;
તુલસી જ્યાં લગી ગુણ સહિત, કરમ નષ્ટ નવ થાય. ૪૦.
પન ઘટ બેઠે પન ઘટે, પન ઘટ જાકો નામ;
તુલસી પનઘટ ન બેસિયે, જાં પનિહારીકો ઠામ. ૪૧.
જ્ઞાન ગરીબી ગુરૂ ધરમ, નમ્ર વચન નિરદોષ;
તુલસી કદી ન છાંડિયે, શીલ સત્ય સંતોષ. ૪૨.
સ્વારથ સીતારામ હે, પરમારથ સિય રામ;
તુલસી તેરા દૂસરે, દ્વાર કહાહે કાંમ. ૪૩.
સી, કહોં તે સુખ ઉપજે, તા, કહતેં તમ નાશ;
તુલસી સીતા જો કહત, રામ ન છાંડત પાસ. ૪૪.
પ્રીતિ રામ પદ નીતિ પંથ, ચલે રાગ રસ જીત;
તુલસી સંતન કે મતે, યેહી ભગતકી રીત. ૪૫.
યથા લાભ સંતોષ સુખ, રઘુવર ચરન સનેહ;
તુલસી જ્યોં મતિ મૂઢસોં, જસ કાનન તસ ગેહ. ૪૬.
બાધક સબ સબકે ભયે, સાધક ભયે ન કોય;
તુલસી રામકૃપાલ તેં, ભલી હોય સો હોય. ૪૭.
છબી બની હે આજકી, ભલે બિરાજો નાથ;
તુલસી મસ્તક તબ નમે, ધનુષ બાન લ્યો હાથ. ૪૮.

કિત મુરલી કિત ચંદ્રિકા, કિત ગોપિયનકો સાથ;
તુલસી જનકે કારને, (શ્રી) કૃષ્ણ ભયે રઘુનાથ. ૪૯.
રામ રામ કહેતે રહો, ધરી રહો મન ધીર;
તુલસી કારજ સારહી, કૃપા સિંધુ રઘુવીર. ૫૦.
પારસ મન અરૂ કામદુગ, કલ્પ તરૂકી વાડ;
તુલસી હરિકે ભજન બિન, તાતેં ભલો ઉઝાડ. ૫૧.
ગંગા યમુના સરસ્વતી, સાત સમુદ્ર ભરપૂર;
તુલસી ચાતક કે મને, બિન સ્વાતિ સબ ધૂર. ૫૨.
કાહુ કે ધન ધામ હે, કહુ કે પરિવાર;
તુલસી એસેં દીનકો, સીતારામ આધાર. ૫૩.
સબ દેખે પરખે લખે, બહુત કહે કહિં હોય;
તુલસી સીતારામ બિન, અપના નાંહીં કોય. ૫૪
રાધે રાધે રટત હે, આક ટાંક અરૂ કેર;
તુલસી યા બ્રજ ભૂમિમેં, કહા રામ સોં વેર. ૫૫.
રામ નામ મનિ દીપ ધરો, જીહ દેહરી દ્વાર;
તુલસી ભીતર બાહરે, જો ચાહત ઉજિયાર. ૫૬.
ચિત્રકોટકે ઘાટ પર, ભઇ સંતનકી ભીર;
તુલસીદાસ ચંદન ઘસે, તિલક કરે રઘુવીર. ૫૭.
અન હોની પ્રભુ કર સકે, હોન હાર મિટ જાય;
તુલસી ઇન સંસારમેં, પ્રભુ ભજન સુખ દાય. ૫૮.
બની બનાઇ બન રહી, અબ બનનેકી નાંય;
તુલસી એસા જાનકે, મગન રહો બનમાંય. ૫૯.
માયાસેં માયા મિલે, કરકેં લંબે હાથ;
તુલસીદાસ ગરીબકી, કોય ન પૂછત બાત. ૬૦.
જીવ જીવ કે આસરે, જીવ કરત હે રાજ;
તુલસી રઘુવર આસરે, ક્યોં બિગરે ગો કાજ. ૬૧.
અરબ ખરબકો ધન મિલે, ઉદય અસ્ત કોં રાજ;
તુલસી હરિકે ભજન બિન, સબહી નરકકો સાજ. ૬૨.
ચતુરાઇ ચૂલે પરો, ધિક પરો આચાર;
તુલસી ભગવદ્ ભક્તિ વિણ, ચારો વર્ણ ચમાર. ૬૩.

હોઠ કંઠ હાલે નહીં, સેજેં સુમરન હોય;
કહે તુલસી લાપલકકું, કલંપ ન પહોંચે કોય. ૬૪.
કૃષ્ણ કૃષ્ણ સબહીં કહે, અયોધ્યા કે સબ કોય;
તુલસી બ્રજસેં આયકેં, કયા રામસેં બૈર હોય. ૬૫.
સબ સોનાકા નગર બન્યા, પારસમણિકી પોળ;
તુલસી હરિકી ભક્તિ બિન, જમરા કરે ધમરોળ. ૬૬.
રામ નામકો આળસી, ભોજનકોં હુશિયાર;
તુલસી એસેં નરનકોં, બાર બાર ધિક્કાર. ૬૭.
હરિ ભજયો હક બોલવો, દોનો બાત અવલ;
તુલસી વાકા રહત હે, આઠોં પહર અમલ. ૬૮.
ઢોર ઘડંતાં મનુષ ઘડયો, ભૂલ્યો સીંગને પુંછ;
તુલસી હરિકી ભક્તિ બિન, ધિક્ ડાઢી ધિક્ મુછ. ૬૯.
અરબ ખરબ સે દ્રવ હય, ઉદય અસ્તસેં રાજ;
તુલસી એક દિન મરન હય, આવે કોને કાજ. ૭૦.
નમો નમો પ્રભુરામશ્રી, પરમાત્મા પર ધામ;
થાય સિદ્ધિ જે સમરતાં, તુલસી જન મનકામ. ૭૧.
અન્ન, વસ્ત્ર, સુત, નારી સુખ, પાપી ઘર પણ હોય;
સંત સમાગમ રામ ધન, તુલસી દુર્લભ સોય. ૭૨.
રામ કૃપાથી હોય સુખ, કૃપા વિના તે જાય;
તોપણ રઘુવર ભજનથી, તુલસી ગાઢ અલસાય. ૭૩.
શૂર જેમ રણજીતીને, ફરી આવે નિજ ગેહ;
તેવી લહો ગતિ સંતની, તુલસી રામ સનેહ. ૭૪.
આવે છે જે જહાંથકી, જાય ત્યાંહિ તે સોય;
ગુરુદેવ વિણ કેમ કરી, તુલસી જાણે કોય. ૭૫.
રાવણ રાવણથી મુવો, દોષ રામ નવ હોય;
હિત અનહિત આપજથકી, તુલસી જો જન જોય. ૭૬.
વેદ વદે આ વિશ્વમાં, રામથી અલગ ન આન;
તે આધારે જગ નિર ભયે, તુલસી પરમ પ્રમાણ.
કરણી તોતો કરમ છે, ભુક્તા જેહુ નિદાન;
કરતા તો કરનાર છે, તુલસી સત્ય પ્રમાણ.

સરસ નરસ નિજ કરમનું, ફળ ન ગણે જે કાળ;
તવ જાનો જન મનવિષે, તુલસી ઊંધી વિશાળ. ૭૯.
રામ રામ સહુકો કહે, ઠગ ઠાકોર અરૂ ચોર;
બિના પ્રેમ રીઝે નહીં, તુલસી નંદ કિશોર. ૮૦.
રામ ભરોસો રામ બલ, રામ નામ વિશ્વાસ;
સુમરે નામ મંગળ કુશળ, માંગત તુલસીદાસ. ૮૧.
જ્યોં કામીકે ચિત્તમેં, ચઢી રહત નિત કામ;
એસે હો કબ લાગી હો, તુલસી કે મન રામ. ૮૨.
રામ બામ દિશિ જાનકી, લખત દાહિને ઓર;
જ્ઞાન સકલ કલ્યાન મય, સુર તરૂ તુલસી નોર. ૮૩.
સત્ય બચન પ્રભુ દીનતા, પર સ્ત્રી માત સમાન;
એતો કરે હરિ નાં મિલે, તુલસીદાસ જમાન. ૮૪.
રામ રામ રટવું રૂડું, જેથી હાનિ ન હોય;
બચપણથી તરી જાણતાં, તુલસી ન બૂડે કોય. ૮૫.
રામ નામ આરાધવો, વૃથા કદી નવ જાય;
લડકાઇકો પરહરો, તુલસી હોત સહાય, ૮૬.
મોર મુકુટ નીચે ધરો, કિટ મુકુટ ધરો શીશ;
ધનુષ બાણ હસ્તક ધરો, તુલસી નામે શીશ. ૮૭.

---

## દેવાસાહેબ કૃત.

### દોહરા. ( રામ નામના મહિમા વિષે. )

રામ કહે સુખ ઉપજે, રામ કહે દુઃખ જાય;
મુકિત કે દાતા હે, નહિ કો અન ઉપાય. ૧.
સકલ તત્ત્વકો તત્ત્વ એ, સકલ સારકો સાર;
સો હરિ નામ રતન હે, જપે જોગ નિરધાર. ૨.
દીર્ઘ રોગ સંસાર હે, મિટે ન આન ઉપાય;
રામ નામકે લેતહીં, સહજ શાન્તિ હો જાય. ૩.

જિન યહ દીની સંપદા, જિન યહ દીને ભોગ;
જિન યહ દીનો માનખો, સો પ્રભુ ધ્યાવત જોગ. ૪.
હરિકે નામ ઉચ્ચારતેં, નાસે બિઘ્ન અનેક;
સો કબહુ નહિ છાંડિયે, રામ નામકી ટેક. ૫.
ભૂત પ્રેત ભાગેં સબેં, પાવત ભયસો અપાર;
નિત જમદૂત ના આવહીં, જાં હરિ કથા ઉચ્ચાર. ૬.
કલિમેં એક વિશેષ હૈ, રૂદે સુમરે હરિ નામ;
સોહી લહે નિજ તત્ત્વકોં, વિષ્નુ કહ્યો જે ધામ. ૭.
કોટિ જન્મ ઇન જંતકે, પાપ રૂપી જે પહાર;
સોઇ જરે એક પલકમેં, હરિ મુખ નામ ઉચ્ચાર. ૮.
જ્યોં સાગરકે મધ્યમેં, સરિતા સકલ સમાય;
ત્યોંહિ રામકે ભજનમેં, ઓર ભજન સબ આય. ૯.
કેતે પંડિત પારખુ, કેતે ચતુર સુજાણ;
પ્રીત નહીં હરિ નામસેં, સોહી મૃતક સમાન. ૧૦.
રામનામ જો ચિંતવે, તાતેં જમકો ન ત્રાસ;
ભજિયે નિત ભગવંતકો, રૂદય રાખી વિશ્વાસ. ૧૧.
નામ હિ ચંદ્ર ચકોર જન, રટહીં સુરત લગાય;
સો જગ અંગ દાઝે નહીં, પરમ સુધારસ પાય. ૧૨.
જિન ઓખી પરેં જીવકોં, તહાં ભજે ભગવાંત,
તહાં તહાં હરિ રાખહીં, જાની અપનો સંત. ૧૩.
ભવતેં છૂટેં ચ્હાય જે, સો મુખ જપે મુરાર;
જનની કેરે ઉદરમેં, સો ન ધરેં અવતાર. ૧૪.
માયા કે બહુ મત્ત હેં, પંથનકો નહીં પાર;
જહાં હરિ નામ ન બોલહીં, સોહેં સકલ અસાર. ૧૫.
બ્રાહ્મણ ગોત્રિય બાલ જે, હત્યાદિક જે પાપ;
તિનતેં પાવન હોત હૈં, રામ નામકે જાપ. ૧૬.
કીટ પતંગ પાવે ગતિ, રામ નામ સુની કાન;
દેવા હરિ હરિ જે કહે, તરહીં સકલ જહાન. ૧૭.
ભૂમિ ગઉ ગજ વસ્ત્ર જે, કાંચન કરહીં દાન;
યેહિ સકલ મિલિ નાં તુલે, હરિકે નામ સમાન. ૧૮.

યાકો ચિત્ત ચિંતન કિયે, હોઇ મંગલ રૂપ;
મ્હા મંગલ હરિ નામ હે, સબ મંગલકો ભૂપ. ૧૯.
રામ રામ સબ રામ હૈં, રામહીં રામ અપાર;
જન દેવા હર નિશ્ચ જપૈં, જીવન પ્રાણાધાર. ૨૦.

---

## વૈરાગ અંગ, દોહરા.

પુષ્પ સેજપર પોઢતે, કરતે અમૃત અહાર;
મ્હા જોધે યા ભૂમિપર, સોભી મિલ ગએ છાર. ૧.
જામા પહિરત જરકસી, રતન જવેરહીં લાલ;
મહા મનોહર સુરતી, અંત ખાએ સબ કાલ. ૨.
જોગહીં સાધત જોગીઆ, જીવત વર્ષહી લાખ;
સોભી સ્થિર કછુ નાં રહ્યા, અંત હોઇ ગએ રાખ. ૩.
પ્રિય વ્રતસેં ભૂપ જે, ચક્રવર્તી રાજાન;
આવે મુઠી બાંધકે, ગયે પસારી પાન. ૪.
અસંખ્ય સેના ચાલતી, જાકે આગેં આય;
સોહિ દલ યા ભૂમિપરી, કેતે ગએ સમાય. ૫.
દુર્યોધનસેં ભૂપતિ, અહંકારી બલવાન;
એસે એસે ચલ ગએ, (તો) કોન બિચારા આન. ૬.
બેઠ વિમાને ચાલતે, જો કહિયે સુરરાજ;
સોભી કાલ ન છાંડહીં, જયોં તીતરપર બાજ. ૭.
કરણસેં દાની ચલ ગએ, કેસેં બલિયા શૂર;
સો આદિ ધરનીપરે, હોઇ ગયે ચકચુર. ૮
બહુ મદમાતે માનસોં, રાતે તેજ અપાર;
ચંપકલી તુલ વર્ણજે, સોભી અંત અસાર. ૯.
રાવન સરખે ચલ ગયે, મંદર ખાલી કીન;
લંકા જેસી સંપદા, પલમેં હો ગઇ છીન. ૧૦.
ચાર ઘરીમેં સબ ચલ ગયે, યાદવ જેસેં જોધ;
તિન માન્યો નહીં કાલવશ, કૃષ્ણ મુખકો બોધ. ૧૧.

કમલ તેંહિ કોમલ અતિ, કાઞ્ચનસી છબી અંગ;
દેખી મદન મન લોભહીં, કીયેં કાલ સો ભંગ ૧૨.
પીતાંબર પટ પહિરતે, ચલતે હંસકી ચાલ;
ચુહા લેત મંજારીજ્યોં, અંતે યોહિ હવાલ. ૧૩.
જાકે આગેં રાગ રંગ, બજતે બિબિધ નિશાન;
સોભી ઉઠ ગયેં ધુંહુ જ્યોં, પરી નહીં પહિચાન ૧૪.
કછુ ન ભરોસા કીજિયે, છિનભંગુર શરીર;
એસો જાની હરિ ભજે, સોહી સંત સુધીર. ૧૫.
જૂઠી માયા જગતકી, સાચી ન એક લગાર;
દેખન માતર જાનીએ, જેસેં મૃગકો વાર. ૧૬.
શરીર પંચહીં ભૂતકો, ઇહુ કાગદકો કોટ;
કાલ ગલોલા આગલેં, કછુ ન ઝાલેં ચોટ. ૧૭.
મિથ્યા ઇનહી શરીરકોં, અંતે હોવે નાશ;
કાલ અગ્નિકી જ્વાલમેં, ક્યોં કરી બચે કપાસ. ૧૮.
તન અસ્થિર સો જાનીએ, એકો પલ થિર નાંહિ;
જ્યોંહિં ચપલતા તડિતકી, ચમકત રહે ઘનમાંય. ૧૯.
યાહી શરીરકે આશરે, મત કોઇ કર અહંકાર;
જ્યોં પાનીકા બુદબુદા, જાતે કેતિ બાર. ૨૦.
કાલ સો તેરે શિર ખડા, મત કર જાને દૂર;
આઇ અચાનક પરેંગા, કર ડારેગા ચૂર. ૨૧.
તિલકી તોલ બરાબરી, તેરા નહીં જગમાંહીં;
માયા દેખી ફૂલે જિન, ઇહુ તોકિ નકી નાહિ. ૨૨.
જગત પરપંચ જૂઠ સબ, એસો નિશ્ચે કીન;
અરસ પરસ મિલી સંતસોં, પ્રભુકોં ભજે પ્રવીન. ૨૩.
જો ઉગ્યા સો આથમે, જેસેં ચંદા સૂર;
જગત ચલ્યા સબ જાત હેં, જ્યોં પાનીકો પૂર. ૨૪.
જો ઉગ્યા સો આથમે, રૃદયે કરો વિચાર;
છૂટે બાન કમ્બાનતેં, તાકોં પરતે ન વાર. ૨૫.
ઇન ભૂમિકે ઉપરે, સદા ન જીવે કોય;
દેવા જે હરિહર ભજે, ચિરંજીવી સો હોય. ૨૬.

બુરા બુરાઇ નાં તજે, ભલા તજે ન ભલાઈ;
બુરા હારી જગ જાયગા, ભલા જીતી જગ જાય. ૨૭.
બુરા સો કબહુ ન કીજિયે, સબસેં કરો મિત્રાઇ;
રહી જાયગી જગતમેં, દોનો વાત સદાઇ. ૨૮.
યહ અવસર સબ જાત હેં, છિન છિન ઘટસો આય;
હરિ ભજનકી બેર અબ, બિલંબ ન કીજે કાંય. ૨૯.
કેતે કહે જે મ્હાબલી, સોભી મિલ ગએ ખેહ;
તાતેં ચાહી તનકો, મનિકો કરે સનેહ. ૩૦.
દેહકો નેહ ન કીજિયે, અંતે ન અપની હોય;
બડે બડે સિદ્ધ સાધકા, છોડ ચલે સબ કોય. ૩૧.
બાલાપન ખેલત ગયા, જોબન નારી સંગ;
બુઢાપનમેં હરિ ભજે, તોબી તાકો રંગ. ૩૨.
સબ જગ ચલતા દેખકેં, તુત હિ દેખ વિચાર;
આન જંજાલ હિ પરિહરો, સુમરો સરજનહાર. ૩૩.
અવર ભરોસા છાંડકેં, રાખો યહ પરતીત;
દેવા હરિ જન સેવીએ, યહી સંતનકી રીત. ૩૪.

---

## હરિભજન અંગ દોહરા.

હરિ ભજન પરતાપજો, મુખસોં કહ્યો ન જાય;
જાકે પૂરન ભાગ હેં, તાકો મિલે સો આય. ૧.
હરિભજન પરતાપસોં, પાવન હોત પતિત;
તાતેં છિન ન બિસારીયે, તરવેકી એ રીત. ૨,
હરિ ભજો મન હરખસોં, કીજે વિલંબ ન કાંય;
જોબનકે દિન જાત હૈ, જયોં તરૂવરકી છાંય. ૩.
હરિભજન અહર્નિશ કરો, ઇહ આનંદકો મૂલ;
એક પલકમેં સઘ મિટેં, કોટિ જનમકી ભૂલ. ૪.
જે જે હરિકો નિત ભજૈ, તિનકો સદા આનંદ;
તિનકોં ભય વ્યાપે નહીં, કટે કાલકો ફંદ. ૫.

કેતે પાપી તામસી, ચારિ ખાનકે જંત;
સુનિ ભજન તિન શ્રવનાં, ઓહી તરેં અનંત. ૬.
ભજન હરિકો કીજીએ, મનમેં ધરી આહ્લાદ;
જરત અગ્નિતેં રાખિયો, પ્રગટ ભક્ત પ્રહ્લાદ. ૭.
હરિકે ભજન પ્રતાપસોં, જ્ઞાન પ્રગટે મનમાંહિ;
તબહીં સકલમેં દેખિયે, હરિ બિન દૂજા નાંહિ. ૮.
સંત અસંતમેં અંતરા, દેખન માંહિ સમાન;
જબ બોલે તબ જાનિયે, તિનતેં પરે પ્રમાન. ૯.
સાકર જેસી ફિટકરી, એક રૂપ એક રંગ;
ફેર સ્વાદમેં જાનિયે, સમજી કીજેં સંગ. ૧૦.
આંબા તેસા અરક ફુલ, સ્વાદ ન તિનકો એક;
અસંત સંત ન નિપજે, દેખો કરી વિવેક. ૧૧.
વાંસ ન ચંદન હો સકે, ગાંઠ પરી મય જોર;
ચંદન તરૂકી ગંધતેં, ભયે ચંદન તરૂ ઓર. ૧૨.
દેવા યહિ મન જાનિયે, એસો કરી વિચાર;
સાગર મીઠા સંત જ્યોં, અસંત મૃતકો વાર. ૧૩.
કાઞ્ચન તેસી પીતલી, બહુત ફેર તા મૂલ;
એક બરન રંગ દેખકેં, કબહુ મ જાઇએ ભૂલ. ૧૪.
બગલા ઉજલા હંસ જ્યોં, ચલી સકે નહિ ચાલ;
બ્હેતો મછલી ખોજહીં, મોતી ચુગે મરાલ. ૧૫.
સિંહ સમોવડનાં કરે, જંબુક તથાહિ શ્વાન;
રંગ દેખી નહિ ભૂલીયે, ગુન દેખે ગુનવાન. ૧૬.
પારસકે પરતાપસોં, ધાતુ કાઞ્ચન હોત;
ત્યોં સાધુકે સંગતેં, સ્વસ્વરૂપ ઉદ્યોત. ૧૭.
ગુણકો ગ્રહણ સો કીજિયે, ત્યાગી સકલ વિકાર;
જીનતે ઉપજે મુક્ત સુખ, સોહી ભલો વિચાર. ૧૮.
ગૌકે સુખ ન પરસિયે, કામ દુગ્ધ સોં ભાઇ;
તરૂકે ન કાંટે દેખિયે, જો દેખો તો છાંય. ૧૯.
અપની કરણી દેખકે, પીછે દેખો ઓર;
તબ ખાલી ભાસે નહીં, હરિ વ્યાપક સબ ઠોર. ૨૦.

હરિ હરિ ભાવ સો કીજિયે, સકલ હિ દોષ નિવાર;
દેવા તિનહીં સંતકોં, આવે નહીં અવતાર. ૨૧.

---

# પ્રીતમ.

## દોહરા.

પ્રથમ નમું ગુરૂ દેવને, જેણે આપ્યું જ્ઞાન;
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, ટળ્યું દેહ અભિમાન. ૧.
નામ વિના કો નવ તરે, ભવસાગરની માંય;
વંદુ નિરંતર નામને, જ્યાં જ્યાં દેખું ત્યાંય. ૨.
તત્ત્વ સાર ત્રિલોકમાં, ગુરુ ગોવિંદ એક રૂપ;
આદિ અંત મધ્ય એક છે, હરિ ગુરુ સંત સ્વરૂપ. ૩.
છૂટ્યાનો ઉપાય કરે, તેમ તેમ જીવ બંધાય;
આપ બળે છૂટે નહીં, છોડે ત્રિભુવન રાય ૪.
સંત ગુરુનું વંદન કરૂં, માગું પ્રેમ પ્રસાદ;
દયા કરીને દીજિયે, હરિરસ અમૃત સાર. ૫.
વાણી શકે નહીં વર્ણવી, સદ્ગુરુ કેરૂં સ્વરૂપ;
બુદ્ધિ બળ પહોંચે નહીં, ઉપમા રહિત અનુપ. ૬.
ગુરુ મહિમા કો કહી શકે, શેષ પામે ન પાર;
કહે પ્રીતમ કૈસે કહું, વાણી રહિત વિચાર. ૭
જાત ન જોઇયે સંતની, સંત નિરંજન દેવ;
કહે પ્રીતમ શુદ્ધ ભાવથી, કીજે તાકી સેવ. ૮.
સુમરણ જોગા સંત છે, તર ગયે પતિત અનેક;
વધો ઘટો નહીં સંતદા, નામ એકકો એક. ૯.
આકાશે ધ્રુજી જપે, જપે પતાળે શેષ;
મૃતલોકમાં સંતદાસ, સુરી નર મુનિ મહેશ. ૧૦.

સજ આ મનકે સાધકે, બોધ નામક જુટ;
ચોરાશી ઝગડા મટે, કામ રહે શિર કૂટ. ૧૧.
કાયા કાળકોં પાસહે, સાર નામ હે દૂર;
બીલા હંસકો પાળહીં, હોય જ્ઞાન ભરપૂર. ૧૨.
એહી ત્રિગુણ ભક્તિમાં, મન ભૂલો ધર્મદાસ;
ઉનકો પણ નિરગુણ હૈ, જ્યાં જોગીકા વાસ. ૧૩.
નામ નિરંતર લીજિયે, મુકીયે માન ગુમાન;
કહે પ્રીતમ દુગ્ધા મટે, પ્રગટે નિરમળ જ્ઞાન. ૧૪.
અધર્મી અજામીલ પાતકી, અતિ મતિ મંદ ગુમાન;
કહે પ્રીતમ હરિ નામસેં, સહેજેં પામ્યા જ્ઞાન. ૨૫
ગુણિકા બહુ ગુણહીનથી, અવગુણકો ભંડાર;
કહે પ્રીતમ હરિ નામતેં, ઉતરી ગઇ ભવ પાર. ૧૬.
નામ બરાબર કછુ નહીં, તપ તીરથ વ્રત દાન;
કહે પ્રીતમ સાધન સબહીં, નહિ હરિ નામ સમાન. ૧૭,
રામ નામ જોગી જપે, તપે નહીં ભવ તાપ;
કહે પ્રીતમ મન જીતકેં, જપે અજપ્યા જાપ. ૧૮,
રામ નામ છે મહા અધિક, મહિમા અધિક અપાર;
કહે પ્રીતમ વિરલા લહેં, જાકેં તત્ત્વ વિચાર. ૧૯.
નામ ઉચ્ચારે જગપતિ, સંકટ ભાંગ્યાં ( બહુ ) વાર;
કહે પ્રીતમ એક પલકમાં, કાપ્યા સકલ વિકાર. ૨૦.
રામ નામ ચિંતામણિ, કલ્પતરૂ કામધેન;
કહે પ્રીતમ રટ પ્રેમસું, લાગ્યો રહે દિન રેન. ૨૧.
નામ નગારૂં ગડગડે, અનહદ આઠે પોહોર;
કહે પ્રીતમ દિલ નાં ડગે, રહે ઠોર કો ઠોર. ૨૨.
નામ ઉપર એક સાહેબ, સદગુરુ દેવો શાક્ષ;
કહે પ્રીતમ ધર્મદાસને, જતન કરીને રાખ. ૨૩.
સંતબાસી વૈકુંઠકે, ઉતરે અવનિ મોઝાર;
કહે પ્રીતમ પાવન કિયો, પાપ રૂપ સંસાર. ૨૪.
ગાય શીખે ને સાંભળે, ધરે નિરંતર ધ્યાન;
કહે પ્રીતમ નર નારમાં, નહીં કોઇ એહ સમાન. ૨૫.

